




# श्रीशंकराचार्यनां अष्टादशरत्नो

પૂજ્યપાદ મહાત્માશ્રી

## શ્રીમન્નથુરામશર્મા આચાર્યજી-પ્રણીત

भावार्थदीपिकानामनी ગુજરાતી टीकासहित ॥

——[ * ]——

પોતાના પરલોકગત પુત્ર જયેંદ્રપ્રસાદના તથા સુરેંદ્ર-
પ્રસાદના પુણ્યાર્થે પડતરભાવે આપવા પ્રકટ કરનાર

**સ્વ. ગણપતરામ નાનાભાઈ ભટ્ટ**

રાયપુર, હવેલીની પોળ, અમદાવાદ-(ગુજરાત)



દોહરો

સુખથી ભવજલ ઊતરવા, છે અહીં એક ઉપાય;
જ્ઞાન—બાષ્પનાવે ચઢો, પરતીરે લઈ જાય. ૧

તૃતીયાવૃત્તિ પ્રતિ ૧૧૦૦
શક ૧૮૬૯ સંવત્ ૨૦૦૩ ખ્રીસ્તાબ્દ ૧૯૪૭

પડતમૂલ્ય રૂ. ૩-૦-૦

" संसाराध्वनि तापभानुकिरणप्रोद्भूतदाहव्यथा-
खिन्नानां जलकांक्षया मरुभुवि भ्रान्त्या परिभ्राम्यताम् ।
अत्यासन्नसुधाम्बुधिं सुखकरं ब्रह्माद्वयं दर्शय-
त्येषा शङ्करभारती विजयते निर्वाणसन्दायिनी ॥ ५८० ॥"

श्रीविवेकचूडामणि ॥

સંસારરૂપ માર્ગમાં ત્રિવિધતાપરૂપ સૂર્યનાં કિરણોથી ઉપજેલા દાહની પીડાથી ખેદ પામેલા, અને જલની અભિલાષાવડે ભ્રાંતિથી વિષયરૂપ જલરહિત ભૂમિમાં પરિભ્રમણ કરનારને અત્યંત સમીપમાં સુખ કરનાર અદ્વૈતબ્રહ્મરૂપ અમૃતના સાગરને દેખાડતી પરમશાંતિ વા પરમાનંદ આપનારી આ શ્રીશંકરની વાણી સર્વથી શ્રેષ્ઠ છે.

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક- લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રકઃ પારેખ કેવળચંદ કાનજીભાઈ, ગોંડલ.



पूज्यपाद ब्रह्मनिष्ठ महाराजश्री श्री १०८

श्रीमन्नथुरामशर्मा–आचार्यजी

પ્રાકટ્ય સંવત્ ૧૯૧૪ આશ્વિનસુદિ ૪

સ્વરૂપાવસ્થાન સંવત્ ૧૯૮૭ના આશ્વિન વદિ ૧૧




# અર્પણ પત્રિકા

પરમકૃપાલુ બ્રહ્મીભૂત સદ્‌ગુરુ પરમાત્માશ્રી
શ્રીમન્નથુરામશર્માજીનાં પુનિત પાદપદ્મોમાં.

પ્રભો ! આપશ્રીની અગાધ કરુણાવડે મારા વ્યવહારપરમાર્થમાં મને બહુ લાભ થયો છે આપશ્રીના અમૃતમય ઉપદેશસામર્થ્યથી મારા કૌટુંબિક જીવનના વિકટ પ્રસંગોમાં પણ હું શાંતિ અને ધૃતિ આપશ્રીની કૃપાથી સેવી શક્યો છું હે શિવસ્વરૂપિન્ ! આ અશિવ સંસારમાં આપશ્રીનાં પરમકલ્યાણને ઉપદેશતાં વચનામૃતોજ મારે અવલંબનરૂપ છે.

શ્રીસૂર્યની પૂજા જેમ તેમનાજ તેજરૂપ દીપક ને કર્પૂરાદિની આરતિદ્વારા કરવામાં આવે છે, તેમ આપશ્રીની જનકલ્યાણસાધક આ કૃતિ પુસ્તકરૂપે છપાવીને આપશ્રીના સ્વરૂપનું હૃદયમાં ધ્યાન કરી, આપશ્રીના ચરણારવિંદમાં તેને અર્પી હું કૃતાર્થ થાઉં છું.

લિ૦ આપશ્રીનો ચરણરજ
ગણપતરામ નાનાભાઈ ભટ્ટ

श्रीशंकराचार्यनां अष्टाक्षरत्नोनी

# अनुक्रमणिका

॥ ॐ ॥

॥ ब्रह्मस्वरूपाय श्रीनाथसद्गुरवे नमः ॥

## પ્રકટકર્તાનું પોતાના સદ્ગુરુશ્રીપ્રત્યે શ્રદ્ધાંજલિપૂર્વક

# સમર્પણ તથા નિવેદન

મનુષ્યજન્મ એ પૂર્વજન્મજન્માંતરમાં કરેલાં પુણ્ય તથા પાપકર્મોનું ફલ હોવાથી તે કર્મોનું ફલ જે સુખદુઃખ તેનો અનુભવ પ્રત્યેક મનુષ્યને પોતાના જીવનમાં થાય છે. તે સુખદુઃખના ન્યૂનાધિકપણાનો આધાર બહુધા પુણ્યપાપના પ્રમાણમાં રહે છે, ને તે મનુષ્યને પ્રારબ્ધવશાત્ ભોગવવાનાં હોય છે.

આથી સહજ સમજાય એવું છે કે મનુષ્યે પોતાના જીવનમાં શુભકર્મો કરવાં અને અશુભકર્મોનો ત્યાગ કરવો. શુભકર્મોનું પાલન અને અશુભકર્મોનો ત્યાગ એ ધર્મનાં તત્ત્વો સમજી તેનું યથાર્થ પરિપાલન કરવાથીજ બની શકે, અને તેટલા માટે આપણા શાસ્ત્રકારોએ ધર્મને અગ્રસ્થાન આપેલું છે. **धर्मो रक्षति रक्षितः** ( રક્ષણ કરાયેલો-પાળેલો ધર્મ એ મનુષ્યનું રક્ષણ કરે છે ) માટે દરેક મનુષ્યે પોતાના જીવનપર્યંત ધર્મપરાયણ રહી પોતાનો સંસારવ્યવહાર શુદ્ધ રીતે ચલાવવો એ અગત્યનું છે. ધર્મવિમુખ થઈ સ્વચ્છંદી રીતે વર્તવાથી અનિષ્ટ પરિણામજ આવે, અને તેવું વર્તન પશુતુલ્ય ગણાય. જો મનુષ્ય પશુની પેઠે વર્તે તો પછી મનુષ્ય અને પશુમાં કંઈ ફરકજ ન ગણાય. શાસ્ત્રમાં કહેલ છે કે **धर्मेण हीनाः पशुभिः समानाः ॥** ધર્મરહિત મનુષ્યો પશુસમાન છે.

ધર્મ એ મનુષ્યને અવિવેક, ગર્વ ને વિષયલંપટતા આદિ અનેક દોષોથી રક્ષે છે, અને દુઃખમાં અસાધારણ આશ્વાસન આપી દુઃખના આઘાતથી બચાવે છે; એટલુંજ નહિ, પણ આ લોકમાં તનની, મનની અને અન્ય વ્યાવહારિક સ્થિતિની ઉન્નતિ પ્રાપ્ત કરવામાં, તેમજ પરલોકની સિદ્ધિમાં*ને મોક્ષપ્રાપ્તિમાં પણ તે પરમ ઉપયોગી સાધન છે.

પરંતુ પૂર્વનાં શુભ કર્મોના સંયોગવિના ધર્મવૃત્તિનો ઉદ્ભવ થવો અને તેને લગતાં સાધનો મળી આવવાં મુશ્કેલ છે. પૂર્વસંચિત શુભ કર્મોથીજ ધાર્મિક શુભેચ્છા ને તેને પોષનારાં સાધનોનો યોગ અનાયાસે તેવા સદ્ભાગી પુરુષોને મળે છે, અને હું માનું છું કે મને મારા પૂજ્યચરણ સદ્ગુરુ ભગવાન્ **શ્રીમન્મથુરામશર્મા**નો જે યોગ અનાયાસે પ્રાપ્ત થયો તે મારાં પૂર્વજન્મનાં કાંઈક શુભકર્મનું ફળ હોવું જોઈએ.

આશરે ૪૦-૪૨ વર્ષઉપર જ્યારે તેઓ પૂજ્યપાદશ્રી પ્રથમ પોરબંદર પધાર્યા અને શ્રીયુત્ કલ્યાણજી ચતુર્ભુજની વંડીમાં તેઓશ્રીએ મુકામ કર્યો હતો ત્યારે તે વખતના સ્ટેટના દફતરી રા. પરમાનંદદાસ રતનજીદ્વારા મને તેઓશ્રીના દર્શનનો પ્રથમ લાભ થયો. તેઓશ્રીસાથેના મારા દરરોજના સમાગમથી ને ધર્મચર્ચાથી મેં તેઓશ્રીને દીક્ષા આપવાની કૃપા કરવા વિનતિ કરતાં મારી તે વિનતિ તેઓશ્રીએ કૃપા કરી સ્વીકારી મને દીક્ષા આપી, અને પોતેશ્રી બીજાને પ્રથમ જેમ પ્રાવેશિક દીક્ષા આપતા તેવી રીતની પ્રાવેશિક દીક્ષાને બદલે પહેલેથીજ પ્રાથમિક દીક્ષા આપવાનું મને પોતે સ્વમુખે કહી મારો તે માટેનો ઉચ્ચ અધિકાર હોવાનું મને જણાવતાં મારું મન અતિ આનંદિત થાય એ સ્વાભાવિક છે, અને તેથી મારા ધર્મકાર્યમાં મને તેઓશ્રીનાં તે વચનોએ વધારે ઉત્તેજિત કર્યો.

આ પ્રમાણે મારો સંબંધ ઉત્તરોઉત્તર તેઓશ્રીસાથે વધતો ગયો અને તેઓશ્રીની કૃપાદૃષ્ટિ તથા અગાધ માયાળુપણાને પ્રતાપે તેઓશ્રીના વધારે નિકટના સંબંધમાં આવતાં તેઓશ્રીની અમીદૃષ્ટિનો તથા આશીર્વાદનો મને વખતો વખત સાક્ષાત્ અનુભવ થવા લાગ્યો. દીક્ષા લીધા પછી યોગ તથા વેદાંતાદિ વિષયોપરનાં તેઓશ્રીનાં વ્યાખ્યાનો સાંભળવાનો તેમજ યોગક્રિયાઓ તથા જપધ્યાનાદિના અનુષ્ઠાનનો તેઓશ્રીના સાંનિધ્યમાંથી મને ઉત્તરોઉત્તર લાભ મળ્યા કર્યો, વળી પોરબંદરમાં ભોજેશ્વર પ્લોટમાં સં. ૧૯૫૯–૬૦ માં મારા મકાનમાં જ્યારે તેઓશ્રીએ ચાતુર્માસ સ્થિતિ કરી ત્યારે પોતાશ્રીની સન્મુખ યોગની જૂદી જૂદી ક્રિયાઓનો અભ્યાસ મને તથા મારા મિત્રો રા. ગોવિંદજીભાઇ તથા રા. આણંદજીભાઇ અને રા. કાળિદાસ ગાંધીને પણ પ્રીતિપૂર્વક કરાવી અમોને અતિ આભારી કરી અમારૂં ભાવિ સુધાર્યું છે, જે તેઓશ્રીની કૃપા તથા આશીર્વાદનુંજ ફળ છે. આ અભ્યાસકાલે તથા ચાતુર્માસની સમાપ્તિ વખતે જ્યારે અમો તેઓશ્રીના પૂજન અર્થે તથા આશીર્વાદ અર્થે બેઠેલા હતા ત્યારે અમો દરેકને જે જે આજ્ઞાઓ આપવાની હતી તે આપતાં મને ઉદ્દેશીને જ્યારે આજ્ઞા અપાઇ ત્યારે તેઓશ્રીના મુખારવિંદમાથી એવા ઉદ્ગાર નીકળ્યા કેઃ—"બે પુત્રો થયા પછી તમારે અમુક સયમો પાળવા." હું આ વખને સંતાનરહિત હતો. મારી સ્ત્રી બીજી વારની હતી અને તે પણ આ સમયે તેઓશ્રીની સેવામાંજ સતત રહેતી હતી. તેની ઉપર તેઓશ્રી તેની અત્યંત સેવાથી પ્રસન્ન થયા હતા. અમો બેમાંથી કોઇએ સંતાનસંબંધી વાત કે યાચના કરી નહોતી, અને તેની યાચના કરવાનો અમારા સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો; પરંતુ ગુરુકૃપા તે ગુરુકૃપાજ છે. સેવાનું ફલ તેઓશ્રીએ અણચિંતવ્યા આપેલા આશીર્વાદથી

પછી મને મળ્યું, અને ત્યાર પછી મને બે પુત્રોની પ્રાપ્તિ થઇ હતી.

પરંતુ પ્રારબ્ધ બળવાન્ છે. પૂર્વના દોષોને લઇ અથવા આજ્ઞાપાલનમાં સ્ખલન થવાના કે કોઇ પણ એવા બળવાન્ પાપકર્મ કે દુર્ભાગ્યને લીધે પ્રથમ એ પુત્રોની માતા તેઓને બાળ વયમાં મૂકી ક્ષયનો ભોગ થઈ પડી, અને ત્યારપછી બંને પુત્રો પોતાની યુવાવસ્થામાં ક્ષયના દરદનો ભોગ થઇ પડયા. બંને પુત્રો મેટ્રીક્યુલેશન કલાસમાં સાથે હતા, તેમાં મોટો પુત્ર જયેંદ્રપ્રસાદ જે પરણેલ હતો તેને એકાએક તાવ આવી પાછળથી ક્ષયનાં ચિહ્ન લાગુ પડેલાં જણાયાં. અનેક ઉપાયો કર્યા છતાં તે તમામ નિષ્ફળ ગયા અને તેણે આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો. તેની પાછળ તેની વિધવા સ્ત્રી છે ને તે હાલ મારી ભેળાં રહે છે. બીજો પુત્ર સુરેંદ્રપ્રસાદ મેટ્રીક્યુલેશનમાં પાસ થઇ પ્રીવિયસનો અભ્યાસ કરતો હતો ત્યાં બીજી ટર્મ વખતે એને પણ એ રોગ લાગુ થયો, અને તે અસાધ્ય થતાં આખરે તે પણ રોગનો ભોગ થઇ પડયો. બંને પુત્રોએ પૂજ્યપાદશ્રીની દીક્ષા લીધેલી હતી અને પૂજ્યપાદશ્રીની આજ્ઞાપ્રમાણે તેઓ સંધ્યાદિ નિત્યકર્મ હમેશાં કરતા. કમનસીબે હું પણ આ દરમ્યાન ખાટલાવશ રહ્યો, અને લગભગ બે વર્ષસુધી હું હાલીચાલી શકતો નહિ એવી અપંગ દશામાં આવી પડ્યો હતો—છેક પરાધીન સ્થિતિમાં આવી પડયો હતો.

આ પ્રમાણે ઉપરાઉપરી આવી પડેલાં સંકટોમાં મનુષ્યને ધૈર્ય રહેવું મુશ્કેલ છે; પરંતુ મારા પૂજ્ય સદ્‌ગુરુશ્રીના આશ્વાસન, આશીર્વાદ અને ધાર્મિક બોધને લીધેજ હું આ દુઃખો સહન કરવા શક્તિમાન્ થયો છું એમ કહેવામાં અતિશયોક્તિ નથી. તેઓશ્રીના ધાર્મિક ઉપદેશથી, વેદાંતવિચારથી તથા ધ્યાનાદિના અભ્યાસથી મારા

મનને શાંતિ મળતી રહી, અને સમજાવા માંડ્યું કે વેદાંતવિચારથી ઉપજતું આત્મજ્ઞાન અને દયાદાનાદિ મનુષ્યોમાટે બહુ ઉપકારક વસ્તુ છે. ઉપનિષદો પોકારીને કહે છે કેઃ-" **ऋते ज्ञानान्न मुक्तिः ।**" "**ज्ञानादेव तु कैवल्यं ।**" -આત્મજ્ઞાનવિના મુક્તિ નથી! આત્મજ્ઞાનથીજ કૈવલ્ય-મોક્ષ થાય છે.

હાલ નિશાળોમાં વિદ્યાર્થીઓને ધાર્મિક શિક્ષણ અપાતું નહિ હોવાથી આપણાં સનાતન હિંદુધર્મશાસ્ત્રોઉપરથી વિદ્યાર્થીઓની આસ્થા ઊડી ગયેલી જોવામાં આવે છે. આધ્યાત્મિક જ્ઞાનના વિષયોઉપર તેમની અરુચિ અને અવિશ્વાસ નજરે પડે છે, અને તેઓ આધિભૌતિક વિષયોતરફ વધારે દોરાય છે એ શોચનીય છે. જ્યાંસુધી પોતાનાં ધર્મશાસ્ત્રોનો પૂરો અભ્યાસ ન કર્યો હોય ત્યાંસુધી તે શાસ્ત્રોનું રહસ્ય સમજાય નહિ. યુરોપીઅનો, પારસીઓ ને મુસલમાનો વગેરે અન્ય વર્ગો પોતાના ધર્મ ઉપર જે પૂજ્યભાવ ધરાવી તેનો અભ્યાસ કરે છે તેવી જાતની વૃત્તિ આપણી હિંદુ પ્રજામાં-હાલની નવી પ્રજામાં મોટે ભાગે ઉદ્ભવતી નથી, અને તેથી આપણી આધ્યાત્મિક અધોગતિ થાય એ સ્વાભાવિક છે. આપણાં ધર્મશાસ્ત્રો મનુષ્યોને વ્યાવહારિક તેમજ આધ્યાત્મિક ઉન્નતિતરફ દોરવવાના હેતુથી રચાયેલાં છે કે જેથી મનુષ્ય પોતાનું ઐહિક તથા પારમાર્થિક શ્રેય સાધી શકે; પરંતુ ધાર્મિક શિક્ષણના અભાવે મનુષ્યો તેની કિંમત સમજી શકતાં નથી, અને માત્ર ઐહિક સુખનાં સાધનોમાં પોતાનું જીવન નિર્ગમન કરે છે. આ પ્રમાણેની સ્થિતિ હોવાથી મારા પૂજ્યપાદ સદ્ગુરુ મહારાજ **શ્રીમન્નથુરામશર્માએ** સનાતનધર્મના ઉદ્ધારમાટે અથાગ શ્રમ વેઠી ઘણાં ધાર્મિક પુસ્તકો લખી; તેમજ ધર્મનાં વ્યાખ્યાનો સચોટપણે આપી લોકોમાં ધર્મપ્રત્યે જાગૃતિ ઉત્પન્ન કરી છે. કર્મકાંડ, સાંખ્ય,

યોગ, ભક્તિ તથા વેદાંતવિષયોનાં જૂદાં જૂદાં પુસ્તકો રચી, ગુજરાત, કાઠિયાવાડ, કરાંચી તથા મુંબઇ વગેરે સ્થળોએ બહુ શ્રમે વારંવાર પ્રવાસ કરી, વ્યાખ્યાનો આપી લોકોમાં ધર્મપ્રતિ રુચિ ઉત્પન્ન કરી છે. વળી પોતાશ્રીએ સ્થાપેલ સંસ્કૃત પાઠશાળા તથા સનાતન ધર્મવિદ્યાલયમાં વિદ્યાર્થીઓને ધાર્મિક શિક્ષણ આપવાનો ક્રમ દાખલ કરેલ છે. આવી રીતે તેઓશ્રીએ લોકોને સન્માર્ગે દોરી તેમના ઉપર અનેક રીતે ઉપકારો કર્યા છે.

તેઓશ્રી સાથેનો મારો સંબંધ ઉપર કહ્યા મુજબ ૪૦–૪૨ વર્ષનો હોવાથી મારી ઉપર તો તેઓશ્રીનો અત્યંત ઉપકાર અનેક રીતે થયેલો છે. મારા પાલણપુરના ને અમદાવાદના નિવાસ દરમ્યાન તેઓશ્રી જ્યારે જ્યારે કરાંચીભણી ને મુંબઇભણી પધારતા ત્યારે ત્યારે મારી વિનતિપરથી તેઓશ્રીએ મારે ત્યાં જ મોટે ભાગે મુકામ રાખી મને સેવાનો લાભ આપ્યો છે, અને વ્યાખ્યાનો આપી લોકોને ધર્મોપદેશ આપવા કૃપા કરી છે, ઉપરોક્ત કારણોથી તેઓશ્રીનો હું મારા જીવનપર્યંત ઋણી છું, અને તેનો બદલો વાળવા તદ્દન અશક્ત છું, પરંતુ યત્કિંચિત્ સેવા થઇ શકે તો તે કરવા મન પ્રેરાયાથી તેઓશ્રીનાં પુસ્તકોનો પ્રચાર વધારે થાય અને લોકો તેનો લાભ વધારે લે એવી રીતનું કોઈ કાર્ય કરવાની ઇચ્છા થતાં મારા ઉપરોક્ત મદ્દગત પુત્રોના જીવાત્માના કલ્યાણાર્થે તથા તેમના વ્યાવહારિક સ્મરણાર્થે મારી શક્તિ અનુસાર મારા પૂજ્ય સદ્દગુરુશ્રીનાં નીચે જણાવેલાં ધાર્મિક પુસ્તકો છપાવી પ્રસિદ્ધ કરવા વગેરેની ગોઠવણ કરવા તેઓશ્રીને વિનતિ કરતાં તેઓશ્રીએ મારી તે વિનતિ કૃપા કરી સ્વીકારવા અને મારી ઇચ્છાપ્રમાણે પ્રબંધ કરવા પોતે અનુમતિ આપતાં હું તેઓશ્રીનો વિશેષ આભારી થયો છું.

(૧) શ્રીયજુર્વેદીય સંધ્યાદિ નિત્યકર્મનાં વા બીજાં એવાં પુસ્તકો

છપાવી વિનામૂલ્યે આપવા પ્રકટ કરવા રૂ. ૭૦૦) સાતસો.

(૨) બીલખા આનંદાશ્રમને અંગે સ્થપાયેલ સનાતનધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓને યોગ્ય લાગ્યા મુજબ પુસ્તકો તથા ભોજનાદિની મદદમાટે રૂા. ૩૦૦) ત્રણસો.

એ પ્રમાણે ઉપરોક્ત એક હજાર રૂા. ની રકમના વ્યાજમાંથી વખતો વખત જરૂરીઆત પ્રમાણે વ્યવસ્થા કરવા માટે રૂા. ૧૦૦૦) એક હજારની ૩॥ ટકાની ગવર્નમેંટ પ્રોમીસરી નોટ તેઓશ્રીને અર્પણ કરી છે.

(૩) આ સિવાય વેદાંતના અભ્યાસીઓ તથા અન્ય મુમુક્ષુઓના હિતાર્થે સમગ્ર વિશ્વના સર્વોત્કૃષ્ટ તત્ત્વવેત્તા ને શ્રીમહેશ્વરના અવતારરૂપ જગદ્ગુરુ ભગવાન્ શ્રીઆદ્યશંકરાચાર્યરચિત આત્મજ્ઞાનના સરલ સાધનરૂપ આ અષ્ટાદશરત્નોનું પુસ્તક જેની મારા પૂજ્યપાદ સદ્ગુરુશ્રીકૃત ભાવાર્થદીપિકાનામની ગુજરાતી ટીકાવાળી પ્રથમાવૃત્તિ જિજ્ઞાસુવર્ગમાં બહુ આદરભાવ પામેલી છે, ને જે પંદર સોળ વર્ષના લાંબા સમયપર પ્રસિદ્ધ થયેલ હોવાથી હાલ અલભ્ય છે, અને જિજ્ઞાસુવર્ગની જેને માટે માગણી છે તે પુસ્તકની બીજી આવૃત્તિ મારા તરફથી છપાવવા અને તે પડત અથવા ઓછી કિંમતે વેચવાનો, અને તેના વેચાણના ઉત્પન્નમાંથી આનંદાશ્રમતરફથી તેની બીજી આવૃત્તિઓ વખતો વખત છપાય એવી રીતનો પ્રબંધ કરવામાં આવે તો તે પુસ્તકો છપાવી, તે છપાઈ ગયે પોતાશ્રીને અર્પણ કરવાનો મારો વિચાર તેઓશ્રીને નિવેદન કર્યો હતો. પ્રભુશ્રીએ મારી ઉપરોક્ત ત્રણે વિનતિઓ સ્વીકારી મને કૃતાર્થ કરેલો છે.

આ અષ્ટાદશરત્નોનું પુસ્તક છપાઈ તૈયાર થયેથી તેઓશ્રીના પાદપંકજમાં જાતે અર્પણ કરવાની મારી અભિલાષા હતી; પરંતુ દૈવેચ્છાથી તેમ નહિ થઈ શકવાથી કેટલેક અંશે મનને આઘાત થયો છે, પણ જ્યાં

ઉપાય નહિ ત્યાં લાચાર ! પ્રથમાવૃત્તિનું તમામ મેટર તેઓશ્રીએ સુધારી, તૈયાર કરી સોંપ્યું હતું, અને તે છાપખાનામાં છપાતું હતું. પોણો ભાગ છપાઇ તૈયાર થયો એટલામાં અમો શિષ્યવર્ગના દુર્ભાગ્યે તેઓશ્રીની તબીઅત બગડી અને આખરે સંવત્ ૧૯૮૭ ના આશ્વિન વદિ ૧૧ શુક્રવારના રોજ સવારના સાત વાગે તેઓશ્રી વિદેહકૈવલ્યને પામતાં મારી ઇચ્છા મારા મનમાંજ રહી ગઈ. તેઓશ્રીના મંદવાડની ખબર પડતાં હું તથા મારા લઘુબંધુ ભાઇ જ્યેષ્ઠારામ બીલખે તેઓશ્રીની સેવામાં હાજર થયા હતા. હું ત્યાં લગભગ એક માસસુધી રહ્યો હતો, અને અમો બંને ભાઇઓએ ત્યાં રહ્યા ત્યાંસુધી તેઓશ્રીના દર્શનનો લાભ મેળવ્યો હતો.

તે વેળા પુસ્તકનું સુધારવું બાકી રહેલ તમામ મેટર પોતે સુધારી આપ્યાનું મને જણાવી તે તથા મુખપૃષ્ઠ વગેરે જોઇ જવાની મને આજ્ઞા કરતાં મેં તે તપાસી જોઇ પોતાશ્રીને નિવેદન કર્યું, અને અર્પણપત્રિકામાટે મેં વિનતિ કરતાં "જેમ તમારી ઇચ્છા" એ મુજબ આજ્ઞા કરેલી. તે વખતે મારો વિચાર થોડી લીટીમાં અર્પણપત્રિકા લખી મોકલવાનો હતો; પરંતુ હવે તેઓશ્રી સ્વરૂપાવસ્થાન પામતાં પુસ્તક તેઓશ્રીને રૂબરૂ અર્પણ કરવાની સ્થિતિ પલટાઈ જવાથી આ નિવેદન કરવાની જરૂર પડી છે. જો કે તેઓશ્રી સ્થૂલદેહથી મુક્ત થયા છે, તોપણ તેઓશ્રીનું સચ્ચિદાનંદ સ્વરૂપ સર્વદા સર્વ સ્થલે વિરાજમાનજ છે, તેથી આ લેખ સમાપ્ત કરતાં તેઓશ્રીના ચરણારવિંદમાં સવિનય માનસિક સાષ્ટાંગ દંડવત્પ્રણામો સહિત આ પુસ્તકરૂપી શ્રદ્ધાંજલિ પ્રેમપૂર્વક બ્રહ્મસ્વરૂપી તેઓશ્રીને અર્પણ કરી કૃતાર્થ થાઉં છું. ઇતિ શિવમ્.

રાયપુર, હવેલીની પોળ,
અમદાવાદ.
સંવત ૧૯૮૮ ના વૈશાખ સુદિ ૧૩

લિ૦
ગણપતરામ નાનાભાઈ ભટ્ટ

॥ ॐ ॥

# તૃતીયાવૃત્તિની પ્રસ્તાવના

આ ગ્રંથની દ્વિતીયાવૃત્તિ પૂરી થઈ જતાં, અને ગ્રાહકોની માગણીઓ ઉપરાઉપરિ ચાલુ રહેતાં આ ગ્રંથની તૃતીયાવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં આવી છે. કાગળોની અતિશય મોંઘવારીને લીધે તથા છાપખાનાને લગતા અન્ય ખર્ચના ભાવોમાં પણ વધારો થયેલો હોવાથી પડતમૂલ્યમાં નિરૂપાયે વધારો થયો છે.

સં. ૨૦૦૩, શ્રી આનંદાશ્રમ-નવાગામ
પો. બીલખા (કાઠિયાવાડ)

ॐ

# દ્વિતીયાવૃત્તિની પ્રસ્તાવના

આ આવૃત્તિમાં મુમુક્ષુઓને ઉપકારક થાય, ને ઉપદિષ્ટ વિષય તેમને સ્પષ્ટ સમજાય એવો સુધારોવધારો જ્યાં જ્યાં અગત્ય જણાઇ ત્યાં ત્યાં કરવામાં આવ્યો છે. પ્રત્યેક રત્નના શ્લોકો બીજી પ્રતોસાથે મેળવીને જ્યાં જ્યાં પાઠાંતર મૂકવાં યોગ્ય જણાયા ત્યાં ત્યાં તે મૂકેલ છે ને વાક્યસુધામાં, યોગતારાવલીમાં તથા આત્મબોધમાં અમુક શ્લોક ઉમેર્યા છે.

પ્રથમાવૃત્તિમાં જે કેટલોક વ્યાવહારિકભાગ પ્રકટકર્તાતરફથી આપવામાં આવ્યો હતો તે ભાગ આ આવૃત્તિમાં ઉપયોગનો નહિ હોવાથી મૂકી દેવામાં આવ્યો છે.

ૐ

# પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના

આ પુસ્તકમાં પૂજ્યચરણ **શ્રીશંકરભગવાન્‌**ના અઢાર ઉત્તમ લેખોનો સંગ્રહ કરેલો હોવાથી આ પુસ્તકનું નામ **શ્રીશંકરાચાર્યનાં અષ્ટાદશરત્નો** એવું રાખવામાં આવ્યું છે. મૂલ લેખોનો ભાવ જેમ બને તેમ ગુજરાતીમાં વિશેષ સ્પષ્ટ કરવા આ લેખોની ટીકામાં પ્રયત્ન કરવામાં આવેલો હોવાથી આ લેખોની ટીકાનું નામ ભાવાર્થદીપિકા એવું રાખવામાં આવ્યું છે.

આ પુસ્તકમાં પૂજ્યચરણ આચાર્યભગવાન્‌ના નીચેના ઉત્તમ લેખોરૂપ રત્નોનો સંગ્રહ કરવામાં આવ્યો છેઃ—

૧ સાધનપંચકસ્તોત્ર, ૨ સદાચારસ્તોત્ર, ૩ ષટ્‌પદીસ્તોત્ર વા ષટ્‌પદમંજરીસ્તોત્ર, ૪ વિજ્ઞાનનૌકાસ્તોત્ર, ૫ વાક્યસુધા, ૬ હરિમીડેસ્તોત્ર, ૭ યોગતારાવલી, ૮ આત્મબોધ, ૯ તત્ત્વબોધ, ૧૦ સ્વાત્મનિરૂપણ, ૧૧ ચર્પટપંજરિકાસ્તોત્ર, ૧૨ મોહમુદ્‌ગરસ્તોત્ર વા દ્વાદશપંજરિકાસ્તોત્ર, ૧૩ સિદ્ધાંતબિંદુ વા નિર્વાણદશકસ્તોત્ર, ૧૪ વાક્યવૃત્તિ, ૧૫ અપરોક્ષાનુભૂતિ, ૧૬ વિવેકચૂડામણિ, ૧૭ શતશ્લોકી વા વેદાંતકેસરી, અને ૧૮ ઉપદેશસહસ્રી-ગદ્યબંધ.

સાધનપંચકસ્તોત્રમાં પાંચ શ્લોકો મોક્ષસાધનના નિરૂપણના છે, ને છેલ્લો વા છઠ્ઠો શ્લોક ફલના નિરૂપણનો છે. સદાચારસ્તોત્રમાં ૫૪ શ્લોકો છે. એમાં અભેદભાવે બ્રહ્મની પ્રાપ્તિ કરવામાટે કેવા આચારો રાખવાની અગત્ય છે તે પ્રમાણ ને યુક્તિથી દર્શાવ્યું છે. ષટ્‌પદીસ્તોત્રમાં વા ષટ્‌પદમંજરીસ્તોત્રમાં સાડા ૭ શ્લોકવડે ચિત્તની શુદ્ધિ,

ચિત્તની સ્થિરતા, ને પરમાત્માના અનન્યાશ્રયમાટે પરમાત્માની પ્રાર્થના કરી છે, ને અર્ધા શ્લોકમાં આ ષટ્પદીને પોતાના મુખકમલમાં સર્વદા રહેવાની ઇચ્છા દેખાડી છે. વિજ્ઞાનનૌકામાં દશ શ્લોકો છે. તેમાં પ્રથમના આઠ શ્લોકમાં પોતાના બ્રહ્મસ્વરૂપનું ભિન્ન ભિન્ન પ્રકારે વર્ણન કર્યું છે, અને નવમા શ્લોકમાં આ સ્તોત્રના અધ્યયનાદિવડે થનારા ફલનું નિરૂપણ કર્યું છે, તથા દશમા શ્લોકમાં આ વિજ્ઞાનનૌકાવડે ભવસાગરના પારને પામેલા પુરુષને ધન્યવાદ આપ્યો છે. વાક્યસુધાનામના પ્રકરણગ્રંથમાં ૪૩ શ્લોકો છે. તેમાં મહાવાક્યના અર્થનો વિચાર કરી જીવનું વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મથી અભિન્ન સાક્ષી છે એમ પ્રમાણ ને યુક્તિથી સિદ્ધ કરી બતાવ્યું છે. હરિમીડેસ્તોત્રમાં ૪૪ શ્લોકો છે. તેમાં ૪૩ શ્લોકોમાં સંસારાંધકારની અત્યંતનિવૃત્તિ કરનાર પરમાત્માની અભેદભાવે સ્તુતિ કરી છે, ને ૪૪ મા શ્લોકમાં આ ઉત્તમ, સ્તોત્રના અધ્યયનાદિવડે થનારા ફલનું વર્ણન કર્યું છે. યોગતારાવલીમાં ૨૯ શ્લોકો છે. તેમાં ચિત્તવૃત્તિને બ્રહ્માકાર કરવાના ઉપાયોનું સંક્ષેપમાં વર્ણન કરવામાં આવ્યું છે. આત્મબોધમાં ૬૮ શ્લોકો છે. તેમાં જિજ્ઞાસુએ કેવા વિચારોવડે આત્મસ્વરૂપને જાણવું જોઇએ તેનો ઉપદેશ કરવામાં આવ્યો છે. તત્ત્વબોધમાં મંગલાચરણથી ભિન્ન સર્વ ભાગ ગદ્યમાં છે. તેમાં સહેલી સંસ્કૃતભાષામાં આત્માથી અભિન્ન બ્રહ્મના સ્વરૂપનું વર્ણન કરવામાં આવ્યું છે. સ્વાત્મનિરૂપણનામના પ્રકરણગ્રંથમાં ૧૫૬ શ્લોકો છે. તેમાં પોતાના વાસ્તવિક સ્વરૂપનું બહુ ઉત્તમપ્રકારે નિરૂપણ કરવામાં આવ્યું છે. ચર્પટપંજરિકાનામના સ્તોત્રમાં ૧૬ શ્લોકો છે. તેમાં સ્ત્રીઆદિની વાસનાનો પરિત્યાગ કરી વિરાગાદિની પ્રાપ્તિવડે પરમાત્માનું સ્મરણધ્યાન કરવાનો ઉપદેશ કર્યો છે. મોહમુદ્ગરસ્તોત્રમાં ૧૩ વા ૨૦ શ્લોકો છે. તેમાં

ધનાદિ સંસારના વિષયોનું અસારપણું જણાવી સંસારમાં મનને રાગરહિત રાખવાનું તથા આત્મસ્વરૂપ શોધવાનું જણાવ્યું છે. સિદ્ધાંતબિંદુસ્તોત્રમાં દશ શ્લોકો છે. તેમાં અદ્વિતીય, અબાધિત, સર્વસંગથી રહિત ને પરમાનંદરૂપ બ્રહ્મથી અભિન્ન આત્માનું નાનાપ્રકારે વર્ણન કર્યું છે. વાક્યવૃત્તિમાં ૫૩ શ્લોકો છે. તેમાં મહાવાક્યના અર્થનો વિચાર કરી આત્મસ્વરૂપમાં કેવી રીતે સ્થિતિ કરવી તે દર્શાવ્યું છે. અપરોક્ષાનુભૂતિનામના પ્રકરણગ્રંથમાં ૧૪૪ શ્લોકો છે. તેમાં સાધનસહિત આત્મસ્વરૂપનું નિરૂપણ પ્રમાણ ને યુક્તિથી કરવામાં આવ્યું છે. વિવેકચૂડામણિનામના પ્રકરણગ્રંથમાં ૫૮૦ શ્લોકો છે. આ મુમુક્ષુઓને પરમોપયોગી ગ્રંથમાં આત્મજ્ઞાનનાં સાધનોનું, આત્મસ્વરૂપનું, બ્રહ્મસ્વરૂપનું તથા જ્ઞાનની દઢતા કરવાના ઉપાયોનું બહુ સારી રીતે વર્ણન કરવામાં આવ્યું છે. શતશ્લોકીમાં ૧૦૨ શ્લોકો છે. તેમાં શ્રુતિઓને અવલંબીને આત્માથી અભિન્ન બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ કર્યું છે. ઉપદેશસહસ્રી–ગદ્યબંધનામના પ્રકરણગ્રંથમાં ત્રણ પ્રકરણ છે. તેમાં શિષ્યપ્રતિ આચાર્યે કેવી રીતે બ્રહ્મબોધ કરવો તેનું, બ્રહ્મજ્ઞાનનું ને બ્રહ્મવિચારનું નિરૂપણ છે.

આ અષ્ટાદશરત્નોમાંનાં ષટ્પદી, વાક્યસુધા, હરિમીડે, આત્મબોધ, સ્વાત્મનિરૂપણ, સિદ્ધાંતબિંદુ, વાક્યવૃત્તિ, અપરોક્ષાનુભૂતિ, વિવેકચૂડામણિ ને ઉપદેશસહસ્રી–ગદ્યબંધ આ રત્નોઉપર સંસ્કૃતભાષામાં ટીકાઓ થયેલી છે. અષ્ટાદશરત્નોમાંનાં કેટલાંક રત્નોની હિંદીભાષામાં ને કેટલાંક રત્નોની ગુજરાતીભાષામાં પણ ટીકા થઈ છે. તે સર્વ ટીકાઓથી આ ટીકામાં કાંઇક વિલક્ષણતા છે તે બંને ટીકાઓને મેળવવાથી વિવેકી મુમુક્ષુના જાણવામાં આવશે.

આ અષ્ટાદશરત્નોમાં ભિન્ન ભિન્ન અધિકારવાળા અધિકારીઓના અંતઃકરણની સ્થિતિપર ધ્યાન રાખી પૂજ્યચરણ આચાર્યભગવાને તેમને

તેમના શ્રેયસમાટે અદ્વૈતતત્ત્વનો પ્રમાણ ને યુક્તિથી સરલભાષામાં ઉપદેશ કર્યો છે.

આચાર્યભગવાનને ઉપનિષદોમાં પ્રતિપાદન કરેલા કેવલાદ્વૈતવાદનો મંદબુદ્ધિવાળા ને મધ્યમબુદ્ધિવાળાપ્રતિ ઉપદેશ કરવાનો આ અષ્ટાદશ-રત્નોમાં માત્ર કારુણ્યવડે પવિત્ર પ્રયત્ન કર્યો છે કેવલાદ્વૈતની પ્રાપ્તિવડે જીવનો જીવભાવ અત્યંત દૂર થઈ તે દુઃખરહિત, પૂર્ણસ્વતંત્ર ને પરમાનંદરૂપ થાય છે. સર્વત્ર બ્રહ્મદર્શન થવાથી વ્યવહાર પણ ઉત્તમપ્રકારે સધાય છે, કેમકે સર્વત્ર બ્રહ્મદર્શનની પ્રાપ્તિવાળા મહાપુરુષના ચિત્તમાં રાગદ્વેષના વેગો ઉપજી શકતા નથી, ને તેથી તેમના ચિત્તાદિમાં સાભિમાન પ્રવૃત્તિનો વેગ, વિષયાસક્તિ, શોક, દ્વેષ, ઈર્ષ્યા કે અસૂયા રહી શકતાં નથી. તેઓ સર્વ પ્રાણીઓપર વિશુદ્ધપ્રીતિવાળી દૃષ્ટિથી જોઈ શકે છે, ને કોઈનું અહિત કરવા ઇચ્છતા નથી, તથા કોઈનું અહિત કરતા નથી. તેઓ પોતાનો પ્રાપ્તવ્યવહાર આસક્તિરહિત બુદ્ધિથી પ્રારબ્ધને સમાપ્ત કરવામાટેજ કરે છે. સર્વ મનુષ્યો જો પોતાના અંતઃકરણને આવી યોગ્યતાએ પહોંચાડે તો તેમને આ દુઃખમય જણાતો સંસાર પરમસુખમય પ્રતીત થાય, ને આ મર્ત્યલોકજ તેમને પરમાત્માના પરમધામરૂપ પ્રતીત થાય

આ અષ્ટાદશરત્નોના કર્તા પૂજ્યચરણ શ્રીશંકરભગવાનનું સંક્ષિપ્ત જીવનચરિત્ર પણ આ પુસ્તકમાં આપવામાં આવ્યું છે, તેમાંથી પણ મુમુક્ષુ મનુષ્યોને ઘણો ઉપયોગી બોધ મળવાનો સંભવ છે.

આ અષ્ટાદશરત્નોના પ્રત્યેક કઠિન શ્લોકપર શબ્દાર્થની પછી કઠિનતાના પ્રમાણમાં વિવેચન આપવામાં આવ્યું છે. શબ્દાર્થમાં જે શબ્દ કે શબ્દો આવા [ ] ચતુષ્કોણજેવા ચિહ્નમાં મૂકવામાં આવ્યા છે તે શબ્દો મૂલમાં નથી, પણ અર્થને સ્પષ્ટ કરવામાટે

વધારવામાં આવ્યા છે એમ સમજવું, ને જે શબ્દ કે શબ્દો આવા ( ) અર્ધચંદ્રજેવા ચિહ્નમાં મૂકવામાં આવેલ છે તે આગળના શબ્દના પર્યાયરૂપ કે સ્પષ્ટીકરણરૂપ છે એમ સમજવું. ઇતિ.

આનંદાશ્રમ, બીલખા.

સં. ૧૯૭૧ માગશરસુદિ ૧૧ શનિ.

# અગત્યના દોષોનું શુદ્ધિપત્ર

| પૃષ્ઠાંક | પંક્ત્યંક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૯ | ૧૫ | यदोंकार | यद्ोंकार |
| ૬૦ | ૧૬ | स्फुरत्यद्भुतं | स्फुरत्यद्भूतं |
| ૧૦૪ | ૫ | कर्मफलर्य | कर्मफलैर्य |
| ૧૦૬ | ૧૮ | ભગુ | ભૃગુ |
| ૧૧૧ | ૧૧ | મનહિત | મનરહિત |
| ૧૮૭ | ૧૩ | तहि | तर्हि |
| ૧૯૫ | ૨૨ | गच्छेति | गच्छति |
| ૨૦૬ | ૨ | અનુભવતો | અનુભાવતો |
| ૨૩૩ | ૧૩ | સ્મૃતિઓસહતિ | સ્મૃતિઓસહિત. |
| ૨૭૧ | ૩ | मत | मंत |
| ૨૮૭ | ૨૦ | ज्ञानविद्विने | ज्ञानविद्योने |
| ૨૮૯ | ૪ | વિવેહહીન | વિવેકહીન |
| ૩૦૫ | ૧૯ | ध्याग | ध्यान |
| ૩૦૯ | ૭ | पांचराम् | पांचरात्रम् |
| ૩૦૯ | - ૨૩ | र्मक | कर्म |
| ૩૮૫ | ૬ | स्थिति | स्थिर्ति |
| ૩૯૬ | ૧૦ | पुंसौ | पुंसो |
| ૪૦૧ | ૧૫ | मुहुमुहुः | मुहुर्मुहुः |
| ૪૧૬ | ૧૮ | હઠયોગવિના | હઠયોગવિના |
| ૪૩૧ | ૧૪ | वसन्वतल्लोकहितं | वसन्तवल्लोकहितं |
| ૪૩૨ | ૭ | प्रमो | प्रभो |

| પૃષ્ઠાંક | પંક્ત્યંક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૩૯ | ૧૯ | वदुष्यं | वैदुष्यं |
| ૪૮૩ | ૧૮ | तथव | तथैव |
| ૪૯૮ | ૬ | निषेघे | निषेधे |
| ૫૦૨ | ૩ | कृतश्छिन्न | कुतश्छिन्न |
| ૫૧૪ | ૨ | दृष्ट | दृष्टं |
| ૫૪૦ | ૧૧ | थया | यथा |
| ૫૪૬ | ૧૯ | पसक्त | प्रसक्त |
| ૫૬૬ | ૧૩ | આત્મ | આત્મા |
| ૫૬૭ | ૧૪ | વસ્તુતાઓ | વસ્તુતાએ |
| ૬૩૪ | ૨૨ | પ્રકિલ્પવાના | પ્રકલ્પાવિના |
| ૬૩૬ | ૧૫ | चा | च |
| ૬૫૨ | ૬ | वाग्मिः | घाग्भिः |
| ૬૫૨ | ૨૦ | विपुषः | वपुषः |
| ૬૬૦ | ૧૭ | कृता | कृत |
| ૬૬૮ | ૨૧ | भिरनशा | भिरनिशं |
| ૬૭૨ | ૨૨ | तरंगान्यघ | तरंगान्वय |
| ૬૮૩ | ૧૮ | यश्यम् | पश्यन् |
| ૬૯૦ | ૧૮ | चिद्घनैकं | चिद्घनैकं |
| ૬૯૫ | ૧૬ | सौरभाड्यम् | सौरभाढ्यम् |

આ સિવાય હ્રસ્વ, દીર્ઘ, ઇ, ઉ, કાનો, માત્રા, રેફ, અનુસ્વાર કે વિસર્ગ તૂટી જવાથી કોઈ અશુદ્ધિ થવા પામી હોય તે વાંચનારે સુધારી લેવા શ્રમ લેવો.

———[ * ]———

પૂ. બ્રહ્મીભૂત મહારાજશ્રી શ્રીમન્નથુરામશર્મા આચાર્યજી-પ્રણીત

# કેટલાંક પુસ્તકોનું વિજ્ઞાપન

સૂચનાઃ—નીચે છાપ્યા પ્રમાણે પડતમૂલ્યવાળાં ને અર્ધી કિંમતવાળાં પુસ્તકો તે કિંમતે, ને બાકીનાં બીજાં બધાં છાપેલી કરતાં પોણી કિંમતે મળશે.

મળવાનું સ્થળઃ વ્યવસ્થાપક, આનંદાશ્રમ-નવાગામ,
પોસ્ટ બીલખા (કાઠિયાવાડ)

### તત્ત્વજ્ઞાનના ગ્રંથો

શ્રીઉપનિષદો બાર મુખ્ય મૂળ ને ગુજરાતી ટીકાસાથે, તથા ૧૦૬ ઉપનિષદોનો સાર. રૂા. ૩-૧૨-૦. વેદાંતદર્શનઃ સૂત્રો, અન્વય, અન્વયાર્થ ને વિસ્તૃત ગુજરાતી ટીકાસહિત. (પડતમૂલ્ય) રૂા. ૨-૦-૦. શ્રીમદ્-ભગવદ્‌ગીતાઃ મૂળ શ્લોક, પદચ્છેદપદાર્થ, શબ્દાર્થ ને રહસ્યદીપિકાનામની વિસ્તૃત ગુજરાતી ટીકા. રૂા. ૩-૮-૦. ભગવદ્‌ગીતાદિ પાંચ રત્નોઃ ગુજરાતી ટીકાસહિત અપ્રાપ્ય. ભગવદ્‌ગીતા સરલા ટીકાઃ સાદું પૂંઠું રૂા. ૦-૯-૦. ભગવદ્‌ગીતા અન્વયાર્થપ્રકાશિકા ટીકાઃ રૂા. ૦-૧૧-૦. શ્રીભગવદ્‌ગીતાના મુખ્યોપદેશસંબંધી વિચારઃ રૂા. ૦-૨-૦. પાતંજલયોગ-દર્શનઃ સૂત્રો, એક સંસ્કૃત ટીકા, શબ્દાર્થ ને વિસ્તૃત ગુજરાતી ટીકાસહિત. રૂા. ૨-૧૦-૦. સાંખ્યપ્રવચનઃ સૂત્રો, એક સંસ્કૃત ટીકા, સૂત્રાર્થ ને ગુજરાતી વિવેચનસાથે. રૂા. ૧-૨-૦. શ્રીશંકરાચાર્યનાં અષ્ટાદશરત્નોઃ પડતમૂલ્ય ૩-૦-૦. પંચદશીઃ મૂળ શ્લોકો, સંસ્કૃતમાં અન્વય ને ભાવાર્થદીપિકાનામની ગુજરાતી ટીકાસાથે. રૂા. ૩-૪-૦. પંચદશીસારઃ પંદરે પ્રકરણોનો ગુજરાતીમાં સાર. રૂા. ૦-૮-૦. વિવેકભાસ્કર પ્રથમરશ્મિઃ રૂા. ૦-૯-૦. વિવેકભાસ્કર દ્વિતીયરશ્મિઃ કાચું પૂંઠું રૂા. ૦-૮-૦, પાકું પૂંઠું રૂા. ૦-૧૨-૦. વિચારસાગરઃ પૂર્વભાગનું સરલ ભાષાંતર ટિપ્પણીસાથે. અપ્રાપ્ય. સંધ્યાનો વેદાંતાનુસાર વિચારઃ રૂા. ૦-૧-૦. સનાતનધર્મનું નિરૂપણઃ રૂા. ૦-૩-૬ (પડતમૂલ્ય)

### યોગવિદ્યાના ગ્રંથો

યોગકૌસ્તુભ: અષ્ટાંગયોગના અભ્યાસીઓને અતિઉપયોગી. (પડતમૂલ્ય) રૂા. ૧-૦-૦. યોગપ્રભાકર: રૂા. ૦-૪-૦. નાથસ્વરોદય: ૦-૨-૬.

### પૂ. મહારાજશ્રીનાં પત્રો

સદુપદેશદિવાકર પ્રથમ કિરણ: રૂા. ૦-૯-૦. સદુપદેશદિવાકર દ્વિતીય કિરણ: રૂા. ૦-૧૦-૦. સદુપદેશદિવાકર તૃતીય કિરણ: રૂા. ૧-૫-૦ પડતમૂલ્ય. સદુપદેશદિવાકર ચતુર્થ કિરણ: રૂા. ૧-૨-૦. સદુપદેશદિવાકર પંચમ કિરણ: રૂા. ૦-૧૩-૦. સદુપદેશદિવાકર છઠ્ઠંકિરણ: રૂા. ૦-૧-૩. પત્રકલ્પમંજરી: રૂા. ૦-૪-૦.

### શ્રીઉપદેશગ્રંથાવલિ

ઉપદેશગ્રંથાવલિ અંક ૧ થી ૧૦ રૂા. ૦-૭-૬. ઉપદેશગ્રંથાવલિ અંક ૧૧ થી ૨૫ રૂા. ૦-૯-૦. ઉપદેશગ્રંથાવલિ અંક ૨૬ થી ૩૫ રૂા. ૦-૭-૦. ઉપદેશગ્રંથાવલિ અંક ૩૬ થી ૫૮ રૂા. ૧-૨-૦. ઉપદેશગ્રંથાવલિ અંક ૫૯ થી ૭૩. (વેદાંતનાં મૂલતત્ત્વો અને શ્રેયોભાવના) રૂા. ૦-૮-૦.

### દૃષ્ટાંતોસહિત ઉપદેશ

પરમસુખી થવાના ઉપાય: આવૃત્તિ ચોથી રૂા. ૧-૪-૦. (પડતમૂલ્ય) બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં વીશ સાધનો: રૂા. ૦-૭-૦. સુબોધકલ્પલતા: રૂા. ૦-૭-૦.

### ભક્તિ, જ્ઞાન, યોગ, વૈરાગ્યમિશ્ર નાનામોટા ગ્રંથો

પરમપદબોધિની: રૂા. ૦-૧૪-૦. રાસપંચાધ્યાયી: અપ્રાપ્ય. મનુષ્યમિત્ર: રૂા. ૦-૫-૦. પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ: રૂા. ૦-૫-૬. સ્વાભાવિકધર્મ: રૂા. ૦-૩-૦. ઊલટીવાણીનું સ્પષ્ટીકરણ: રૂા. ૦-૨-૬. દુરાચારગિરિવજ્ર: રૂા. ૦-૬-૩. વિનોદમાળા: રૂા. ૦-૬-૦. સુવિચારચંદ્રિકા: રૂા. ૦-૫-૦. મહામંત્રમાલિકા: રૂા. ૦-૪-૦. ભક્તિસુધા: રૂા. ૦-૧-૦. વૈરાગ્યસુધાકર: રૂા. ૦-૧-૦. મુમુક્ષુપ્રતિ શ્રીઅંતર્યામીના આદેશો: સટીક. રૂા. ૧૨-૦-૦ પડતમૂલ્ય. ગુરુગીતાસાર: રૂા. ૦-૧-૩. શ્રીભાગવત-

દશમસ્કંધ સંક્ષિપ્ત આધ્યાત્મિક રહસ્યઃ પડતમૂલ્ય રૂા. ૦-૧-૬.

### બાળકોને ઉપયોગી

સદુપદેશમાળા ભાગ ૧ લોઃ રૂા. ૦-૪-૦. સદુપદેશમાળા ભાગ ૨ જોઃ પડત રૂા. ૦-૪-૦.

### પૂ. મહારાજશ્રીનાં કાવ્યો

નાથકાવ્ય ભાગ ૧ લોઃ અપ્રાપ્ય. નાથકાવ્ય ભાગ ૨ જોઃ રૂા. ૦-૧૪-૦. હાલ અર્ધી કિંમતે રૂા. ૦-૭-૦. નાથસુબોધમાળા ભાગ ૧ લો (પડતમૂલ્ય) રૂા. ૦-૮-૦. નાથસુબોધમાળા ભાગ ૨ જો હવે પછી છપાશે.

### કર્મકાંડના ગ્રંથો

યજુર્વેદીય આહ્નિકપ્રકાશઃ ૦-૧૩-૬ પડતમૂલ્ય. સામવેદીય આહ્નિકપ્રકાશઃ રૂા. ૦-૮-૦. સામવેદીય રુદ્રપૂજાદિઃ રૂા. ૦-૪-૦. રુદ્રસુક્ત, પુરુષસૂક્ત ને ઈશાવાસ્યાદિ સટીક. રૂા. ૦-૭-૦. (પડતમૂલ્ય) શ્રીસૂક્તઃ સટીક રૂા. ૦-૧-૩. આશાચવિવેકઃ (સતકસંબંધીનિર્ણય) રૂા. ૦-૧-૦. વર્ણવિચારઃ રૂા. ૦-૩-૦. (પડતમૂલ્ય) સામવેદીય આહ્નિકપ્રકાશઃ રૂા. ૦-૮-૦. અથર્વવેદીય આહ્નિકપ્રકાશ રૂા. ૦-૧૨-૦.

### તખ્તામાં મઢવાયોગ્ય

પ્રણવપટ્ટઃ (ૐકારનું રંગીનચિત્ર) સાતમી આવૃત્તિ (પડતમૂલ્ય) રૂા. ૦-૨-૦. પ્રણવવિસ્તારપટ્ટઃ રૂા. ૦-૧-૦. આનંદાશ્રમનું ટ્રસ્ટડીડઃ રૂા. ૦-૮-૦.

### અન્ય સજ્જનોનાં રચેલાં પુસ્તકાદિ

જ્ઞાનદર્પણઃ (યોગવેદાંતનો નકશો.) રૂા. ૧-૬-૦. હાલ અર્ધી કિંમતે રૂા. ૦-૧૧-૦. વેદાંતદર્પણઃ (વેદાંતસિદ્ધાંતનો નકશો) રૂા. ૦-૧૪-૦. હાલ અર્ધી કિંમતે રૂા. ૦-૭-૦. નિદિધ્યાસનદર્પણઃ રૂા. ૦-૩-૦. શ્રીસદ્‌ગુરુપૂજનપદ્ધતિઃ રૂા. ૦-૧-૬. નૈમિત્તિકકર્મપ્રકાશઃ (ગર્ભાધાનથી આરંભી અંત્યેષ્ટિપર્યંતના સોળ સંસ્કારો તથા સમસ્ત શ્રાદ્ધવિધિ પ્રયોગસહિત ગુજરાતી ભાષામાં સમજુતીસાથે કુલ ૧૪૮ વિષયો) નવી આવૃત્તિ મૂલ્ય રૂા. ૩-૦-૦., કર્તવ્યબોધઃ અપ્રાપ્ય. યોગવાસિષ્ઠસારઃ, રૂા. ૦-૧૫-૦.

સદુપદેશકપદ્યો: રૂ. ૦-૨-૬. દ્વિજસ્ત્રીઓનું આહ્નિક: રૂ. ૦-૫-૦. વિધવા સ્ત્રીઓનું નિત્યકર્મ: રૂ. ૦-૨-૬. નાથસ્તુતિશતકમ્: સાર્થ. રૂ. ૦-૨-૦. નાથસદ્ગુરુસ્તોત્રાણિ: સાર્થ. રૂ. ૦-૦-૬. નાથકીર્તનાવલિ: રૂ. ૦-૨-૬. નાથગુરુસ્તવન: રૂ. ૦-૧-૦. નાથસંકીર્તન: રૂ. ૦-૩-૦ ઉપદેશસાહસ્રીગદ્યબંધ: સાર્થ. ( ગુજરાતી ટીકાસહિત ) રૂ. ૦-૧૦-૦. સદુપદેશરૂપકામૃત: રૂ. ૧-૮-૦.

## પૂજ્યપાદ મહાત્માશ્રીનાં જીવનચરિત્રો

શ્રીનાથચરિતામૃત: પ્રથમપ્રવાહ પુરુષાર્થી જીવન. અપ્રાપ્ય. શ્રીનાથચરિતામૃત દ્વિતીયપ્રવાહ અર્ધી કિંમતે રૂ. ૦-૧૫-૦. શ્રીનાથજીવનમાલા-૧ અર્ધી કિંમતે રૂ. ૦-૧-૩. શ્રીનાથજીવનમાલા-૨ અર્ધી કિંમતે રૂ. ૦-૧-૬. શ્રીનાથતીર્થયાત્રા અર્ધી કિંમતે રૂ. ૦-૨-૦. નાથભગવાન્ અર્ધી કિંમતે રૂ. ૦-૦-૬. નાથ ભગવાન્ અંગ્રેજી અનુવાદ રૂ. ૦-૧-૦.

Mahatma Shri Nathuram Sharma & His Message. ( પૂજ્યપાદશ્રીનું અંગ્રેજી જીવનચરિત્ર ) રૂ. ૦-૪-૦. કૃપાનાથનું જીવનદર્શન. રૂ. ૦-૧-૦.

## અન્ય ગ્રંથો

પૂજ્યપાદશ્રીનું સ્નાનગૃહ: પડતમૂલ્ય રૂ. ૦-૦-૯. સદ્ગુરુશ્રીનું શ્રવણમંદિર: પડતમૂલ્ય રૂ. ૦-૧-૬. નાથપ્રભુનું નિજમંદિર: પડતમૂલ્ય રૂ. ૦-૧-૦. જયંતીમહોત્સવ: પડતમૂલ્ય રૂ. ૦-૦-૯. માનવધર્મ: પડતમૂલ્ય રૂ. ૦-૧-૦. પ્રાણાયામનિરૂપણ: રૂ. ૦-૪-૦. પત્રકલ્પમંજરી પ્રથમ પત્રનો અંગ્રેજી અનુવાદ: ( પડતમૂલ્ય ) રૂ. ૦-૦-૯. પત્રકલ્પમંજરી દ્વિતીય પત્રનો અંગ્રેજી અનુવાદ: ( પડતમૂલ્ય ) રૂ. ૦-૧-૦. શ્રીશુક્લયજુર્વેદસંહિતા પૂર્વાર્ધ: ગુજરાતી અનુવાદસહિત. રૂ. ૨-૦-૦. શ્રીશુક્લયજુર્વેદસંહિતા ઉત્તરાર્ધ: ગુજરાતી અનુવાદસહિત. રૂ. ૨-૦-૦ સામવેદસંહિતા પૂર્વાર્ચિક: રૂ. ૧-૧૨-૦. મળવાનું સ્થળ:—

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ-નવાગામ, પોસ્ટ બીલખા ( કાઠિયાવાડ ):**

॥ ॐ ॥

॥ श्रीगणेशायनमः ॥

# ॥ अथ श्रीशङ्कराचार्याष्टकम् ॥

——[ * ]——

धर्मो ब्रह्मेत्युभयविषयं ज्ञापयत्येव वेदो
नायं लोके पुरुषमतिजः काव्यकल्पानुकल्पः ।
प्रामाण्यं च स्वयमिह भवेदित्यनूदिष्टवन्तं
भाष्याचार्यं प्रणमत सदा शङ्करं न्यासिवर्यम् ॥ १ ॥
धर्मो नित्यं विधिविषयतो ज्ञापयत्येष वेद-
स्तस्मिन्निष्ठा द्विविधमुदिता कामजाकामजाभ्याम् ।
काम्यं कर्म त्रिदिवभुवनायेत्यनूदिष्टवन्तं
भाष्याचार्यं प्रणमत सदा शङ्करं न्यासिवर्यम् ॥ २ ॥
कामापेतं भवति मनसः शोधनायात्र लोके
तस्मान्नूनं विविदिषति ना साधनैः संयुतः सन् ।
तस्माद्धर्मं चरत मनुजा इत्यनूदिष्टवन्तं
भाष्याचार्यं प्रणमत सदा शङ्करं न्यासिवर्यम् ॥ ३ ॥
भेदो यस्मिन् विधिमुखभिदा षड्विधः शास्त्रसिद्धो
वैधो भेदो दशहतशतं पूर्वतन्त्रे प्रसिद्धः ।
धर्माधर्थैः प्रमितिपुरतश्चेत्यनूदिष्टवन्तं
भाष्याचार्यं प्रणमत सदा शङ्करं न्यासिवर्यम् ॥ ४ ॥

अद्वैतार्थग्रहणपटुतां पूर्वतन्त्रानुकूलां
शास्त्राज्ज्ञात्वा कुरुत सुधियो धर्मचर्यां यथार्थम् ।
नो चेत्कष्टं नरकगमनं चेत्यनूदिष्टवन्तं
भाष्याचार्यं प्रणमत सदा शङ्करं न्यासिवर्यम् ॥ ५ ॥
द्वैतं मिथ्या यदि भवति चेत्प्राप्यतेऽद्वैतसिद्धि-
स्तस्याः प्राप्त्यै प्रथममधुना साध्यते द्वैतनिष्ठम् ।
मिथ्यात्वं यच्छ्रुतिशतगतं चेत्यनूदिष्टवन्तं
भाष्याचार्यं प्रणमत सदा शङ्करं न्यासिवर्यम् ॥ ६ ॥
नाना नेहेत्युपदिशति वाग्द्वैतमिथ्यात्वसिद्ध्यै
द्वैतं मिथ्या परिमितिगतेर्दृश्यतः स्वप्नवत्स्यात् ।
एवंरूपा ह्यनुमितिमितिश्चेत्यनूदिष्टवन्तं
भाष्याचार्यं प्रणमत सदा शङ्करं न्यासिवर्यम् ॥ ७ ॥
एवं मिथ्या जगदिदमिति ज्ञायतां निश्चयेन
ब्रह्माहं चेत्यलमनुभवः प्राप्यतां वेदवाक्यात् ।
शान्तो भूयात् तदनु च सुखं चेत्यनूदिष्टवन्तं
शान्त्यानन्दः प्रणमति यतिः शङ्कराचार्यमूर्तिम् ॥ ८ ॥
शान्त्यानन्दसरस्वत्या कृतं शाङ्करमष्टकम् ।
यः पठेद्भक्तिसंयुक्तः स सर्वां सिद्धिमाप्नुयात् ॥ ९ ॥

इति श्रीपरमहंसपरिव्राजकाचार्यश्रीशान्त्यानन्दसरस्वति-
विरचितं श्रीशंकराचार्याष्टकं समाप्तम् ।

॥ ॐ ॥

# પૂજ્યચરણ શ્રીશંકરભગવાન્નું

## સંક્ષિપ્ત જીવનચરિત્ર

પરમતત્ત્વ માયાવિષે, પ્રતિબિંબિત જવ થાય;
ત્યારે ચેતન શુદ્ધ તે, પરમશિવ[1] કહેવાય. ૧
જન-અજ્ઞાન[2] નિવારવા, લાવી દયા મનમાંય;
આદ્ય શંકરાચાર્ય થઈ, તે પ્રકટ્યા જગમાંય ૨

પૂજ્યચરણ આચાર્ય ભગવાન્નાં સંસ્કૃતભાષામાં ચાર પ્રસિદ્ધ જીવનચરિત્રો છે શ્રીઆનંદગિરિકૃત, શ્રીમદ્‌વિદ્યારણ્યસ્વામિકૃત, ચિદ્વિલાસકૃત ને સદાનંદમિશ્રકૃત, તેમાં શ્રીમદ્‌વિદ્યારણ્યસ્વામિકૃત સંક્ષેપશંકરવિજય (શ્રીશંકરદિગ્વિજય) વિદ્વાનોમાં વધારે પ્રમાણભૂત મનાય છે. બીજા કોઈ કોઈ ગ્રંથોમાં પણ પૂજ્યપાદ શ્રીશંકરાચાર્યનું ટુંકુ જીવનચરિત્ર જોવામાં આવે છે.

---

૧ શ્રીદક્ષિણામૂર્તિ ૨ અધિકારી મનુષ્યના અજ્ઞાનને દૂર કરવા. અજ્ઞાનને દૂર કરવાથી સર્વ દુઃખો દૂર થાય છે, કેમકે અજ્ઞાનથીજ સર્વ દુઃખો ઉપજે છે અજ્ઞાનથી ભેદજ્ઞાન. ભેદજ્ઞાનથી અનુકૂલતાનું ને પ્રતિકૂલતાનું જ્ઞાન, અનુકૂલતાના ને પ્રતિકૂલતાના જ્ઞાનથી રાગદ્વેષથી અભિમાનપૂર્વક ધર્માધર્મમા પ્રવૃત્તિ, અભિમાનપૂર્વક ધર્માધર્મમા પ્રવૃત્તિ કરવાથી ચિત્તમાં ધર્માધર્મના સંસ્કારોનુ પડવું, ચિત્તમા ધર્માધર્મના સંસ્કારો પડવાથી જીવાત્માનું સ્થૂલશરીરની સાથે જોડાવું, અને જીવાત્માનું સ્થૂલશરીરની સાથે જોડાવું થવાથી તેને ત્રિવિધ દુઃખોની પ્રાપ્તિ થાય છે.

જે વેલા ભારતવર્ષમાં વેદોક્તકર્મનો વાસ્તવિક હેતુ લોકોના મોટા ભાગથી સમજમર્યાદાથી દૂર થઇ ગયો હતો, જે વેલા ભિન્ન ભિન્ન દેવોના ઉપાસકો વૈદિક ઉપાસનાનું વાસ્તવિક સ્વરૂપ સમજ્યા વિના એકબીજાનો વિદ્વેષ કરતા હતા, ને પરસ્પર લડી મરતા હતા, જે વેલા જૈનધર્મનું ને બુદ્ધધર્મનું પ્રબલપણું થવાથી વેદોક્તધર્મ ને વર્ણાશ્રમની મર્યાદા છિન્નભિન્ન થઇ ગયાં હતાં, અને જે વેલા એકજ અદ્વિતીય બ્રહ્મના ઉપનિષદોએ પ્રતિપાદન કરેલા જ્ઞાનનું સ્વરૂપ મનુષ્યોના મોટા ભાગની જાણમાં રહ્યું નહોતું, ને તેથી પ્રત્યેક મનુષ્ય વસ્તુતાએ દુઃખરહિત પરમાનંદરૂપ છતાં દુઃખોથી સીદાયા કરતો હતો, તે વેલા અધિકારી મનુષ્યોને વેદોક્તકર્મનું રહસ્ય સમજાવવા, તેમને વેદોક્ત ઉપાસનાનું રહસ્ય સમજાવવા, જૈનધર્મના ને બુદ્ધધર્મના વેદવિરોધી ભાગનું નિરાકરણ કરવા, વર્ણાશ્રમધર્મની મર્યાદાનું રક્ષણ કરવા, અને ઉપનિષદે પ્રતિપાદન કરેલા બ્રહ્મનું યથાર્થ સ્વરૂપ સમજાવી મુમુક્ષુઓને દુઃખરહિત પરમાનંદસ્વરૂપમાં સ્થાપવા શ્રીદક્ષિણામૂર્તિપ્રભુએ કેવલ કારુણ્યને વશ થઇ આ ભારતવર્ષના દક્ષિણવિભાગવિષે મલબાર પ્રાંતમાં પવિત્ર પૂર્ણાનદીને કાંઠે આવેલા કાલટીનામના પવિત્ર ગામમાં તૈત્તિરીયશાખાનું અધ્યયન કરનાર નંબુરીજ્ઞાતિના પવિત્ર બ્રાહ્મણ શ્રીશિવગુરુનાં સ્વધર્મપરાયણ ધર્મપત્ની અંબાના (સતીના) ઉદરથી આશરે શાકે ૬૧૦ વૈશાખ સુદિ ૫ ને દિવસે મધ્યરાત્રિને સમયે પોતાના સ્થૂલશરીરનો આવિર્ભાવ પ્રતીત કરાવ્યો. તેમના આવિર્ભાવકાલે અધર્મપરાયણ આસુરીસંપત્તિવાળા મનુષ્યોના હૃદયમાં અચાનક ક્ષોભ થયો, ને ધર્મપરાયણ દૈવીસંપત્તિવાળા સજ્જનોના હૃદયમાં અચાનક આનંદાવિર્ભાવ થયો; આસપાસના વાતાવરણમાં, જલમાં ને અન્ય સ્થાવર-જંગમ પ્રાણિપદાર્થોપર તેમના પ્રતીત થયેલા મનોહર શરીરમાં શુદ્ધ-

સત્વગુણના પ્રબલતરંગોની અસરવડે સુખમય શાંતિ પ્રસરી રહી; સ્વભાવથીજ પરસ્પર વૈર રાખનારાં પ્રાણીઓના વૈરનું શમન થઇ તેઓ પરસ્પર પ્રસન્નતાવાળાં જણાવા લાગ્યાં; વૃક્ષોની શોભામાં વધારો પ્રતીત થયેલો જોવામાં આવ્યો; નદી, સરોવર ને કૂવાનાં જલો નિર્મલ જણાવા લાગ્યાં; પર્વતોમાંથી નિર્મલ જલનાં ઝરણો ઝરવા લાગ્યાં, અને આકાશ ને દિશાઓ નિર્મલ જણાવા લાગ્યાં.

જ્યોતિર્વિદોએ તેમના શુભ આવિર્ભાવવાળા સમયપરથી તેઓ અલૌકિક મહાપુરુષ થશે એમ તેઓશ્રીના સ્થૂલશરીરનાં માતાપિતાની આગળ તેમના પૂછવાથી પોતાની વિદ્યાને આધારે ભવિષ્ય ભાખ્યું.

માતાપિતા ને તેમનાં સંબંધિજનો તેઓશ્રીના આવિર્ભાવવડે પ્રસન્ન થાય તેમાં કાંઈ પણ આશ્ચર્ય નજ હોય, પણ અન્ય સજ્જનોને પણ તેમના આવિર્ભાવવડે આનંદ થયો. તેઓશ્રીનો આવિર્ભાવ મહેશ્વરની ( શંકરની ) કૃપાથી થયો હતો એવી તેમનાં માતાપિતાની માન્યતા હોવાથી તેમનું નામ શંકર પાડવામાં આવ્યું. તેમના મસ્તક-પર બીજના ચંદ્રનું, કપાલમાં નેત્રનું, બંને ખભાપર ત્રિશૂલનું, હાથમાં ચક્રનું, ગદાનું, ધનુષ્યનું ને ડમરુનું, છાતીપર નાગનું, અને ચરણોપર ચામરનું ચિહ્ન હતું. તેમના સ્થૂલશરીરનો રંગ શુદ્ધ સ્ફટિકના જેવો ઉજ્જ્વલ હતો.

જેમ શુક્લપક્ષના બીજના ચંદ્રની કલા શુક્લપક્ષમાં ઉત્તરોત્તર વધતી જાય છે તેમ આચાર્યભગવાનનું રમણીય ને શુદ્ધસાત્ત્વિક પરમાણુઓના સમૂહરૂપ સ્થૂલશરીર ઉત્તરોત્તર વધવા માંડ્યું. તેઓ-શ્રીનું ત્રૈલોક્યસુંદર અને મુમુક્ષુઓના નેત્રનું તથા મનનું હરણ કરી તેમના જીવભાવનું વિસ્મરણ કરાવનાર સ્થૂલશરીર જ્યારે ત્રણ વર્ષનું થયું ત્યારે તેઓશ્રીના સ્થૂલશરીરને ચૌલસંસ્કાર કરવામાં આવ્યો

હતો. તેઓશ્રીનું સ્થૂલશરીર જ્યારે પાંચ વર્ષનું થવા આવ્યું ત્યારે શાકે ૬૧૫ ના ચૈત્ર સુદિ ૯ ને દિવસે તેઓશ્રીના ચેતોહર સ્થૂલ-શરીરને યથાવિધિ ઉપનયનસંસ્કાર કરવામાં આવ્યો. ઉપવીત આપ્યા પહેલાં જેટલું ઉપયોગી અધ્યયન ઉપવીતવિના થઇ શકે તેટલું ઉપયોગી અધ્યયન તેમણે કરી લીધું હતુ.

ઉપનયન થયા પછી તેઓશ્રી પોતાના ગુરુની પાસે રહી વેદાદિનું અધ્યયન કરવા લાગ્યા. અધ્યયનકાલે તેમની સ્મરણશક્તિ ને તેમનો બુદ્ધિવિભવ તેમના સહાધ્યાયીઓને તથા તેમના ગુરુને આશ્ચર્યરૂપ જણાતાં હતાં. એક વેલા બધા વિદ્યાર્થીઓની સાથે ગામમાં ભિક્ષા માગવા જતાં તેઓએ એક બહુ દીન બ્રાહ્મણને ઘેર જઇ ભિક્ષા માગી. તે બ્રાહ્મણની સ્ત્રીએ દીનભાવથી વિનયવડે તેઓશ્રીને જણાવ્યું કે:—"હું બહુ મંદભાગિની છું, તેથી નિર્ધનતાને લીધે તમારા જેવા બહુભાવથી સત્કાર કરવાયોગ્યનો પણ અન્નાદિવડે સત્કાર કરી શકતી નથી, આથી મારા જીવનને ધિક્કાર છે." આમ કહી તે ઘરમાં ગઇ અને ઘરમાં મળી આવેલું એક આમળું તેમને ભિક્ષાને બદલે આપ્યું. અન્યનું દુઃખ જોઇ જેમનું હૃદય દ્રવીજવાના સ્વભાવવાળું હતું એવા તેમને તે દીનસ્ત્રીના કુટુંબનું દારિદ્ર દૂર કરવાની બલવતી ઇચ્છા ઉપજી. તેમણે આ બ્રાહ્મણના કુટુંબનું દારિદ્ર દૂર કરવા મનોહર શબ્દોવડે લક્ષ્મીજીની પ્રાર્થના કરી. પ્રાર્થનાથી પ્રસન્ન થયેલાં લક્ષ્મીજીએ ભગવાન્ શંકરને કહ્યું કે:—"આમણે પૂર્વે દ્રવ્યની પ્રાપ્તિ થાય એવું કાંઇ સુકૃત કર્યું નથી માટે આ જન્મમાં તેઓ ,મારી કૃપાનં પાત્ર શી રીતે થઇ શકે?" ભગવાન્ શંકરે તેના ઉત્તરમાં કહ્યું કે:-"કદાચ આ કુટુંબનાં માણસોએ પૂર્વે દ્રવ્ય પ્રાપ્ત થાય એવું કાં સુકૃત ન કર્યું હોય તો આ જન્મમાં આ બાઇએ મને એક આમળ

આપવારૂપ પુણ્ય કર્યું છે માટે તમારે તે પુણ્યના ફલરૂપે તેમના ઉપર કૃપા કરવી જોઇએ." ભગવાન્ શંકરનાં આવાં વચનોથી પ્રસન્ન થયેલાં લક્ષ્મીજીએ તે બ્રાહ્મણના ઘરમાં ઘણાં સોનાનાં આમળાં પ્રકટાવ્યાં.

પોતાના ગુરુની પાસે બે વર્ષસુધી રહી, વેદાદિ સત્શાસ્ત્રોનું અધ્યયન કરી, સાતમે વર્ષે શંકરભગવાન્ પોતાને ઘેર આવી અધ્યયન કરેલા વેદાદિ સત્શાસ્ત્રનું પુનઃ અધ્યયન કરતા છતા તથા યોગ્ય વિદ્યાર્થીઓને તેનું અધ્યયન કરાવતા છતા પોતાનાં માતુશ્રીની ભાવપૂર્વક સારી રીતે સેવા કરતા હતા. તેમનાં માતુશ્રી તેમની મનોહર વાણી, બુદ્ધિ, વિદ્યા, ભક્તિ ને શરીરની સુંદરતા જોઇ વારંવાર બહુ હર્ષ પામતાં હતાં.

શંકરભગવાન્ના ઘરથી નદી થોડી દૂર હતી, તેથી પોતાનાં માતુશ્રીને ઉનાળાના દિવસોમાં તે નદીએ સ્નાન કરવા જવામાં બહુ શ્રમ જણાય છે એમ જાણી શંકરભગવાને તે નદીના અધિષ્ઠાતા દેવની સ્તુતિ કરી, તેથી તે નદીનો પ્રવાહ શંકરભગવાન્ના ઘરની આગળથી વહેવા લાગ્યો.

શંકરભગવાન્ની કીર્તિ સાંભળી મલબાર દેશના રાજા રાજશેખરે શંકરભગવાન્ને પોતાના પ્રાસાદમાં ( મહાલયમાં ) પધરાવવાની ઇચ્છાથી પોતાના પ્રધાનને ભેટસહિત તેઓશ્રીની સમીપ તેઓશ્રીને તેડી લાવવામાટે મોકલ્યો. પ્રધાન તેમની પાસે ગયો, ને પોતાના રાજાના તરફની ભેટ તેઓની આગળ મૂકીને પોતાના રાજા તરફની ત્યાં પધારવામાટેની વિનતિ તેઓને કહી સંભળાવી. ભગવાન્ શંકરે પ્રધાનની વિનતિ સાંભળી તેને કહ્યું:—"તમે તમારા રાજાની તરફથી જે જે ભેટ લાવ્યા છો તે ભેટ અમને ઉપયોગી નથી માટે તે પાછી લઇ જાઓ. સાત્ત્વિકભાવે શરીર ધારણ કરવાને જે જે સામગ્રીની અગત્ય છે તે

સર્વ સામગ્રી અહીં વિદ્યમાન છે." તેઓશ્રીનાં આવાં યોગ્ય ને નિઃસ્પૃહતાવાળાં વચનો સાંભળી પ્રસન્નમનવાળો થયેલો તે પ્રધાન પોતાના રાજાની પાસે ગયો, અને બનેલો સર્વ વૃત્તાંત તેમને નિવેદન કર્યો. પછી શંકરભગવાનનું માહાત્મ્ય સમજી તે રાજા તેઓશ્રીનું દર્શન કરવા આવ્યા. બહુ માન ને બહુ મર્યાદાથી શંકરભગવાનની સમીપ આવી તેમણે તેમને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. શંકરભગવાને આશીર્વાદ આપી તે રાજાના કુશલપણાના સમાચાર પૂછ્યા રાજાએ એક સહસ્ર સુવર્ણમુદ્રાઓ શંકરભગવાનના ચરણકમલમાં અર્પણ કરી પોતાનાં રચેલાં ત્રણ નાટકો શંકરભગવાનને વાંચી સંભળાવ્યાં. એ નાટકો સાંભળી તેમણે રાજાના બુદ્ધિવિભવનાં વખાણ કર્યાં, અને અર્પણ કરેલા દ્રવ્યનો સ્વીકાર નહિ કરતાં તે દ્રવ્યવડે દેવાલય બંધાવવાની તે રાજાને આજ્ઞા કરી. રાજાએ શંકરભગવાનની પોતાની ઉપર કૃપા જોઇ પોતાને પુત્ર આપવાની કૃપા કરવાની તેઓશ્રીને પ્રાર્થના કરી. તેમની તે પ્રાર્થના સાંભળી શંકરભગવાને પ્રસન્ન થઇ તે રાજાને કહ્યું કેઃ—" તમને તમારા જેવો પરાક્રમી ને બુદ્ધિમાન્ પુત્ર થશે." પછી તે રાજા શંકરની અનુજ્ઞા મેળવી પોતાના નગરમાં આવ્યો. એક દિવસે કેટલાક મુનિઓ શ્રીશંકરના દર્શનમાટે તેમને ઘેર આવ્યા. શિષ્ટાચારને અનુસરીને તેમનું પૂજન કરી શંકરભગવાન્ ને તેમનાં માતુશ્રી પ્રસન્ન થયાં. પછી શંકરભગવાનનાં માતુશ્રીએ પોતાના પુત્રનું આયુષ્ કેટલું છે તે પૂછતાં એક મુનિએ કહ્યું કેઃ "તમારા પુત્રનું સોળ વર્ષજેટલું આયુષ્ છે, પણ કોઇ કારણથી બીજાં સોળ વર્ષોસુધી તેઓ આ પૃથ્વીપર નિવાસ કરશે." એમ કહી મુનિઓ શ્રીશંકરની અનુમતિ મેળવી પોતપોતાને સ્થાને ગયા. પોતાના પુત્રનું અલ્પાયુષ્ જાણી શ્રીશંકરનાં માતુશ્રી બહુ ખેદ કરવા લાગ્યાં ત્યારે

શ્રીશંકરે તેમને કહ્યું કેઃ—"માજી! આ સસાર ક્ષણભંગુર છે એ તમે સારી રીતે જાણો છો, છતાં તમે શામાટે શોક કરો છો? આવી રીતે શોક કરવો તમને યોગ્ય નથી આ સસારમાં સગાંવહાલાનો સમાગમ ધર્મશાલામાં ભેળા થયેલા અથવા—માર્ગમાં ભેળા થયેલા મનુષ્યોના સમાગમજેવો છે. અહીં કોણ કોનું છે? કોઇ કોઇની મા ને કોઇ કોઇનો પુત્ર નથી. જીવ અસખ્ય જન્મોમાં ભિન્ન ભિન્ન પ્રકારની સ્થિતિ ને સબંધને પ્રાપ્ત થવા કરે છે. તમે સમજુ છો, માટે શોકનો પરિત્યાગ કરો. હુ તો થોડા સમય પછી સંન્યાસ ગ્રહણ કરવાનો છુ" આ પાછળનાં વચનો સાંભળી શ્રીસતીના મનના ખેદમાં વધારો થયો. તેમણે શ્રીશંકરને કહ્યુ :—"સન્યાસી થવાનો વિચાર તું છોડી દે. મારું કહ્યું માન. તું ગૃહસ્થાશ્રમી થા. પુત્રવાળો થા. યજ્ઞાદિવડે દેવોનું પૂજન કર. પછી વૃદ્ધાવસ્થામાં સંન્યાસ ગ્રહણ કરજે. મારે તું એકજ પુત્ર છે. હુ મરી જાઇશ ત્યારે મારી ઉત્તરક્રિયા કોણ કરશે? તું સમજુ છે,—છતાં વૃદ્ધાવસ્થામાં મને એકલી મૂકી જવાનો વિચાર કેમ કરે છે? તારે મારી અવસ્થાનો વિચાર કરી મારા ઉપર દયા રાખવી જોઇએ. આવી અવસ્થામાં તારે મારો ત્યાગ કરવો ઉચિત નથી." તેમના મનનું સમાધાન કરવા શ્રીશંકરે કહ્યું કેઃ—"માજી! તમે શોક ન કરો. પ્રભુએ જેમ ધાર્યું હશે તેમ થશે. હમણાં હું નદીએ સ્નાન કરવા જાઉં છું." એમ કહી તેઓ નદીએ સ્નાન કરવા ગયા. સ્નાન કરવામાટે તેઓ નદીમાં ઊતરી ઉંડા પાણીમાં જઇ સ્નાન કરવા લાગ્યા ત્યારે તેમના ચરણકમલને મગરે પકડચો હોય એમ જણાયું, તેથી તેમણે પોતાનાં માતુશ્રીને બોલાવવા રાડ પાડી. તે રાડ સાંભળી તેમનાં માતુશ્રી બહુ ત્વરાથી ત્યાં આવ્યાં. તેમને ત્યાં આવેલાં જોઈ શ્રીશંકરે કહ્યું:—"કોઈ મગરે મારા પગને

પકડ્યો છે, ને તે મને વધારે ઉંડા પાણીમાં ખેંચી જવા પ્રયત્ન કરે છે. હવે હું શું કરું ? " શ્રીશંકરનાં આવાં વચનો સાંભળી તેમનાં માતુશ્રી રુદનપૂર્વક બહુ શોક કરવા લાગ્યાં. તેમની આવી સ્થિતિ જોઈ શ્રીશંકરે તેમને કહ્યું:—" હે અંબે ! જો હું આ વેલા સંન્યાસ ગ્રહણ કરવાનો સંકલ્પ કરું તો મને લાગે છે કે તે પુણ્યવડે આ મગર મારો પગ મૂકી દઈ અને જીવતો રહેવા દેશે, માટે હે માજી ! હવે વિલંબ ન કરતાં તમે મને સંન્યાસ ગ્રહણ કરવાનો સંકલ્પ કરવાની અનુમતિ આપો. " તેમનાં માતુશ્રીએ શ્રીશંકરનાં આવાં વચનો સાંભળીને વચાર કર્યો કે જો સંન્યાસ લઈને પણ, મારો પુત્ર જીવતો રહેશે તો મને મળશે, પણ જો મગર તેને મારી નાંખશે તો તે મને પુનઃ મળવાનો નથી, માટે તેને સંન્યાસ લેવાની અનુમતિ આપવી. આવો વિચાર કરીને તેમણે પોતાના પુત્રને સંન્યાસ લેવાની અનુમતિ આપી, તેથી શ્રીશંકરે સંન્યાસ લેવાનો સંકલ્પ કર્યો. આમ થવાથી મગરે પોતાના પગને છોડી દીધો છે એવું શ્રીશંકરને ભાન થયું અને પોતે નદીમાંથી બહાર પધાર્યા, અને પોતાનાં માતુશ્રીને કહ્યું કેઃ—"હવે હું સંન્યાસ ગ્રહણ કરવાને જાઉં છું. તમારે મારે માટે કે તમારે માટે કોઈ પણ ચિંતા કરવી નહિ, તમારી વૃદ્ધાવસ્થામાં આપણાં સગાંઓ તમારી સેવા કરશે, અને તમારી પાસે પૂરતું દ્રવ્ય હોવાથી તમારા જીવનપર્યંત તમને અન્નવસ્ત્રનો કોઈ પણ પ્રકારે વાંધો આવે એમ નથી. પ્રારબ્ધવશાત્ કદાચ માંદાં થશો તો તે વેલા આપણાં સગાંઓ દ્રવ્યની લાલસાએ તમારી સેવા કરશે; ને તમારું શરીર પડશે ત્યારે અગ્નિસંસ્કાર આદિ ક્રિયાઓ પણ તે કરશે. " પોતાના પુત્રનાં આવાં વચનો સાંભળી ખેદવાળા મનથી તેમનાં માતુશ્રી તેમને કહે છેઃ—" હે પુત્ર ! મારું મરણ થયે મારા શરીરને અગ્નિસંસ્કાર તારે હાથેજ થવો

જોઇએ. તું કહે કે સંન્યાસીથી કોઇના શરીરને અગ્નિસંસ્કાર કરી શકાય નહિ, તો હું તને કહું છું કે તું સમર્થ છે, માટે તારે તેમ કરવામાં કાંઇ પણ દોષ નથી "

તેના ઉત્તરમાં શ્રીશંકરે કહ્યું કેઃ—" હે માતુશ્રી! મરણવેલા તમે મને સંભારશો ત્યારે હું તમે જ્યાં હશો ત્યાં આવીશ, અને તમારા શરીરને અગ્નિસંસ્કાર કરીશ. " પછી શંકરભગવાને પોતાનાં સગાંઓને સંન્યાસ લેવાની પોતાની ઇચ્છા જણાવી, ને પોતાનાં માતુશ્રીની ભલામણ કરી. પશ્ચાત્ પોતાનાં માતુશ્રીની આજ્ઞા લઇ સંન્યાસ ગ્રહણ કરવામાટે તેઓશ્રી ત્યાંથી વિદાય થયા

: શ્રીશંકર નર્મદાનદીના માર્ગમાં આવતાં નાના પ્રકારનાં વનો, નગરો, ગામો, સરોવરો, નદીઓ, પર્વતો, ડુંગરો ને ખેતરોને પ્રસન્ન મને દ્રષ્ટારૂપે વિલોકતા છતા, તથા એ સર્વને બ્રહ્મના વિવર્તરૂપે જાણતા છતા, કેટલાક દિવસો વ્યતીત થયે નર્મદાનદીના તીરપરના વનમાં જ્યાં શ્રીગોવિંદપાદનો આશ્રમ હતો ત્યાં સાંજની વેલાએ આવી પહોંચ્યા.

શ્રીગોવિંદપાદના આશ્રમમાં આવી તેમની ગુફાની આસપાસ ત્રણ પ્રદક્ષિણા કરી, તથા તેઓને ત્રણ વાર સાષ્ટાંગદંડવત્પ્રણામ કરી, તેમની સુંદર શબ્દવડે પ્રેમપૂર્વક સ્તુતિ કરી. શ્રીગોવિંદપાદનું ચિત્ત સમાધિમાંથી વ્યુત્થાનદશાને પામ્યું. પછી તેમણે શ્રીશંકરને પૂછ્યું કેઃ—" તમે કોણ છો ? " ત્યારે શ્રીશંકરે તેમને ઉત્તર આપ્યું કેઃ—" હે સ્વામિન્! હું પૃથિવી નથી, જલ નથી, તેજ નથી, વાયુ નથી, આકાશ નથી, શબ્દાદિ ગુણો નથી, ઇંદ્રિયો નથી, પ્રાણ નથી, અંતઃકરણ નથી, ને માયા નથી, પણ હું એ સર્વથી પર એક અદ્વિતીય પરમાત્મા છું."

શ્રીગોવિંદપાદ શ્રીશંકરનાં એવાં ઉત્તમ વચનો સાંભળી પ્રસન્ન થયા. પછી તમને તેમનું નામ પૂછતાં શ્રીશંકરે જણાવ્યું ' ' ' શ્લોકો

આ શરીરને શંકરના નામથી ઓળખે છે." પછી **શ્રીશંકરે** તેમની સમીપ આવી તેમનાં ચરણોનું વિધિપૂર્વક ભાવસહિત પૂજન કર્યું, અને પરમહંસદીક્ષા આપી બ્રહ્મસ્વરૂપનો ઉપદેશ કરવાની પ્રાર્થના કરી. સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત હોવાથી વસ્તુતાએ જેમને સદ્દગુરુના ઉપદેશની કાંઈ પણ અગત્ય નથી એવા **શ્રીશંકરને** માત્ર પરંપરાનો વ્યવહાર સાચવવા **શ્રીગોવિંદપાદે** મહાવાક્યનો ઉપદેશ કરી, શક ૬૧૯ ના ફાગણ સુદિ ૨ ને દિવસે પરમહંસદીક્ષા આપી, અને સંન્યાસીઓને પાળવાના ધર્મો કહી સંભળાવ્યા.

તેઓશ્રી કેટલોક સમય પોતાના સદ્દગુરુની સેવા કરવા તેઓની સમીપ રહ્યા. પછી પોતાના સદ્દગુરુની આજ્ઞાથી વૈદિકધર્મની પુનઃ સ્થાપના ને વૃદ્ધિ કરવામાટે તેઓશ્રી કાશીમાં પધાર્યા, ને આત્માથી અભિન્ન વિશ્વનાથનું સ્મરણચિંતન કરતા છતા કેટલોક સમય ત્યાં વિરાજ્યા.

એક વેલા જેણે વેદાધ્યયન સમાપ્ત કર્યું છે એવો એક વિદ્વાન્ બ્રાહ્મણપુત્ર **શ્રીશંકરાચાર્યનાં** દર્શન કરવા તેઓશ્રીની પાસે આવ્યો. તે પ્રણિપાત કરી તેઓશ્રીનાં ભવતારક ચરણકમલમાં પડ્યો, તેને તેઓશ્રીએ મસ્તકપર હસ્તકમલ મૂકીને ઊઠાડ્યો, અને પૂછ્યું:-" તું ક્યાંનો રહેવાસી છે? જાતે કોણ છે? ને શામાટે અહીં આવ્યો છે?" તેના ઉત્તરમાં તે બ્રાહ્મણપુત્રે હાથ જોડી વિનયપૂર્વક નીચે પ્રમાણે કહ્યું:— " જે ચોલદેશમાં પવિત્ર કાવેરી ગંગા વહે છે તે ચોલદેશનો હું રહેવાસી છું, હું બ્રાહ્મણ છું, મારું નામ સનંદન છે ને તત્ત્વજ્ઞ મહાપુરુષના દર્શનાર્થે હું પૃથિવીપર ભ્રમણ કરું છું. આજે મારા સુભાગ્યનો ઉદય થવાથી હું આપશ્રીના દર્શનાર્થે આવ્યો છું. હું આ ભયંકર ભવસાગરમાં ડુબું છું તેને તારવાની આપશ્રી કૃપા કરો એવી મારી નમ્ર પ્રાર્થના છે."

તેની તીવ્ર જિજ્ઞાસા જોઈ શ્રીશંકરાચાર્યે તેને મહાવાક્યનો ઉપદેશ કરી પરમહંસદીક્ષા આપી, ને સંન્યાસીના ધર્મો સમજાવ્યા. આ સનંદન શ્રીશંકરાચાર્યના પ્રથમ શિષ્ય થયા. પછી અન્ય મુમુક્ષુઓ તેઓશ્રીને શરણે આવ્યા. તેમને પણ પરમહંસદીક્ષા આપી સંન્યાસીના ધર્મો સમજાવ્યા.

એક દિવસે ભગવાન્ વિશ્વનાથે અન્ય સ્વરૂપ ધારણ કરી શ્રીશંકરાચાર્યના અભેદજ્ઞાનના નિશ્ચયની પરીક્ષા કરી, ને તેમના અભેદજ્ઞાનનો નિશ્ચય દૃઢ જાણી તેઓ પ્રસન્ન થયા.

કેટલોક સમય કાશીમાં નિવાસ કરી પછી ઉપનિષદો, ભગવદ્ગીતા ને બ્રહ્મસૂત્રઉપર લોકોના હિતમાટે ભાષ્ય કરવાનો નિશ્ચય કરી, ત્યાંથી વિદાય થઈ પોતાના શિષ્યોસહિત આસપાસના પ્રદેશમાં ફરતા ફરતા તેઓશ્રી બદરિકાશ્રમમાં પધાર્યા. આ વેલા તેઓશ્રીના સ્થૂલશરીરનું વય બાર વર્ષનું હતું. ત્યાં કેટલોક સમય સ્થિતિ કરી ગંભીર અર્થવાળા બ્રહ્મસૂત્રઉપર, ઈશ કેન કઠ પ્રશ્ન મુંડક માંડૂક્ય તૈત્તિરીય ઐતરેય છાંદોગ્ય ને બૃહદારણ્યક આ દશ પ્રાચીન ને તત્ત્વોપદેશક ઉપનિષદોઉપર, ઉપનિષદોના સારરૂપ શ્રીમદ્ભગવદ્ગીતા-ઉપર, અને મહાભારતમાંના વિષ્ણુસહસ્રનામ ને સનત્સુજાતીયઉપર લોકોના હિતમાટે ભાષ્યો રચ્યાં. ઉત્તમ અધિકારીઓમાટે ભાષ્યો રચ્યા પછી મધ્યમ અધિકારીઓમાટે ઉપદેશસાહસ્રી આદિ પ્રકરણ-ગ્રંથો, ને કનિષ્ઠ અધિકારીઓમાટે સાધનપંચકાદિ સ્તોત્રો તેવા અધિકારીપર નિર્હેતુક કૃપા કરીને રચ્યાં.

ઉપર જણાવેલાં ભાષ્યો તેઓશ્રીએ પોતાના યોગ્ય શિષ્યોને શીખવ્યાં. તે વેલા જે શિષ્યો સાથે હતા તેમાં સનંદન વધારે યોગ્યતા-વાળા હોવાથી તેમને શંકરભગવાને તે ભાષ્યો એકથી વધારે વાર

ભણાવ્યાં. આ કારણથી બીજા શિષ્યો પોતાના અંતઃકરણની અપક્વતાથી સનંદનની ઈર્ષ્યા કરવા લાગ્યા. સત્પુરુષને શરણે આવ્યા છતાં તથા જીવનનો ઉદ્દેશ નક્કી કર્યા છતાં પણ ઘણા હીનભાગીઓ પોતાના દુષ્ટ મનોવિકારોને વશ વર્તાવી શકતા નથી એનું આ પ્રસિદ્ધ ઉદાહરણ છે.

શ્રીશંકરે કોઈ વેલા કનિષ્ઠાધિકારી શિષ્યોને સનંદનના હૃદયની યોગ્યતા દેખાડી તેમના હૃદયમાં બળતા ઈર્ષ્યારૂપ અગ્નિને શાંત કરવાની ઇચ્છા કરી. પછી એક દિવસે જ્યારે બધા શિષ્યો શ્રીગંગાને સામે કાંઠે ભ્રમણ કરતા હતા ત્યારે શંકરભગવાને સર્વ શિષ્યોને વેલાસર પોતે વિરાજતા હતા તે કાંઠે પોતાની સમીપ આવવામાટે હાંક મારી. અન્ય શિષ્યો હોડી, ત્રાપો કે કોઈ લાકડાની શોધમાટે ચાલ્યા. સનંદન તેવો પ્રયત્ન નહિ કરતા જે સદ્ગુરુની ભક્તિ અપારજેવો જણાતો આ ભવસાગર તારવા સમર્થ છે તે ભક્તિ શું મને આ નાની નદી તારવા સમર્થ નહિ થાય? અવશ્ય થશેજ. આવો વિચાર કરી શ્રીસદ્ગુરુનું પરમપ્રેમથી ધ્યાન ધરી તેજ પ્રેમાવેશમાં શ્રીગંગાપર ચાલવા લાગ્યા. શ્રીગંગાએ તેમની અગાધ ગુરુભક્તિથી પ્રસન્ન થઈ તેમના પગને આધાર આપવા સ્થલે સ્થલે તેમના પગનીચે સોનાનાં કમલો ઉપજાવ્યાં. સનંદન સુખપૂર્વક શ્રીગંગા ઊતરી પોતાના સદ્ગુરુ જ્યાં વિરાજતા હતા ત્યાં આવ્યા, ને તેમણે પોતાના શ્રીસદ્ગુરુના ચરણકમલમાં દંડવત્પ્રણામ કર્યા. પછી બીજા શિષ્યો હોડી આદિ સાધનવડે શ્રીગંગા ઊતરી પોતાના સદ્ગુરુની સમીપ આવ્યા. તેમણે જ્યારે સનંદનની ગુરુભક્તિની અને શ્રીગંગાએ કરેલા સાહાય્યની વાત જાણી ત્યારે તેઓએ સનંદનના હૃદયની પોતાના હૃદયના કરતાં વધારે યોગ્યતા જાણી પોતાના હૃદયમાં તેમના ઉપર રહેલી ઈર્ષ્યાનો ત્યાગ કર્યો. તે દિવસથી તે સનંદનને શ્રીશંકરભગવાને પદ્મપાદ (જેના ચરણની નીચે

કલમ ઉપજ્યાં ) એવું નામ આપ્યું.

કોઇ વેલા શંકરભગવાને પોતાના શિષ્યોને વેદાંતનું અધ્યયન કરાવતાં આ જગતનું અભિન્નનિમિત્તોપાદાનકારણ ઈશ્વર છે એમ કહ્યું. તે સાંભળી ત્યાં બેઠેલા બહુગર્વવાળા પાશુપતમતવાળાઓએ કહ્યું કેઃ—"કાર્ય, કારણ, યોગ, વિધિ ને દુઃખાંત એવા પાંચ પદાર્થોને ભગવાન્ પશુપતિએ નિર્માણ કર્યા છે. મહત્તત્ત્વાદિ કાર્ય કહેવાય છે, પ્રકૃતિ કારણ કહેવાય છે, ચિત્તનો પશુપતિમાં નિરોધ યોગ કહેવાય છે, સવારે બપોરે ને સાંજે સ્નાન કરવું ઇત્યાદિ વિધિ કહેવાય છે, અને સર્વ દુઃખોની નિવૃત્તિરૂપ મોક્ષ દુઃખાંત કહેવાય છે. તેમાં પ્રકૃતિ આ જગતનું ઉપાદાનકારણ છે, અને ભગવાન્ પશુપતિ આ જગતનું નિમિત્તકારણ છે. જેમ ઘડાનું ઉપાદાનકારણ માટી ને ઘડાનું નિમિત્ત-કારણ કુંભાર છે, તેમ આ જગતનું ઉપાદાનકારણ પ્રકૃતિ ને આ જગતનું નિમિત્તકારણ ભગવાન્ પશુપતિ છે. તમે ઈશ્વરને આ જગતના ઉપાદાનકારણરૂપ માનો છો તે યોગ્ય નથી, કેમકે અવયવ-વાળું, જડ ને અશુદ્ધ આદિ લક્ષણવાળું જગત્ તેનાથી વિપરીતલક્ષણ-વાળા ઈશ્વરમાંથી ઉત્પન્ન થઇ શકે નહિ. વળી જો આ જગત્ ઈશ્વરમાંથી થયું હોય તો આ જગતમાં ઈશ્વરના ધર્મો જણાવા જોઈએ, પરંતુ તે જણાતા નથી, માટે પણ આ જગત્ ઈશ્વરમાથી ઉપજ્યું નથી એમ સિદ્ધ થાય છે.

પાશુપતમતાભિમાનીઓના ઉપર જણાવેલા પૂર્વપક્ષનું સમાધાન ભગવાન્ શંકરે આ પ્રમાણે કર્યુંઃ–"ઈશ્વરથી ભિન્ન જો આ જગતનું અન્ય ઉપાદાન કારણ હોય તો શ્રુતિમાં એક ઈશ્વરના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય એમ કહ્યું છે તે સંભવી શકે નહિ. નિમિત્તકારણના જ્ઞાનથી કાર્યનું જ્ઞાન થતું નથી, માટે ઈશ્વરને આ જગતના ઉપાદાન-

કારણ પણ માનવા જોઈએ. જો પ્રકૃતિને આ જગતનું ઉપાદાનકારણ માનીએ તો ' **एकमेवाद्वितीयं ब्रह्म** ' ( બ્રહ્મ એકજ અદ્વિતીય છે ) આ શ્રુતિ બ્રહ્મથી ભિન્ન અન્ય વસ્તુનો અસદ્ભાવ કહેનારી છે તેનો વિરોધ આવે છે. જેમ કરોળીઓ પોતાના જાળાનું ઉપાદાનકારણ ને નિમિત્તકારણ છે, અને આપણું સાક્ષિચેતન જેમ આપણા સ્વપ્ન-પ્રપંચનું ઉપાદાનકારણ ને નિમિત્તકારણ છે, તેમ ઈશ્વર આ જગતના ઉપાદાનકારણ ને નિમિત્તકારણ છે. કાર્યમાં ઉપાદાનકારણના ગુણો આવવાજ જોઈએ એવો નિયમ નથી, કેમકે માટી ને છાણ આદિમાંથી થનારા વીંછી આદિમાં માટી ને છાણ આદિના ગુણો ક્યાં જોવામાં આવે છે? ઉપાદાનકારણ પોતાના જેવા ધર્મવાળા કાર્યને ઉત્પન્ન કરે છે એમ પણ કહી શકાતું નથી. મનુષ્યના શરીરમાંથી નખ ને વાળ ઉપજે છે તે ક્યાં શરીરના જેવા ધર્મવાળા હોય છે?"

ઉપરનાં વચનોથી ને અન્ય પ્રમાણો ને યુક્તિવાળાં વચનોથી પાશુપતમતાભિમાનીઓના હૃદયમાં સત્યનો પ્રકાશ પડ્યો, અને તેમણે શંકરભગવાનનું શરણ ગ્રહણ કર્યું. આ પ્રમાણે જે જે દ્વૈતવાદીઓ આચાર્યભગવાનના સમાગમમાં આવતા તેમાંથી જેઓ પુણ્યશાળી હતા તેમના અંતઃકરણપર સત્યનો પ્રકાશ પડવા માંડ્યો, અને અદ્વૈતસિદ્ધાંત પુનઃ જનસમૂહમાં વિસ્તાર પામવા માંડ્યો.

કોઈ વેળા શ્રીગંગાના રમણીય તટઉપર વિરાજી આચાર્યભગવાન્ પોતાના જિજ્ઞાસુ શિષ્યને બ્રહ્મસૂત્રઉપરનું પોતાનું ભાષ્ય શીખવતા હતા. શિષ્યોને નિયમાનુસાર ભાષ્યનો પાઠ આપ્યા પછી તેઓશ્રી બ્રહ્માકારવૃત્તિ કરવાનો વિચાર કરતા હતા ત્યાં એક વૃદ્ધ બ્રાહ્મણે તેઓશ્રીની સમીપ આવી તેમને પૂછ્યું —" તમે કોણ છો ? અને આ વિદ્યાર્થીઓને તમે શું ભણાવતા હતા ? " આ પ્રશ્ન સાંભળીને આચાર્ય-

ભગવાનના એક શિષ્યે કહ્યું:–"આ અમારા સદ્ગુરુ છે. તેઓશ્રીએ બ્રહ્મસૂત્રઉપર શારીરકનામનું ભાષ્ય રચ્યું છે, જેમાં અદ્વૈતસિદ્ધાંતે પ્રમાણો ને યુક્તિઓવડે બહુ સ્ફુટ કર્યો છે, તે ભાષ્ય અમને અમારા ઉપર નિર્હેતુકી કૃપા કરીને ભણાવવાનો શ્રમ લેતા હતા." આવાં વચનો સાંભળી તે વૃદ્ધ બ્રાહ્મણે આચાર્યભગવાનને કહ્યું:–"તમારું વય નાનું પ્રતીત થાય છે, છતાં તમે અતિ ગંભીર ને ગૂઢ અર્થવાળો બ્રહ્મસૂત્રપર ભાષ્ય કર્યું છે એ સાંભળી મને બહુ આશ્ચર્ય થાય છે. જો તમે બ્રહ્મસૂત્રનું ભાષ્ય કર્યું હોય તો તમે હું પૂછું તે એક સૂત્રનું વ્યાખ્યાન કરી મને સંભળાવો." તે સાંભળી આચાર્યભગવાને તેમને કહ્યું:–"આપ જે સૂત્રનું વ્યાખ્યાન સાંભળવા ઇચ્છતા હો તે સૂત્ર પ્રસન્નમને કહો, એટલે નિરભિમાનપણે તેનું યથામતિ વ્યાખ્યાન કરવા પ્રયત્ન થઇ શકશે" આચાર્યભગવાનનાં આવાં સરલ ને અભિમાનરહિત વચનો સાંભળી તે વૃદ્ધ બ્રાહ્મણે કહ્યું:–"બ્રહ્મસૂત્રના ત્રીજા અધ્યાયના પ્રથમપાદના '**तदन्तरप्रतिपत्तौ रंहति संपरिष्वक्तः प्रश्ननिरूपणाभ्यां**' આ પહેલા સૂત્રના ઉપર તમારે જે બોલવું હોય તે બોલો." આચાર્યભગવાને તે સૂત્રનું સંક્ષેપમાં આ પ્રમાણે તાત્પર્ય કહ્યું:– "પૂર્વદેહથી ઉત્તરદેહની પ્રાપ્તિમાં જીવ દેહનાં બીજ જે પાંચ સૂક્ષ્મભૂતો તેવડે પરિવેષ્ટિત થયો છતો જાય છે એમ 'જલ પાંચમી આહુતિમાં જેમ પુરુષરૂપ પરિણામ પામે છે તેમ હે શ્વેતકેતો! તું જાણે છે?' એવા પ્રવાહણરાજાના પ્રશ્નથી ને 'એવી રીતે જલ પાંચમી આહુતિમાં પુરુષરૂપે પરિણામ પામે છે' એવા પ્રવાહણરાજાના ઉત્તરથી નિશ્ચય થાય છે."

તે વચનો સાંભળી તે વૃદ્ધબ્રાહ્મણે આ આઠ પ્રકારના પૂર્વપક્ષો તે વ્યાખ્યાનઉપર કર્યા:–"વ્યાપક જીવાત્મા ને ઇંદ્રિયો અન્ય શરીરમાં

પોતાનાં કર્મોવડે વૃત્તિરૂપ પરિણામ પામે છે એવો સાંખ્યશાસ્ત્રનો સિદ્ધાંત છે, તેથી પાંચ ભૂતોના સૂક્ષ્મ અંશોસહિત જીવનું અન્ય શરીરમાં જવું સંભવતું નથી. ૧ વિકલ્પરહિત આત્મા બીજા નવા શરીરમાં વિકલ્પસહિત વૃત્તિને પામે છે, ને ભોગ્ય ઇંદ્રિયો અન્ય શરીરમાં નવી ઉત્પન્ન થાય છે આવા બૌદ્ધના સિદ્ધાંતપ્રમાણે પણ તમારું કહેવું સંભવતું નથી. ૨ મન એકલું ભોગસ્થાન—શરીર—માં જાય છે એવા કણાદના મતથી પણ તમારું કહેવું વિરુદ્ધ છે. ૩ પોપટ જેમ એક વૃક્ષઉપરથી ઉડીને બીજા વૃક્ષઉપર બેસે છે તેમ જીવ એક શરીર સજીને બીજા શરીરમાં જાય છે એવા જૈનના સિદ્ધાંતથી પણ તમારું કહેવું વિપરીત છે. ૪ **यत्रास्य पुरुषस्य मृतस्याग्निं वागप्येति** ' ( જ્યારે આ મુએલા પુરુષની વાણી અગ્નિમાં લીન થાય છે ) ઇત્યાદિ શ્રુતિમાં અહીંજ ઇંદ્રિયો વિલીન થાય છે એમ કહ્યું છે, તેથી જીવની સાથે ઇંદ્રિયો જાય છે એમ તમે કહેતા હો તો તે તમારું કથન શ્રુતિવિરુદ્ધ છે. ૫ શ્રુતિમાં સ્વર્ગલોકરૂપ અગ્નિમાં શ્રદ્ધારૂપ આહુતિ હોમવાનું કહ્યું છે, પણ જલની આહુતિ હોમવાનું કહ્યું નથી; તેથી પણ જીવની સાથે સૂક્ષ્મભૂતોનું જવું સંભવતું નથી. ૬

ભણીનું દ્વાર ઊઘાડ્યું છે, ને ઉત્તરદિશાના કોઇ સર્વજ્ઞ ને પવિત્ર પુરુષે આવીને ઉત્તરદિશાનું દ્વાર ઊઘાડ્યું છે, પણ દક્ષિણદિશામાંથી કોઇ સર્વજ્ઞ ને પવિત્ર પુરુષે આવી હજીસુધી તે મંદિરનું દક્ષિણભણીનું દ્વાર ઊઘાડ્યું નથી." પછી પોતાના શરીરનું પ્રકટવું દક્ષિણભણી થયેલું હોવાથી પોતાને દક્ષિણદિશાના ગણી પોતે કાશ્મીરદેશમાં પધારી તે દેવીના મંદિરની આગળ પધાર્યા. મંદિરની સમીપ બેઠેલા સમર્થ વિદ્વાનોના પ્રશ્નોનાં યોગ્ય સમાધાનો આપી તેમનાં ચિત્તોને પ્રસન્ન કરી, તેમની પૂજાનો સ્વીકાર કરી, તેમણે ઊઘાડેલા તે મંદિરના દક્ષિણદ્વારથી તેઓશ્રીએ તે મંદિરમાં પ્રવેશ કર્યો, અને સર્વજ્ઞપીઠપર આરોહણ કરી ત્યાં વિરાજ્યા.

કાશ્મીરના સર્વ પંડિતોએ, આચાર્યભગવાન્ના જે શિષ્યો સાથે હતા તેમણે, ને સુધન્વારાજાએ આચાર્યભગવાન્નું વિધિપૂર્વક પૂજન કર્યું, અને ત્યાં આવેલા અન્ય સજ્જનોએ પણ તેઓશ્રીને બહુ માન આપ્યું, પશ્ચાત્ સુધન્વારાજાએ ઊભા થઇ આચાર્યભગવાને કરેલાં સર્વે શુભકામો સભાસદોને સંક્ષેપમાં કહી સંભળાવ્યાં. પછી આચાર્યભગવાને પોતાના શિષ્યોને છેવટનો આ પ્રમાણે પ્રસિદ્ધ ઉપદેશ આપ્યો:—

"હે શિષ્યો! આજે આ સ્થૂલશરીર ધારણ કરવાનું સર્વ કામ પૂર્ણ થયું છે. હવે તમે સૌ કૈવલ્ય મેળવવા ને મુમુક્ષુઓને જ્ઞાનોપદેશ આપવા સર્વદા ધૈર્ય, દઢતા ને સાવધાનતાથી ઉદ્યોગી રહેજો. તોટકે જ્યોતિર્મઠ સ્થાપી ઉત્તરદિશામાં આ વિદ્યાનો પ્રસાર કરવો, પદ્મપાદે પૂર્વદિશામાં ગોવર્ધનમઠ સ્થાપી તે દેશમાં આ વિદ્યાનો પ્રસાર કરવો, સુરેશ્વરે પશ્ચિમદિશામાં શારદામઠ સ્થાપી તે દેશમાં આ વિદ્યાનો પ્રસાર કરવો, ને હસ્તામલકે દક્ષિણદિશામાં શૃંગેરિમઠ સ્થાપી તે દેશમાં

આ વિદ્યાનો પ્રસાર કરવો. અન્ય સર્વે શિષ્યોએ આ ચારેને માન આપવું, અધિકારીને વૈદિકમાર્ગમાં પ્રવૃત્ત કરવા, ને દુરાચારીઓને સન્માર્ગે ચઢાવવા. હવે કૈલાસભણી વિચરવાનો સમય નજીક આવ્યો છે, માટે હવે આ શરીરનું તે ભણી પ્રયાણ થશે." પછી સુધન્વા-રાજાને વૈદિકમાર્ગનો ભરતખંડમાં સર્વત્ર પ્રસાર કરવાના કામમાં પોતાના શિષ્યોને યોગ્ય સાહાય્ય આપવાની આજ્ઞા કરી. પશ્ચાત્ સર્વ શિષ્યોના હિતમાટે પુનઃ નીચે પ્રમાણે ઉપદેશ કર્યો—

"હે મુમુક્ષુઓ! વેદાંતસિદ્ધાંતથી ભિન્ન જે જે મતો છે તે સર્વ પૂર્વપક્ષરૂપ છે, ને વેદાંતસિદ્ધાંત સિદ્ધાંતરૂપ છે તે સર્વદા સ્મરણમાં રાખજો. વેદાંતનો સિદ્ધાંત મેં તમને ભાષ્યાદિદ્વારા ને વ્યાખ્યાનદ્વારા બહુ વાર સ્પષ્ટ સમજાવ્યો છે. આત્મા બ્રહ્મસ્વરૂપજ છે. તે અકર્તા, અભોક્તા, અસંગ, સર્વધર્મરહિત, સૂક્ષ્મતમ ને સચ્ચિદાનંદરૂપ છે. આ આત્માનું યથાર્થજ્ઞાન સમર્થ સદ્‌ગુરુના ઉપદેશથી વિવેકાદિ સાધન-સંપન્ન પુરુષને થાય છે. એ જ્ઞાનની દૃઢતામાટે જિજ્ઞાસુએ વેદાંતનું શ્રવણ, મનન ને નિદિધ્યાસન કરવાં. ચિત્તની ચંચલતા બ્રહ્મધ્યાનવડે દૂર થાય છે, ને ચિત્તની મલિનતા નિષ્કામકર્મવડે દૂર થાય છે. વિષયાનંદથી બ્રહ્માનંદ અસંખ્યગુણ શ્રેષ્ઠ છે તે કદીપણ ભૂલશો નહિ. શ્વાનાદિને સુલભ એવા વિષયસુખમાં વિવેકી પ્રીતિ કરતા નથી. ઇંદ્રિયો તથા અંતઃકરણને બહિર્મુખ કરી વિષયોની સાથે જોડવાથી જે ક્ષુદ્ર આનંદ થાય છે તે જીવને બંધન કરનાર છે, ને ઇંદ્રિયો તથા અંતઃકરણને અંતર્મુખ કરવાથી જે પરમાનંદ મનુષ્યને થાય છે તે મોક્ષ આપનાર છે. શબ્દાદિ વિષયો અસત્ તુચ્છ ને બંધક છે એ તમે કદીપણ ભૂલશો નહિ. શબ્દાદિ વિષયો ને તેનાં ઉપકરણોરૂપ દ્રવ્યથી તમારા અંતઃકરણને ઉપરાગવાળું થવા દેશો નહિ. હાસ્યામર્ષ,

સોનારૂપાના કડકામાં, ગૃહમાં, ખેતરમાં, વાહનમાં ને માનમાં સુખને શોધવાનું નથી, પણ સ્વસ્વરૂપમાંજ નિરુપાધિક ને નિરવધિ સુખ શોધવાનું છે એ તમારા ધ્યાનબહાર નજ હોવું જોઇએ. તમે સૌ ઉદારબુદ્ધિવાળા થઈ બહુજ સંપસપીને રહેજો, ને ઉપદેશેલા પરમ-હિતકર અર્થનું આદરપૂર્વક સતત અનુષ્ઠાન કરતા રહેજો. સંશયવિપર્યયને અને પ્રમાદાદિ ચિત્તદોષોને વશ ન થજો."

આ પ્રમાણે શિષ્યોને ઉપદેશ આપી આચાર્યભગવાન્ સિંહાસન ઉપરથી ઊઠ્યા, એટલે સર્વેએ આચાર્યભગવાનને પ્રણામ કર્યા. આચાર્ય-ભગવાનના વિયોગનો સમય સમીપ આવેલો જણાવાથી શિષ્યોના હૃદયમાં બહુ ખેદ થવા લાગ્યો. પછી આચાર્યભગવાન્ કેટલાક શિષ્યોને ઋષ્યશૃંગાશ્રમમાં રાખી યોગ્ય અધિકારીઓને સન્માર્ગે ચઢાવી, પોતાના કેટલાક શિષ્યોને સાથે લઈ, બદરિકાશ્રમભણી વિચર્યા. તે પ્રદેશમાં રહેનારા મનુષ્યોને પણ પોતાના ઉપદેશામૃતનો લાભ આપી ત્યાંથી તેઓશ્રી કેદારનાથ પધાર્યા. ત્યાં અલ્પ સમય સ્થિતિ કરી. પછી પોતાના શરીરવડે ભરતખંડમાં જે જે કર્તવ્ય હતું તે સમાપ્ત થયેલું જાણી પોતે કૈલાસ પધાર્યા.



शिव एव गुरुः साक्षात् गुरुरेव शिवः स्वयम् ।
उभयोरन्तरं किंचिन्न ज्ञातव्यं मुमुक्षुभिः ॥

સાક્ષાત્ શ્રીમહેશ્વરજ ગુરુરૂપ છે, ને શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુ પોતેજ શિવરૂપ છે. મોક્ષેચ્છુઓએ તે બંનેમાં લેશપણ અંતર ન જાણવું જોઇએ.

॥ ૐ ॥

## શ્રીમચ્છંકરાચાર્યપ્રણીત ગ્રંથોની ટીપ*

| | | | |
|---|---|---|---|
| ૧ | અચ્યુતાષ્ટક | ૨૧ | કાશીવિશ્વનાથસ્તોત્ર |
| ૨ | અન્નપૂર્ણાસ્તોત્ર | ૨૨ | કૃષ્ણાષ્ટક |
| ૩ | અપરાધક્ષમાપનસ્તોત્ર | ૨૩–૨૪ | કેનોપનિષદ્‌ભાષ્ય, બે પ્રકારનું. |
| ૪ | અપરોક્ષાનુભૂતિ | ૨૫ | કૌપીનપંચક |
| ૫ | અંબાષ્ટક | ૨૬ | ક્ષમાષ્ટક |
| ૬ | અવધૂતષટ્ક | ૨૭ | ગંગાષ્ટક |
| ૭ | આત્મપંચક | ૨૮ | ગણેશાષ્ટક |
| ૮ | આત્મબોધ | ૨૯ | ગાયત્રીભાષ્ય |
| ૯ | આત્મષટ્ક | ૩૦ | ગુરુપ્રાતઃસ્મરણ |
| ૧૦ | આત્માનાત્મવિવેક | ૩૧ | ગુર્વષ્ટક |
| ૧૧ | આનંદલહરી | ૩૨ | ગોવિંદાષ્ટક |
| ૧૨ | ઈશાવાસ્યોપનિષદ્‌ભાષ્ય | ૩૩ | ગાડપાદીય માંડૂક્યકારિકાપરભાષ્ય |
| ૧૩ | ઉપદેશસહસ્રી—ગદ્યબંધ | ૩૪ | ચર્પટપંજરિકા |
| ૧૪ | ઉપદેશસહસ્રી—પદ્યબંધ | ૩૫ | ચિદાનંદસ્તવરાજ |
| ૧૫ | ઐતરેયોપનિષદ્‌ભાષ્ય | ૩૬ | છાંદોગ્યોપનિષદ્‌ભાષ્ય |
| ૧૬ | કઠોપનિષદ્‌ભાષ્ય | ૩૭ | જગન્નાથસ્તોત્ર |
| ૧૭ | કામાક્ષીસ્તોત્ર | ૩૮ | જગન્નાથાષ્ટક |
| ૧૮ | કાલભૈરવાષ્ટક | ૩૯ | તત્ત્વબોધ |
| ૧૯ | કાલીકાસ્તોત્ર | ૪૦ | તૈત્તિરીયોપનિષદ્‌ભાષ્ય |
| ૨૦ | કાશીપંચક | ૪૧ | ત્રિપુરસુંદરીમાનસપૂજા |

* આમાંના કોઈ ગ્રંથ ને કોઈ સ્તોત્ર આચાર્ય ભગવાનનાં રચેલાં નહિ પણ હોય.

૪૨ ત્રિપુરસુંદરીસ્તોત્ર
૪૩ ત્રિવેણીસ્તોત્ર
૪૪ દક્ષિણામૂર્તિસ્તોત્ર
૪૫ નર્મદાષ્ટક
૪૬ નિરંજનાષ્ટક
૪૭ નિર્વાણદશક
૪૮ નિર્વાણષટ્ક
૪૯ પરાપૂજા
૫૦ પ્રપંચસાર
૫૧ પ્રબોધસુધાકર
૫૨ પ્રશ્નોત્તરમાલિકા
૫૩ પ્રશ્નોપનિષદ્ભાષ્ય
૫૪ બૃહદારણ્યકોપનિષદ્ભાષ્ય
૫૫ બ્રહ્મચિંતનિકા
૫૬ બ્રહ્મનામાવલી
૫૭ બ્રહ્મસૂત્રભાષ્ય કે શારીરિક-મીમાંસાભાષ્ય
૫૮ ભગવદ્ગીતાભાષ્ય
૫૯ ભૃગુવલ્લ્યુપનિષદ્ભાષ્ય
૬૦ મઠામ્નાયાદિવિચાર
૬૧ મણિકર્ણિકાષ્ટક
૬૨ મનીષાપંચક
૬૩ મહાવાક્યવિવેક
૬૪ માંડૂક્યોપનિષદ્ભાષ્ય
૬૫ મુંડકોપનિષદ્ભાષ્ય
૬૬ મોહમુદ્ગર
૬૭ યમુનાષ્ટક
૬૮ યોગતારાવલી
૬૯ રાઘવાષ્ટક
૭૦ લઘુવાક્યવૃત્તિ
૭૧ વજ્રસૂચ્યુપનિષદ્
૭૨ વરદગણેશસ્તોત્ર
૭૩ વાક્યવૃત્તિ
૭૪ વાક્યસુધા
૭૫ વિજ્ઞાનનૌકા
૭૬ વિવેકચૂડામણિ
૭૭ વિષ્ણુસહસ્રનામભાષ્ય
૭૮ શતશ્લોકી
૭૯ શિવપંચાક્ષરસ્તોત્ર
૮૦ શિવાનંદલહરી
૮૧ ષટ્પદીસ્તોત્ર
૮૨ સદાચારસ્તોત્ર
૮૩ સનત્સુજાતીયવિવરણ
૮૪ સર્વવેદાંતસિદ્ધાંતસારસંગ્રહ
૮૫ સાધનપંચક
૮૬ હરિમીડેસ્તોત્ર
૮૭ સ્વાત્મનિરૂપણ

[*]



# ॥श्रीशंकराचार्यनां अष्टादशरत्नो

श्रीमन्नाथशर्मविरचित

## भावार्थदीपिकाटीकासहित॥

॥ ॐ ॥

### १ श्रीसाधनपञ्चकस्तोत्र ॥

ભાવાર્થદીપિકાટીકાસહિત



#### મંગલાચરણ ને ટીકાની પ્રતિજ્ઞા

દોહરો

બ્રહ્માર્પણનું ધ્યાન ધરી, વંદી સદ્ગુરુપાય;<br>
સાધનપંચકની ટીકા, ગુર્જરગિરા લખાય. ૧

આ સાધનપંચકમાં એટલે જિજ્ઞાસુઓને બ્રહ્મજ્ઞાન મેળવવાનાં સાધનોનો ઉપદેશ કરનારા આ પાંચ શ્લોકોમાં પૂજ્યચરણ શ્રીશંકર-ભગવાને સામાન્ય અધિકારીએ પારમાર્થિક ક્યાં સાધનોનું કેવા ક્રમથી અનુષ્ઠાન કરી, બ્રહ્મનું જ્ઞાન સંપાદન કરી, વિદેહકૈવલ્ય પ્રાપ્ત કરવું જોઈએ તે દર્શાવ્યું છે. તેના પહેલા શ્લોકમાં વેદાધ્યયનથી માંડીને વૈરાગ્યવડે પોતાના ગૃહના ત્યાગસુધીનાં સાધનો નીચે પ્રમાણે દર્શાવ્યાં છેઃ–

वेदो नित्यमधीयतां तदुदितं कर्मस्वनुष्ठीयतां,
तेनेशस्य विधीयतामपचितिः काम्ये मतिस्त्यज्यताम् ।
पापौघः परिधूयतां भवसुखे दोषोऽनुसंधीयता-
मात्मेच्छा व्यवसीयतां निजगृहात्तूर्णं विनिर्गम्यताम् ॥ १ ॥

**વેદનું નિત્ય અધ્યયન કરવું, તેમાં કહેલા કર્મનું સારી રીતે અનુષ્ઠાન કરવું, તે કર્મવડે શ્રીઈશ્વરની પૂજા કરવી, કામ્યકર્મમાં રહેલી પ્રીતિ મૂકી દેવી, પાપના સમૂહને સારી રીતે ધોઈ નાંખવો, સંસારના સુખમાં દોષનું અનુસંધાન કરવું, આત્માને જાણવાની દૃઢ ઇચ્છા કરવી, ને પછી પોતાના ઘરમાંથી શીઘ્ર નીકળી જવું.**

દુઃખાભાવરૂપ ને પરમાનંદરૂપ મોક્ષને ઇચ્છનાર દ્વિજે પ્રથમ કર્મકાંડરૂપ વેદભાગનું શ્રદ્ધા તથા આદરથી અર્થના જ્ઞાનપૂર્વક શુદ્ધ ઉચ્ચારવડે નિત્ય અધ્યયન કરવું. પછી તે કર્મકાંડરૂપ વેદભાગમાં કહેલાં અંતઃકરણને પવિત્ર કરનારાં નિત્યનૈમિત્તિક કર્મોનું આ લોકના ને પરલોકના કાંઈ પણ ફલની ઇચ્છા રાખ્યા વિના—માત્ર પોતાના અંતઃકરણની શુદ્ધિનીજ ઇચ્છા રાખીને—રહસ્ય સમજી આદરપૂર્વક સારી રીતે અનુષ્ઠાન કરવું. તે નિષ્કામકર્મો પરમાત્માને અર્પણ કર્યાની ભાવના કરીને તે કર્મોવડે સર્વ જગતના નિયામક પ્રભુની પૂજા કરવી. આ લોકના ને પરલોકના કોઈ પણ ફલની ઇચ્છા રાખીને કોઈ પણ કામ્યકર્મ કરવાની બુદ્ધિ પણ ન કરવી કામ્યકર્મ પુરુષના ભવભ્રમણનો નાશ કરનારું નથી, પણ તેના ભવભ્રમણમાં વધારો કરનારું છે, માટેજ તે કરવાનો વિચાર કરવાની પણ ના પાડી છે. એવી રીતે વેદોક્ત નિત્યનૈમિત્તિક કર્મો કરીને તથા કામ્યકર્મનો પરિત્યાગ કરીને પૂર્વના પાપસંસ્કારના

સમૂહને પોતાના અંતઃકરણમાંથી સારી રીતે ધોઇ નાંખવો, અર્થાત્ આ શુભકર્મોના સંસ્કારના સમૂહવડે તેને બલહીન એટલે અશુભવાસના ન ઉપજાવી શકે એવો કરી નાંખવો. એવી રીતે પોતાના અંતઃકરણને પવિત્ર કર્યા પછી આ સંસારનાં સુખોમાં–અજ્ઞાનકાલે અનુકૂલ લાગતા શબ્દાદિ વિષયોથી ને તેનાં સાધનો સ્ત્રીદ્રવ્યાદિથી ઉપજતાં કથનમાત્ર વ્યાવહારિક સુખોમાં–એ સુખો અસત્, તુચ્છ, બંધક, સાતિશયતાયુક્ત ને પરાધીન છે એમ વારંવાર દોષોનું દઢતા ને સાવધાનતાથી અનુસંધાન કરવું. ઘણા કાલથી પુરુષને વિષયોમાં રમણીયપણાની બુદ્ધિ (નિશ્ચય) હોવાથી તુરત તેમાં દોષદર્શન થાય નહિ, માટે તેમાં રહેલા દોષોનું વારંવાર અનુસંધાન કરવાનું કહ્યું છે. વિષયોમાં દઢદોષદર્શન થયા વિના વિષયોમાં તીવ્ર વૈરાગ્ય થાય નહિ, ને તેમ થયા વિના આત્માના વાસ્તવિક સ્વરૂપને જાણવાની તીવ્ર ઇચ્છા ઉપજે નહિ. વિષયોમાં તીવ્ર વૈરાગ્ય ઉપજ્યા પછી આત્મસ્વરૂપને જાણવાની અડગ ઇચ્છા કરવી મનમાં તીવ્ર વૈરાગ્ય ને તીવ્ર મુમુક્ષુતા ઉત્પન્ન થયા પછી જો પ્રારબ્ધકર્મ અનુકૂલ હોય તો પોતાના ઘરમાંથી બ્રહ્મવેત્તાના સમાગમ-માટે શીઘ્ર નીકળી જવું. જો પ્રતિબંધક પ્રારબ્ધને લીધે નિત્યને માટે ઘરમાંથી ન નીકળી શકાય તો સમયને માટે સત્સંગસારુ નીકળી જવું, ને મનને તો સદાને માટેજ ઘરની તૃષ્ણામાંથી બહાર નીકળી જવા દેવું. ૧

મનુષ્યે પોતાના ઘરમાંથી નીકળી જઈ જ્યાં ત્યાં નિરર્થક ભટક્યા કરવાનું કે માગી ખાવાનું નથી, પણ આત્મસ્વરૂપને જાણવામાટે યોગ્ય પ્રયત્ન કરવાનો છે તે પ્રયત્ન કયો એમ જાણવાની ઇચ્છા થાય તો આચાર્યભગવાન્ તેનું ઉત્તર નીચેના બીજા શ્લોકવડે આપે છેઃ—

**संगः सत्सु विधीयतां भगवतो भक्तिर्दृढा धीयतां,**
**शांत्यादिः परिचीयतां दृढतरं कर्माशु संत्यज्यताम् ।**
**सद्विद्वानुपसर्पतां प्रतिदिनं तत्पादुके सेव्यतां,**
**ब्रह्मैकाक्षरमर्थ्यतां श्रुतिशिरोवाक्यं समाकर्ण्यताम् ॥ २ ॥**

**પછી સત્પુરુષોનો સમાગમ કરવો, પરમાત્માની દૃઢ ભક્તિ કરવી, શાંતિ આદિ શુભગુણોનો સારી રીતે સંગ્રહ કરવો, વધારે દૃઢ કર્મનો શીઘ્ર સારી રીતે ત્યાગ કરવો, શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ પુરુષનું શરણ ગ્રહણ કરવું, પ્રતિદિવસ તેમની પાદુકાનું સેવન કરવું, તેમની પાસે એક ને અવિનાશી બ્રહ્મના ઉપદેશની પ્રાર્થના કરવી, ને તેમની પાસેથી ઉપનિષદોનાં વાક્યોનું સાવધાનતાપૂર્વક શ્રવણ કરવું.**

તીવ્રતમ વૈરાગ્યના પ્રાદુર્ભાવવડે પોતાના ઘરમાંથી નીકળી ગયા પછી સુવિચાર ને સદાચારનું સેવન કરનારા ઉત્તમ પુરુષોનો પ્રીતિપૂર્વક સમાગમ કરવો, કે જેથી પોતાના વિવેકવૈરાગ્યાદિની દૃઢતા થાય. જ્ઞાનના પ્રતિબંધક સંસ્કારોની નિવૃત્તિમાટે તથા ચિત્તની એકાગ્રતામાટે પરમકારુણિક પરમાત્માની પ્રેમપૂર્વક અડગ ભક્તિ-સ્મરણધ્યાન-કરવી. શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરતિ ને તિતિક્ષા એ ૭ સંપત્તિરૂપ શુભગુણોનો પોતાના હૃદયમાં સારી રીતે સંગ્રહ કરવો. આત્મસ્વરૂપના જ્ઞાનની પ્રાપ્તિમાં વધારે પ્રતિબંધ કરનારાં કામ્ય ને નિષિદ્ધ કર્મોનો શીઘ્ર વિધિપૂર્વક ત્યાગ કરવો. હાથમાં યથાશક્તિ ભેટ લઈ, નમ્ર થઈ, શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુને શરણે જવું. પ્રતિદિવસ તેમની બે પાદુકાઓનું ને તેવડે સૂચવાતા તેમના સદ્વિચારનું ને સદાચારનું પરમપ્રીતિથી સેવન કરવું. પછી શ્રીસદ્ગુરુની પ્રસન્નતા ને અનુકૂલતા જોઈ "હે

प्रभो! मने ब्रह्मनो उपदेश करवानी कृपा करो " एम तेओश्रीपासे एक ने अविनाशी ब्रह्मना उपदेशनी विनयपूर्वक बहुभावथी प्रार्थना करवी. तेओश्री कृपा करीने जे उपदेश करे तेनुं बहु श्रद्धा ने बहु आदरथी श्रवण करी पछी तेमां रहेला संशयनी निवृत्तिमाटे तेओश्रीनी पासेथी वेदना अंतभागरूप वा रहस्यभागरूप ( ज्ञानभागरूप ) उपनिषदोनुं प्रीति ने सावधानताथी लांबा समयसुधी-संशयो दूर थाय त्यांसुधी-श्रवण करवुं. २

विधिवत् श्रवण कर्या पछी मुमुक्षुए तेनुं एकांतमां युक्तिपूर्वक मनन करी पछी निदिध्यासनादि करवां जोइए एम तेओश्री नीचेना त्रीजा श्लोकवडे उपदेश करे छे:—

वाक्यार्थश्च विचार्यतां श्रुतिशिरःपक्षः समाश्रीयतां,
दुस्तर्कात्सुविरम्यतां श्रुतिमतस्तर्कोऽनुसंधीयताम् ।
ब्रह्मैवास्मि विभाव्यतामहरहो गर्वः परित्यज्यतां,
देहेऽहंमतिरुज्झतां बुधजनैर्वादः परित्यज्यताम् ॥ ३ ॥

पछी वाक्यना अर्थनो विचार करवो, वेदांतना पक्षनो सारी रीते आश्रय करवो, कुतर्कथी सारी रीते विराम पामवुं, श्रुतिने अनुकूल एवा तर्कनुं वारंवार अनुसंधान करवुं, हुं ब्रह्मज छुं एवी दृढभावना नित्यप्रति करवी, मिथ्याभिमाननो परित्याग करवो, शरीरमां रहेली हुंपणानी बुद्धिने त्यजी देवी, ने ज्ञानिपुरुषोनी साथेना वादनो परित्याग करवो.

तत्त्वमसि—आ जगतना विवर्तोपादानकारणरूप जे सद्रूप ब्रह्म छे ते तुं छे-इत्यादि श्रीसद्‌गुरुए उपदेश करेलां वेदवाक्योना वास्तविक अर्थनो एकांतमां शांतचित्ते आदरपूर्वक विचार करवो. श्रवण करेला अर्थनो एकांतमां शांतचित्ते आदरपूर्वक विचार करवाथी

અર્થાત્ શ્રવણ કરેલા અર્થનું વિધિપૂર્વક મનન કરવાથી સાંભળેલા શાસ્ત્રીય વિષયમાં કાંઇ સંશય રહેતો હોય તો તે દૂર થાય છે. ઉપનિષદોએ પ્રતિપાદન કરેલા કેવલાદ્વૈતસિદ્ધાંતથી ભિન્ન બીજા સર્વ પક્ષો આ સિદ્ધાંતને સમજાવવામાટે પૂર્વપક્ષરૂપ છે એમ સમજી તેમાં પરમાદર ન રાખતાં ઉપનિષદોના કેવલાદ્વૈતસિદ્ધાંતના પક્ષનોજ સંશયવિપર્યયનો પરિત્યાગ કરી આશ્રય કરવો. તર્કની કોઇ સ્થલે સ્થિતિ ન હોવાથી શ્રુતિઓથી ને સ્મૃતિઓથી વિરુદ્ધ મનઃકલ્પિત દુષ્ટ તર્કો જે બુદ્ધિને દૂષિત કરનારા છે તેમનાથી અત્યંત વિરામ પામવું. શ્રુતિસ્મૃતિઓને અનુસરતા સુતર્કો જે અદ્વૈતનિશ્ચયના પોષક છે તેનું પોતાની બુદ્ધિની સ્વસ્થતામાટે વારંવાર અનુસંધાન કરવું. હું સ્થૂલશરીર, સૂક્ષ્મશરીર કે કારણશરીર નથી, તેમજ ચિદાભાસ એટલે જીવ પણ હું નથી, પણ હું તો એ સર્વેથી વિપરીતસ્વભાવવાળો—સચ્ચિદાનંદસ્વરૂપ પ્રત્યગભિન્ન બ્રહ્મજ—છું, આવી ભાવના આદરપૂર્વક વારંવાર નિરંતર કર્યા કરવી. આવી ભાવનાને નિદિધ્યાસન કહે છે. તેવડે દેહાદિ જડમાં રહેલી હુંપણાની—આત્માની—ભ્રાંતિ ને પ્રતીત થતા આ અસત્ જગતમાં રહેલી સત્યપણાની ભ્રાંતિ દૂર થાય છે. ધન, સત્તા, રૂપ, વર્ણ, આશ્રમ, ગુણ ને વિદ્યાદિ જડ પદાર્થોની સાથે સંબંધ રાખનારા ને મુમુક્ષુને આત્મજ્ઞાનની ઉત્પત્તિમાં પ્રતિબંધ કરનારા સર્વ પ્રકારના ગર્વનો શુદ્ધભાવથી પરિત્યાગ કરવો. સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ એ ત્રણે શરીરમાંથી હુંપણાની બુદ્ધિનો એટલે આત્મપણાના નિશ્ચયનો તિરસ્કારપૂર્વક ત્યાગ કરવો. જ્ઞાનિપુરુષોની સાથે દેહાદિનું અભિમાન વધારી અધોગતિએ પહોંચાડનારા જલ્પ ને વિતંડાનામના વાદ નજ કરવા, માત્ર અગત્ય જણાય તો તેમની સાથે પોતાના બોધની દૃઢતામાટે તત્ત્વનો નિર્ણય કરનારી વાતચીતરૂપ વાદ કરવો.

મનનવડે પ્રતીત થનારા પાંચ પ્રકારના ભેદો, ત્રણ પ્રકારના ભેદો ને ત્રણ પ્રકારના પરિચ્છેદો વ્યાવહારિક છે, તેમનો બ્રહ્મથી અભિન્ન આત્મામાં સદ્ભાવ નથી એમ સ્પષ્ટ સમજાય છે. ઈશ્વરજીવનો ભેદ, ઈશ્વરજડનો ભેદ, જીવજીવનો ભેદ, જીવજડનો ભેદ ને જડજડનો ભેદ આ સ્વપ્નમાં પ્રતીત થતા પાંચ પ્રકારના ભેદો જેમ મિથ્યા છે તેમ જાગ્રતમાં પ્રતીત થતા આ પાંચ પ્રકારના ભેદો પણ મિથ્યા છે. આ ભેદો તેમની ઉપાધિએ કરેલા હોવાથી સત્ય નથી, અર્થાત્ સર્વ પ્રકારની ઉપાધિથી રહિત આત્મામાં તે ભેદોનો ગંધ પણ નથી. સ્વગત, સજાતીય ને વિજાતીય આ ત્રણ પ્રકારના ભેદો પણ શુદ્ધાત્મામાં નથી. અવયવોથી અવયવીનો ભેદ સ્વગતભેદ કહેવાય છે, એકજ જાતિવાળાનો પરસ્પર ભેદ સજાતીય ભેદ કહેવાય છે, ને અન્ય જાતિવાળાથી ભેદ વિજાતીયભેદ કહેવાય છે. આત્મા નિરવયવ હોવાથી તેમાં સ્વગતભેદ સંભવતો નથી. આત્માથી ભિન્ન બીજો કોઇ આત્મા અહીં નહિ હોવાથી તેમાં સજાતીયભેદ સંભવતો નથી, જીવાત્માઓનો ઉપાધિને લીધે ભલે વ્યાવહારિક સજાતીયભેદ હોય, પણ નિરુપાધિક આત્મામાં તો કોઇ અન્ય નિરુપાધિક આત્મા નહિ હોવાથી સજાતીયભેદ સંભવતો નથી, ને વિજાતીય એવાં માયા ને માયાનાં કાર્યો તો કલ્પિત હોવાથી તેઓ આત્માની સાથે વાસ્તવિક વિજાતીયભેદ ઉપજાવવા સમર્થ થતાં નથી, તેથી આત્મામાં વિજાતીયભેદ પણ સંભવતો નથી. દેશપરિચ્છેદ, કાલપરિચ્છેદ ને વસ્તુપરિચ્છેદ આ ત્રણ પ્રકારના પરિચ્છેદ પણ આત્મામાં નથી. આત્મા સર્વવ્યાપક હોવાથી તેમાં દેશપરિચ્છેદ સંભવે નહિ, આત્મા ત્રણે કાલમાં રહેનારો હોવાથી તેમાં કાલપરિચ્છેદ સંભવે નહિ, ને આત્મા સર્વ વસ્તુઓના આત્મરૂપ ( વાસ્તવિકરૂપ ) હોવાથી તેમાં વસ્તુપરિચ્છેદ પણ સંભવે નહિ. આ મનનનું પરિણામ

પ્રતીત થતા ભેદોમાં અભેદનો નિશ્ચય કરવામાં લાવવાનું હોવાથી સર્વ પ્રમાણોમાં શ્રેષ્ઠ ઉપનિષદોના પક્ષનો સારી રીતે આશ્રય કરવો જોઇએ. મનન યુક્તિઓવડે થાય છે. યુક્તિઓ એટલે તર્કોનું કાંઇ ઠેકાણું નથી. નિર્બલ તર્ક તેથી ચઢીઆતા તર્કથી અવશ્ય બાધ પામે છે. એમ તર્કનો પ્રવાહ ચાલ્યા કરે છે. મનુષ્ય જો તર્કની પરંપરાના પ્રવાહમાં તણાયા કરે તો તેને વિશ્રાંતિનું સ્થાન પ્રાપ્ત થાયજ નહિ, માટે આચાર્યભગવાન્ કહે છે કે શ્રુતિસ્મૃતિથી વિપરીત તર્કથી સારી રીતે ઉપરામ પામવું, ને શ્રુતિસ્મૃતિને અનુકૂલ હોય તેવા તર્કનું મનનની દૃઢતામાટે અનુસંધાન કરવું. મનનવડે બ્રહ્મનું પરોક્ષજ્ઞાન થાય છે. તે પરોક્ષજ્ઞાનનું અપરોક્ષજ્ઞાનરૂપ પરિણામ લાવવામાટે નિદિધ્યાસન કરવું જોઇએ."હું બ્રહ્મજ છું, દેહાદિ હું નથી," આમ આદરપૂર્વક નિત્યપ્રતિ ભાવના કર્યા કરવી. બ્રહ્મનો સાક્ષાત્કાર થતાંસુધી આ બ્રહ્મભાવના વા બ્રહ્મધ્યાન ચાલુ રાખવું. દેહાદિની સાથે સંબંધ રાખનારા કોઈ પણ અનાત્મ પદાર્થનું અભિમાન રાખવું નહિ. દેહાભિમાનને સ્થાને બ્રહ્માભિમાન લાવવાનું હોવાથી દેહાભિમાનનું પોષણ કરનારા અન્ય ગર્વનો પરિત્યાગ કરવાનું સૂચવ્યું છે. ડાળો કાપ્યા પછી મૂલસહિત થડ પણ કાપી નાંખવું જોઇએ, માટે બીજા ગર્વનો પરિત્યાગ કર્યા પછી દેહમાં રહેલી હુંપણાની બુદ્ધિનો ત્યાગ કરવાની પણ આવશ્યકતા દેખાડી છે. સ્થૂલશરીર પંચીકૃત પાંચ ભૂતોનું બનેલું છે, ને સૂક્ષ્મશરીર અપંચીકૃત પાંચ ભૂતોનું બનેલું છે. આત્માને વળગેલાં આ પાંચ ભૂતોનો વળગાડ શ્રીમદ્ગુરુરૂપ ભુવાદ્વારા દૂર કરવો જોઇએ. પોતાનો પક્ષ સ્થાપન કરવાના દુરાગ્રહવાળો જલ્પ અને અન્યના મતમાં દૂષણ બતાવવાના આગ્રહવાળો વિતંડા એ નામના વાદવડે ચિત્તની શાંતિનો ભંગ થાય છે, માટે તેવો વાદ કોઇની સાથે મુમુક્ષુએ નજ કરવો જોઇએ; તેમાં પણ જ્ઞાનિજનોની સાથે તો તેવા

વાદમાં તેણે નજ ઊતરવું જોઇએ. જ્ઞાનિજનોના કથનનું તેણે આદર-પૂર્વક શ્રવણ કરવું, ને જ્યાં શંકા થાય ત્યાં તેનું વિનયપૂર્વક સમાધાન પૂછવું એ કર્તવ્ય છે. ૩

હવે પૂર્વોક્ત નિદિધ્યાસનનો પરિપાક કરનારી સામગ્રીને મુમુક્ષુઓ-ઉપર કૃપા કરીને આચાર્યભગવાન્ વર્ણવે છેઃ—

**क्षुद्व्याधिश्च चिकित्स्यतां प्रतिदिनं भिक्षौषधं भुज्यतां,**
**स्वाद्वन्नं न तु याच्यतां विधिवशात् प्राप्तेन संतुष्यताम्।**
**शीतोष्णादि विषह्यतां न तु वृथा वाक्यं समुच्चार्यता-**
**मौदासीन्यमभीप्स्यतां जनकृपानैष्ठुर्यमुत्सृज्यताम् ॥ ४ ॥**

ભૂખરૂપ રોગનો ઉપાય કરવો-પ્રતિદિવસ ભિક્ષાન્નરૂપ ઓસડ ખાવું. સ્વાદવાળા અન્નની માગણી ન કરવી, પ્રારબ્ધથી પ્રાપ્ત થયેલાવડે સંતોષ રાખવો. ટાઢતડકાદિને સારી રીતે સહન કરવાં, તથા પ્રયોજનવિનાનું વચન ન બોલવું, ઉદાસીનપણાને સર્વભણીથી ઇચ્છવું, ને મનુષ્યોઉપર કૃપા કરવાનું તથા નિર્દયતા કરવાનું મૂકી દેવું.

જીવતા મનુષ્યને પ્રાણધારણ કરવામાટે પ્રાણના ધર્મરૂપ ભૂખની નિવૃત્તિ અન્નાદિવડે કરવી પડે છે; ભૂખ એ એક પ્રકારનો રોગ છે એમ સમજી તેની નિવૃત્તિમાટે જિજ્ઞાસુ સન્યાસીએ પ્રતિદિવસ ભિક્ષાન્નરૂપ ઓસડ ખાવું. ભિક્ષાન્ન ખાવાનું કહેવાવડે સંન્યાસીએ પોતાને માટે જાતે રાંધવું નહિ, તથા આપત્કાલવિના અન્યપાસે રંધાવવું નહિ એમ સૂચવ્યું છે. રોગનિવૃત્તિમાટે જેમ ઓસડ પરિમિત લેવાય છે તેમ ભૂખરૂપ રોગની નિવૃત્તિમાટે ભિક્ષાન્ન પણ પરિમિત લેવું. અત્યાહાર ન કરવો, નહિ તો ઇંદ્રિયો વ્યાકુલ થાય,

ને આલસ્યાદિ દોષો સાધનમાં વિઘ્ન ઉપજાવે. જ્યાં ભિક્ષા માગવા જવું ત્યાં કદીપણ સ્વાદવાળા અન્નની માગણી કોઇની પાસે ન કરવી. પોતાનાં પ્રારબ્ધકર્મથી જે સ્વાદવાળું કે સાધારણ પવિત્ર અન્ન પ્રાણધારણ કરવાજેટલું પ્રાપ્ત થાય તેમાં સંતોષ રાખવો. ટાઢતડકો, ભૂખતરષ ને માનાપમાનાદિ પ્રાપ્ત થાય તેમને ચિંતા કે વિલાપ કર્યાં વિના મિથ્યા સમજી સહન કરવાં. નિરર્થક બોલવાનો સ્વભાવ રાખવાથી અંતઃકરણ તથા ઇંદ્રિયો વ્યાકુલ થાય છે, માટે સ્વપરના પ્રયોજનવિનાનું કાંઈ ન બોલવું. દશ્યમાં ઉદાસીનતા લાવ્યા વિના પરમાત્માનો સાક્ષાત્કાર થઈ શકતો નથી, માટે એવા ઉદાસીનપણાને સર્વભણીથી ઇચ્છવું. પ્રાણીઓપર વિશેષ કૃપા રાખવાથી રાગવડે બંધન થાય છે, ને તેમના ઉપર નિર્દયતા રાખવાથી અંતઃકરણ મલિન થાય છે, માટે તે બંનેનો ત્યાગ કરી, તેમના ઉપર મધ્યસ્થભાવવાળી સામાન્ય દયા રાખવી. ૪

નિદિધ્યાસનના પરિપાકવડે પરમતત્ત્વનો સાક્ષાત્કાર કરી પછી પ્રારબ્ધકર્મની સમાપ્તિએ બ્રહ્મરૂપે સ્થિતિ કરવી એમ નીચેના શ્લોકવડે આચાર્યશ્રી બોધ કરે છે:—

एकान्ते सुखमास्यतां परतरे चेतः समाधीयतां,
पूर्णात्मा सुसमीक्ष्यतां जगदिदं तद्बाधितं दृश्यताम्,
प्राक्कर्म प्रविलाप्यतां चितिबलान्नाप्युत्तरैः श्लिष्यतां,
प्रारब्धं त्विह भुज्यतामथ परब्रह्मात्मना स्थीयताम् ॥५॥

એકાંતમાં સુખપૂર્વક બેસવું, માયાથી પરમાં—બ્રહ્મમાં—ચિત્તને સારી રીતે એકાગ્ર કરવું, પૂર્ણાત્માનો સારી રીતે સાક્ષાત્કાર કરવો, તેવડે આ જગતને બાધ પામેલું જોવું,

**ચૈતન્યના સામર્થ્યથી સંચિતકર્મોને સારી રીતે વિલીન કરવાં, અને ઉત્તરોની-ક્રિયમાણ કર્મોની—સાથે ન જોડાવું, અહીં પ્રારબ્ધકર્મને ભોગવવું, ને પછી પરબ્રહ્મરૂપે સ્થિતિ કરવી.**

સ્થાનની, મનની ને શરીરની કેવી સ્થિતિ નિદિધ્યાસનમાં ઉપયોગી છે તે પ્રથમ જણાવે છે.

સ્ત્રીઓ, દુર્જનો તથા હિંસક ને પીડા કરનારાં પ્રાણીઓથી રહિત અને શરીરને રોગ ઉત્પન્ન ન કરે એવા, પવિત્ર, મનુષ્યોવિનાના ને રમણીય સ્થાનમાં મનને પ્રસન્ન રાખી શરીરને અનુકૂલ આવે એવા આસને કંબલાદિના આસનપર બેસવું. માયાનાં આકાશાદિ કાર્યોથી માયાપર એટલે સૂક્ષ્મ ને વ્યાપક છે. તેનાથી બ્રહ્મ પરતર એટલે વધારે પર છે, માટે બ્રહ્મને પરતર કહ્યું છે. એવા પરતરમાં-બ્રહ્મમાં -તેનો સાક્ષાત્કાર કરવામાટે પોતાના પવિત્ર ચિત્તને સારી રીતે એકાગ્ર કરવું. ચપલ ચિત્તથી સૂક્ષ્મતમ બ્રહ્મનો સાક્ષાત્કાર થઇ શકવાનો સંભવ ન હોવાથી ચિત્તને સારી રીતે એકાગ્ર કરવાનું કહ્યું છે. દેશાદિના પરિચ્છેદવિનાના બ્રહ્મથી અભિન્ન પોતાના આત્માનો પૂર્વોક્ત નિદિધ્યાસનના પરિપાકવડે આત્માની ઉપરના આવરણનો ભંગ કરી સંશયવિપર્યયરહિત અનુભવ કરવો. જેમ ચકમકપર ગજવેલનું કડું પછાડવાથી ચકમકમાંથી અગ્નિના તણખા ઊડે છે, તેમાંનો કોઇ તણખો કફમાં લાગી તે સળગે છે, તેમ આવરણભંગમાટે નિદિધ્યાસન -બ્રહ્મધ્યાન—કરતી મનોવૃત્તિ તે અભ્યાસનો પરિપાક થયે આવરણનો ભંગ કરી સ્વયંપ્રકાશ બ્રહ્મનો અનુભવ કરે છે. જેમ માણસ કોઇ કઠણ વિષયોનો વિચાર કરીને તેનો નિર્ણય કરે છે, વા કોઇ કઠણ પ્રશ્નનો વિચાર કરીને તેનો યથાર્થ નિર્ણય કરે છે, તેમ પોતાના સદ્‌ગુરુએ ને સત્શાસ્ત્રે ઉપદેશ કરેલા બ્રહ્મના સ્વરૂપને બ્રહ્મવિચારદ્વારા આવરણ-ભંગ કરી તે જાણે છે. વ્યુત્થાનના સંસ્કારવડે જ્યારે બ્રહ્માકારવૃત્તિ

દૂર થઇ પુનઃ જગતની પ્રતીતિ થવા માંડે ત્યારે આગળ અનુભવેલા ત્રણે કાલમાં એકરૂપે રહેનારા બ્રહ્મમાં આ જગત્ વર્તમાનકાલમાં વાસનાના બલથી માત્ર પ્રતીત થાય છે, પણ તે સત્ય નથી, સત્ય તો માત્ર બ્રહ્મજ છે, આમ બ્રહ્મના સત્યપણાના દૃઢ નિશ્ચયવડે પ્રતીત થતા આ જગતના અપરોક્ષમિથ્યાપણાનો નિશ્ચય કરીને જોવું. જેમ સૂર્યનાં કિરણોમાં પ્રતીત થતું મૃગજલ મિથ્યા છે તેમ બ્રહ્મમાં પ્રતીત થતું આ જગત્ મિથ્યા છે એવો અડગ નિશ્ચય રાખવો. મનોરાજ્યનું ને સ્વપ્નનું જગત જેમ મિથ્યા છે તેમ આ જાગ્રતનું જગત પણ મિથ્યા છે એમ સુદૃઢ સમજવું. સર્વ પ્રકારના સંગથી અત્યંતરહિત આત્મસ્વરૂપના અનુભવના બલથી સંચિતકર્મોનો—પૂર્વજન્મોમાં ને જ્ઞાન થયાની પૂર્વે આ જન્મમાં કરેલાં કર્મોનો–આ જન્મમાં ફલ નહિ આપનારા અંતઃકરણમાં રહેલા અપક્વ સંસ્કારોનો—અત્યંત વિનાશ કરવો, ને પૂર્વોક્ત આત્મસ્વરૂપના અનુભવના બલથી હવે પછી (બ્રહ્મજ્ઞાન થયા પછી) થનારાં જે કર્મો—ક્રિયમાણકર્મો—તેમની સાથે જોડાવું નહિ. પ્રારબ્ધકર્મને—ફલ આપવામાટે પ્રવૃત્ત થયેલા સંસ્કારોને—પ્રાપ્તશરીરમાં શરીરસ્થિતિપર્યંત દ્રષ્ટા રહીને સમભાવે ભોગવવું. પ્રારબ્ધકર્મની સમાપ્તિ થયા પછી અન્ય શરીરની પ્રાપ્તિનો કોઇ હેતુ વિદ્યમાન ન હોવાથી પોતાના પરબ્રહ્મરૂપે સ્થિતિ કરવી. અહીં પરબ્રહ્મરૂપે સ્થિતિ કરવી જોઇએ એવું વિધાન નથી, પણ તેમની પરબ્રહ્મરૂપે સ્થિતિ થાય છે એમ વસ્તુસ્થિતિનું માત્ર નિરૂપણજ છે. ૫

ઉપરના પાંચ શ્લોકોનું અધ્યયન કરવાથી તથા તેમાં ઉપદેશ કરેલી રીતે વર્તવાથી થનારા ફલને કહે છેઃ—

यः श्लोकपञ्चकमिदं पठते मनुष्यः
सञ्चिन्तयत्यनुदिनं स्थिरतामुपेत्य ।

तस्याशु संसृतिदवानलतीव्रघोर-

ताप: प्रशान्तिमुपयाति चितिप्रसादात् ॥ ६ ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचितं साधनपञ्चकस्तोत्रं संपूर्णम् ॥ १ ॥

જે મનુષ્ય આ પાંચ શ્લોકોનું અધ્યયન કરે છે, અને પ્રતિદિવસ સ્થિરતા રાખીને તેનું મનનધ્યાન કરે છે, તેનો સંસારરૂપ દાવાનલનો તીવ્ર ને ભયંકર તાપ ચૈતન્યના અનુગ્રહથી શીઘ્ર અત્યંત શાંતિ પામે છે.

જે જિજ્ઞાસુ મનુષ્ય શ્રદ્ધાભક્તિપૂર્વક આ પાંચ શ્લોકોનું શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ એવા સદ્ગુરુ પાસેથી અધ્યયન કરે છે, અને પોતાના અંતઃકરણાદિને સ્થિર રાખી નિત્યપ્રતિ ભાવપૂર્વક એકાંતમાં તેનું મનન તથા નિદિધ્યાસન કરે છે, તેના સંસારરૂપ વનના અગ્નિના જેવા તીખા ને ભયંકર આધ્યાત્મિક, આધિભૌતિક ને આધિદૈવિક આ ત્રણ તાપો આત્મસ્વરૂપના સાક્ષાત્કારવડે શીઘ્ર અત્યંત શાંત થઇ જાય છે. તે પરમાનંદરૂપે સ્થિતિ કરે છે, ને પછી તેને કોઇ પણ વેલા પુનઃ એ ત્રણ તાપોની-દુઃખોની-પ્રાપ્તિ થતી નથી. ૬

એ પ્રમાણે બ્રહ્મવિદ્યાવાળા પરમહંસોના[1] ને પરિવ્રાજકોના[2] આચાર્ય શ્રીશંકરાચાર્યજીએ રચેલા સાધનપંચકનામના સ્તોત્રરૂપ પ્રથમ રત્નની શ્રીનાથશર્મપ્રણીત ભાવાર્થદીપિકાનામની ગુજરાતીભાષાની ટીકા પૂરી થઇ. ૧

---

૧ પરમહંસો—હંસ જે પ્રાણ તેનાથી પણ વધારે રાગદ્વેષવિનાના.

૨ પરિવ્રાજકો-દેહાદિ પરિચ્છિન્ન વસ્તુઓમાંથી હુંપણાનો પરિત્યાગ કરી સર્વવ્યાપી ગયેલા—વ્યાપકસ્વરૂપે-બ્રહ્મસ્વરૂપે-થયેલા.

## ॥ ॐ ॥

## २ श्रीसदाचारस्तोत्र ॥

### ભાવાર્થદીપિકાટીકાસહિત

### મંગલાચરણ ને ટીકાની પ્રતિજ્ઞા

દોહરો

બ્રહ્મઈશનું ધ્યાન ધરી, વદી સદ્‍ગુરુપાય;
સદાચારની આ ટીકા, ગુર્જરગિરા લખાય ૧

આ ગ્રંથમાં સદ્‍રૂપ બ્રહ્મને પ્રાપ્ત કરવાના આચાર વા ઉપાય દર્શાવેલા છે, તેથી આ સ્તોત્રનું—લઘુ ગ્રંથનું—નામ સદાચારસ્તોત્ર રાખવામાં આવ્યું છે.

ગ્રંથની નિર્વિઘ્ને પરિસમાપ્તિ થવામાટે તથા શિષ્ટાચારનું પરિપાલન કરવામાટે ગ્રંથકર્તા નમસ્કારરૂપ મંગલાચરણ કરે છે:—

सच्चिदानन्दरूपाय जगदङ्कुरहेतवे ।
सदोदिताय पूर्णाय नमोऽनन्ताय विष्णवे ॥ १ ॥

સચ્ચિદાનંદરૂપ, જગદ્‍રૂપ અંકુરના કારણ, સર્વદા -ઉદય પામેલા,—અસ્તિત્વવાળા, પૂર્ણ અને અનંત પરમાત્માને- મારા નમસ્કાર હો.

ત્રણે કાલમાં એકરૂપે રહેનારા, જેનો જ્ઞાનસ્વભાવ કદીપણ

લેપ પામતા નથી એવા, પરમપ્રીતિના સ્થાનરૂપ વા પરમાનંદરૂપ, પ્રતીત થતા આ જગતના અભિન્નનિમિત્તોપાદાનકારણરૂપ, (નિમિત્તકારણરૂપ તથા ઉપાદાનકારણરૂપ,) સર્વદા સ્ફુરણરૂપે ઉદય પામેલા જણાતા, સ્વગત સજાતીય ને વિજાતીયભેદવિનાના અને દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદવિનાના વ્યાપક પરમાત્માને વા પરમાત્માથી અભિન્ન શ્રીગોવિંદપાદને મારા વિનયપૂર્વક નમસ્કાર હો. ૧

હવે આ ગ્રંથ રચવાની પ્રતિજ્ઞા કરે છેઃ—

सर्ववेदान्तसिद्धान्तैर्ग्रथितं निर्मलं शिवम् ।
सदाचारं प्रवक्ष्यामि योगिनां ज्ञानसिद्धये ॥ २ ॥

.સર્વ ઉપનિષદોના સિદ્ધાંતોવડે ગુંથેલા, પવિત્ર ને કલ્યાણરૂપ સદાચારને યોગીઓના જ્ઞાનની સિદ્ધિમાટે હું કહીશ.

ઈશાદિ સર્વ ઉપનિષદોના સિદ્ધાંતો જેમાં ઓતપ્રોત છે એવા, વાસ્તવિક પવિત્ર, ને કલ્યાણસ્વરૂપ બ્રહ્મની સાથે સંબંધ રાખનાર હોવાથી કલ્યાણરૂપ એવા, ધર્મશાસ્ત્રોમાં પ્રતિપાદન કરેલા સદાચારથી ભિન્ન સદાચારનું પોતાના ચિત્તને પરબ્રહ્મમાં જોડવાનો પ્રયત્ન કરતા યોગીઓના બ્રહ્મજ્ઞાનની સિદ્ધિમાટે હું કથન કરીશ ૨

પ્રથમ મુમુક્ષુયોગીએ પ્રાતઃકાલમાં કરવાયોગ્ય પ્રાતઃસ્મરણને કહે છેઃ—

प्रातः स्मरामि देवस्य सवितुर्भर्ग आत्मनः ।
वरेण्यं तद्धियो यो नश्चिदानन्दः प्रचोदयात् ॥ ३ ॥

પ્રાતઃકાલમાં હું સર્વની ઉત્પત્તિના કારણરૂપ ને સ્વયંપ્રકાશ આત્માના તે શ્રેષ્ઠ ચિદાનંદસ્વરૂપનું સ્મરણ કરું છું, જે ચિદાનંદ અમારી બુદ્ધિઓને સ્ફુરાવે છે.

આત્માથી વ્યતિરેક જાણવો. જાગ્રતમાં હું એવે રૂપે આત્માનું ભાન થાય છે, પણ તે વેલા સ્વપ્નનું કે સુષુપ્તિનું ભાન થતું નથી, સ્વપ્નમાં હું એવે રૂપે આત્માનું ભાન હોય છે, પણ તે વેલા જાગ્રતનું કે સુષુપ્તિનું ભાન હોતું નથી, સુષુપ્તિમાં હું એવી રીતે આત્માનું અસ્પષ્ટ ભાન હોય છે. પણ તે વેલા જાગ્રતનું કે સ્વપ્નનું ભાન હોતું નથી, અને આત્માકારવૃત્તિમાં આત્માનું સ્પષ્ટ ભાન હોય છે, પણ તે વેલા જાગ્રત, સ્વપ્ન કે સુષુપ્તિ હોતાં નથી. આવી રીતે સર્વ અવસ્થાઓમાં હોવારૂપ આત્માના અન્વયનો ને તે ત્રણે અવસ્થાઓના આત્મામાં ન હોવારૂપ વ્યતિરેકનો વિચાર કરવાથી એક ને અસંગાદિસ્વભાવવાળા આત્માનું ભાન થાય છે. ૪

હવે યોગીએ પોતાના અજ્ઞાનરૂપ શયનસ્થાનનો પરિત્યાગ કેવી રીતે કરવો તે કહે છેઃ—

ज्ञानाज्ञानविलासोऽयं ज्ञानाज्ञानेन शाम्यति ।
ज्ञानाज्ञाने परित्यज्य ज्ञानमेवावशिष्यते ॥ २ ॥

**આ જ્ઞાનનો ને અજ્ઞાનનો વિલાસ જ્ઞાનવડે ને અજ્ઞાનવડે શાંત થાય છે. જ્ઞાનનો ને અજ્ઞાનનો પરિત્યાગ કરીને જ્ઞાનજ અવશેષ રહે છે.**

આ દસ્ય પ્રપંચ જાગ્રતસ્વપ્નરૂપ જ્ઞાનના ને સુષુપ્તિરૂપ અજ્ઞાનના કાર્યરૂપ છે. તે આત્માના સાક્ષાત્કારવડે ને દસ્યના મિથ્યાપણાનાં નિશ્ચયરૂપ તેના અજ્ઞાનવડે નિવૃત્ત થાય છે. આત્માના સાક્ષાત્કારવાળી વૃત્તિરૂપ જ્ઞાનનો ને દસ્યના મિથ્યાપણાનો નિશ્ચય કરનારી વૃત્તિરૂપ અજ્ઞાનનો પરિત્યાગ કરવાથી નિરુપાધિક જ્ઞાનજ બાકી રહે છે. ૫

હવે યોગીઓના શૌચને વર્ણવે છેઃ—

[illegible]लिनो देहो देही चात्यन्तनिर्मलः ।
[illegible] ज्ञात्वा शौचमेतत्प्रचक्षते ॥ ३ ॥

મનુષ્યના ચિત્તની પ્રસન્નતા વધારનારા પ્રાતઃકાલમાં જાગ્રત્ થઇ હું આ સર્વ દૃશ્યના વિવર્તોપાદાનકારણરૂપ ને સ્વયંપ્રકાશ(કોઇનો વિષય થયા વિના સ્પષ્ટ પ્રતીત થનાર) આત્મતત્ત્વના ઉપનિષદોમાં પ્રસિદ્ધ તે ચૈતન્યસ્વરૂપનું ને આનંદસ્વરૂપનું ભાવપૂર્વક સ્મરણ કરું છું. જે ચૈતન્યસ્વરૂપવાળા ને આનંદસ્વરૂપવાળા આત્મા આપણી–સર્વ પ્રાણીઓની–બુદ્ધિવૃત્તિઓને સ્ફુરણની–જ્ઞાનની–શક્તિ આપે છે. ૩

પ્રાતઃસ્મરણ કર્યા પછી તે યોગીએ આખો દિવસ પોતાના અંતઃકરણને કેવા નિશ્ચયવાળું રાખવાનો સંકલ્પ કરવો જોઇએ તે કહે છેઃ—

**अन्वयव्यतिरेकाभ्यां जाग्रत्स्वप्नसुषुप्तिषु ।**
**यदेकं केवलं ज्ञानं तदेवाहं परं बृहत् ॥ ४ ॥**

**જાગ્રત્, સ્વપ્ન ને સુષુપ્તિમાં અન્વયવડે ને વ્યતિરેકવડે જે એક, અસંગ, ચૈતન્યરૂપ, પર ને નિરતિશયવ્યાપક છે તેજ હું છું.**

અંતઃકરણની જાગ્રદવસ્થા, સ્વપ્નાવસ્થા ને સુષુપ્ત્યવસ્થામાં અન્વય-વડે ને વ્યતિરેકવડે વિચાર કરતાં જે એક, અસંગ, ચૈતન્યરૂપ, માયાનાં કાર્યોથી ને માયાથી વધારે સૂક્ષ્મ ને વ્યાપક, તથા સર્વથી વધારે વ્યાપક તત્ત્વ છે, તે તત્ત્વજ હું છું, દેહાદિ હું નથી. અંતઃકરણની જે અવસ્થામાં અંતઃકરણ ઇંદ્રિયોદ્વારા બહારના વ્યાવહારિક પદાર્થોનો અનુભવ કરે તે અવસ્થાને જાગ્રત્, જે અવસ્થામાં અંતઃકરણ શરીરની અંદર રહેલી હિતાનાડીમાં મનોમય પદાર્થોને અનુભવે તે અવસ્થાને સ્વપ્ન, ને જે અવસ્થામાં અંતઃકરણ પોતાના ઉપાદાનકારણરૂપ અજ્ઞાનના અંશમાં વિલીન થઇ જાય તે અવસ્થાને સુષુપ્તિ કહેવામાં આવે છે. આત્માનું તે ત્રણે અવસ્થામાં હોવું તે તે અવસ્થાઓમાં આત્માનો અન્વય ને એ ત્રણે અવસ્થાઓનું આત્મામાં ન હોવું તે તે ત્રણે અવસ્થાઓનો

આત્માથી વ્યતિરેક જાણવો. જાગ્રતમાં હું એવે રૂપે આત્માનું ભાન થાય છે, પણ તે વેલા સ્વપ્નનું કે સુષુપ્તિનું ભાન થતું નથી, સ્વપ્નમાં હું એવે રૂપે આત્માનું ભાન હોય છે, પણ તે વેલા જાગ્રતનું કે સુષુપ્તિનું ભાન હોતું નથી, સુષુપ્તિમાં હું એવી રીતે આત્માનું અસ્પષ્ટ ભાન હોય છે. પણ તે વેલા જાગ્રતનું કે સ્વપ્નનું ભાન હોતું નથી, અને આત્માકારવૃત્તિમાં આત્માનું સ્પષ્ટ ભાન હોય છે, પણ તે વેલા જાગ્રત, સ્વપ્ન કે સુષુપ્તિ હોતાં નથી. આવી રીતે સર્વ અવસ્થાઓમાં હોવારૂપ આત્માના અન્વયનો ને તે ત્રણે અવસ્થાઓના આત્મામાં ન હોવારૂપ વ્યતિરેકનો વિચાર કરવાથી એક ને અસંગાદિસ્વભાવવાળા આત્માનું ભાન થાય છે. ४

હવે યોગીએ પોતાના અજ્ઞાનરૂપ શયનસ્થાનનો પરિત્યાગ કેવી રીતે કરવો તે કહે છે:—

ज्ञानाज्ञानविलासोऽयं ज्ञानाज्ञानेन शाम्यति ।
ज्ञानाज्ञाने परित्यज्य ज्ञानमेवावशिष्यते ॥ २ ॥

આ જ્ઞાનનો ને અજ્ઞાનનો વિલાસ જ્ઞાનવડે ને અજ્ઞાનવડે શાંત થાય છે. જ્ઞાનનો ને અજ્ઞાનનો પરિત્યાગ કરીને જ્ઞાનજ અવશેષ રહે છે.

આ દૃશ્ય પ્રપંચ જાગ્રત્સ્વપ્નરૂપ જ્ઞાનના ને સુષુપ્તિરૂપ અજ્ઞાનના કાર્યરૂપ છે. તે આત્માના સાક્ષાત્કારવડે ને દૃશ્યના મિથ્યાપણાના નિશ્ચયરૂપ તેના અજ્ઞાનવડે નિવૃત્ત થાય છે. આત્માના સાક્ષાત્કારવાળી વૃત્તિરૂપ જ્ઞાનનો ને દૃશ્યના મિથ્યાપણાનો નિશ્ચય કરનારી વૃત્તિરૂપ અજ્ઞાનનો પરિત્યાગ કરવાથી નિરુપાધિક જ્ઞાનજ બાકી રહે છે. ५

હવે યોગીઓના શૌચને વર્ણવે છે:—

अत्यन्तमलिनो देहो देही चात्यन्तनिर्मलः ।
असंगोऽहमिति ज्ञात्वा शौचमेतत्प्रचक्षते ॥ ३ ॥

**સ્થૂલશરીર બહુજ અપવિત્ર છે, ને આત્મા બહુજ પવિત્ર છે, તથા હું અસંગ છું, એમ જાણીને રહેવું આને યોગીઓ શૌચ કહે છે.**

પ્રતીત થતું સ્થૂલશરીર મલ, મૂત્ર ને રુધિરાદિ અપવિત્ર પદાર્થોના સમૂહરૂપ હોવાથી અત્યંતમલિન છે, અને આત્મા અસંગ ને સચ્ચિદાનંદાદિસ્વભાવવાળો હોવાથી પરમપવિત્ર છે. અસંગસ્વભાવવાળો પરમપવિત્ર આત્મા હું છું એમ જાણી દેહાદિમાંથી હુંપણાની બુદ્ધિ મૂકી દેવી આ વાસ્તવિક શૌચ–મલમૂત્રના ત્યાગની ક્રિયા–છે એમ યોગીઓ કહે છે. ૬

હવે યોગીઓના સ્નાનનું સ્વરૂપ કહે છેઃ—

**मन्मनो मीनवन्नित्यं क्रीडत्यानन्दवारिधौ ।**

**सुस्नातस्तेन पूतात्मा सम्यग्विज्ञानवारिणा ॥ ७ ॥**

**મારું મન માછલાની પેઠે નિત્ય સુખસાગરમાં ક્રીડા કરે છે. તે યથાર્થવિજ્ઞાનરૂપ જલવડે હું સારી રીતે સ્નાન કરેલો છું તેથી પવિત્રસ્વરૂપવાળો છું.**

મારું અંતઃકરણ સમુદ્રમાં રમત કરનારા માછલાની પેઠે સર્વદા આનંદસાગરમાં–બ્રહ્મમાં–રમત કરે છે. બ્રહ્મના યથાર્થઅનુભવરૂપ જલવડે મેં અવિદ્યારૂપ મેલ નીકળી જાય એવી રીતે સ્નાન કરેલું છે, તેથી હું મારા પવિત્રસ્વરૂપના અનુભવવાળો થયો છું. ૭

નીચેના શ્લોકમાં યોગીઓના અઘમર્ષણનું નિરૂપણ કરે છેઃ—

**अथाघमर्षणं कुर्यात् प्राणापाननिरोधतः ।**

**मनः पूर्णे समाधाय मग्नकुंभो यथार्णवे ॥ ८ ॥**

**ઉપર કહેલું સ્નાન કર્યા પછી પ્રાણને અને અપાનને રોકવારૂપ અઘમર્ષણ કરે. જેમ સમુદ્રમાં ડુબેલો ઘડો રહે તેમ મનને પૂર્ણમાં સારી રીતે સ્થિર કરીને રહે.**

પૂર્વે કહેલું સ્નાન કર્યા પછી તે યોગી ઊર્ધ્વગતિવાળા પ્રાણના વેગને ને અધોગતિવાળા અપાનવાયુના વેગને રોકવારૂપ અંતઃકરણના મલિનસંસ્કારોને બાળી નાંખનારી અઘમર્ષણનામની ક્રિયા કરે. જેમ સમુદ્રમાં ડુબેલો ઘડો સ્થિર રહે છે તેમ યોગીએ પોતાના મનને સર્વવ્યાપક બ્રહ્મમાં સારી રીતે સ્થાપન કરીને સ્થિર રહેવું જોઇએ. મનને બ્રહ્મમાં નિમગ્ન કરી પ્રાણાપાનનો નિરોધ કરવો તેને અહીં અઘમર્ષણ કહેલું છે. ૮

હવે યોગીઓની સંધ્યાનું સ્વરૂપ કહે છેઃ—

लयविक्षेपयोः सन्धौ मनस्तत्र निरामिषम् ।
स सन्धिः साधितो येन स मुक्तो नात्र संशयः ॥ ९ ॥

લયનો ને વિક્ષેપનો જે સંધિ છે તે સંધિમાં મન માંસરહિત (વિષયરહિત) છે. તે સંધિ જેણે સિદ્ધ કર્યો છે તે મુક્ત છે એમાં સંશય નથી.

વૃત્તિના લયની ને વૃત્તિની ઉત્પત્તિની વચ્ચે વૃત્તિનો સંધિ કહેવાય છે. તે સંધિ બ્રહ્મરૂપ છે. તે સંધિરૂપ બ્રહ્મમાં મન અંતરના બહારના વિષયોરૂપ માંસના આહારથી રહિત હોય છે, અર્થાત્ તેની નિરાલંબ સ્થિતિ હોય છે. તે બ્રહ્મરૂપ સંધિનો અભ્યાસવડે જેણે અનુભવ કર્યો છે તે પુરુષ સંસારથી ને તેના કારણ અજ્ઞાનથી મોકળો થયેલો છે તેમાં શંકા નથી. ૯

આ યોગીના જપનું સ્વરૂપ કહે છેઃ—

सर्वत्र प्राणिनां देहे जपो भवति सर्वदा ।
हंसः सोहमिति ज्ञात्वा सर्वबन्धैः प्रमुच्यते ॥ १० ॥

હવે આવા યોગીના અગ્નિહોત્રનું નિરૂપણ કરે છે:—

आत्मनि स्वप्रकाशेऽग्नौ चित्तमेकाहुतिं क्षिपेत् ।
अग्निहोत्री स विज्ञेय इतरे नामधारकाः ॥ १२ ॥

**સ્વયંપ્રકાશ આત્મરૂપ અગ્નિમાં જે ચિત્તરૂપ એક આહુતિને હોમે તે અગ્નિહોત્રી જાણવો, બીજા નામધારકો છે.**

નિરંતર સ્વતઃજ્ઞાનસ્વભાવવાળા આત્મરૂપ અલૌકિક અગ્નિમાં જે યોગી, આ સર્વ દૃશ્યને કલ્પી તેમાં રાગદ્વેષ કરી જીવને બહુ દુઃખી કરે છે તે ચિત્તરૂપ એક અલૌકિક આહુતિને હોમે છે,—આત્મામાં તેનો બાધ કરે છે, તેજ યોગી વાસ્તવિક અગ્નિહોત્રી જાણવો, બીજા લૌકિક અગ્નિહોત્રવાળાઓ તો માત્ર અગ્નિહોત્રી એવું નામ ધારણ કરનારા છે. ૧૨

આ યોગીના દેવદેવાલયને તથા તેમના દેવપૂજનને કહે છેઃ—

देहो देवालयं प्रोक्तो देही देवो निरंजनः ।
अर्चितः सर्वभावेन स्वानुभूत्या विराजते ॥ १३ ॥

**શરીરને દેવળ કહ્યું છે, ને આત્માને નિરંજન દેવ કહ્યા છે. તે દેવ સર્વભાવવડે પૂજાયા છતા સ્વાનુભવવડે વિરાજે છે.**

પાંચ સ્થૂલભૂતોના કાર્યરૂપ આ સ્થૂલશરીરને શાસ્ત્રમાં દેવમંદિર છે, અને તેમાં રહેલા આત્માને સતશાસ્ત્રમાં અવિદ્યારૂપ મલિનતાથી સ્વયંપ્રકાશ દેવ કહેલા છે. તે અવિદ્યારહિત દેવ યોગીઓવડે ...થી પૂજાયા છતા પોતાના અનુભવવડે શોભે છે.—

**પ્રાણીઓના શરીરમાં સર્વત્ર સર્વદા "હંસઃ" વા "સોહં" (હું તે વા તે હું) આ જપ થાય છે. તેને અનુભવીને યોગી સર્વ બંધોથી સારી રીતે મોકળો થાય છે.**

સર્વ પ્રાણીઓનાં શરીરોમાં સર્વ સ્થલે સર્વ સમયમાં ઉચ્છ્વાસની સાથે હું ને શ્વાસની સાથે સઃ અથવા તેને ઉલટાવીએ તો શ્વાસની સાથે સો ને ઉચ્છ્વાસની સાથે હું એવું ઉચ્ચારણ સ્વાભાવિકરીતે થયાં કરે છે. હંસઃ વા સોહ (હું તે પરમાત્મા છું, વા તે પરમાત્મા હું છું,) એ જપને અનુભવવડે જે યોગી જાણે છે તે બ્રહ્મજ્ઞાનવડે સંસારનાં સર્વ બંધનોથી સારી રીતે મોકળો થાય છે. હંસઃ તે-અહં સઃનું ટુંકુ રૂપ છે. ૧૦

હવે યોગીના તર્પણનું વર્ણન કરે છેઃ—

**तर्पणं स्वसुखेनैव स्वेन्द्रियाणां प्रतर्पणम् ।**
**मनसा मन आलोक्य स्वयमात्मा प्रकाशते ॥ ११ ॥**

**આત્માના આનંદવડેજ પોતાની ઇંદ્રિયોને સારી રીતે તૃપ્ત કરવી તે યોગીઓનું તર્પણ છે. મનવડે મનને જોઇને આત્મા પોતે પ્રકાશે છે.**

આત્માના પરમાનંદસ્વભાવવડેજ પોતાની શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયોને પરિપૂર્ણ તૃપ્ત કરવી તે યોગીઓનું તર્પણ છે. પોતાના પવિત્ર ને એકાગ્ર અંતઃકરણવડે અંતઃકરણના અધિષ્ઠાનરૂપ આત્માનો સાક્ષાત્કાર કરીને તેને તે પરમાનંદવડે પરિતૃપ્ત કરવું તે પણ તર્પણ છે. આ તર્પણવડે આત્મા પોતે પ્રકાશે છે, ઇંદ્રિયોને તથા અંતઃકરણને બહારના વિષયોના સેવનથી કદીપણ તૃપ્તિ થતી નથી, પણ આત્માના આનંદનો અનુભવ થવાથીજ તેમને તૃપ્તિ થાય છે, માટે મુમુક્ષુ યોગીને આ તર્પણ કર્તવ્ય છે. ૧૧

હવે આવા યોગીના અગ્નિહોત્રનું નિરૂપણ કરે છે:—

आत्मनि स्वप्रकाशेऽग्नौ चित्तमेकाहुतिं क्षिपेत् ।
अग्निहोत्री स विज्ञेय इतरे नामधारकाः ॥ १२ ॥

સ્વયંપ્રકાશ આત્મરૂપ અગ્નિમાં જે ચિત્તરૂપ એક આહુતિને હોમે તે અગ્નિહોત્રી જાણવો, બીજા નામધારકો છે.

નિરંતર સ્વતઃજ્ઞાનસ્વભાવવાળા આત્મરૂપ અલૌકિક અગ્નિમાં જે યોગી, આ સર્વ દૃશ્યને કલ્પી તેમાં રાગદ્વેષ કરી જીવને બહુ દુઃખી કરે છે તે ચિત્તરૂપ એક અલૌકિક આહુતિને હોમે છે,—આત્મામાં તેનો બાધ કરે છે, તેજ યોગી વાસ્તવિક અગ્નિહોત્રી જાણવો, બીજા લૌકિક અગ્નિહોત્રવાળાઓ તો માત્ર અગ્નિહોત્રી એવુ નામ ધારણ કરનારા છે. ૧૨

આ યોગીના દેવદેવાલયને તથા તેમના દેવપૂજનને કહે છેઃ—

देहो देवालयं प्रोक्तो देही देवो निरंजनः ।
अर्चितः सर्वभावेन स्वानुभूत्या विराजते ॥ १३ ॥

શરીરને દેવળ કહ્યું છે, ને આત્માને નિરંજન દેવ કહ્યા છે. તે દેવ સર્વભાવવડે પૂજાયા છતા સ્વાનુભવવડે વિરાજે છે.

પાંચ સ્થૂલભૂતોના કાર્યરૂપ આ સ્થૂલશરીરને શાસ્ત્રમાં દેવમંદિર કહ્યું છે, અને તેમાં રહેલા આત્માને સત્શાસ્ત્રમાં અવિદ્યારૂપ મલિનતાથી રહિત સ્વયંપ્રકાશ દેવ કહેલા છે. તે અવિદ્યારહિત દેવ યોગીઓવડે સર્વભાવથી પૂજાયા છતા પોતાના અનુભવવડે શોભે છે,—આત્મા સ્વાનુભવથી ભિન્ન તત્ત્વ નથી એમ જણાય છે. ૧૩

યોગીના સ્વાધ્યાયના, ધ્યાનના તથા સાક્ષાત્કારના સ્વરૂપને કહે છેઃ—

मौनं स्वाध्यायो ध्यानं ध्येयब्रह्मानुचिन्तनम् ।
ज्ञानेनेति तयोः सम्यग्निषेधान्तमदर्शनम् ॥ १४ ॥

**પ્રાણીઓના શરીરમાં સર્વત્ર સર્વદા "હંસઃ" વા "સોહં" ( હું તે વા તે હું ) આ જપ થાય છે. તેને અનુભવીને યોગી સર્વ બંધોથી સારી રીતે મોકળો થાય છે.**

સર્વ પ્રાણીઓનાં શરીરોમાં સર્વ સ્થલે સર્વ સમયમાં ઉચ્છ્વાસની સાથે હું ને શ્વાસની સાથે સઃ અથવા તેને ઊલટાવીએ તો શ્વાસની સાથે સો ને ઉચ્છ્વાસની સાથે હું એવું ઉચ્ચારણ સ્વાભાવિકરીતે થયાં કરે છે. હંસઃ વા સોહં ( હું તે પરમાત્મા છું, વા તે પરમાત્માં હું છું, ) એ જપને અનુભવવડે જે યોગી જાણે છે તે બ્રહ્મજ્ઞાનવડે સંસારનાં સર્વ બંધનોથી સારી રીતે મોકળો થાય છે. હંસઃ તે અહં સઃનું ટૂંકું રૂપ છે. ૧૦

હવે યોગીના તર્પણનું વર્ણન કરે છેઃ—

**तर्पणं स्वसुखेनैव स्वेन्द्रियाणां प्रतर्पणम् ।**
**मनसा मन आलोक्य स्वयमात्मा प्रकाशते ॥ ११ ॥**

**આત્માના આનંદવડેજ પોતાની ઇંદ્રિયોને સારી રીતે તૃપ્ત કરવી તે યોગીઓનું તર્પણ છે. મનવડે મનને જોઇને આત્મા પોતે પ્રકાશે છે.**

આત્માના પરમાનંદસ્વભાવવડેજ પોતાની શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયોને પરિપૂર્ણ તૃપ્ત કરવી તે યોગીઓનું તર્પણ છે. પોતાના પવિત્ર ને એકાગ્ર અંતઃકરણવડે અંતઃકરણના અધિષ્ઠાનરૂપ આત્માનો સાક્ષાત્કાર કરીને તેને તે પરમાનંદવડે પરિતૃપ્ત કરવું તે પણ તર્પણ છે. આ તર્પણવડે આત્મા પોતે પ્રકાશે છે, ઇંદ્રિયોને તથા અંતઃકરણને બહારના વિષયોના સેવનથી કદીપણ તૃપ્તિ થતી નથી, પણ આત્માના આનંદનો અનુભવ થવાથીજ તેમને તૃપ્તિ થાય છે, માટે મુમુક્ષુ યોગીને આ તર્પણ કર્તવ્ય છે. ૧૧

હવે આવા યોગીના અગ્નિહોત્રનું નિરૂપણ કરે છે—

आत्मनि स्वप्रकाशेऽग्नौ चित्तमेकाहुतिं क्षिपेत् ।
अग्निहोत्री स विज्ञेय इतरे नामधारकाः ॥ १२ ॥

સ્વયંપ્રકાશ આત્મરૂપ અગ્નિમાં જે ચિત્તરૂપ એક આહુતિને હોમે તે અગ્નિહોત્રી જાણવો, બીજા નામધારકો છે.

નિરંતર સ્વતઃજ્ઞાનસ્વભાવવાળા આત્મરૂપ અલૌકિક અગ્નિમાં જે યોગી, આ સર્વ દશ્યને કલ્પી તેમાં રાગદ્વેષ કરી જીવને બહુ દુઃખી કરે છે તે ચિત્તરૂપ એક અલૌકિક આહુતિને હોમે છે,—આત્મામાં તેનો બાધ કરે છે, તેજ યોગી વાસ્તવિક અગ્નિહોત્રી જાણવો, બીજા લૌકિક અગ્નિહોત્રવાળાઓ તો માત્ર અગ્નિહોત્રી એવુ નામ ધારણ કરનારા છે. ૧૨

આ યોગીના દેવદેવાલયપને તથા તેમના દેવપૂજનને કહે છેઃ—

देहो देवालयं प्रोक्तो देही देवो निरंजनः ।
अर्चितः सर्वभावेन स्वानुभूत्या विराजते ॥ १३ ॥

શરીરને દેવળ કહ્યું છે, ને આત્માને નિરંજન દેવ કહ્યા છે. તે દેવ સર્વભાવવડે પૂજાયા છતા સ્વાનુભવવડે વિરાજે છે.

પાંચ સ્થૂલભૂતોના કાર્યરૂપ આ સ્થૂલશરીરને શાસ્ત્રમાં દેવમંદિર કહ્યું છે, અને તેમાં રહેલા આત્માને સત્શાસ્ત્રમાં અવિદ્યારૂપ મલિનતાથી રહિત સ્વયંપ્રકાશ દેવ કહેલા છે. તે અવિદ્યારહિત દેવ યોગીઓવડે સર્વભાવથી પૂજાયા છતા પોતાના અનુભવવડે શોભે છે,—
આત્મા સ્વાનુભવથી ભિન્ન તત્ત્વ નથી એમ જણાય છે. ૧૩

યોગીના સ્વાધ્યાયના, ધ્યાનના તથા સાક્ષાત્કારના સ્વરૂપને કહે છે.—

मौनं स्वाध्यायो ध्यानं ध्येयब्रह्मानुचिन्तनम् ।
ज्ञानेनेति तयोः सम्यग्निषेधान्तप्रदर्शनम् ॥ १४ ॥

**મૌન સ્વાધ્યાય છે, ધ્યાન કરવાયોગ્ય બ્રહ્મનું વારંવાર ચિંતન ધ્યાન છે, ને જ્ઞાનવડે તે બંનેના યથાર્થનિષેધના અવધિનો સાક્ષાત્કાર છે.**

વાણીનો નિરોધ સેવવો વા તૂષ્ણીંભાવને પામવું એ શાસ્ત્રનું સાર્થઅધ્યયન છે, ધ્યાન કરવાયોગ્ય પરમતત્ત્વમાં વારંવાર પોતાના મનને જોડવું એ ધ્યાન છે, અને પરમતત્ત્વના અનુભવવડે યોગીને વાણીના તથા મનના વા મૌનના તથા ધ્યાનના યથાર્થનિષેધના અવધિરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. ૧૪

હવે યોગીના ભોજનને વા ભોગને વર્ણવે છે:—

अतीतानागतं किंचिन्न स्मरामि न चिन्तये।
रागद्वेषं विना प्राप्तं भुंजाम्यत्र शुभाशुभम् ॥ १५ ॥

**હું ભૂતકાલનું કાંઇ પણ સ્મરણ કરતો નથી, ને ભવિષ્યનું કાંઇ ચિંતન કરતો નથી. અહીં પ્રાપ્ત થયેલા શુભાશુભને હું રાગદ્વેષવિના ભોગવું છું.**

આત્માનું નિર્લેપપણું વિચારી હું ભૂતકાલમાં પ્રાપ્ત થયેલા ભોજનનું કે ભોગવેલા ભોગોનું કાંઇ પણ સ્મરણ કરતો નથી, અને ભવિષ્યમાં મળવાના ભોજનનો કે પ્રાપ્ત થવાના વિષયોનો કાંઇ પણ વિચાર કરતો નથી. મારા પ્રારબ્ધકર્માનુસાર મને અહીં મળેલા ઉત્તમ કે કનિષ્ઠ ભોજનનો વા શબ્દાદિ વિષયોનો રાગદ્વેષરહિત અંતઃકરણવડે પ્રારબ્ધકર્મની નિવૃત્તિ કરવામાટે હું ઉપભોગ કરું છું. ૧૫

હવે સંન્યાસનું તથા ત્યાગનું સ્વરૂપ કહે છે:—

हठाभ्यासो हि संन्यासो नैव काषायवाससा ।
नाहं देहोऽहमात्मेति निश्चयो न्यासलक्षणम् ॥ १६ ॥

**હઠાભ્યાસજ સંન્યાસ છે, ભગવાં વસ્ત્રવડે નહિજ. હું દેહ નથી, હું આત્મા છું, એવો નિશ્ચય તે ત્યાગનું લક્ષણ છે.**

ઊર્ધ્વગતિવાળા પ્રાણને તથા અધોગતિવાળા અપાનને પ્રાણાયામવડે એકત્ર કરવાનો અભ્યાસ કરવો, ને દૃશ્યમાં રહેલો રાગ તજવો, તેજ વાસ્તવિક સંન્યાસ છે, અંતઃકરણની યોગ્યતાવિના માત્ર ભગવાં વસ્ત્રો ધારણ કરી લેવાં તેવડે વાસ્તવિક સંન્યાસ થતો નથીજ. હું આ સ્થૂલશરીર નથી, પણ બ્રહ્મથી અભિન્ન આત્મા છું. આવો નિશ્ચય કરી દૃશ્યને મનમાંથી કાઢી નાંખવું તે વાસ્તવિક ત્યાગનું સ્વરૂપ છે. ૧૬

દાનના તથા વૈરાગ્યના અવધિનું લક્ષણ જણાવે છેઃ—

अभयं सर्वभूतानां दानमाहुर्मनीषिणः ।
निजानन्दे स्पृहा नान्यद्वैराग्यस्यावधिर्मतः ॥ १७ ॥

**સર્વપ્રાણીઓને અભય આપવું તેને બુદ્ધિમાનો દાન કહે છે, અને નિજાનંદમાં સ્પૃહા, બીજામાં નહિ, તે વૈરાગ્યનો અવધિ માનેલો છે.**

અભયરૂપ બ્રહ્મના ઉપદેશવડે અધિકારી સર્વપ્રાણીઓને અભયરૂપ બ્રહ્મમાં સ્થિર કરવાં તેને બુદ્ધિમાનો વાસ્તવિક દાન કહે છે. અન્નાદિનું દાન તે ગૌણ દાન છે. નિરુપાધિક નિરવધિ ને સ્વાધીન આત્માનંદમાંજ માત્ર સ્પૃહા, પણ શબ્દાદિ વિષયોમાં તથા તેનાં ઉપકરણોમાં સ્પૃહા નહિ, તેને વિદ્વાનોએ વૈરાગ્યનો છેડો માનેલો છે. ૧૭

હવે આત્મસાક્ષાત્કારનાં સમીપનાં ત્રણ સાધનો વર્ણવે છે—

वेदान्तश्रवणं कुर्यात् मननं चोपपत्तिभिः ।
योगेनाभ्यसनं नित्यं ततो दर्शनमात्मनः ॥ १८ ॥

**વેદાંતનું શ્રવણ કરે, યુક્તિઓવડે તેનું મનન કરે, અને યોગવડે નિત્ય તેનો અભ્યાસ કરે, તેથી આત્માનો સાક્ષાત્કાર થાય છે.**

મુમુક્ષુ પ્રથમ વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ ને તીવ્રમુમુક્ષુતા પ્રાપ્ત કરી પછી શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ સદ્‍ગુરુની પાસેથી ઉપનિષદાદિનું આદરપૂર્વક શ્રવણ કરે, પછી ભેદનો બાધ કરીને અભેદને સિદ્ધ કરવાની યુક્તિઓવડે એકાંતમાં સ્વસ્થમને તે સાંભળેલા વિષયનું મનન કરે, પશ્ચાત્ પોતાના ચિત્તને બ્રહ્મમાં એકાગ્ર કરવાનો નિત્ય અભ્યાસ કરે. આ સાધનોવડે મુમુક્ષુને આત્માનો સાક્ષાત્કાર થાય છે. ૧૮

યોગ્ય અંતઃકરણવાળાને આત્માનો સાક્ષાત્કાર પોતાના સદ્‍ગુરુના શબ્દથીજ થાય છે એમ જણાવે છેઃ—

**शब्दशक्तेरचिन्त्यत्वाच्छाब्दादेवापरोक्षधीः ।**
**प्रसुप्तपुरुषो यद्वच्छब्देनैवानुबुध्यते ॥ १९ ॥**

**શબ્દની શક્તિના અચિંત્યપણાથી શબ્દથીજ અપરોક્ષજ્ઞાન થાય છે. જેમ સૂતેલો મનુષ્ય શબ્દવડેજ જાગ્રત્ થાય છે તેમ.**

શબ્દનું સામર્થ્ય મનુષ્યથી ન ચિંતવી શકાય એવું છે. સર્વે અજ્ઞાત વસ્તુઓનું જ્ઞાન શબ્દવડે મેળવાય છે. શબ્દમાં રહેલી અચિંત્યશક્તિના પ્રભાવથી પોતાના સદ્‍ગુરુએ ઉપદેશેલા "तत्त्वमसि"–તે બ્રહ્મ તું છે–ઇત્યાદિ શબ્દોથીજ પવિત્ર ને એકાગ્ર અંતઃકરણવાળા, સદ્‍ગુરુની ભક્તિવાળા ને વેદાંતના સંસ્કારયુક્ત હૃદયવાળા જિજ્ઞાસુને આત્માનું અપરોક્ષજ્ઞાન થાય છે. જેમ ધાટી નિદ્રામાં પડેલો મનુષ્ય તેનું નામ લઈને બોલાવવાથી જાગે છે તેમ અનાદિકાળથી અવિદ્યારૂપ ધાટી નિદ્રામાં પડેલો મનુષ્ય સદ્‍ગુરુના મહાવાક્યરૂપ શબ્દથીજ આત્મસ્વરૂપમાં જાગ્રત્ થાય છે. ૧૯

વિકલ્પરૂપ ધર્મવાળું મન ને નિશ્ચયરૂપ ધર્મવાળી બુદ્ધિ પણ વિકારી, વિનાશી ને દૃશ્ય હોવાથી તારું વાસ્તવિક સ્વરૂપ નથી, તું તો તે સર્વથી વિલક્ષણ અર્થાત્ અવિકારી, અવિનાશી ને સર્વ દૃશ્યનો દ્રષ્ટા છે. ૨૧

તારુ વાસ્તવિક સ્વરૂપ તો આવું છે એમ કહે છેઃ—

विशुद्धं केवलं ज्ञानं निर्विशेषं निरंजनम् ॥
यदेकं परमानंदं तत्त्वमस्यद्वयं परम् ॥ २२ ॥

જે અત્યંતશુદ્ધ, કેવલ ચૈતન્ય, વિશેષોથી રહિત, અવિદ્યારૂપ અંજનથી રહિત, એક, પરમાનંદ, અદ્વય ને પર છે, તે તું છે.

જે બ્રહ્મ માયા ને માયાનાં કાર્યોથી અત્યંતરહિત, સર્વસંગથી રહિત, સર્વદા ચિદ્રૂપ, નામ રૂપ જાતિ ને ક્રિયા આદિ વિશેષોથી રહિત, અવિદ્યારૂપ મલિનતાથી રહિત, સજાતીયાદિ ભેદથી રહિત, પરમાનંદસ્વરૂપ, અદ્વિતીય અને સૂક્ષ્મતમ તથા વ્યાપકતમ છે તે બ્રહ્મ તું છે. ૨૨

તું શબ્દોનો ને મનનો સાક્ષી છે એમ શ્રીસદ્‌ગુરુ કૃપા કરીને શિષ્યને ઉપદેશ કરે છે.—

शब्दस्याद्यन्तयोः सिद्धे मनसोऽपि तथैव च ।
मध्ये साक्षितया नित्यं तदेव त्वं भ्रमं जहि ॥ २३ ॥

શબ્દની ઉત્પત્તિ ને વિનાશ સિદ્ધ છે, મનમાં પણ તેમજ છે. મધ્યમાં સાક્ષીપણાવડે નિત્ય છે તેજ તું છે, ભ્રાંતિ ત્યજી દે.

શબ્દ એ આકાશનો ગુણ છે. જ્યારે આકાશ ઉત્પત્તિવાળું તથા નાશવાળું છે ત્યારે તેનો ગુણ શબ્દ ઉત્પત્તિવાળો ને નાશવાળો હોય તેમાં શું આશ્ચર્ય? ક ખ આદિ વર્ણરૂપ ને નગારા આદિના ધ્વનિરૂપ શબ્દોની ઉત્પત્તિ ને વિનાશ શાસ્ત્રથી ને જ્ઞાનીઓના અનુભવથી સિદ્ધ છે. શબ્દનું સૂક્ષ્મરૂપ જેને સ્ફોટ કહેવામાં આવે છે તે આકાશની પેઠે આપેક્ષિક-

અન્યની અપેક્ષાએ-નિત્ય ભલે હોય, પણ આત્માની પેઠે નિરપેક્ષ નિત્ય નથી. અહીં શબ્દવડે વાણી સમજવી. વાણી જેમ ઉત્પત્તિનાશવાળી છે તેમ મન પણ ઉત્પત્તિનાશવાળું છે એમ સત્શાસ્ત્રોથી ને વિદ્વાનોના અનુભવથી સિદ્ધ છે. વળી જાગ્રતમાં ને સ્વપ્નમાં વાણીની ને મનની ઉત્પત્તિ ને સુષુપ્તિમાં તેનો લય સૌને અનુભવસિદ્ધ હોવાથી પણ તે બંને ઉત્પત્તિનાશવાળાં સિદ્ધ થાય છે. આકાશાદિ પાંચ ભૂતોના મળેલા સત્ત્વ-ગુણના અંશમાંથી મનની ઉત્પત્તિ થાય છે, ને પ્રલયકાલે વા મોક્ષકાલે તેનો તેમાંજ લય થાય છે. વાણીની તથા મનની સ્થિતિ હોય ત્યારે અર્થાત્ તેના પ્રવૃત્તિકાલમાં જે પરમતત્ત્વ સાક્ષીપણાવડે નિત્ય રહેલું છે તે પરમ-તત્ત્વજ તું છે, દેહ, વાણી કે મન તું નથી, માટે તેમાં તને હુંપણાની-આત્માની-બુદ્ધિ રહેતી હોય તો તે ભ્રાંતિનો ત્યાગ કર. ૨૩

હવે સ્થૂલશરીરાદિનો વિરાડાદિથી અભેદ છે એમ ઉપદેશ કરે છેઃ-

**स्थूलवैराजयोरैक्यं सूक्ष्महैरण्यगर्भयोः ।**
**अज्ञानमाययोरैक्यं प्रत्यग्विज्ञानपूर्णयोः ॥ २४ ॥**

**સ્થૂલશરીરનું ને વિરાટ્ના શરીરનું એકપણું છે, સૂક્ષ્મ-શરીરનું ને હિરણ્યગર્ભના શરીરનું એકપણું છે, અજ્ઞાનનું ને માયાનું એકપણું છે, અને પ્રત્યગાત્માનું ને બ્રહ્મનું એકપણું છે.**

પ્રાણીઓનાં સ્થૂલશરીરોનો ને વિરાટ્ભગવાનના શરીરનો અભેદ છે, કેમકે તે બંને પંચીકૃત પાંચ ભૂતોનાં બનેલાં છે; પ્રાણીઓનાં સૂક્ષ્મ-શરીરોનો ને હિરણ્યગર્ભભગવાનનાં શરીરનો અભેદ છે, કેમકે તે બંને અપંચીકૃત પાંચ ભૂતોનાં બનેલાં છે; અજ્ઞાન ને માયાનો અભેદ છે, કેમકે અજ્ઞાન જીવોનાં સૂક્ષ્મસ્થૂલશરીરોનું કારણ છે, ને માયા શ્રીઈશ્વરના સૂક્ષ્મ તથા સ્થૂલશરીરનું કારણ છે; અને અંતરાત્મા ને બ્રહ્મનો અભેદ છે, કેમકે

તે બંને કારણ, સૂક્ષ્મ ને સ્થૂલ એ ત્રણે પ્રકારના ઉપાધિથી રહિત શુદ્ધ છે. શરીરોના અભેદના કથનવડે તેમના અભિમાનીઓનો પણ અભેદ જાણવો. વ્યષ્ટિ( એક )સ્થૂલશરીરના ને જાગ્રદવસ્થાના અભિમાની વિશ્વનામના જીવનો સમષ્ટિસ્થૂલશરીરના અભિમાની વિરાટ્ભગવાનસાથે અભેદ જાણવો, વ્યષ્ટિસૂક્ષ્મશરીરના ને સ્વપ્નાવસ્થાના અભિમાની તૈજસનામના જીવનો સમષ્ટિસૂક્ષ્મશરીરના અભિમાની ભગવાન્ હિરણ્યગર્ભની સાથે અભેદ જાણવો અને વ્યષ્ટિ–અજ્ઞાન વા કારણશરીરના ને સુષુપ્તિઅવસ્થાના અભિમાની પ્રાજ્ઞનામના જીવનો માયાના અભિમાની શ્રીઈશ્વરની વા અંતર્યામીની સાથે અભેદ જાણવો. ૨૪

બ્રહ્મમાં ભ્રાંતિથી આ જગતની પ્રતીતિ થઈ છે એમ જણાવે છેઃ—

चिन्मात्रैकरसे विष्णौ ब्रह्मात्मैक्यस्वरूपके ।
भ्रमेणैव जगज्जातं रज्ज्वां सर्पभ्रमो यथा ॥ २५ ॥

જેમ દોરડીમાં સર્પની ભ્રાંતિ થાય છે તેમ કેવલચૈતન્ય, એકરસ ને બ્રહ્મ તથા આત્માના એકપણાના સ્વરૂપવાળા વ્યાપકતત્ત્વમાં ભ્રાંતિવડેજ જગત્ ઉપજ્યું છે.

જેમ મંદાંધકારમાં પડેલી દોરડીમાં મનુષ્યને સર્પની ભ્રાંતિ થાય છે તેમ ચૈતન્યમાત્ર, સર્વત્ર સમરૂપે રહેલું, ને બ્રહ્મ તથા આત્માના એકપણાના સ્વરૂપવાળું જે વ્યાપકતત્ત્વ છે તેમાં અજ્ઞાનીઓની ભ્રાંતિવડેજ તેમને આ નામરૂપવાળું સર્વ જગત્ પ્રતીત થયું છે. ૨૫

તાર્કિકાદિને મતે જીવના ને ઈશ્વરના સ્વરૂપનું વર્ણન કરે છેઃ—

तार्किकाणां च जीवेशौ वाच्यावेतौ विदुर्बुधाः ।
लक्ष्यौ च सांख्ययोगाभ्यां वेदान्तैरेकता तयोः ॥ २६ ॥

તાર્કિકોના જીવ ને ઈશ્વર આ વાચ્ય છે એમ જ્ઞાનીઓ

**જાણે છે, સાંખ્ય ને યોગવડે આ બે લક્ષ્ય છે, ને ઉપનિષદોવડે તે બંનેની એકતા છે.**

ન્યાયદર્શન ને વૈશેષિકદર્શન એ બંને તર્કશાસ્ત્ર કહેવાય છે. તે બંને શાસ્ત્રોના સિદ્ધાંતને અનુસરનારા તાર્કિકો કહેવાય છે. તાર્કિકો જીવને તથા ઈશ્વરને જ્ઞાન, ઇચ્છા ને પ્રયત્નાદિ ગુણોવાળા માને છે. એવી રીતે તે બંને દર્શનોવાળાના જીવ તથા ઈશ્વર ઉપર જણાવેલા ગુણોવાળા હોવાથી વાચ્યરૂપ છે એમ જ્ઞાનીઓ જાણે છે. શબ્દનો પોતાના અર્થથી જે સંબંધ તે વૃત્તિ કહેવાય છે. તે વૃત્તિ બે પ્રકારની છે, શક્તિવૃત્તિ તથા લક્ષણાવૃત્તિ. શબ્દનો શક્તિવૃત્તિવડે જે અર્થ થાય તે શક્યાર્થ વા વાચ્યાર્થ કહેવાય છે, ને શબ્દનો લક્ષણાવૃત્તિવડે જે અર્થ થાય તે લક્ષ્યાર્થ કહેવાય છે. શબ્દનો પોતાના શક્યાર્થ વા મુખ્યાર્થથી જે સંબંધ તે શક્તિવૃત્તિ, ને શબ્દનો શક્યાર્થના સંબંધવાળાની સાથે જે સંબંધ તે લક્ષણાવૃત્તિ કહેવાય છે. જીવ તથા ઈશ્વર એ બે શબ્દના શક્તિ-વૃત્તિવડે જે અર્થ થાય છે તેને તાર્કિકો જીવનું તથા ઈશ્વરનું વાસ્તવિક સ્વરૂપ માનતા હોવાથી તેમના જીવને તથા ઈશ્વરને વેદાંતસિદ્ધાંતપ્રમાણે વાચ્યરૂપ કહ્યા છે. સાંખ્યદર્શન તથા યોગદર્શન જીવને ( પુરુષને ) પ્રકૃતિથી ભિન્ન ચેતનસ્વભાવવાળો કહે છે, તથા યોગદર્શન ઈશ્વરને ( પુરુષવિશેષને ) પણ પ્રકૃતિથી ભિન્ન ચેતનસ્વભાવવાળા કહે છે, તેથી તેમના સિદ્ધાંતમાં જે જીવ તથા ઈશ્વર કહ્યા છે તે વાચ્યાર્થમાંથી જડભાગ કાઢી નાંખીને શુદ્ધચેતનરૂપ કહેલા છે. એવી રીતે તેઓ જીવને તથા ઈશ્વરને કેવલ ચેતનરૂપ માનનારા હોવાથી વેદાંતસિદ્ધાંતપ્રમાણે તેઓ તે બંનેના લક્ષ્યાર્થને માનનારા છે એમ જણાવ્યું છે. યોગસિદ્ધાંતમાં જીવને તથા ઈશ્વરને ચેતનરૂપ માન્યા છતાં પણ તે બંનેનો અભેદ સ્વીકારવામાં આવ્યો નથી, પણ ઈશ્વરમાં અવિદ્યાદિ ક્લેશો, શુભાશુભ-

તે બંને કારણ, સૂક્ષ્મ ને સ્થૂલ એ ત્રણે પ્રકારના ઉપાધિથી રહિત શુદ્ધ છે. શરીરોના અભેદના કથનવડે તેમના અભિમાનીઓનો પણ અભેદ જાણવો. વ્યષ્ટિ( એક )સ્થૂલશરીરના ને જાગ્રદવસ્થાના અભિમાની વિશ્વનામના જીવનો સમષ્ટિસ્થૂલશરીરના અભિમાની વિરાડ્ભગવાન્‌સાથે અભેદ જાણવો, વ્યષ્ટિસૂક્ષ્મશરીરના ને સ્વપ્નાવસ્થાના અભિમાની તૈજસનામના જીવનો સમષ્ટિસૂક્ષ્મશરીરના અભિમાની ભગવાન્ હિરણ્યગર્ભની સાથે અભેદ જાણવો અને વ્યષ્ટિ–અજ્ઞાન વા કારણશરીરના ને સુષુપ્તિઅવસ્થાના અભિમાની પ્રાજ્ઞનામના જીવનો માયાના અભિમાની શ્રીઈશ્વરની વા અંતર્યામીની સાથે અભેદ જાણવો. ૨૪

બ્રહ્મમાં ભ્રાંતિથી આ જગતની પ્રતીતિ થઈ છે એમ જણાવે છેઃ—

चिन्मात्रैकरसे विष्णौ ब्रह्मात्मैक्यस्वरूपके ।
भ्रमेणैव जगज्जातं रज्ज्वां सर्पभ्रमो यथा ॥ २५ ॥

જેમ દોરડીમાં સર્પની ભ્રાંતિ થાય છે તેમ કેવલચૈતન્ય, એકરસ ને બ્રહ્મ તથા આત્માના એકપણાના સ્વરૂપવાળા વ્યાપકતત્ત્વમાં ભ્રાંતિવડેજ જગત્ ઉપજ્યું છે.

જેમ મંદાંધકારમાં પડેલી દોરડીમાં મનુષ્યને સર્પની ભ્રાંતિ થાય છે તેમ ચૈતન્યમાત્ર, સર્વત્ર સમરૂપે રહેલું, ને બ્રહ્મ તથા આત્માના એકપણાના સ્વરૂપવાળું જે વ્યાપકતત્ત્વ છે તેમાં અજ્ઞાનીઓની ભ્રાંતિવડેજ તેમને આ નામરૂપવાળું સર્વ જગત્ પ્રતીત થયું છે. ૨૫

તાર્કિકાદિને મતે જીવના ને ઈશ્વરના સ્વરૂપનું વર્ણન કરે છેઃ—

तार्किकाणां च जीवेशौ वाच्यावेतौ विदुर्बुधाः ।
लक्ष्यौ च सांख्ययोगाभ्यां वेदान्तैरैकता तयोः ॥ २६ ॥

તાર્કિકોના જીવ ને ઈશ્વર આ વાચ્ય છે એમ જ્ઞાનીઓ

જાણે છે, સાંખ્ય ને યોગવડે આ બે લક્ષ્ય છે, ને ઉપનિષદોવડે તે બંનેની એકતા છે.

ન્યાયદર્શન ને વૈશેષિકદર્શન એ બંને તર્કશાસ્ત્ર કહેવાય છે. તે બંને શાસ્ત્રોના સિદ્ધાંતને અનુસરનારા તાર્કિકો કહેવાય છે. તાર્કિકો જીવને તથા ઈશ્વરને જ્ઞાન, ઇચ્છા ને પ્રયત્નાદિ ગુણોવાળા માને છે. એવી રીતે તે બંને દર્શનોવાળાના જીવ તથા ઈશ્વર ઉપર જણાવેલા ગુણોવાળા હોવાથી વાચ્યરૂપ છે એમ જ્ઞાનીઓ જાણે છે. શબ્દનો પોતાના અર્થથી જે સંબંધ તે વૃત્તિ કહેવાય છે. તે વૃત્તિ બે પ્રકારની છે, શક્તિવૃત્તિ તથા લક્ષણાવૃત્તિ. શબ્દનો શક્તિવૃત્તિવડે જે અર્થ થાય તે શક્યાર્થ વા વાચ્યાર્થ કહેવાય છે, ને શબ્દનો લક્ષણાવૃત્તિવડે જે અર્થ થાય તે લક્ષ્યાર્થ કહેવાય છે. શબ્દનો પોતાના શક્યાર્થ વા મુખ્યાર્થથી જે સંબંધ તે શક્તિવૃત્તિ, ને શબ્દનો શક્યાર્થના સંબંધવાળાની સાથે જે સંબંધ તે લક્ષણાવૃત્તિ કહેવાય છે. જીવ તથા ઈશ્વર એ બે શબ્દના શક્તિવૃત્તિવડે જે અર્થ થાય છે તેને તાર્કિકો જીવનું તથા ઈશ્વરનું વાસ્તવિક સ્વરૂપ માનતા હોવાથી તેમના જીવને તથા ઈશ્વરને વેદાંતસિદ્ધાંતપ્રમાણે વાચ્યરૂપ કહ્યા છે. સાંખ્યદર્શન તથા યોગદર્શન જીવને (પુરુષને) પ્રકૃતિથી ભિન્ન ચેતનસ્વભાવવાળો કહે છે, તથા યોગદર્શન ઈશ્વરને (પુરુષવિશેષને) પણ પ્રકૃતિથી ભિન્ન ચેતનસ્વભાવવાળા કહે છે, તેથી તેમના સિદ્ધાંતમાં જે જીવ તથા ઈશ્વર કહ્યા છે તે વાચ્યાર્થમાંથી જડભાગ કાઢી નાંખીને શુદ્ધચેતનરૂપ કહેલા છે. એવી રીતે તેઓ જીવને તથા ઈશ્વરને કેવલ ચેતનરૂપ માનનારા હોવાથી વેદાંતસિદ્ધાંતપ્રમાણે તેઓ તે બંનેના લક્ષ્યાર્થને માનનારા છે એમ જણાવ્યું છે. યોગસિદ્ધાંતમાં જીવને તથા ઈશ્વરને ચેતનરૂપ માન્યા છતાં પણ તે બંનેનો અભેદ સ્વીકારવામાં આવ્યો નથી, પણ ઈશ્વરમાં અવિદ્યાદિ ક્લેશો, શુભાશુભ-

કર્મો, તેનાં ફ્લો ને કર્મના સંસ્કારો સર્વદા ન હોવાથી તે જીવોથી ભિન્ન છે એમ સ્વીકારવામાં આવ્યું છે. ઉપનિષદોમાં જીવના સ્વરૂપમાંથી અવિદ્યા ને તેના ધર્મો તથા ઈશ્વરના સ્વરૂપમાંથી માયા ને તેના ધર્મો કાઢી નાંખવામાં આવે તો તે બંનેના શુદ્ધસ્વરૂપમાં કાંઇજ ભેદ નથી, એમ તે બંનેના સ્વરૂપની એકતા સ્વીકારવામાં આવી છે. ૨૬

તે બંનેની ચૈતન્યરૂપે એકતા કેવી રીતે છે તે કહે છેઃ—

कार्यकारणवाच्यांशौ जीवेशौ यौ जहच्च तौ ।
अजहच्च तयोर्लक्ष्यौ चिदंशावेकरूपिणौ ॥ २७ ॥

જીવ ને ઈશ્વરમાં જે કાર્ય ને કારણરૂપ વાચ્યનો ભાગ છે તે બંને ત્યજી દેવાથી ને બંનેના લક્ષ્યભાગને નહિ ત્યજી દેવાથી તે બંનેના ચેતનરૂપ અંશો એકરૂપવાળા છે.

જીવમાં વ્યષ્ટિઅવિદ્યા ને તેના ધર્મોરૂપ વા અંતઃકરણ ને તેના ધર્મોરૂપ વાચ્યોનો ભાગ છે, ને ઈશ્વરમાં માયા ને તેના ધર્મોરૂપ વાચ્યનો ભાગ છે. જીવ તથા ઈશ્વરમાંથી એ બને વાચ્યના ભાગો ત્યજી દેવાથી અવશેષ રહેલા જે ચેતનરૂપ ભાગો તે બંનેના લક્ષ્યરૂપ છે. તેનો ત્યાગ ન કરવાથી તે બને ચેતનના અંશો એકરૂપવાળા છે. બંને ચેતનો સચ્ચિદાનંદસ્વભાવવાળાં હોવાથી તે બંનેમાં કાંઇ પણ ભેદ નથી. જેમ ઘડારૂપ ને મઠરૂપ ઉપાધિ દૂર કરતાં ઘટાકાશ ને મઠાકાશ મહાકાશરૂપ થઇ જાય છે, ને સેવક તથા રાજાની ઉપાધિ દૂર કરતાં તે બંને મનુષ્યરૂપ પ્રતીત થાય છે, તેમ [illegible] ઈશ્વરના ઉ[illegible] ભાગ કરત

अन्ये पाखंडिनः सर्वे ज्ञानवार्तासु दुर्बलाः ।
एकं वेदान्तविज्ञानं स्वानुभूत्या विराजते ॥ २९ ॥

કર્મશાસ્ત્રમાં જ્ઞાન ક્યાંથી? તર્કમાં નિશ્ચય નથીજ. સાંખ્ય ને યોગ ભેદને પ્રાપ્ત થયાં છે. શબ્દશાસ્ત્રને માનનાર શબ્દમાં તત્પર છે. બીજા સર્વે પાખંડીઓ જ્ઞાનની વાર્તાઓમાં દુબળા છે. એક વેદાંતનું વિજ્ઞાન સ્વાનુભવવડે વિશેષ શોભે છે.

વૈદિકકર્મોના ઉપદેશ કરનાર શ્રીજૈમિનિપ્રણીત પૂર્વમીમાંસાદર્શનમાં વૈદિકકર્મોના વિચાર હોવાથી તેમાં જીવબ્રહ્મના અભેદના જ્ઞાનનું નિરૂપણ ક્યાંથી હોય? શ્રીગૌતમપ્રણીત ન્યાયદર્શન ને શ્રીકણાદ-પ્રણીત વૈશેષિકદર્શન યુક્તિપ્રધાન હોવાથી તે તર્કશાસ્ત્ર કહેવાય છે. તર્કની કોઇ સ્થળે સ્થિરતા નથી, કેમકે બળવાન્ તર્કથી નિર્બળ તર્ક સર્વદા બાધ પામે છે. એવી રીતે અસ્થિર તર્કમાં બ્રહ્મતત્ત્વનો નિશ્ચય નથીજ. શ્રીકપિલપ્રણીત સાંખ્યદર્શનમાં જીવોને ચેતનરૂપ કહેલા છે, અને શ્રીપતંજલિપ્રણીત યોગદર્શનમાં જીવોને તથા શ્રીઈશ્વરને ભિન્ન કહેલા છે. એ બંને દર્શનોમાં જીવોનો પરસ્પર ભેદ તથા જીવોનો ઈશ્વરથી ભેદ વર્ણવેલો હોવાથી એ બંને શાસ્ત્રો ભેદવાદને પ્રાપ્ત થયેલાં ગણાય છે. વ્યાકરણશાસ્ત્રના પરમાર્થની સાથે સંબંધ રાખનારા ભાગમાં પરમતત્ત્વનો સૂક્ષ્મવિચાર કર્યો નથી. શ્રીપાણિનિ આદિ સમર્થ વૈયા-કરણોએ પ્રધાનપણે શબ્દોનોજ વિચાર કર્યો છે. વ્યાકરણશાસ્ત્રના મતને માનનારા શાબ્દિકો કહેવાય છે. તેઓ શબ્દના વિચારમાં તત્પર છે, પણ બ્રહ્મના વિચારમાં તત્પર નથી. ચાર્વાકાદિ બીજા સર્વે પાખંડીઓ (મોક્ષશાસ્ત્રને નહિ માનનારા તથા તે પ્રમાણે પ્રયત્ન નહિ કરનારા)

બ્રહ્મજ્ઞાનસંબંધની વાતોમાં નબળા છે. એક વેદાંતશાસ્ત્રનું સ્વાનુભવવાળું જ્ઞાન જ્ઞાનીઓના પોતાના અનુભવવડે અત્યંત શોભે છે. બીજાં દર્શનો બહુધા લોકાંતરમાં જવાથી દૃષ્ટદુઃખની નિવૃત્તિ ને પરમાનંદની પ્રાપ્તિ મોક્ષસાધકને થશે એમ કહે છે, ને વેદાંતશાસ્ત્ર તો યથાયોગ્ય યત્ન કરનારને દૃષ્ટદુઃખની નિવૃત્તિ ને પરમાનંદની પ્રાપ્તિ અહીંજ (વર્તમાનજન્મમાં) અનુભવાય છે એમ કહે છે, એટલે અન્ય શાસ્ત્રોથી વેદાંતશાસ્ત્રનો ભેદ છે. ૨૮-૨૯

બંધમોક્ષના સ્વરૂપનું તથા તેના ઉપાદાનકારણનું નિરૂપણ કરે છેઃ—

**अहं ममेत्ययं बन्धो ममाहं नेति मुक्तता ।**
**बन्धमोक्षौ गुणैर्भातः गुणाः प्रकृतिसंभवाः ॥ ३० ॥**

**હું ને મારું આ બંધ છે, ને હું ને મારું નહિ આ મુક્તપણું છે. તે બંધ ને મોક્ષ ગુણોવડે પ્રતીત થાય છે, ને તે ગુણો પ્રકૃતિથી ઉપજેલા છે.**

બ્રાહ્મણાદિ જાતિવાળું ને ગૃહસ્થાદિ આશ્રમવાળું શરીર હું છું ને આ શરીર તથા આ શરીરના સંબંધવાળાં જે પ્રાણીઓ તથા પદાર્થો છે તે મારાં છે એમ માનવું આ બંધ છે; અને આ શરીર હું નથી, પણ અસંગ ને સચ્ચિદાનંદસ્વભાવવાળા અંતરાત્માથી અભિન્ન બ્રહ્મ હું છું, ને આ શરીર તથા આ શરીરના સંબંધવાળાં પ્રાણીઓ તથા પદાર્થો મારાં નથી, કેમકે હું સર્વેથી સર્વદા અસંગ છું એમ માનવું આ મુક્તપણું વા મોક્ષ છે. તે બંધ તથા મોક્ષ બુદ્ધિના અવિવેક વા અજ્ઞાન ને વિવેક વા જ્ઞાન એ ગુણોવડે પ્રતીત થાય છે. સ્વરૂપાવસ્થિત શુદ્ધ આત્મામાં વાસ્તવિકરીતે બંધ કે મોક્ષ નથી.

મંદભાગ્યવાળા મનુષ્યો જ્ઞાનસ્વરૂપ બ્રહ્મને જાણી શકતા નથી એમ કહે છે:—

ज्ञानमेकं सदा भाति सर्वावस्थासु निर्मलम्।
मंदभाग्या न जानन्ति स्वरूपं केवलं बृहत् ॥ ३१ ॥

સર્વ અવસ્થાઓમાં સર્વદા નિર્મલ જ્ઞાન એક પ્રતીત થાય છે. મંદભાગ્યવાળા પુરુષો કેવલ બ્રહ્મસ્વરૂપને જાણતા નથી.

જાગ્રત્, સ્વપ્ન ને સુષુપ્તિ એ અંતઃકરણની ત્રણ અવસ્થાઓ ભિન્ન ભિન્ન છે, પણ તે ત્રણે અવસ્થાઓનું જ્ઞાન ભિન્ન ભિન્ન નથી. જાગ્રત્‌માં શબ્દાદિ પાંચ વિષયો ભિન્ન ભિન્ન છે, પણ તેમનું જ્ઞાન ભિન્ન નથી, સ્વપ્નમાં શબ્દાદિ વિષયો ભિન્ન ભિન્ન છે, પણ તેમનું જ્ઞાન ભિન્ન નથી, ને સુષુપ્તિમાં અજ્ઞાન ને સુખરૂપ વિષયો ભિન્ન ભિન્ન છે, પણ તેમનું જ્ઞાન ભિન્ન નથી. જાગ્રદાદિ ત્રણ અવસ્થાઓમાં, ચંદ્રાદિ વારોમાં, શુક્લાદિ પક્ષોમાં, કાર્તિકાદિ માસોમાં, પ્રભવાદિ સંવત્સરોમાં, કૃતાદિ યુગોમાં, શ્વેતવારાહાદિ કલ્પોમાં, ને અનેક મહાકલ્પોમાં ઉપાધિરહિત એટલે શુદ્ધ જ્ઞાન સર્વદા એકજ પ્રતીત થાય છે. પાપસંસ્કારોના બહુપણાથી જેમણે વિવેકાદિ તથા શ્રવણાદિ સાધનો સંપાદન કર્યાં નથી એવા અભાગીઆ પુરુષો માયાથી પર રહેલા બ્રહ્મસ્વરૂપને જાણવા સમર્થ થતા નથી. ૩૧

એ આત્માને જાણનારા મુક્ત થાય છે એમ જણાવે છે:—

संकल्पसाक्षिणं ज्ञानं सर्वलोकैकजीवनम् ।
तदस्मीति च यो वेद स मुक्तो नात्र संशयः ॥३२॥

સર્વ પ્રાણીઓના મુખ્યજીવનરૂપ, જ્ઞાનસ્વભાવવાળા ને

**સંકલ્પના સાક્ષીને તે હું છું એમ જે પુરુષ જાણે છે તે મુક્ત છે એમાં સંશય નથી.**

શુદ્ધચેતન પ્રાણના પણ પ્રાણરૂપ હોવાથી તે ચેતનને અહીં સર્વે પ્રાણધારી પ્રાણીઓના મુખ્યજીવનરૂપ કહેલ છે. શુદ્ધચેતનનો જ્ઞાન-સ્વભાવ " सत्यं ज्ञानमनन्तं ब्रह्म " ॥ ( બ્રહ્મ સત્ય, જ્ઞાન ને અનંત છે, ) ઇત્યાદિ શ્રુતિઓમાં કહ્યો છે. જો આત્માનો વા ચેતનનો જ્ઞાન-સ્વભાવ ન હોય તો આ જગતમાં કોઈ પણ પ્રાણિપદાર્થનું જ્ઞાન થઈ શકે નહિ એ યુક્તિથી પણ આત્માનો વા ચેતનનો જ્ઞાનસ્વભાવ છે એમ જણાવે છે. એવી રીતે આત્માનો જ્ઞાનસ્વભાવ શ્રુતિ, યુક્તિ ને જ્ઞાનીઓના અનુભવવડે સિદ્ધ છે. વળી તે આત્મા અંતઃકરણની સર્વે વૃત્તિઓનો પ્રકાશક હોવાથી મનના સંકલ્પોના સાક્ષિરૂપે તેને કહેલ છે. તે આત્મા હું છું એમ જે પુરુષ સ્વાનુભવથી જાણે છે તે પુરુષ અવિદ્યાથી ને તેનાં કાર્યોથી મોકળો થયેલો છે એમાં લેશ પણ સંશય નથી. ૩૨

આત્મા સર્વેનો પ્રકાશક હોવાથી તેના જ્ઞાનમાટે કોઈ પ્રમાણની અગત્ય નથી એમ કહે છેઃ—

> प्रमाता च प्रमाणं च प्रमेयं प्रमितिस्तथा ।
> यस्य भासावभासेत मानं ज्ञानाय तस्य किम्? ॥३३॥

**પ્રમાતા, પ્રમાણ, પ્રમેય ને પ્રમા જેના જ્ઞાનવડે પ્રતીત થાય છે તેના જ્ઞાનમાટે કયું પ્રમાણ જોઇએ?**

પ્રત્યક્ષાદિ પ્રમાણોવડે વસ્તુઓને જાણનારો જીવ પ્રમાતા કહેવાય છે. પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, ઉપમાન, અર્થાપત્તિ ને અનુપલબ્ધિ આ ૭ પ્રમાણનાં નામો છે. યથાર્થજ્ઞાનનું સાધન તે પ્રમાણ કહેવાય છે. પ્રત્યક્ષાદિ પ્રમાણોનાં લક્ષણ અન્યત્ર વર્ણવ્યાં છે, તેથી તેમનાં

લક્ષણો અહીં કહ્યાં નથી. પ્રત્યક્ષાદિ પ્રમાણવડે જે વસ્તુનું જ્ઞાન થાય છે તે વસ્તુ પ્રમેય કહેવાય છે. પ્રમાણવડે થનારા યથાર્થજ્ઞાનને પ્રમિતિ વા પ્રમા કહેવામાં આવે છે. આ ચારે જેના જ્ઞાનસ્વભાવવડે પ્રતીત થાય છે તે સ્વયંપ્રકાશ આત્માના જ્ઞાનમાટે કયા પ્રમાણની અપેક્ષા છે? આ ચારેને જે આત્મા પ્રકાશે છે તે આત્માના સદ્ભાવનું તથા તેના જ્ઞાનસ્વભાવનું જ્ઞાન તો એ ચારે પદાર્થોની સાથેજ થઇ ગયું છે. જેમ સૂર્યના પ્રકાશવડે પ્રકાશેલા અન્ય પદાર્થોના જ્ઞાનસાથે સૂર્યના સદ્ભાવનું તથા તેના પ્રકાશસ્વભાવનું જ્ઞાન થઇ જાય છે તેમ અહીં પણ સમજવું. ૩૩

પદાર્થના જ્ઞાનને પ્રકાશનાર આત્મા છે એમ નિરૂપણ કરે છેઃ-

**अर्थाकारा भवेद्वृत्तिः फलेनार्थः प्रकाशते ।**
**अर्थज्ञानं विजानाति स एवार्थः परः स्मृतः ॥३४॥**

**વૃત્તિ વસ્તુને આકારે થાય છે, ચિદાભાસવડે વસ્તુ પ્રકાશે છે, ને વસ્તુના જ્ઞાનને જે પ્રકાશે છે તેજ વસ્તુ શ્રેષ્ઠ કહી છે.**

અંતઃકરણની વૃત્તિ નેત્રાદિદ્વારા નીકળી પદાર્થઉપરના આવરણનો ભંગ કરી પ્રકાશાદિના સાહાય્યવડે તે પદાર્થને આકારે થાય છે. જેમ કોઠામાં ભરેલું પાણી નળદ્વારા જઇને ક્યારાને આકારે થાય છે તેમ. પદાર્થ જડ છે, ને વૃત્તિ પણ જડ છે, તેથી તે વૃત્તિ તે પદાર્થને પ્રકાશી શકતી નથી. તે વૃત્તિના અગ્રભાગમાં રહેલું ચેતનનું પ્રતિબિંબ જેને ચિદાભાસ વા ફલ કહેવામાં આવે છે તે પદાર્થને પ્રકાશે છે, અર્થાત્ આ અમુક પદાર્થ છે એવું જ્ઞાન અંતઃકરણમાં ઉપજાવે છે. આ અમુક પદાર્થ છે તેને મેં જાણ્યો એવું જ્ઞાન ઉપજ્યા વિના માત્ર તે પદાર્થનું જ્ઞાન મનુષ્યની પ્રવૃત્તિનિવૃત્તિમાં હેતુ થઇ શકતું નથી, માટે તે પદાર્થના જ્ઞાનને પ્રકાશનાર કોઈ અન્ય વસ્તુ હોવી જોઇએ. આ અમુક પદાર્થને મેં જાણ્યો એમ પદાર્થના જ્ઞાનને જે વસ્તુ સારી રીતે પ્રકાશે છે

તે વસ્તુ એટલે આત્મા વા શુદ્ધચેતનજ સર્વથી શ્રેષ્ઠ છે એમ વેદાંતીમાં કહ્યું છે. ૩૪

જડ પદાર્થના જ્ઞાનમાં વૃત્તિના ને ચિદાભાસના વ્યાપારની અગત્ય છે પણ ચેતનરૂપ આત્માના જ્ઞાનમાં તો માત્ર વૃત્તિનોજ ઉપયોગ છે એમ પ્રતિપાદન કરી બતાવે છે:—

**वृत्तिव्याप्यत्वमेवास्तु फलव्याप्तिः कथं भवेत् ? ।**
**स्वप्रकाशस्वरूपत्वात् सिद्धत्वाच्च चिदात्मनः ॥ ३५ ॥**

**ચૈતન્યરૂપ આત્માના સ્વપ્રકાશસ્વરૂપપણાથી અને સિદ્ધપણાથી વૃત્તિવ્યાપ્યપણુંજ હો, ફલવ્યાપ્તિ કેમ હોઈ શકે?**

ચૈતન્ય, જ્ઞાન ને પ્રકાશ એ પર્યાય એટલે એક અર્થના વાચક શબ્દ છે. જ્ઞાનસ્વભાવવાળો આત્મા સ્વયંપ્રકાશ છે, અર્થાત્ ઇંદ્રિયો ને અંતઃકરણના જ્ઞાનનો વિષય થયા વિના હું છું એમ તે પ્રત્યક્ષ અનુભવાય છે, ને તેના જ્ઞાનસ્વભાવનું સંક્રમણ થવાથી અંતઃકરણ તથા જ્ઞાનેંદ્રિયો અન્ય પદાર્થને જાણવામાં સમર્થ થાય છે. આવી રીતે આત્મા કોઈના જ્ઞાનનો વિષય થયા વિના પોતાના સદ્ભાવને સ્પષ્ટ જણાવે છે, માટે તે સ્વયંપ્રકાશ કહેવાય છે. વળી તે સર્વદા સ્વતઃસિદ્ધ છે. સૂર્યાદિ સ્વયંપ્રકાશ ગણાતા પદાર્થોની પેઠે તે ઉત્પન્ન થયેલ નથી. ચેતનરૂપ આત્મા સ્વયંપ્રકાશ તથા સિદ્ધ હોવાથી તેના ઉપર જે અજ્ઞાનની આવરણનામની શક્તિ રહી છે તેને દૂર કરવા માત્ર વૃત્તિવ્યાપ્તિનીજ અગત્ય છે. પોતાના સદ્ગુરુના અનુગ્રહવાળી, વેદાંતના સંસ્કારવાળી, પવિત્ર ને એકાગ્ર અંતઃકરણની વૃત્તિ હૃદયાદિભણી પાછી વળીને આત્માની ઉપર રહેલા આવરણને દૂર કરે છે, તેથી સ્વયંપ્રકાશ ને નિત્યસિદ્ધ આત્માનું પોતાની મેળે મુમુક્ષુને ભાન થાય છે. તે વૃત્તિના અગ્રભાગમાં ચિદાભાસ છે, પણ તેના સાહાય્યની

ત્યાં અગત્ય પડતી નથી. જેમ અંધકારમાં પડેલા પદાર્થને જોવામાટે નિર્દોષ નેત્ર ને દીપક બંનેની અપેક્ષા રહે છે, પણ વાદળાવિનાના બપોરના સૂર્યને જોવામાં માત્ર નિર્દોષ નેત્રનીજ અપેક્ષા રહે છે, દીવાની અપેક્ષા રહેતી નથી, દીવો સાથે હોય તોપણ તેનો પ્રકાશ સૂર્યના પ્રકાશમાં ભળી જવાથી નકામો થઇ જાય છે, તેમ જડ પદાર્થના જ્ઞાનમાં વૃત્તિ ને ચિદાભાસ બંનેની અપેક્ષા રહે છે, પણ સ્વયંપ્રકાશ આત્માના જ્ઞાનમાં માત્ર યોગ્ય વૃત્તિનીજ અપેક્ષા રહે છે, ચિદાભાસની અપેક્ષા રહેતી નથી. ચિદાભાસ વૃત્તિમાં હોય છે તોપણ તેનો પ્રકાશ આત્માના પરમપ્રકાશમાં લીન થઇ જવાથી તે ત્યાં નકામો થઇ જાય છે. અંતઃકરણની વૃત્તિ પદાર્થની ઉપરના આવરણનો ભંગ કરે તેને વૃત્તિવ્યાપ્તિ ને ચિદાભાસ પદાર્થને પ્રકાશે તેને ફલવ્યાપ્તિ કહેવામાં આવે છે. આત્માની ઉપરના આવરણનો એક વાર ભંગ થયા પછી તે આત્મા સર્વદા નિરાવરણરૂપે પ્રકાશે છે,—અનુભવાય છે, પછી વૃત્તિવ્યાપ્તિની પણ અપેક્ષા રહેતી નથી. ૩૫

હવે ઉન્મનીદશાનું સ્વરૂપ વર્ણવે છે:—

अर्थादर्थे यदा वृत्तिर्गन्तुं चलति चान्तरे ।
निराधारा निर्विकारा या दशा सोन्मनी स्मृता[1]॥ ३६ ॥

જ્યારે વૃત્તિ એકપદાર્થથી બીજા પદાર્થભણી જવાને ચાલે છે ત્યારે મધ્યમાં જે તેની નિરાધાર અને નિર્વિકાર દશા છે તે ઉન્મની કહી છે.

---

૧ કોઇ પ્રતમાં અહીં चित्तं चैतन्यमात्रेण संयोगाचेतना भवेत् । (કેવલ ચૈતન્ય સાથે સંયોગ પામવાથી ચિત્ત ચેતનના જેવું જણાય છે.) એ પ્રમાણે વધારો જોવામાં આવે છે.

જ્યારે અંતઃકરણની વૃત્તિ અંતઃકરણમાંથી ઊઠીને કોઇ પદાર્થભણી જાય છે, અથવા કોઈ પદાર્થને આકારે થઇ હોય ત્યાંથી બીજા પદાર્થને આકારે થવા તે પદાર્થભણી જાય છે, ત્યારે તે બેની વચ્ચે અંતઃકરણની વૃત્તિ કોઇ પણ પદાર્થના આલંબનવાળી હોતી નથી, તેમજ આલંબનને અભાવે તે રાગદ્વેષાદિ વિકારવાળી પણ હોતી નથી, અર્થાત્ બ્રહ્માકાર થયેલી હોય છે વૃત્તિની આવી આલંબનવિનાની ને વિકારવિનાની–બ્રહ્મરૂપે—જે સ્થિતિ તે સ્થિતિ યોગીઓએ ઉન્મની કહી છે. ૩૬

ચિત્ ને ચિત્તના ભિન્ન સ્વરૂપને કહે છે:—

**चित्तं चिच्च विजानीयात् तकाररहितं यदा ।**
**तकारो विषयाध्यासो जपारागो यथा मणौ ॥ ३७ ॥**

**જ્યારે ચિત્ત તકારરહિત હોય ત્યારે તેને ચિત્ જાણવું. જેમ મણિમાં જાસુદીના ફૂલની રતાશ છે તેમ ચિત્માં તકાર વિષયાધ્યાસ છે.**

જ્યારે ચિત્ત એટલે અંતઃકરણ તકારથી–ત અક્ષરથી–રહિત હોય ત્યારે તે ચિત્તને તેમાં ત નહિ હોવાથી ચિત્ એટલે ચૈતન્ય જાણવું. જેમ નિર્મલ ને શ્વેત સ્ફટિકમણિમાં સમીપમાં પડેલા જાસુદીના રાતા ફૂલની રતાશ પ્રતીત થઇ તે રાતો પ્રતીત થાય છે, તેમ વિષયના અભ્યાસથી રહિત નિર્મલ ચિત્માં તકારરૂપ વિષયાધ્યાસ આવવાથી તેજ ચિત્ ચિત્તરૂપે પ્રતીત થાય છે. ૩૭

ત્રિપુટીની ક્ષીણતા થયે જ્યારે જ્ઞાન એકલું રહે છે ત્યારે પુરુષ બ્રહ્મભાવને પામે છે એમ નિરૂપણ કરે છે:—

**ज्ञेयवस्तुपरित्यागात् ज्ञानं तिष्ठति केवलम् ।**
**त्रिपुटी क्षीणतामेति ब्रह्म नि**

**જાણવાયોગ્ય—જ્ઞાનના વિષયભૂત-વસ્તુના પરિત્યાગથી કેવલ જ્ઞાન રહે છે. ત્રિપુટી ક્ષીણપણાને પામે છે. તેમ થવાથી તે જ્ઞાની નિર્વાણરૂપ બ્રહ્મને પામે છે.**

ઘટાદિ જ્ઞેયવસ્તુનો ઘટાદિ આકારે થયેલી વૃત્તિમાંથી પરિત્યાગ કરવાથી માત્ર નિરુપાધિક જ્ઞાનજ બાકી રહે છે. તે નિરુપાધિક જ્ઞાન બ્રહ્મ છે. આ નિરુપાધિક જ્ઞાન બાકી રહે ત્યારે જ્ઞાતા, સોપાધિક જ્ઞાન, ને જ્ઞેય ઇત્યાદિ ત્રિપુટીઓ નિવૃત્ત થઈ જાય છે. ત્રિપુટીઓની નિવૃત્તિ થવાથી જ્ઞાની મોક્ષરૂપ બ્રહ્મતત્ત્વને અભેદભાવે પામે છે. પરસ્પર સંબંધ રાખનારી ત્રણ વસ્તુઓ મળીને ત્રિપુટી કહેવાય છે, જેમ જ્ઞાતા, જ્ઞાન ને જ્ઞેય; દ્રષ્ટા, દર્શન ને દૃશ્ય ઇત્યાદિ. ૩૮

જગદાદિના સ્વરૂપનું વર્ણન કરે છેઃ—

**मनोमात्रमिदं सर्वं तन्मनोऽज्ञानमात्रकम् ।**
**अज्ञानं भ्रम इत्याहुर्विज्ञानं परमं पदम् ॥ ३९ ॥**

**આ સર્વ મનોમાત્ર છે. તે મન અજ્ઞાનમાત્ર છે. અજ્ઞાન ભ્રાંતિ છે એમ કહે છે. વિજ્ઞાન પરમપદ છે.**

આ નામરૂપક્રિયાવાળું સર્વ જગત્ મને કલ્પેલું હોવાથી મનથી ભિન્ન નથી, પણ મનોરૂપજ છે. તે મન બ્રહ્મના અજ્ઞાનવડે પ્રતીત થનારું હોવાથી અજ્ઞાનમાંથી ઉપજેલું છે, તેથી તે અજ્ઞાનથી ભિન્ન નથી, પણ અજ્ઞાનરૂપજ છે. અજ્ઞાન, ભ્રાંતિ, અવિદ્યા ને માયા એ પર્યાય છે એમ સત્શાસ્ત્રો ને વિદ્વાનો કહે છે. તે અજ્ઞાનથી પર જે બ્રહ્મ છે તે બ્રહ્મરૂપ અનુભવને વિદ્વાનો પરમપદ કહે છે. વેદાંત-સિદ્ધાંતમાં સત્યાદિ લોકને પરમપદ કહેતા નથી, પણ બ્રહ્મનેજ પરમ-પદ કહે છે. ૩૯

હવે માયા, ઈશ્વર ને બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ કરે છેઃ—

अज्ञानं चान्यथा ज्ञानं मायामेतां वदन्ति ते ।
ईश्वरं मायिनं विद्यान्मायातीतं निरंजनम् ॥ ४० ॥

અન્ય પ્રકારનું જ્ઞાનજ અજ્ઞાન. તેઓ આને માયા કહે છે. માયાના સ્વામીને ઈશ્વર જાણવા માયાતીત નિરંજન છે.

બ્રહ્મ જે એક પ્રકારની-નામ, રૂપ ને ક્રિયાથી રહિત-વસ્તુ છે તેમાં તેનાથી વિલક્ષણ અન્ય પ્રકારનું એટલે નામ, રૂપ ને ક્રિયાવાળા જગતનું જ્ઞાન તેજ અજ્ઞાન વા અવિદ્યા કહેવાય છે. એ અજ્ઞાન અભાવ-રૂપ નથી, પણ જ્ઞાનવડે નિવૃત્ત થવાને યોગ્ય ભાવરૂપ છે આ અજ્ઞાનને વા અવિદ્યાને વેદાંતનો પાર પામેલા પંડિતો માયા એવું નામ આપે છે. એ માયાના નિયામકને વિવેકીએ ઈશ્વર જાણવા, ને એ માયાથી જે પર છે, અર્થાત્ એ માયાનો જેની સાથે ત્રણ કાલમાં લેશ પણ સંબંધ નથી તેને નિરંજન એટલે બ્રહ્મ જાણવું ૪૦

ઉપર કહેલી માયાની નિવૃત્તિ બ્રહ્મના [illegible] થાય છે એમ ઉપદેશ કરે છે.—

મહામોહરૂપ અંધકારમાં દેવ લીલાવડે વરસે છે. આ વૃષ્ટિના વિરામમાટે જ્ઞાનરૂપ એક વાયુ છે.

સત્, આનંદ ને ચેતન આ સ્વભાવવાળા બ્રહ્મરૂપ આકાશને આશરે માયારૂપ મેઘ રહેલ છે. તે મેઘમાં અંતઃકરણરૂપ વીજળી પ્રતીત થાય છે; ત્યાં દેહાદિમાં હુંપણાની બુદ્ધિરૂપ ગર્જના સંભળાય છે, અને માયાના કાર્ય અંતઃકરણમાંથી ઉત્પન્ન થતી વૃત્તિઓરૂપ વરસાદની ધારાઓનું પડવું થાય છે. ૪૧. આ મહામોહ એટલે બ્રહ્મસ્વરૂપના અજ્ઞાનરૂપ અંધારામાં સ્વયંપ્રકાશ પરમાત્મા પોતાની સ્વાભાવિક લીલાવડે, નામરૂપની પ્રતીતિ કરાવવારૂપ વરસે છે. આ વૃષ્ટિની એટલે માયાની ને તેનાં અંતઃકરણાદિ સર્વ કાર્યોની નિવૃત્તિમાટે બ્રહ્મસ્વરૂપના દૃઢજ્ઞાનરૂપ એક વાયુજ ઉપયોગી છે. ૪૨.

જ્ઞાનવિજ્ઞાનના સ્વરૂપને તથા અહીં અદ્વિતીય બ્રહ્મજ છે એ વાતને સંક્ષેપમાં કહે છે:—

ज्ञानं दृग्दृश्ययोर्भावं विज्ञानं दृश्यशून्यता ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किंचन ॥ ४३ ॥

**દ્રષ્ટાનો ને દૃશ્યનો ભાવ તે જ્ઞાન, ને દૃશ્યનો અભાવ તે વિજ્ઞાન. એકજ અદ્વિતીય બ્રહ્મ છે, અહીં કાંઇ પણ ભેદ નથી.**

દ્રષ્ટા આત્માના ને દૃશ્ય જગતના વિદ્યમાનપણાની જ્યાંસુધી પ્રતીતિ રહે ત્યાંસુધીની અંતઃકરણની સ્થિતિને જ્ઞાન એવું નામ આપવામાં આવે છે, અને સર્વ દૃશ્યોનો દ્રષ્ટામાં બાધ થઇ પછી દૃશ્યનું શૂન્યપણું ને માત્ર દ્રષ્ટાનોજ સદ્‌ભાવ અનુભવાય એવી અંતઃકરણની સ્થિતિ થાય તેને વિજ્ઞાન કહેવામાં આવે છે. વિજ્ઞાનકાળે એકજ

અદ્વિતીય બ્રહ્મ અનુભવાય છે, ને આ બ્રહ્મમાં કાંઇ પણ દ્વૈત નથી એવો નિશ્ચય થાય છે. ૪૩

વળી જ્ઞાનવિજ્ઞાનના સ્વરૂપને બીજી રીતે કહે છેઃ—

क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं तज्ज्ञानं ज्ञानमुच्यते ।
विज्ञानं चोभयोरैक्यं क्षेत्रज्ञपरमात्मनोः ॥ ४४ ॥

ક્ષેત્રનું ને ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન તે જ્ઞાન જ્ઞાન કહેવાય છે, અને ક્ષેત્રજ્ઞ ને પરમાત્મા આ બંનેના એકપણાનો અનુભવ તે વિજ્ઞાન કહેવાય છે.

પ્રકૃતિથી માંડીને સ્થૂલશરીરપર્યંતના સર્વ પદાર્થો જડ હોવાથી ક્ષેત્ર-કરેલાં શુભાશુભ કર્મોનાં શુભાશુભ ફલો ઉપજવાનું સ્થાન-કહેવાય છે. એ ક્ષેત્રના સ્વરૂપને જાણનારો જીવ ક્ષેત્રજ્ઞ કહેવાય છે. ક્ષેત્રના અસત્, જડ ને દુઃખાદિરૂપ સ્વભાવને તથા ક્ષેત્રજ્ઞના સત્, ચિત્ ને આનંદાદિ સ્વભાવને જાણવા તે જ્ઞાન જ્ઞાન એવા નામથી વિદ્વાનોમાં કહેવાય છે, અને જીવ ને ઈશ્વર એ બંનેનું ચેતનરૂપે વાસ્તવિક એકપણું જાણવું તે વિજ્ઞાન એવા નામવડે વિદ્વાનોમાં કહેવાય છે. ૪૪

હવે પરોક્ષજ્ઞાનના તથા અપરોક્ષજ્ઞાનના સ્વરૂપને વર્ણવે છેઃ—

परोक्षं शास्त्रजं ज्ञानं विज्ञानं चात्मदर्शनं ।
आत्मनो ब्रह्मणः सम्यगुपाधिद्वयवर्जितम् ॥ ४५ ॥

શાસ્ત્રથી ઉપજેલું જ્ઞાન પરોક્ષજ્ઞાન, અને જીવના તથા ઈશ્વરના બે ઉપાધિથી રહિત યથાર્થ આત્મસાક્ષાત્કાર તે અપરોક્ષજ્ઞાન છે.

શાસ્ત્રના શ્રવણવડે ઉપજેલું આત્માનું સ્વાનુભવવિનાનું જ્ઞાન પરોક્ષજ્ઞાન કહેવાય છે, અને જીવનો ઉપાધિ વ્યષ્ટિઅજ્ઞાન વા અંતઃકરણ

ને ઈશ્વરનો ઉપાધિ માયા એ બંને ઉપાધિઓથી રહિત આત્માથી અભિન્ન બ્રહ્મનો જે સ્પષ્ટ અનુભવ તે વિજ્ઞાન અથવા અપરોક્ષજ્ઞાન કહેવાય છે ૪૫

જ્ઞાનના, વિજ્ઞાનના તથા જ્ઞાનવિજ્ઞાનના સ્વરૂપને કહે છે —

त्वमर्थविषयं ज्ञानं विज्ञानं तत्पदाश्रयम् ।
पदयोरैक्यबोधस्तु ज्ञानविज्ञानसंज्ञकम्[१] ॥ ४६ ॥

તું એ પદના અર્થને વિષય કરનારું તે જ્ઞાન, તે એ પદના આશ્રયને વિષય કરનારું તે વિજ્ઞાન, અને તે બંને પદના એકપણાનું જ્ઞાન તો જ્ઞાનવિજ્ઞાનના નામવાળું છે

तत्त्वमसि—તે તું છે—આ મહાવાક્યમાના તુ એ પદના—જીવના—લક્ષ્યાર્થરૂપ ચેતનને વિષય કરનારું જે જ્ઞાન તે જ્ઞાન કહેવાય છે તે એ પદના—ઈશ્વરના—લક્ષ્યાર્થરૂપ ચેતનને વિષય કરનારુ જે જ્ઞાન તે વિજ્ઞાન કહેવાય છે, અને તે બને પદના એકપણાનું જે જ્ઞાન તે જ્ઞાનવિજ્ઞાન એ નામથી કહેવાય છે ૪૬

વળી બોધની દૃઢતામાટે જ્ઞાનના, અજ્ઞાનના ને વિજ્ઞાનના સ્વરૂપનું નિરૂપણ કરે છે —

आत्मानात्मविवेकस्य ज्ञानमाहुर्मनीषिणः ।
अज्ञानं चान्यथा लोके विज्ञानं तन्मयं जगत् ॥ ४७ ॥

જડચેતનના વિવેકને બુદ્ધિમાનો જ્ઞાન કહે છે, અને લોકમાં અન્યથા જ્ઞાન અજ્ઞાન કહેવાય છે, તથા જગતને બ્રહ્મમય જોવુ તે વિજ્ઞાન કહેવાય છે

१ અહીં કોઈ પ્રતમા सज्ञितम् એવો પાઠ જોવામા આવે છે

આત્માનું સદ્રૂપ ( છે એવું ) જ્ઞાન આત્માને આશરે રહેલા અજ્ઞાનને નિવૃત્ત કરનારું નથી, પણ આત્માને આશરે રહેલા અજ્ઞાનને નિવૃત્ત કરનારું આત્માનું વિશેષજ્ઞાન ( ચિદ્રૂપ તથા આનંદરૂપ એવું જ્ઞાન ) છે. વિજ્ઞાન એટલે આત્માથી અભિન્ન બ્રહ્મ તો કલ્પિત અજ્ઞાનના અધિષ્ઠાનરૂપ હોવાથી અજ્ઞાન તથા વિશેષજ્ઞાન ઉભયરૂપ છે. આ જ્ઞાનરૂપ આત્મા તથા વિજ્ઞાનરૂપ બ્રહ્મ એ બંનેની સ્થિતિ નિરુપાધિક સદ્રૂપ બ્રહ્મમાંજ અર્પણ થયેલી છે—વસ્તુતાએ તેજ સત્ય છે. ૪૯

હવે ભોક્તાદિના સ્વરૂપને કહે છેઃ—

**भोक्ता सत्त्वगुणः शुद्धो भोगानां साधनं रजः।**
**भोग्यं तमोगुणं प्राहुरात्मा चैषां प्रकाशकः ॥ ५० ॥**

શુદ્ધસત્ત્વગુણ ભોક્તા, રજોગુણ ભોગોનું સાધન, તમોગુણ ભોગ્ય, અને જે એમનો પ્રકાશક તેને આત્મા કહે છે.

રજોગુણથી તથા તમોગુણથી નહિ દબાયેલી નિર્મલબુદ્ધિવાળો જીવ ભોક્તા છે, રજોગુણવાળું મન તથા ઇંદ્રિયો ભોગાનુભવનાં સાધનો છે, અને તમોગુણના કાર્યરૂપ પાંચ ભૂતોમાંથી પ્રકટેલા શબ્દાદિ વિષયો ભોગ્ય છે. આત્મા ભોક્તા, ભોગ કે ભોગ્ય નથી, પણ એ સર્વનો અસંગ રહીને પ્રકાશક છે એમ જ્ઞાનીઓ કહે છે. ૫૦

હવે વાસ્તવિક બ્રહ્મચારીનાં લક્ષણોનું નિરૂપણ કરે છેઃ—

**ब्रह्माध्ययनसंयुक्तो ब्रह्मचर्यरतः सदा।**
**सर्वं ब्रह्मेति यो वेद ब्रह्मचारी स उच्यते ॥ ५१ ॥**

વેદાધ્યયનથી યુક્ત, સર્વદા બ્રહ્મચર્યમાં પ્રીતિવાળો ને સર્વ બ્રહ્મ છે એમ જે જાણે છે તે બ્રહ્મચારી કહેવાય છે.

બ્રહ્મસ્વરૂપનું તથા તેની પ્રાપ્તિનાં સાધનોનું નિરૂપણ કરનાર

વેદના ઉપનિષદ્ભાગનું અર્થના તથા રહસ્યના જ્ઞાનસહિત જેણે શુદ્ધોચ્ચારથી અધ્યયન કરેલું છે એવો, શ્રીસદ્‌ગુરુની નિષ્કપટભાવે સેવા કરવારૂપ તથા મન, વાણી ને શરીરવડે સર્વ સ્ત્રીઓના વિકાર ઉપજાવનારા સંગથી દૂર રહેવારૂપ બ્રહ્મચર્યના પરિપાલનમાં સર્વદા દંભરહિત પ્રીતિવાળો, ને આ પ્રતીત થતું સર્વ જગત્ કલ્પિત નામ, રૂપ ને ક્રિયાનો બાધ કરતાં વસ્તુતાએ બ્રહ્મરૂપજ છે એમ જે સ્વાનુભવથી જાણનારો છે, તે વાસ્તવિક બ્રહ્મચારી કહેવાય છે. ૫૧

હવે વાસ્તવિક ગૃહસ્થ કોને કહેવો તે જણાવે છે:—

गृहस्थो गुणमध्यस्थः शरीरं गृहमुच्यते ।
गुणाः कुर्वन्ति कर्माणि नाहं कर्तेति बुद्धिमान् ॥५२॥

જે ગુણોમાં મધ્યસ્થ તે ગૃહસ્થ છે. શરીર ઘર કહેવાય છે. ગુણો કર્મો કરે છે, હું કર્તા નથી, એમ બુદ્ધિમાન સમજે છે.

જે શરીર, ઇંદ્રિયો, પ્રાણો, અંતઃકરણ ને આ જગતરૂપ ગુણોનાં કાર્યોમાં રાગદ્વેષરહિત રહે છે તે ગૃહસ્થ કહેવાય છે. આ પ્રતીત થતું સ્થૂલશરીર, તેની અંતર રહેલું સૂક્ષ્મશરીર, ને તેની અંતર રહેલું કારણશરીર ગૃહસ્થનું–આત્મસ્વરૂપને જાણનાર જ્ઞાનીનું–ઘર કહેવાય છે. સત્ત્વગુણ, રજોગુણ ને તમોગુણના કાર્યરૂપ અંતઃકરણ, પ્રાણો, ઇંદ્રિયો ને શરીર આ સર્વ કર્મો કરે છે, હું અસંગ ને અપરિણામી આત્મા કોઈ પણ કર્મ કરતો નથી એમ જ્ઞાની ( તે ગૃહસ્થ ) સમજે છે. ૫૨

કૃપા કરીને હવે વાસ્તવિક વાનપ્રસ્થના સ્વરૂપનું વર્ણન કરે છે:—

किमुग्रैश्च तपोभिश्च यस्य ज्ञानमयं तपः ।
हर्षामर्षविनिर्मुक्तो वानप्रस्थः स उच्यते ॥ ५३ ॥

જેનું જ્ઞાનમય તપ છે તેને ઉગ્ર તપોવડે શું? જે હર્ષ ને ઈર્ષ્યાથી સારી રીતે મોકળો થયેલો છે તે વાનપ્રસ્થ કહેવાય છે.

જેનું જ્ઞાનમય એટલે સર્વ દશ્યના મિથ્યાપણાનો અપરોક્ષ નિશ્ચય કરી સર્વત્ર બ્રહ્માનુભવ કરવારૂપ તપ છે તેવા દઢ જ્ઞાનીને શરીરને બહુ કષ્ટ થાય એવાં તીક્ષ્ણ તપોવડે કયું પ્રયોજન સિદ્ધ કરવાનું છે? ઉગ્રતપનાં જે અન્ય સ્વર્ગાદિ ફલો શાસ્ત્રમાં કહ્યાં છે તે સર્વ ફલો બ્રહ્મજ્ઞાનના મોક્ષરૂપ ફલની આગળ અતિતુચ્છ હોવાથી તેમને હવે કોઈ પણ ફલ પ્રાપ્ત કરવાનું બાકી ન રહેવાથી શરીરને અતિકષ્ટ થાય એવું કોઈ ઉગ્રતપ કરવાની તેમને લેશ પણ આવશ્યકતા રહી નથી. જે પુરુષ જ્ઞાનમય તપવાળો તથા હર્ષ ને અદેખાઈ આદિ ચિત્તના દોષોથી રહિત છે તે પુરુષ વાસ્તવિક વાનપ્રસ્થ (નિર્જન સ્થાનરૂપ બ્રહ્મમાં ઉત્તમપ્રકારે સ્થિતિ કરીને રહેલો) કહેવાય છે. અનુકૂલ પ્રાણિપદાર્થના લાભથી થતા ચિત્તના ને મુખના વિકાસને હર્ષ અને અન્યના ઉત્કર્ષને સહન ન કરવો તેને અદેખાઈ કહે છે. ૫૩

આ સદાચારના વિચારાદિવડે થનારા ફલને કહીને હવે આ સ્તોત્રની (લઘુગ્રંથની) સમાપ્તિ કરે છે:—

सदाचारमिमं नित्यं येऽनुसन्दधते बुधाः ।
संसारसागराच्छीघ्रं मुच्यन्ते नात्र संशयः ॥ ५४ ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचितं
सदाचारस्तोत्रं संपूर्णम् ॥ २ ॥

આ સદાચારને જે વિવેકીઓ નિત્ય વિચારે છે તે વિવેકીઓ અવશ્ય સંસારસમુદ્રથી શીઘ્ર મોકળા થાય છે એમાં સંશય નથી.

આ સદાચારનામના લઘુપુસ્તકમાં વર્ણવેલા વિષયનો જે વિવેકી પુરુષો નિત્ય આદરપૂર્વક વિચાર કરી પછી નિદિધ્યાસન કરે છે તે વિવેકી પુરુષો બ્રહ્મસાક્ષાત્કારવડે અવશ્ય અસંખ્ય દુઃખોરૂપ જલથી ભરેલા સંસારસાગરથી શીઘ્ર મોકળા થાય છે, અર્થાત્ તેના પરતીરરૂપ બ્રહ્મને પ્રાપ્ત થાય છે, એમાં લેશ પણ સંદેહ નથી ૫૪

**એ પ્રમાણે બ્રહ્મવિદ્યાવાળા પરમહંસોના ને પરિવ્રાજકોના આચાર્ય શ્રીશંકરાચાર્યજીએ રચેલા સદાચારનામના સ્તોત્રરૂપ બીજા રત્નની શ્રીનાથશર્મપ્રણીત ભાવાર્થદીપિકાનામની ગુજરાતીભાષાની ટીકા પૂરી થઈ ૨**

———[ * ]———

# ॥ ૐ ॥

## ૩ ષટ્પદીસ્તોત્ર વા ષટ્પદમંજરી

### ભાવાર્થદીપિકાટીકાસહિત

### મંગલાચરણ ને ટીકાની પ્રતિજ્ઞા

દોહરો

બ્રહ્મર્ષિનું ધ્યાન ધરી, વદી સદ્ગુરુ-પાય;
ટીકા આ ષટ્પદીતણી, ગુર્જર-ગિરા લખાય ૧

આ ષટ્પદી વા ષટ્પદમંજરીનામનું સ્તોત્ર પરમાત્માની પ્રાર્થનારૂપ છે વિનયાદિની પ્રાપ્તિવિના દુ:ખની અત્યંતનિવૃત્તિરૂપ ને પરમાનંદની નિત્યપ્રાપ્તિરૂપ પુરુષાર્થની સિદ્ધિ થતી નથી, માટે આ સ્તોત્રના પહેલા શ્લોકમાં જણાવેલા વિનયાદિની પ્રાપ્તિમાટે પરમાત્માપાસે કોઈ ઉત્તમ મોક્ષસાધક પ્રાર્થના કરતો હોય એમ જણાવ્યું છે:—

अविनयमपनय विष्णो दमय मनः शमय विषयरसतृष्णाम्।
भूतदयां विस्तारय तारय संसारसागरतः ॥ १ ॥

**હે વિષ્ણો! મારા અવિનયને દૂર કરો, મારા મનને દમો, મારી વિષયસુખની તૃષ્ણાને શમાવો, મારામાં ભૂતદયાને વિસ્તારો, ને મને સંસારસાગરથી તારો.**

હે કારણરૂપે સર્વ પ્રાણિપદાર્થમાં વ્યાપી રહેલા પ્રભો! રાવણનો તથા શિશુપાલનો નાશ કરાવનારા મહાદુષ્ટ અવિનયનો મારા અંતઃકરણમાંથી નિઃશેષ નાશ કરી મારા અંતઃકરણને વિનયયુક્ત કરવા કૃપા કરો. હે નાથ! મારા મનને વિષયાકારવૃત્તિથી રહિત કરવા કૃપા કરો. સમુદ્રનું પાન કરવું, મોટા પર્વતને મૂલમાંથી ઊખેડી નાંખવો, ને અગ્નિનું પાન કરવું એ કામોના કરતાં પણ મનને વિષયાકારવૃત્તિથી રહિત કરવું એ કામ કઠિન છે એમ વિદ્વાનો કહે છે, તેથી આપશ્રીની કૃપાવિના તે કામ મારાથી થઇ શકે એમ નથી. હે દયાલો! મારા મનમાં શબ્દાદિ વિષયોમાં તથા તેનાં સાધનોમાં જે સુખની તૃષ્ણા રહી હોય તેને શમાવવાની આપ દયા કરો. અથવા વિષયમાં રહેલો સ્થૂલરાગ ને સૂક્ષ્મરાગ મારા અંતઃકરણમાંથી દૂર કરવાની કૃપા કરો. **विषयरसतृष्णाम्**ને સ્થાને **विषयमृगतृष्णाम्** એવું પાઠાંતર સ્વીકારીએ તો વિષયરૂપ મૃગતૃષ્ણાનું મારા હૃદયમાંથી કૃપા કરીને શમન કરો એવો અર્થ થાય છે. હે કરુણાસિંધો! મારા હૃદયમાં સર્વ પ્રાણીઓપર વિશુદ્ધ દયા રાખવાનું બલ વિસ્તારવાની કૃપા કરો, અર્થાત્ મારા અંતઃકરણમાં કોઇ પણ પ્રકારના સ્વાર્થવિના અન્ય પ્રાણીઓના દુઃખની નિવૃત્તિ કરવાની ઇચ્છા વૃદ્ધિ પમાડવા દયા કરો. હે પરમકારુણિક! આત્માથી અભિન્ન બ્રહ્મના સાક્ષાત્કારરૂપ દૃઢ નૌકાવડે

મને આ ત્રિવિધતાપરૂપ જલથી ભરેલા સંસારરૂપ સાગરથી તારવાની કરુણા કરો. ૧

પરમાત્માની વંદનભક્તિવડે પરમાત્માની કૃપા થવાથી મુમુક્ષુને તત્ત્વજ્ઞાનદ્વારા મોક્ષલાભ થાય છે, માટે નીચેના શ્લોકવડે પરમાત્માના ચરણારવિંદને મુમુક્ષુ નમન કરે છે:—

दिव्यधुनीमकरन्दे परिमलपरिभोगसच्चिदानंदे ।
श्रीपतिपदारविन्दे भवभयखेदच्छिदे वन्दे ॥ २ ॥

**દેવનદીરૂપ પુષ્પરસવાળાં, સચ્ચિદાનંદરૂપ સુગંધ ને પ્રસન્નતાવાળાં ને સંસારના ભયનો તથા ખેદનો વિનાશ કરનારાં શ્રીપતિનાં ચરણકમલને હું નમું છું.**

દેવનદી એટલે ગંગાજી જે ચરણકમલના મકરંદરૂપ છે, જે ચરણકમલ મનુષ્યોના મનનું હરણ કરનાર સચ્ચિદાનંદરૂપ છે, સુગંધવાળાં તથા પ્રફુલ્લિતપણાવાળાં છે, તથા જે ચરણકમલ અવિદ્યારૂપ કારણસહિત આ સંસારના ભયનો તથા જન્મમરણાદિરૂપ ખેદનો અત્યંત નાશ કરનારાં છે, તે માયાના સ્વામી પરમાત્માનાં ચરણકમલોમાં હું બહુ પ્રેમથી ને બહુ માનથી પ્રણામ કરું છું. ગંગાજી પરમાત્માના ચરણકમલમાંથી નીકળેલાં હોવાથી તેમને પરમાત્માનાં ચરણકમલના મકરંદરૂપે કહ્યાં છે. ૨

વસ્તુતાએ જીવનો તથા ઈશ્વરનો અભેદ છતાં પણ તેમના વ્યાવહારિકભેદને દેખાડતાં છતાં પરમાત્માને પ્રસન્ન કરવા મુમુક્ષુ તેમની સ્તુતિ કરે છે.—

सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वम् ।
सामुद्रो हि तरङ्गः क्वचन समुद्रो न तारङ्गः ॥ ३ ॥

**હે નાથ! ભેદની નિવૃત્તિ થયે સતે પણ હું આપશ્રીનો છું, આપ મારા નથી. તરંગ સમુદ્રનો છે, પણ સમુદ્ર કદીપણ તરંગનો નથી.**

હે જગત્પતે! આપના વાસ્તવિક સ્વરૂપના જ્ઞાનવડે આપના પારમાર્થિક સ્વરૂપના તથા મારા પારમાર્થિક સ્વરૂપના ભેદની નિવૃત્તિ થયે સતે પણ વ્યાવહારિકરીતે હું આપના અંશરૂપ છું, પણ આપ મારા અંશરૂપ નથી. જેમ સમુદ્રમાં પ્રતીત થતો તરંગ સમુદ્રનો અંશ ગણાય છે, પણ સમુદ્ર કદીપણ તરંગનો અંશ ગણાતો નથી તેમ. ૩

પરમતત્ત્વના સાક્ષાત્કારવિના મોક્ષલાભ થતો નથી, તેથી પરમતત્ત્વના સાક્ષાત્કારમાટે ભગવાનને બહુ પ્રકારે સંબોધીને મુમુક્ષુ તેમની સ્તુતિ કરે છેઃ—

**उद्धृतनग नगभिदनुज दनुजकुलामित्र मित्रशशिदृष्टे।**
**दृष्टे भवति प्रभवति न भवति किं भवतिरस्कारः ॥४॥**

**હે પર્વતને ઊપાડનારા! હે ઇંદ્રના નાના ભાઇ! હે દનુજકુલના શત્રો! ને હે સૂર્યચંદ્રરૂપ નેત્રવાળા! સદાદિરૂપ વાળા આપનો સાક્ષાત્કાર થયે શું સંસારનો તિરસ્કાર નથી થતો?**

હે ગોવર્ધનપર્વતને ઊપાડનારા! અથવા હે મંદરપર્વતને પીઠપર ધારણ કરનારા! હે પર્વતોને ભેદનારા ઇંદ્રના નાના ભાઇ!—વામન! હે દૈત્યોના ને રાક્ષસોના કુલના શત્રો! ને હે સૂર્યરૂપ તથા ચંદ્રરૂપ નેત્રવાળા! મોક્ષસાધકને જો આપના સચ્ચિદાનંદસ્વભાવવાળા સ્વરૂપનો દૃઢ સાક્ષાત્કાર થાય તો શું તેના અજ્ઞાનનો ને તેના કાર્ય સંસારનો આત્યંતિક નાશ નથી થતો? અવશ્ય થાય છેજ. ૪

પોતાના ભક્તોનું રક્ષણ કરવાના સ્વભાવવાળા પરમાત્માની પોતાના સંસારતાપની નિવૃત્તિ કરવામાટે મુમુક્ષુ પુનઃ સ્તુતિ કરે છેઃ—

मत्स्यादिभिरवतारैरवतारवतावताखिलवसुधाम् ।
परमेश्वर परिपाल्यो भवता भवतापभीतोऽहम् ॥५॥

**હે પરમેશ્વર ! મત્સ્યાદિ અવતારોવડે અવતારવાળા ને સમગ્ર પૃથિવીનું પાલન કરનારા આપશ્રીવડે સંસારદુઃખોથી ભય પામેલો હું પરિપાલન કરવાયોગ્ય છું.**

હે બ્રહ્માદિના નિયંતા ! ભક્તોનું રક્ષણ કરવા ને દુષ્ટોનો વિનાશ કરવા મત્સ્યાદિ અવતારોવડે અવતરનારા ને સમગ્ર પૃથિવીપરના પ્રાણીઓનું અનુગ્રહનિગ્રહવડે પરિપાલન કરનારા આપશ્રીવડે સંસારના ત્રિવિધતાપોથી અત્યંત ભય પામેલો હું સર્વદા સર્વથા રક્ષણ કરવાને યોગ્ય છુ. ૫

આ કરાલ કલિકાલમાં ભગવાન્‌નાં ઉદાર નામોના સ્મરણવડેજ પરમપુરુષાર્થની સિદ્ધિ થવાનો સંભવ હોવાથી ભગવાન્‌નાં નામોચ્ચારણપૂર્વક પોતાના અજ્ઞાનની નિવૃત્તિની મુમુક્ષુ પ્રાર્થના કરે છેઃ—

दामोदर गुणमन्दिर सुन्दरवदनारविन्द गोविन्द ।
भवजलधिमथनमन्दर परमं दरमपनय त्वं मे ॥ ६ ॥

**હે દામોદર ! હે ગુણમંદિર ! હે સુંદરવદનારવિંદ ! હે ગોવિંદ ! હે ભવસાગરના મથનમાં મંદર ! તમે મારા પરમ ભયને દૂર કરો.**

ઉપનિષદોવડે જાણવામાં આવનારા ! હે સેવકના ભવસાગરની અત્યંત-નિવૃત્તિ કરવામાં પરમસમર્થ ! આપશ્રી મારા પરમભયને તથા તેના હેતુ અજ્ઞાનને કૃપા કરીને દૂર કરો. ૬

હવે ભગવાનના ચરણકમલના ધ્યાનના સાધનરૂપ ષટ્પદીનું સદા મારાથી પઠન થાય એવી કૃપા કરવા મુમુક્ષુ પ્રભુની પ્રાર્થના કરે છેઃ—

नारायण करुणामय शरणं करवाणि तावकौ चरणौ।
इति षट्पदी मदीये वदनसरोजे सदा वसतु ॥ ७ ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचितं षट्पदीस्तोत्रं संपूर्णम् ॥ ६ ॥

**હે નારાયણ ! હે કરુણામય ! આપશ્રીનાં ચરણોનું હું શરણ ગ્રહણ કરું છું. આ ષટ્પદી મારા મુખકમલમાં સર્વદા વસો.**

હે સર્વ પ્રાણીઓના હૃદયમાં અંતર્યામિરૂપે રહેલા ! હે દયાથી ભરેલા હૃદયવાળા !–પરમકારુણિક ! હું અત્યંત દીનતાથી ને ભક્તિથી આપશ્રીનાં બે ચરણારવિંદોનું શરણ ગ્રહણ કરું છું. ભમરી જેમ કમલમાં સ્થિરતાથી વસે છે તેમ આ ષટ્પદી ( ૭ આર્યાવાળો લઘુ ગ્રંથ વા, ષટ્પદ જે પરમાત્મા તેમનું પ્રતિપાદન કરનારી આ સાડાછ આર્યાવાળો લઘુ લેખ ) મારા મુખકમલમાં નિરંતર વસો.૭

**એ પ્રમાણે શ્રીમત્પરમહંસોના ને પરિવ્રાજકોના આચાર્ય શ્રીમત્ શંકરાચાર્યે રચેલા ષટ્પદીનામના સ્તોત્રરૂપ ત્રીજા રત્નની શ્રીનાથશર્મપ્રણીત ભાવાર્થદીપિકાનામની ગુજરાતી-ભાષાની ટીકા પૂરી થઇ. ૩**

——[*]——

॥ ૐ ॥

## ૪ श्रीविज्ञाननौका
### ભાવાર્થદીપિકાટીકાસહિત

#### મંગલાચરણ ને ટીકાની પ્રતિજ્ઞા
દોહરો

બ્રહ્માર્પણનું ધ્યાન ધરી, વંદી સદ્ગુરુપાય;
વિજ્ઞાનનૌકાની ટીકા, ગુર્જરગિરા લખાય. ૧

અંતરાત્માથી અભિન્ન પરબ્રહ્મના સાક્ષાત્કારવડે મનુષ્ય આ ભવસાગરનો પાર પામે છે. અંતરાત્માથી અભિન્ન પરબ્રહ્મને અનુભવવું તે વિજ્ઞાન કહેવાય છે. એ વિજ્ઞાન મોક્ષસાધકને ભવસાગર તારવામાં વહાણનું કામ કરનાર હોવાથી તેને નૌકાની ઉપમા આપી છે. આ વિજ્ઞાનનૌકાના નીચેના પહેલા શ્લોકવડે ચિત્તશુદ્ધિની તથા વૈરાગ્યની પ્રાપ્તિ થયા પછી જે જાણવાયોગ્ય તત્ત્વ છે તેજ મારું વાસ્તવિક સ્વરૂપ છે એવી મુમુક્ષુએ ભાવના કરવી જોઇએ એમ આચાર્યભગવાન ઉપદેશ કરે છે—

तपोयज्ञदानादिभिः शुद्धबुद्धि-
र्विरक्तो नृपादौ पदे तुच्छबुद्ध्या ।
परित्यज्य सर्वं यदाप्नोति तत्त्वं,
परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥ १ ॥

તપ, યજ્ઞ ને દાનાદિવડે શુદ્ધબુદ્ધિવાળો અને તુચ્છબુદ્ધિવડે રાજાદિના પદમાં વૈરાગ્યવાળો મોક્ષસાધક સર્વનો

**પરિત્યાગ કરીને જે તત્ત્વને પામે છે તેજ નિત્ય પરબ્રહ્મ હું છું.**

કૃચ્છ્રચાંદ્રાયણાદિરૂપ, વા વર્ણાશ્રમના ધર્મના પરિપાલનરૂપ, વા આહારને નિયમમાં રાખવારૂપ, વા અંતઃકરણને તથા ઇંદ્રિયોને એકાગ્ર રાખવારૂપ તપવડે, દ્રવ્યવડે, ક્રિયાવડે, ને વિચારવડે સિદ્ધ થનારા શાસ્ત્રોક્ત યજ્ઞવડે; અને અન્ન, વસ્ત્ર, સુવર્ણાદિ, ગાય ને ભૂમિ આદિના દાનવડે તથા અહિંસા ને સત્યાદિ બીજાં શુભકર્મોવડે જેનું અંતઃકરણ પવિત્ર થયેલું છે એવો અને ચક્રવર્તિરાજ્યથી માંડીને હિરણ્યગર્ભના પદમાં તેને તુચ્છ સમજે એ વૈરાગ્યવાળો છે એવો મોક્ષ મેળવવા ઇચ્છનો સાધક માયાનાં કાર્યોનો ને માયાનો પરિત્યાગ કરીને બ્રહ્મજ્ઞાનવડે જે પરમતત્ત્વને અભેદભાવે પામે છે, તેજ અનાદિઅનંત પરબ્રહ્મ હું છું. ૧

શ્રીસદ્‌ગુરુની ભક્તિવડે, મનનવડે તથા નિદિધ્યાસનવડે પ્રાપ્ત થતું બ્રહ્મજ મારું સ્વરૂપ છે એવી મુમુક્ષુએ દઢ ભાવના કરવી એમ કહે છેઃ—

दयालुं गुरुं ब्रह्मनिष्ठं प्रशांतं,
समाराध्य भक्त्या विचार्य स्वरूपम् ।
यदाप्नोति तत्त्वं निदिध्यास्य विद्वान्,
परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥ २ ॥

**દયાલુ, પરમશાંત ને બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુનું ભક્તિવડે સારી રીતે આરાધન કરીને, સ્વરૂપને વિચારીને, અને નિદિધ્યાસ કરીને વિદ્વાન્ જે તત્ત્વને પામે છે તેજ નિત્ય પરબ્રહ્મ હું છું.**

પરમકારુણિક, ક્રોધાદિ મનોવિકારોથી અત્યંતરહિત ને બ્રહ્મતત્ત્વમાં જેમનું અંતઃકરણ સ્થિર થયું છે એવા બ્રહ્મોપદેષ્ટાની પ્રીતિવડે સારી

રીતે આરાધના કરીને, આત્માથી અભિન્ન બ્રહ્મના સ્વરૂપને તેઓશ્રીથી જાણીને, એકાંતમાં બેસી, પરમાદરવડે પ્રસન્નમને તે સ્વરૂપનું મનન કરીને, અને અનાત્મપદાર્થને આકારે પરિણામ પામતા અંતઃકરણના વેગને રોકીને તેને બ્રહ્મને આકારે પરિણામ પમાડવાનો પ્રયત્ન કરીને તત્ત્વજ્ઞાની જે પરમતત્ત્વને પામે છે તેજ નિત્ય પરબ્રહ્મ હું છું, દેહાદિ હું નથી. ૨

નીચેના શ્લોકમાં આનંદાદિ સ્વભાવવાળું બ્રહ્મ હું છું એવી મુમુક્ષુએ ભાવના કરવી એમ નિરૂપણ કરે છેઃ—

यदानन्दरूपं प्रकाशस्वरूपं,  
निरस्तप्रपंचं परिच्छेदशून्यम् ।  
अहं ब्रह्मवृत्त्यैकगम्यं तुरीयं,  
परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥ ३ ॥

**જે આનંદરૂપ, પ્રકાશસ્વરૂપ, પ્રપંચરહિત, પરિચ્છેદરહિત, હું બ્રહ્મ છું આવી વૃત્તિવડેજ જાણી શકાય એવું ને તુરીય નિત્ય પરબ્રહ્મ છે તેજ હું છું.**

જે ત્રણે કાલમાં એકરૂપે રહેનાર પરબ્રહ્મ પરમાનંદરૂપ, જેનો જ્ઞાનસ્વભાવ કદીપણ લોપ ન પામે એવું, નામ, રૂપ ને ક્રિયારૂપ જગતના ને તેના કારણ માયાના અભાવવાળું, દેશ કાલ ને વસ્તુના પરિચ્છેદથી અત્યંતરહિત, હું બ્રહ્મ છું આવી વૃતિના ઉદયવડેજ અભેદભાવે [illegible] શકાય એવું, વિશ્વ, તૈજસ ને પ્રાજ્ઞ [illegible]
હિરણ્યગર્ભ ને અંતર્યામી એ ત્રણની [illegible]
છે તેજ નિત્ય પરબ્રહ્મ હું છું. ૩

વળી તેણે પ્રકારાંતરે પોતાના બ્રહ્મસ્વરૂપની નીચે પ્રમાણે ભાવના કરવી એવું વર્ણન કરે છેઃ—

यदज्ञानतो भाति विश्वं समस्तं,
विनष्टं च सद्यो यदात्मप्रबोधे ।
मनोवागतीतं विशुद्धं विमुक्तं,
परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥ ४ ॥

**જેના અજ્ઞાનથી સમગ્ર જગત્ પ્રતીત થાય છે, ને જેના સ્વરૂપનું જ્ઞાન થયે તે શીઘ્ર બાધ પામે છે, જે મન તથા વાણીથી પર, અત્યંતશુદ્ધ ને નિત્યમુક્ત નિત્ય પરબ્રહ્મ છે તેજ હું છું.**

ત્રણે કાલમાં રહેનાર પરબ્રહ્મના અજ્ઞાનથી આ નામરૂપક્રિયાવાળું સર્વ જગત્ પ્રતીત થાય છે, અને જેના પ્રત્યક્ષજ્ઞાનથી પૂર્વે સત્યરૂપે ભાસતું સર્વ જગત શીઘ્ર મિથ્યાપણાના નિશ્ચયવાળુ થાય છે, જેને મન તથા વાણી ઘટાદિની પેઠે વિષય કરી શકતાં નથી, જે અવિદ્યાદિ સર્વ દોષોથી સર્વદા રહિત છે, અને જે સર્વદા મુક્ત નિત્ય રહેનાર પરબ્રહ્મ છે તેજ પરબ્રહ્મ હું છું. જેમ સૂર્યના કિરણના અજ્ઞાનથી તેમાં મૃગજલની પ્રતીતિ તથા સત્યતાનું ભાન થાય છે, ને સૂર્યના કિરણના જ્ઞાનથી તે મૃગ-જલના મિથ્યાપણાનો નિશ્ચય થાય છે, તેમ બ્રહ્મના અજ્ઞાનથી તેમાં જગતની પ્રતીતિ તથા સત્યતાનું ભાન થાય છે, ને બ્રહ્મના દૃઢ જ્ઞાનથી જગતના મિથ્યાપણાનો નિશ્ચય થાય છે. બ્રહ્મ મનની અંતર રહેલું હોવાથી મન તેને આ બ્રહ્મ એમ જાણી શકતું નથી, ને વાણી પણ તેનું આ બ્રહ્મ એમ નિરૂપણ કરી શકતી નથી. બ્રહ્મ અસંગસ્વભાવવાળું હોવાથી તેમાં કોઈ પણ પ્રકારના દોષનો લેશ પણ સંભવ નથી. અહંકારાદિ બંધ કલ્પિત હોવાથી બ્રહ્મ સર્વદા મુક્તજ છે. ૪

વળી પોતાના બ્રહ્મસ્વરૂપની મુમુક્ષુએ પ્રકારાંતરે આવી ભાવના કરવી એવું વર્ણન કરે છેઃ—

निषेधे कृते नेति नेतीति वाक्यैः,
समाधिस्थितानां यदाभाति पूर्णम् ।
अवस्थात्रयातीतमद्वैतमेकं,
परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥ ५ ॥

આ નહિ, આ નહિ, એવાં વાક્યોવડે નિષેધ કરે સતે સમાધિમાં સ્થિર થયેલાને જે પૂર્ણ, ત્રણ અવસ્થાઓથી પર, અદ્વૈત ને એક પ્રતીત થાય છે તેજ નિત્ય પરબ્રહ્મ હું છું.

પૃથિવી, જલ ને તેજ બ્રહ્મ નથી, તેમજ વાયુ, આકાશ ને માયા પણ બ્રહ્મ નથી, એમ માયાનાં કાર્યોના ને માયાના બ્રહ્મપણાનો નિષેધ કરનારાં વેદવચનોવડે તેમનો નિષેધ કરે સતે જેમનું અંતઃકરણ બ્રહ્મમાં સ્થિર થયું છે એવા મહાપુરુષોને જે દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત, જાગ્રત્, સ્વપ્ન ને સુષુપ્તિ આ અંતઃકરણની ત્રણ અવસ્થાઓથી પર, દ્વૈતથી વિલક્ષણ ને એક તત્ત્વ અનુભવાય છે તેજ ત્રણે કાલમાં એકરૂપે રહેનાર પરબ્રહ્મ હું છું. ૫

પુનઃ તેણે પરમાનંદાદિ સ્વભાવવાળા પોતાના સ્વરૂપની નીચે પ્રમાણે ભાવના કરવી એમ નિરૂપણ કરે છેઃ—

यदानन्दलेशैः समानंदि विश्वम्,
यदाभाति सत्त्वे तदाभाति सर्वम् ।
यदालोचने हेयमन्यत्समस्तम्,
परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥ ६ ॥

જેના આનંદના લેશોવડે વિશ્વ સારી રીતે આનંદવાળું થાય છે, જેના પ્રકાશના સદ્‌ભાવવડે તે સર્વ પ્રતીત થાય છે, ને જેનો સાક્ષાત્કાર થયે સતે અન્ય સર્વે ત્યજવાયોગ્ય જણાય છે તેજ નિત્ય પરબ્રહ્મ હું છું.

જે આનંદમહોદધિના કલ્લોલવડે આ સમગ્ર જગત્ સારી રીતે આનંદાનુભવ કરે છે, અને જેના ચેતનસ્વભાવના સદ્‌ભાવવડે તે સર્વે જગત્ પ્રતીત થાય છે,-અજ્ઞાન ને તેના કાર્યરૂપ આ સર્વ જગતની સત્તા ને પ્રતીતિ જેની સત્તા ને પ્રતીતિવડે છે, તથા જેનો દૃઢ સાક્ષાત્કાર થયે સતે તેનાથી ભિન્ન સર્વ-માયા ને માયાનાં કાર્યો-અસત્ જણાવાથી ત્યજવાયોગ્ય જણાય છે તેજ ત્રિકાલાબાધ્ય પરબ્રહ્મ હું છું. ૬

વળી બ્રહ્મના અન્ય સ્વભાવો કહીને તેજ મારું સ્વરૂપ છે એમ મુમુક્ષુએ ભાવના કરવી એમ કહે છેઃ—

> अनन्तं विभुं सर्वयोनिं निरीहं,
> शिवं संगहीनं यदोंकारगम्यम् ।
> निराकारमत्युज्ज्वलं मृत्युहीनं,
> परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥ ७ ॥

જે અનંત, વ્યાપક, સર્વની ઉત્પત્તિના હેતુરૂપ, ઇચ્છારહિત, કલ્યાણસ્વરૂપ, સંગરહિત, ઓંકારવડે જાણવાયોગ્ય, નિરાકાર, અતિ-ઉજ્જવલ ને વિનાશરહિત નિત્ય પરબ્રહ્મ છે તેજ હું છું.

જે નિત્ય પરબ્રહ્મ દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત, વ્યાપક વા પોતાના મિથ્યાસ્વભાવથી નાનાપ્રકારે ભાસનાર, સર્વ પ્રાણીઓ

ને પદાર્થોના વિવર્તોપાદાનકારણરૂપ, કોઇ પણ પ્રકારની ઇચ્છાથી અત્યંતરહિત, સર્વદા કલ્યાણસ્વરૂપ, સર્વ પ્રકારના સંગથી અત્યંતરહિત, ૐકારના લક્ષ્યાર્થરૂપે જાણવાયોગ્ય, કોઇ પણ પ્રકારના આકારથી રહિત, સર્વ પ્રકારની મલિનતાથી અત્યંતરહિત હોવાથી બહુ ઉજ્જ્વલ, અને વિનાશથી રહિત છે તેજ નિત્ય પરબ્રહ્મ હું છું. જેમ લાકડાના બનાવેલા હાથીને જ્યારે લાકડાની દૃષ્ટિએ જોઇએ છીએ ત્યારે લાકડાનીજ પ્રતીતિ થાય છે, હાથીની પ્રતીતિ થતી નથી; ને જેમ સૂર્યના કિરણોમાં પ્રતીત થતા મૃગજલને જ્યારે સૂર્યનાં કિરણોની દૃષ્ટિએ જોઇએ છીએ ત્યારે સૂર્યનાં કિરણોજ પ્રતીત થાય છે, મૃગજલની પ્રતીતિ થતી નથી,— તે દૃષ્ટિ તિરોધાન પામી જાય છે, તેમ જ્યારે બ્રહ્માકારવૃત્તિ કરવામાં આવે છે ત્યારે જગતની દૃષ્ટિ તિરોધાન પામી જાય છે. ૭

પુનઃ પ્રકારાંતરે પોતાના બ્રહ્મસ્વરૂપની મુમુક્ષુએ નીચે પ્રમાણે ભાવના કરવી જોઇએ એમ પ્રતિપાદન કરે છેઃ—

यदानन्दसिन्धौ निमग्नः पुमान्स्या-
दविद्याविलासः समस्तप्रपंचः ।
तदा न स्फुरत्यद्भुतं यन्निमित्तं,
परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥ ८ ॥

પુરુષ જ્યારે આનંદસાગરમાં નિમગ્ન થાય છે ત્યારે અવિદ્યા ને તેના કાર્યરૂપ સમગ્ર પ્રપંચ પ્રતીત થતો નથી, અને જે અદ્‌ભુત નિમિત્તરૂપ નિત્ય પરબ્રહ્મ સ્ફુરે છે તેજ હું છું.

બ્રહ્માનુભવી પુરુષ જે વેલા બ્રહ્મરૂપે આનંદસાગરમાં અભેદભા ડુબી ગયા જેવા થાય છે તે વેલા તેમને અનિર્વચનીય અવિદ્યા ને તે પરિણામરૂપ આ નામરૂપક્રિયાત્મક સમસ્ત સંસાર બ્રહ્મથી ભિન્નરૂ

પ્રતીત થતો નથી, પણ બ્રહ્મમાંજ વિલીન થઇ ગયેલો અનુભવાય છે, અને તેમને જે અદ્‌ભુત-કળી ન શકાય એવા-વિવર્તોપાદાનકારણરૂપ અવિનાશી પરબ્રહ્મ અભેદભાવે અનુભવાય છે, તેજ પરબ્રહ્મ હું છું, દેહાદિ હું નથીજ. જેમ સાગરમાં ડુબેલો માણુસ નેત્ર ઊઘાડીને જુએ તો તેને સર્વત્ર જળનીજ પ્રતીતિ થાય છે તેમ બ્રહ્માકાર થયેલી વૃત્તિ સર્વત્ર બ્રહ્મજ અનુભવે છે. મીઠામાંથી બનાવેલા નાનાપ્રકારના પ્રાણિ-પદાર્થોના આકારોને જેમ સમુદ્રમાં નાંખવાથી તે આકારો ને નામ સમુદ્રથી ભિન્ન પ્રતીત થતાં નથી તેમ બ્રહ્માનુભવકાલે બ્રહ્મથી ભિન્ન સંસાર પ્રતીત થતો નથી. ૮

આ સ્વરૂપાનુસંધાનરૂપ સ્તુતિના અધ્યયનાદિથી મુમુક્ષુને થનારા ફલને કહે છેઃ—

> स्वरूपानुसन्धानरूपां स्तुतिं यः,
> पठेदादराद्भक्तिभावो मनुष्यः ।
> शृणोतीह वा नित्यमुद्युक्तचित्तो,
> भवेद्विष्णुरत्रैव वेदप्रमाणात् ॥ ९ ॥

**જે ભક્તિભાવવાળો મનુષ્ય આદરથી સ્વરૂપાનુસંધાનરૂપ સ્તુતિ ભણે છે, અથવા ઉદ્યોગી ચિત્તવાળો થઇ નિત્ય અહીં સાંભળે છે તે વેદના પ્રમાણથી અહીંજ વ્યાપક-બ્રહ્મ-થાય છે.**

આત્મજ્ઞાન સંપાદન કરવામાં પરમપ્રીતિવાળો જે મનુષ્ય આદર-પૂર્વક આ સ્વરૂપાનુસંધાનરૂપ સ્તુતિ અર્થને તથા તાત્પર્યને સમજીને ભણે છે, અથવા આવી શુભપ્રવૃત્તિમાં ઉદ્યોગયુક્ત ચિત્તવાળો થઈ નિત્ય આ પૃથ્વીપર ગમે તે વર્ણમાં ને આશ્રમમાં રહીને સાંભળે છે તે વેદના પ્રમાણથી આ વર્તમાનશરીરમાંજ બ્રહ્મરૂપ થાય છે.

" ब्रह्मविद् ब्रह्मैव भवति "—બ્રહ્મને જાણનાર બ્રહ્મજ થાય છે. તથા " न तस्य प्राणा उत्क्रामन्ति " જ્ઞાનીના પ્રાણો લોકાંતરમાટે ઉત્ક્રમણ કરતા નથી, ઇત્યાદિ શ્રુતિઓ બ્રહ્મવેત્તાઓની બ્રહ્મરૂપે સ્થિતિ થવાનું તથા તેમનું લોકાંતરમાં ગમન નહિ થવાનું જણાવે છે. ૯

આ વિજ્ઞાનનૌકાવડે ભવસાગરનો પાર પામનાર મુમુક્ષુને ધન્યવાદ આપી આ સ્તોત્રની સમાપ્તિ કરે છેઃ—

विज्ञाननावं परिगृह्य कश्चित्,
तरेद्यदज्ञानमयं भवाब्धिम् ।
ज्ञानासिना यो हि विच्छिद्य तृष्णां,
विष्णोः पदं याति स एक धन्यः ॥ १० ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचितं
विज्ञाननौकास्तोत्रं संपूर्णम् ॥ ४ ॥

વિજ્ઞાનરૂપ વહાણને ગ્રહણ કરીને જે કોઈ અજ્ઞાનમય સંસારસમુદ્રને તરે, અને જ્ઞાનરૂપ તરવારવડે જે તૃષ્ણાને પૂર્ણપણે છેદીને પરમાત્માના સ્વરૂપને પામે તેજ ધન્ય છે.

જે પુરુષપ્રયત્નવાળો વિરલ પુરુષ આ આત્મસ્વરૂપનો ઉપદેશ કરનાર વિજ્ઞાનરૂપ અભેદ્ય વહાણને પ્રાપ્ત કરીને તેવડે આ ભયંકર અજ્ઞાનમય સંસારસાગરને અનાયાસે તરી જાય, અને આ આત્મજ્ઞાનરૂપ તરવારવડે જે મહાભાગ્યશાલી પુરુષ શબ્દાદિ વિષયોની ને તેમનાં ઉપકરણોની દુરંત તૃષ્ણાને નિઃશેષ છેદી નાંખીને પરમાત્મસ્વરૂપની અભેદભાવે પ્રાપ્તિ કરે તે મહાપુરુષજ આ લોકમાં ધન્ય છે. ધનાઢ્યો, રાજાઓ કે પંડિતો ધન્ય નથી. ૧૦

એ પ્રમાણે બ્રહ્મવિદ્યાવાળા પરમહંસોના ને પરિવ્રાજકોના આચાર્ય શ્રીશંકરાચાર્યજીએ રચેલા વિજ્ઞાનનૌકાનામના સ્તોત્રરૂપ ચોથા રત્નની શ્રીનાથશર્મપ્રણીત ભાવાર્થદીપિકાનામની ગુજરાતીભાષાની ટીકા પૂરી થઈ. ૪

॥ ॐ ॥

## ૫ श्रीवाक्यसुधा ॥

### ભાવાર્થદીપિકાસહિત

મંગલાચરણ ને ગ્રંથની પ્રતિજ્ઞા

દોહરો.

બ્રહ્મઈશનું ધ્યાન ધરી, વંદી સદ્‌ગુરુપાય;
ટીકા વાક્યસુધાતણી, ગુર્જરગિરા લખાય. ૧

આ નામરૂપાત્મક જગતનામનો કાદવ આત્માને લાગેલો પ્રતીત થાય છે તે મહાવાક્યરૂપ પરમપવિત્ર જલવડે ધોઈ નાંખવાયોગ્ય છે. પદાર્થનું જ્ઞાન વાક્યાર્થના જ્ઞાનનું કારણ છે, માટે પ્રથમ પદાર્થનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ. तत्त्वमसि (તે બ્રહ્મ તું છે) આ મહાવાક્યમાં त्वं (તું) એવું જે પદ છે તેના અર્થને ભગવાન્ ભાષ્યકાર નીચેના પાંચ શ્લોકોવડે જણાવે છે. તેમાં નીચેના પ્રથમ શ્લોકવડે દૃશ્યનો ને દ્રષ્ટાનો વિવેક કરે છે:—

रूपं दृश्यं लोचनं दृक् तत् दृश्यं दृक्तु मानसम् ।
दृश्या धीवृत्तयः साक्षी दृगेव न तु दृश्यते ॥ १ ॥

रूप दृश्य ने नेत्र द्रष्टा, ते दृश्य ने मन द्रष्टा, बुद्धिनी वृत्तिओ दृश्य ने साक्षी द्रष्टाज छे, पण दृश्य थतो नथी.

લીલું, રાતું, ધોળું, પીળું, કાળું, લાંબું, ટુંકું ને પહોળું ઇત્યાદિ રૂપો ને તે રૂપોવાળી સર્વે સ્થૂલ વસ્તુઓ દૃશ્ય છે, ને તે દૃશ્યની અપેક્ષાએ નેત્રો દ્રષ્ટા છે. હમણાં મારાં નેત્રો દૂરની વસ્તુઓ જોઈ શકતાં નથી, હમણાં મારાં નેત્રોનું સામર્થ્ય ઘટવા માંડયું છે, ને આગળ મારાં નેત્રોમાં બહુસૂક્ષ્મ વસ્તુઓ જોવાનું સમર્થ્ય હતું, આમ નેત્રોની સ્થિતિનો વિચાર કરવામાં આવે છે ત્યારે નેત્રો દ્રષ્ટા મટીને દૃશ્ય થઇ જાય છે, ને તે નેત્રોનું દ્રષ્ટા મન છે એમ નક્કી થાય છે. એ મનને વા અંતઃકરણને તેની વૃત્તિઓના ઉદયને તથા અસ્તને અને તેના શુભાશુભ વેગને જાણનારો અન્ય કોઇ છે એમ જણાય છે. આનેજ વાસ્તવિક દ્રષ્ટા અથવા સાક્ષી કહેવામાં આવે છે. આ સાક્ષીની અપેક્ષાએ અંતઃકરણની વૃત્તિઓ જે આગળ દ્રષ્ટૃરૂપ ગણાતી હતી તે હવે દૃશ્યપણાને પામે છે. આ સાક્ષી અંતિમ–છેવટનો–દ્રષ્ટા છે, તે કોઇનો દૃશ્ય થતો નથી. આ દ્રષ્ટાનો જો બીજો દ્રષ્ટા માનવામાં આવે તો અનવસ્થાદોષની પ્રાપ્તિ થાય છે. ૧

નીલાદિ અનેક પ્રકારનાં રૂપો છતાં તેને જોનારું નેત્ર એક પ્રકારનું છે એમ પ્રતિપાદન કરે છેઃ—

नीलपीतस्थूलसूक्ष्मह्रस्वदीर्घादिभेदतः ।
नानाविधानि रूपाणि पश्येल्लोचनमेकधा ॥ २ ॥

નીલ, પીત, સ્થૂલ, સૂક્ષ્મ, હ્રસ્વ ને દીર્ઘાદિના ભેદથી નાનાપ્રકારનાં રૂપોને એક પ્રકારનું નેત્ર જુએ છે.

વાદળી, પીળું, રાતું, લીલું, ધોળું, કાળું, જાંબુ; મજાકાટવાળું

અળંકારરહિત, જાડું, ઝીણું, ટુંકું, લાંબું, વાંકું ને ગોળ આદિ અનેક પ્રકારનાં પરસ્પર વ્યભિચારી રૂપો જોતું છતું 'લોચન' એક પ્રકારનુંજ રહે છે, વ્યભિચાર પામતું નથી. આવી રીતે રૂપો અનેક પ્રકારનાં ને એકબીજાથી વિપરીત છે તે 'દશ્ય' છે, અને તે દશ્યની અપેક્ષાએ નેત્ર તે સર્વ રૂપોનું દ્રષ્ટા છે. ૨

બહુ દશ્યોના દ્રષ્ટાપણાવડે નક્કી કરેલા એક નેત્રનું પણ અંતિમ દ્રષ્ટાપણું નથી, કેમકે તેનું પણ એકરૂપપણું રહેતું નથી, તેથી નેત્ર પણ દશ્યજ છે. એ નેત્રાદિનું દ્રષ્ટા મન છે એમ નીચેના શ્લોકવડે જણાવે છે:—

आन्ध्यमान्द्यपटुत्वेषु नेत्रधर्मेष्वनेकधा ।

संकल्पयन्मनः श्रोत्रत्वगादौ योज्यतामिति ॥ ३ ॥

**અંધપણું, મંદપણું ને પટુપણું એવા અનેક પ્રકારના નેત્રના ધર્મોની કલ્પના કરતું છતું મન દ્રષ્ટા છે. શ્રોત્ર ને ત્વચા આદિમાં આ પ્રમાણે યોજના કરવી.**

જોકે એક પુરુષમાં એકજ નેત્રેંદ્રિય છે તોપણ તે એકરૂપવાળું નથી, અનેકરૂપવાળું છે. અંધપણું, મંદપણું ને સારી રીતે કામ કરવાની યોગ્યતાવાળાપણું, એમ તેની અવસ્થાના ભેદવડે, તેનું વિકારીપણું જણાય છે. જે વિકારી હોય તેમાં પોતાના વિકારીનું દ્રષ્ટાપણું સંભવતું નથી. તેનું દ્રષ્ટાપણું કાઇ અન્યમાં સંભવે છે. નેત્રના દ્રષ્ટાનો વિચાર કરતાં અંતઃકરણમાં તેનું દ્રષ્ટાપણું છે એમ સિદ્ધ થાય છે. અંધપણું, મંદપણું ને યથાયોગ્યપણું એવા નેત્રના અનેક વ્યભિચારી ધર્મોમાં નેત્રનું અંધપણું, તેનું મંદપણું ને તેનું નિર્દોષપણું એમ અનેક પ્રકારે તેના સંબંધમાં સંકલ્પ કરતું છતું અંતઃકરણ તેના દ્રષ્ટાપણાને પામે છે. અંતઃકરણ જેમ નેત્રનું દ્રષ્ટા છે તેમ તે શ્રોત્ર ને ત્વચા આદિ અન્ય ઇંદ્રિયોનું પણ દ્રષ્ટા છે એમ જાણવું. ૩

હવે નેત્રાદિની પેઠે મન પણ અન્યનું દશ્ય છે એમ જણાવે છેઃ—

**कामः संकल्पसंदेहौ श्रद्धाश्रद्धे धृतीतरे ।**
**ह्रीर्धीर्भीरित्येवमादीन् भासयत्येकधा चितिः ॥ ४ ॥**

ઇચ્છા, સંકલ્પ, સંશય, શ્રદ્ધા, અશ્રદ્ધા, ધીરજ, અધીરજ, લોકલજ્જા, નિશ્ચય ને ભય ઇત્યાદિને એક પ્રકારનું ચેતન પ્રકાશે છે.

પ્રાપ્તિપદાર્થની પ્રાપ્તિની ઇચ્છા, પદાર્થોમાં રમણીયપણાની કલ્પના, સંશય—એ વિરુદ્ધ કોટિને વિષય કરનારી અંતઃકરણની વૃત્તિ, શાસ્ત્રાદિમાં પ્રમાણપણાના નિશ્ચયવાળી વૃત્તિ, શાસ્ત્રાદિમાં પ્રમાણપણાના નિશ્ચયવિનાની વૃત્તિ, ધૈર્ય—બુદ્ધિને ક્ષોભરહિત રાખવાનું બલ, અધૈર્ય, અયોગ્ય કર્મમાં લોકલજ્જા, કોઇ પણ વિષયના નિશ્ચયવાળી વૃત્તિ, ભય, ક્રોધ, લોભ, મોહ ને મદાદિ અનેક પ્રકારની વૃત્તિઓવાળા અંતઃકરણને સર્વદા એકરૂપે રહેનારું—અવસ્થાંતરવિનાનું ને ધર્માંતરવિનાનું—ચેતન પ્રકાશે છે. તે ચેતનને પ્રકાશનારો અન્ય કોઇ પદાર્થ નથી. ૪

અંતઃકરણાદિની સર્વ અવસ્થાઓના સાક્ષિરૂપ ચેતનનું અવિકારીપણું સિદ્ધ કરતા છતા તેનું એકરૂપપણું અને સર્વના પ્રકાશકપણાવડે તથા સર્વત્ર અવ્યભિચારીપણાવડે અદ્વિતીયપણું પ્રતિપાદન કરે છેઃ—

**नोदेति नास्तमेत्येषा न वृद्धिं याति न क्षयम् ।**
**स्वयं विभात्यथान्यानि भासयेत्साधनं विना ॥ ५ ॥**

આ ચેતન જન્મતું નથી, વિનાશ પામતું નથી, વૃદ્ધિને પામતું નથી, ને ક્ષીણતાને પામતું નથી; તે પોતે પોતાની મેળે પ્રકાશે છે, તથા અન્યોને સાધનવિના પ્રકાશે છે.

આ નિરવયવ ચેતન સર્વના સાક્ષિરૂપપણાવડે સર્વવ્યાપક છતાં પણ

તે કોઇ નિમિત્તથી ઉત્પન્ન થતું નથી, કોઇ પણ હેતુથી તે વિનાશ પામતું નથી, કોઇ સામગ્રીવડે તે વૃદ્ધિને પામતું નથી, કોઇ પણ નિમિત્તથી તે ઘટતું નથી, તે અન્ય પરિણામને પામતું નથી, અને તે ઉત્પન્ન થવાની યોગ્યતાવાળું પણ નથી. આવી રીતે આ ચેતન છ ભાવવિકારોથી રહિત છે. આ ચેતન પોતે પોતાથી પ્રકાશે છે, અને અસંગી ને અવિકારી રહી કોઇ પણ સાધનવિના ઉપર કહેલા સર્વ વિકારવાળા પદાર્થોને તથા અન્યોને પ્રકાશે છે. ૫

જાગ્રદાદિ અવસ્થાઓ અંતઃકરણની છે, અસંગ ને અવિકારી આત્માની તે નથી એમ પ્રતિપાદન કરે છેઃ—

चिच्छायावेशतो बुद्धौ भानं धीस्तु द्विधा स्थिता।
एकाहंकृतिरन्या स्यादन्तःकरणरूपिणी ॥ ६ ॥

**ચેતનના આભાસના પ્રવેશથી બુદ્ધિમાં આત્માનું ભાન થાય છે. તે બુદ્ધિ બે પ્રકારે સ્થિત છે, એક અહંકારરૂપ ને બીજી મનોરૂપ છે.**

પ્રત્યગાત્મસ્વરૂપના આભાસનો અંતઃકરણમાં પ્રવેશ થાય છે, તેથી આત્માનું વિશેષ ભાન થાય છે. ચિદાત્મા સ્વરૂપથી પ્રકાશકપણાવડે પોતે સર્વદા ભાસમાન છતાં પણ પોતાના નિર્વિશેષપણાથી વિશેષ ભાસમાન થતો નથી. તે ચિદાત્મામાં કલ્પિત અનાદિ અનિર્વચનીય અજ્ઞાન જ્યારે કર્મથી ઊઠેલી વાસનાથી અંતઃકરણને આકારે થાય છે ત્યારે તેમાં પ્રકાશકપણાવડે અનુગત ચિદાત્મા અંતઃકરણને આકારે પ્રતીત થાય છે. આ વેળા અંતઃકરણના ને આત્માના એકપણાની પ્રતીતિથી તે વિશેષવડે આત્મા સવિશેષ ભાસે છે. જે અંતઃકરણમાં

આત્માનું એવી રીતે ભાન થાય છે તે અંતઃકરણ બે પ્રકારે સ્થિત છે, એક અહંકારરૂપે ને અન્ય મનોરૂપે. ૬

ચેતનરૂપ આત્માના ને જડરૂપ બુદ્ધિના એકપણાની ભ્રાંતિ કહી તેને દૃષ્ટાંતવડે સ્પષ્ટ કરે છેઃ—

छायाहंकारयोरैक्यं तप्तायःपिण्डवन्मतं ।
तदहंकारतादात्म्याद्देहश्चेतनतामियात् ॥ ७ ॥

આભાસનું અને અહંકારનું એકપણું તપેલા લોઢાના ગોળાના જેવું માનેલું છે. તે સાભાસ અહંકારની સાથેના એકપણાના ભ્રમથી દેહ ચેતનપણાને પામેલો જણાય છે.

જેમ અગ્નિના વ્યાપ્તપણાવડે લોઢાનો ગોળો અગ્નિપણાને પામેલો જણાય છે તેમ આત્મચૈતન્યના વ્યાપ્તપણાવડે અહંકાર ચેતનપણાને પામેલો જણાય છે. એવી રીતે લિંગશરીરમાં આત્માના આભાસથી આત્મામાં કર્તાપણાનો તથા ભોક્તાપણાનો વ્યવહાર પ્રવૃત્ત થાય છે. સ્થૂલશરીરમાં આભાસવાળા લિંગશરીરનું સંક્રમણ થવાથી સ્થૂલશરીર પણ ચેતનયુક્તપણાના વ્યવહારને યોગ્ય થાય છે. ૭

હવે કહેલા અહંકારના એકપણાને વિષયના ભેદવડે વિભાગ કરીને પ્રતિપાદન કરે છેઃ—

अहंकारस्य तादात्म्यं चिच्छायादेहसाक्षिभिः ।
सहजं कर्मजं भ्रान्तिजन्यं च त्रिविधं क्रमात् ॥ ८ ॥

ચિદાભાસ, સ્થૂલશરીર ને સાક્ષીની સાથે અહંકારનું એકપણું સહજ, કર્મજ ને ભ્રમજ એમ ક્રમથી ત્રણ પ્રકારનું છે.

ચિદાભાસની સાથે અહંકારનું એકપણું સહજ એટલે ઉત્પત્તિવિશિષ્ટ છે,—ચિદાભાસની પ્રતીતિ અહંકારની ઉત્પત્તિની સાથેજ છે,

તેથી હું જાણું છું એવો અનુભવ થાય છે. સ્થૂલશરીરની સાથે અહંકારનું એકપણું પૂર્વના ધર્માધર્મથી ઉપજેલું છે, તેથી હું મનુષ્ય છું એવો અનુભવ થાય છે. સાક્ષીની સાથે અહંકારનું એકપણું ભ્રમમાત્રથી સિદ્ધ છે, તેથી હું છું એવો અનુભવ થાય છે. એવી રીતે અહંકારનું ત્રિવિધપણું છે. ૮

હવે કહેલા અહંકારના ચિદાભાસાદિની સાથેના એકપણાની પ્રતીતિઓની નિવૃત્તિના હેતુઓને ક્રમપૂર્વક પ્રતિપાદન કરે છેઃ—

सम्बंधिनोः सतोर्नास्ति निवृत्तिः सहजस्य तु ।
कर्मक्षयात्मबोधाच्च निवर्तेते क्रमादुभे ॥ ९ ॥

**અહંકારની અને ચિદાભાસની વિદ્યમાનદશામાં તેમના સહજ એકપણાની નિવૃત્તિ થતી નથી. કર્મના ક્ષયથી ને જ્ઞાનથી ક્રમથી બંને નિવૃત્ત થાય છે.**

જેમ ઊઘાડી જગામાં રહેલા ઊઘાડા જલપાત્રમાં આકાશમાં રહેલા સૂર્યનું પ્રતિબિંબ તે જલપાત્રની સ્થિતિસુધી પડે છે, ને જલપાત્રની નિવૃત્તિ થયે તેમાં પ્રતીત થતા પ્રતિબિંબની પણ નિવૃત્તિ થાય છે, તેમ અહંકારનો સદ્‌ભાવ હોય ત્યાંસુધી તેમાં ચેતનનું પ્રતિબિંબ પડે છે, ને અહંકારની નિવૃત્તિ થયે તેમાં પ્રતીત થતા ચેતનના પ્રતિબિંબની નિવૃત્તિ થાય છે, અર્થાત્ ચિદાભાસમાં અહંકારના ભ્રમની નિવૃત્તિ અહંકારની નિવૃત્તિથી થાય છે. દેહનો આરંભ કરનારાં કર્મોનો ક્ષય થવાથી શરીરની સાથેના અહંકારભ્રમની નિવૃત્તિ થાય છે, ને જ્ઞાન થવાથી સાક્ષીની સાથેના અહંકારભ્રમની નિવૃત્તિ થાય છે. ૯

આત્મામાં અંતઃકરણની ત્રણ અવસ્થાની પ્રતીતિ તથા તેનું

સંસારીપણું અહંકારની સાથેના અધ્યાસે કરેલું છે એમ પ્રતિપાદન કરવાનો આરંભ કરે છે:—

अहंकारलये सुप्तौ भवेद्देहोऽप्यचेतनः ।
अहंकारविकासार्धः स्वप्नः सर्वस्तु जागरः ॥ १० ॥

**સુષુપ્તિમાં અહંકારનો લય થવાથી શરીર જડજેવુંજ થાય છે, અહંકારના અર્ધા વિકાસથી ઉપજેલું સ્વપ્ન છે, ને સર્વ અહંકારના વિકાસથી થયેલી તો જાગ્રદવસ્થા છે.**

પ્રાણીઓના અંતઃકરણની સુષુપ્તિ-અવસ્થામાં અહંકારનો તેના ઉપાદાનકારણ અજ્ઞાનમાં લય થવાથી પ્રાણીઓનાં શરીરો ઘટાદિ જડ-પદાર્થના જેવાં પ્રતીત થાય છે. એ અહંકાર અર્ધજાગ્રત્ થાય છે ત્યારે પ્રાણીને સ્વપ્નાવસ્થાનો અનુભવ થાય છે, અને જ્યારે એ અહંકાર સંપૂર્ણજાગ્રત્ થાય છે ત્યારે પ્રાણીને જાગ્રદવસ્થાનો અનુભવ થાય છે. ૧૦

સ્વપ્ન ને જાગ્રત્ કેવી રીતે અહંકારના કાર્યરૂપ છે તે કહે છે:—

अन्तःकरणवृत्तिस्तु चितिच्छायैक्यमागता ।
वासनाः कल्पयेत्स्वप्ने बोधेऽक्षैर्विषयान् बहिः ॥ ११ ॥

**પ્રસિદ્ધ અંતઃકરણની વૃત્તિ ચૈતન્યના આભાસની સાથે એકપણાને પામી સ્વપ્નમાં વાસનાઓને અનુભવે છે, ને જાગ્રત્‌માં ઇંદ્રિયોવડે બહારના વિષયોને અનુભવે છે.**

બહારના પદાર્થોના અનુભવજન્ય સંસ્કારો પ્રાયશઃ સ્વપ્નના હેતુઓ છે. આત્મા અવિકારી ને નિર્ગુણ હોવાથી જાગ્રદવસ્થામાં ઇંદ્રિયોવડે થતો બહારના પદાર્થોનો અનુભવ એ આત્માનો ધર્મ નથી. ઇંદ્રિયો ને મનના અચેતનપણાના નિશ્ચયથી તેમનો પણ તે ધર્મ

નથી, એ ત્રણના મિશ્ર થવાથી એ ધર્મ ઉત્પન્ન થાય છે એમ પણ કહી શકાય નહિ, કેમકે જે એકએક ચેતનરૂપ ન હોય તે ભેગાં થઇને પણ ચેતનરૂપ થઇ શકે નહિ. સ્થૂલશરીર પંચીકૃત પાંચ ભૂતોના કાર્યરૂપ હોવાથી જડ છે, ને ઇંદ્રિયો તથા અંતઃકરણ અપંચીકૃત પાંચ ભૂતોના કાર્યરૂપ હોવાથી તે પણ જડ છે, આમ વિચારતાં જાગ્રદવસ્થામાં ઇંદ્રિયોદ્વારા થતો બાહ્ય પદાર્થોનો અનુભવ ભ્રમરૂપ છે. તે ભ્રમ અંતઃકરણની ચિદાભાસયુક્ત બાહ્યવૃત્તિમાં ઉપજે છે. સ્વપ્નના પદાર્થો ને તેનો અનુભવ પણ ભ્રમરૂપજ છે. અજ્ઞાનને તથા સુખને વિષય કરનારી સુષુપ્તિ-અવસ્થાનો અનુભવ પણ ભ્રમરૂપ છે. આવી રીતે ત્રણે અવસ્થાઓ આત્માની નથી, પણ અહંકારથી આત્મામાં કલ્પાય છે. ૧૧

मनोऽहंकृत्युपादानं लिंगमेकं जडात्मकं ।
अवस्थात्रयमन्वेति जायते म्रियतेऽपि वा ॥ १२ ॥

**મનનું અને અહંકારનું ઉપાદાન જડરૂપ એક લિંગશરીર છે. તે ત્રણ અવસ્થાને અનુસરે છે. તે લિંગશરીર કારણશરીરમાંથી ઉપજે છે, ને કારણશરીરમાં લીન થાય છે.**

મન અને અહંકાર એ બંને જડરૂપ એક લિંગશરીરમાં-વ્યષ્ટિસમષ્ટિ સૂક્ષ્મશરીરમાં-રહેલાં છે. મનુષ્યાદિનું લિંગશરીર જાગ્રત, સ્વપ્ન ને સુષુપ્તિ આ ત્રણ અવસ્થાઓને પામે છે. ક્યારેક મૂર્ચ્છાવસ્થાને પણ પામે છે. તે લિંગશરીર અવિદ્યાના અંશરૂપ કારણશરીરમાંથી ઉપજે છે, ને સુષુપ્તિમાં કારણશરીરમાં લીન થાય છે. ૧૨

એવી રીતે ત્વંપદનો અર્થ, સર્વ અવસ્થાઓના સાક્ષીપણાથી

અવસ્થાઓથી ને અંતઃકરણથી વિલક્ષણ, અવિકારી ને નિત્ય પ્રત્યગાત્મા છે એમ નક્કી કર્યું. હવે તત્પદના અર્થને શોધવાનો પ્રારંભ કરે છેઃ—

शक्तिद्वयं हि मायाया विक्षेपावृतिरूपकं ।
विक्षेपशक्तिर्लिंगादिब्रह्मांडांतं जगत्सृजेत् ॥ १३ ॥

**વિક્ષેપરૂપ અને આવરણરૂપ બે શક્તિ પ્રસિદ્ધ માયાની છે. વિક્ષેપશક્તિ સૂક્ષ્મશરીરથી માંડીને બ્રહ્માંડપર્યંત જગત્ રચે છે.**

આ જગતના ઉપાદાનકારણરૂપ માયાની વા પ્રકૃતિની બે શક્તિઓ છે. એક વિક્ષેપશક્તિ ને બીજી આવરણશક્તિ. તેમાં વિક્ષેપશક્તિ સત્તર તત્ત્વરૂપ લિંગશરીરથી આરંભીને બ્રહ્માંડ એટલે સમષ્ટિસ્થૂલ-શરીરપર્યંતના જગતને રચે છે. તાર્કિકોએ માનેલાં પરમાણુઓ કે સાંખ્યયોગવાળાએ માનેલું પ્રધાન આ જગતનું ઉપાદાનકારણ નથી. ૧૩

બ્રહ્મ આ જગતનું વાસ્તવિક ઉપાદાનકારણ નથી, પણ સત્તાસ્ફૂર્તિ આપવાવડે તે આ જગતનું વિવર્તોપાદાનકારણ ગણાય છે એમ કહે છેઃ—

सृष्टिर्नाम ब्रह्मरूपे सच्चिदानन्दवस्तुनि ।
अब्धौ फेनादिवत्सर्वं नामरूपप्रसारणं ॥ १४ ॥

**સૃષ્ટિ એટલે જલમાં ફીણાદિની પેઠે બ્રહ્મરૂપ સચ્ચિદાનંદ-વસ્તુમાં સર્વ નામરૂપનો વિસ્તાર છે.**

જલમાં જોવામાં આવતાં ફીણ તથા પરપોટા આદિ જલથી ભિન્ન નથી, કેમકે જલવિના તેમના નિરૂપણ કરવાયોગ્ય સ્વરૂપનો અભાવ છે. તે જલથી અભિન્ન પણ નથી, કેમકે તેમની જલથી ભિન્ન પ્રતીતિ થાય છે. તે જલથી ભિન્નાભિન્ન પણ નથી, કેમકે ભિન્નનો ને

અભિન્નનો પરસ્પરવિરોધ છે. એવી રીતે જગત્ પણ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મથી ભિન્ન નથી, કેમકે ચૈતન્યવિના આ જગતનું સ્વતંત્રપણે નિરૂપણ થઇ શકતું નથી. જગત્ ચૈતન્યથી અભિન્ન પણ નથી, કેમકે તે પૃથક્ પ્રતીત થાય છે, ઇંદ્રિયોવડે અનુભવાય છે, જડ છે, સ્થૂલ છે, ને અનેકપ્રકારનું છે. ભિન્નાભિન્નનો વિરોધ હોવાથી તે બ્રહ્મથી ભિન્નાભિન્ન પણ નથી. ૧૪

હવે આવરણશક્તિને તથા તેના કાર્યને જણાવે છે:—

अन्तर्दृग्दृश्ययोर्भेदं बहिश्च ब्रह्मसर्गयोः ।
याऽऽवृणोत्यपरा शक्तिः सा संसारस्य कारणं ॥ १५ ॥

**જે બીજી શક્તિ અંતરના દ્રષ્ટા ને દૃશ્યના વિલક્ષણપણાને તથા બહારના બ્રહ્મના ને સૃષ્ટિના વિલક્ષણપણાને ઢાંકે છે તે સંસારનું કારણ છે**

વિક્ષેપથી ભિન્ન માયાની બીજી શક્તિ જે આવરણનામથી પ્રસિદ્ધ છે તે શરીરની અંતર દ્રષ્ટારૂપ આત્માના ને દૃશ્યરૂપ અહંકારાદિના વિલક્ષણપણાને ઢાંકે છે, તથા શરીરની બહારના પરિપૂર્ણ બ્રહ્મના ને પ્રતીત થતા જગતના વિલક્ષણપણાને ઢાંકે છે, તે શક્તિ આ સંસારનું કારણ છે. ૧૫

હવે સંસારમાં ભ્રમણ કરનારા જીવનું સ્વરૂપ કહે છે:—

साक्षिणः पुरतो भाति लिङ्गः देहेन संयुतः ।
चितिच्छायासमावेशाज्जीवः स्याद्व्यावहारिकः ॥ १६ ॥

**સાક્ષીની આગળ સ્થૂલશરીરસહિત જે સૂક્ષ્મશરીર પ્રતીત થાય છે તે ચેતનના આભાસના પ્રવેશથી વ્યાવહારિક જીવ છે.**

સર્વની અંતર રહેલા અંતરાત્માની આગળ અંતરાયરહિત સ્થૂલ-શરીરસહિત જે અંતઃકરણ તથા પ્રાણાદિવાળું સૂક્ષ્મશરીર પ્રતીત થાય છે તે સૂક્ષ્મશરીર ચેતનના આભાસના પ્રવેશથી પોતાને કર્તા, ભોક્તા, મનુષ્ય, કાણો તથા બહેરો માનનાર—એવો વ્યવહાર કરનાર—જીવ છે. ૧૬

અનાત્મામાં અધ્યાસવાળા ચિદાત્માના જીવપણાને કહે છે:—

अस्य जीवत्वमारोपात्साक्षिण्यपि च भासते ।
आवृतौ तु विनष्टायां भेदजातं प्रयाति तत् ॥ १७॥

આના જીવપણાના આરોપથી સાક્ષીમાં પણ જીવપણું ભાસે છે, પણ આવરણ વિનાશ પામવાથી તે ભેદસમૂહ બાધ પામે છે.

પૂર્વોક્ત લિંગશરીરના જીવપણાના અધ્યાસથી ( ભ્રાંતિથી ) સ્થૂલ-સૂક્ષ્મસંઘાતથી વિલક્ષણ સાક્ષી પણ સ્થૂલસૂક્ષ્મશરીરરૂપ સંઘાતની સાથેના એકપણાની ભ્રાંતિથી સંસારીજ—જીવજ—પ્રતીત થાય છે. એવી રીતે આત્મસ્વરૂપના અજ્ઞાનથી આત્માને બંધન છે. આત્મસ્વરૂપનું અજ્ઞાન નિવૃત્ત થયે લિંગશરીર, જીવ ને સાક્ષી એવા ભેદો બાધ પામે છે,—તે ભેદો મિથ્યા છે એવો દૃઢ નિશ્ચય થાય છે,—માત્ર એક સાક્ષી વા ચિદાત્મા અવશેષ રહે છે. ૧૭

એની રીતે આવરણશક્તિપ્રધાન અજ્ઞાનને લીધે આત્માનું સંસારીપણું કહીને હવે, વિક્ષેપશક્તિપ્રધાન અજ્ઞાનને લીધેજ બ્રહ્મનું સંસારસહિતપણું છે. એમ જણાવે છે:—

सर्गस्य ब्रह्मणस्तद्वद् भेदमावृत्य तिष्ठति ।
या शक्तिस्तद्वशाद् ब्रह्म विकृतत्वेन भासते ॥ १८॥

**તેમ જે શક્તિ જગત્‌ના ને બ્રહ્મના ભેદને ઢાંકીને રહે છે તે શક્તિને લીધે બ્રહ્મ સંસારસહિતપણાવડે પ્રતીત થાય છે.**

જેમ આવરણશક્તિ આત્માના વાસ્તવિકસ્વરૂપના તથા અંતઃકરણાદિના વિલક્ષણપણાને ઢાંકે છે તેમ જે વિક્ષેપ શક્તિ આ જગત્‌ના ને બ્રહ્મના વિલક્ષણપણાને ઢાંકીને રહે છે તે શક્તિના મહિમાથીજ અસંગી બ્રહ્મ જગત્‌ની ઉત્પત્તિના, સ્થિતિના ને પ્રલયના કારણરૂપ હોય એમ પ્રતીત થાય છે ૧૮

પૂર્વોક્ત આવરણ દૂર થવાથી બ્રહ્મના ને જગત્‌ના ભેદની પણ નિવૃત્તિ થાય છે એમ જણાવે છેઃ—

अत्राप्यावृतिनाशे न विभाति ब्रह्मसर्गयोः ।
भेदस्ततो विकारः स्यात्सर्गे न ब्रह्मणि क्वचित् ॥ १९ ॥

**અહીં પણ આવરણનો નાશ થવાથી બ્રહ્મનો ને જગત્‌નો ભેદ પ્રતીત થતો નથી, તેથી બ્રહ્મમાં કદીપણ જગત્‌સંબંધી વિકાર નથી.**

બ્રહ્મને આશરે રહેવી આવરણશક્તિરૂપ અવિદ્યાની નિવૃત્તિ થવાથી બ્રહ્મ આ જગત્‌નું કારણ છે, ને આ જગત્ બ્રહ્મનું કાર્ય છે, એવો ભેદ નિવૃત્ત થાય છે. અવિદ્યાની નિવૃત્તિ થવાથી તે વિક્ષેપની પણ નિવૃત્તિ થાય છે એવી રીતે આ સંસારરૂપ વિકાર ( કાર્ય ) અજ્ઞાનવડે કલ્પિત છે, તેથી અસંગ ને અવિકારી બ્રહ્મમાં કદીપણ આ જગત્‌સંબંધી ( જગત્‌ની ઉત્પત્તિ ને સ્થિતિરૂપ ) વિક્રિયા નથી. ૧૯

હવે તત્પદ તથા ત્વંપદના એકપણાને કહેવાને તત્પદના તથા ત્વંપદના વાચ્યાર્થને તથા લક્ષ્યાર્થને ક્રમપૂર્વક બે શ્લોકવડે જણાવે છેઃ—

अस्ति भाति प्रियं रूपं नाम चेत्यंशपञ्चकम् ।
आद्यं त्रयं ब्रह्मरूपं जगद्रूपं ततो द्वयम् ॥ २० ॥

છે, સ્ફુરે છે, પ્રિય, રૂપ ને નામ આ પાંચ અંશવાળું જગત્ છે. પ્રથમના ત્રણ બ્રહ્મરૂપ છે, ને પછીના બે સંસારરૂપ છે

સત્તા, (છે,) સ્ફૂર્તિ, (પ્રતીત થાય છે,) સુખરૂપતા, રૂપ ને નામ આ પાંચ અંશોવાળું આ જગત્ છે, અર્થાત્ આ જગત્‌માંના પ્રત્યેક પદાર્થમાં એ પાંચ અંશો હોય છે, જેમકે ઘડો છે, ઘડો પ્રતીત થાય છે, ઘડો પ્રિય છે, ઘડો મોટા પેટાળવાળો ને સાંકડા મોઢાવાળો છે, ને તેનું ઘડો એવું નામ છે. એ પાંચ અંશોમાંથી છે, પ્રતીત થાય છે, ને પ્રિય છે, આ ત્રણ અંશો સર્વ પ્રાણિપદાર્થમાં સમાન હોવાથી તે બ્રહ્મરૂપ છે, અને રૂપ તથા નામ પ્રત્યેકમાં પૃથક્ પૃથક્ હોવાથી તે જગદ્રૂપ છે. ૨૦

खवाय्वग्निजलोर्वीषु देवतिर्यङ्नरादिषु ।
अभिन्नात्सच्चिदानन्दाद्भिद्येते रूपनामनी ॥ २१ ॥

આકાશ, વાયુ, અગ્નિ, જલ ને પૃથિવીમાં તથા દેવ, તિર્યક્ ને મનુષ્યાદિમાં અભિન્ન સચ્ચિદાનંદથી રૂપ ને નામ ભેદ પામે છે.

આકાશ, વાયુ, તેજસ્, જલ ને પૃથિવી એ પાંચે મહાભૂતોમાં, સર્વ ભૌતિક પદાર્થોમાં તથા દેવ, મનુષ્ય, પશુ, પક્ષી, પેટે ચાલનારાં પ્રાણીઓ ને જલચરાદિમાં અસ્તિ, (છે,) ભાતિ, (જણાય છે,) ને પ્રિયરૂપે રહેલા એક સચ્ચિદાનંદરૂપ બ્રહ્મથી પ્રાણીઓનાં ને પદાર્થોનાં રૂપ તથા નામ ભેદ પામે છે. બ્રહ્મથી ભિન્ન ને તેમાં કલ્પિત તે રૂપ તથા નામ પરસ્પરમાં વ્યભિચારી ને ઉપાધિમાત્ર હોવાથી મિથ્યા છે. ૨૧

પૂર્વોક્ત બ્રહ્મમાં મોક્ષસાધકે પોતાના મનની એકાગ્રતા કરવી જોઇએ એમ જણાવે છેઃ—

उपेक्ष्य नामरूपे द्वे सच्चिदानन्दवस्तुनि ।
समाधिं सर्वदा कुर्यात् हृदये वाऽथवा बहिः ॥२२॥

**નામ ને રૂપ એ બેની ઉપેક્ષા કરીને સચ્ચિદાનંદરૂપ વસ્તુમાં હૃદયમાં અથવા બહાર સર્વદા ચિત્તને એકાગ્ર કરે.**

વાચ્યના ( શક્તિવૃત્તિવડે જણાતા પદાર્થના ) અંશરૂપ નામ ને રૂપ એ બેના મિથ્યાપણાનો દૃઢ નિશ્ચય કરીને લક્ષ્યરૂપ ( લક્ષણાવડે જણાતા અર્થરૂપ ) સત્, ચિત્ ને આનંદ એ ત્રણે અંશરૂપ અખંડ એકરસ બ્રહ્મમાં મોક્ષસાધક પોતાના ચિત્તને એકાગ્ર કરે. તે મોક્ષ-સાધક પોતાના ચિત્તને પોતાના અધિકારનો વિચાર કરીને પોતાના હૃદયાકાશમાં વા બહારના કોઇ પૂજ્ય ને પરમપવિત્ર પદાર્થના અધિ-ષ્ઠાનમાં પોતાના ચિત્તને એકાગ્ર કરે. ૨૨

હવે અંતર ને બહાર બ્રહ્મમાં કરવાયોગ્ય સમાધિને બે પ્રકારે વિભાગ પાડીને સાત શ્લોકોવડે પ્રતિપાદન કરે છે તેમાં પ્રથમ ચાર શ્લોકોવડે હૃદયાકાશના આલંબનવાળા સમાધિના ભેદોને કહે છેઃ—

सविकल्पोऽविकल्पश्च समाधिर्द्विविधो हृदि ।
दृश्यशब्दानुविद्धेन सविकल्पः पुनर्द्विधा ॥ २३ ॥

**હૃદયમાં બે પ્રકારનો સમાધિ છે, સવિકલ્પ ને નિર્વિ-કલ્પ. પુનઃ દૃશ્યાનુવિદ્ધ ને શબ્દાનુવિદ્ધ એમ સવિકલ્પસમાધિ બે પ્રકારનો છે.**

હૃદયાકાશમાં સ્થિત બ્રહ્મમાં બે પ્રકારનો સમાધિ થાય છે, એક સવિકલ્પ ને બીજો નિર્વિકલ્પ જ્ઞાતા, જ્ઞાન ને જ્ઞેયરૂપ વિકલ્પોનો

સારી રીતે વિલય થયા વિના અખંડ સચ્ચિદાનંદસ્વરૂપમાં ચિત્તની એકાગ્રતા તે સવિકલ્પસમાધિ કહેવાય છે, ને કહેલા વિકલ્પોનો સારી રીતે વિલય થઇને અખંડ સચ્ચિદાનંદસ્વરૂપમાં જે ચિત્તની એકાગ્રતા તે નિર્વિકલ્પસમાધિ કહેવાય છે. તેમાં સવિકલ્પસમાધિના બે પ્રકાર છે, દૃશ્યાનુવિદ્ધ ને શબ્દાનુવિદ્ધ. ૨૩

હવે દૃશ્યાનુવિદ્ધ સમાધિનું સ્વરૂપ કહે છેઃ—

कामाद्याश्चित्तगा दृश्यास्तत्साक्षित्वेन चेतनम् ।
ध्यायेद्दृश्यानुविद्धोऽयं समाधिः सविकल्पकः ॥२४॥

કામ આદિ ચિત્તમાં રહેલું દૃશ્ય છે, તેના સાક્ષીપણાવડે ચેતનનું ધ્યાન કરે. આ દૃશ્યાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ છે.

દૃશ્ય હોવાથી ને ચિત્તની પેઠે આવિર્ભાવતિરોભાવરૂપ ધર્મવાળી હોવાથી કામક્રોધાદિ વૃત્તિઓ ચિત્તનીજ છે. વળી જાગ્રત્‌માં ને સ્વપ્નમાં જ્યારે ચિત્ત હોય ત્યારે તે વૃત્તિઓ હોય છે, ને સુષુપ્તિમાં ચિત્તનો અભાવ હોવાથી તે વૃત્તિઓ હોતી નથી, તેથી પણ સિદ્ધ થાય છે કે કામક્રોધાદિ વૃત્તિઓ ચિત્તનીજ છે, આત્માની નથી. આમ હોવાથી તેના સાક્ષીપણાવડે ભેદ પામીને પ્રતીત થતા સ્વપ્રકાશ ચિદાત્માનું ધ્યાન કરે. આવી રીતે દૃશ્યથી ભિન્ન સાક્ષીનું ધ્યાન કરવું આ દૃશ્યાનુવિદ્ધ સવિકલ્પસમાધિ કહેવાય છે. ૨૪

એવી રીતે સ્થૂલ (દૃશ્યાનુવિદ્ધ) સવિકલ્પસમાધિને કહીને હવે સૂક્ષ્મ (શબ્દાનુવિદ્ધ) સવિકલ્પસમાધિને કહે છેઃ—

असंगः सच्चिदानन्दः स्वप्रभो द्वैतवर्जितः ।
अस्मीति शब्दविद्धोऽयं समाधिः सविकल्पकः ॥२५॥

અસંગ, સચ્ચિદાનંદ, સ્વપ્રકાશ ને દ્વૈતરહિત હું છું.

- એવા શબ્દવડે વીંધાયેલ આ સવિકલ્પ સમાધિ છે

કામક્રોધાદિ વૃત્તિઓવાળા ચિત્તના સંગથી રહિત, અસત્ જડ ને દુ:ખના સંસર્ગથી રહિત, સર્વદા જ્ઞાનસ્વભાવયુક્ત ને સમગ્ર દ્વૈતના અવભાસથી રહિત જે અંતરાત્મા છે તે હું છું આવી રીતના શબ્દ-વડે ક્ષણમાં એકાગ્ર કરેલા ચિત્તની સ્થિતિ આ શબ્દાનુવિદ્ધ સવિકલ્પ-સમાધિ કહેવાય છે. ૨૫

એવી રીતે યત્નથી ક્રમપૂર્વક થતા એ સમાધિને કહીને હવે પોતાની મેળે થનારા નિર્વિકલ્પસમાધિનો ઉપદેશ કરે છે.—

स्वानुभूतिरसावेशाद्दृश्यशब्दानुपेक्षितुः ।
निर्विकल्पः समाधिः स्यान्निवातस्थलदीपवत् ॥ २६ ॥

સ્વાનુભવરૂપ આનંદમાં પ્રવેશ થવાથી દૃશ્યની ને શબ્દની ઉપેક્ષા કરનારાનું ચિત્ત ગતિવાળા વાયુથી રહિત સ્થલમાંના દીવાની પેઠે અચલ રહે તે નિર્વિકલ્પસમાધિ છે.

સચ્ચિદાનંદરૂપ પરમાત્મામાં ચિત્તની એકાકારતા થવાથી આગળ કહેલા દૃશ્યનો ને શબ્દનો અનાદર કરનારા મોક્ષસાધકનું ચિત્ત ગતિવાળા પવનથી રહિત સ્થાનમાં રહેલા દીવાની પેઠે ક્ષણમાં અચલ રહે તે-ચિત્તની તે અવસ્થા-નિર્વિકલ્પસમાધિ કહેવાય છે. ૨૬

હવે બીજા પ્રકારનો દૃશ્યાનુવિદ્ધ સવિકલ્પ સમાધિ કહે છે:—

हृदीव बाह्यदेशेऽपि यस्मिन् कस्मिंश्च वस्तुनि ।
समाधिराद्यः सन्मात्रे नामरूपे पृथक् स्थितः ॥२७॥

હૃદયમાં કરાતા દૃશ્યાનુવિદ્ધસમાધિની પેઠે બાહ્યદેશમાં પણ જે કોઇ વસ્તુમાં સમાધિ તે પ્રથમ સમાધિ છે. આ સમાધિ નામરૂપથી પૃથક્ સન્માત્રમાં રહેલો છે.

હૃદયમાં કોઈ પણ નામરૂપવાળી પરમપવિત્ર ને પરમ-પૂજ્ય વસ્તુમાં કરવામાં આવતી મનની એકાગ્રતાની પેઠે બહાર સૂર્યચંદ્રાદિ કોઈ પણ યોગ્ય વસ્તુમાં મોક્ષસાધક પોતાના મનની એકાગ્રતા કરવી તે દૃશ્યાનુવિદ્ધ સવિકલ્પસમાધિ છે. આ સમાધિ નામ તથા રૂપ આ બે કલ્પિત અંશોનો પરિત્યાગ કરીને સત્તામાત્રરૂપ બ્રહ્મમાં રહેલો છે. કોઈ પ્રતમાં ઉત્તરાર્ધ **समाधिराद्यः सन्मात्रान्नामरूपपृथक्कृतिः** ( આ પ્રથમ સમાધિ સન્માત્રથી નામરૂપને પૃથક્ કરવારૂપ છે ) આ પ્રમાણે જોવામાં આવે છે. ૨૭

હવે બીજા પ્રકારનો શબ્દાનુવિદ્ધ સવિકલ્પસમાધિ કહે છેઃ—

**अखण्डैकरसं वस्तु सच्चिदानन्दलक्षणम् ।**
**इत्यविच्छिन्नचिंतेयं समाधिर्मध्यमो भवेत् ॥ २८ ॥**

સચ્ચિદાનંદરૂપ લક્ષણવાળી અખંડ ને એકરસ વસ્તુ છે એમ અવિચ્છિન્ન ચિંતન રહે આ મધ્યમ સમાધિ છે.

સત, જ્ઞાન ને પરમાનંદસ્વરૂપવાળી અપરિચ્છિન્ન ને એકરસ વસ્તુરૂપ બ્રહ્મ છે એમ સતત ચિંતન રહે, અર્થાત્ ચિત્ત એ વસ્તુનું નિરૂપણ કરનારા શબ્દોના લક્ષ્યાર્થરૂપ તે વસ્તુને આકારે રહે આ શબ્દાનુવિદ્ધ સવિકલ્પ વા મધ્યમ સમાધિ છે. ૨૮

હવે ત્રીજા પ્રકારના નિર્વિકલ્પ સમાધિને તથા સમાધિના કર્તવ્યને કહે છેઃ—

**स्तव्यभावो रसास्वादात् तृतीयः पूर्ववन्मतः ।**
**एतैः समाधिभिः षड्भिर्नयेत्कालं निरन्तरं ॥ २९ ॥**

પરમાનંદના અનુભવથી સ્તુતિ કરવાયોગ્ય ભાવવાળો ત્રીજો સમાધિ પૂર્વની પેઠે માનેલો છે. મુમુક્ષુ આ છ સમાધિઓ-વડે નિરંતર કાલ ગાળે.

. પરમાનંદરૂપ બ્રહ્મના અનુભવની સ્તુતિ કરવાયોગ્ય ભાવવાળો ત્રીજો નિર્વિકલ્પસમાધિ આગળ છવીશમા શ્લોકમાં કહેલા નિર્વિકલ્પ-સમાધિના જેવો માનેલો છે. ઉપર જણાવેલા ૭ પ્રકારના સમાધિમાંના કોઈ એક સમાધિના અનુષ્ઠાનવડે મોક્ષસાધક પોતાનો સમય નિરંતર વ્યતીત કરે, અર્થાત્ એક ક્ષણ પણ પૂર્વોક્ત સમાધિમાંના કોઈ એક સમાધિવિના તે ન રહે કોઈ પ્રતમાં **स्तब्धभावः** ને સ્થાને **स्तब्धीभावः** ( નિશ્ચલપણારૂપ ) એવો પાઠ જોવામાં આવે છે. ૨૯

કહેલા સમાધિની કર્તવ્યતાના અવધિને સૂચવતા છતા કહેલા સમાધિના પરિપાકથી પ્રાપ્ત થયેલા નિત્યસમાધિને કહે છેઃ—

देहाभिमाने गलिते विज्ञाते परमात्मनि।

यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः ॥ ३० ॥

**પરમાત્માનો સાક્ષાત્કાર થવાથી ને દેહાભિમાન ગળી જવાથી તે બ્રહ્મવેત્તાનું મન જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તેમને સમાધિઓ ( બ્રહ્માકારવૃત્તિઓ ) છે.**

સચ્ચિદાનંદરૂપ અદ્વિતીય બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર થવાથી ને હું મનુષ્ય છું, હું બ્રાહ્મણ છું, ઇત્યાદિ જ્ઞાનકાલની પૂર્વનાં દેહાભિમાનો ગળી જવાથી તેવા જ્ઞાની પુરુષનું અંતઃકરણ નેત્રાદિ ઇંદ્રિયોદ્વારા જે જે પદાર્થમા જાય છે, તે તે પદાર્થના નામરૂપનો બાધ કરી ત્યાં ત્યાં રહેલા સચ્ચિદાનંદરૂપ બ્રહ્મને આકારે તેના અંતઃકરણની વૃત્તિ થાય છે. **गलित**ેની આગળ ને **विज्ञात**ેની આગળ અવગ્રહચિહ્નવાળું પાઠાંતર સ્વીકારીએ તો આ શ્લોકનો આ પ્રમાણે અર્થ થાયઃ—દેહાભિમાન નહિ ગળવાથી ને પરમાત્માનો સાક્ષાત્કાર નહિ થવાથી તે અજ્ઞાની પુરુષનું મન જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તેને ખેદભયાદિ માનસતાપ થાય છે. ૩૦

એ બ્રહ્મસાક્ષાત્કારરૂપ સમાધિના ફલને મુંડકોપનિષદ્‌ના વાક્યવડે જણાવે છે:—

भिद्यते हृदयग्रंथिश्छिद्यंते सर्वसंशयाः ।
क्षीयंते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ ३१ ॥

તે બ્રહ્મનો સાક્ષાત્કાર થવાથી આના હૃદયની ગાંઠ ભેદાઈ જાય છે, સર્વે સંશયો છેદાઇ જાય છે, ને કર્મો નાશ પામે છે.

તે સર્વાત્મક બ્રહ્મનો સ્પષ્ટ અનુભવ થવાથી આ જ્ઞાનીના આત્માના ને અહંકારના એકપણાની ભ્રાંતિરૂપ હૃદયની ગાંઠ ચીરાઇ જાય છે, આત્માદિને લગતા આના સર્વે સંશયો છેદાઇ જાય છે, ને આનાં સર્વ સંચિત કર્મો નાશ પામી જાય છે. આને ક્રિયમાણકર્મો સ્પર્શ કરી શકતાં નથી એમ ચકારવડે દર્શાવ્યું છે. બ્રહ્મજ્ઞાનીના પ્રારબ્ધકર્મનો ફલભોગવડે નાશ થાય છે એમ સમજવું. ૩૧

હવે જીવના સ્વરૂપનું નિરૂપણ કરે છે:—

अवच्छिन्नश्चिदाभासस्तृतीयः स्वप्नकल्पितः ।
विज्ञेयस्त्रिविधो जीवस्तत्राद्यः पारमार्थिकः ॥ ३२ ॥

અવચ્છિન્ન, ચિદાભાસ ને ત્રીજો સ્વપ્નકલ્પિત એમ ત્રણ પ્રકારનો જીવ જાણવો; તેમાં પ્રથમ પારમાર્થિક જાણવો.

સૂક્ષ્મશરીરે રોકેલું ચેતન જે પ્રત્યગાત્મા કહેવાય છે તે અવચ્છિન્ન જીવ, જેમ જલમાં સૂર્યનું પ્રતિબિંબ પડે તેમ અંતઃકરણમાં ચેતનનું પ્રતિબિંબ પડે તે ચિદાભાસનામનો જીવ, અને હું શરીર છું, હું મનુષ્ય છું, એમ સ્વપ્નના જેવા સ્થૂલશરીરની સાથેના અભેદવડે

કલ્પિત જીવ ત્રીજા પ્રકારનો છે. આવી રીતે જીવ ત્રણ પ્રકારનો છે. તે ત્રણ જીવોમાં પહેલો અવચ્છિન્ન જીવ પારમાર્થિક જીવ છે. ૩૨

અવચ્છિન્ન જીવનું પારમાર્થિકપણું કેવી રીતે છે તે કહે છેઃ—

**अवच्छेदः कल्पितः स्यादवच्छेद्यं तु वास्तवं।**
**तस्मिन् जीवत्वमारोपाद्ब्रह्मत्वं तु स्वभावतः ॥ ३३ ॥**

અવચ્છેદ કલ્પિત છે, પણ અવચ્છેદ પામેલ વાસ્તવિક છે. તેમાં જીવપણું આરોપથી છે, પણ બ્રહ્મપણું સ્વભાવથી છે.

વ્યાપકચેતનરૂપ બ્રહ્મથી આત્માનો વિભાગ કરનાર સૂક્ષ્મશરીર તો કલ્પિત છે, પણ જેનો વિભાગ થાય છે તે બ્રહ્મથી અભિન્ન આત્મા તો સત્ય છે. આરોપથી બ્રહ્મમાં જીવપણું કહેવાય છે, પણ તેનું બ્રહ્મપણું તો સ્વભાવથી છે ઘટરૂપ ઉપાધિથી ઘટાકાશ મહાકાશથી ભિન્ન હોય એવું દેખાય છે, પણ વસ્તુતાએ તે મહાકાશથી ભિન્ન નથી, તેમ અંતઃકરણરૂપ ઉપાધિથી આત્મા બ્રહ્મથી ભિન્ન હોય એમ જણાય છે, પણ વસ્તુતાએ તે બ્રહ્મથી ભિન્ન નથી. ૩૩

તેમાં પહેલો જીવ પારમાર્થિક છે એમ કહ્યું તેનું કારણ કહે છેઃ—

**अवच्छिन्नस्य जीवस्य तादात्म्यं ब्रह्मणा सह।**
**तत्त्वमस्यादिवाक्यानि जगुर्नेतरजीवयोः ॥ ३४ ॥**

અવચ્છિન્ન જીવનું બ્રહ્મની સાથે તાદાત્મ્ય તે તું છે ઇત્યાદિ વાક્યો કહે છે, બીજા બે જીવનું નહિ.

અંતઃકરણરૂપ ઉપાધિવડે વિભાગ પામેલા જીવના લક્ષ્યાર્થનો—આત્માનો—બ્રહ્મની સાથે અભેદજ છે એમ તે તું છે, પ્રજ્ઞાન બ્રહ્મ છે, આ આત્મા બ્રહ્મ છે, હું બ્રહ્મ છું, આ ઉપનિષદોનાં મહાવાક્યો કહે છે, ચિદાભાસ ને સ્વપ્નકલ્પિત આ બે જીવો કલ્પિત હોવાથી તેનો

બ્રહ્મની સાથે અભેદ છે એમ એ મહાવાક્યો કહેતાં નથી. કોઇ પ્રતમાં પૂર્વાર્ધનું બીજું ચરણ पूर्णेन ब्रह्मणैकताम् એવું જોવામાં આવે છે. ૩૪

તે બેનું મિથ્યાપણું કેવી રીતે છે એમ જાણવાની ઇચ્છા થાય તો કહે છેઃ—

ब्रह्मण्यवस्थिता माया विक्षेपावृतिरूपका ।
आवृत्याखण्डतां तस्मिञ्जगज्जीवौ प्रकल्पयेत् ॥ ३५ ॥

**આવરણવિક્ષેપરૂપવાળી માયા બ્રહ્મને આશરે રહેલી છે. તેના (બ્રહ્મના) અખંડપણાને ઢાંકીને તે માયા તેમાં જગત ને જીવ કલ્પે છે**

આવરણ તથા વિક્ષેપરૂપ સ્વભાવવાળી માયા સચ્ચિદાનંદરૂપ બ્રહ્મને આશરે રહેલી છે. તે માયા બ્રહ્મમાં રહેલા સ્વાભાવિક અખંડપણાને ઢાંકીને તે બ્રહ્મમાં જગદ્રૂપ અનેક પ્રકારના ભોગ્યને તથા જીવરૂપ અનેક પ્રકારના ભોક્તાઓને પ્રતીત કરાવે છે. ૩૫

હવે જીવના તથા જગતના સ્વરૂપને કહે છેઃ—

[1]जीवो धीस्थश्चिदाभासो जगत्स्याद्भूतभौतिकम् ।
अनादिकालमारभ्य मोक्षात्पूर्वमिदं द्वयम् ॥ ३६ ॥

**બુદ્ધિમાં રહેલો ચિદાભાસ જીવ છે, ને ભૂતભૌતિક જગત્ છે. અનાદિકાળથી માંડીને મોક્ષની પૂર્વે આ બંને છે.**

---

૧ કોઇ પ્રતમાં ૩૬-૩૭ શ્લોક નીચે પ્રમાણે જોવામાં આવે છેઃ—
जीवो धीस्थचिदाभासो, भवेद्भोक्ता हि कर्मकृत् ।
भोग्यरूपमिदं सर्वं, जगत्स्याद्भूतभौतिकम् ॥ ३६ ॥
अनादिकालमारभ्य, मोक्षात्पूर्वमिदं द्वयम् ।
व्यवहारे स्थितं तस्मादुभयं व्यावहारिकम् ॥ ३७ ॥

બુદ્ધિમાં પડેલું ચેતનનું પ્રતિબિંબ તે અવિદ્યાએ કલ્પેલો જીવ છે, અને આકાશાદિ પાંચ ભૂતો તથા એ ભૂતોમાથી ઉપજેલાં પ્રાણીઓનાં શરીરો તથા જડ પદાર્થો એ જગત્ છે. આમાં જીવ ભોક્તા છે, ને જગત્ ભોગ્ય છે. આ બને અખંડ બ્રહ્મમાં અવિદ્યાવડે કલ્પિત છે. અનાદિ કાલથી માંડીને અવિદ્યાની નિવૃત્તિરૂપ મોક્ષની પૂર્વે આ જીવ ને જગત્ પ્રતીત થયા કરે છે, બાધ પામતાં નથી ૩૬

જીવ ને જગત્ જો અનાદિ હોય, ને મોક્ષની પહેલાં તેમની નિવૃત્તિ ન થતી હોય, તો શ્રુતિસ્મૃતિમાં સૃષ્ટિપ્રલય તથા સુષુપ્તિજાગ્રત્ કહ્યાં છે તે શી રીતે સંભવી શકે એમ શકા થાય તો તેના સમાધાનમાં કહે છે:—

चिदाभासे स्थिता निद्रा विक्षेपावृतिरूपिणी ।
आवृत्य जीवजगती पूर्वे नूत्नेन कल्पयेत् ॥ ३७ ॥

**આવરણ ને વિક્ષેપરૂપવાળી નિદ્રા ચિદાભાસમાં રહેલી છે. તે પ્રથમ જીવજગતને ઢાંકીને નૂતનરૂપે કલ્પે છે.**

આવરણસ્વભાવવાળી તથા વિક્ષેપસ્વભાવવાળી વ્યષ્ટિ–અવિદ્યા ચિદાભાસ એટલે જીવમાં રહેલી છે. તે સુષુપ્તિમાં અને પ્રલયમાં જીવનો તથા જગતનો પોતાની સાથે અભેદ કરે છે, ને પછી જાગ્રતમાં તથા જગતની ઉત્પત્તિના સમયમાં તે જીવને તથા જગતને નૂતનરૂપે પ્રતીત કરાવે છે,–પ્રાતિભાસિક જીવના તથા જગતના વ્ય-

(બુદ્ધિમાં રહેલો ચિદાભાસ જીવ છે, તે કર્મ કરનારો ને ભોક્તા છે, આ ભૂતો અને ભૂતોના કાર્યરૂપ સર્વ જગત્ ભોગ્યરૂપ છે. અનાદિકાલથી આરંભીને મોક્ષની પૂર્વ અવસ્થાસુધી આ ભોક્તા ને ભોગ્ય બંને વ્યવહારમાં સ્થિત છે, તેથી તે બંને વ્યાવહારિક છે. ૩૬–૩૭)

હારને પ્રવર્તાવે છે. કોઇ પ્રતમાં ઉત્તરાર્ધનું બીજું ચરણ **पूर्वं नूत्नं तु कल्पयेत्** ( તે પૂર્વના વ્યાવહારિક જીવજગતને ઢાંકીને બીજાં નવીન પ્રાતિભાસિક કલ્પે છે. ) એવું જોવામાં આવે છે. ૩૭

જીવનું તથા જગતનું પ્રાતિભાસિકપણું કેવી રીતે છે એમ જાણવાની ઇચ્છા થાય તો તેનું સમાધાન કરે છે:—

प्रतीतिकाल एवैते स्थितत्वात्प्रातिभासिके ।
नहि स्वप्नप्रबुद्धस्य पुनः स्वप्ने स्थितिस्तयोः ॥ ३८ ॥

**એ બંને પ્રતીતિકાલમાંજ સ્થિત હોવાથી પ્રાતિભાસિક છે. સ્વપ્નમાંથી જાગેલાની પુનઃ સ્વપ્નમાં સ્થિતિ નથી, તેથી તે બંને નથી.**

એ જીવ તથા જગત્ પ્રતીતિના સમયમાંજ સ્થિત હોવાથી તે બન્ને પ્રાતિભાસિક એટલે પ્રતીતિના સમયમાંજ પ્રતીત થનાર કહેવાય છે. સ્વપ્નમાંથી જાગેલા પુરુષની પુનઃ સ્વપ્નમાં સ્થિતિ થતી નથી, તેથી સ્વપ્નનું જગત્ ને જીવ એ બને જાગેલાને પ્રતીત થતાં નથી ૩૮

પ્રાતિભાસિક જીવના સ્વરૂપને કહી તેનાથી ભિન્ન વ્યાવહારિક જીવને કહે છે —

प्रातिभासिकजीवस्तु जगत्तत्प्रातिभासिकम् ।
वास्तवं मन्यते यस्तु मिथ्येति व्यावहारिकः ॥ ३९ ॥

**પ્રાતિભાસિક જીવ તો તે પ્રાતિભ[illegible] વાસ્તવિક માને છે. જે [illegible] એમ મા[illegible] જીવ છે.**

સ્વપ્નાવસ્થાવાળો પ્રાતિભાસિક જીવ તો છીપમાં કલ્પાયેલા રૂપાના જેવા કલ્પિત-માત્ર પ્રતીત થનારા-સ્વપ્નના જગતને સત્ય માને છે. જે એ સ્વપ્નના જગતને મિથ્યા જાણે છે તે વ્યાવહારિક જીવ કહેવાય છે. ૩૯

એવી રીતે પ્રાતિભાસિક જીવથી વ્યાવહારિક જીવનો ભેદ કહીને હવે વ્યાવહારિક જીવથી પારમાર્થિક જીવનો ભેદ કહે છે —

व्यावहारिकजीवस्तु जगत्तद्व्यावहारिकम् ।
सत्यं प्रत्येति मिथ्येति मन्यते पारमार्थिकः ॥ ४० ॥

વ્યાવહારિક જીવ તો તે વ્યાવહારિક જગતને સત્ય જાણે છે, ને જે તે મિથ્યા છે એમ માને છે તે પારમાર્થિક છે.

જાગ્રદ્દશાવાળો વ્યાવહારિક જીવ પ્રતીત થતા આ વ્યાવહારિક જગતને ત્રણે કાલમાં રહેનારુ માને છે. જે જીવ આ પ્રતીત થતું જગત્ મિથ્યા છે એમ માને છે તે જીવ પારમાર્થિક કહેવાય છે ૪૦

તે પારમાર્થિક જીવની અદ્વય બ્રહ્મની સાથેના એકપણાની યોગ્યતાને જણાવે છે —

पारमार्थिकजीवस्तु ब्रह्मैकं पारमार्थिकम् ।
प्रत्येति वीक्षते नान्यद्वीक्षते त्वनृतात्मना ॥ ४१ ॥

બ્રહ્મજ એક પારમાર્થિક છે એમ પારમાર્થિક જીવ જાણે છે. અન્ય જોતો નથી. જો જુએ છે તો મિથ્યારૂપે જુએ છે.

બ્રહ્મજ એક પારમાર્થિક વસ્તુ છે એમ પારમાર્થિક જીવ અભેદભાવે જાણે છે. અન્ય પરિચ્છિન્ન વસ્તુને તે સત્યરૂપે જોતો નથી. જો કદાચિત્ તે અન્ય પરિચ્છિન્ન પદાર્થને જુએ છે તો મિથ્યારૂપે જુએ છે. કોઇ પ્રતમાં ब्रह्मैकं ને સ્થાને ब्रह्मैक्यं એવો પાઠ છે. ૪૧

વ્યાવહારિક ને પ્રાતિભાસિક જીવ અવિદ્યાવડે કલ્પિત હોવાથી જડ છે, તેથી તેનું જીવપણું ઘટતુ નથી, કેમકે જીવ તો ચેતનરૂપ છે એમ શંકા થાય તો તેનું દૃષ્ટાંતવડે નિરાકરણુ કરે છે:—

माधुर्यद्रवशैत्यादिजलधर्मास्तरंगके ।
अनुगम्यापि तन्निष्ठे फेनेऽप्यनुगता यथा ॥ ४२ ॥

જેમ મધુરપણું, વહન ને શીતપણું આદિ જલના ધર્મો તરંગમાં અનુવર્તીને તેમાં રહેલા ફીણમાં પણ અનુગત છે, તેમ પારમાર્થિક જીવના સચ્ચિદાનંદાદિ સ્વભાવ વ્યાવહારિક ને પ્રાતિભાસિક જીવમાં પણ અનુવર્તે છે.

જેમ મધુરપણું, વહેવું ને શીતલતા આદિ જલના સ્વાભાવિક ધર્મો તરંગમાં અનુવર્તીને તેમાં રહેલા ફીણમાં પણ અનુવર્તે છે, તેમ સાક્ષીમાં રહેલા સચ્ચિદાનંદાદિ સ્વભાવ પણ વ્યાવહારિક તથા પ્રાતિભાસિક જીવમાં અનુવર્તે છે. ૪૨

એવી રીતે આત્માના ધર્મોના અધ્યારોપનું પ્રતિપાદન કરીને હવે તેના અપવાદના પ્રકારને[1] કહે છે:—

प्रातिभासिकजीवस्य लये स्युर्व्यावहारिके ।
तल्लये सच्चिदानन्दाः पर्यवस्यंति साक्षिणि ॥ ४३ ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचिता श्रीवाक्यसुधा संपूर्णा ॥ ५ ॥

---

[1] કોઇ પ્રતમાં આ શ્લોકની પૂર્વે નીચેના બે શ્લોકો વધારે જોવામાં આવે છે:—

**પ્રાતિભાસિક જીવના સ્વભાવો વ્યાવહારિકમાં લય પામે છે, ને તેના સચ્ચિદાનંદસ્વભાવો' સાક્ષીમાં અંત પામે છે.**

સ્વપ્નાવસ્થાના પ્રાતિભાસિક જીવના સ્વભાવો જાગ્રદવસ્થાના વ્યાવહારિક જીવમાં લય પામે છે, અને જાગ્રદવસ્થાના વ્યાવહારિક જીવના સચ્ચિદાનંદાદિ સ્વભાવો સાક્ષિરૂપ જે પારમાર્થિક જીવ તેમાં પર્યવસાન પામે છે, એવી રીતે કલ્પિતનો અપવાદ થવાથી અધિષ્ઠાનરૂપ સતજ અવશેષ રહે છે. ૪૩

**એ પ્રમાણે બ્રહ્મવિદ્યાવાળા પરમહંસોના ને પરિવ્રાજકોના આચાર્ય શ્રીશંકરાચાર્યજીએ રચેલા વાક્યસુધાનામના ગ્રંથરૂપ પાંચમા રત્નની શ્રીનાથશર્મપ્રણીત ભાવાર્થદીપિકાનામની ટીકા પૂરી થઇ. ૫**

———[*]———

साक्षिस्थाः सच्चिदानंदाः संबंधा व्यावहारिके।
तद्द्वारेणानुगच्छन्ति तथैव प्रातिभासिके॥
लये फेनस्य तद्धर्मा द्रवाद्याः स्युस्तरंगके।
तस्यापि विलये नीरे तिष्ठन्त्येते यथा पुरा॥

(સાક્ષીમાં રહેલા સત્, ચિત્ ને આનંદરૂપ સ્વભાવો વ્યાવહારિક સંબંધ પામેલા છે, પછી તે દ્વારા પ્રાતિભાસિકજીવમા તેવી રીતેજ અનુવૃત્તિ પામે છે. જેમ ફીણનો લય થયે તેમાં રહેલા'તેના પ્રવાહીપણું વગેરે ધર્મો તરંગમાં સમાય છે, ને તરંગનો પણ જલમાં વિલય થાય છે ત્યારે તે તરંગ ને ફીણ પૂર્વની પેઠે જલરૂપ થઇ જાય છે, તેમ આભાસની નિવૃત્તિ થયે વ્યાવહારિક ને પ્રાતિભાસિક જીવમાં અનુગત થયેલા સત્, ચિત્ ને આનંદરૂપ સ્વભાવો સાક્ષીમાં મળી જાય છે.)

॥ ॐ ॥

# ૬ શ્રીહરિમીડેસ્તોત્ર

## ભાવાર્થદીપિકાટીકાસહિત

---

### મંગલાચરણ ને ટીકાની પ્રતિજ્ઞા

દોહરો

પરમેશનું ધ્યાન ધરી, વંદી સદ્‌ગુરુ-પાય;
હરિમીડેની આ ટીકા, ગુર્જરગિરા લખાય. ૧

પ્રતીત થતા આ સંસારની નિવૃત્તિ અવિદ્યાનું તથા તેનાં કાર્ય શોકમોહાદિનું હરણ કરનારા પરમાત્માના જ્ઞાનથી થાય છે, અને પરમાત્માનું જ્ઞાન તેમનું અભેદભાવે ધ્યાન કરવાથી થાય છે. એ ધ્યાનમાં પરમાત્માનું સ્મરણ તથા સ્તુતિ ઉપકારક થાય છે, માટે પરમાત્માની સ્તુતિરૂપ આ હરિમીડેસ્તોત્ર મુમુક્ષુઓના હિતાર્થે આચાર્યભગવાને રચ્યું છે. આ સ્તોત્રના શ્લોકોના અંતમાં **હરિમીડે** એવા શબ્દો હોવાથી આ સ્તોત્રનું નામ **હરિમીડે** એવું રાખ્યું છે. નીચે લખેલા પહેલા શ્લોકમાં પરમાત્માનું સ્વરૂપ તથા તેમના જ્ઞાનથી સંસારની નિવૃત્તિ થવાનું જણાવ્યું છેઃ—

स्तोष्ये भक्त्या विष्णुमनादिं जगदादिं,
यस्मिन्नेतत्संसृतिचक्रं भ्रमतीत्थम् ।
यस्मिन्दृष्टे नश्यति तत्संसृतिचक्रं,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ १ ॥

**જગતના કારણરૂપ અનાદિ પરમાત્માની હું ભક્તિવડે સ્તુતિ કરું છું. જેમાં આ સંસારચક્ર આવી રીતે ભમે છે. જેનો સાક્ષાત્કાર થવાથી તે સંસારચક્ર નાશ પામે છે. સંસારરૂપ અંધકારનો વિનાશ કરનાર તે હરિની (અવિદ્યાની ને તેના કાર્યની નિવૃત્તિ કરનારા પરમાત્માની) હું સ્તુતિ કરું છું.**

આ નામરૂપાત્મક સર્વ જગતના ઉપાદાનકારણરૂપ તથા નિમિત્ત-કારણરૂપ, અજન્મા ને દેશ, કાલ તથા વસ્તુના પરિચ્છેદથી રહિત પરમાત્માની હું પરમપ્રીતિપૂર્વક સ્તુતિ કરું છું-તેમના નિર્વિશેષચિન્માત્ર-સ્વરૂપનું સ્મરણ કરું છું. જે અધિષ્ઠાનરૂપ પરમાત્મામાં-બ્રહ્મમાં-આ સંસારરૂપ ચક્ર આવી રીતે ઉત્પત્તિ, સ્થિતિ ને લય પામ્યા કરે છે. જેમના સ્વરૂપનો સંશયવિપર્યયરહિત દૃઢ સાક્ષાત્કાર થવાથી જ્ઞાનીને તે સંસારરૂપ ચક્રનું મિથ્યાપણું સ્પષ્ટ સમજાય છે. આ સંસારરૂપ તથા તેના કારણ અજ્ઞાનરૂપ અંધકારની સારી રીતે નિવૃત્તિ કરનાર અથવા સંસારરૂપ અંધકારના અભાવરૂપ તે પરમાત્માનો હું સ્તુતિધ્યાનદ્વારા અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. છંદ મત્તમયૂર છે. ૧

સર્વ બ્રહ્મ જગદાકાર થાય કે બ્રહ્મનો એક અંશ જગદાકાર થાય છે એવી શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

यस्यैकांशादित्थमशेषं जगदेतत्,
प्रादुर्भूतं येन पिनद्धं पुनरित्थम्।
येन व्याप्तं येन विबुद्धं सुखदुःखै-
स्तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ २ ॥

**જેના એક અંશથી આ સમગ્ર જગત્ આવી રીતે**

**પ્રાદુર્ભાવ પામ્યું છે, પુન: જેવડે આવી રીતે બંધાયેલું છે, જેવડે વ્યાપ્ત છે, ને જેવડે તે સુખદુઃખોથી પ્રકાશિત છે તે સંસારાંધકારની નિવૃત્તિ કરનારા પરમાત્માની હું સ્તુતિ કરું છું.**

જે બ્રહ્મના માયાવડે કલ્પિત એક અંશમાંથી આ ભોક્તા ને ભોગ્યરૂપ સમગ્ર જગત્ આકાશાદિ ક્રમથી વિવર્તરૂપે પ્રાદુર્ભાવ પામ્યું છે. "**पादोऽस्य सर्वा भूतानि ॥**" (આનો એક અંશ સર્વે ભૂતો છે,) આ શ્રુતિમાં પણ સર્વ ભૂતો બ્રહ્મના એક અંશમાંથી પ્રાદુર્ભાવ પામ્યાં છે એમ જણાવ્યું છે. પુનઃ જે પરમાત્માવડે સ્થાવર-જંગમ એવું સર્વ જગત્ નિયમમાં વર્તે છે, અર્થાત્ સૂર્ય, ચન્દ્ર, પૃથિવી, સમુદ્ર ને દેવમનુષ્યાદિ સર્વ પ્રાણીઓના જે નિયામક છે વળી જે આ સર્વ જગતમાં વ્યાપીને રહ્યા છે. પુનઃ પ્રાણીઓનાં પૂર્વનાં કર્મોપ્રમાણે જે પરમાત્મા પ્રાણીઓને તેના ફલરૂપ સુખદુઃખાદિની સાથે જોડે છે. સંસારરૂપ અંધકારની નિવૃત્તિ કરનારા તે પરમાત્માનો હું સ્તુતિધ્યાન-દ્વારા અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. ૨

આ જગત્ ત્રણ ગુણવાળું તથા જડ હોવાથી તેનું કારણ ત્રણ ગુણવાળી તથા જડ પ્રકૃતિ છે, પણ ચેતનરૂપ પરમાત્મા નથી, એમ શંકા થાય તો તેનું સમાધાન નીચેના શ્લોકવડે કરે છે.—

> सर्वज्ञो यो यश्च हि सर्वः सकलो यो,
> यश्चानन्दोऽनन्तगुणो यो गुणधामा ।
> यश्चाव्यक्तो व्यस्तसमस्तः सदसच्च-
> स्तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ ३ ॥

જે સર્વજ્ઞ, જે સર્વ, જે, સકલ, જે આનંદ, જે અનંત-

શુણ, જે ગુણધામ, જે અવ્યક્ત, જે વિભાગરૂપ ને સમસ્ત-રૂપ, કારણરૂપ ને કાર્યરૂપ છે તે સંસારાંધકારનો વિનાશ કરનાર પરમાત્માનું હું સ્તવન કરું છું.

"यः सर्वज्ञः"-જે સર્વજ્ઞ છે-ઇત્યાદિ શ્રુતિઓમાં પરમાત્માને સર્વને જાણનાર કહ્યા છે. "सर्वं खल्विदं ब्रह्म"-નિશ્ચય આ સર્વે બ્રહ્મ છે-ઇત્યાદિ શ્રુતિઓમાં બ્રહ્મ સર્વરૂપ છે એમ જણાવ્યુ છે. પ્રાણાદિ સર્વે કલાઓ પરમાત્માનેજ આધારે રહેલી હોવાથી પરમાત્મા સકલ-પ્રાણાદિ કલાવાળા-છે. "आनन्दो ब्रह्म"-આનંદ બ્રહ્મ છે-ઇત્યાદિ શ્રુતિઓમાં બ્રહ્મને આનંદરૂપ કહેલ છે. પરમાત્મા શુદ્ધસત્ત્વગુણના સર્વજ્ઞપણું આદિ અનેક શુભગુણોવાળા છે. જે ત્રણ ગુણોરૂપ માયાના ને તેના કાર્યરૂપ સર્વ પ્રપંચના આશ્રયરૂપ છે. જે નામરૂપવડે પ્રકટ નથી. જે એક પ્રાણિપદાર્થરૂપ ને સર્વ પ્રાણિપદાર્થરૂપ છે, જે કારણરૂપ ને કાર્યરૂપ છે. તે સંસારરૂપ અંધકારનો નાશ કરનાર પરમાત્માનો સ્તુતિધ્યાનદ્વારા હું અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. જેમ ચેતનરૂપ શરીરમાંથી નખ ને વાળરૂપ જડ પદાર્થો ઉપજે છે તેમ ચેતનરૂપ બ્રહ્મમાં આ જડ જગત્ કલ્પાય છે. જડ પ્રધાન ચેતનને આશ્રયે રહીને ભલે આ જગતનું કારણ હોય, પણ સ્વતંત્રરીતે તે આ જગતનું કારણ નથી. ૩

આ જગત્ પરમાણુઓના કાર્યરૂપ વા જડ પ્રધાનના કાર્યરૂપ નથી, પણ આ જગત્ બ્રહ્મમાં કલ્પાયેલું છે એમ કહે છેઃ—

यस्मादन्यन्नास्त्यपि नैव परमार्थं,
दृश्यादन्यो निर्विषयज्ञानमयत्वात् ।

भक्त्यैकाग्र्यध्यानपरा यं विदुरीशं,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ ५ ॥

આચાર્યોપાસેથી જેણે વૈરાગ્યવડે ને અભ્યાસના બલથીજ અતિસૂક્ષ્મ અવિનાશી તત્ત્વ જાણ્યું છે એવા, અને દૃઢ ભક્તિવડે એકાગ્રધ્યાનપરાયણ, જે ઈશને જાણે છે તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર ઈશને હું સ્તવું છું.

"नैषा तर्केण मतिरापनेया ॥"-આ બ્રહ્મજ્ઞાન શુષ્કતર્કવડે પ્રાપ્ત થતું નથી-ઇત્યાદિ શ્રુતિઓમાં બ્રહ્મનું જ્ઞાન સ્વતંત્ર તર્કવડે થઈ શકતું નથી એમ જણાવ્યું છે. "आचार्यवान् पुरुषो वेद ॥"—આચાર્યવાળા પુરુષ બ્રહ્મને જાણે છે-ઇત્યાદિ શ્રુતિઓ સદ્ગુરુવડે આ બ્રહ્મતત્ત્વ જાણી શકાય છે એમ કહે છે. શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ ને પરમકરુણાળુ આચાર્યદ્વારા જેમણે બ્રહ્મલોકનાં વિષયજન્ય સુખોમાં આરૂઢ અસ્પૃહાના બલથી ને વારંવાર આત્માથી અભિન્ન બ્રહ્મના ધ્યાનરૂપ અભ્યાસના બલથીજ માયાથી પણ સૂક્ષ્મ એવા અવિનાશી પરમતત્ત્વનો સાક્ષાત્કાર કર્યો છે એવા પુરુષો, તથા પરમતત્ત્વમાં દૃઢ પ્રીતિવડે તેમાં એકાગ્રચિત્તવડે ધ્યાનપરાયણ થયેલા પુરુષો જે પરમતત્ત્વને જાણે છે તે સંસારરૂપ અંધારાનો વિનાશ-બાધ-કરનાર પરમતત્ત્વનો હું સ્તુતિ-ધ્યાનાદિવડે અભેદભાવે સ્પષ્ટ સાક્ષાત્કાર કરું છું. ૫

હવે બ્રહ્મધ્યાનનો વિધિ કહે છેઃ—

प्राणानायम्योमिति चित्तं हृदि रुद्ध्वा,
नान्यत्स्मृत्वा तत्पुनरत्रैव विलाप्य ।
क्षीणे चित्ते भादृशिरस्मीति विदुर्यं,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ ६ ॥

ઇંદ્રિયોના બાહ્યવેગોને પ્રશાંત કરી, ૐ એમ ચિત્તને હૃદયમાં રૂંધી, અન્યનું સ્મરણ નહિ કરી, તેને પુનઃ અહીંજ વિલીન કરી, ચિત્ત ક્ષીણ થયે સ્વયંપ્રકાશ ચૈતન્ય હું છું એમ જેને જાણે છે તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર બ્રહ્મની હું સ્તુતિ કરું છું.

શ્રોત્રાદિ ઇંદ્રિયોના વિષયાભિમુખ બહારના તીવ્ર વેગોને સારી રીતે નિવૃત્ત કરી, હૃદયકમલવિષે ૐના વાચ્યરૂપ વા લક્ષ્યરૂપ બ્રહ્મમાં ચિત્તનો નિરોધ કરી, બહારના તથા અંતરના કોઇ પણ વિષયનું સ્મરણ નહિ કરી, તે સર્વ વિષયોને પુનઃ હૃદયમાં સ્થિત બ્રહ્મમાં વિલીન કરી, ચિત્ત સર્વ વિષયોના આલંબનથી રહિત થયે સ્વયપ્રકાશ ચૈતન્ય હું છું એમ જ્ઞાનીઓ જે બ્રહ્મને જાણે છે તે સંસારરૂપ અંધકારનો વિનાશ-બાધ-કરનાર બ્રહ્મનો હું સ્તુતિધ્યાનવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું.-૬

જે બ્રહ્મના અપરોક્ષજ્ઞાનથી મોક્ષ થાય છે તે બ્રહ્મને પુનઃ કહે છે—

यं ब्रह्माख्यं देवमनन्यं परिपूर्णं,
हृत्स्थं भक्तैर्लभ्यमजं सूक्ष्ममतर्क्यम् ।
ध्यात्वाऽऽत्मस्थं ब्रह्मविदो यं विदुरीशं,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ ७ ॥

જે દેવ, અનન્ય, પરિપૂર્ણ, હૃદયમાં રહેલા, ભક્તોવડે પ્રાપ્ત થવાયોગ્ય, અજ, સૂક્ષ્મ, અતર્ક્ય ને પોતાનામાં રહેલા બ્રહ્મનામના તત્ત્વનું ધ્યાન કરી બ્રહ્મવેત્તાઓ જે પરમાત્માને જાણે છે તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર પરમાત્માની હું સ્તુતિ કરું છું.

જે સ્વયંપ્રકાશ, જેનાથી ભિન્ન કાંઇ પણ નથી એવું, દેશ કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત, હૃદયાકાશમાં સ્થિત, ભક્તોની અનન્ય ભક્તિવડે પ્રાપ્ત થવાયોગ્ય, જન્મરહિત, અત્યંત સૂક્ષ્મ, તર્કમાં ન આવી શકે એવું, ને જીવમાં અધિષ્ઠાનરૂપે રહેલ બ્રહ્મનામના પરમતત્ત્વનું ધ્યાન કરી બ્રહ્મવેત્તાઓ જે પરમતત્ત્વને જાણે છે તે સંસારરૂપ અંધકારનો અત્યંત નાશ–બાધ–કરનાર પરમતત્ત્વનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છુ ૭

પુનઃ સંસારની નિવૃત્તિ કરનાર બ્રહ્મના સ્વરૂપનું વર્ણન કરે છે—

**मात्रातीतं स्वात्मविकाशात्मविबोधम्,**
**ज्ञेयातीतं ज्ञानमयं हृद्युपलभ्यम्।**
**भावग्राह्यानन्दमनन्यं च विदुर्यं,**
**तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ ८ ॥**

**ઇંદ્રિયોથી પર, સ્વાત્માના પ્રકાશથી આત્મજ્ઞાનરૂપ, જ્ઞેયથી પર, જ્ઞાનમય, હૃદયમાં પ્રતીત થવાયોગ્ય, ભાવવડે ગ્રાહ્ય, આનંદરૂપ અને અનન્ય જેને જ્ઞાનીઓ જાણે છે તે સંસારાંધકારનો વિનાશ–બાધ–કરનાર પરમાત્માની હું સ્તુતિ કરું છું.**

રૂપાદિથી રહિત હોવાથી નેત્રાદિ ઇંદ્રિયોવડે નહિ ગ્રહણ કરી શકાય એવું, અંતરાત્માના જ્ઞાનસ્વભાવથી પોતાના જ્ઞાનસ્વભાવને જણાવનાર, ઘટાદિ સર્વ જડ જ્ઞેય પદાર્થથી ભિન્ન, જ્ઞાનસ્વરૂપ, હૃદયાકાશમાં આવરણની નિવૃત્તિદ્વારા પ્રતીત થવાને યોગ્ય, સદ્રૂપે ગ્રહણ કરવાને યોગ્ય, દુઃખથી ભિન્ન પરમાનંદસ્વરૂપ અને અન્યના સદ્ભાવવિનાના જે પરમતત્ત્વને જ્ઞાનીઓ જાણે છે તે નામરૂપાત્મક સંસારનો

બાધ કરનાર પરમતત્ત્વનો હું સ્તુતિધ્યાનવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. ૮

વળી પણ નીચેના શ્લોકવડે બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ કરે છેઃ—

यद्यद्वेद्यं वस्तु सतत्त्वं विषयाख्यं,
तत्तद्ब्रह्मैवेति विदित्वा तदहं च ।
ध्यायन्त्येवं यं सनकाद्या मुनयोऽजम्,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ ९ ॥

કારણસહિત વિષયનામની જે જે જાણવાયોગ્ય વસ્તુ છે તે તે બ્રહ્મજ છે એમ જાણીને અને તે હું છું એમ જે અજન્માનું સનકાદિ મુનિઓ ધ્યાન કરે છે તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર બ્રહ્મનું હું સ્તવન કરું છું.

ઉપાદાનકારણ અને અધિકરણસહિત શબ્દાદિ વિષયનામની ને બીજી જે જે ઇંદ્રિયો તથા અંતઃકરણના વિષયરૂપ વસ્તુઓ આ જગતમાં છે તે તે સર્વ વસ્તુઓ નામરૂપનો બાધ કરતાં બ્રહ્મરૂપજ છે એમ જાણીને, અને તે સર્વાધિષ્ઠાન બ્રહ્મ હું છું એમ જાણીને જે જન્મરહિત બ્રહ્મનું સનકાદિ બ્રહ્મનિષ્ઠ મુનિઓ ધ્યાન કરે છે તે આ પ્રતીત થતા સંસારરૂપ અંધકારનો બાધ કરનાર બ્રહ્મનો હું સ્તુતિધ્યાનાદિ વડે અભેદભાવે સાક્ષાત્કાર કરુ છું. ૯

यद्यद्वेद्यं तत्तदहं नेति विहाय,
स्वात्मज्योतिर्ज्ञानमयानन्दमवाप्य ।
तस्मिन्नस्मीत्यात्मविदो यं विदुरीशं,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ १० ॥

જે જે વેદ્ય છે તે તે હું નથી એમ તેનો ત્યાગ કરીને સ્વાત્મપ્રકાશ જ્ઞાનમય આનંદને પામીને તેમાં હું છું એમ જે બ્રહ્મને આત્મવેત્તાઓ જાણે છે તે સંસારાંધકારનો વિનાશ –બાધ-કરનાર બ્રહ્મની હું સ્તુતિ કરું છું.

શરીર, ઇંદ્રિયો, પ્રાણ ને અંતઃકરણરૂપ જે જે વેદ્ય છે તે તે વેદ્ય હું એટલે આત્મા નથી એમ તે સર્વનો પરિત્યાગ કરીને નિરુપાધિક સદ્‌ભાવરૂપ, નિરુપાધિક જ્ઞાનરૂપ ને નિરુપાધિક આનંદરૂપ બ્રહ્મનો અભેદભાવે સાક્ષાત્કાર કરીને તે બ્રહ્મમાં હું છું એમ જે અંતરાત્માથી અભિન્ન બ્રહ્મને જ્ઞાનીઓ જાણે છે તે સંસારરૂપ ઘાટા અંધારાનો વિનાશ-બાધ-કરનાર બ્રહ્મનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. ૧૦

> हित्वा हित्वा दृश्यमशेषं सविकल्पम्,
> मत्वा शिष्टं भाद्दशिमात्रं गगनाभम् ।
> त्यक्त्वा देहं यं प्रविशन्त्यच्युतभक्ता-
> स्तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ ११ ॥

વિકલ્પવાળા સમગ્ર દૃશ્યનો વારંવાર નિષેધ કરીને, અને આકાશજેવા કેવલ સ્વયંપ્રકાશચેતનરૂપને અવશેષ રહેલું ધારીને, બ્રહ્માનુસંધાનપરાયણ પુરુષો શરીર ત્યજીને જેમાં પ્રવેશ કરે છે તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર બ્રહ્મને હું અભેદભાવે અનુભવું છું.

કલ્પિત નામરૂપાદિવાળા સર્વ દૃશ્ય જગતનો વારંવાર નિષેધ કરીને, અર્થાત્ વારંવાર તેના અસત્પણાનો સુદૃઢ નિશ્ચય કરીને, અને

આકાશના જેવા કેવલ સ્વયંપ્રકાશ બ્રહ્મને અધિષ્ઠાનરૂપે બાકી રહેલું નક્કી કરીને, બ્રહ્મનું ધ્યાન કરવામાં જાગૃતિ સેવનારા મહાપુરુષો પોતાના સ્થૂલ સૂક્ષ્મ તથા કારણશરીરનો પરિત્યાગ કરીને જે બ્રહ્મમાં અભેદભાવે સ્થિતિ કરે છે તે સંસારરૂપ અંધકારનો વિનાશ–બાધ–કરનાર બ્રહ્મનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. ११

सर्वत्रास्ते सर्वशरीरी न च सर्वः,
सर्वं वेत्त्येवेह न यं वेत्ति हि सर्वः ।
सर्वत्रान्तर्यामितयेत्थं यमयन्य–
स्तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ १२ ॥

જે સર્વમાં સર્વશરીરી છે, પણ જે સર્વરૂપ ( સર્વ-શરીરરૂપ ) નથી, જે સર્વને જાણે છેજ, પરંતુ અહીં જેને સર્વ શરીર જાણતાં નથી, ને જે અંતર્યામીપણાવડે આવી રીતે નિયમમાં રાખતા છતા સર્વત્ર રહે છે તે સંસારાંધકારનો વિનાશ–બાધ–કરનાર બ્રહ્મનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદ-ભાવે સાક્ષાત્કાર કરું છું.

જે પૃથિવી આદિ સર્વ શરીરોમાં તેના શરીરી એટલે શરીરમાં રહી તેને નિયમમાં રાખનાર છે, પણ જે પૃથિવી આદિરૂપ નથી, જે પૃથિવી આદિ સર્વને સંશયરહિત જાણે છે. પૃથિવી આદિ બધાં શરીરો જડ હોવાથી જેને જાણી શકતાં નથી, ને જે સર્વ શરીરોમાં અંતર્યામીપણાવડે રહી આવી રીતે તે સર્વ શરીરોને નિયમમાં રાખતા છતા સર્વ શરીરોમાં રહે છે તે સંસારરૂપ ભયપૂર્ણ અંધકારની નિઃશેષ નિવૃત્તિ–બાધ–કરનાર પરમાત્માનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. १२

सर्वं दृष्ट्वा स्वात्मनि युक्त्या जगदेतत्,
दृष्ट्वाऽऽत्मानं चैवमजं सर्वजनेषु ।
सर्वात्मैकोऽस्मीति विदुर्यं जनहृत्स्थम्,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ १३ ॥

આ સર્વ જગત્ યુક્તિવડે પોતાના આત્મામાં જોઇને તથા એવી રીતે અજન્મા આત્માને સર્વ પ્રાણીઓમાં જોઇને હું સર્વનો આત્મા એક છું એમ પ્રાણીઓના હૃદયમાં રહેલ જેને વિદ્વાનો જાણે છે તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર બ્રહ્મને હું સ્તવું છું

સ્વપ્નાવસ્થામા પ્રતીત થતુ સર્વ જગત્ જેમ પોતાના આત્મામાંજ કલ્પિત છે તેમ જાગ્રતમાં પ્રતીત થતું આ સર્વ નામરૂપાત્મક જગત્ પણ પોતાના આત્મામાંજ કલ્પિત છે. આ સર્વ સ્થૂલસૂક્ષ્મ પ્રપચ જ્ઞાતાના સદ્ભાવવિના જ્ઞેયની સિદ્ધિનો અભાવ હોય છે એ યુક્તિવડે સર્વના અધિષ્ઠાનરૂપ પોતાના આત્મામાં જોઇને, તથા વિવર્તો-પાદાનકારણ પોતાના વિવર્તકાર્યમાં વ્યાપેલું હોય છે એ યુક્તિવડે જન્મરહિત પોતાના આત્માને સર્વ પ્રાણીઓમાં વ્યાપક જોઇને હું સર્વ પ્રાણિપદાર્થોનો આત્મા એક છુ એમ સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેલા આત્માથી અભિન્ન જે બ્રહ્મને વિદ્વાનો જાણે છે તે સસારરૂપ અંધ-કારની અત્યંત નિવૃત્તિ-બાધ-કરનાર પરમપ્રકાશરૂપ આત્માથી અભિન્ન બ્રહ્મનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરુ છું ૧૩

सर्वत्रैकः पश्यति जिघ्रत्यथ भुंक्ते,
स्प्रष्टा श्रोता बुद्ध्यति चेत्याहुरिमं यम् ।

साक्षी चास्ते कर्तृषु पश्यन्निति चान्ये,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ १४ ॥

સર્વત્ર એક જુએ છે, સુંઘે છે, અને ખાય છે, સ્પર્શ કરનાર ને સાંભળનાર છે, તથા જાણે છે, એમ જે આને કહે છે. જે સાક્ષિરૂપ છે, અને બીજાઓ કર્તાઓમાં જેને જુએ છે તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર બ્રહ્મની હું સ્તુતિ કરું છું.

સર્વ પ્રાણીઓના શરીરમાં એકજ ચેતન નેત્રદ્વારા જુએ છે, એકજ ચેતન નાકદ્વારા સુંઘે છે, એકજ ચેતન મુખદ્વારા ભોજન કરે છે, એકજ ચેતન ત્વચાદ્વારા સ્પર્શ કરે છે, એકજ ચેતન શ્રોત્રદ્વારા સાંભળે છે, ને એકજ ચેતન અંતઃકરણદ્વારા જાણે છે એમ જેના સોપાધિક સ્વરૂપને વિદ્વાનો કહે છે. વસ્તુતાએ જે ચેતન સાક્ષિરૂપ છે, અને બીજાઓ જેને કર્તાઓમાં ઉપાધિવાળી સ્થિતિમાં જુએ છે તે સંસારરૂપ અંધકારનો વિનાશ-બાધ-કરનાર બ્રહ્મનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. ૧૪

पश्यन् शृण्वन्नत्र विजानन्रसयन्सन्,
जिघ्रन्बिभ्रद्देहमिमं जीवतयेत्थम् ।
इत्यात्मानं यं विदुरीशं विषयज्ञं,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ १५ ॥

જોતો છતો, સાંભળતો છતો, જાણતો છતો, સ્વાદ લેતો છતો, ને સુંઘતો છતો આ દેહને જીવપણાવડે ધારણ કરે છે, એમ જે વિષયને જાણનાર આત્માને ઈશ્વરરૂપ જાણે છે તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર હરિની હું સ્તુતિ કરું છું.

નેત્રદ્વારા રૂપોને જોતો છતો, શ્રોત્રદ્વારા શબ્દોને સાંભળતો છતો, અંતઃકરણદ્વારા જાણવાયોગ્ય વિષયોને જાણતો છતો, જીભવડે સ્વાદ લેતો છતો, ને નાકવડે સુંઘતો છતો, આ સ્થૂલશરીરને આત્મા જીવભાવવડે ધારણ કરે છે. એમ અંતરના તથા બહારના વિષયોને જાણનાર આત્માને વસ્તુતાએ તે બ્રહ્મરૂપ છે એમ વિદ્વાનો જાણે છે તે સંસારરૂપ અંધકારનો અત્યંત નાશ-બાધ-કરનાર આત્માથી અભિન્ન બ્રહ્મનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. ૧૫

जाग्रद्दृष्ट्वा स्थूलपदार्थानथ मायां
दृष्ट्वा स्वप्नेऽथापि सुषुप्तौ सुखनिद्राम् ।
इत्यात्मानं वीक्ष्य मुदास्ते च तुरीये,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ १६ ॥

જાગ્રત્માં સ્થૂલ પદાર્થોને જોઇને, પછી સ્વપ્નમાં માયા જોઇને, પશ્ચાત્ સુષુપ્તિમાં સુખનિદ્રાને અને તુરીયમાં આત્માને અનુભવીને જે પ્રસન્ન રહે છે તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર બ્રહ્મની હું સ્તુતિ કરું છું.

અંતઃકરણની જાગ્રદવસ્થામાં પંચીકૃત પાંચ ભૂતોના કાર્યરૂપ સ્થૂલ પદાર્થોને જોઇને, પછી અંતઃકરણની સ્વપ્નાવસ્થામાં વાસનામય સૂક્ષ્મ પદાર્થોને જોઇને, પશ્ચાત્ અંતઃકરણની સુષુપ્તિ-અવસ્થામાં અવિદ્યાની વૃત્તિવડે અજ્ઞાનાવૃત સ્વરૂપસુખનો ને અજ્ઞાનનો અનુભવ કરીને, અને અંતઃકરણની તુરીયાવસ્થામાં સચ્ચિદાનંદરૂપ આત્માનો અનુભવ કરીને જે પરમ પ્રસન્ન રહે છે તે સંસારરૂપ અંધારાનો વિનાશ-બાધ-કરનાર સચ્ચિદાનંદ બ્રહ્મનો હું અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. પૂજ્ય જાણેલી વસ્તુની સ્તુતિ કરાય છે, ને સ્તુતિ કરેલી વસ્તુરૂપે સ્થિતિ કરવાની

તે સ્તુતિપાઠકની ઇચ્છા હોય છે, તેથી હું સ્તુતિ કરું છું તેનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરુ છું એવો અર્થ કર્યો છે. ૧૬

पश्यन्शुद्धोऽप्यक्षर एको गुणभेदान,
नानाकारान्स्फाटिकवद्भाति विचित्रः ।
भिन्नच्छिन्नश्चायमजः कर्मफलैर्य-
स्तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ १७ ॥

આ શુદ્ધ, અક્ષર, એક ને અજન્મા છતાં પણ કર્મનાં ફ્લોવડે જે ગુણના ભેદરૂપ નાના આકારોને જોતો છતો સ્ફટિકની પેઠે વિચિત્ર, ભેદ પામેલો ને છેદ પામેલો પ્રતીત થાય છે તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર હરિની હું સ્તુતિ કરું છું.

આ બ્રહ્મ અવિદ્યાદિ મલથી રહિત, અવિનાશી, સજાતીય વિજાતીય ને સ્વગતભેદથી રહિત, ને ઉત્પત્તિથી રહિત છતાં પણ પૂર્વજન્મોનાં કર્મોનાં ફ્લોવડે જે માયાના ગુણના ભેદરૂપ નાનાપ્રકારના આકારોને જોતો છતો, સ્ફટિકમણિની પેઠે વિચિત્ર, ભેદ પામેલો, ને છેદન પામેલો પ્રતીત થાય છે તે સંસારરૂપ અંધકારનો વિનાશ-બાધ-કરનાર બ્રહ્મનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. સ્ફટિકમણિ કાંઇ પણ નહિ બદલાતાં જેમ પાસેના પદાર્થોના રંગજેવો, આકારજેવો, ભાંગી ગયેલો, ને છેદન પામેલો જણાય છે, તેમ આત્મા કાંઇ પણ નહિ બદલાતાં કર્મનાં ફ્લોવડે ભિન્ન ભિન્ન શરીરોના આકારવાળો, એક છતાં ભેદ પામેલો, ને અખંડ છતાં છેદાઇ ગયેલાજેવો પ્રતીત થાય છે. ૧૭

ब्रह्माविष्णू रुद्रहुताशौ रविचन्द्रा-
विन्द्रो वायुर्यज्ञ इतीत्थं परिकल्प्य ।
एकं सन्तं यं बहुधाऽऽहुर्मतिभेदात्,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ १८ ॥

બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, અગ્નિ, સૂર્ય, ચંદ્ર, ઇંદ્ર, વાયુ ને યજ્ઞ એમ આવી રીતે કલ્પના કરીને એક છતાં બુદ્ધિના ભેદથી જેને બહુ પ્રકારે કહે છે તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર હરિની હું સ્તુતિ કરું છું.

સૃષ્ટિની ઉત્પત્તિ કરનાર બ્રહ્મા, સૃષ્ટિનું પરિપાલન કરનાર વિષ્ણુ, સૃષ્ટિનો સંહાર કરનાર રુદ્ર, હવ્ય ને કવ્યનું વહન કરનાર અગ્નિ, સ્થાવર ને જંગમ પ્રાણીઓનું પોતાના પ્રકાશ ને તાપથી રક્ષણ કરનાર સૂર્ય, શીતલસ્વભાવવાળો ચંદ્ર, દેવોના રાજા ઇંદ્ર, ગતિસ્વભાવ-વાળો વાયુ, ને યજ્ઞ આવી રીતે ભિન્ન ભિન્ન નામોની કલ્પના કરીને જે બ્રહ્મ એક છતાં જેને વિદ્વાનો પોતપોતાની બુદ્ધિના ભેદથી ઉપર કહેલી રીતે બહુ પ્રકારે કહે છે તે સંસારરૂપ અંધકારનો વિનાશ-બાધ-કરનાર અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. ૧૮

सत्यं ज्ञानं शुद्धमनन्तं व्यतिरिक्तम्,
शान्तं गूढं निष्कलमानन्दमनन्यम् ।
इत्याहादौ यं वरुणोऽसौ भृगवेऽजं,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ १९ ॥

સત્ય, જ્ઞાન, શુદ્ધ, અનંત, ભિન્ન, શાંત, ગૂઢ, અવ-

યવરહિત, આનંદરૂપ, અદ્વિતીય ને જન્મરહિત જેને આ વરુણ, ભૃગુપ્રતિ પ્રથમ કહેતા હવા તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર પરમાત્માની હું સ્તુતિ કરું છું.

ત્રણે કાલમાં એકરૂપે રહેનાર, સર્વદા જ્ઞાનરૂપ, અવિદ્યા ને તેના કાર્યરૂપ મલથી રહિત, દેશ કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત, અન્નમયાદિ પાંચ કોશોથી ભિન્ન, ક્રોધાદિ વિક્ષેપથી અત્યંતરહિત, નામરૂપથી આચ્છાદિત હોવાથી અજ્ઞાનીઓને ન જણાય એવું, નિરવયવ, દુ:ખથી ભિન્ન પરમાનંદરૂપ, અદ્વિતીય અને ઉત્પત્તિરહિત જેને શ્રીવરુણનામના મુનિ પોતાના જિજ્ઞાસુ પુત્ર ભૃગુપ્રતિ પ્રથમ કહેતા હવા તે સંસારરૂપ અંધકારની નિવૃત્તિ-બાધ-કરનાર અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. ૧૯

कोशानेतान्पञ्चरसादीनतिहाय,
ब्रह्मास्मीति स्वात्मनि निश्चित्य दृशिस्थः।
[1]पित्राऽऽदिष्टो वेद भृगुर्यं यजुरन्ते,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ २० ॥

અન્નમયાદિ આ પાંચ કોશોનો ત્યાગ કરીને હું બ્રહ્મ છું એમ પોતાના આત્મામાં નક્કી કરીને પિતાવડે ઉપદેશ પામેલા ને દૃષ્ટામાં સ્થિત ભગુ યજુર્વેદની ઉપનિષદ્માં જેને જાણતા હવા તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર પરમાત્માની હું સ્તુતિ કરું છું.

અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય ને, આનંદમય આ

[1] કોઈ પ્રતમાં પિત્રા દિષ્ટો એવો પાઠ જોવામાં આવે છે

પાંચે કોશો જે ત્રણ શરીરમાં રહેલા છે તેમનો આત્મામાંથી અસત્-પણાની બુદ્ધિવડે ત્યાગ કરીને હું સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ છું એમ પોતાના આત્મામાં બ્રહ્મસ્વરૂપનો નિર્ણય કરીને શ્રીવરુણનામના પિતાવડે ઉપદેશ પામેલા અને સર્વદા દ્રષ્ટારૂપ આત્મામાં સ્થિર થયેલા ભૃગુ કૃષ્ણયજુર્વેદની તૈત્તિરીયોપનિષદ્‌માં કહેલી રીતે જે બ્રહ્મને જાણતા હવા તે સંસારરૂપ અંધકારનો બાધ કરનાર અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. ૨૦.

येनाविष्टो यस्य च शक्त्या यदधीनः,
क्षेत्रज्ञोऽयं कारयिता जन्तुषु कर्तुः।
कर्ता भोक्ताऽऽत्मात्र हि चिच्छक्त्यधिरूढ-
स्तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ २१ ॥

જેવડે પ્રવેશ પામેલો, જેની શક્તિવડે યુક્ત થયેલો, ને જેને અધીન થયેલો આ ક્ષેત્રજ્ઞ પ્રાણીઓમાં પ્રેરક, કર્તાનો કર્તા ને ભોક્તા આત્મા અહીં પ્રસિદ્ધ ચેતનશક્તિવડે અધિરૂઢ છે, તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર પરમાત્માની હું સ્તુતિ કરું છું.

જે ચેતનસ્વરૂપવડે પ્રવેશ પામેલો આ ક્ષેત્રજ્ઞ-જીવ-ઘણાં કઠણ કામો કરી શકે છે, જેની અજ્ઞાનરૂપ શક્તિવડે પોતે જ્ઞાનસ્વરૂપવાળો છતાં પોતાને અજ્ઞાની માને છે અને સુખદુઃખ જે અંતઃકરણના ધર્મ છે તેને પોતાના ધર્મ માની સુખીદુઃખી થાય છે. જે ત્રિગુણાત્મક માયાને વશ થયેલો આ જીવ શુભાશુભ કર્મોમાં પ્રવર્તે છે. જે પ્રાણીઓમાં તેમનાં કર્માનુસાર પ્રેરક, કર્તાને સ્ફૂર્તિ આપનાર, ને કલ્પિત ભોક્તા આત્મા, અહીં પ્રસિદ્ધ ચેતનશક્તિવડે વ્યાપેલો છે તે સંસાર-

રૂપ અંધકારની નિવૃત્તિ-બાધ-કરનાર ચેતનનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. ૨૧

सृष्ट्वा सर्वं स्वात्मतयैवेत्थमतर्क्यम्,
व्याप्याथान्तः कृत्स्नमिदं सृष्टमशेषम् ।
सच्च त्यच्चाभूत्परमात्मा स य एक-
स्तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ २२ ॥

તે પરમાત્મા જે એક છે. જેમણે બાકી ન રહે એમ આ અતર્ક્ય સઘળું રચ્યું છે. સર્વે રચીને પછી પોતાના સ્વરૂપવડેજ વ્યાપીને પરોક્ષ ને પ્રત્યક્ષ થાય છે તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર પરમાત્માની હું સ્તુતિ કરું છું.

તે નિરુપાધિક પરમાત્મા જે એક છે. જેમણે કાંઇ પણ બાકી ન રહે એવી રીતે આ મનવડે પણ ચિંતવી ન શકાય એવું સઘળું જગત્ પ્રતીત કરાવ્યું છે. આ સ્થાવરજંગમ સર્વે જગત્ પ્રતીત કરાવીને પછી પોતાના ચેતનસ્વરૂપવડેજ તેમાં વ્યાપીને પરોક્ષરૂપે તે પ્રત્યક્ષરૂપે પ્રતીત થાય છે તે સંસારરૂપ અંધકારનો વિનાશ-બાધ-કરનાર બ્રહ્મનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. ૨૨

वेदान्तैश्चाध्यात्मिकशास्त्रैश्च पुराणैः,
शास्त्रैश्चान्यैः सात्वततंत्रैश्च यमीशम् ।
दृष्ट्वाथान्तश्चेतसि बुद्ध्वा विविशुर्यम्,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ २३ ॥

જે પરમાત્માને ઉપનિષદોવડે, આધ્યાત્મિક શાસ્ત્રોવડે, પુરાણોવડે, અન્ય શાસ્ત્રોવડે અને વિષ્ણુના તંત્રવડે જાણીને

પછી ચિત્તની અંતર અપરોક્ષાનુભવ કરીને જેમાં પ્રવેશ કરે છે તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર પરમાત્માની હું સ્તુતિ કરું છું.

જે પરમાત્માને ઇશાદિ ઉપનિષદોવડે, સાંખ્યયોગાદિ આધ્યાત્મિક શાસ્ત્રોવડે, ભાગવતાદિ પુરાણોવડે, ન્યાયાદિ અન્ય શાસ્ત્રોવડે, અને વિષ્ણુનું અને શિવનું પ્રતિપાદન કરનારાં તંત્રોવડે પરોક્ષરીતે જાણીને પછી નિદિધ્યાસનવડે પોતાના અંતઃકરણમાં પ્રત્યક્ષ જાણીને જ્ઞાનીઓ જેમાં અભેદભાવે પ્રવેશ કરે છે તે સંસારરૂપ અંધકારની અત્યંત-નિવૃત્તિ-બાધ-કરનાર બ્રહ્મનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. ૨૩

श्रद्धाभक्तिध्यानशमाद्यैर्यतमानै-
र्ज्ञातुं शक्यो देव इहैवाशु य ईशः ।
दुर्विज्ञेयो जन्मशतैश्चापि विना तै-
स्तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ २४ ॥

શ્રદ્ધા, ભક્તિ, ધ્યાન ને શમાદિવડે યત્ન કરનાર પુરુષોથી જે દેવ અહીંજ શીઘ્ર જાણવાને શક્ય છે, પણ એ વિના સેંકડો જન્મોવડે પણ જે ઈશ્વર દુર્વિજ્ઞેય છે તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર પરમાત્માની હું સ્તુતિ કરું છું.

શ્રીસદ્ગુરુના અને સતશાસ્ત્રના વચનઉપર પ્રામાણિકપણાના નિશ્ચયરૂપ વિશ્વાસ, પરમાત્મામાં અને પરમાત્માથી અભિન્ન શ્રીસદ્ગુરુમાં વિશુદ્ધ પરમપ્રીતિ, પરમાત્મામાં તેલની ધારની પેઠે અંતઃકરણની વૃત્તિઓનો અખંડ પ્રવાહ ચલાવવારૂપ ધ્યાન, અંતઃકરણની નિષિદ્ધ-વૃત્તિઓને રોકવારૂપ શમ ને ઇંદ્રિયોના નિષિદ્ધ વેગોને રોકવારૂપ

दम इत्यादि शास्त्रोक्त साधनोरूप प्रयत्नोवडे तत्स्वयंप्रकाश ब्रह्म आ मनुष्यशरीरमांज शीघ्र जाणवाने शक्य छे. "शान्तो दान्त उपरतिः स्तितिक्षुः समाहितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्यति" (शमवाळो, दमवाळो, उपरतिवाळो, तितिक्षावाळो ने समाधानवाळो थइ ज्ञानी पोताना निर्मल अंतःकरणमांज आत्माने अनुभवे छे,) ए श्रुतिमां पण शमादि साधनवाळाने परमात्माना साक्षात्कारनो अधिकारी गणेल छे. ते श्रद्धाभक्ति आदि साधनोविना जे परमात्मा सेंकडो जन्मोवडे पण जाणवाने शक्य नथी ते संसाररूप अंधकारनी अत्यंत निवृत्ति-बाध-करनार ब्रह्मनो अभेदभावे हुं स्तुतिध्यानादिवडे साक्षात्कार करुं छुं. २४

यस्यातर्क्यं स्वात्मविभूतेः परमार्थम्,
सर्वं खल्वित्यत्र निरुक्तं श्रुतिविद्भिः।
तज्जादित्वादब्धितरंगाभममिन्नं,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ २५ ॥

जेनी स्वात्मविभूतिनुं वास्तविक रूप तर्कमां न आवे एवुं छे एम श्रुतिने जाणनाराओए "आ सर्व निश्चय ब्रह्म छे" आ श्रुतिथी कह्युं छे. जगत्नी उत्पत्ति, स्थिति ने लय तेमांथी थवाथी ते समुद्रना तरंगनी पेठे अभिन्न छे ते संसारांधकारनो विनाश-बाध-करनार परमात्मानी हुं स्तुति करुं छुं.

जे ब्रह्मना वास्तविक ऐश्वर्यनुं पारमार्थिक स्वरूप सामान्य मनुष्योना तर्कमां न आवी शके एवुं छे एम श्रुतिओना तात्पर्यनो समन्वय करनार विद्वानोए "सर्वं खल्विदं ब्रह्म"—आ सर्व जगत् नामरूपनो बाध करतां निश्चय ब्रह्मज छे—इत्यादि श्रुतिओने विचार करीने कह्युं छे. "तज्जलान्"—आ प्रपंचनी उत्पत्ति, स्थिति

-ને લય તે બ્રહ્મતત્ત્વથી થાય છે-ઇત્યાદિ શ્રુતિઓમાં જણાવ્યા પ્રમાણે તે બ્રહ્મમાંથીજ આ સર્વ જગતનો વિવર્તરૂપે પ્રાદુર્ભાવ થાય છે, તેની સત્તાવડેજ આ જગત્ સત્તાવાળું પ્રતીત થાય છે, ને અંતે તેમાંજ તે લીન થાય છે, માટે સમુદ્રમાં પ્રતીત થતા તરંગો જેમ સમુદ્રથી ભિન્ન નથી તેમ બ્રહ્મમાં પ્રતીત થતું જગત્ બ્રહ્મથી ભિન્ન નથી તે સંસારાંધકારની નિવૃત્તિ-બાધ-કરનાર બ્રહ્મનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. ૨૫

दृष्ट्वा गीतास्वक्षरतत्त्वं विधिनाजम्,
भक्त्या गुर्व्या लभ्य हृदिस्थं दृशिमात्रम् ।
ध्यात्वा तस्मिन्नस्म्यहमित्यत्र विदुर्यं,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ २६ ॥

ગીતામાં જણાવેલા અજન્મા ને અવિનાશી તત્ત્વને વિધિવડે જાણીને, તથા ઉત્તમ ભક્તિવડે હૃદયમાં રહેલા નિરુપાધિક દ્રષ્ટાને પામીને, અને તેમાં હું છુ એમ ધ્યાન કરીને મુનિઓ જેને જાણે છે તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર પરમાત્માની હું સ્તુતિ કરું છું.

"अनादिमत्परं ब्रह्म"—પરબ્રહ્મ કાર્યથી રહિત-અજન્મા-છે, ને "ये त्वक्षरमनिर्देश्यं"—જેઓ અવિનાશી જે વાણીવડે ન કહેવાય એવા-ઇત્યાદિ શ્રીમદ્ભગવદ્ગીતાના શ્લોકોમાં જણાવેલા અજન્મા ને અવિનાશી બ્રહ્મસ્વરૂપને "तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया" તે બ્રહ્મને તું સાષ્ટાંગદંડવત્પ્રણામવડે, ઉપયોગી પ્રશ્નોવડે, ને કપટરહિત સેવાવડે જાણ,—આ વચનોમાં કહેલા વિધિવડે શ્રીસદ્-

ગુરુપાસેથી શ્રવણવડે જાણીને, તથા એકાંતમાં બેસી બહુ આદરપૂર્વક પોતાના હૃદયમાં રહેલા નિરુપાધિક દ્રષ્ટાનો મનનવડે નિશ્ચય કરીને, અને તે તત્ત્વમાં તે હું છું એમ અખંડ ધ્યાન-નિદિધ્યાસન-કરીને યોગીઓ જે બ્રહ્મને અભેદભાવે જાણે છે તે સંસારરૂપ અંધકારની અત્યંતનિવૃત્તિ-બાધ-કરનાર બ્રહ્મતત્ત્વનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. ૨૬

क्षेत्रज्ञत्वं प्राप्य विभुः पंचमुखैर्यो,
भुङ्क्तेऽजस्रं भोग्यपदार्थान्प्रकृतिस्थः ।
क्षेत्रे क्षेत्रेऽप्स्विन्दुवदेको वहुधाऽऽस्ते,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ २७ ॥

જે વ્યાપક અવિદ્યામાં પ્રતિબિંબવડે સ્થિત થઈ જીવભાવને પામી પાંચ ઇંદ્રિયોવડે ભોગ્ય પદાર્થોને સર્વદા ભોગવે છે, અને જલમાં ચંદ્રની પેઠે એક સર્વ શરીરોમાં અનેકરૂપે પ્રતીત થાય છે તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર પરમાત્માનું હું સ્તવન કરું છું.

જે દેશાદિ પરિચ્છેદથી રહિત બ્રહ્મ અનિર્વચનીય અવિદ્યામાં પ્રતિબિંબવડે સ્થિત થઈ અવિદ્યાનાં અંતઃકરણાદિ કાર્યોસાથે અભેદભાવવડે જીવભાવને પામી શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયોવડે શબ્દાદિ ભોગ્ય વિષયોને જાગ્રતમાં તથા સ્વપ્નમાં ભોગવે છે, અને જેમ મહાસાગરના જલમાં આકાશમાં રહેલો એક ચંદ્ર અનેકરૂપે પ્રતીત થાય છે તેમ જે એક બ્રહ્મ સર્વ પ્રાણીઓનાં શરીરોમાં અનેકરૂપે પ્રતીત થાય છે તે સંસારરૂપ અંધકારની ઐકાંતિક ને આત્યંતિક નિવૃત્તિ-બાધ-કરનાર બ્રહ્મનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. ૨૭

युक्त्याऽऽलोड्य व्यासवचांस्यत्र हि लभ्यः,
क्षेत्रक्षेत्रज्ञान्तरविद्भिः पुरुषाख्यः ।
योऽहं सोऽसौ सोऽस्म्यहमेवेति विदुर्यं,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ २८ ॥

**ક્ષેત્રનો અને ક્ષેત્રજ્ઞનો ભેદ જાણનારાઓએ શ્રીવ્યાસજીનાં વચનો યુક્તિવડે અવલોકન કરીને આ જન્મમાંજ પુરુષનામના તત્ત્વને પ્રાપ્ત કરવાયોગ્ય છે. જે હું તે આ, ને તે હુંજ છું એમ જેને વિદ્વાનો જાણે છે તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર પરમાત્માની હું સ્તુતિ કરું છું.**

સ્થૂલશરીરથી માંડીને પ્રકૃતિપર્યંતનું ક્ષેત્ર કહેવાય છે. એ જડ-ક્ષેત્રને જાણનારું ચેતન ક્ષેત્રજ્ઞ કહેવાય છે. એ ક્ષેત્રની અને ક્ષેત્રજ્ઞની વિલક્ષણતાને જાણનારા પંડિતોવડે શ્રીવેદાંતદર્શનરૂપ વ્યાસભગવાનનાં વચનોનું નિર્દોષ યુક્તિઓવડે અવલોકન કરીને આ મનુષ્યજન્મમાંજ પુરુષનામના તત્ત્વને અભેદભાવે જાણવાયોગ્ય છે. શ્રીવેદાંતદર્શનના ચાર અધ્યાયોમાં ને તે પ્રત્યેક અધ્યાયના ચાર ચાર પાદોમાં કયા કયા વિષયોનું નિરૂપણ કરવામાં આવ્યું છે, તથા તે સર્વનું કેવી નિર્દોષ યુક્તિઓવડે અવલોકન કરવું જોઇએ તે અન્યત્ર દર્શાવેલું હોવાથી અહીં તેની પુનરુક્તિ કરી નથી. ક્ષેત્ર અસત્, જડ, દુઃખ ને પરિચ્છિન્નસ્વભાવવાળું છે, ને ક્ષેત્રજ્ઞ સત્, ચિત્, સુખ ને વ્યાપકસ્વભાવવાળો છે, એમ એ બંનેના સ્વભાવમાં વિલક્ષણતા છે. સર્વ શરીરોમાં ક્ષેત્રજ્ઞરૂપે રહેલું તત્ત્વ પુરુષ કહેવાય છે. જે મારું વાસ્તવિક સ્વરૂપ આત્મા છે તે બ્રહ્મ છે, અને જે બ્રહ્મ છે તે હું છું એમ જે અંતરાત્માથી અભિન્ન બ્રહ્મ વિદ્વાનો સ્વાનુભવવડે જાણે છે તે સંસારરૂપ અંધકારનો વિનાશ-બાધ-કરનાર પ્રત્યગભિન્ન બ્રહ્મનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. ૨૮

एकीकृत्यानेकशरीरस्थमिमं ज्ञम्,
यं विज्ञायेहैव स एवाशु भवन्ति ।
यस्मिन्लीना नेह पुनर्जन्म लभन्ते,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ २९ ॥

અનેક શરીરમાં રહેલા જે આ આત્માને એકરૂપ સમજીને, અને અનુભવીને વિદ્વાનો શીઘ્ર અહીંજ તેજ રૂપ થાય છે. જેમાં અભેદભાવે લીન થયેલા અહીં પુનર્જન્મ પામતા નથી તે સંસારાંધકારનો વિનાશ–બાધ–કરનારા પરમાત્માની હું સ્તુતિ કરું છું.

ભિન્ન ભિન્ન નામવાળાં ને ભિન્ન ભિન્ન આકારવાળાં અનેક શરીરોમા સચ્ચિદાનંદરૂપે રહેલા જે આ આત્માને વિવેકબુદ્ધિવડે એકરૂપ નક્કી કરીને અને તેજ પ્રમાણે જાતે અનુભવ કરીને આત્મવેત્તાઓ શીઘ્ર આ મનુષ્યશરીરમાંજ તે આત્માથી અભિન્ન બ્રહ્મરૂપજ થાય છે, જે અંતરાત્માથી અભિન્ન બ્રહ્મમા અભેદભાવે સ્થિર થયેલા આ જગતમા પુનર્જન્મ પામતા નથી તે સસારરૂપ અધકારની અત્યંત-નિવૃત્તિ–બાધ–કરનાર પ્રસગભિન્ન બ્રહ્મનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરુ છું ૨૯

द्वन्द्वैकत्वं यच्च मधुब्राह्मणवाक्यैः,
कृत्वा शक्रोपासनमासाद्य विभूत्या ।
योऽसौ सोऽहं सोऽस्म्यहमेवेति विदुर्यम्,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ ३० ॥

મધુબ્રાહ્મણનાં વાક્યોવડે જે દ્વંદ્વનું એકપણું કરીને, અને

ઐશ્વર્યવડે ઇંદ્રની પૂજાને પ્રાપ્ત કરીને, જે આ તે હું, ને તે હુંજ છું એમ જેને જાણે છે તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર પરમાત્માની હું સ્તુતિ કરું છું.

"આ પૃથ્વી સર્વે પ્રાણીઓનું મધ છે," "આ જલ સર્વે પ્રાણીઓનું મધ છે," "આ અગ્નિ સર્વે પ્રાણીઓનું મધ છે," ઇત્યાદિ શ્રીબૃહદારણ્યકોપનિષદ્‌ના મધુબ્રાહ્મણના વાક્યોવડે જે અધ્યાત્મ ને અધિદૈવ ઉપાધિસહિત દ્વદ્વનું બ્રહ્મરૂપ એકપણું કરીને અને સર્વાત્મભાવરૂપ ઐશ્વર્યની પ્રાપ્તિવડે ઇંદ્રની પૂજાને પ્રાપ્ત કરીને જે આ સર્વના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ તે હું છું, તે હુંજ છુ, એમ જે પ્રત્યગભિન્ન બ્રહ્મને જાણે છે તે સંસારરૂપ બ્રહ્માવરક અંધકાર-અજ્ઞાન-ની અત્યંત-નિવૃત્તિ-બાધ-કરનાર પ્રત્યગભિન્ન બ્રહ્મનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરુ છુ ૩૦

योऽयं देहे चेष्टयितान्तःकरणस्थः,
सूर्ये चासौ तापयिता सोऽस्म्यहमेव ।
इत्यात्मैक्योपासनया यं विदुरीशं,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ ३१ ॥

જે આ અંતઃકરણમાં રહેલો શરીરમાં ચેષ્ટા કરાવનાર છે, ને જે આ સૂર્યમાં તપાવનારો છે, તે હુંજ છુ, આ પ્રમાણે આત્માના એકપણાની ઉપાસનાવડે જે ઈશ્વરને વિદ્વાનો જાણે છે તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર પ્રભુની હું સ્તુતિ કરું છુ

જે બ્રહ્મ આ સર્વ પ્રાણીઓના અંતઃકરણમા રહેલું છે, ને સર્વ જડશરીરોમાં જીવોના કર્માનુસાર ચમક જેમ લોહને ચેષ્ટા કરાવે છે

તેમ ચેષ્ટા કરાવનાર છે, અને જે બ્રહ્મ આ સૂર્યમાં રહીને આ જગતને તપાવનાર છે, તે બ્રહ્મ હુંજ છું. આ પ્રમાણે આત્માઓના એકપણાના અનુસંધાનવડે જે બ્રહ્મને વિદ્વાનો અભેદભાવે જાણે છે તે સંસારરૂપ અંધકારનો અત્યંત નાશ કરનાર બ્રહ્મનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. ૩૧

विज्ञानांशो यस्य सतः शक्त्यधिरूढो,
बुद्धिर्बुद्धयत्त्रय बहिर्बोध्यपदार्थान् ।
नैवान्तस्थं बुद्धयति बोधयितारम् ,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ ३२ ॥

જે સદ્રૂપ વિજ્ઞાનનો અંશ અવિદ્યામાં પ્રતિબિંબિત અહીં બુદ્ધિને તથા જાણવાયોગ્ય બાહ્યપદાર્થોને જાણે છે, જે અંતરમાં રહેલા જાણનારને બુદ્ધિ જાણતી નથીજ તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર પ્રભુની હું સ્તુતિ કરું છું.

જે ત્રણે કાળમાં એકરૂપ રહેનાર છે તે સર્વવ્યાપક ચેતનનો અવિદ્યાના અંશરૂપ ઉપાધિવડે કલ્પાયેલો અંશ અવિદ્યામાં પ્રતિબિંબ-વાળો થઇ અહીં બુદ્ધિને તથા જાણવાયોગ્ય બહારના ઘટાદિ પદાર્થોને પ્રકાશે છે. જે સર્વની અંતર રહેલા ને સર્વને પ્રકાશનારને બુદ્ધિ પ્રકાશી શકતી નથી. " विज्ञातारमरे केन विजानीयात् ?" ( અરે મૈત્રેયિ વિજ્ઞાતાને મનુષ્ય કયા કારણવડે જાણે ? ) એ શ્રુતિ પણ એમજ કહે છે. તે સંસારરૂપ અંધકારની અત્યંતનિવૃત્તિ-બાધ-કરનાર અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો હું અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. ૩૨

कोऽयं देहे देव इतीत्थं सुविचार्य,
ज्ञाता श्रोताऽऽनंदयिता चैष हि देवः ।

इत्यालोच्य ज्ञांश इहास्मीति विदुर्यम्,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ ३३ ॥

શરીરમાં આ કોણ દેવ છે? એ પ્રમાણે અહીં સારી રીતે વિચારીને જાણનાર, સાંભળનાર ને આનંદ આપનાર આજ. દેવ છે, આ પ્રમાણે વિચાર કરીને અહીં જ્ઞાનના અંશરૂપ હું છું એમ જેને જાણે છે તે સંસારાંધકારના વિનાશક-બાધક-પ્રભુની હું સ્તુતિ કરું છું

આ શરીરમાં સર્વેને પ્રકાશનાર કોણ છે? શું ઇંદ્રિયો પ્રકાશનાર છે? વા પ્રાણ પ્રકાશનાર છે? વા અંત:કરણ પ્રકાશનાર છે? એમ સર્વેને પ્રકાશનાર તત્ત્વનો સારી રીતે વિચાર કરીને શરીર, ઇંદ્રિયો, પ્રાણ તથા અંતઃકરણને વેદ્ય તથા જડ જાણીને પોતાને તેનો જાણનાર તથા ચેતનરૂપ જાણે છે, શ્રોત્રના શ્રોતારૂપ જાણે છે, અને સર્વેને આનંદ આપનાર જાણે છે, આજ સ્વયપ્રકાશતત્ત્વ છે આ પ્રમાણે વિચાર કરીને આ શરીરાદિમા જ્ઞાનસ્વભાવવાળો હું છું એમ જે આત્માને વિદ્વાન્ જાણે છે તે સસારરૂપ અંધકારની અત્યતનિવૃત્તિ-બાધ-કરનાર અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો હું અભેદભાવે સાક્ષાત્કાર કરુ છુ. ૩૩

को ह्येवान्यादात्मनि न स्यादयमेष,
ह्येवानंदः प्राणिति चापानिति चेति ।
इत्यस्तित्वं वक्त्युपपत्त्या श्रुतिरेषा,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ ३४ ॥

જો આ આનંદરૂપ પ્રસિદ્ધ આત્મા શરીરમાં ન હોત

**તો કોણ પ્રાણની ચેષ્ટા કરત? આ આનંદરૂપપ્રસિદ્ધ આત્માજ પ્રાણની ક્રિયા કરે છે, અને અપાનની પણ ક્રિયા કરે છે, આ પ્રમાણે આ શ્રુતિ, યુક્તિ અને દૃષ્ટાંતવડે આનંદરૂપ આત્માનું અસ્તિત્વ કહે છે તે સંસારરૂપ અંધકારનો વિનાશ-બાધ-કરનાર ( આત્માની ) હું સ્તુતિ કરું છું.**

જો આ શરીરમાં આ ચૈતન્યરૂપ, અસંગરૂપ, વ્યાપકરૂપ અને આનંદરૂપ પ્રસિદ્ધ આત્મા નહિ હોત તો આ શરીરમાં પ્રાણ પોતાની ક્રિયા ક્યાંથી કરત? આ આનંદરૂપ પ્રસિદ્ધ આત્મજ પ્રાણપાસે પ્રાણની ક્રિયા કરાવે છે, અને અપાનપાસે અપાનની ક્રિયા કરાવે છે જડદેહને જીવાડનારા પ્રાણ તથા અપાન તેના જીવનરૂપ આત્માથી જીવે છે "को ह्येवान्यात्, कः प्राण्यात् यदेष आकाश आनंदो न स्यात्" ( જો આ આકાશના જેવો અને આનંદરૂપ આત્મા ન હોત તો કોણ પ્રાણની ક્રિયા કરત? અને કોણ જીવન ધારણ કરત? ) આ શ્રુતિ, યુક્તિ અને દૃષ્ટાંતવડે શરીરમાં આત્માનું અસ્તિત્વ કહે છે તે સંસારરૂપ અંધકારની અત્યંતનિવૃત્તિ કરનાર બ્રહ્મથી અભિન્ન આત્માનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું ૩૪

प्राणो वाहं वाक्श्रवणादीनि मनो वा,
बुद्धिर्वाहं व्यस्त उताहोऽपि समस्तः ।
इत्यालोच्य ज्ञप्तिरिहा
तं संसारध्वान्तविना

હું પ્રાણ છું? અથ
અથવા મન છું? અથવા

એક છું? અથવા શું સમસ્તરૂપ છું? એ પ્રમાણે વિચારીને હું આમાં જ્ઞાનસ્વરૂપજ છું એમ જેને જાણે છે તે સંસારાંધકારના વિનાશ-બાધ-કરનાર બ્રહ્મની હું સ્તુતિ કરું છું

હું ભૂખ્યો છું, હું તરસ્યો છું એવા અનુભવપરથી શું હું પ્રાણ છું? અથવા હું બોલું છું એવા અનુભવપરથી શું હું વાણી છું? અથવા હું સાંભળું છું એવા અનુભવપરથી શું હું કાન છું? અથવા હું સુંઘુ છું ઇત્યાદિ અનુભવપરથી શું હું નાસિકાદિ છું? અથવા હું સંકલ્પવિકલ્પ કરું છું એવા અનુભવપરથી શું હું મન છું? અથવા 'હું નક્કી કરું છું એવા અનુભવપરથી શું હું બુદ્ધિ છુ? અથવા તે ઇંદ્રિયો તથા અંતઃકરણમાથી શું હુ કોઇ એક છું? અથવા શું તે સર્વરૂપ હું છું? એ પ્રમાણે વિચાર કરીને આ સર્વ જડસમૂહમાં તેનાથી ભિન્ન હુ તે સર્વનો જ્ઞાતા જ્ઞાનસ્વરૂપ છુ એમ જેને જાણે છે તે સંસારરૂપ અંધકારનો વિનાશ-બાધ-કરનાર જ્ઞાનસ્વરૂપ આત્માનો હું સ્તુતિ-ધ્યાનાદિકે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું ૩૫

नाहं प्राणो नैव शरीरं न मनोऽहं,
नाहं बुद्धिर्नाहमहङ्कारधियौ च ।
योऽत्र ज्ञांशः सोऽस्म्यहमेवेति विदुर्यं,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ ३६ ॥

હું પ્રાણ નથી, શરીર નથીજ, હું મન નથી, હું ચિત્ત નથી, હું અહંકાર ને બુદ્ધિ નથી, અહીં જ્ઞાનના અંશરૂપ છે તે હુંજ છું એમ જેને જ્ઞાનીઓ જાણે છે તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર હરિની હું સ્તુતિ કરું છું.

હું પ્રાણ, સ્થૂલશરીર, મન, ચિત્ત, અહંકાર ને બુદ્ધિ નથી, કેમકે તે સર્વ દશ્ય, જડ, પાંચ ભૂતોના કાર્યરૂપ ને સાવયવ છે, અને હું તો તે સર્વથી વિપરીતસ્વભાવાળો છું. હું પ્રાણાદિથી ભિન્ન છુ, છતાં પ્રાણાદિના ધર્મોનો ભ્રાંતિથી મારામાં આરોપ કરવામાં આવે છે. આ જડસમૂહમાં તે સર્વનો પ્રકાશક જે જ્ઞાનસ્વભાવવાળો આત્મા છે તે હુંજ છું એમ જેને વિદ્વાનો જાણે છે તે સંસારરૂપ અંધકારની અત્યંત-નિવૃત્તિ-બાધ-કરનાર જ્ઞાનસ્વરૂપ આત્માનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરુ છુ. ૩૬

सत्तामात्रं केवलविज्ञानमजं सत्,
सूक्ष्मं नित्यं तत्त्वमसीत्यात्मसुताय ।
साम्नामन्ते प्राह पिता यं विभुमाद्यं,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ ३७ ॥

સત્તામાત્ર, કેવલવિજ્ઞાનરૂપ, અજન્મા, સદ્રૂપ, સૂક્ષ્મ ને નિત્ય તે તું છે એમ પોતાના પુત્રને સામવેદની છાંદોગ્યોપનિષદ્‌માં પિતા જે વ્યાપક તથા આદ્યને કહેતા હવા તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર હરિની હું સ્તુતિ કરું છું.

હું છું એવા અનુભવપરથી સર્વદા સ્વાભાવિકસત્તારૂપ, સર્વ વિષયોથી રહિત ચિન્માત્રરૂપ, સર્વદા એકજ અદ્વિતીય હોવાથી ઉત્પત્તિથી રહિત, વિનાશ કરનારી સામગ્રીને અભાવે વિનાશથી રહિત, માયાથી પણ સૂક્ષ્મ ને સર્વદા એકજ રૂપે રહેનાર જે આ જગતનું વિવર્તોપાદાનકારણ છે તે હે શ્વેતકેતો! તું છે એમ પોતાના શ્વેતકેતુનામના પુત્રને સામવેદની છાંદોગ્યોપનિષદ્‌માં ઉદ્દાલકનામના તેના પિતા જે વ્યાપક તથા આ જગતના વિવર્તોપાદાનકારણને કહેતા હવા તે

સંસારના અંધકારની અત્યંતનિવૃત્તિ-બાધ-કરનાર વ્યાપક જગત્કારણને હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. ૩૭

मूर्तामूर्तं पूर्वमपोह्याथ समाधौ,
दृश्यं सर्वं नेति च नेतीति विहाय ।
चैतन्यांशे स्वात्मनि सन्तं च विदुर्यं,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ ३८ ॥

પ્રથમ સાકારને ને નિરાકારને દૂર કરીને પછી બ્રહ્મમાં સર્વે દૃશ્યને આ નહિ, ને આ નહિ, એમ ત્યજીને ચેતનસ્વભાવ-વાળા પોતાના આત્મામાં રહેલા જેને વિદ્વાનો જાણે છે તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર હરિની હું સ્તુતિ કરું છું.

પ્રથમ પૃથિવી, જલ ને અગ્નિ આ ત્રણ સાકાર ભૂતોને તથા વાયુ ને આકાશ આ નિરાકારજેવાં ભૂતોને કલ્પિત સમજી તેમનો ત્યાગ કરીને પછી સર્વાધિષ્ઠાન, સત્ય, જ્ઞાન ને અનંતરૂપ બ્રહ્મમાં માયા ને માયાના કાર્યરૂપ સર્વ દૃશ્યનો આ પાંચ ભૂતો બ્રહ્મ નહિ, ને આ માયા બ્રહ્મ નહિ એમ સર્વેને મિથ્યારૂપ ગણી તેમનો પરિત્યાગ કરી ચૈતન્યરૂપ સ્વભાવવાળા પોતાના આત્મામાં અભિન્નરૂપે રહેલા જે બ્રહ્મને વિદ્વાનો અભેદભાવે જાણે છે તે સંસારાંધકારની નિવૃત્તિ-બાધ-કરનાર બ્રહ્મનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. ૩૮

ओतं प्रोतं यत्र च सर्वं गगनान्तम्,
योऽस्थूलानण्वादिषु सिद्धोऽक्षरसंज्ञः ।
ज्ञाताऽतोऽन्यो नेत्युपलभ्यो न च वेद्य-
स्तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ ३९ ॥

**આકાશસુધી સર્વે જેમાં ઓત તથા પ્રોત છે, જે અસ્થૂલ તથા અનણુ આદિમાં અક્ષરનામથી પ્રસિદ્ધ છે. આનાથી અન્ય જ્ઞાતા પ્રાપ્ત થવાયોગ્ય નથી, ને જે વેદ્ય નથી તે સંસારાંધકારની નિવૃત્તિ-બાધ-કરનાર હરિની હું સ્તુતિ કરું છું.**

ભૌતિકપ્રપંચથી માંડીને માયાસુધી સર્વે આ બ્રહ્મમાં કલ્પિતરૂપે પરોવાઇને રહેલાં છે. જેમ લુગડું તાંતણાઓમાં પરોવાઇને રહેલું છે તેમ આ સર્વ પ્રપંચ બ્રહ્મમાં કલ્પિતરૂપે પરોવાઇને રહેલો છે. આ બ્રહ્મ "**अस्थूलमनणु**"—બ્રહ્મ સ્થૂલથી ભિન્ન તથા અણુથી ભિન્ન છે,-ઇત્યાદિ શ્રુતિમાં અક્ષર એવા નામથી પ્રસિદ્ધ છે. આનાથી ભિન્ન કોઇ પણ જ્ઞાતા આ જગતમાં પ્રતીત થતો નથી. વળી આ બ્રહ્મ નેત્રાદિ ઇંદ્રિયોના કે અંતઃકરણના વિષયરૂપ પણ નથી. "**नान्योऽतोऽस्ति द्रष्टा**"—આનાથી ભિન્ન દ્રષ્ટા નથી.-આ શ્રુતિમાં આને સર્વેનું જ્ઞાતા કહ્યું છે, અને "**विज्ञातारमरे केन विजानीयात्?**"—અરે મૈત્રેયિ! વિજ્ઞાતાને મનુષ્યો ક્યા કરણવડે જાણે?—તથા "**स वेत्ति वेद्यं न च तस्यास्ति वेत्ता**"—તે જાણવાયોગ્યને જાણે છે, ને તેનો જાણનાર કોઇ નથી,-આ શ્રુતિઓમાં બ્રહ્મ ઇંદ્રિયો તથા અંતઃકરણના વિષયરૂપે નથી એમ જણાવ્યું છે. આવી રીતે જે બ્રહ્મ સર્વેનું પ્રકાશક તથા અવેદ્ય છે તે સંસારરૂપ અંધકારની નિવૃત્તિ-બાધ કરનાર બ્રહ્મનો હું અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. ૩૯

तावत्सर्वं सत्यमिवाभाति यदेत-
द्यावत्सोऽस्मीत्यात्मनि यो ज्ञो नहि दृष्टः ।
दृष्टे तस्मिन्सर्वमसत्यं भवतीदम् ,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ ४० ॥

¹ જ્યાંસુધી તે હું છું એમ દેહમાં જે જ્ઞાતા છે તેનો સાક્ષાત્કાર થયો નથી ત્યાંસુધી જે આ સર્વ છે તે સત્યના જેવું જણાય છે, અને તેનો સાક્ષાત્કાર થયે સતે આ સર્વ અસત્ય થાય છે તે સંસારાંધકારની નિવૃત્તિ-બાધ-કરનાર પ્રભુની હું સ્તુતિ કરું છું.

¹ જ્યાંસુધી તે બ્રહ્મ હું છું એમ આ શરીરમાં જે સર્વ જડને પ્રકાશનાર છે તેનો મનુષ્યને સંશયવિપર્યયરહિત સ્પષ્ટ સાક્ષાત્કાર થયો નથી ત્યાંસુધી જાગ્રતમાં જે આ સર્વ જગત્ પ્રતીત થાય છે તે વસ્તુતાએ સત્ય ન છતાં સત્યના જેવું પ્રતીત થાય છે, અને જે બ્રહ્મનો શ્રીસદ્‌ગુરુના ઉપદેશવડે તથા અંતર્મુખવૃત્તિવડે સ્પષ્ટ અનુભવ થવાથી આ સર્વ પ્રપંચ સસલાના શિંગડાજેવો અસત્‌રૂપ પ્રતીત થાય છે તે નામરૂપાત્મક સંસારરૂપ અંધકારની અત્યંતનિવૃત્તિ-બાધ-કરનાર બ્રહ્મનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. ૪૦

रागाद्युक्तं लोहयुतं हेम यथाग्नौ,
योगाष्टांगैरुज्ज्वलितज्ञानमयाग्नौ ।
दग्ध्वाऽऽत्मानं ज्ञो परिशिष्टं च विदुर्यं,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ ४१ ॥

જેવી રીતે લોઢાવાળું સોનું અગ્નિમાં નાંખવાથી શુદ્ધ થાય છે-સોનારૂપે અવશેષ રહે છે-તેવી રીતે રાગથી ઓછું નહિ થયેલું મન યોગનાં આઠ અંગોવડે ઉજ્જ્વલ કરેલા જ્ઞાનમય અગ્નિમાં બાળીને જ્ઞાની બાકી રહેલા જ્ઞાનરૂપ જે આત્માને જાણે છે તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર રૂપ આત્માની હું સ્તુતિ કરું છું.

જેવી રીતે લોહ આદિ હલકી ધાતુથી યુક્ત સોનું અગ્નિમાં નાંખી તેમાંથી અન્ય હલકી ધાતુને બાળી નાંખીને શુદ્ધ સોનાને બાકી રાખવામાં આવે છે તેવી રીતે રાગાદિ દોષોથી મોકળા નહિ થયેલા મલિન મનને યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન ને સમાધિ આ યોગનાં આઠ અંગોવડે ઉજ્જ્વલ કરેલા જ્ઞાનમય અગ્નિમાં બાળવામાં આવે છે. પછી બાકી રહેલા જે જ્ઞાનરૂપ આત્માને જ્ઞાની જાણે છે તે સંસારરૂપ અંધકારની અત્યંતનિવૃત્તિ-બાધ-કરનાર આત્માથી અભિન્ન બ્રહ્મને હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. યોગનાં આઠ અંગોનો વિસ્તાર યોગદર્શનાદિ અન્ય ગ્રંથોમાં જોવો. ૪૧

यं विज्ञानज्योतिषमाद्यं सुविभान्तं,
हृद्यर्केन्द्वग्न्योकसमीड्यं तडिदाभम् ।
भक्त्याऽऽराध्येहैव विशन्त्यात्मनि सन्तं,
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ ४२ ॥

વર્તમાન મનુષ્યશરીરમાંજ પોતાના જીવાત્મામાં રહેલા બ્રહ્મમાં અભેદ-ભાવે પ્રવેશ કરે છે તે સંસારાંધકારની ફરીથી ઉત્પત્તિ ન થાય એવી -કારણસહિત-નિવૃત્તિ-બાધ-કરનાર બ્રહ્મનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદ-ભાવે સાક્ષાત્કાર કરું છું. ૪૨

पायाद्भक्तं स्वात्मनि सन्तं पुरुषं यो,
भक्त्या स्तौतीत्यांगिरसं विष्णुरिमं माम् ।
इत्यात्मानं स्वात्मनि संहृत्य सदैक-
स्तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥ ४३ ॥

જે વ્યાપક પોતાના આત્મામાં રહેલા આ અંગના સાર-ભૂત પુરુષરૂપ ભક્તની ભક્તિવડે સ્તુતિ કરે છે તે મારું રક્ષણ કરો. એ પ્રમાણે આત્માને પોતાના આત્મામાં એક કરીને સર્વદા જે એક છે તે સંસારાંધકારનો વિનાશ-બાધ-કરનાર હરિની હું સ્તુતિ કરું છું.

જે વ્યાપક પરમાત્મા પોતાના સોપાધિક સ્વરૂપમાં આ જગતના સારભૂત ને સર્વ શરીરરૂપ પુરમાં રહેલા અનન્યભક્તના વાસ્તવિક સ્વરૂપની ભાવનવડે શ્લાઘા કરે છે તે પરમાત્માની સ્તુતિ કરનાર જે હું તે મારું અવિદ્યાથી ને અવિદ્યાનાં કાર્ય શોકમોહથી તેઓ રક્ષણ કરો. એ પ્રમાણે જીવાત્માને પોતાના શુદ્ધાત્મામાં અભેદભાવે જોડી દેતાં જે એક શુદ્ધાત્મા રહે છે તે સંસારરૂપ અંધકારની અત્યંતનિવૃત્તિ-બાધ-કરનાર શુદ્ધાત્માનો હું સ્તુતિધ્યાનાદિવડે અભેદભાવે સાક્ષાત્કાર કરું છું. ૪૩

इत्थं स्तोत्रं भक्तजनेड्यं भवभीति-
ध्वान्तार्काभं भगवत्पादीयमिदं यः ।

विष्णोर्लोकं पठति शृणोति व्रजति श्रौ,
ज्ञानं ज्ञेयं स्वात्मनि चाप्नोति मनुष्यः ॥ ४४ ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचितं
हरिमीडेस्तोत्रं संपूर्णम् ॥ ६ ॥

**ભક્તજનોવડે સ્તુતિ કરવાયોગ્ય, સંસારના ભયરૂપ અંધારાને સૂર્યસમાન, ને પરમાત્માના સ્વરૂપનું નિરૂપણ કરનાર આ સ્તોત્રને જે મનુષ્ય આ પ્રમાણે ભણે છે, વા સાંભળે છે, તે મનુષ્ય વિષ્ણુના લોકોને પામે છે અથવા જ્ઞાતા, જ્ઞાન ને જ્ઞેયને પોતાના આત્મામાં પામે છે.**

સંસારરૂપ દાવાનલથી ભય પામેલા પરમાત્માના ભક્તજનોએ વખાણવાયોગ્ય, જન્મમરણાદિરૂપ સમારના મોટા ભયરૂપ અંધારની નિવૃત્તિ કરવામાં ઊનાળાના બપોરના સૂર્યજેવા, અને પરમાત્માના સ્વરૂપનું નિરૂપણ કરનાર અથવા ભગવત્પાદ-ગોવિંદપાદ-ના શિષ્ય શ્રીશંકરે રચેલા આ હરિમીડેનામના સ્તોત્રનો જે શ્રદ્ધાળુ મનુષ્ય આ પ્રમાણે અર્થના જ્ઞાનપૂર્વક ઊંચેથી પાઠ કરે છે અથવા આદરપૂર્વક અર્થના જ્ઞાનસહિત સાંભળે છે, તે શ્રદ્ધાળુ મનુષ્ય સત્યલોકને-ક્રમમોક્ષને-પામે છે, અથવા ઉત્તમાધિકારી હોય તો જ્ઞાતા, જ્ઞાન ને જ્ઞેય એ ત્રિપુટીને પોતાના આત્મામાં અભેદ કરી અહીંજ કૃતાર્થ થાય છે ૪૪

**એ પ્રમાણે બ્રહ્મવિદ્યાવાળા પરમહંસોના ને પરિવ્રાજકોના આચાર્ય શ્રીશંકરાચાર્યજીએ રચેલા હરિમીડેનામના સ્તોત્રરૂપ છઠ્ઠા રત્નની શ્રીનાથશર્મપ્રણીત ભાવાર્થદીપિકાનામની ગુજરાતી ભાષાની ટીકા પૂરી થઈ. ૬**

———[ * ]———

॥ ॐ ॥

## ॥ ૭ શ્રીયોગતારાવલીસ્તોત્ર ॥

### ભાવાર્થદીપિકાટીકાસહિત

---

### મંગલાચરણ ને ટીકાની પ્રતિજ્ઞા

દોહરો

બ્રહ્મઈશનું ધ્યાન ધરી, વંદી સદ્ગુરુ-પાય;
યોગતારાવલી-ટીકા, ગુર્જરગિરા લખાય. ૧

નિરંતર આદરપૂર્વક દીર્ઘકાલ બ્રહ્મધ્યાન કર્યા વિના જિજ્ઞાસુને બ્રહ્મસાક્ષાત્કાર થવાનો પ્રાયશઃ સંભવ નથી, માટે એ બ્રહ્મધ્યાનરૂપ યોગનું નિરૂપણ કરવા આચાર્યભગવાન્ આ યોગતારાવલીનામનું સ્તોત્ર રચે છે. તેના પ્રથમ શ્લોકમાં પોતાના સદ્ગુરુશ્રીને પ્રણામ કરવારૂપ મંગલાચરણ કરે છેઃ—

वन्दे गुरूणां चरणारविन्दे, सन्दर्शितस्वात्मसुखावबोधे ।
[1]निःश्रेयसे माङ्गलिकायमाने, संसारहालाहलमोहशान्त्यै ॥ १ ॥

સંસારરૂપ હાલાહલવિષજેવા અવિવેકની નિવૃત્તિ થવા-માટે જેમણે સારી રીતે સ્વાત્મસુખના અનુભવનો ઉપદેશ કર્યો છે એવાં, કલ્યાણરૂપ ને મંગલના સ્થાનરૂપ શ્રીગુરુનાં બે ચરણારવિંદને હું નમું છું.

પ્રતીત થતા નામરૂપાત્મક સંસારરૂપ હાલાહલવિષજેવા સ્વસ્વરૂપનો

---

૧ અહીં કોઇ પ્રતમાં जनस्य ये એવો પાઠ લેવામાં આવે છે.

अज्ञाननी आत्यंतिकनिवृत्ति थवामाटे जे श्रीसद्गुरुनां चरणकमलोए भने सर्व विषयसुखोथी अत्यंत विलक्षण स्वात्मसुखनो अनुभव थवानो निर्दोष ने सरल उपाय देखाड्यो छे एवां, मोक्षस्वरूप अने सर्व मंगलोना स्थानरूप श्रीसद्गुरुनां ते बे चरणारविंदोने हुं दीनभावपूर्वक प्रणाम करुं छुं. गुरूणां एमां मानार्थे बहुवचन जाणवुं. छंद उपेंद्रवज्रा छे. १

**सदाशिवोक्तानि सपादलक्षलयावधानानि वसन्ति लोके ।**
**नादानुसंधानसमाधिमेकं, मन्यामहे अन्यतमं लयानाम् ॥ २ ॥**

श्रीसदाशिवे कहेलां सवा लाख लयरूप ध्यानो लोकमां छे. ते सर्व लयोमांना एक नादानुसंधानरूप समाधिने अमे आदर आपीए छीए.

श्रीआदिनाथे-श्रीमहेश्वरे-कहेलां ब्रह्ममां मननो लय करवाना उपायरूप सवा लाख ध्यानो आ लोकमां विद्यमान छे. मननो ब्रह्मस्वरूपमां लय करवानो ते सर्व उपायोमांथी एक मनुष्यादिना शरीरमां ऊठता अनाहतनादना अनुसंधानरूप दृढ ध्यानने वा समाधिने [illegible] निरोधवडे ब्रह्मसाक्षात्कारमाटे [illegible] ने बीजायोग [illegible] आपीए छीए. २

રેચક અને પૂરકસહિત પ્રાણના કુંભકમાં શરીરમાંની સર્વે નાડીઓ અત્યંત નિર્મલ થવાથી બ્રહ્મજ્ઞાનમાં હેતુભૂત ને પોતાને અનુભવાય એવો નાદ પોતાની મેળેજ અનાહત-કમલમાંથી ઉદય થાય છે.

શરીરમાં પ્રાણવાયુને નાસાપુટદ્વારા બહાર કાઢવારૂપ રેચક-સહિત અને બહારના પવિત્ર વાયુને નાસાપુટદ્વારા ઉદરભણી ખેંચવારૂપ પૂરકસહિત પ્રાણવાયુને ઉદરમાં રોકવારૂપ કુંભકથી સ્થૂલશરીરમાંની સુષુમ્ણાદિ સર્વ નાડીઓ અત્યંતપવિત્ર થવાથી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિમાં સાધનરૂપ ને અંતર્મુખવૃત્તિવડે પોતાનેજ અનુભવાય એવો નાદ પોતાની મેળેજ હૃદયપ્રદેશમાં રહેલા અનાહતકમલમાંથી ઉદય થાય છે. ૩

नादानुसंधान नमोऽस्तु तुभ्यं, [1]त्वां मन्महे तत्त्वपदं लयानाम् ।
भवत्प्रसादात् पवनेन साकं, विलीयते विष्णुपदे मनो मे ॥ ४ ॥

હે નાદાનુસંધાન! તને નમસ્કાર હો. તને અમે લયોમાં સારભૂત માનીએ છીએ. તારી કૃપાથી મારૂ મન પવન-સહિત પરમાત્મસ્વરૂપમાં વિલીન થાય છે.

હે નાદાનુસંધાન! હું તને નમસ્કાર કરૂ છું અમે એટલે હું ને બીજા યોગીઓ પોતાના મનને બ્રહ્મમાં વિલીન કરવાના ઉપાયોમાં તને સર્વથી શ્રેષ્ઠ માનીએ છીએ. તારા અનુષ્ઠાનવડે થયેલી તારી કૃપાથી મોરૂં અંતઃકરણ પ્રાણવાયુસહિત બ્રહ્મસ્વરૂપમાં એકાગ્ર થઇ અભેદભાવ પામે છે. ૪

[1] કોઇ પ્રતમાં આ ચરણ त्वां साधनं तत्त्वपदस्य जाने ( હું તને બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિનું સાધન જાણું છું, ) એ પ્રમાણે જોવામાં આવે છે.

जालन्धरोड्डीयनमूलबन्धान्, जल्पन्ति कण्ठोदरपायुमूले ।
बन्धत्रयेऽस्मिन् परिचीयमाने, बन्धः कुतो दारुणकालपाशैः ॥५॥

જાલંધર, ઉડ્ડીયાન ને મૂલબંધ ક્રમથી કંઠ, ઉદર. ને ગુદાના મૂલમાં છે એમ યોગીઓ કહે છે. આ ત્રણ બંધનો સારી રીતે અભ્યાસ થાય તો પછી ભયંકર કાલના પાશો-વડે બંધ ક્યાંથી?

પદ્માદિ આસને સીધા બેસી, મસ્તકને સારી રીતે નમાવી, હડપચીને છાતીના ઉપરના ભાગમાં અડાડી રાખવારૂપ જાલંધરબંધ, નાભિને બરડાની કરોડભણી સારી રીતે ખેંચવારૂપ ઉડ્ડીયાનબંધ, અને ગુદાને સારી રીતે સંકોચવારૂપ મૂલબંધ ક્રમથી મનુષ્યના કંઠમાં, ઉદરમાં ને ગુદાના મૂલમાં છે એમ યોગીઓ કહે છે. આ ત્રણ બંધનો સારી રીતે અભ્યાસ કરી જો તેને સિદ્ધ કરે તો પછી જીવોને ભયંકર લાગતા કાલના—મૃત્યુદેવના—પાશોવડે તે મનુષ્યને બંધન ક્યાંથી થાય? નજ થાય. ५

उड्यानजालन्धरमूलबन्धैरुन्निद्रितायामुरगाङ्गनायाम् ।
प्रत्यङ्मुखत्वात् प्रविशन् सुषुम्नां, गमागमौ मुञ्चति गन्धवाहः ॥६॥

ઉડ્ડીયાન, જાલંધર ને મૂલબંધવડે કુંડલિનીને જાગ્રત કરવાથી અંતર્મુખપણાવડે સુષુમ્ણામાં પ્રવેશ કરવાથી પ્રાણવાયુ જવુંઆવવું ત્યજી દે છે.

ઉપર દર્શાવેલા ઉડ્ડીયાન, જાલંધર ને મૂલબંધવડે નાભિની નીચે રહેલા કંદમાં રહેલી કુંડલિનીને જાગ્રત કરવાથી તે કુંડલિની પ્રાણાપાન-સહિત અંતર્મુખ થઇ સુષુમ્ણાનાડીમાં પ્રવેશ કરે છે, તેથી પ્રાણનું નાસિકાદ્વારા બહાર નીકળવું ને શરીરની અંતર આવવું શાંત થાય છે. ६

यत्यापिताधारहुताशनोल्कैराकुञ्चनैः शश्वदपानवायौ ।
[1]संमापिते चन्द्रमसः स्रवन्तीं, पीयूषधारां पिबतीह धन्यः ॥७॥

જે મનુષ્ય આધારચક્રથી ઊઠાડેલા અગ્નિની જ્વાલાઓને આકર્ષણવડે નિરંતર અપાનવાયુમાં પ્રાપ્ત કરવાથી ચંદ્રમાંથી ટપકતા અમૃતની ધારાને પીએ છે તે મનુષ્ય આ જગતમાં ધન્ય છે.

જે યોગાભ્યાસી મૂલબંધવડે આધારચક્રથી ઉપર ખેંચેલા અગ્નિની જ્વાલાઓને આકર્ષણવડે નિરંતર અપાનવાયુમાં એકત્ર કરવાથી મનુષ્યના તાળવામાં રહેલા ચંદ્રમાંથી ટપકતા અમૃતની ધારાને પીએ છે તે યોગાભ્યાસી આ જગતમાં ધન્યવાદને પાત્ર છે. ७

बन्धत्रयाभ्यासविपाकजातां, विवर्जितां रेचकपूरकाभ्याम् ।
विशोधयन्तीं विषयप्रवाहां, विद्यां भजे केवलकुम्भरूपाम् ॥८॥

ત્રણ બંધના અભ્યાસના પરિપાકથી ઉપજેલી, રેચક-પૂરકથી રહિત, ને વિષયના પ્રવાહને સારી રીતે નિર્મલ કરતી કેવલ કુંભકરૂપ વિદ્યાને હું ભજું છું.

પૂર્વે કહેલા જાલંધરાદિ ત્રણ બંધનો અભ્યાસ પરિપકવ થવાથી ઉપજેલી, રેચક તથા પૂરકથી રહિત, અને શબ્દાદિ વિષયના પ્રવાહને સારી રીતે ક્ષીણ કરતી કેવલકુંભકરૂપ પ્રાણનિરોધવિદ્યાને હું આદર આપું છું. કોઈ પ્રતમાં विशोधयन्तीं ને સ્થાને विशोषयन्तीं એવો પાઠ છે. ८

अनाहते चेतसि सावधानैरभ्यासशूरैरनुभूयमाना ।
संस्तम्भितश्वासमनःप्रचारा, सा जृम्भते केवलकुम्भकश्रीः ॥९॥

[1] કોઈ પ્રતમાં અહીં संतापिताद् એવો પાઠ લેવામાં આવે છે.

સાવધાન અને અભ્યાસમાં શૂર મનુષ્યોવડે અનાહત, પદ્મમાં વા હૃત્પદ્મમાં અનુભવમાં આવતી, ને જેણે શ્વાસની તથા મનની ગતિ સારી રીતે રોકી છે તે કેવલકુંભકની શોભા વૃદ્ધિ પામે છે.

યોગાભ્યાસમાં સાવધાન તથા યોગવિઘ્નોથી નહિ ડરતા શૂર મનુષ્યોવડે અનાહતચક્રમાં અથવા મનશ્ચક્રમાં અનુભવમાં આવતી, અને જેણે શ્વાસોચ્છ્વાસની તથા મનની ગતિને સારી રીતે રોકેલી છે તે કેવલકુંભકની ( પૂરકરેચકરહિત કુંભકની ) શોભા મનોહર પ્રતીત થાય છે. ૯

सहस्रशः सन्ति हठेषु कुम्भाः, संभाव्यते केवलकुम्भ एव ।
कुम्भोत्तमे यत्र तु रेचपूरैः, प्राणस्य न प्राकृतवैकृताख्यैः ॥ १० ॥

હઠયોગમાં હજારો પ્રકારના કુંભક છે, તેમાં કેવલકુંભકજ આદર આપવાયોગ્ય ગણાય છે, જે ઉત્તમ કુંભકમાં પ્રાણના પ્રાકૃતવૈકૃતનામના રેચકપૂરક થતા નથી

હઠયોગના પ્રાચીનઅર્વાચીન ગ્રંથોમાં સૂર્યભેદનાદિ ઘણા પ્રકારના કુંભકો કહ્યા છે, તેમાં ચિત્તને તથા પ્રાણને અનાયાસે સુસ્થિર કરનાર કેવલકુંભકનેજ મહાયોગીઓ આદર આપવાયોગ્ય ગણે છે, જે કેવલનામના ઉત્તમકુંભકમાં શ્વાસોચ્છ્વાસવડે તથા સ્વાભાવિક પૂરકરેચક તથા યોગશાસ્ત્રોમાં કહેલા પ્રયત્નવડે પૂરકરેચક કરવારૂપ વૈકૃતપૂરકરેચક પણ થતા નથી ૧૦

त्रिकूटनाम्न्यस्तिमिरेऽन्तरे खे, स्तम्भंगते केवलकुम्भ एव ।
प्राणानिलो भानुशशांकनाड्यौ विहाय सद्यो विलयं प्रयाति ॥ ११ ॥

ત્રિકૂટનામના માયાથી રહિત અંતરાકાશમાં પ્રાણ રોકા

તે કેવલકુભકજ છે પ્રાણરૂપ વાયુ સૂર્યનાડી તથા ચંદ્રનાડીનો ત્યાગ કરી શીઘ્ર વિલીન થાય છે.

ત્રિકૂટીની અંતર ત્રિકૂટનામના અજ્ઞાનના અભાવવાળા અંતરાકાશરૂપ બ્રહ્મમાં પ્રાણવાયુ સુસ્થિર થાય છે એજ કેવલકુભક છે. આ કેવલકુભકમા પ્રાણરૂપ વાયુ સૂર્યનાડીનો તથા ચંદ્રનાડીનો ત્યાગ કરીને શીઘ્રજ સુષુમ્ણામા વિલીન થાય છે ૧૧

प्रत्याहृतः केवलकुम्भकेन, प्रबुद्धकुण्डल्युपभुक्तशेषः ।
प्राणः प्रतीचीनपथेषु मन्दं, विलीयते विष्णुपदे मनो मे ॥ १२ ॥

કેવલકુભકવડે પાછો ખેંચેલો અને જાગેલી કુંડલિનીવડે શોષણ કરેલો પ્રાણ સૂક્ષ્મ થઈને પશ્ચિમમાર્ગોમાં વિલીન થાય છે, અને મારું મન પરમાત્મસ્વરૂપમાં વિલીન થાય છે.

આગળ કહેલા કેવલનામના કુભકવડે બાહ્યગતિ રોકી અંતર્મુખ કરેલો અને સુષુમ્ણાનું મુખ ત્યજી દઈ જાગ્રત્ થયેલી કુંડલિનીએ જેની સ્થૂલતા શોષી લીધી છે એવો પ્રાણ સૂક્ષ્મ થઈને સુષુમ્ણાનાડીમાં વિલીન થાય છે, અને મારુ ( યોગીનું ) મન પરમાત્મસ્વરૂપમાં અભેદભાવે વિલીન થાય છે ૧૨

निरंकुशानां श्वसनोद्गमानां निरोधनैः केवलकुम्भकाख्यैः ।
उदेति सर्वेन्द्रियवृत्तिशून्यो मरुल्लयः कोऽपि महामतीनाम् ॥ १३ ॥

સ્વતંત્રપણે બહાર નીકળતા પ્રાણવાયુનો કેવલકુંભકવડે નિરોધ કરવાથી કોઈક મહાબુદ્ધિશાલી પુરુષોને સર્વે ઇંદ્રિયોની વૃત્તિઓના અભાવરૂપ પ્રાણવાયુનો લય સિદ્ધ થાય છે

સ્વતંત્રપણે નાસાપુટાદિદ્વારા શરીરબહાર નીકળતા પ્રાણવાયુનો કેવલકુભકવડે નિરોધ કરવાથી કોઈક મહાબુદ્ધિવાળા યોગાભ્યાસી પુરુષોને

શ્રોત્રાદિ સર્વે ઇંદ્રિયોની બાહ્યવૃત્તિઓની નિવૃત્તિરૂપ ફલવાળો પ્રાણવાયુનો સુષુમ્ણામાં લય સિદ્ધ થાય છે. ૧૩

न दृष्टिलक्ष्याणि न चित्तबन्धो, न देशकालौ न च वायुरोधः।
न धारणाध्यानपरिश्रमो वा, समेधमाने सति राजयोगे॥ १४॥

જીવબ્રહ્મના અભેદનો દૃઢ અનુભવ થયે દૃષ્ટિને લક્ષ્યમાં સ્થિર કરવાની, ચિત્તને એકાગ્ર કરવાની, દેશકાલની અનુકૂલતાની, પ્રાણવાયુના નિરોધની કે ધારણાધ્યાનમાં પરિશ્રમ કરવાની આવશ્યકતા નથી.

જીવના વાસ્તવિક સ્વરૂપના અને બ્રહ્મના અભેદનો સંશયવિપર્યયરહિત દૃઢ અનુભવ થાય તો પછી નેત્રને કોઇ પણ સૂક્ષ્મ લક્ષ્યમાં સ્થિર કરવારૂપ ત્રાટકની, ચિત્તને બ્રહ્મમાં એકાગ્ર કરવાની, દેશની તથા સમયની અનુકૂલતાની, પ્રાણવાયુના નિરોધની કે બ્રહ્મમાં ધારણાધ્યાનાદિ કરવાનો પરિશ્રમ કરવાની યોગીને લેશ પણ અગત્ય રહેતી નથી. ૧૪

अशेषदृश्योज्झितदृग्जयानामवस्थितानामिह राजयोगे।
न जागरो नास्ति सुषुप्तिभावो, न जीवितं नो मरणं न चित्तम्॥१५॥

સમગ્ર દૃશ્યરહિત દ્રષ્ટાના દૃઢ અનુભવરૂપ આ રાજયોગમાં સ્થિત થયેલાને જાગ્રત્ નથી, સુષુપ્તિનો ભાવ નથી, જીવિત નથી, મરણ નથી, ને ચિત્ત નથી.

ઇંદ્રિયોથી તથા અંતઃકરણથી પ્રતીત થતા બધા દૃશ્યથી અત્યંતરહિત દ્રષ્ટારૂપ આત્માના દૃઢ અનુભવરૂપ આ રાજયોગમાં સુસ્થિર થયેલા મહાપુરુષોને અંતઃકરણની જાગ્રદવસ્થા નથી, સુષુપ્તિદશાનો

ભાવ નથી, લોકોના જેવું જીવિત નથી, લોકપ્રસિદ્ધ મરણ નથી, અને અંતઃકરણ પણ નથી. ૧૫

अहंममत्वादि विहाय सर्वं, श्रीराजयोगे स्थिरमानसानां ।
न द्रष्टृता नास्ति च दृश्यभावः, सा जृम्भते केवलसंविदेव ॥ १६ ॥

અહંતામમતાદિ સર્વેનો પરિત્યાગ કરીને શ્રીરાજયોગમાં જેમનાં મન સ્થિર થયાં છે તેમને દ્રષ્ટાપણું નથી, અને દૃશ્યભાવ નથી, તે કેવલ સ્ફુરણરૂપેજ વિલસે છે.

દેહાદિમાં અહંતા ને દેહાદિના સંબંધવાળા પ્રાણિપદાર્થમાં મમતા આદિ સર્વ બંધનોનો પરિત્યાગ કરીને અંતરાત્માથી અભિન્ન બ્રહ્મમાં જેમનાં પવિત્ર ને સૂક્ષ્મ અંતઃકરણો સુસ્થિર થયાં છે એવા મહાપુરુષોને વૃત્તિજ્ઞાનવાળાની સાથે અભેદ નથી, તેમજ દૃશ્યની સાથે પણ તેમને અભેદભાવ નથી તે સ્થિતિ કેવલ નિરુપાધિક જ્ઞાનસ્વરૂપેજ શોભે છે. ૧૬

नेत्रे ययोन्मेषनिमेषशून्ये वायुर्यया वर्जितरेचपूरः ।
मनश्च संकल्पविकल्पशून्यं,मनोन्मनी सा मयि संनिधत्ताम् ॥१७॥

જે અવસ્થાવડે નેત્ર ઉન્મેષનિમેષરહિત થાય છે, ને જે અવસ્થાવડે પ્રાણવાયુ રેચકપૂરક રહિત થાય છે, અને મન સંકલ્પવિકલ્પરહિત થાય છે, તે અવસ્થા મનોન્મની છે. તે મનોન્મની મારી સમીપમાં આવો.

જે અવસ્થાવડે ઉઘડવા તથા વીંચાવાથી રહિત સ્થિર નેત્ર ત્રાટકયુક્ત થાય છે, જે અવસ્થાવડે રેચકથી તથા પૂરકથી રહિત સ્થિર પ્રાણવાયુ કેવલકુંભકયુક્ત થાય છે, અને મન જે અવસ્થાવડે સંકલ્પવિકલ્પથી રહિત થાય છે, તે અવસ્થા મનોન્મની કહેવાય છે. તે મનોન્મની દશા મને પ્રાપ્ત થાઓ. ૧૭

चित्तेंद्रियाणां चिरनिग्रहेण, श्वासप्रवाहे शमिते समस्ते ।
निवातदीपायुतनिश्चलांगो, मनोन्मनी सा मयि संनिधत्ताम् १८

ચિત્તનો તથા ઇંદ્રિયોનો લાંબો સમય નિગ્રહ થવાથી શ્વાસનો સમસ્ત પ્રવાહ શાંત થયે વાયુવિનાના દીવાના જેવું ચંચલતારહિત ને નિશ્ચલ અંગ થાય તે મનોન્મની દશા છે. તે મારી સમીપમાં આવો.

અંત:કરણનો તથા શ્રોત્રાદિ ઇંદ્રિયોનો લાંબો સમય યથાવિધિ નિરોધ થવાથી શ્વાસોચ્છ્વાસનો સમગ્ર વેગ શાંત થયે ગતિવાળા વાયુવિનાના સ્થાનમાં રહેના દીવાના જેવું ચંચલતાથી રહિત ને સ્થિર શરીર થાય તે મનોન્મની દશા છે. તે મનોન્મની દશા મને પ્રાપ્ત થાઓ. ૧૮

उन्मन्यवस्थाविगमाय विद्वन्नुपायमेकं तव निर्दिशामः ।
पश्यन्नुदासीनदृशा प्रपंचं, संकल्पमुन्मूलय सावधानः ॥ १९ ॥

હે વિદ્વાન્! ઉન્મનીદશાના લાભમાટે એક ઉપાય અમે તને કહીએ છીએ તું સાવધાન થઇને ઉદાસીન દૃષ્ટિવડે સંસારને જોતો છતો સંકલ્પને મૂલસહિત દૂર કર.

હે પંડિત! ઉન્મની–અવસ્થાની પ્રાપ્તિમાટે અમે તને મુખ્ય ઉપાય કહીએ છીએ તે તું શ્રવણ કર. તું સાવધાન થઇને નામરૂપાત્મક સર્વ જગતને રાગદ્વેષથી રહિત દૃષ્ટિથી જોતો છતો વિષયોમાં રહેલી રમણીયપણાની બુદ્ધિને અજ્ઞાનસહિત દૂર કર. ૧૯

प्रसह्य संकल्पपरंपराणां, संछेदने सन्ततसावधानः ।
आलम्बनाशादपचीयमाने, शनैः शनैः शान्तिमुपैति चेतः ॥ २० ॥

બલાત્કારવડે સંકલ્પની પરંપરાઓને સારી રીતે છેદવામાં સર્વદા સાવધાન થવાથી આલંબન આદિ ઘટવાથી ધીરે ધીરે તેનું મન શાંતિ પામે છે.

વિવેકવૈરાગ્યવડે વિષયોમાં રહેલી રમણીયપણાની બુદ્ધિના પ્રવાહોને સારી રીતે ક્ષીણ કરવામાં સર્વદા મનની જાગૃતિવાળો જે યોગી પોતાના મનના આલમનરૂપ વિષયોમાં મનનો વેગ અત્યંત ઘટાડી નાંખે છે તે યોગીનું મન ધીરે ધીરે બ્રહ્મમાં મનની સ્થિરતારૂપ શાંતિને પામે છે. ૨૦

निःश्वासलोपैर्विधृतैः शरीरैर्नेत्रांचलैर्बद्धनिमीलितैश्च ।
[1]आविर्भवन्तीह मनस्कमुद्रामालोकयामो मुनिपुंगवानाम् ॥२१॥

નિઃશ્વાસના લોપોવડે, અંગોને સારી રીતે ધારણ કરવાવડે, ને નેત્રના છેડાઓનું અળગું બંધ કરવાવડે, અહીં શ્રેષ્ઠ મુનિઓને મનસ્કમુદ્રા આવિર્ભાવ પામે છે, જેને અમે જોઈએ છીએ.

શ્વાસોચ્છ્વાસના સારી રીતે નિરોધવડે શરીરના અવયવો સારી રીતે નિશ્ચલ કરવાવડે, અને નેત્રનો ઉપલો તથા નીચલો ભાગ ન મળે એવી રીતે તેને સ્થિર કરવાવડે આ જગતમાં શ્રેષ્ઠ મનનશીલ પુરુષોને ચિત્તની એકાગ્રતારૂપ મુદ્રા આવિર્ભાવ પામે છે, જેને અમે સદ્ગુરુકૃપાથી અનુભવીએ છીએ. ૨૧

---

૧ કોઈ પ્રતમાં અહીં आविर्भवन्तीममनस्कमुद्रां એવો પાઠ છે, ને તેનો અર્થ શ્રેષ્ઠ મુનિઓમાં આવિર્ભાવ પામતી અમનસ્કમુદ્રાને અમે જોઈએ છીએ એવો થાય છે.

अमी हि चेन्द्रा सहजा मनस्कादहंममत्वे शिथिलायमाने ।
मनोगतिं मारुतवृत्तिशून्यां, गच्छन्त्यगम्यां गमनावशेषाम् ॥२२॥

મનમાંથી હુંપણું અને મારાપણું શિથિલ થયે સતે પ્રાણવાયુની વૃત્તિથી રહિત મનની ગતિ ગતિના અવધિરૂપ અગમ્યમાં જાય છે. આજ આત્માની સહજાવસ્થા છે.

અંતઃકરણમાંથી હુંપણું ને મારાપણું જે બંધનરૂપ છે તે શિથિલ થયે સતે પ્રાણવાયુની શ્વાસોચ્છ્વાસરૂપ વૃત્તિથી રહિત અંતઃકરણની વૃત્તિ અંતઃકરણની ગતિના છેડારૂપ અગમ્યસ્વરૂપ બ્રહ્મમાં પ્રવેશ કરે છે, આજ આત્માની સ્વાભાવિક અવસ્થા એટલે વાસ્તવિક સ્વરૂપ છે.

કોઇ પ્રતમાં આ શ્લોક નીચે પ્રમાણે છેઃ—

अमी यमीन्द्रा सहजा मनस्कादहंममत्वे शिथिलायमाने ।
मनोऽलिंगं मारुतवृत्तिशून्यं गच्छन्ति भावं गगनावशेषम् ॥

(સહજાવસ્થાને પ્રાપ્ત થયેલા આ શ્રેષ્ઠ યોગીઓ મનમાંથી હુંપણું ને મારાપણું શિથિલ થયે સતે પ્રાણવાયુની વૃત્તિથી રહિત મનને ઓળંગી ગયેલ આકાશસમાન દશાને પામે છે.) ૨૨

निवर्तयन्तीं निभृतेंद्रियाणां, प्रवर्तयन्तीं परमात्मयोगं ।
संविन्मयीं तां सहजामवस्थां, कदा गमिष्यामि गतान्यभोगः २

અન્ય ભોગોથી નિવૃત્ત થયેલો હું ઇંદ્રિયોના બાહ્યવેગને નિવૃત્ત કરનારી અને પરમાત્માની પ્રાપ્તિરૂપ્રણી પ્રવૃત્તિ કરાવનારી કેવલજ્ઞાનસ્વરૂપ તે સહજાવસ્થાને ક્યારે પ્રાપ્ત થઇશ?

આત્માથી ભિન્ન શબ્દાદિ વિષયોના ભોગથી નિવૃત્ત થયેલો હું શ્રોત્રાદિ ઇંદ્રિયોના શબ્દાદિ વિષયોરૂપ્રણીના બાહ્યવેગને નિવૃત્ત કરનાર અને પરમાત્મસ્વરૂપની સાથે અભેદભાવ કરવાને પ્રવૃત્તિ કરાવનાર

તથા અવિદ્યા ને અવિદ્યાનાં કાર્યથી રહિત કેવલજ્ઞાનસ્વરૂપ આત્માની તે સ્વાભાવિક દશાને ક્યારે પ્રાપ્ત થઇશ ? ૨૩

मत्यग्विमर्शातिशयेन पुंसां, माचीनगन्धेषु पलायितेषु ।
मादुर्भवेत् क्वापि न जाड्यनिद्रा, मपंच एको विलयं मयाति २४

અંતરાત્માના અતિશય વિચારવડે અને પુરુષોના પૂર્વના ગંધાદિ દૂર થયે સતે કદી પણ અજ્ઞાનરૂપી નિદ્રા તેમને પ્રાપ્ત થતી નથી અને મુખ્ય પ્રપંચ વિલય પામે છે.

અહંકારાદિની અંતર રહેલ અંતરાત્માના અત્યંતધ્યાનવડે પુરુષોની પ્રીતિના વિષયરૂપ ઘ્રાણાદિ ઇંદ્રિયોના ગંધાદિ વિષયોમાંથી રાગ દૂર થયે સતે તેમને ( તે યોગીઓને ) કદીપણ અજ્ઞાનરૂપી નિદ્રા પ્રાદુર્ભાવ પામતી નથી, અને ભૂતભૌતિકરૂપ પ્રપંચ સદાને માટે બાધ પામે છે. ૨૪

विच्छिन्नसंकल्पविकल्पमूले, निःशेषनिर्मूलितकर्मजाले ।
निरन्तराभ्यासिनि नित्यभद्रे, विराजते योगिनि योगनिद्रा २५

સંકલ્પવિકલ્પનું મૂલ સારી રીતે ઉખેડાઇ ગયે સતે, અને કર્મોનો સમૂહ નિઃશેષ નિર્મૂલ થયે સતે, નિરંતર અભ્યાસવાળા નિત્યકલ્યાણસ્વરૂપ યોગીમાં યોગનિદ્રા શોભે છે.

સંકલ્પ અને વિકલ્પનું મૂલ જે અજ્ઞાન તે સારી રીતે ઉખડાઇ ગયે સતે, અને કર્મોવડે પડેલા સંસ્કારોનો સમૂહ બાકી ન રહે એવી રીતે નિર્મૂલ થયે સતે, નિરંતર બ્રહ્માભ્યાસ કરનારા નિત્યકલ્યાણસ્વરૂપ ચિત્તનિરોધવાળા યોગીમાં ચિત્તનિરોધરૂપ નિદ્રા શોભે છે. ૨૫

विश्रांतिमासाद्य तुरीयतत्त्वे, विश्वाद्यवस्थात्रितयोपरिस्थे ।
संविन्मयीं कामपि सर्वकालं, निद्रां भजे निर्विषनिर्विकल्पाम् २६

વિશ્વાદિની ત્રણ અવસ્થાઓની ઉપર રહેલ, તુરીયતત્ત્વમાં વિશ્રાંતિ પામીને ચૈતન્યરૂપ, વિષયરહિત ને નિર્વિકલ્પ કોઇક નિદ્રાને હું સર્વકાલ ભજું છું.

વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞનામના અભિમાનીની જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓની ઉપર રહેલ તુરીયરૂપ આત્મસ્વરૂપમાં ચિત્તની સ્થિરતાને પ્રાપ્ત કરીને નિરુપાધિકચેતનરૂપ, વિષયોના સંબંધવિનાની ને નામરૂપાદિ વિકલ્પોથી રહિત કોઈ વિલક્ષણ પ્રકારની નિદ્રાને હું સર્વકાલ સેવું છું. ૨૬

प्रकाशमाने परमात्मभानौ, नश्यत्यविद्यातिमिरे समस्ते ।
अहो बुधा निर्मलदृष्टयोऽपि, किञ्चिन्न पश्यंति जगत् समग्रम् २७

પરમાત્મરૂપ સૂર્ય પ્રકાશમાન્ થયે સતે સમગ્ર અવિદ્યારૂપ અંધારું નાશ પામે છે. અહો ! નિર્મલદૃષ્ટિવાળા જ્ઞાનીઓ સમગ્રજગત્ વિદ્યમાન છતાં પણ કાંઈ પણ જોતા નથી.

પરમાત્મરૂપ સૂર્યનો ચિત્તવૃત્તિમાં ઉદય થયે સતે અવિદ્યા ને અવિદ્યાના કાર્યરૂપ સઘળું અંધારું દૂર થઇ જાય છે. અહો ! આશ્ચર્યરૂપ છે કે અજ્ઞાનીની દૃષ્ટિએ સમગ્ર જગત્ વિદ્યમાન છતાં પણ અજ્ઞાનરૂપ મલથી રહિત થયેલી દૃષ્ટિવાળા જ્ઞાનીઓ કાંઇ પણ વિષયને સત્યરૂપે જોતા નથી. ૨૭

सिद्धिं तथाविधमनोविलयां समर्थां,
श्रीशैलशृंगकुहरेषु कदोपलभ्ये ।
गात्रं यदा मम लताः परिवेष्टयन्ति,
कर्णे यदा विरचयन्ति खगाश्च नीडम् ॥ २८ ॥

મનના વિલયરૂપ તેવી રીતની સમર્થ સિદ્ધિને હું ક્યારે

પામીશ ? કે જ્યારે શ્રીશૈલના શિખરની ગુફાઓમાં મારા શરીરને લતાઓ સર્વબાજુથી વીંટાશે, અને જ્યારે મારા કાનમાં પક્ષીઓ માળા કરશે.

મનનો પ્રલયમાં વિલય થવારૂપ શ્રેષ્ઠ પ્રતાપવાળી સિદ્ધિને હું ક્યારે પ્રાપ્ત થઈ શકીશ ? કે જ્યારે શ્રીશૈલપર્વતના શિખરની ગુફાઓમાં મારા દેહનું વિસ્મરણ થવાથી મારા શરીરને વૃક્ષ સમજી અમર-લતાદિ વેલાઓ તેને સર્વબાજુથી વીંટાશે, અને મારા કાનમાં પક્ષીઓ પોતાને રહેવામાટે માળા બાંધશે. છંદ વસંતતિલકા છે. ૨૮

ब्रह्मरंध्रगते वायौ, गिरेः प्रस्रवणं भवेत् ।
शृणोति श्रवणातीतं, नादं मुक्तिर्न संशयः ॥ २९ ॥*

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचिता योगतारावली समाप्ता ॥ ७ ॥

વાયુ બ્રહ્મરંધ્રમાં પ્રવેશ કરવાથી પર્વતમાંથી ઝરતા ઝરણાજેવો શબ્દ થાય છે, તે શ્રવણાતીત નાદને જે સાંભળે છે તેને મુક્તિ થાય છે, તેમાં સંશય નથી.

---

* કોઇ પ્રતમાં નીચેનો શ્લોક વધારે જોવામાં આવે છે:-

विचरतु मतिरेषा निर्विकल्पे समाधौ,
कुचकलशयुगे वा कृष्णसारेक्षणानां ।
चतुरजडमते वा सज्जनानां मते वा,
मतिकृतगुणदोषा मां विभुं न स्पृशन्ति ॥ ३० ॥

( મારી આ બુદ્ધિ નિર્વિકલ્પસમાધિમાં વિચરો, અથવા મૃગનયનીઓના કુચકલશમાં વિચરો, ચતુરજડના મતમાં વા સજ્જનોના મતમાં વિચરો, બુદ્ધિના કરેલા ગુણદોષો મને વ્યાપકને સ્પર્શ કરતા નથી. )

પ્રાણવાયુ બ્રહ્મરંધ્રમાં સુસ્થિર થયે સતે યોગીને પર્વતમાંથી વહેતા ઝરણાના જેવો અવાજ સાંભળવામાં આવે છે. તે શ્રવણાતીત એટલે લૌકિકજનોને પોતાના કાનથી સાંભળવામાં ન આવે એવા અલૌકિક નાદને જે યોગી સાંભળે છે તે યોગી કૈવલ્યમોક્ષને પામે છે, તેમાં સંશય નથી. છંદ અનુષ્ટુપ્ છે. ૨૯

એ પ્રમાણે બ્રહ્મવિદ્યાવાળા પરમહંસોના ને પરિવ્રાજકોના આચાર્ય શ્રીશંકરાચાર્યજીએ રચેલા યોગતારાવલીનામના સ્તોત્રરૂપ સાતમા રત્નની શ્રીનાથશર્મપ્રણીત ભાવાર્થદીપિકાનામની ગુજરાતીભાષાની ટીકા પૂરી થઈ. ૭

## ॥ ॐ ॥

## ॥ ૮ શ્રીઆત્મબોધ ॥

ભાવાર્થદીપિકાટીકાસહિત

### મંગલાચરણ ને ટીકાની પ્રતિજ્ઞા

દોહરો

तपोभिः क्षीणपापानां, शांतानां वीतरागिणाम् ।
मुमुक्षुणामपेक्षोऽयमात्मबोधो विधीयते ॥ १ ॥

તપોવડે જેમના પાપસંસ્કારો ક્ષીણ થઇ ગયા છે એવા, શાંત અને રાગરહિત મુમુક્ષુઓને ઉપયોગી આ આત્મબોધ વિધાન કરાય છે.

સંધ્યાવંદનાદિ નિત્યકર્મો, ગ્રહણાદિ પ્રસંગે કરવાના શ્રાદ્ધાદિરૂપ નૈમિત્તિકકર્મો, પાપોની નિવૃત્તિમાટે કરવામાં આવતાં કૃચ્છ્રચાંદ્રાયણાદિ કર્મો, અને ભગવદ્ધ્યાનાદિ શુભ કર્મોવડે જેમના રાગદ્વેષાદિના હેતુભૂત પાપસંસ્કારો અત્યંત બલહીન થઇ ગયા છે એવા, ક્રોધાદિ વિક્ષેપોથી રહિત અંતઃકરણવાળા, અને વિષયમાં પ્રીતિરૂપ રાગથી રહિત એવા મોક્ષને મેળવવા ઇચ્છતા પુરુષોને કરવાયોગ્ય આ આત્મબોધનામનો પ્રકરણગ્રંથ લખાય છે. ૧

યજ્ઞાદિ કર્મો મુક્તિનાં સાધન છે, તે કર્મોનો ત્યાગ કરી મનુષ્ય આત્મજ્ઞાનની શામાટે ઇચ્છા કરે એમ શંકા થાય તો તેના સમાધાનમાં નીચેનો શ્લોક કહે છેઃ—

बोधोऽन्यसाधनेभ्यो हि, साक्षान्मोक्षैकसाधनम् ।
पाकस्य वह्निवज्ज्ञानं, विना मोक्षो न सिध्यति ॥ २ ॥

અન્ય સાધનોથી જ્ઞાન સાક્ષાત્ મોક્ષનું મુખ્ય સાધન છે, પાકનું અગ્નિની પેઠે. જ્ઞાનવિના મોક્ષ સિદ્ધ થતો નથી.

કર્મો અંતઃકરણના મલદોષને દૂર કરે છે, અને ઉપાસના અંતઃકરણના વિક્ષેપનામના દોષને દૂર કરે છે, તેથી કર્મ ને ઉપાસના અંતઃકરણના મલવિક્ષેપદોષની નિવૃત્તિદ્વારા મોક્ષમાં હેતુભૂત થાય છે. એ બંને મોક્ષનાં સાક્ષાત્ સાધન નથી, પણ જ્ઞાન તો મોક્ષનું સાક્ષાત્

મુખ્ય સાધન છે. રસોયો, લાકડાં અને અન્ય રસોઇનાં સાધન વિદ્યમાન હોય તોપણ અગ્નિવિના જેમ રસોઇ કરી શકાતી નથી તેમ જ્ઞાનવિના મોક્ષ થતો નથી. " ज्ञानादेव तु कैवल्यं " ( પુરુષને જ્ઞાનથી કૈવલ્યનો લાભ થાય છે, ) " ऋते ज्ञानान्न मुक्तिः " ( જ્ઞાનવિના મોક્ષલાભ થતો નથી, ) ઇત્યાદિ શ્રુતિઓ પણ જ્ઞાનથીજ મોક્ષની પ્રાપ્તિ કહે છે. ૨

કર્મવડે મોક્ષ થવાનો સંભવ છે, તો પછી મોક્ષને માટે જ્ઞાન મેળવવાની શી અગત્ય છે એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

अविरोधितया कर्म, नाविद्यां विनिवर्तयेत् ।
विद्याऽविद्यां निहन्त्येव, तेजस्तिमिरसंघवत् ॥ ३ ॥

અવિરોધીપણાવડે કર્મ અવિદ્યાને દૂર કરે નહિ; તેજ જેમ અંધકારના સમૂહને દૂર કરે છે તેમ વિદ્યા અવિદ્યાને હણેજ છે.

જે પ્રતિનિયત વિરોધી હોય તે પોતાના વિરોધીને હણે છે. કર્મ અવિદ્યાના કાર્યરૂપ હોવાથી તે અવિદ્યાનું વિરોધી નથી, તેથી કર્મ અવિદ્યાની નિવૃત્તિ કરી શકે નહિ. જેમ પ્રકાશ અંધકારનો વિરોધી છે, તેથી તે ધાટા અંધકારને દૂર કરે છે, તેમ જ્ઞાન અજ્ઞાનનું પ્રતિનિયત વિરોધી હોવાથી અજ્ઞાનને દૂર કરે છે, એમાં કાંઈ સંશય નથી. ૩

વિનાશી જીવાત્માનું અવિનાશી બ્રહ્મની સાથે એકપણું સંભવે નહિ, તેથી જીવબ્રહ્મના એકપણાના જ્ઞાનવડે મોક્ષ પણ ન સંભવે, એવી શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

परिच्छिन्न इवाज्ञानात्तन्नाशे सति केवलः ।
स्वयं प्रकाशते ह्यात्मा, मेघापायेंऽशुमानिव ॥ ४ ॥

જીવ અજ્ઞાનથી પરિચ્છિન્નજેવો જણાય છે તેનો નાશ થવાથી કેવલ આત્મા પોતે પ્રકાશે છે. વાદળાંઓ દૂર થવાથી સૂર્યની પેઠ.

ભિન્ન ભિન્ન શરીરોમાં એકજ આત્મા વ્યાપી રહેલો છે એવું જ્ઞાન ન હોવાથી શરીરશરીરપ્રતિ જૂદો જૂદો આત્મા છે એવું જ્ઞાન થાય છે. એવા ભ્રાંતિજ્ઞાનથી વ્યાપક અને અવિનાશી આત્મા પરિચ્છિન્નજેવો અને વિનાશીજેવો પ્રતીત થાય છે. એ અજ્ઞાનનો નાશ થવાથી પ્રસિદ્ધ આત્મા માયા ને માયાનાં કાર્યોથી રહિત પોતાના શુદ્ધસ્વરૂપથી પ્રકાશે છે. જેમ વાદળાંઓ દૂર થવાથી સૂર્ય પોતાના શુદ્ધસ્વરૂપથી પ્રકાશે છે તેમ અજ્ઞાન દૂર થવાથી આત્મા પોતાના વાસ્તવિકસ્વરૂપે પ્રકાશે છે. આવી રીતે જીવના વાસ્તવિકસ્વરૂપનો બ્રહ્મથી અભેદ હોવાથી જીવબ્રહ્મના અભેદના જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ સંભવે છે. ૪

અજ્ઞાનનો નાશ થવાથી એક આત્માજ પ્રકાશે છે એમ તમે કહો છો તે યોગ્ય નથી, કેમકે તે વેલા અજ્ઞાનનો નાશ કરનારું વૃત્તિજ્ઞાન અને આત્મા એમ બે વસ્તુ રહેવાથી દ્વૈત રહે છે, એકલો આત્મા રહેતો નથી, એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

अज्ञानकलुषं जीवं, ज्ञानाभ्यासाद्विनिर्मलम् ।
कृत्वा ज्ञानं स्वयं नश्येज्जलं कतकरेणुवत् ॥ ५ ॥

અજ્ઞાનથી મલિન થયેલા જીવને જ્ઞાનાભ્યાસથી અત્યંત નિર્મલ કરીને જ્ઞાન પોતે નિવૃત્ત થાય છે, જલમાં નાંખેલી કતકની ભૂકીની પેઠ

અજ્ઞાનરૂપ આવરણથી મલિનજેવા જણાતા જીવને અંતરાત્માથી અભિન્ન બ્રહ્મના જ્ઞાનના દીર્ઘકાલ આદરપૂર્વક અભ્યાસથી અત્યંત નિર્મલ કરીને બ્રહ્માકાર થયેલી વૃત્તિરૂપ જ્ઞાન પણ અન્ય દશ્યની સાથે બાધ પામી જાય છે. જેમ ડોળા જલમાં નાંખેલી નિર્મળીફલની ભૂકી જલમાં રહેલા મેલને નીચે બેસારીને પોતે પણ નીચે બેસી જાય છે તેમ બ્રહ્માકારવૃત્તિ અન્ય દશ્યનો બાધ કરીને પોતે પણ બાધ પામી જાય છે. ૫

પ્રતીત થતા સંસારને મિથ્યા કહેવો એ પ્રત્યક્ષપ્રમાણથી વિરુદ્ધ છે એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

संसारः स्वप्नतुल्यो हि, रागद्वेषादिसंकुलः ।
स्वकाले सत्यवद्भाति, प्रबोधेऽसत्यवद्भवेत् ॥ ६ ॥

રાગદ્વેષાદિથી ભરપૂર સંસાર સ્વપ્નસમાનજ છે, તે પોતાના સમયમાં સત્યના જેવો દેખાય છે, ને જ્ઞાનના સમયમાં અસત્યજેવો થાય છે.

રાગદ્વેષાદિ દોષોથી ભરેલો આ નામરૂપક્રિયાત્મક સંસાર વિદ્વાનોની દૃષ્ટિએ સ્વપ્નતુલ્યજ છે. તે સંસાર અજ્ઞાનકાલમાં અજ્ઞાનીઓને સાચાના જેવો પ્રતીત થાય છે, પણ જ્ઞાનકાલમાં જ્ઞાનીઓને અસત્ય જેવો પ્રતીત થાય છે. ૬

આ સંસારનું મિથ્યાપણું બીજા દૃષ્ટાંતવડે કહે છેઃ—

तावत्सत्यं जगद्भाति, शुक्तिकारजतं यथा ।
यावन्न ज्ञायते ब्रह्म, सर्वाधिष्ठानमद्वयम् ॥ ७ ॥

જેમ જ્યાંસુધી છીપનું જ્ઞાન થતું નથી ત્યાંસુધી રૂપું દેખાય છે તેમ જ્યાંસુધી સર્વના અધિષ્ઠાનરૂપ અદ્વૈ

બ્રહ્મ જાણવામાં આવતું નથી ત્યાંસુધી જગત્ સત્યરૂપે જણાય છે.

જેવી રીતે જ્યાંસુધી છીપનો ત્રિકોણજેવો આકાર અને તેનો નીચલો લીલાજેવો રંગ પ્રતીત થતો નથી ત્યાંસુધી દૂર રહેલી છીપ રૂપારૂપે પ્રતીત થાય છે, તેવી રીતે જ્યાંસુધી સર્વ કલ્પિત વસ્તુઓના આધારરૂપ અદ્વિતીય બ્રહ્મ સ્પષ્ટ જાણવામાં આવતું નથી ત્યાંસુધી મિથ્યા જગત્ પણ સત્યરૂપે પ્રતીત થાય છે. ૭

આ જગતના સર્વ પદાર્થો બ્રહ્મમાં કલ્પિત છે એમ બીજી રીતે જણાવે છે:—

सच्चिदात्मन्यनुस्यूते, नित्ये विष्णौ प्रकल्पिताः ।
व्यक्तयो विविधाः सर्वा, हाटके कटकादिवत् ॥ ८ ॥ *

સચ્ચિત્સ્વરૂપ, અનુસ્યૂત, નિત્ય ને વ્યાપકમાં વિવિધ સર્વે વ્યક્તિઓ કલ્પાયેલી છે, સોનામાં કડાં આદિની પેઠે.

જેમ સોનામાં કડું, કુંડલ ને મુકુટાદિ નાનાપ્રકારનાં ઘરેણાં કલ્પાયેલાં છે તેમ ત્રિકાલાબાધ્ય, જ્ઞાનસ્વરૂપ, સર્વમાં પરોવાઇને રહેલ, શાશ્વત અને દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત બ્રહ્મમાં આ સર્વ નાનાપ્રકારનાં નામ, રૂપ અને ક્રિયાઓ અજ્ઞાનવડે કલ્પાયેલ છે. ૮

પૂર્વોક્ત અર્થને વિશેષ દૃઢ કરે છે:—

---

* કોઇ પ્રતિમાં નીચેનો શ્લોક વધારે લેવામાં આવે છે:—

उपादानेऽखिलाधारे, जगन्ति परमेश्वरे ।
सर्गस्थितिलयान्यान्ति बुद्बुदानीव वारिणि ॥

(જેમ જલમાં પરપોટાઓ ઉપજે છે, સ્થિતિ કરે છે, અને લય પામે છે તેમ વિવર્તોપાદાનકારણરૂપ ને સર્વના આધાર પરમેશ્વરમાં જગતો ઉપજે છે, સ્થિતિ કરે છે, અને લય પામે છે.)

यथाऽऽकाशो हृषीकेशो, नानोपाधिगतो विभुः ।
तद्भेदाद्भिन्नवद्भाति, तन्नाशे सति केवलः ॥ ९ ॥

જેમ ભિન્ન ભિન્ન ઉપાધિમાં રહેલો વ્યાપક આકાશ ઉપાધિના ભેદથી ભેદ પામેલાજેવો જણાય છે, અને ઉપાધિનો નાશ થવાથી એકલો આકાશ રહે છે, તેમ આત્મા પણ.

જેવી રીતે ઘડો ને મઠ આદિ ભિન્ન ભિન્ન ઉપાધિઓમાં રહેલો વ્યાપક આકાશ તે તે ઉપાધિઓના ભેદથી ભેદ પામેલાજેવો જણાય છે, અને ઘટ તથા મઠ આદિ ઉપાધિઓનો નાશ થવાથી એકલો મહાકાશજ રહે છે, તેવી રીતે અંતઃકરણરૂપ ભિન્ન ભિન્ન ઉપાધિઓમાં રહેલું, વ્યાપક તથા મનસહિત અગીઆર ઇંદ્રિયોનું પ્રેરક બ્રહ્મ ભિન્ન ભિન્ન અંતઃકરણોના ભેદથી ભેદ પામેલાના જેવું જણાય છે, અને તે ઉપાધિઓનો બાધ વા નાશ થવાથી શુદ્ધ બ્રહ્મજ રહે છે. ૯

ઉપાધિઓના ભેદથીજ આત્મામાં વર્ણાશ્રમાદિ ધર્મો કલ્પાયે છે એમ કહે છેઃ—

नानोपाधिवशादेव, जातिनामाश्रमादयः ।
आत्मन्यारोपितास्तोये, रसवर्णादिभेदवत् ॥ १० ॥

જલમાં રસ ને રંગાદિના ભેદની પેઠે ભિન્ન ભિન્ન ઉપાધિને લીધેજ વર્ણ, નામ ને આશ્રમાદિ આત્મામાં આરોપેલાં છે.

જેમ જલમાં મધુર રસ અને ધોળો રંગ છે, તથા તે સ્વભાવથી શીતલ છે, પણ તેમાં બીજા ખારાખાટા પદાર્થો નાંખવાથી, અને રાતાપીળા ધૂસાદિ રંગ નાંખવાથી, તથા તેને અગ્નિનો સંયોગ કરાવવાથી તે જલ ભિન્ન ભિન્ન રસવાળું અને ભિન્ન ભિન્ન રંગવાળુ

તથા ઉષ્ણ પ્રતીત થાય છે, તેમ ભિન્ન ભિન્ન અંત:કરણોરૂપ ઉપાધિને લીધેજ એક આત્મામાં બ્રાહ્મણાદિ વર્ણો, મહદત્તાદિ નામો અને બ્રહ્મચર્યાદિ આશ્રમો તથા બીજી સ્થિતિઓ ભ્રાંતિજ્ઞાનવડે આરોપેલાં છે. ૧૦

અવિદ્યાવડે આત્મામાં સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ શરીરો આરોપાયેલાં છે. તેમાં પ્રથમ સ્થૂલશરીરનું સ્વરૂપ કહે છે—

पंचीकृतमहाभूतसंभवं कर्मसंचितम् ।
शरीरं सुखदुःखानां, भोगायतनमुच्यते ॥ ११ ॥

**પંચીકૃતમહાભૂતોથી ઉપજેલું, પ્રારબ્ધકર્મે રચેલું ને જીવનાં સુખદુઃખોનું સ્થાન સ્થૂલશરીર કહેવાય છે**

પંચીકૃત એટલે એકબીજામાં ભળી સ્થૂલ થયેલાં પૃથિવ્યાદિ પાંચ મહાભૂતોમાંથી ઉત્પન્ન થયેલું, જીવના પ્રારબ્ધકર્મે રચેલું, જીવને પોતાના કર્માનુસાર સુખદુ:ખ ભોગવવાનું સ્થાન તે સ્થૂલશરીર કહેવાય છે. સ્થૂલભૂતોમાંથી તે ઉપજે છે, માટે તેને સ્થૂલશરીર કહે છે. ૧૧

હવે સૂક્ષ્મશરીરનું સ્વરૂપ કહે છે—

पंचप्राणमनोबुद्धिदशेंद्रियसमन्वितम् ।
अपंचीकृतभूतोत्थं, सूक्ष्मांगं भोगसाधनम् ॥ १२ ॥

**દશ ઇંદ્રિયોસહિત પાંચ પ્રાણ મન તથા બુદ્ધિરૂપ, અપંચીકૃતભૂતોમાંથી ઉત્પન્ન થયેલું, ને ભોગના સાધનરૂપ સૂક્ષ્મશરીર કહેવાય છે.**

શ્રોત્ર, ત્વચા, નેત્ર, જિહ્વા, નાસિકા, વાણી, હાથ, પગ, ઉપસ્થ ને ગુદા એ દશ ઇંદ્રિયો, પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન આ પાંચ પ્રાણો; સંકલ્પવિકલ્પરૂપ મન અને નિશ્ચયરૂપ બુદ્ધિ એ 'સત્તર તત્ત્વોરૂપ, અપંચીકૃત એટલે નહિ મળેલાં સૂક્ષ્મ પાંચ મહાભૂતોમાંથી

ઉત્પન્ન થયેલું; સુખદુઃખરૂપ ભોગના સાધનરૂપ જીવનું સૂક્ષ્મ શરીર છે. આ સૂક્ષ્મશરીરને લિંગશરીર પણ કહેવામાં આવે છે. સૂક્ષ્મભૂતોમાંથી ઉત્પન્ન થયેલું હોવાથી આને સૂક્ષ્મશરીર કહેવામાં આવે છે. ૧૨

હવે કારણશરીરનું સ્વરૂપ તથા ત્રણે શરીરથી આત્માની ભિન્નતા કહે છેઃ—

अनाद्यविद्यानिर्वाच्या, कारणोपाधिरुच्यते ।
उपाधित्रितयादन्यमात्मानमवधारयेत् ॥ १३ ॥

**અનાદિ અને અનિર્વચનીય અવિદ્યા કારણરૂપ ઉપાધિ કહેવાય છે. ત્રણ ઉપાધિથી ભિન્ન આત્માનો નિશ્ચય કરે.**

અવિદ્યાનું કોઇ કારણ માનીએ તો તેમાં ઘણા દોષો આવે, એટલામાટે અવિદ્યાને અનાદિ સ્વીકારવામાં આવે છે. સત્યથી અને અસત્યથી ભિન્ન એટલે વર્તમાનકાલમાં પ્રતીત થાય અને ઉત્તરકાલમાં બાધ પામવાને યોગ્ય હોય તે અનિર્વચનીય કહેવાય છે. અનાદિ અને અનિર્વચનીય અવિદ્યાનો અંશ જીવની કારણરૂપ ઉપાધિ અથવા કારણ-શરીર કહેવાય છે. આ શરીર સ્થૂલશરીરના અને સૂક્ષ્મશરીરના હેતુભૂત હોવાથી કારણશરીર કહેવાય છે. આ ત્રણ શરીરરૂપ ત્રણ ઉપાધિથી પોતાનો આત્મા ભિન્ન છે એમ પોતાના આત્મસ્વરૂપનો નિશ્ચય મુમુક્ષુ કરે. ૧૩

આત્મા અન્નમયાદિ પાંચ કોશરૂપ નથી એમ જણાવે છેઃ—

पंचकोशादियोगेन, तत्तन्मय इव स्थितः ।
शुद्धात्मा नीलवस्त्रादियोगेन स्फटिको यथा ॥ १४ ॥

**જેમ નીલવસ્ત્રાદિના યોગવડે સ્ફટિક નીલારંગનો પ્રતીત**

**થાય છે તેમ પાંચ કોશાદિના યોગવડે શુદ્ધ આત્મા તેના તેના જેવો પ્રતીત થાય છે.**

જેમ આભમાની, રાતા અને પીળા વસ્ત્રના તથા બીજા પદાર્થોના યોગવડે ધોળા રંગનો સ્ફટિક તેવા તેવા રંગનો પ્રતીત થાય છે, તેમ અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ કોશોના અથવા સ્થૂલ, સૂક્ષ્મ અને કારણશરીરના સંબંધવડે તે સર્વના સંગથી રહિત આત્મા તે તે કોશના અથવા તે તે શરીરના જેવો અજ્ઞાની મનુષ્યોને જણાય છે. ૧૪

વિવેકી પુરુષે યુક્તિવડે પાંચ કોશોથી આત્માના ભિન્નપણાનો નિર્ણય કરવો જોઇએ એમ કહે છેઃ—

**वपुस्तुषादिभिः कोशैर्युक्तं युक्त्यावघाततः ।**
**आत्मानमंतरं शुद्धं, विविच्यात्तंडुलं यथा ॥ १५ ॥**

**જેમ ફોતરાં આદિ ઢાંકણોથી યુક્ત તંડુલને યુક્તિવડે ખાંડીને પૃથક્ કરે છે તેમ શરીરરૂપ ઢાંકણથી યુક્ત આત્માને યુક્તિવડે ભિન્ન અને શુદ્ધરૂપ નક્કી કરે.**

જેમ સ્થૂલફોતરાંરૂપ અને સૂક્ષ્મફોતરાંરૂપ આવરણવડે યુક્ત ચોખા ડાંગરરૂપ સ્થિતિમાં હોય તેને યોગ્યરીતે ખાંડવાથી ફોતરાંઓ જૂદાં પાડી શુદ્ધ ચોખાને પૃથક્ કરવામાં આવે છે તેમ ત્રણ શરીરોરૂપ અથવા પાંચ કોશોરૂપ આવરણોથી યુક્ત આત્માને શાસ્ત્રોક્ત યુક્તિવડે તે શરીરોથી અથવા કોશોથી ભિન્ન ને તે સર્વની અંતર રહેલ શુદ્ધરૂપે નક્કી કરે. સ્થૂલશરીર અન્નમય કોશરૂપ છે; સૂક્ષ્મશરીર પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય એ ત્રણ કોશરૂપ છે; અને કારણશરીર આનંદમયકોશરૂપ છે. ત્રણ શરીરથી—આત્માના પૃથક્પણાનો નિશ્ચય—

નીચેની યુક્તિવડે થાય છેઃ-સ્વપ્નાવસ્થામાં સ્થૂલદેહનું ભાન થતું નથી, અને હું છું એમ આત્માનું ભાન થાય છે, સુષુપ્તિઅવસ્થામાં સ્થૂલ અને સૂક્ષ્મશરીર પ્રતીત થતાં નથી, પણ હું છું એમ આત્માનું સૂક્ષ્મજ્ઞાન તે વેળા હોય છે, અને તુરીયાવસ્થામાં પૂર્વોક્ત ત્રણે શરીરનું ભાન રહેતું નથી, પણ એક નિરાવરણ આત્માનું ભાન રહે છે. એવી રીતે વિચારી જોતાં ત્રણ શરીરોથી આત્મા ભિન્ન છે એમ નિશ્ચય થાય છે. વળી ત્રણે શરીરો દશ્ય અને જડ હોવાથી અને આત્મા દ્રષ્ટા અને ચેતન હોવાથી એ ત્રણે શરીરોથી ભિન્ન છે એવો નિશ્ચય થઇ શકે છે. ૧૫

આત્મા સર્વવ્યાપક છતાં પણ સર્વત્ર કેમ પ્રતીત થતો નથી એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

**सदा सर्वगतोऽप्यात्मा, न सर्वत्रावभासते ।**
**बुद्धावेवावभासेत, स्वच्छेषु प्रतिबिंबवत् ॥ १६ ॥**

**આત્મા સર્વદા સર્વવ્યાપક છતાં પણ સર્વત્ર પ્રતીત થતો નથી, પણ બુદ્ધિમાંજ પ્રતીત થાય છે, સ્વચ્છ પદાર્થોમાં પ્રતિબિંબની પેઠે.**

સચ્ચિદાનંદઘન આત્મા સર્વદા સર્વવ્યાપક છતાં પણ સર્વત્ર એટલે રાજસતામસ પદાર્થોમાં તેની સ્પષ્ટ પ્રતીતિ થઇ શકતી નથી, પણ રાગદ્વેષાદિ દોષથી રહિત પવિત્ર ને એકાગ્ર બુદ્ધિમાંજ તે પ્રતીત થાય છે. જેમ કાચ આદિ સ્વચ્છ પદાર્થોમાં સૂર્યાદિનું પ્રતિબિંબ પડે છે, પણ તાવડી આદિ મલિન પદાર્થોમાં તેનું પ્રતિબિંબ પડી શકતું નથી તેમ. ૧૬

આત્મા શરીરાદિમાં રહ્યા છતાં પણ તેનાથી ભિન્ન છે એ અર્થને દૃષ્ટાંત આપી સમજાવે છેઃ—

देहेंद्रियमनोबुद्धिप्रकृतिभ्यो विलक्षणम् ।
तद्वृत्तिसाक्षिणं विद्यादात्मानं राजवत्सदा ॥ १७ ॥

શરીર, ઇંદ્રિયો, મન, બુદ્ધિ અને પ્રકૃતિથી વિલક્ષણ ને તેની વૃત્તિના સાક્ષી આત્માને સર્વદા જાણે, રાજાની પેઠે.

જેમ પોતાની સભામાં બેઠેલા રાજા તે સભામાં બેઠેલા અન્ય મનુષ્યોથી વિલક્ષણ અને તેમના સાક્ષી હોઇને તેમનાથી ભિન્ન છે તેમ આત્મા પણ સ્થૂલશરીર, દશ ઇંદ્રિયો, મન, બુદ્ધિ અને એ સર્વના કારણરૂપ પ્રકૃતિ એ બધાથી વિપરીતસ્વરૂપવાળો અને તે બધાની વૃત્તિઓનો સાક્ષી છે એમ નક્કી કરે શરીરાદિ જડ, દશ્ય ને પરિણામી છે, અને આત્મા તેનાથી વિપરીતસ્વભાવવાળો એટલે ચેતન, દ્રષ્ટા ને અપરિણામી છે વળી આત્મા સ્થૂલશરીરની બાલ્યાદિ અવસ્થાનો, જ્ઞાનેંદ્રિયોની વૃત્તિઓનો, કર્મેન્દ્રિયોની ક્રિયાનો, મનની સંકલ્પવિકલ્પરૂપ વૃત્તિનો, બુદ્ધિની નિશ્ચયરૂપ વૃત્તિનો અને પ્રકૃતિરૂપ ગુણોના ધર્મોનો સાક્ષી છે. ૧૭

ઇંદ્રિયોની ક્રિયાથી આત્મા ક્રિયા કરતો હોય એવી ભ્રાંતિ થાય છે. વસ્તુતાએ તો તે કાલે પણ આત્મા સાક્ષી છે. આ અર્થને દૃષ્ટાંત આપીને સમજાવે છે.—

व्यापृतेष्विंद्रियेष्वात्मा, व्यापारीवाविवेकिनाम् ।
दृश्यतेऽभ्रेषु धावत्सु, धावन्निव यथा शशी ॥ १८ ॥

જેમ વાદળાં દોડવાથી ચંદ્ર દોડતો હોય એમ અવિવેકીઓને જણાય છે તેમ ઇંદ્રિયો ક્રિયા કરતી હોય તેમાં જાણે આત્મા ક્રિયા કરતો હોય એમ અવિવેકીઓને જણાય છે.

જેમ આકાશમાં પવનના વેગથી વાદળાં દોડતાં હોય તે જોઇ

અવિવેકીઓને જાણે ચંદ્ર દોડતો હોય એમ જણાય છે તેમ નેત્રાદિ ઇંદ્રિયો પોતપોતાની ક્રિયાઓ કરતી હોય તેમાં જાણે અક્રિય આત્મા ક્રિયા કરતો હોય એમ શાસ્ત્રસંસ્કારવિનાના અવિવેકી મનુષ્યોને પ્રતીત થાય છે. ૧૮

શરીરાદિ આત્માને આશરે રહી ક્રિયા કરે છે આ અર્થને દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

आत्मचैतन्यमाश्रित्य, देहेंद्रियमनोधियः ।
स्वकीयार्थेषु वर्तंते, सूर्यालोकं यथा जनाः ॥ १९ ॥

જેમ મનુષ્યો સૂર્યના પ્રકાશવડે પોતપોતાના પ્રાપ્ત વ્યવહારો કરે છે તેમ આત્મચેતનનો આશ્રય કરીને શરીર, ઇંદ્રિયો, મન અને બુદ્ધિ પોતપોતાના વિષયોમાં પ્રવર્તે છે.

જેમ સર્વ મનુષ્યો સૂર્યના પ્રકાશનો આશ્રય લઈને પોતપોતાના ખેતી આદિ પ્રાપ્તવ્યવહારો કરે છે તેમ ચૈતન્યરૂપ આત્માનો આશ્રય કરીને સ્થૂલશરીર, દશ ઇંદ્રિયો, મન અને બુદ્ધિ પોતપોતાના વિષયોભણી પ્રવૃત્તિ કરે છે. દેહાદિ જડ હોવાથી પોતાની મેળે પ્રવૃત્તિ કરી શકતાં નથી. ૧૯

દેહાદિના ધર્મો આત્મામાં પ્રતીત થવાથી આત્મા વિકારી પ્રતીત થાય છે એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

देहेंद्रियगुणान्कर्माण्यमले सच्चिदात्मनि ।
अध्यस्यंत्यविवेकेन, गगने नीलिमादिवत् ॥ २० ॥

જેમ અવિવેકવડે આકાશમાં આસમાનીપણું આદિ પ્રતીત થાય છે તેમ શરીર અને ઇંદ્રિયોના ધર્મોને અને કર્મોને નિર્મલ, સદ્રૂપ ને ચિદ્રૂપ આત્મામાં અવિવેકવડે કલ્પે છે.

જેમ અવિવેકી મનુષ્ય આકાશના સ્વરૂપને નહિ જાણવાથી તે આકાશમાં આસમાની અને રાતા ઇત્યાદિ રંગોનો આરોપ કરે છે તેમ શાસ્ત્રસંસ્કારહીન મનુષ્ય શરીરની અવસ્થા અને રંગાદિ ધર્મોનો, અને તેનાં કર્મોનો, તેમજ દશ ઇંદ્રિયોના ધર્મોનો, અને તેમનાં કર્મોનો, અવિદ્યારૂપ મલથી રહિત, ત્રણે કાલમાં રહેનાર, અને સર્વદા પ્રકાશ-સ્વભાવવાળા આત્મામાં અજ્ઞાનવડે આરોપ કરે છે. શાસ્ત્રદૃષ્ટિએ વિચારીએ તો આત્મામાં દેહાદિના ધર્મોનો ગંધ પણ નથી. ૨૦

મનના કર્તાપણું ઇત્યાદિ ધર્મો અજ્ઞાનથી આત્મામાં આરોપાય છે એમ દૃષ્ટાંત આપીને સમજાવે છે:—

अज्ञानान्मानसोपाधेः, कर्तृत्वादीनि चात्मनि ।
कल्प्यंतेऽम्बुगते चन्द्रे, चलनादिर्यथांभसः ॥ २१ ॥

જેમ જલના ચલનાદિ ધર્મો પાણીમાં પડેલા ચંદ્રના પ્રતિબિંબમાં કલ્પે છે તેમ અજ્ઞાનથી મનોરૂપ ઉપાધિના કર્તાપણું આદિ ધર્મો આત્મામાં કલ્પે છે.

જેમ મૂર્ખ મનુષ્ય પોતાના અજ્ઞાનથી જલના ચલનરૂપ તથા રંગ-રૂપ ધર્મોને પાણીમાં પડેલા ચંદ્રના પ્રતિબિંબમાં કલ્પે છે તેમ અજ્ઞાની મનુષ્યો પોતાના અજ્ઞાનથી કર્તાપણું, ભોક્તાપણું, સુખ અને દુઃખાદિ અંતઃકરણરૂપ ઉપાધિના ધર્મોને આત્મામાં કલ્પે છે. ૨૧

રાગાદિ બુદ્ધિના ધર્મો છે, પણ આત્માના ધર્મો નથી, એ અર્થને યુક્તિપૂર્વક સમજાવે છેઃ—

रागेच्छासुखदुःखादि, बुद्धौ सत्यां प्रवर्तते ।
सुषुप्तौ नास्ति तन्नाशे, तस्माद्बुद्धेस्तु नात्मनः ॥ २२ ॥

રાગ, ઇચ્છા, સુખ અને દુઃખાદિ બુદ્ધિ હોય ત્યારે પ્રવર્તે

છે, અને સુષુપ્તિમાં તેનો નાશ થવાથી તે જણાતાં નથી, તેથી તે બુદ્ધિનાં છે, પણ આત્માનાં નથી.

અંતઃકરણની જાગ્રત્ તથા સ્વપ્નાવસ્થા બુદ્ધિનો સદ્ભાવ હોવાથી શબ્દાદિ વિષયોમાં પ્રીતિ, અપ્રાપ્ત પદાર્થ મેળવવાની ઇચ્છા, વિષયોની અનુકૂલતાથી પ્રતીત થતું સુખ, વિષયોની પ્રતિકૂલતાથી પ્રતીત થતું દુઃખ, શ્રદ્ધા, અશ્રદ્ધા ને ઈર્ષ્યાદિ ધર્મો કામ કરતા હોય એમ જોવામાં આવે છે, અને અંતઃકરણની સુષુપ્તિ અવસ્થામાં બુદ્ધિનો અજ્ઞાનના અંશમાં લય થયેલો હોવાથી બુદ્ધિના વિષયોમાં અત્યંત પ્રીતિ ઇત્યાદિ ધર્મો પ્રતીત થતા નથી, તેથી વિષયોમાં અત્યંત પ્રીતિ આદિ ધર્મો બુદ્ધિના છે, આત્માના નથી. જો તે ધર્મો આત્માના હોય તો બુદ્ધિના સદ્ભાવમાં તથા અસદ્ભાવમાં પણ તે પ્રતીત થવા જોઇએ, કેમકે આત્મા નિત્ય છે. ૨૨

હવે દષ્ટાંત આપીને આત્માના સ્વરૂપનું નિરૂપણ કરે છેઃ—

प्रकाशोऽर्कस्य तोयस्य, शैत्यमग्नेर्यथोष्णता ।
स्वभावः सच्चिदानंदनित्यनिर्मलताऽऽत्मनः ॥ २३ ॥

**જેમ સૂર્યનો પ્રકાશ, પાણીનો શીતલપણું ને અગ્નિનો ઉષ્ણતા સ્વભાવ છે, તેમ સત્, ચિત્, આનંદ ને નિત્યનિર્મલતા એ આત્માના સ્વભાવ છે.**

જેમ પ્રકાશ એ સૂર્યનો સ્વભાવ છે, શીતલતા એ પાણીનો સ્વભાવ છે, અને ઉષ્ણતા એ અગ્નિનો સ્વભાવ છે, તેમ અનાદિ અનંતપણું, ચૈતન્ય, પરમાનંદ અને નિત્યશુદ્ધતા એ આત્માના સ્વભાવો છે. ૨૩

હું જાણું છું, એવા મનુષ્યોના અનુભવથી આત્મા જ્ઞાનનો

આશ્રય હોય એમ જણાય છે, છતાં તમે આત્માને નિર્વિકાર કેમ કહો છો એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

आत्मनः सच्चिदंशश्च, बुद्धेर्वृत्तिरिति द्वयम् ।
संयोज्य चाविवेकेन, जानामीति प्रवर्तते ॥ २४ ॥

આત્માના સત્ અને ચૈતન્ય અંશ તથા બુદ્ધિની વૃત્તિ આ બેને એકત્ર કરીનેજ અવિવેકવડે હું જાણું છું એવો પ્રયોગ થાય છે

આત્માનો સદ્રૂપ અંશ અને ચિદ્રૂપ અંશ તથા અંત:કરણની વૃત્તિ આ બેને એકત્ર કરીનેજ અજ્ઞાનકાલમાં અવિવેકવડે હું જાણુ છું એવો પ્રયોગ મનુષ્યો કરે છે. આત્માનો જ્ઞાનસ્વભાવ છે ખરો, પણ તે આત્મા જ્ઞાનના આશ્રયરૂપ નથી. ૨૪

આત્માનો અને અંત:કરણનો વિવેક ન થવાથી કર્તાપણું ઇત્યાદિ ધર્મો આત્મામા કલ્પાય છે એમ કહે છે—

आत्मनो विक्रिया नास्ति, बुद्धेर्बोधो न जात्विति ।
जीवः सर्वमलं ज्ञात्वा, कर्ता द्रष्टेति मुह्यति ॥ २५ ॥

આત્મામાં વિકાર નથી, અને બુદ્ધિમાં કદીપણ જ્ઞાન નથી. ઇતિ જીવ સર્વમલને જાણીને હું કર્તા છું, હું દ્રષ્ટા છું, એવી રીતે મોહ પામે છે.

નિર્વિકાર આત્મામાં કોઇ પણ પ્રકારની વિક્રિયા નથી, અને જડબુદ્ધિમાં કદીપણ જ્ઞાનસ્વભાવ નથી, એમ છતાં પણ જીવ સર્વ દશ્યને બાહ્યદૃષ્ટિવડે જાણીને આત્મા અને બુદ્ધિના અવિવેકથી હું કર્તા છું, હું જાણનારો છું, એવા અવિવેકને વશ થાય છે. કોઇ પ્રતમાં ज्ञात्वाને સ્થલે ज्ञाता એવો પાઠ જોવામાં આવે છે. ૨૫

પોતાના સ્વરૂપને નહિ જાણવાથી જીવ દુઃખાનુભવ કરે છે, અને પોતાના સ્વરૂપને જાણવાથી તે નિર્ભય થાય છે, એમ કહે છેઃ—

रज्जुसर्पवदात्मानं, जीवं ज्ञात्वा भयं वहेत् ।
नाहं जीवः परात्मेति, ज्ञातं चेन्निर्भयो भवेत् ॥ २६ ॥

દોરડીમાં સર્પની પેઠે આત્માને જીવ જાણીને તે ભયનું વહન કરે છે. હું જીવ નથી, પણ પરમાત્મા છું, એમ જો તે જાણે તો તે નિર્ભય થાય છે.

જેમ મંદ અંધકારમાં પડેલી દોરડીને સર્પ જાણવાથી મનુષ્ય ભય પામે છે તેમ પોતાના આત્માને જીવ જાણીને મનુષ્ય ભયને વશ થાય છે, અને જેમ દોરડીને દોરડીને રૂપે જાણવાથી મનુષ્ય નિર્ભય થાય છે તેમ હું જીવ નથી, પણ સચ્ચિદાનંદઘન બ્રહ્મ છું એમ જાણીને જીવ સર્વ પ્રકારના ભયથી રહિત થાય છે. ૨૬

આત્મા સર્વ જડને પ્રકાશનારો છે, પણ બુદ્ધિ આદિ જડ પદાર્થોવડે તે પ્રકાશ પામવાયોગ્ય નથી, એમ કહે છેઃ—

आत्मावभासयत्येको, बुद्ध्यादीनींद्रियाणि च ।
दीपो घटादिवत्स्वात्मा, जडैस्तैर्नावभास्यते ॥ २७ ॥

બુદ્ધિ આદિને અને ઇંદ્રિયોને એક આત્મા પ્રકાશે છે, પણ સ્વાત્મા તે જડોવડે પ્રકાશી શકતો નથી, જેમ દીવો ઘટાદિને પ્રકાશે છે, પણ તે ઘટાદિ પદાર્થો દીવાને પ્રકાશી શકતા નથી તેમ.

જેમ દીવો ઘડો, લૂગડું પ્રસાદિ પદાર્થોને પ્રકાશે છે, પણ તે અપ્રકાશવાળા પદાર્થો દીવાને પ્રકાશી શકતા નથી, તેમ મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર તથા શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયોને ચેતનરૂપ એક

આત્મા પ્રકાશે છે પણ તે ચેતનરૂપ આત્માને જડ અંતઃકરણાદિ પ્રકાશી શકતાં નથી. ૨૭

આત્મા જ્યારે બુદ્ધિ આદિવડે જાણી શકાતો નથી ત્યારે તે ક્યા સાધનવડે જાણી શકાતો હશે એમ જાણવાની ઇચ્છા થાય તો તેના સમાધાનમાં કહે છે:—

स्वबोधे नान्यबोधेच्छा, बोधरूपतयाऽऽत्मनः ।
न दीपस्यान्यदीपेच्छा, यथा स्वात्मप्रकाशने ॥ २८ ॥

**જેમ દીવાને બીજા દીવાની અપેક્ષા નથી તેમ આત્માના જ્ઞાનરૂપપણાવડે પોતાના જ્ઞાનમાં તેને અન્યના જ્ઞાનની અપેક્ષા નથી. તે પોતાની મેળે પ્રકાશે છે.**

જેમ પ્રકાશસ્વભાવવાળા દીવાના જ્ઞાનમાં અન્ય દીવાનો સાહાય્યની અગત્ય નથી તેમ આત્માના જ્ઞાનરૂપપણાવડે તેના પોતાના જ્ઞાનમાં અન્ય બુદ્ધિ આદિના જ્ઞાનની તેને અગત્ય રહેતી નથી. સ્વયંપ્રકાશ હોવાથી તે પોતેજ પોતાની મેળે પ્રકાશે છે. ૨૮

જીવાત્માના અને પરમાત્માના અભેદનું જ્ઞાન કેવી રીતે થાય છે એમ જાણવાની ઇચ્છા થાય તો તેના સમાધાનમાં કહે છે:—

निषिध्य निखिलोपाधीन्नेति नेतीति वाक्यतः ।
विद्यादैक्यं महावाक्यैर्जीवात्मपरमात्मनोः ॥ २९ ॥

**આ નહિ, આ નહિ, આ વાક્યથી સર્વે ઉપાધિઓનો નિષેધ કરીને મહાવાક્યોવડે જીવાત્માનું અને પરમાત્માનું એકપણું જાણે.**

"नेति नेति" (સ્થૂલભૂતો આત્મા નથી, અને સૂક્ષ્મભૂતો પણ આત્મા નથી,) આ શ્રુતિવાક્યથી સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ સર્વ

ઉપાધિઓનો જીવમાંથી અને ઈશ્વરમાંથી ત્યાગ કરીને "तत्त्वमसि" ( તે તું છે, ) આદિ વેદનાં મહાવાક્યોવડે જીવના તથા ઈશ્વરના ચૈતન્યરૂપે એકપણાનો નિશ્ચય મુમુક્ષુ કરે. મહાવાક્યોસબંધી જેમને વધારે જાણવાની ઇચ્છા થાય તેમણે મહાવાક્યવિચાર નામનો લેખ જોવો. ૨૯

શરીરાદિનો બાધ કરીને તેનાથી વિલક્ષણ પોતાના બ્રહ્મસ્વરૂપને જિજ્ઞાસુએ જાણવું જોઇએ એમ કહે છે:—

आविद्यकं शरीरादिदृश्यं बुद्बुदवत्क्षरम् ।
एतद्विलक्षणं विद्यादहं ब्रह्मेति निर्मलम् ॥ ३० ॥

શરીરાદિ દૃશ્ય અવિદ્યાનું કાર્ય અને પરપોટાના જેવું નાશવાળું છે તેનાથી વિલક્ષણ નિર્મલ બ્રહ્મ હું છું એમ જાણે

શરીર, ઇંદ્રિયો, પ્રાણ અને અંતઃકરણ સર્વ દૃશ્ય અવિદ્યાના કાર્યરૂપ અને પરપોટાના જેવું વિનાશી છે એ શરીરાદિથી વિલક્ષણ એટલે સદ્રૂપ, ચિદ્રૂપ અને આનંદરૂપ તથા અવિદ્યારૂપ મલથી રહિત બ્રહ્મ હું છું એમ મુમુક્ષુ નક્કી કરે. ૩૦

દેહના અને ઇંદ્રિયોના ધર્મો મારામાં નથી એમ મુમુક્ષુએ વિચારવું જોઇએ એમ કહે છે.—

देहान्यत्वान्न मे जन्मजराकार्श्यलयादयः ।
शब्दादिविषयैः संगो, निरिंद्रियतया न च ॥ ३१ ॥

સ્થૂલદેહથી હું ભિન્ન હોવાથી જન્મ, વૃદ્ધાવસ્થા, દુબળાપણું અને મરણાદિ મારા ધર્મો નથી, અને ઇંદ્રિયરહિતપણાવડે મારો શબ્દાદિ વિષયોની સાથે સંબંધ નથી.

હું સ્થૂલ શરીરથી ભિન્ન છું, તેથી જન્મ, ઘડપણ, દુબળાપણું, મરણ અને બાલ્યાવસ્થાદિ ધર્મો મારા નથી, કેમકે એ ધર્મો

રહેના છે. વળી હું શ્રોત્રાદિ ઇંદ્રિયોથી રહિત છું તેથી મારો શબ્દાદિ વિષયોની સાથે લેશ પણ સંબંધ નથી. આવા વિચારવડે મુમુક્ષુએ સ્થૂલશરીરથી, તથા ઇંદ્રિયોથી પોતાના પૃથક્પણાનો નિશ્ચય કરવો. ૩૧

મનના ધર્મો પણ આત્મામાં નથી એમ મુમુક્ષુએ વિચારવું જોઇએ એમ નીચેના શ્લોકથી કહે છેઃ—

अमनस्त्वान्न मे दुःखरागद्वेषभयादयः ।
अप्राणो ह्यमनाः शुभ्र, इत्यादिश्रुतिशासनात् ॥ ३२ ॥

પ્રાણરહિત, મનરહિત અને નિર્મલ ઇત્યાદિ શ્રુતિની આજ્ઞાથી મનરહિતપણાવડે દુઃખ, રાગ, દ્વેષ ને ભયાદિ મારા ધર્મો નથી.

"अप्राणो ह्यमना शुभ्रः" (આત્મા પ્રાણરહિત, મનહિત તથા અવિદ્યાદિ મલવિનાનો છે,) ઇત્યાદિ શ્રુતિઓની આજ્ઞાથી હું મનરહિત છું, તેથી પ્રતિકૂલજ્ઞાનરૂપ દુઃખ, વિષયોમાં પ્રીતિરૂપ રાગ, દુઃખ અને દુઃખનાં કારણોઉપર ક્રોધરૂપ દ્વેષ, પ્રતિકૂલ પ્રસંગોમાં અંતઃકરણના કંપાદિના હેતુરૂપ ભય, ને અનુકૂલ પ્રાણિપદાર્થના સંયોગથી થતી ચિંતા ઇત્યાદિ મનના ધર્મો મારામાં નથી. હું સર્વદા તથા અંતઃકરણના સર્વ ધર્મોથી રહિત છું. ભૂખતરષાદિ પ્રાણના ધર્મો પણ મારામાં નથી. ૩૨

હવે પ્રાણાદિનું અનિત્યપણું તેમની ઉત્પત્તિના કથનવડે દેખાડે છેઃ-

एतस्माज्जायते प्राणो, मनः सर्वेंद्रियाणि च ।
खं वायुर्ज्योतिरापश्च, पृथ्वी विश्वस्य धारिणी ॥ ३३ ॥

આ પરમાત્માથી પ્રાણ, મન, સર્વે ઇંદ્રિયો, આકાશ, વાયુ, તેજ, જલ અને સમગ્રને ધારણ કરનારી પૃથિવી ઉપજે છે.

બહાને આશરે રહેલી માયામાંથી ક્રિયાશક્તિવાળો પ્રાણ, જ્ઞાન-શક્તિવાળું મન, પાંચ કર્મેંદ્રિયો, પાંચ જ્ઞાનેંદ્રિયો, આકાશ, વાયુ તેજ, જલ અને સ્થાવરજંગમ પ્રાણીઓને ધારણ કરનારી પૃથિવી ઉત્પન્ન થઇ છે. ૩૩

હવે મુમુક્ષુએ પોતાના આત્મસ્વરૂપની નિરંતર કેવી ભાવના કરવી જોઇએ તે નીચેના ત્રણશ્લોકોથી કહે છેઃ—

**निर्गुणो निष्क्रियो नित्यो, निर्विकल्पो निरंजनः ।**
**निर्विकारो निराकारो, नित्यमुक्तोऽस्मि निर्मळः ॥ ३४ ॥**

**હું નિર્ગુણ, અક્રિય, નિત્ય, નિર્વિકલ્પ, નિરંજન, નિર્વિકાર, નિરાકાર, નિત્યમુક્ત ને નિર્મલ છું.**

હું સત્વગુણ, રજોગુણ અને તમોગુણથી રહિત છું; હું શરીર, ઇંદ્રિયો, પ્રાણ અને અંતઃકરણની ક્રિયાથી રહિત છું; ત્રણે કાલમાં રહેનારો છું; સર્વ પ્રકારના વિકલ્પથી રહિત છું; અવિદ્યારૂપ મેલથી રહિત છું; કામક્રોધાદિ વિકારોથી રહિત છું; આકારરહિત છું; નિત્યમુક્ત છું; અને પરમપવિત્ર છું. ૩૪

**अहमाकाशवत्सर्वबहिरंतर्गतोऽच्युतः ।**
**सदा सर्वसमः शुद्धो, निःसंगो निर्मलोऽचलः ॥ ३५ ॥**

**હું આકાશની પેઠે સર્વની અંતર અને બહાર રહ્યો છું, અચ્યુત છું, સર્વદા સર્વમાં સમભાવે રહ્યો છું, તથા શુદ્ધ, અસંગ, નિર્મલ ને અચલ છું.**

હું આકાશની પેઠે સર્વ પ્રાણિપદાર્થોની અંતર ને બહાર વ્યાપીને રહ્યો છું, અવિનાશી છું, સર્વદા સર્વ પ્રાણિપદાર્થમાં એકરૂપે રહેલો છું, સર્વ પ્રકારના દોષોથી રહિત છું, સંગથી રહિત છું, અવિદ્યા અને

તેનાં કાર્યોરૂપ મલોથી રહિત છું, અને સુસ્થિર છું. ૩૫

नित्यशुद्धविमुक्तैकमखंडानंदमद्वयम् ।
सत्यं ज्ञानमनंतं यत् परं ब्रह्माहमेव तत् ॥ ३६ ॥

નિત્યશુદ્ધ, નિત્યવિમુક્ત, એક, અખંડાનંદ, અદ્વિતીય, સત્ય, જ્ઞાન ને અનંતરૂપ જે પરબ્રહ્મ છે તેજ હું છું.

સર્વદા પવિત્ર, સર્વદા અત્યંતમુક્ત, એક, અખંડ–આનંદસ્વરૂપ, અદ્વિતીય, ત્રિકાલાબાધ્ય, જ્ઞાનસ્વરૂપ તથા દેશ કાલ અને વસ્તુના પરિચ્છેદથી રહિત જે પરબ્રહ્મ છે તેજ પરબ્રહ્મ હું છું. બ્રહ્મના સ્વરૂપમાં અને મારા સ્વરૂપમાં કાંઈ પણ ભેદ નથી. ૩૬

એવી રીતે નિરંતર કરેલી બ્રહ્મભાવના નીચે કહેલા ફલનો ઉદય કરે છેઃ—

एवं निरंतराभ्यस्ता, ब्रह्मैवास्मीति वासना ।
हरत्यविद्याविक्षेपान्, रोगानिव रसायनम् ॥ ३७ ॥

એવી રીતે નિરંતર અભ્યાસ કરેલી "હું બ્રહ્મજ છું" આવી વાસના અવિદ્યાના કાર્યરૂપ વિક્ષેપોને દૂર કરે છે, જેમ રસાયન રોગોને દૂર કરે છે તેમ.

જેમ રસાયન નાનાપ્રકારના રોગોને દૂર કરે છે, તેમ આગળ કહેલી રીતે અંતરાયરહિત અભ્યાસ કરેલી "હું બ્રહ્મજ છું" આવી દૃઢભાવના અવિદ્યાથી ઉપજતા ચિત્તના વિક્ષેપોને દૂર કરે છે. ૩૭

હવે આત્માની ભાવના કેવી રીતે કરવી તે કહે છેઃ—

विविक्तदेश आसीनो, विरागो विजितेन्द्रियः ।
भावयेदेकमात्मानं, तमनन्तमनन्यधीः ॥ ३८ ॥

**એકાંતદેશમાં બેઠેલ, રાગરહિત, ઇંદ્રિયોનો જેણે સારી રીતે જય કરેલો છે એવો, આત્મભાવનામાં અનન્યબુદ્ધિવાળો તે એક અને અનંત આત્માની ભાવના કરે.**

વિક્ષેપ ઉપજાવનારાં પ્રાણીઓથી રહિત દેશમાં, યોગ્ય આસન-ઉપર પદ્માસનાદિ આસન કરીને બેઠેલો, શબ્દાદિ વિષયોમાં રાગવિનાનો, કર્મેન્દ્રિયોનો અને જ્ઞાનેન્દ્રિયોનો જેણે અત્યંત જય કર્યો છે એવો, અને આત્મભાવના કરવામાં અડગ નિશ્ચયવાળો મુમુક્ષુ વેદાંતશાસ્ત્રમાં કહેલા એક અને દેશાદિ ત્રણ પ્રકારના પરિચ્છેદથી રહિત આત્માની આદરપૂર્વક ભાવના કરે. ૩૮

એજ અર્થને નીચેના શ્લોકથી દઢ કરે છેઃ—

**आत्मन्येवाखिलं दृश्यं, प्रविलाप्य धिया सुधीः ।**
**भावयेदेकमात्मानं, निर्मलाकाशवत्सदा ॥ ३९ ॥**

**પવિત્ર બુદ્ધિવાળો બુદ્ધિવડે સર્વ દશ્યને આત્મામાંજ વિલીન કરીને નિર્મલ આકાશના જેવા એક આત્માની સર્વદા ભાવના કરે.**

પવિત્ર અંતઃકરણવાળો મુમુક્ષુ પોતાની નિર્મલ બુદ્ધિવડે આકાશાદિ સર્વ ભૂતોને તથા સર્વ ભૌતિકપ્રપંચને પોતાના આત્મામાં અત્યંત લીન કરીને પવિત્ર આકાશજેવા એક આત્માનું સર્વદા ધ્યાન કરે છે. ૩૯

જ્ઞાની કેવી રીતે સ્થિત થાય છે તે કહે છેઃ—

**नामरूपादिकं सर्वं, विहाय परमार्थवित् ।**
**परिपूर्णचिदानन्दस्वरूपेणावतिष्ठते ॥ ४० ॥**

**નામ તથા રૂપાદિક સર્વનો સારી રીતે ત્યાગ કરીને**

પરમાર્થને જાણનારો પુરુષ પરિપૂર્ણરૂપે, જ્ઞાનસ્વરૂપે અને આનંદસ્વરૂપે સ્થિત થાય છે.

યજ્ઞદત્તાદિ નામો, અમુક પ્રકારનાં રૂપો, બ્રાહ્મણાદિ વર્ણો અને બ્રહ્મચર્યાદિ આશ્રમો આ સર્વ દૃશ્યનો બાધ કરીને અંતરાત્માથી અભિન્ન બ્રહ્મને જાણનાર જ્ઞાની પુરુષ સર્વવ્યાપકરૂપે, ચેતનસ્વરૂપે અને પરમાનંદરૂપે સ્થિતિ કરે છે. ૪૦

સ્વયંપ્રકાશ આત્મા ત્રિપુટીવિના પોતાની મેળે અનુભવાય છે એમ કહે છેઃ—

ज्ञातृज्ञानज्ञेयभेदः, परात्मनि न विद्यते ।
चिदानंदैकरूपत्वाद्दीप्यते स्वयमेव हि ॥ ४१ ॥

જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયનો ભેદ પરમાત્મામાં નથી. તેના ચિદાનંદસ્વરૂપપણાથી તે પોતાની મેળેજ અનુભવાય છે.

જાણનારો, અંતઃકરણની વૃત્તિરૂપ જ્ઞાન, અને જાણવાના પદાર્થો એવો ભેદ અંતરાત્માથી અભિન્ન બ્રહ્મમાં નથી. આત્મા ચિદાનંદ-સ્વરૂપવાળોજ છે, તેથી તે પોતાની મેળેજ જ્ઞાતાદિ ત્રિપુટીવિના અનુભવાય છે. ૪૧

આત્માના ધ્યાનવડે થનારા ફલને કહે છેઃ—

एवमात्मारणौ ध्यानमथने सततं कृते ।
उदितावगतिर्ज्वाला, सर्वाज्ञानेंधनं दहेत् ॥ ४२ ॥

એવી રીતે આત્મરૂપ અરણીમાં ધ્યાનરૂપ મથન નિરંતર કરવાથી ઉદય પામેલી જ્ઞાનરૂપી જ્વાલા સર્વ અજ્ઞાન-રૂપી ઇંધણાંને બાળી નાંખે છે.

શ્રુતિમાં કહેલી રીતે આત્મરૂપ અરણીમાં અંતઃકરણની

એકાગ્ર કરવારૂપ મથન નિરંતર કર્યા કરવાથી ઉદય પામેલા આત્મજ્ઞાનની જ્વાલા સર્વ અજ્ઞાનરૂપી લાકડાંઓને બાળી નાંખે છે. ૪૨

બોધવડે અજ્ઞાન દૂર થવાથી આત્મા પ્રકાશે છે એમ દૃષ્ટાંત આપીને સમજાવે છે:—

अरुणेनेव बोधेन, पूर्वं संतमसि हृते ।
तत आविर्भवेदात्मा, स्वयमेवांशुमानिव ॥ ४३ ॥

**અરુણની પેઠે જ્ઞાનવડે પૂર્વે અજ્ઞાન દૂર થયે સતે પછી સૂર્યની પેઠે આત્મા પોતાની મેળેજ આવિર્ભાવ પામે છે.**

જેમ પ્રાતઃકાલમાં અરુણનો ઉદય થવાથી પ્રથમ અંધકાર દૂર થાય છે, અને પછી સૂર્યનો ઉદય થાય છે, તેમ અંતરાત્માથી અભિન્ન બ્રહ્મના જ્ઞાનવડે પ્રથમ અજ્ઞાન દૂર થવાથી નિરાવરણ આત્મા પોતાની મેળે પ્રકાશે છે. ૪૩

· આત્મા નિત્યપ્રાપ્ત છતાં પણ તેની જ્ઞાનવડે પ્રાપ્તિ સંભવે છે એમ કહે છે:—

आत्मा तु सततं प्राप्तोऽप्यप्राप्तवदविद्यया ।
तन्नाशे प्राप्तवद्भाति, स्वकंठाभरणं यथा ॥ ४४ ॥

**આત્મા તો નિત્ય પ્રાપ્ત છે, પણ અવિદ્યાવડે અપ્રાપ્તના જેવો જણાય છે. તેના નાશમાં પ્રાપ્તજેવો પ્રતીત થાય છે, જેમ પોતાનું કંઠાભરણ તેમ.**

જેમ કોઇ મનુષ્યને પોતાના ગળામાં પહેરેલું ઘરેણું વિદ્યમાન-પ્રાપ્ત-છતાં પણ ભ્રાંતિથી અપ્રાપ્તના જેવું જણાય છે, અને તે ભ્રાંતિનો નાશ થવાથી તે ઘરેણું પ્રાપ્ત થયાજેવું જણાય છે, તેમ પોતાનું સ્વરૂપ હોવાથી આત્મા નિત્યપ્રાપ્ત છે, પણ અજ્ઞાનવડે તે ઓળ-

ખાતો નથી, તેથી અપ્રાપ્તના જેવો જણાય છે. એ અજ્ઞાનનો પોતાના પુરુષપ્રયત્નથી અને સદ્ગુરુની કૃપાથી નાશ થયે તે આત્મા પ્રાપ્તના જેવો જણાય છે. ૪૪

બ્રહ્મમાં ભ્રાંતિથી કલ્પાયેલું જીવપણું જીવના વાસ્તવિક સ્વરૂપના જ્ઞાનવડે દૂર થાય છે એમ કહે છેઃ—

स्थाणौ पुरुषवद्भ्रांत्या, कृता ब्रह्मणि जीवता ।
जीवस्य तात्त्विके रूपे, तस्मिन्दृष्टे निवर्तते ॥ ४५ ॥

ઠુંઠામાં પુરુષની પેઠે ભ્રાંતિએ બ્રહ્મમાં જીવપણું કર્યું છે, જીવના તે વાસ્તવિક સ્વરૂપનો સાક્ષાત્કાર થવાથી તે જીવપણું દૂર થાય છે.

મંદ અંધકારમાં રહેલા ઝાડના ઠુંઠામાં જેમ ભ્રાંતિવડે પુરુષની કલ્પના થાય છે તેમ અજ્ઞાનવડે બ્રહ્મમાં જીવપણાની કલ્પના થઇ છે. તે જીવના વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર થયે સતે કર્તાભોક્તારૂપ જીવપણું દૂર થઈ જાય છે. ૪૫

યથાર્થજ્ઞાનના ઉદયથી અજ્ઞાન દૂર થાય છે એમ દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

तत्त्वस्वरूपानुभवादुत्पन्नं ज्ञानमंजसा ।
अहं ममेति चाज्ञानं, बाधते दिग्भ्रमादिवत् ॥ ४६ ॥

દિગ્ભ્રમાદિની પેઠે તત્ત્વસ્વરૂપના અનુભવથી ઉત્પન્ન થયેલું યથાર્થજ્ઞાન હું અને મારું આવા અજ્ઞાનનો બાધ કરે છે.

જેમ રાત્રિમાં થયેલી દિશાની ભ્રાંતિ સૂર્યનો ઉદય થવાથી દૂર થાય છે, અને રજ્જુમાં પ્રતીત થતો સર્પ દીવાના પ્રકાશથી દૂર થાય છે, તેમ બ્રહ્મથી અભિન્ન આત્મસ્વરૂપના અનુભવથી ઉત્પન્ન થયેલું

યથાર્થ જ્ઞાન હું અને મારું આવા અજ્ઞાનને દૂર કરે છે. ૪૬

હવે જ્ઞાનીની દૃષ્ટિ કેવી હોય છે તે નીચેના બે શ્લોકવડે કહે છેઃ—

सम्यग्विज्ञानवान् योगी, स्वात्मन्येवाखिलं स्थितम् ।
एकं च सर्वमात्मानमीक्षते ज्ञानचक्षुषा ॥ ४७ ॥

**યથાર્થવિજ્ઞાનવાળો યોગી સમગ્રને જ્ઞાનદૃષ્ટિવડે સ્વાત્મામાંજ રહેલું જુએ છે, અને સર્વને એક આત્મરૂપે જુએ છે.**

અહંથી આત્માના અભેદજ્ઞાનના યથાર્થ અનુભવવાળો યોગી પોતાની જ્ઞાનદૃષ્ટિવડે આ સમગ્ર જગતને પોતાના આત્મામાં કલ્પિતરૂપે રહેલું જુએ છે, અને પોતાની જ્ઞાનદૃષ્ટિવડે આ સર્વ કલ્પિત જગતને પોતાના એક આત્મરૂપેજ જુએ છે. ૪૭

आत्मैवेदं जगत्सर्वमात्मनोऽन्यन्न विद्यते ।
मृदो यद्वद्घटादीनि, स्वात्मानं सर्वमीक्षते ॥ ४८ ॥

**આ સર્વ જગત્ આત્માજ છે, આત્માથી ભિન્ન નથી, જેમ ઘટાદિ માટીથી ભિન્ન નથી તેમ. આવી રીતે સર્વ જગતને પોતાના આત્મરૂપે જુએ છે.**

જેમ ઘડો, કુંડું, કોઠિયાં ઇત્યાદિ માટીનાં કાર્યો વિવર્તકારણરૂપ માટીથી ભિન્ન નથી તેમ આ સર્વ નામરૂપાત્મક જગત્ વિવર્તકારણરૂપ આત્માથી ભિન્ન નથી, પણ આત્મસ્વરૂપજ છે. આવી રીતે જ્ઞાની નામરૂપાત્મક સર્વ જગતને પોતાના આત્મસ્વરૂપેજ જુએ છે. ૪૮

હવે જીવન્મુક્તપુરુષના સ્વરૂપને નીચેના ચાર શ્લોકોવડે કહે છેઃ—

जीवन्मुक्तस्तु तद्विद्वान्पूर्वोपाधिगुणांस्त्यजेत् ।
सच्चिदानंदरूपत्वाद्भवेद्भ्रमरकीटवत् ॥ ४९ ॥

તેને જાણનાર જીવન્મુક્ત તો પૂર્વકલ્પિત ઉપાધિના ગુણોને ત્યજે છે, અને સચ્ચિદાનંદરૂપપણાથી ભ્રમરકીટવત્ સચ્ચિદાનંદરૂપ થાય છે.

: આત્મતત્ત્વને જાણનાર જીવન્મુક્તપુરુષ તો તત્ત્વજ્ઞાનની પૂર્વે અનાદિ અવિદ્યાએ કલ્પેલી શરીર, ઇંદ્રિયો, મન અને બુદ્ધિરૂપ ઉપાધિઓનો અને તેમના-ધર્મોનો વિવેકવડે ત્યાગ કરે છે, અને પોતાના સચ્ચિદાનંદરૂપપણાથી સાક્ષાત્ બ્રહ્મરૂપજ થાય છે. જેમ કીડો પોતાને ડંખ મારનાર ભમરીના ધ્યાનથી ભમરીરૂપ થઇ જાય છે તેમ મુમુક્ષુ બ્રહ્મના ધ્યાનથી દેહાદિનો બાધ કરીને પોતાના બ્રહ્મસ્વરૂપે સ્થિત થાય છે. આવી સ્થિતિને પામેલો પુરુષ જીવન્મુક્ત કહેવાય છે. ૪૯

तीर्त्वा मोहार्णवं हत्वा, रागद्वेषादिराक्षसान् ।
योगी शांतिसमायुक्तो, ह्यात्मारामो विराजते ॥ ५० ॥

મોહરૂપી સમુદ્રને તરીને અને રાગદ્વેષાદિ રાક્ષસોને હણીને શાંતિથી યુક્ત થયેલા આત્મારામ યોગી શોભે છે.

આ શ્લોકમાં જીવન્મુક્તનું શ્રીરામચંદ્રજીરૂપે વર્ણન કર્યું છે. મહામોહરૂપ સાગરને તરીને, અને રાગદ્વેષાદિરૂપ રાવણાદિ રાક્ષસોને મારીને, શાંતિરૂપ સીતાથી યુક્ત થયેલા આત્માને વિષે આરામ પામેલા યોગિરૂપ રામચંદ્રજી સ્વસ્વરૂપમાં શોભે છે. ૫૦

बाह्यानित्यसुखासक्तिं, हित्वाऽऽत्मसुखनिर्वृतः ।
घटस्थदीपवत्स्वस्थः, स्वांतरेव प्रकाशते ॥ ५१ ॥

બહારનાં અનિત્ય સુખોની આસક્તિનો ત્યાગ કરીને આત્માના સુખથી આનંદિત થયેલો ને સ્વસ્થ થયેલો પુરુષ પોતાના અંતઃકરણમાંજ પ્રકાશે છે. ઘડામાં રહેલા દીવાની પેઠે.

ચક્ષુરાદિ ઇંદ્રિયોવડે અનુભવાતાં બહારનાં અનિત્ય સુખોની આસક્તિનો વિવેકવડે ત્યાગ કરીને પોતાના આત્મસુખના અનુભવથી આનંદિત થયેલ અને પોતાના સ્વરૂપમાં સ્થિત થયેલ જીવન્મુક્ત અંતઃકરણમાં પોતાના જ્ઞાનસ્વભાવવડે પ્રકાશે છે. જેમ ઘડામાં રહેલો દીવો પ્રકાશે છે તેમ. ૫૧

उपाधिस्थोऽपि तद्धर्मैर्न लिप्तो व्योमवन्मुनिः ।
सर्वविन्मूकवत्तिष्ठेदासक्तो वायुवच्चरेत् ॥ ५२ ॥

**ઉપાધિમાં રહ્યો છતાં પણ મુનિ આકાશની પેઠે તેના ધર્મોવડે લેપાતા નથી, સર્વજ્ઞ છતાં મુંગાની પેઠે રહે છે, અને આસક્તિ પામતા નથી. ને વાયુની પેઠે વિચરે છે.**

દેહાદિ ઉપાધિમાં સાક્ષીપણાવડે સ્થિત છતાં પણ તેના સુખ-દુઃખાદિ ધર્મોવડે તત્ત્વવેત્તા પુરુષ સંબંધ પામતા નથી. જેમ આકાશ ધૂળ તથા ધૂમાડા આદિની સાથે સંબંધ પામતુ નથી તેમ તેઓ ઉપાધિના ધર્મોની સાથે સંબંધ પામતા નથી. સર્વરૂપ બ્રહ્મને જાણતા છતા પણ લોકૈષણાથી રહિત હોવાથી મુંગાના જેવા રહે છે. પ્રારબ્ધે પ્રાપ્ત કરેલા વિષયોમાં આસક્તિરહિત થઇને વાયુ જેમ સુગંધવાળા સ્થલમાં આસક્તિ-રહિત થઇને વિચરે છે તેમ તેઓ પૃથિવીઉપર વિચરે છે. ૫૨

હવે જીવન્મુક્તને પ્રાપ્ત થનારી વિદેહમુક્તિને કહે છેઃ—

उपाधिविलयाद्विष्णौ, निर्विशेषं विशेन्मुनिः ।
जले जलं वियद्व्योम्नि, तेजस्तेजसि वा यथा ॥ ५३ ॥

**જેમ જલમાં જલ, આકાશમાં આકાશ અને તેજમાં તેજ પ્રવેશ કરે છે તેમ ઉપાધિના વિલયથી વિશેષરહિત થઇને જીવન્મુક્ત બ્રહ્મમાં પ્રવેશ કરે છે**

જેવી રીતે નદીનું જલ સમુદ્રના જલમાં અભેદભાવે પ્રવેશ કરે છે, અથવા ઘટાદિમાં રહેલો આકાશ ઘટાદિ ઉપાધિનો ત્યાગ કરીને મહાકાશમાં અભેદભાવે પ્રવેશ કરે છે, અથવા દીપાદિનું વિશેષ તેજ મહાતેજમાં અભેદભાવે પ્રવેશ કરે છે, તેવી રીતે પોતાના પ્રારબ્ધ-કર્મની સમાપ્તિ થયે જીવન્મુક્તપુરુષ પોતાના દેહાદિરૂપ ઉપાધિનો નાશ થવાથી નામરૂપાદિ વિશેષથી રહિત થઇ પરબ્રહ્મમાં અભેદભાવે પ્રવેશ કરે છે. ૫૩

વિદેહમુક્તિમાં જીવન્મુક્તપુરુષ જે બ્રહ્મમાં અભેદભાવે પ્રવેશ કરે છે તે બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ નીચેના આઠ શ્લોકોવડે કરે છે:—

यल्लाभान्नापरो लाभो, यत्सुखान्नापरं सुखं।
यज्ज्ञानान्नापरं ज्ञानं, तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ५४ ॥

**જે લાભથી બીજો લાભ નથી, જે સુખથી બીજું સુખ નથી, જે જ્ઞાનથી બીજું જ્ઞાન નથી તે બ્રહ્મ છે એમ નક્કી કરે.**

બ્રહ્મની પ્રાપ્તિમાં સર્વ લાભોનો અંતર્ભાવ થવાથી બ્રહ્મના લાભથી શ્રેષ્ઠ બીજો કોઈ લાભ નથી, બ્રહ્માનંદમાં સર્વ ક્ષુદ્રાનંદોનો સમાવેશ થઈ જવાથી બ્રહ્માનંદથી શ્રેષ્ઠ બીજો કોઇ આનંદ નથી, અને બ્રહ્મનું જ્ઞાન મોક્ષરૂપ પરમપુરુષાર્થનું કારણ હોવાથી બ્રહ્મજ્ઞાનથી ભિન્ન બીજું કોઈ શ્રેષ્ઠ જ્ઞાન નથી. એવી રીતે જે પરમલાભરૂપ, પરમાનંદરૂપ અને પરમજ્ઞાનરૂપ છે તે બ્રહ્મ છે એમ મુમુક્ષુ નક્કી કરે. ૫૪

यद्दृष्ट्वा नापरं दृश्यं, यद्भूत्वा न पुनर्भवः।
यज्ज्ञात्वा नापरं ज्ञेयं, तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ५५ ॥

**જેને જોઈને બીજું જોવાયોગ્ય રહેતું નથી, જે રૂપ થઇને પુનર્જન્મ થતો નથી, જેને જાણીને બીજું જાણવાયોગ્ય**

રહેતું નથી તે બ્રહ્મ છે એમ નક્કી કરે.

જેનો અપરોક્ષાનુભવ કર્યા પછી બીજી કોઈ વસ્તુ જાણવાયોગ્ય બાકી રહેતી નથી, કેમકે અધિષ્ઠાનના અપરોક્ષાનુભવથી તેમાં કલ્પિત સર્વ વસ્તુઓનો અપરોક્ષાનુભવ થઈ જાય છે; જેની સાથે એકરૂપ થઈ જવાથી આ સંસારમાં પુન: જન્મ લેવો પડતો નથી; તથા જેને જાણવાથી બીજું જાણવાયોગ્ય બાકી રહેતું નથી તે બ્રહ્મ છે એમ મુમુક્ષુ નક્કી કરે. ૫૫

तिर्यगूर्ध्वमधः पूर्णं, सच्चिदानंदमद्वयम् ।
अनन्तं नित्यमेकं यत्तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ५६ ॥

જે ડાબી બાજુ, જમણી બાજુ ઉપર ને નીચે પૂર્ણ છે; તથા સદ્રૂપ, ચિદ્રૂપ, આનંદરૂપ, અદ્વયરૂપ, અનંત, નિત્ય ને એક છે તે બ્રહ્મ છે એમ નક્કી કરે.

જે પૂર્વાદિ ચારે દિશાઓમાં, ઈશાનાદિ ચારે ખૂણાઓમાં તથા ઉપર અને નીચે પરિપૂર્ણ છે, જે અનાદિ છે, જે જ્ઞાનસ્વભાવયુક્ત છે, જે આનંદરૂપ છે, જે સજાતીયાદિ ભેદથી રહિત છે, જે દેશ, કાલ અને વસ્તુના પરિચ્છેદથી રહિત છે, જે અવિનાશી છે ને જે એક છે તે બ્રહ્મ છે એમ વિવેકી નક્કી કરે. ૫૬

अतद्व्यावृत्तिरूपेण, वेदांतैर्लक्ष्यतेऽव्ययम् ।
अखंडानंदमेकं यत्तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ५७ ॥

વેદાંતોવડે અતત્‌ની વ્યાવૃત્તિરૂપે જે અવ્યય અખંડાનંદ અને એક લક્ષ્ય કરાય છે તે બ્રહ્મ છે એમ નક્કી કરે.

"नेति नेति ॥" (આ બ્રહ્મ નહિ, આ બ્રહ્મ નહિ) ઇત્યાદિ શ્રુતિઓવડે બ્રહ્મથી ભિન્ન સર્વ જડ વસ્તુઓનો નિષેધ કરીને

જે અવિકારી, અખંડાનંદરૂપ ને એકતત્ત્વનો નિષેધના અવધિપણાવડે બોધ કરાય છે તે બ્રહ્મ છે એમ વિવેકી પુરુષ નક્કી કરે. ૫૭

**अखंडानंदरूपस्य, तस्यानंदलवाश्रिताः ।**
**ब्रह्माद्यास्तारतम्येन, भवंत्यानंदिनोऽखिलाः ॥ ५८ ॥**

**તે અખંડાનંદરૂપના આનંદના લેશનો આશ્રય કરીને રહેલા બ્રહ્મા આદિ સર્વે ન્યૂનાધિકપણાવડે આનંદિત થાય છે.**

તે અખંડાનંદરૂપ બ્રહ્મના આનંદના લેશનો આશ્રય કરીને બ્રહ્માથી માંડીને ચક્રવર્તી રાજાસુધી સર્વે આનંદયુક્ત પુરુષો ન્યૂનાધિકપણાવડે આનંદી થાય છે. બ્રહ્માથી સો સોગણો ન્યૂન આનંદ ક્રમપૂર્વક ચક્રવર્તી રાજાપર્યંત તૈત્તિરીયશ્રુતિમાં જણાવ્યો છે. ચક્રવર્તી રાજાથી માંડીને બ્રહ્માસુધીનો જે આનંદ છે તે આનંદ બ્રહ્માનંદરૂપ મહાસાગરના એક બિંદુરૂપ છે. ૫૮

**तद्युक्तमखिलं वस्तु, व्यवहारस्तदन्वितः[1] ।**
**तस्मात्सर्वगतं ब्रह्म, क्षीरे सर्पिरिवाखिले ॥ ५९ ॥**

**સર્વે વસ્તુ તેથી યુક્ત છે, અને વ્યવહાર તેથી યુક્ત છે, તેથી સર્વવ્યાપક બ્રહ્મ સમગ્ર દૂધમાં ઘીની પેઠે રહ્યું છે.**

આ વિશ્વમાંની ઘટપટાદિ સર્વે વસ્તુઓ અસ્તિ, ભાતિ અને પ્રિય, અથવા સત્, ચિત્ અને આનંદરૂપ બ્રહ્મવડે યુક્ત છે; તથા સર્વે પ્રકારનો વ્યવહાર પણ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મથી યુક્ત છે; તેથી સર્વવ્યાપક બ્રહ્મ સમગ્ર દૂધમાં ઘીની પેઠે વસ્તુઓમાં અને વ્યવહારમાં વ્યાપીને રહ્યું છે. ૫૯

[1] અહીં કોઇ પ્રતમાં चिद्न्वितः ( બ્રહ્મથી યુક્ત ) એવો પાઠ છે.

अनण्वस्थूलमह्रस्वमदीर्घमजमव्ययम् ।
अरूपगुणवर्णाख्यं, तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ६० ॥

જે અણુથી વિપરીત, સ્થૂલથી વિપરીત હ્રસ્વથી ભિન્ન, દીર્ઘથી ભિન્ન, જન્મરહિત, અવિનાશી અને રૂપ, ગુણ, રંગ અને નામની રહિત છે તે બ્રહ્મ છે એમ નક્કી કરે.

જે વસ્તુ અણુથી ભિન્ન છે, જે વસ્તુ સ્થૂલથી ભિન્ન છે, જે વસ્તુ હ્રસ્વથી ભિન્ન છે, જે વસ્તુ દીર્ઘથી ભિન્ન છે, જે વસ્તુ જન્મરહિત તથા નાશરહિત છે, અને જે વસ્તુ રૂપ, ગુણ, રંગ અને નામથી ભિન્ન છે તે વસ્તુ બ્રહ્મ છે એમ વિવેકી નક્કી કરે. ૬૦

यद्भासा भास्यतेऽर्कादिर्भास्यैर्यत्तु न भास्यते
येन सर्वमिदं भाति, तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ६१ ॥

જેના પ્રકાશવડે સૂર્યાદિ ભાસે છે, અને પ્રકાશ પામવાયોગ્ય પદાર્થોવડે જે ભાસતું નથી, ને જેવડે આ સર્વ પ્રતીત થાય છે તે બ્રહ્મ છે એમ નક્કી કરે.

જેના ચેતનરૂપ પ્રકાશવડે સૂર્યચંદ્રાદિ પ્રકાશે છે, પણ ચેતનવડે પ્રકાશ પામનાર સૂર્યચંદ્રાદિવડે જે પ્રકાશતું નથી; અને જેવડે આ સર્વ જગત્ પ્રતીત થાય છે તે બ્રહ્મ છે એમ વિવેકી નક્કી કરે. ૬૧

બ્રહ્મ આ સર્વ જગતને પ્રકાશે છે એમ કહે છેઃ—

स्वयमंतर्बहिर्व्याप्य, भासयन्नखिलं जगत् ।
ब्रह्म प्रकाशते वह्निप्रतप्तायसपिंडवत् ॥ ६२ ॥

જેમ અગ્નિવડે સારી રીતે તપાવેલા લોઢાના ગોળામાં આવેલો અગ્નિ તેની અંતર તથા બહાર વ્યાપીને તેને દેખાડતો

છતો પ્રકાશે છે તેમ બ્રહ્મ સર્વ જગતની અંતર તથા બહાર વ્યાપીને તેને પ્રકાશતું છતું પોતે પ્રકાશે છે.

જેમ અગ્નિમાં નાંખીને સારી રીતે તપાવેલા લોઢાના ગોળામાં આવેલો અગ્નિ તે ગોળાને પ્રકાશતો છતો પોતે પ્રકાશે છે તેમ બ્રહ્મ આ સર્વ જગતની અંતર અને બહાર વ્યાપીને તેને પ્રકાશતું છતું પોતે પણ પ્રકાશે છે ૬૨

હવે બ્રહ્મથી ભિન્ન સર્વ મિથ્યા છે એમ કહે છેઃ—

जगद्विलक्षणं ब्रह्म, ब्रह्मणोऽन्यन्न किंचन।

ब्रह्मान्यद्भाति चेन्मिथ्या, यथा मरुमरीचिका ॥ ६३ ॥

બ્રહ્મ જગત્‌થી વિલક્ષણ છે, બ્રહ્મથી ભિન્ન કાંઇ પણ નથી, જો બ્રહ્મથી અન્ય પ્રતીત થાય છે તો તે મૃગજલના જેવું મિથ્યા છે.

સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ અસત્, જડ અને દુઃખરૂપ જગત્‌થી વિલક્ષણ–બીજા સ્વરૂપવાળું–છે, અહીં બ્રહ્મથી ભિન્ન કાંઇ પણ વસ્તુ નથી, જો બ્રહ્મથી ભિન્ન કોઇ પણ વસ્તુ પ્રતીત થતી હોય તો તે સૂર્યના કિરણમાં પ્રતીત થતા મૃગજલના જેવી મિથ્યા છે એમ જાણવું. ૬૩

दृश्यते श्रूयते यद्यद्ब्रह्मणोऽन्यन्न तद्भवेत्।

तत्त्वज्ञानाच्च तद्ब्रह्म, सच्चिदानंदमद्वयम् ॥ ६४ ॥

બ્રહ્મથી ભિન્ન જે જે દેખાય છે, તથા સંભળાય છે, તે તે નથી. તત્ત્વજ્ઞાનથી તે સચ્ચિદાનંદ ને અદ્વય બ્રહ્મ છે.

અહીં અજ્ઞાનકાલમાં બ્રહ્મથી ભિન્ન જે જે વસ્તુ નેત્રવડે દેખાય છે, અને કાનવડે સંભળાય છે, તે તે વસ્તુ તે રૂપે સત્ય નથી. તત્ત્વ-

જ્ઞાનથી જોઇએ તો તે સર્વ સચ્ચિદાનંદ ને અદ્વય બ્રહ્મરૂપજ છે. ૬૪

સર્વવ્યાપક સચ્ચિદાનંદ બ્રહ્મને અનુભવવા કોણ સમર્થ થાય છે, અને કોણ સમર્થ નથી થતા, તે જણાવે છેઃ—

सर्वगं सच्चिदात्मानं, ज्ञानचक्षुर्निरीक्षते ।
अज्ञानचक्षुर्नेक्षेत, भास्वंतं भानुमंधवत् ॥ ६५ ॥

જ્ઞાનરૂપ નેત્રવાળા સર્વ વ્યાપક, સદ્રૂપ અને ચિદ્રૂપ આત્માને જુએ છે, ને અજ્ઞાનરૂપ નેત્રવાળા તેને જોઇ શકતા નથી, જેમ પ્રકાશતા સૂર્યને આંધળા તેમ.

જેમ પ્રકાશી રહેલા સૂર્યને નેત્રવાળો પુરુષ જોઇ શકે છે, પણ આંધળો પુરુષ જોઇ શકતો નથી, તેમ સર્વવ્યાપક, સદ્રૂપ અને ચેતનરૂપ આત્માને બ્રહ્મજ્ઞાનરૂપ નેત્રવાળો પુરુષ જોઇ શકે છે, પણ અજ્ઞાનવડે જેની દૃષ્ટિ આચ્છાદિત થઇ છે તે પુરુષ તેને જોઇ શકતો નથી ૬૫

જીવ ક્યારે પોતાના વાસ્તવિક સ્વરૂપે પ્રકાશે છે તે જણાવે છેઃ—

श्रवणादिभिरुद्दीप्तज्ञानाग्निपरितापितः ।
जीवः सर्वमलान्मुक्तः, स्वर्णवद्द्योतते स्वयम् ॥ ६६ ॥

શ્રવણાથી ઉદ્દીપન કરેલા જ્ઞાનાગ્નિવડે સારી પેઠે તપાવેલો જીવ સર્વ મેલોથી મોકળા થયેલા સોનાની પેઠે પોતે પ્રકાશે છે.

શ્રવણ, મનન અને નિદિધ્યાસનવડે જાગ્રત કરેલા બ્રહ્માનુભવરૂપ જ્ઞાનાગ્નિવડે સારી રીતે શુદ્ધ કરેલો જીવ અવિદ્યાદિ સર્વ મેલોનો ત્યાગ કરીને પોતાના સચ્ચિદાનંદસ્વરૂપે પ્રકાશે છે. જેમ અગ્નિવડે

આળેલું સોનું પોતામાં રહેલા સર્વ મલોથી મોકળું થઇ પ્રકાશે છે તેમ. ૬૬

એ આત્મા ક્યાં પ્રકટ થઇને શું કરે છે તે જણાવે છેઃ—

हृदाकाशोदितो ह्यात्मा, बोधभानुस्तमोऽपहृत् ।
सर्वव्यापी सर्वधारी, भाति सर्वं प्रकाशते ॥ ६७ ॥

હૃદયાકાશમાં ઉદિત થયેલ આત્માના જ્ઞાનરૂપી સૂર્ય અજ્ઞાનરૂપ અંધકારને દૂર કરે છે, પોતે પ્રકાશે છે, અને સર્વને પ્રકાશે છે, તે સર્વવ્યાપક ને સર્વને ધારણ કરનાર છે.

વિવેકીના હૃદયરૂપ આકાશમાં ઉદય પામેલા આત્માના જ્ઞાનરૂપ સૂર્ય તેના હૃદયમાં રહેલા અજ્ઞાનરૂપ અંધકારને દૂર કરે છે, પોતે પ્રકાશે છે, અને અન્ય સર્વને પ્રકાશ કરે છે. હૃદયમાં રહ્યા છતાં પણ તે પરિચ્છિન્ન નથી, કિંતુ સર્વવ્યાપક ને સર્વને ધારણ કરનાર છે. ૬૭

આત્મરૂપી તીર્થ મુમુક્ષુને સેવવાયોગ્ય છે એમ કહે છેઃ—

दिग्देशकालाद्यनपेक्ष्यसर्वगं, शीतादिहृन्नित्यसुखं निरंजनम् ।
यः स्वात्मतीर्थं भजते विनिष्क्रियः, स सर्ववित्सर्वगतोऽमृतो भवेत् ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचितः श्रीआत्मबोधः संपूर्णः ॥ ८ ॥

જે અત્યંત અક્રિય પુરુષ દિશા, દેશ અને કાલાદિની અપેક્ષાવિનાનું, સર્વવ્યાપક, શીતલતા આદિને દૂર કરનારું, નિત્ય-સુખરૂપ ને અવિદ્યારૂપ મલથી રહિત પોતાના આત્મરૂપ તીર્થને ચિત્તની એકાગ્રતાવડે સેવે છે તે પુરુષ સર્વજ્ઞ, સર્વવ્યાપક અને અવિનાશી થાય છે.

જે શરીર, ઇંદ્રિયો અને અંતઃકરણની ક્રિયાના અભિમાનથી

રહિત પુરુષ બીજાં તીર્થોની પેઠે દિશા, દેશ અને કાલ આદિની અપેક્ષા નહિ રાખનારું હોવાથી સર્વવ્યાપક, શીત અને ઉષ્ણાદિરૂપ દ્વંદ્વરૂપી દુઃખોનો નાશ કરનારું, નિત્ય આનંદરૂપ, ને માયા તથા તેના કાર્યરૂપ મલથી રહિત પોતાના આત્મરૂપ તીર્થને ચિત્તની એકાગ્રતાવડે સેવે છે તે સર્વરૂપ બ્રહ્મને જાણનારો, સર્વવ્યાપક અને મુક્ત થાય છે. આત્મરૂપી તીર્થ સર્વ તીર્થના કરતાં શ્રેષ્ઠ છે, માટે મોક્ષને ઇચ્છનાર પુરુષે તીર્થજ આદરપૂર્વક સેવવાયોગ્ય છે. ૬૮

**એ પ્રમાણે બ્રહ્મવિદ્યાવાળા પરમહંસો ને પરિવ્રાજકોના આચાર્ય શ્રીશંકરાચાર્યજીએ રચેલા શ્રીઆત્મબોધનામના ગ્રંથરૂપ આઠમા રત્નની શ્રીનાથશર્મપ્રણીત ભાવાર્થદીપિકા નામની ગુજરાતીભાષાની ટીકા પૂરી થઈ. ૮**

---

## ॥ ॐ ॥

## ॥ ૯ શ્રીતત્ત્વબોધ ॥

### ભાવાર્થદીપિકાટીકાસહિત

---

### મંગલાચરણ ને ટીકાની પ્રતિજ્ઞા

દોહરો

બ્રહ્મ-ઈશનું ધ્યાન ધરી, વંદી સદ્‌ગુરુ-પાય;
તત્ત્વબોધની આ ટીકા, ગુર્જરગિરા લખાય. ૧

મંદબુદ્ધિવાળા મુમુક્ષુઓને તત્ત્વરૂપ આત્માનો બોધ થવામાટે આચાર્યભગવાને આ તત્ત્વબોધનામનો નાનો પ્રકરણગ્રંથ રચ્યો છે.

આમાં મુમુક્ષુઓને બહુ ઉપયોગી થઈ પડે એવા વિષયો સહેલી સંસ્કૃતભાષામાં, લખ્યા છે. શિષ્ટાચારને અનુસરીને આ ગ્રંથની નિર્વિઘ્ને સમાપ્તિ થવા. આ ગ્રંથનો પ્રારંભ કરતાપહેલા તેઓશ્રી પોતાના શ્રીસદ્‌ગુરુને નમસ્કાર કરવારૂપ મંગલાચરણ કરી પછી તત્ત્વબોધનામનો ગ્રંથ રચવાની પ્રતિજ્ઞા કરે છે:—

वासुदेवेन्द्रयोगीन्द्रं, नत्वा ज्ञानप्रदं गुरुम् ।
मुमुक्षूणां हितार्थाय, तत्त्वबोधोऽभिधीयते ॥ १ ॥

**જ્ઞાન આપનારા વાસુદેવેંદ્રયોગીંદ્ર ગુરુને નમસ્કાર કરીને મુમુક્ષુઓના હિતને માટે તત્ત્વબોધ કહેવાય છે.**

મને અંતરાત્માથી અભિન્ન બ્રહ્મસ્વરૂપનો ઉપદેશ કરનારા વાસુદેવથી (સર્વમાં રહેલા બ્રહ્મથી) અભિન્ન ઇંદ્રરૂપ (પ્રત્યક્તત્ત્વરૂપ-અંતરાત્મરૂપ) ને યોગીઓમાં શ્રેષ્ઠ શ્રીગોવિંદગુરુને બહુમાન ને પરમપ્રીતિથી પ્રણામ કરીને મંદબુદ્ધિવાળા સર્વ મુમુક્ષુઓનાં કલ્યાણને માટે આ તત્ત્વબોધનામનો લઘુ પ્રકરણગ્રંથ તેમના પ્રારબ્ધથી વેગ પામેલી અંતઃકરણની વૃત્તિવડે પ્રતિપાદન કરાય છે. ૧

હવે તત્ત્વના વિવેકનો પ્રકાર કહેવાની પ્રતિજ્ઞા કરે છે:—

साधनचतुष्टयसंपन्नाधिकारिणां मोक्षसाधनभूतं तत्त्वविवेकप्रकारं वक्ष्यामः ॥

**ચાર સાધનથી સંપન્ન અધિકારીઓના મોક્ષના સાધનભૂત તત્ત્વવિવેકનો પ્રકાર કહીએ છીએ.**

ચાર સાધનથી સંપન્ન-વિવેક, વૈરાગ્ય, શમાદિ ૭ સંપત્તિ ને મુમુક્ષુના જેમનું વર્ણન હવે પછી થવાનું છે તે ચાર સાધનોથી યુક્ત. તત્ત્વવિવેકનો-આત્મરૂપ નિત્ય વસ્તુના વિવેકનો.

હવે ચાર સાધનોનાં નામો કહે છેઃ—

साधनचतुष्टयं किम् ? नित्यानित्यवस्तुविवेकः । इहामुत्रार्थफलभोगविरागः । शमादिषट्संपत्तिर्मुमुक्षुत्वं चेति ॥

ચાર સાધન કયાં ? નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક, અહીંના ને પરલોકના પદાર્થોરૂપ કર્મોના ફ્લોના ભોગમાં રાગરહિતપણું, શમાદિ છ સંપત્તિ ને મુમુક્ષુતા. ઇતિ.

नित्यानित्यवस्तुविवेकः कः ? नित्यवस्त्वेकं ब्रह्म तद्व्यतिरिक्तं सर्वमनित्यम् । अयमेव नित्यानित्यवस्तुविवेकः ॥

નિત્ય ને અનિત્ય વસ્તુનો વિવેક કયો ? નિત્ય વસ્તુ એક બ્રહ્મ છે, ને તેનાથી ભિન્ન સર્વ અનિત્ય છે, આજ નિત્ય ને અનિત્ય વસ્તુનો વિવેક છે

विरागः कः ? इहस्वर्गभोगेषु इच्छाराहित्यम् ॥

વિરાગ કયો ? આ લોકના ને સ્વર્ગના ભોગોમાં ઇચ્છાનું રહિતપણું.'

शमादिसाधनसंपत्तिः का ? शमो दमो उपरमस्तितिक्षा श्रद्धा समाधानं चेति ॥

શમાદિ સાધનસંપત્તિ કઇ ? શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા ને સમાધાન. ઇતિ.

शमः कः ? मनोनिग्रहः ॥ दमः कः ? चक्षुरादिबाह्येन्द्रियनिग्रहः ॥ उपरमः कः ? स्वधर्मानुष्ठानमेव ॥ तितिक्षा का ?

शीतोष्णसुखदुःखादिसहिष्णुत्वम् ॥ श्रद्धा कीदृशी ? गुरुवेदांतवाक्यादिषु विश्वासः श्रद्धा ॥ समाधान किम् ॥ चित्तैकाग्रता

શમ કયો ? મનનો નિગ્રહ. દમ કયો ? નેત્રાદિ બહારની ઇંદ્રિયોનો નિગ્રહ. ઉપરમ કયો ? પોતાના ધર્મનું અનુષ્ઠાનજ. તિતિક્ષા કઇ ? ટાઢ, તડકો, સુખ ને દુઃખાદિમાં સહનશીલપણું. શ્રદ્ધા કેવી ? સદ્ગુરુ તથા વેદાંતનાં વાક્યાદિમાં વિશ્વાસ. સમાધાન શું ? અંતઃકરણની એકાગ્રતા.

વાક્યાદિમાં–વાક્ય તથા સાન એ સર્વમાં.

मुमुक्षुत्वं किम् ? मोक्षो मे भूयादितीच्छा ॥

મુમુક્ષુપણું શું ? મારો મોક્ષ થાઓ એવી ઇચ્છા.

एतत्साधनचतुष्टयम् । ततस्तत्त्वविवेकस्याधिकारिणो भवंति तत्त्वविवेकः कः ? आत्मा सत्यस्तदन्यत् सर्वं मिथ्येति ॥

આ ચાર સાધનો છે. પછી તત્ત્વવિવેકના અધિકારીઓ થાય છે. તત્ત્વવિવેક કયો ? આત્મા સત્ય છે, ને તેનાથી ભિન્ન સર્વે મિથ્યા છે તે. ઇતિ.

आत्मा कः ? स्थूलसूक्ष्मकारणशरीराद्व्यतिरिक्तः पंचकोशातीतः सन् अवस्थात्रयसाक्षी सच्चिदानंदस्वरूपः सन् यस्तिष्ठति स आत्मा ॥

આત્મા કયો ? સ્થૂલશરીર, સૂક્ષ્મશરીર ને કારણશરીરથી ભિન્ન; પાંચ કોશોથી પર હોઇ ત્રણ અવસ્થાઓનો સાક્ષી; અને સચ્ચિદાનંદસ્વરૂપવાળો હોઇ જે રહે છે તે આત્મા.

तज्जनितवासनया निद्रासमये यः प्रपंचः प्रतीयते सा स्वप्नावस्था । सूक्ष्मशरीराभिमानी आत्मा तैजस इत्युच्यते ॥

સ્વપ્નાવસ્થા કઇ ? એમ જો [પૂછો તો] જાગ્રદવસ્થામાં જે જોયું હોય, જે સાંભળ્યું હોય, તેનાથી ઉપજેલી વાસનાવડે નિદ્રાના સમયમાં જે પ્રપંચ પ્રતીત થાય છે તે પ્રપંચવાળી મનની સ્થિતિને સ્વપ્નાવસ્થા. સૂક્ષ્મશરીરનો અભિમાની આત્મા તૈજસ એમ કહેવાય છે.

ततः सुषुप्त्यवस्था का ? अहं किमपि न जानामि सुखेन मया निद्रानुभूयत इति सुषुप्त्यवस्था । कारणशरीराभिमानी आत्मा प्राज्ञ इत्युच्यते ॥

પછી સુષુપ્તિઅવસ્થા કઇ ? હું કાંઇ પણ જાણતો નથી, મારાવડે સુખે નિદ્રાનો અનુભવ થાય છે, આ સુષુપ્તિઅવસ્થા. કારણશરીરનો અભિમાની આત્મા પ્રાજ્ઞ એમ કહેવાય છે.

पंचकोशाः के ? अन्नमयः प्राणमयो मनोमयो विज्ञानमय आनंदमयश्चेति ॥

પાંચ કોશો કયા ? અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય ને આનંદમય. ઇતિ.

अन्नमयः कः ? अन्नरसेनैव भूत्वा अन्नरसेनैव वृद्धिं प्राप्य अन्नरूपपृथिव्यां यद्विलीयते तदन्नमयः कोशः स्थूलशरीरम् ॥

અન્નમય કયો ? જે અન્નના રસવડેજ થઇ, અન્નના રસવડેજ વૃદ્ધિ પામીને, અન્નરૂપ પૃથિવીમાં વિલીન થાય છે તે અન્નમયકોશ સ્થૂલશરીર [છે.]

જવું, ગુદાનો વિષય મલત્યાગ ને ઉપસ્થનો વિષય આનંદ. ઇતિ

कारणशरीरं किम् ? अनिर्वाच्यानाद्यविद्यारूपं शरीरद्वयस्य कारणमात्रं सत्स्वरूपाज्ञानं निर्विकल्परूपं यदस्ति तत्कारणशरीरम् ॥

કારણશરીર શું ? જે અનિર્વાચ્ય, અનાદિ અવિદ્યારૂપ, બે શરીરના કારણરૂપ, સ્વસ્વરૂપનું અજ્ઞાન ને નિર્વિકલ્પરૂપ છે તે કારણશરીર છે.

અનિર્વાચ્ય–સત્ય ને અસત્યથી વિલક્ષણ, અર્થાત્ વર્તમાનકાલમાં પ્રતીત થાય ને ઉત્તરકાલે મિથ્યા જણાય એવું. અનાદિ–ઉત્પત્તિ માનતાં ઘણા દોષો આવે, માટે ઉત્પત્તિથી રહિત. બે શરીરના–સ્થૂલશરીરના સૂક્ષ્મશરીરના. નિર્વિકલ્પ–નામરૂપાદિની કલ્પના જેમાં ન કરી શકાય એવું, અથવા અભાવરૂપ નહિ, પણ ભાવરૂપ.

अवस्थात्रयं किम् ? जाग्रत्स्वप्नसुषुप्त्यवस्थाः ॥

ત્રણ અવસ્થા કઇ ? જાગ્રત્, સ્વપ્ન ને સુષુપ્તિ અવસ્થા.

जाग्रदवस्था का ? श्रोत्रादिज्ञानेन्द्रियैः शब्दादिविषयैश्च ज्ञायत इति यत् सा जाग्रदवस्था । स्थूलशरीराभिमानी आत्मा विश्व इत्युच्यते ॥

જાગ્રદવસ્થા કઇ ? જે શ્રોત્રાદિ જ્ઞાનેન્દ્રિયોવડે અને શબ્દાદિ વિષયોવડે જણાય છે તે જાગ્રદવસ્થા. સ્થૂલશરીરનો અભિમાની આત્મા વિશ્વ એમ કહેવાય છે.

स्वप्नावस्था केति चेत् ? जाग्रदवस्थायां यद् दृष्टं यच्छ्रुतं

तज्जनितवासनया निद्रासमये यः प्रपंचः प्रतीयते सा स्वप्नावस्था । सूक्ष्मशरीराभिमानी आत्मा तैजस इत्युच्यते ॥

સ્વપ્નાવસ્થા કઇ? એમ જો [પૂછો તો] જાગ્રદવસ્થામાં જે જોયું હોય, જે સાંભળ્યું હોય, તેનાથી ઉપજેલી વાસનાવડે નિદ્રાના સમયમાં જે પ્રપંચ પ્રતીત થાય છે તે પ્રપંચવાળી મનની સ્થિતિને સ્વપ્નાવસ્થા સૂક્ષ્મશરીરનો અભિમાની આત્મા તૈજસ એમ કહેવાય છે.

ततः सुषुप्त्यवस्था का ? अहं किमपि न जानामि सुखेन मया निद्रानुभूयत इति सुषुप्त्यवस्था । कारणशरीराभिमानी आत्मा प्राज्ञ इत्युच्यते ॥

પછી સુષુપ્તિઅવસ્થા કઇ? હું કાંઇ પણ જાણતો નથી, મારાવડે સુખે નિદ્રાનો અનુભવ થાય છે, આ સુષુપ્તિઅવસ્થા. કારણશરીરનો અભિમાની આત્મા પ્રાજ્ઞ એમ કહેવાય છે.

पंचकोशाः के ? अन्नमयः प्राणमयो मनोमयो विज्ञानमय आनंदमयश्चेति ॥

પાંચ કોશો કયા? અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય ને આનંદમય. ઇતિ.

अन्नमयः कः ? अन्नरसेनैव भूत्वा अन्नरसेनैव वृद्धिं प्राप्य अन्नरूपपृथिव्यां यद्विलीयते तदन्नमयः कोशः स्थूलशरीरम् ॥

અન્નમય કયો? જે અન્નના રસવડેજ થઇ, અન્નના રસવડેજ વૃદ્ધિ પામીને, અન્નરૂપ પૃથિવીમાં વિલીન થાય છે તે અન્નમયકોશ સ્થૂલશરીર[ છે ]

આનંદમય કયો ? આગળ કહેલી રીતેજ કારણશરીરરૂપ અવિદ્યામાં રહેલ પ્રિયાદિવૃત્તિસહિત મલિનસત્ત્વ આનંદમય કોશ [ છે. ] આ પાંચ કોશો. મારું શરીર, મારા પ્રાણો, મારું મન, મારી બુદ્ધિ ને મારું અજ્ઞાન એમ પોતાનાવડેજ જણાય છે. તે જેવી રીતે મારાપણાવડે જાણેલ કડું, કુંડલ ને ગૃહાદિક પોતાનાથી ભિન્ન છે તેવી રીતે પાંચ કોશાદિક મારાપણાવડે જાણેલ આત્મા નથી, [ તેનાથી ભિન્ન છે. ]

પ્રિયાદિવૃત્તિસહિત–પ્રિય, મોદ ને પ્રમોદ એ વૃત્તિસહિત. પ્રિય વસ્તુનું દર્શન થવાથી થતો આનંદ તે પ્રિય, પ્રિયવસ્તુની પ્રાપ્તિથી થતો આનંદ તે મોદ, ને પ્રિય વસ્તુના ઉપભોગથી થતો અનંદ તે પ્રમોદ કહેવાય છે. મલિનસત્ત્વ–રજોગુણ તથા તમોગુણથી દબાયેલો સત્ત્વગુણ.

आत्मा तर्हि कः । सच्चिदानंदस्वरूपः ॥

ત્યારે આત્મા કયો ? સચ્ચિદાનંદરૂપવાળો [ આત્મા છે. ]

सत्किम् ? कालत्रयेऽपि तिष्ठति इति सत् ॥ चित्किम् ? ज्ञानस्वरूपः ॥ आनंदः कः ? सुखस्वरूपः ॥ एवं सच्चिदानंदस्वरूपं स्वात्मानं विजानीयात् ॥

સત્ શું ? ત્રણ કાલમાં પણ રહે છે આ સત્. ચિત્ શું ? જ્ઞાનસ્વરૂપ [ તે ચિત્. ] આનંદ કયો ? સુખસ્વરૂપ [ તે આનંદ ] એમ સચ્ચિદાનંદસ્વરૂપવાળા પોતાના આત્માને જાણે.

अथ चतुर्विंशतितत्त्वोत्पत्तिप्रकारं वक्ष्यामः ॥

હવે ચોવીશ તત્ત્વોની ઉત્પત્તિની રીત કહીએ છીએ.

प्राणमयः कः ? प्राणादिपंचवायवः वागादींद्रियपंचकं प्राणमयः ॥

પ્રાણમય કયો ? પ્રાણાદિ પાંચ વાયુઓ [ ને ] વાગાદિ પાંચ ઇંદ્રિયો પ્રાણમય [ કોશ છે ]

પ્રાણાદિ–પ્રાણ, અપાન, સમાન, ઉદાન ને વ્યાન ઇંદ્રિયો–કર્મેન્દ્રિયો

मनोमयः कोशः कः ? मनश्च ज्ञानेन्द्रियपंचकं मिलित्वा यो भवति स मनोमयः कोशः ॥

મનોમય કોશ કયો ? મન તથા પાંચ જ્ઞાનેંદ્રિયો મળીને જે થાય છે તે મનોમય કોશ [ છે. ]

विज्ञानमयः कः ? बुद्धिश्च ज्ञानेंद्रियपंचकं मिलित्वा यो भवति स विज्ञानमयः कोशः ॥

વિજ્ઞાનમય કયો ? બુદ્ધિ તથા પાંચ જ્ઞાનેંદ્રિયો મળીને જે થાય છે તે વિજ્ઞાનમય કોશ [ છે. ]

आनंदमयः कः ? एवमेव कारणशरीरभूताविद्यास्थं मलिनसत्त्वं मियादिवृत्तिसहितं सत् आनंदमयः कोशः। एतत्कोशपंचकं मदीयं शरीरं मदीयाः प्राणाः मदीयं मनश्च मदीया बुद्धिर्मदीयमज्ञानमिति स्वेनैव ज्ञायते। तद्यथा मदीयत्वेन ज्ञातं कटककुंडलगृहादिकं स्वस्माद्भिन्नं तथा पंचकोशादिकं मदीयत्वेन ज्ञातमात्मा न भवति ॥

આનંદમય કયો ? આગળ કહેલી રીતેજ કારણશરીરરૂપ અવિદ્યામાં રહેલ પ્રિયાદિવૃત્તિસહિત મલિનસત્ત્વ આનંદમય કોશ [ છે ] આ પાંચ કોશો. મારું શરીર, મારા પ્રાણો, મારું મન, મારી બુદ્ધિ ને મારું અજ્ઞાન એમ પોતાનાવડેજ જણાય છે. તે જેવી રીતે મારાપણાવડે જાણેલ કડું, કુંડલ ને ગૃહાદિક પોતાનાથી ભિન્ન છે તેવી રીતે પાંચ કોશાદિક મારાપણાવડે જાણેલ આત્મા નથી, [ તેનાથી ભિન્ન છે. ]

પ્રિયાદિવૃત્તિસહિત–પ્રિય, મોદ ને પ્રમોદ એ વૃત્તિસહિત. પ્રિય વસ્તુનું દર્શન થવાથી થતો આનંદ તે પ્રિય, પ્રિયવસ્તુની પ્રાપ્તિથી થતો આનંદ તે મોદ, ને પ્રિય વસ્તુના ઉપભોગથી થતા અનંદ તે પ્રમોદ કહેવાય છે. મલિનસત્ત્વ–રજોગુણ તથા તમોગુણથી દબાયેલો સત્ત્વગુણ.

आत्मा र्ताह कः । सच्चिदानंदस्वरूपः ॥

ત્યારે આત્મા કયો ? સચ્ચિદાનંદરૂપવાળો [ આત્મા છે. ]

सत्किम् ? कालत्रयेऽपि तिष्ठति इति सत् ॥ चित्किम् ? ज्ञानस्वरूपः ॥ आनंदः कः ? सुखस्वरूपः ॥ एवं सच्चिदानंद-स्वरूपं स्वात्मानं विजानीयात् ॥

સત્ શું ? ત્રણ કાલમાં પણ રહે છે આ સત્. ચિત્ શું ? જ્ઞાનસ્વરૂપ [ તે ચિત્ ] આનંદ કયો ? સુખસ્વરૂપ [ તે આનંદ ] એમ સચ્ચિદાનંદસ્વરૂપવાળા પોતાના આત્માને જાણે.

अथ चतुर्विंशतितत्त्वोत्पत्तिप्रकारं वक्ष्यामः ॥

હવે ચોવીશ તત્ત્વોની ઉત્પત્તિની રીત કહીએ છીએ.

ब्रह्माश्रया सत्त्वरजस्तमोगुणात्मिका माया अस्ति । तत आकाशः संभूतः । आकाशाद्वायुः । वायोस्तेजः । तेजस आपः । अद्भ्यः पृथिवी ॥

બ્રહ્મને આશરે રહેલી સત્ત્વગુણ, રજોગુણ ને તમોગુણરૂપ માયા છે. તેથી આકાશ ઉત્પન્ન થયું. આકાશથી વાયુ [ ઉત્પન્ન થયો. ] વાયુથી તેજ [ ઉત્પન્ન થયું. ] તેજથી જલ [ ઉત્પન્ન થયું. ] જલથી પૃથિવી [ ઉત્પન્ન થઇ. ]

एतेषां पंचतत्त्वानां मध्ये आकाशस्य सात्त्विकांशाच्छ्रोत्रेन्द्रियं संभूतम् । वायोः सात्त्विकांशात्त्वगिंद्रियं संभूतम् । अग्नेः सात्त्विकांशाच्चक्षुरिन्द्रियं संभूतम्। जलस्य सात्त्विकांशाद्रसनेन्द्रियं संभूतम् । पृथिव्याः सात्त्विकांशाद् घ्राणेन्द्रियं संभूतम्। एतेषां पञ्चतत्त्वानां समष्टिसात्त्विकांशान्मनोबुद्ध्यहंकारचित्तान्तःकरणानि संभूतानि ॥

આ પાંચ ભૂતોમાં આકાશના સત્ત્વગુણના અંશમાંથી શ્રોત્રેંદ્રિય ઉપજી. વાયુના સત્ત્વગુણના અંશમાંથી ત્વચા ઇંદ્રિય ઉપજી. અગ્નિના સત્ત્વગુણના અંશમાંથી નેત્રેંદ્રિય ઉપજી. જલના સત્ત્વગુણના અંશમાંથી રસનેંદ્રિય ઉપજી. પૃથિવીના સત્ત્વગુણના અંશમાંથી નાસિકેંદ્રિય ઉત્પન્ન થઇ. આ પાંચ ભૂતોના મળેલા સત્ત્વગુણના અંશમાંથી મન, બુદ્ધિ, અહંકાર ને ચિત્તરૂપ અંતઃકરણો ઉપજ્યાં.

संकल्पविकल्पात्मकं मनः। निश्चयात्मिका बुद्धिः। अहंकर्ता

अहंकारः । चिन्तनकर्तृ चित्तम् ॥ मनसो देवता चंद्रमाः । बुद्धेर्ब्रह्मा । अहंकारस्य रुद्रः । चित्तस्य वासुदेवः ॥

મન સંકલ્પવિકલ્પરૂપ [ છે, ] બુદ્ધિ નિશ્ચયરૂપ [ છે, ] અભિમાન કરનાર અહંકાર [ છે, તે ] ચિંતન કરનાર ચિત્ત [ છે. ] મનના દેવ ચંદ્રમા, બુદ્ધિના બ્રહ્મા, અહંકારના રુદ્ર ને ચિત્તના વાસુદેવ [ છે. ]

एतेषां पञ्चतत्त्वानां मध्ये आकाशस्य राजसांशाद्वागिंद्रियं संभूतम् । वायो राजसांशात्पाणीन्द्रियं संभूतम् । वह्ने राजसांशात्पादेंद्रियं संभूतम् । जलस्य राजसांशादुपस्थेंद्रियं संभूतम् । पृथिव्या राजसांशाद् गुदेन्द्रियं संभूतम् । एतेषां समष्टिराजसांशात्पंचप्राणाः संभूताः ॥

આ પાંચ ભૂતોમાં આકાશના રજોગુણના અંશમાંથી વાણી ઇંદ્રિય ઉપજી. વાયુના રજોગુણના અંશમાંથી હસ્ત ઇંદ્રિય ઉપજી. તેજના રજોગુણના અંશમાંથી પગ ઇંદ્રિય ઉપજી. જલના રજોગુણના અંશમાંથી ઉપસ્થેંદ્રિય ઉપજી. પૃથિવીના રજોગુણના અંશમાંથી ગુદા ઇંદ્રિય ઉપજી. એમના ભળેલા રજોગુણના અંશમાંથી પાંચ પ્રાણ ઉપજ્યા.

एतेषां पञ्चतत्त्वानां तामसांशात्पञ्चीकृतपञ्चतत्त्वानि भवंति । पञ्चीकरणं कथम् इति चेत् ? एतेषां पञ्चमहाभूतानां तामसांशस्वरूपम् एकमेकं भूतं द्विधा विभज्य एकमेकमर्धं पृथक् तूष्णीं व्यवस्थाप्य अपरमपरमर्धं चतुर्धा विभज्य स्वार्धमन्येषु

अर्धेषु स्वभागचतुष्टयसंयोजनं कार्यं तदा पञ्चीकरणं भवति। एतेभ्यः पञ्चीकृतपञ्चमहाभूतेभ्यः स्थूलशरीरं भवति। एवं पिण्ड-ब्रह्मांडयोरैक्यं संभूतम्॥

આ પાંચ ભૂતોના તમોગુણના અંશમાંથી પંચીકૃત પાંચ ભૂતો થાય છે. પંચીકરણ કેમ [ થાય છે ? ] એમ જો [ પૂછો તો સાંભળો. ] આ પાંચ મહાભૂતોના તમોગુણના અંશસ્વરૂપ એક એક ભૂતનો બે પ્રકારે વિભાગ કરીને [ તેમાંના ] એક એક અર્ધને પૃથક્ શાંત રાખીને બીજા બીજા અર્ધનો ચાર પ્રકારે વિભાગ કરીને [ તે ] પોતાના અર્ધને અન્ય અર્ધોમાં પોતાના ચાર ભાગવડે જોડવાનું કરે ત્યારે પંચીકરણ થાય છે. આ પંચીકૃત પાંચ મહાભૂતોથી સ્થૂલશરીર ઉપજે છે. એવી રીતે પિંડ તથા બ્રહ્માંડનું એકપણું થયું.

પંચીકૃત એટલે સ્થૂલ પાંચ મહાભૂતોથી પ્રાણીઓનાં સ્થૂલ-શરીરો તથા બ્રહ્માંડ ઉપજ્યાં છે.

स्थूलशरीराभिमानी जीवनामकं ब्रह्मप्रतिबिंबं भवति। स एव जीवः प्रकृत्या स्वस्मात् ईश्वरं भिन्नत्वेन जानाति। अविद्योपाधिः सन् आत्मा जीव इत्युच्यते॥

સ્થૂલશરીરમાં હુંપણાનું અભિમાન રાખનાર જીવનામનું બ્રહ્મનું પ્રતિબિંબ થાય છે. તેજ જીવ અવિદ્યાવડે ઈશ્વરને પોતાનાથી ભિન્નપણાવડે જાણે છે. અવિદ્યારૂપ ઉપાધિવાળો થવાથી આત્મા જીવ એમ કહેવાય છે.

मायोपाधिः सन् ईश्वर इत्युच्यते। एवमुपाधिभेदात् जीवेश्वरभेददृष्टिर्यावत्पर्यन्तं तिष्ठति तावत्पर्यन्तं जन्ममरणादिरूपसंसारो न निवर्तते। तस्मात्कारणान्न जीवेश्वरयोर्भेदबुद्धिः स्वीकार्या ॥

માયારૂપ ઉપાધિવાળો થવાથી ઈશ્વર એમ કહેવાય છે. એમ ઉપાધિના ભેદથી જીવની તથા ઈશ્વરની ભેદદૃષ્ટિ જ્યાંસુધી રહે છે ત્યાંસુધી જન્મમરણરૂપ સંસાર નિવૃત્ત થતો નથી, તે કારણથી જીવની તથા ઈશ્વરની ભેદબુદ્ધિ અંગીકાર કરવાયોગ્ય નથી.

એકજ અસંગ ને નિરુપાધિ ચેતનમાં અવિદ્યા–મલિનસત્ત્વગુણરૂપ ઉપાધિને લીધે જીવપણાનો અને માયારૂપ–શુદ્ધસત્ત્વગુણરૂપ–ઉપાધિને લીધે ઈશ્વરપણાનો આરોપ થયો છે. જ્યાંસુધી ઉપાધિવડે કલ્પાયેલું જીવપણું ને ઈશ્વરપણું મિથ્યા છે, ને તેમના અધિષ્ઠાનરૂપ શુદ્ધ ચેતન એટલે બ્રહ્મજ સત્ય છે એમ સ્પષ્ટ સમજાતું નથી ત્યાંસુધી મનુષ્ય કૃતાર્થ થતો નથી, પણ પોતાના અજ્ઞાન, ઇચ્છા ને કર્મોને વશ થઈ તે આ સંસારમાં ભ્રમણ કર્યા કરે છે.

ननु साहंकारस्य किंचिज्ज्ञस्य जीवस्य निरहंकारस्य सर्वज्ञस्येश्वरस्य तत्त्वमसि इति महावाक्यात्कथमभेदबुद्धिः स्यादुभयोः विरुद्धधर्माक्रांतत्वात् इति चेन्न। स्थूलसूक्ष्मशरीराभिमानी त्वंपदवाच्यार्थः। उपाधिविनिर्मुक्तं समाधिदशासंपन्नं शुद्धचैतन्यं त्वंपदलक्ष्यार्थः ॥

શંકા —બંનેનું ( જીવનું તથા ઈશ્વરનું ) વિરોધવાળા ધર્મથી યુક્તપણું હોવાથી અહંકારવાળા તથા અલ્પજ્ઞ જીવની અહંકારરહિત તથા સર્વજ્ઞ ઈશ્વરની સાથે तत्त्वमसि આ મહાવાકયથી અભેદબુદ્ધિ કેવી રીતે થાય? એમ જો [ પૂછો તો સાંભળો. સમાધાન –તમે શંકા કરો છો તે યોગ્ય ] નથી સ્થૂલશરીરના તથા સૂક્ષ્મશરીરના અભિમાનવાળો [ જીવ ] તુંપદનો ( જીવ એ શબ્દનો ) વાચ્યાર્થ ( શક્તિવૃત્તિવડે થનારો મુખ્યાર્થ ) [ છે, અને ] ઉપાધિથી અત્યંત મોકળું થયેલું સમાધિદશાથી યુક્ત શુદ્ધચૈતન્ય તુંપદનો લક્ષ્યાર્થ ( લક્ષણાવડે થનારો અર્થ ) [ છે ]

સમાધિદશાથી—બ્રહ્મરૂપ સ્વાભાવિક સ્થિતિથી

एवं सर्वज्ञत्वादिविशिष्टः ईश्वरः तत्पदवाच्यार्थः। उपाधिशून्यं, शुद्धचैतन्यं तत्पदलक्ष्यार्थः । एवं च जीवेश्वरयोः चैतन्यरूपेणाभेदे बाधकाभावः ॥

એવી રીતે સર્વજ્ઞપણાદિરૂપ વિશેષણથી યુક્ત ઈશ્વર તેપદનો ( ઈશ્વર એવા શબ્દનો ) વાચ્યાર્થ [ છે, અને] ઉપાધિથી રહિત શુદ્ધચૈતન્ય તેપદનો લક્ષ્યાર્થ [ છે ] એવી રીતે જીવ અને ઈશ્વરના ચૈતન્યરૂપે અભેદમાં બાધકનો અભાવ [ છે. ]

બાધકનો—એ બન્નેના અભેદને મિથ્યા કહેનારા પ્રમાણ તથા યુક્તિનો

एवं च वेदांतवाक्यैः सद्गुरूपदेशेन च सर्वेष्वपि भूतेषु येषां ब्रह्मबुद्धिरुत्पन्ना ते जीवन्मुक्ता इत्यर्थः॥ ननु जीवन्मुक्तः

कः? यथा देहोऽहं पुरुषोऽहं ब्राह्मणोऽहं शूद्रोऽहमस्मीति दृढनिश्चयस्तथा नाहं ब्राह्मणो न शूद्रो न पुरुषः किन्तु असंगः सच्चिदानंदस्वरूपः प्रकाशरूपः सर्वान्तर्यामी चिदाकाशरूपोऽस्मीति दृढनिश्चयरूपोऽपरोक्षज्ञानवान् जीवन्मुक्तः ॥

એવી રીતે વેદાંતનાં વાક્યોવડે અને સદ્ગુરુના ઉપદેશવડે જેમને સર્વે પ્રાણીઓમાં બ્રહ્મબુદ્ધિ ઉત્પન્ન [ થઇ છે ] તેઓ જીવન્મુક્તો [ છે, ] એ પ્રમાણે અર્થ [ છે. ] શંકાઃ– જીવન્મુક્ત કોણ [ કહેવાય ? સમાધાનઃ– ] જેવી રીતે શરીર હું [ છું, ] પુરુષ હું [ છું, ] બ્રાહ્મણ હું [ છું, ને ] શૂદ્ર હું છું એવો દૃઢ નિશ્ચય [ તે તે અજ્ઞાની મનુષ્યનો હોય છે, ] તેવી રીતે હું બ્રાહ્મણ નથી, શૂદ્ર નથી, પુરુષ નથી, કિંતુ સંગરહિત, સચ્ચિદાનંદસ્વરૂપવાળો, પ્રકાશસ્વભાવવાળો, સર્વેના અંતઃકરણમાં રહી સત્તાસ્ફૂર્તિ આપનારો [ ને ] ચિદાકાશરૂપવાળો છું, આવા દૃઢ નિશ્ચયરૂપ અપરોક્ષજ્ઞાનવાળો જીવન્મુક્ત [ છે. ]

વેદાંતનાં–ઉપનિષદાદિ મોક્ષશાસ્ત્રનાં. સદ્ગુરુ–બ્રહ્મના ઉપદેશવડે સાધનસંપન્ન શિષ્યના હૃદયમાં રહેલા અજ્ઞાનની સંપૂર્ણ નિવૃત્તિ કરનારા. જીવન્મુક્તો–શરીર વિદ્યમાન છતાં સંસારરૂપ બંધથી મોકળા થયેલા. ચિદાકાશરૂપવાળો–ચૈતન્યરૂપ વ્યાપકસ્વભાવવાળો. દૃઢ–સંશય તથા વિપર્યયથી રહિત.

ब्रह्मैवाहमस्मीति अपरोक्षज्ञानेन निखिलकर्मबंधविनिर्मुक्तः स्यात् ॥ कर्माणि कतिविधानि सन्तीति चेत्? आगामिसं-

चितमारब्धभेदेन त्रिविधानि संति ॥

हुं ब्रह्मज छुं एवा अपरोक्षज्ञानवडे [ ज्ञानी ] सर्व कर्मबंधनोथी अत्यंत मोकळो थाय छे. कर्मो केटला प्रकारनां छे ? एम जो [ पूछता हो तो सांभळो ] आगामी, संचित ने प्रारब्धरूप भेदवडे [ ते कर्मो ] त्रण प्रकारनां छे.

ज्ञानोत्पत्त्यनंतरं ज्ञानिदेहकृतं पुण्यपापरूपं कर्म यदस्ति तदागामीत्यभिधीयते । संचितं कर्म किम् ? अनंतकोटिजन्मनां बीजभूतं सत् यत्कर्मजातं पूर्वार्जितं तिष्ठति तत् संचितं ज्ञेयम् ॥

ज्ञान उत्पन्न थया पछी ज्ञानीना शरीरे करेलुं जे पुण्यपापरूप कर्म छे ते आगामी कहेवाय छे. संचित कर्म शुं ? अनंत करोड जन्मोना बीजरूप जे कर्मोनो समूह पूर्वे संपादन करेलो रहे छे ते संचित [ कर्म ] जाणवुं.

पूर्वे–आगळना मनुष्यजन्मोमां. संचित–अपक्व स्थितिमां रहेला संस्कारोनो समूह.

प्रारब्धकर्म किमिति चेत् ? इदं शरीरमुत्पाद्य इह लोके एवं सुखदुःखादिप्रदं यत्कर्म तत्प्रारब्धं भोगेन नष्टं भवति। प्रारब्धकर्मणां भोगादेव क्षय इति ॥

प्रारब्धकर्म शुं ? एम जो [ पूछो तो सांभळो ] आ शरीरने उत्पन्न करीने आ लोकमां एवी रीते ( पुण्यपापादिना विपाकने अनुसरीने ) सुखदुःखादि आपनारुं जे कर्म ते प्रारब्ध ( जेणे पोतानुं फळ आपवानुं काम आरंभ्युं छे ते कर्म ) भोगवडे नाश पामे छे. प्रारब्धकर्मोनो भोगथीज

ક્ષય [ થાય છે, ] એ પ્રમાણે [ શાસ્ત્રવચનો છે. ]

શાસ્ત્રવચનો—"अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम्। नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि॥" ( જે તીવ્ર શુભાશુભ-કર્મ કર્યું હોય તે અવશ્યજ ભોગવવું જોઇએ. સો કરોડો કલ્પોવડે પણ તીવ્ર કર્મ ભોગવિના નાશ પામતું નથી, ) ઇત્યાદિ શાસ્ત્રમાં કહેલાં વચનો.

संचितं कर्म ब्रह्मैवाहमिति निश्चयात्मकज्ञानेन नश्यति। आगामिकर्म अपि ज्ञानेन नश्यति । किं च आगामिकर्मणां नलिनीदलगतजलवत् ज्ञानिनां संबंधो नास्ति ॥

સંચિતકર્મ "હું બ્રહ્મજ [ છું " ] આ નિશ્ચયરૂપ જ્ઞાનવડે નાશ પામે છે,-ફલ આપવાના સામર્થ્યથી રહિત થાય છે, આગામિકર્મ પણ [ એવા ] જ્ઞાનવડે નાશ પામે છે,-જ્ઞાનીના અંતઃકરણને સ્પર્શ કરી શકતાં નથી, અર્થાત્ આગામિકર્મોનો કમલની પાંખડીપર રહેલા જલની પેઠે જ્ઞાનીઓને સંબંધ નથી.

જ્ઞાનીઓને સંબંધ નથી,-જ્ઞાનીઓનું અંતઃકરણ પોતાના અકર્તા તથા અભોક્તાભાવને અનુભવે છે તેથી તેમના શેષ પ્રારબ્ધવડે વા અન્યના પ્રારબ્ધવડે જે જે કર્મ તેમનાથી થાય તે તે કર્મના સંસ્કારો તેમના ,આત્મમદશ અંતઃકરણમાં પડી શકતા નથી. એમનું અંતઃકરણ જલમાં રહેલા કમલની પેઠે વા કમલના વેલાનાં પાનડાંની પેઠે નિર્લેપ રહે છે.

किं च ये ज्ञानिनं स्तुवंति भजंति अर्चयंति तान्मति ज्ञानिकृतम् आगामिपुण्यं गच्छेति । ये ज्ञानिनं निन्दन्ति द्विपंति

दुःखप्रदानं कुर्वंति तान्प्रति ज्ञानिकृतं सर्वं आगामिक्रियमाणं यदवाच्यं कर्म पापात्मकं तद्गच्छति ॥ सुहृदः पुण्यकृत्यान् दुर्हृदः पापकृत्यान् गृह्णन्ति ॥ तथा चात्मवित्संसारं तीर्त्वा ब्रह्मानंदमिहैव प्राप्नोति । तरति शोकमात्मविदिति श्रुतेः । तनुं त्यजतु वा काश्यां श्वपचस्य गृहेऽथवा । ज्ञानसंप्राप्तिसमये मुक्तोऽसौ विमलाशय इति स्मृतेश्च ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचितः श्रीतत्त्वबोधः संपूर्णः ॥ ९ ॥

વળી જેઓ જ્ઞાનીની સ્તુતિ કરે છે, સેવા કરે છે, [ને] પૂજા કરે છે તેમના પ્રતિ જ્ઞાનીએ કરેલું આગામી પુણ્ય જાય છે. જેઓ જ્ઞાનીની નિંદા કરે છે, દ્વેષ કરે છે, દુઃખ આપવાનું કર્મ કરે છે, તેમના પ્રતિ જ્ઞાનીએ કરેલું સર્વ આગામી-ક્રિયમાણ-જે પાપરૂપ, નહિ કહેવાયોગ્ય કર્મ, તે જાય છે. [ એવી રીતે તેમના ] સેવકો પુણ્ય કર્મોને [ અને તેમના ] શત્રુઓ પાપકર્મોને ગ્રહણ કરે છે. વળી એવા આત્મજ્ઞાની સંસારને તરીને અહીંજ બ્રહ્મરૂપ આનંદને પામે છે. " तरति शोकमात्मवित् " (આત્માને યથાર્થ જાણનાર માનસપરિતાપરૂપ શોકને તરી જાય છે,) આવી શ્રુતિ હોવાથી [ ઉપર કહેલી વાત સિદ્ધ થાય છે. ] વળી " तनुं त्यजतु वा काश्यां श्वपचस्य गृहेऽथवा । ज्ञानसंप्राप्तिसमये मुक्तोऽसौ विमलाशयः ॥ " ( આ નિર્મલ અંતઃકરણવાળો જ્ઞાની બ્રહ્મજ્ઞાનની દૃઢ પ્રાપ્તિના સમયમાં સંસારથી મૂકાણો

થયેલા છે, પછી તેમનું શરીર કાશીમાં પડો અથવા ચંડાલના ઘરમાં પડો, તેથી તેમની મુક્તિને હાનિ પહોંચતી નથી, ) એવી સ્મૃતિ હોવાથી [ પણ ઉપર કહેલી વાત સિદ્ધ થાય છે. ]

એ પ્રમાણે બ્રહ્મવિદ્યાવાળા પરમહંસોના ને પરિવ્રાજકોના આચાર્ય શ્રીશંકરાચાર્યજીએ રચેલા શ્રીતત્ત્વબોધનામના ગ્રંથરૂપ નવમા રત્નની શ્રીનાથશર્મપ્રણીત ભાવાર્થદીપિકાનામની ગુજરાતીભાષાની ટીકા પૂરી થઇ. ૯

---

# ॥ ૐ ॥

## ॥ १० श्रीस्वात्मनिरूपण ॥

ભાવાર્થદીપિકાટીકાસહિત

---

### મંગલાચરણ ને ટીકાની પ્રતિજ્ઞા

દોહરો

બ્રહ્મદર્શિનું ધ્યાન ધરી, વદી સદ્ગુરુ-પાય;
સ્વાત્મનિરૂપણની ટીકા, ગુર્જરગિરા લખાય. ૧

સર્વ શિષ્ટોમાં શ્રેષ્ઠ ગણવાયોગ્ય ભગવાન્ શંકરાચાર્ય જિજ્ઞાસુજનોઉપર કૃપા કરીને સર્વ વેદાંતના સિદ્ધાંતનું રહસ્ય દેખાડનાર આ સ્વાત્મનિરૂપણનામનું વેદાંતનું પ્રકરણ આરંભે છે. તેમાં પ્રથમ પોતાના શ્રીસદ્ગુરુને નમસ્કારરૂપ મંગલાચરણ પહેલા બે શ્લોકવડે કરીને કહે છેઃ—

श्रीगुरुचरणद्वंद्वं, वन्देऽहं मथितदुःसहद्वंद्वम् ।
भ्रांतिग्रहोपशान्ति, पांसुमयं यस्य भसितमातनुते ॥ १ ॥
दैशिकवरं दयालुं, वन्देऽहं निहतसकलसंदेहम् ।
यच्चरणद्वयमद्वयमनुभवमुपदिशति तत्पदस्यार्थम् ॥ २ ॥

શ્રીસદ્‌ગુરુનાં બે ચરણકમલો જે મુમુક્ષુઓને અસહ્ય એવા દ્વૈતનો નાશ કરે છે, [ તથા ] જેમની ઘણી રજરૂપ ભસ્મ ભ્રાંતિરૂપ ભૂતોનો વિનાશ કરે છે [તેમને] હું [ માનપૂર્વક ] નમસ્કાર કરું છું..

તે દયાળુ અને સર્વ સંદેહોની નિવૃતિ કરનાર શ્રેષ્ઠ આચાર્યને હું નમું છું, જેમનાં બંને ચરણો તત્પદના અર્થરૂપ અદ્વિતીય અનુભવનો ઉપદેશ કરે છે.

હરિહરાદિ દેવોને નમસ્કાર કરતાં આચાર્યભગવાને પોતાના શ્રીસદ્‌ગુરુને નમસ્કાર કરી એમ સૂચવ્યું છે કે મુમુક્ષુએ પોતાના શ્રીસદ્‌ગુરુને પરમાત્મબુદ્ધિવડે નમસ્કારાદિ કરવાં જોઈએ. " यस्य देवे पराभक्तिर्यथा देवे तथा गुरौ। तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥ " ( જેને પરમાત્મામાં ઉત્કૃષ્ટ ભક્તિ છે, અને જેવી પરમાત્મામાં ઉત્કૃષ્ટ ભક્તિ છે તેવી ઉત્કૃષ્ટ ભક્તિ પોતાના સદ્‌ગુરુને વિષે પણ છે, એવા ઉત્તમ મુમુક્ષુના ચિત્તમાં અહીં કહેલા અર્થો પ્રતીત થાય છે,) આ શ્વેતાશ્વતરની શ્રુતિ પણ એજ અર્થને કહે છે.

આ અગાધ ભવસાગર તારનારા શ્રીસદ્‌ગુરુનાં બે ચરણારવિંદને હું બહુમાનપૂર્વક પ્રણામ કરું છું. તે બે ચરણારવિંદો મુમુક્ષુઓથી ન સહન કરી શકાય એવી દ્વૈતભ્રાંતિનો નાશ કરે છે, તથા તેમની

નીચે રહેલી ઘણી ધૂળરૂપ વિભૂતિ ભ્રાંતિરૂપ ભયંકર ભૂતોનો વિનાશ કરે છે. ૧

અજ્ઞાનનો ઉપદેશ કરનાર, આચાર્યોમાં શ્રેષ્ઠ ને જેમણે મારા અંતઃકરણમાં રહેલા સંશયરૂપી હૃદયના શંકુઓને પ્રમાણ ને યુક્તિવડે મારા હૃદયમાંથી નિર્મૂલ કર્યા છે એવા, અને પરમકારુણિક મારા શ્રીસદ્‌ગુરુને હું ભાવપૂર્વક પ્રણામ કરું છું જેમનાં બને ચરણ-કમલો તત્પદના લક્ષ્યાર્થરૂપ દ્વૈતરહિત બ્રહ્મસ્વરૂપનો બોધ કરે છે. ૨

આ ગ્રંથના અધિકારીના સ્વરૂપને નીચેના શ્લોકવડે કહે છેઃ—

**संसारदावपावकसंतप्तः सकलसाधनोपेतः ।**
**स्वात्मनिरूपणनिपुणैर्वाक्यैः शिष्यः प्रबोध्यते गुरुणा ॥ ३ ॥**

**સંસારરૂપ દાવાનલથી બહુ તપેલો ને સર્વ સાધનોથી યુક્ત શિષ્ય શ્રીસદ્‌ગુરુવડે સ્વાત્મનિરૂપણમાં નિપુણ વાક્યોવડે ઉપદેશ કરાય છે.**

પ્રતીત થતા સંસારરૂપ દાવાનલવડે અત્યંત તપેલો, અને વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ ને મુમુક્ષુતા આ ચાર સાધનોથી યુક્ત, વિનયી શિષ્ય શ્રીસદ્‌ગુરુવડે જીવબ્રહ્મના અભેદનું પ્રતિપાદન કરનારાં ઉપનિષદ્વાક્યોથી યુક્તિપૂર્વક ઉપદેશ કરાય છે શ્રીસદ્‌ગુરુના ઉપદેશ-વિના પોતાની યુક્તિ, શબ્દજ્ઞાન અથવા તર્કાદિવડે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થતી નથી. ૩

આચાર્યભગવાન્ આત્માની નિત્યતા દેખાડવામાટે જ્ઞાની તથા અજ્ઞાનીના સાધારણ અનુભવવડે આત્માનું અસ્તિત્વ સાધતા છતા આ ગ્રંથનો વિષય દેખાડે છે.—

अस्ति स्वयमित्यस्मिन्नर्थे कस्यास्ति संशयः पुंसः ।
अत्रापि संशयश्चेत्संशयिता यः स एव भवसि त्वम् ॥ ४ ॥

**પોતે છે આ અર્થમાં કયા પુરુષને સંશય છે? જો આમાં પણ સંશય હોય તો જે સંશય કરનાર છે તેજ તું છે.**

પોતે છે, અથવા નથી, આ અર્થમાં કયા જ્ઞાની અથવા અજ્ઞાનીને સંદેહ છે? પોતાના અસ્તિત્વમાં કોઇ પણ અભ્રાંત મનુષ્યને સંદેહ હોવાનો સંભવ નથી. પોતાના અસ્તિત્વમાં પણ જો કોઇને સંદેહ હોય તો જે સંદેહનો કરનાર છે તેજ તું એટલે આત્મા છે. ૪

હું નથી એના પ્રકારનો અનુભવ પણ કોઇ અજ્ઞાનીને થાય છે, છતાં તમે હું છું એવોજ અનુભવ બધાને થાય છે એમ કેમ કહો છો એમ શંકા થાય તો તેના ઉત્તરમાં કહે છેઃ—

नाहमिति वेत्ति योऽसौ, सत्यं ब्रह्मैव वेत्ति नास्तीति ।
अहमस्मीति विजानन्, ब्रह्मैवासौ स्वयं विजानाति ॥ ५ ॥

**હું નથી એમ જે જાણે છે તે નથી એમ સત્ય બ્રહ્મનેજ જાણે છે. [અને] હું છું એમ જે જાણે છે તે પોતે બ્રહ્મનેજ અનુભવે છે.**

જે પુરુષ હું નથી એમ જાણે છે તે પુરુષ નાસ્તિપણાના સાક્ષીપણાવડે ત્રિકાલાબાધ્ય બ્રહ્મરૂપ આત્માનેજ જાણે છે, અને જે પુરુષ હું એવા જ્ઞાનનો વિષય આત્મા સર્વદા વિદ્યમાન છે એમ અનુભવે છે તે પુરુષ પ્રયાસવિના બ્રહ્મનેજ અનુભવે છે. ૫

જો હું છું અને હું નથી આવાં બન્ને પ્રકારનાં જ્ઞાનોવડે બ્રહ્મનોજ અનુભવ થતો હોય તો સર્વ મનુષ્યોને તેવો અનુભવ કેમ થતો નથી એમ શંકા થાય તો તેના ઉત્તરમાં કહે છેઃ—

ब्रह्म त्वमेव तस्मान्नाहं ब्रह्मेति मोहमात्रमिदम् ।
मोहेन भवति भेदः क्लेशाः सर्वे भवन्ति तन्मूलाः ॥ ६ ॥

બ્રહ્મ તુંજ છે, તેથી હું બ્રહ્મ નથી આ ભ્રાંતિમાત્ર છે, ભ્રાંતિવડે ભેદ થાય છે, [ અને ] સર્વે ક્લેશો તે રૂપ મૂલવાળા છે.

બ્રહ્મના સદ્ભાવના અને અભાવના સાક્ષીપણાવડે સર્વને બ્રહ્મ અનુભવાય છે, તેથી તુજ બ્રહ્મ છે. હું બ્રહ્મ નથી આવુ જ્ઞાન તો ભ્રાંતિમાત્રજ છે હું બ્રહ્મ નથી આવા ભ્રાંતિજ્ઞાનવડેજ બ્રહ્મથી જીવનો ભેદ પ્રતીત થાય છે, અને એ ભેદજ્ઞાનવડેજ અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ આ પાંચ ક્લેશો ઉત્પન્ન થાય છે. અવિદ્યાદિ પાંચ ક્લેશોસબંધી વધારે વાચવાની ઇચ્છા થાય તો **શ્રીપાતંજલયોગ-દર્શન** જોવું. ૬

પાંચ કોશોને આશરે ભેદબુદ્ધિથી ઉપજેલા ક્લેશો રહ્યા છે, માટે ક્લેશોથી રહિત થવાસારુ એ પાચ કોશોનો વિવેક કરવો જોઇએ એમ કહે છે.—

न क्लेशपंचकमिदं भजते कृतकोशपंचकविवेकः ।
अत एव पंचकोशान्, कुशलधियः संततं विचिन्वन्ति ॥ ७ ॥

પાંચ કોશોનો જેણે વિચાર કરેલ છે એવો [ પુરુષ ] આ પાંચક્લેશોનો ભોક્તા થતો નથી, તેથીજ વિવેક કરવામાં કુશલ [ પુરુષ ] નિરંતર પાંચ કોશો વિચારે છે.

જેણે અન્નમયાદિ પાંચ કોશોથી આત્માના પૃથક્પણાનો નિશ્ચય કર્યો છે તે વિવેકી પુરુષ અવિદ્યાદિ પાંચ ક્લેશોને અનુભવતો નથી, તેથીજ આત્માનો અને પાંચ કોશોનો વિવેક કરવામાં કુશલ પુરુષો

નિરંતર પાંચ કોશોથી આત્મા પૃથક્ છે એવો વિચાર કરે છે, અર્થાત અન્નમયાદિ પાંચ કોશોમાં રહેલા કલેશો આત્માના ધર્મો નથી એવો નિશ્ચય કરે છે. ૭

કોશોના વિવેકવડે શું ફલ થાય છે એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

अन्नप्राणमनोमयविज्ञानानंदपंचकोशानाम् ।
एकैकांतरभाजां, भजति विवेकात्प्रकाश्यतामात्मा ॥८॥

**એક એકની અંતર રહેલા અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય ને આનંદમય આ પાંચ કોશોના વિવેકથી આત્મા અપરોક્ષપણાને પામે છે.**

એક એકની અંતર રહેલા એટલે અન્નમયમાં પ્રાણમય, પ્રાણમયમા મનોમય, મનોમયમાં વિજ્ઞાનમય અને વિજ્ઞાનમયમાં આનંદમય એમ રહેલા અન્નમયાદિ પાંચ કોશોનો વિવેક કરવાથી (તેમનાથી આત્માના ભિન્નપણાનો નિશ્ચય કરવાથી) પોતાના આત્માનું તે વિવેકીને અપરોક્ષજ્ઞાન થાય છે. ૮

હવે અન્નમયકોશના સ્વરૂપને તથા તેની જડતાને કહે છેઃ—

वपुरिदमन्नमयाख्यः, कोशो नात्मा जडो घटप्रायः ।
प्रागुत्पत्तेः पश्चात्तदभावस्यापि दृश्यमानत्वात् ॥ ९ ॥

**આ શરીર અન્નમયનામનો કોશ [ છે, ] તે ઘડાજેવો જડ [ હોવાથી ] આત્મા નથી, [ અને ] ઉત્પત્તિની પૂર્વે [ અને નાશની ] પછી તેના અભાવનું પણ દૃશ્યમાનપણું હોવાથી [ પણ તે આત્મા નથી. ]**

પ્રતીત થતું આ સ્થૂલશરીર અન્નના વિકારરૂપ હોવાથી અન્નમયનામનો કોશ કહેવાય છે. આ અન્નમયકોશ ઘડાના જેવો જડ, દૃશ્ય અને ઉત્પન્ન થનારો હોવાથી આત્મા નથી. વળી તે અન્નમયકોશ તેની ઉત્પત્તિની પહેલાં અને તેના નાશની પછી પણ તેના અવિદ્યમાનપણાનો અનુભવ થવાથી આત્મા નથી. આત્મા તો અન્નમયકોશનો દ્રષ્ટા છે. ૯

હવે પ્રાણમયકોશના સ્વરૂપને તથા તેના અનાત્મપણાને સિદ્ધ કરે છેઃ—

कोशः प्राणमयोऽयं, वायुविशेषो वपुष्यवच्छिन्नः ।
अस्य कथमात्मता स्यात्, क्षुत्तृष्णाभ्यामुपेयुषः पीडाम् ॥ १० ॥

સ્થૂલશરીરની અંતર રહેલો વાયુવિશેષ આ પ્રાણમયકોશ [ છે. ] ભૂખતરસવડે વ્યાકુલપણાને પામેલા આનું આત્મપણું કેવી રીતે હોય ?

સ્થૂલશરીરરૂપ અન્નમયકોશની અંતર રહેલો એક પ્રકારનો વાયુ આ પ્રાણમયકોશ કહેવાય છે. પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન આ પાંચ પ્રાણવાયુઓ આ કોશમાં પ્રધાનપણે રહેલા હોવાથી આ કોશનું નામ પ્રાણમયકોશ કહેવાય છે. ભૂખતરસવડે વ્યાકુલતાને અનુભવતા આ પ્રાણમયકોશનું આત્મપણું કેવી રીતે સંભવી શકે? નજ સંભવી શકે, કેમકે આત્મા તો ભૂખતરસાદિ ધર્મોથી રહિત છે. ૧૦

હવે મનોમયકોશનું પણ અનાત્મપણું દેખાડે છેઃ—

कुरुते वपुष्यहंतां, गेहादौ यः करोति ममतां च ।
रागद्वेषविधेयो, नासावात्मा मनोमयः कोशः ॥ ११ ॥

**જે શરીરમાં હુંપણાની બુદ્ધિ કરે છે, અને ગૃહાદિમાં મારાપણાની બુદ્ધિ કરે છે. આ મનોમયકોશ રાગદ્વેષરૂપ ધર્મવાળો હોવાથી આત્મા નથી.**

જે સ્થૂલશરીરમાં હું એવું અભિમાન કરે છે, અને ગૃહક્ષેત્રાદિમાં આ ગૃહક્ષેત્રાદિ મારાં છે એવું અભિમાન કરે છે તે મનોમયકોશ છે. આ મનોમયકોશ રાગદ્વેષરૂપ ધર્મવાળો હોવાથી આત્મા નથી. આત્મા તો રાગદ્વેષાદિ ધર્મોથી રહિત છે. આ કોશમાં મનનું પ્રધાનપણું હોવાથી આ કોશને મનોમયકોશ કહેલો છે. ૧૧

હવે વિજ્ઞાનમયકોશના અનાત્મપણાને સિદ્ધ કરે છેઃ—

**सुप्तौ स्वयं विलीना, बोधे व्याप्ता कलेवरं सकलम् ।**
**विज्ञानशब्दवाच्या, चित्प्रतिबिम्बा न बुद्धिरप्यात्मा ॥ १२ ॥**

**[જે] સુષુપ્તિદશામાં પોતે લય પામેલી [થાય છે, ને] જાગ્રતમાં સર્વ શરીરમાં વ્યાપીને [રહે છે, જે] વિજ્ઞાન-શબ્દવડે કહેવાય છે, [તે] ચૈતન્યના પ્રતિબિંબવાળી બુદ્ધિ પણ આત્મા નથી.**

અંતઃકરણની સુષુપ્તિ–અવસ્થામાં જે પોતાના સ્વરૂપથી અજ્ઞાનમાં વિલીન થાય છે, અને અંતઃકરણની જાગ્રદવસ્થામાં જે નખથી શિખાપર્યંત સર્વ શરીરમાં વ્યાપીને રહે છે, જે વિજ્ઞાન એ શબ્દના અર્થરૂપ ગણાય છે, તે ચૈતન્યના પ્રતિબિંબવાળી ને ઉત્પત્તિનાશવાળી બુદ્ધિ પણ આત્મા નથી, કેમકે આત્મા ઉત્પત્તિનાશથી રહિત છે. આ કોશમાં બુદ્ધિનું પ્રધાનપણું હોવાથી આ કોશનું નામ વિજ્ઞાનમયકોશ કહેવાય છે. ૧૨

હવે આનંદમયકોશનું અનાત્મપણું પ્રતિપાદન કરે છેઃ—

**सुप्तिगतैः सुखलेशैरभिमनुते यः सुखी भवामीति ।**
**आनंदकोशनामा, सोऽहंकारः कथं भवेदात्मा ॥ १३ ॥**

સુષુપ્તિમાં રહેલા સુખના લેશાવડે [ હું ] સુખી હતો એમ જે જાણે છે [ તે ] આનંદમયકોશવાળો [ છે, ] તે અહંકાર કેવી રીતે આત્મા થાય ?

અંત:કરણની સુષુપ્તિ-અવસ્થામાં અનુભવાતા સુખના લેશાવડે હું આજ સુખથી સૂતો હતો, એમ જે જાગ્રત થયા પછી જાણે છે તે આનંદમયકોશનામવાળો અહંકાર કેવી રીતે આત્મા હોઈ શકે? તે અહંકાર કોઇ પણ પ્રકારે આત્મા કહેવાય નહિ, કેમકે આત્મા તો તે અહંકારનો પણ સાક્ષી છે. એવી રીતે પાંચ કોશો આત્મા નથી. તેમાંના કોઇ પણ કોશને જેઓ આત્મા માને છે તેઓ ભ્રાંતિયુક્ત બુદ્ધિવાળા છે એમ જાણવું. આ કોશમાં આનંદનું બહુપણું હોવાથી આને આનંદમયકોશ કહ્યો છે. ૧૩

હવે આત્મસ્વરૂપનું નિરૂપણ કરે છે—

**यः स्फुरति बिम्बभूतः, स भवेदानंद एव सकलात्मा ।**
**प्रागूर्ध्वमपि च सत्त्वादविकारित्वादबाध्यमानत्वात् ॥ १४ ॥**

પહેલાં અને પછી પણ હોવાથી, અવિકારીપણાથી અને અબાધ્યમાનપણાથી જે [ બે શરીરના ] અધિષ્ઠાનપણાવડે પ્રકાશે છે તે આનંદજ સર્વેનો આત્મા છે.

અન્નમયાદિકોશોની ઉત્પત્તિની પહેલાં અને તે કોશોના વિનાશની પછી વિદ્યમાનપણાથી, સર્વદા વિકારરહિતપણાથી અને બાધના અયોગ્ય-પણાથી, સ્થૂલસૂક્ષ્મશરીરના અધિષ્ઠાનપણાવડે જે આનંદ પ્રકાશે છે તે નિરુપાધિક આનંદસ્વરૂપજ સર્વ પ્રાણીઓનો આત્મા છે. ૧૪

જેવી રીતે અન્નમયાદિ કોશો અનુભવાય છે તેવી રીતે જો આત્મા હોય તો તે સર્વવડે કેમ અનુભવતો નથી? આથી આ અન્નમયાદિ કોશોથી ભિન્ન આત્મા નથી એમ શંકા થાય તો તેના ઉત્તરમાં કહે છે:—

अन्नमयादेरस्मादपरं यदि नानुभूयते किंचित् ।
अनुभवितान्नमयादेरस्तीत्यस्मिन्न कश्चिदपलापः ॥ १५ ॥

**જોકે આ અન્નમયાદિથી ભિન્ન કાંઇ અનુભવાતું નથી [તોપણ] અન્નમયાદિનો અનુભવ કરનારો છે આમાં કોઇને ભ્રાંતિ નથી.**

જો સર્વના અનુભવના વિષયરૂપ આ અન્નમયાદિ પાંચ કોશોથી ભિન્ન આત્માનામની કોઇ વસ્તુ અનુભવાતી નથી એમ તમે કહો તો તેના ઉત્તરમાં અમે કહીએ છીએ કે આ અન્નમયાદિ છે એમ અન્નમયાદિ કોશોને જાણનારો અન્નમયાદિ કોશોથી ભિન્ન આત્મા છે આ અર્થમાં કોઇ, પણ વિવેકી પુરુષને ભ્રાંતિ નથી. જેમ ઘટાદિ જ્ઞેય પદાર્થોથી તેનો જ્ઞાતા ભિન્નજ છે એમ અનુભવાય છે તેમ અન્નમયાદિ કોશોનો દ્રષ્ટા આત્મા તે કોશોથી ભિન્ન છે એમ વિવેકીઓને અનુભવાય છે. ૧૫

જો અનુભવ કરવાયોગ્ય પદાર્થનો અનુભવ કરનાર આત્મા ભિન્ન હોય તો તે આત્માનો પણ કોઇ અનુભવ કરનાર હોવો જોઇએ એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છે:—

स्वयमेवानुभवत्वाद्यद्यप्येतस्य नानुभाव्यत्वम् ।
सकृदप्यभावशंका, न भवेद्बोधस्वरूपसत्तायाः ॥ १६ ॥

પોતાનાજ અનુભવપણાથી જોકે આનું અનુભાવ્યપણું

**નથી. જ્ઞાનસ્વરૂપની સત્તાથી એક કાલમાં પણ [ આના ] અભાવની શંકા નથી.**

પોતાના આત્માનું અનુભવરૂપપણું હોવાથી જોકે તે આત્માનું અનુભવગોચરપણું નથી. આત્માનું જ્ઞાનસ્વરૂપે ત્રણે કાલમાં વિદ્યમાનપણું હોવાથી એક કાલમાં પણ આત્માના અભાવની શંકા કરવી ઉચિત નથી. જો જ્ઞાનરૂપ આત્માનો અભાવ માનીએ તો કોઇ પણ પ્રાણીને કોઇ પણ કાલે પણ પ્રાણિપદાર્થનું જ્ઞાન થઇ શકે નહિ. ૧૬

અનુભવરૂપ આત્મા અનુભવનો વિષય થતો નથી આ અર્થ દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

**अनुभवति विश्वमात्मा, विश्वेनासौ न चानुभूयेत ।**
**न खलु प्रकाश्यतेऽसौ, विश्वमशेषं प्रकाशयन् भानुः ॥ १७ ॥**

**આત્મા સર્વને જાણે છે, પણ સર્વવડે આ અનુભવાતો નથી. સૂર્ય સમગ્ર જગતને પ્રકાશે છે, પણ આ [ જગતવડે ] પ્રકાશાતો નથી.**

અનુભવસ્વરૂપવાળો આત્મા સર્વ પ્રાણિપદાર્થને જાણે છે, પણ સર્વ જગતવડે આ આત્મા અનુભવનો વિષય થતો નથી, કેમકે સર્વ જગત્ અવિદ્યાનું કાર્ય છે. એ અર્થને દૃઢ કરવા દૃષ્ટાંત આપે છે, જેમ સૂર્ય સર્વ જગતને પ્રકાશે છે, પણ અપ્રકાશધર્મવાળા સર્વ જગત્‌વડે આ સૂર્યને પ્રકાશી શકાતો નથી. આવી રીતે આત્મા અનુભવસ્વરૂપ હોવાથી તેનો ત્રણે કાલમાં સદ્ભાવ છે એમ જાણવું. ૧૭

હવે જાણવાયોગ્ય બ્રહ્મના સ્વરૂપને કહે છેઃ—

**तदिदं तादृशमीदृशमेतावत्तावदिति च यन्न भवेत् ।**
**ब्रह्म तदित्यवधेयं, नो चेद्विषयो भवेत् परोक्षं च ॥ १८ ॥**

**તે, આ, તેવું, આવું, આટલું ને તેટલું એવું જે નથી તે બ્રહ્મ છે એમ જાણવું, નહિ તો વિષય પરોક્ષ થાય.**

જે વસ્તુ પરોક્ષ નથી, જે વસ્તુ પ્રત્યક્ષ નથી, જે વસ્તુ અનુમાનના વિષયરૂપ નથી, જે વસ્તુ પ્રત્યક્ષપ્રમાણના વિષયરૂપ નથી, જે વસ્તુ આટલા પરિમાણવાળી છે એમ કહેવાતું નથી, અને જે વસ્તુ તેટલા પરિમાણવાળી છે એમ પણ કહેવાતું નથી, તે વસ્તુ બ્રહ્મ છે એમ વિવેકીએ જાણવું. જો એમ ન માનીએ તો સર્વ પ્રમાણને પ્રકાશનારું બ્રહ્મ પ્રમાણના વિષયરૂપ થાય, અને પરોક્ષ થાય. ૧૮

આ એને આકારે સ્ફુરનારી વસ્તુ બાધ પામ્યા છતાં પણ જે વસ્તુ સ્ફુરે છે તે આત્મા છે એમ કહે છે:—

इदमिदमिति प्रतीते, वस्तुनि सर्वत्र बाध्यमानेऽपि ।
अनिदमबाध्यं तत्त्वं, सत्त्वादेतस्य न च परोक्षत्वम् ॥ १९ ॥

**આ, આ, એમ પ્રતીત થતી વસ્તુ સર્વત્ર બાધ પામતાં છતાં પણ આ નહિ એવી [ જે વસ્તુ ] અબાધ્ય [ છે તે ] બ્રહ્મ [ છે. સર્વદા ] વિદ્યમાનપણાથી આનું પરોક્ષપણું નથી.**

આ, આ, એમ પ્રતીત થતી વસ્તુ સર્વત્ર બાધ પામતાં છતાં પણ આ એવા શબ્દવડે અવાચ્ય, અને બાધ નહિ થવાને યોગ્ય જે વસ્તુ છે તે બ્રહ્મ છે. આ બ્રહ્મ ત્રણે કાલમાં વિદ્યમાન હોવાથી આનું પરોક્ષપણું નથી. તેનો સર્વદા અનુભવ થતો હોવાથી તેનું અબાધ્યપણું ને અપરોક્ષપણું છે. ૧૯

બ્રહ્મ જ્ઞાનનો વિષય ન હોય તો તેનું પરોક્ષપણું થશે એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છે:—

नावेद्यमपि परोक्षं, भवति ब्रह्म स्वयंप्रकाशत्वात्।
सत्यं ज्ञानमनन्तं, ब्रह्मेत्येतस्य लक्षणं प्रथते ॥ २० ॥

સ્વયંપ્રકાશપણાથી બ્રહ્મ જ્ઞાનનો વિષય નહિ છતાં પણ પરોક્ષ નથી સત્યરૂપ, જ્ઞાનરૂપ ને અનંતરૂપ બ્રહ્મ [ છે ] એમ [ શ્રુતિ ] આનું લક્ષણ પ્રકટ કરે છે

જેમ સ્વપ્રકાશરૂપ હોવાથી સૂર્ય અન્ય પ્રકાશવાળા પદાર્થનો વિષય થતો નથી, છતા તે અપરોક્ષજ છે, તેમ બ્રહ્મ સ્વયંપ્રકાશ હોવાથી ઇંદ્રિયઅત કરણના જ્ઞાનનો વિષય થતું નથી, છતાં તે સર્વદા અપરોક્ષજ છે "सत्यं ज्ञानमनन्तं ब्रह्म" ( ત્રિકાલાબાધ્ય, ચેતન-સ્વરૂપ ને ત્રણ પ્રકારના પરિચ્છેદથી રહિત બ્રહ્મ છે, ) આ શ્રુતિ આ બ્રહ્મ સત્ય, જ્ઞાન ને અનતરૂપ લક્ષણને પ્રકટ કરે છે, આથી બ્રહ્મનું અબાધ્યપણું અને સ્વપ્રકાશપણું સિદ્ધ છે ૨૦

સર્વ ઉપાધિથી રહિત બ્રહ્મનું જીવપણું ને ઈશ્વરપણુ શ્રુતિઓ શામાટે પ્રતિપાદન કરે છે એમ શકા થાય તો તેના સમાધાનમાં કહે છે —

सति कोशशक्त्युपाधौ, संभवतस्तस्य जीवतेश्वरते ।
नोचेत्तयोरभावाद्विगतविशेष विभाति निजरूपम् ॥ २१ ॥

કોશ અને માયારૂપ ઉપાધિ વિદ્યમાન હોય ત્યાંસુધી તેનું જીવપણુ ને ઈશ્વરપણુ સંભવે છે, નહિ તો એ બંનેના અભાવથી વિશેષરહિત નિજસ્વરૂપ પ્રકાશે છે

અન્નમયાદિ પાચ કોશરૂપ જીવનો ઉપાધિ અને માયારૂપ ઈ ઉપાધિ જ્યાસુધી વિદ્યમાન હોય ત્યાસુધી બ્રહ્મમાં જીવપણું

ઈશ્વરપણું એવો ભેદવાળો વ્યવહાર થાય છે. જો અન્નમયાદિ કોશો અને માયા એ બે ઉપાધિનો ત્યાગ કરીએ તો તે બંને નામોથી અને તેમના ધર્મોથી રહિત તે બંનેનું બ્રહ્મસ્વરૂપજ પ્રકાશે છે. ૨૧

સર્વે ઉપાધિનો વિલય થયા પછી કાંઇ પણ બાકી રહેતું નથી એમ શકા થાય તો તેના સમાધાનમાં કહે છે:—

**सति सकलदृश्यबाधे, न किमप्यस्तीति लोकसिद्धं चेत् ।**
**यन्न किमपीति सिद्धं, ब्रह्म तदेवेति वेदतः सिद्धम् ॥ २२ ॥**

**સર્વે દશ્યનો બાધ થવાથી કાંઇ પણ નથી એમ લોકમાં પ્રસિદ્ધ [ છે એમ ] જો [ કહે તો ] જે કાંઇ પણ નથી એમ સિદ્ધ [ છે ] તેજ બ્રહ્મ [ છે ] એમ વેદથી સિદ્ધ [ છે. ]**

નામરૂપાત્મક સર્વે દશ્ય વસ્તુઓનો બાધ કરતાં કાંઇ પણ બાકી રહેતું નથી એમ લોકમાં પ્રસિદ્ધ છે એમ જો તું કહે તો અમે કહીએ છીએ કે ભલે તેમ હોય, પરંતુ જે કાંઇ પણ નથી એમ લોકમાં પ્રસિદ્ધ છે તેજ બ્રહ્મ છે એમ ઉપનિષદોનાં વચનોથી સિદ્ધ છે. નિષેધ કરવા-યોગ્ય સર્વેનો નિષેધ કરનાર જેને લોકો કાંઇ નથી આ શબ્દવડે પ્રતિપાદન કરે છે તે નિષેધના અવધિભૂત બ્રહ્મ છે એમ ઉપનિષદોનો સિદ્ધાંત છે. ૨૨

પંચકોશના વિવેકવાળાઓને પણ "तत्त्वमसि" (તે તું છે,) ઇત્યાદિ વાકયોના અર્થજ્ઞાનવિના આત્મબોધ થતો નથી એમ કહે છે:—

**एवमपि विरहितानां, तत्त्वमसीत्यादिवाक्यचिन्तनया ।**
**प्रतिभात्येव परोक्षवदात्मा प्रत्यक् प्रकाशमानोऽपि ॥ २३ ॥**

**એમ છતાં પણ "तत्त्वमसि" ઇત્યાદિ વાકયોના**

**વિચારરહિત મનુષ્યોને અંતરાત્મા [ સર્વદા ] ભાસમાન છતાં પણ પરોક્ષના જેવોજ પ્રતીત થાય છે**

પાંચ કોશના વિચારયુક્ત પુરુષો પણ જો "तत्त्वमसि" ઇત્યાદિ વાક્યોના વિચારથી રહિત હોય તો તેમને આ અંતરાત્મા સર્વદા સર્વત્ર સત્તાસ્ફૂર્તિ આપવાવડે પ્રકાશમાન છતાં પણ પરોક્ષના જેવોજ પ્રતીત થાય છે ૨૩

તેથી મહાવાક્યોનો વિચાર કરવાયોગ્ય છે એમ કહે છે —

**तस्मात्पदार्थशोधनपूर्वकवाक्यस्य चिन्तयन्नर्थम् ।**
**दैशिकदयाप्रभावादपरोक्षयति क्षणेन चात्मानम् ॥ २४ ॥**

**તેથી પદાર્થના શોધનપૂર્વક વાક્યના અર્થનો વિચાર કરતો છતો આચાર્યની દયાના પ્રભાવથી થોડા સમયમાંજ આત્માનો સાક્ષાત્કાર કરે છે**

જેથી મહાવાક્યના વિચારવિના યથાર્થ જ્ઞાન થતું નથી, તેથી મુમુક્ષુએ મહાવાક્યનો અવશ્ય વિચાર કરવો જોઇએ. મહાવાક્યનું જ્ઞાન પદના અર્થના જ્ઞાનને અધીન છે, તેથી પદના અર્થના શોધનપૂર્વક મહાવાક્યના અર્થનો વિચાર કરનાર મુમુક્ષુ પોતાના શ્રીસદ્‌ગુરુની અલૌકિક દયાના પ્રભાવથી થોડા સમયમાં બ્રહ્મથી અભિન્ન આત્માનો સાક્ષાત્કાર કરે છે. કેવલ પોતાની બુદ્ધિવડેજ મુમુક્ષુ મહાવાક્યનો વિચાર કરે તો તેને બ્રહ્મથી અભિન્ન આત્માનો સાક્ષાત્કાર થતો નથી, કિંતુ પોતાના સદ્‌ગુરુની સમીપ મહાવાક્યનો વિચાર કરવાથી તેમની કૃપાના સામર્થ્યથી તે મુમુક્ષુને બ્રહ્મથી અભિન્ન આત્માનો સાક્ષાત્કાર થાય છે. ૨૪

વાક્યોનું જ્ઞાન પદના અર્થોના જ્ઞાનને અધીન હોવાથી હવે પદના અર્થો કહે છે; તેમાં પ્રથમ ત્વંપદનો વાચ્યાર્થ કહે છેઃ—

देहेन्द्रियादिधर्मानात्मन्यारोपयन्नभेदेन ।
कर्तृत्वाद्यभिमानी बोधः स्यात्त्वंपदस्य वाच्योऽर्थः ॥ २५ ॥

દેહ અને ઇંદ્રિયાદિના ધર્મોનો આત્મામાં અભેદવડે આરોપ કરીને [ જે ] કર્તાપણાદિના અભિમાનવાળું જ્ઞાન છે [ તે ] ત્વંપદનો વાચ્ય અર્થ [ છે. ]

" तत्त्वमसि " આ વાક્યમાં तत्, ને त्वं ને असि આ ત્રણ પદો છે; તેમાં જે ત્વંપદ છે તેના વાચ્ય અને લક્ષ્ય એવા બે અર્થ થાય છે. તેમાં પ્રથમ ત્વંપદના વાચ્યાર્થને દેખાડે છે. સ્થૂલપણું દુબળાપણું ઇત્યાદિ શરીરના ધર્મોને અને કાણાપણું બહેરાપણું ઇત્યાદિ ઇંદ્રિયોના ધર્મોને અને સુખદુઃખાદિ અંતઃકરણના ધર્મોને તેમને જાણનાર આત્મામાં એકપણાની ભ્રાંતિવડે આરોપતો છતો " હું જાડો છું, " " હું દુબળો છું, " " હું કાણો છું, " " હું બહેરો છું, " " હું સુખી છું, " " હું દુઃખી છું " એવીરીતના આરોપપૂર્વક કર્તાપણા ઇત્યાદિના અભિમાનવાળું જે જ્ઞાન ( ચેતન ) છે તે ત્વંપદના વાચ્યઅર્થરૂપ છે. અહીં ચેતનસહિત વિજ્ઞાનમયકોશને ત્વંપદના વાચ્યાર્થરૂપે કહેલો છે. ૨૫

હવે ત્વંપદના લક્ષ્યાર્થને કહે છેઃ—

देहाहन्तेन्द्रियाणां, साक्षी तेभ्यो विलक्षणत्वेन ।
प्रतिभाति योऽवबोधः, प्रोक्तोऽसौ त्वंपदस्य लक्ष्योऽर्थः ॥ २६ ॥

જે શરીર, અહંકાર અને ઇંદ્રિયોનો સાક્ષી તેઓનાથી વિલક્ષણપણાવડે પ્રતીત થાય છે તે બોધ ત્વંપદનો લક્ષ્યાર્થ કહ્યો છે.

જે નિરુપાધિક ચેતન સ્થૂલશરીર, અહંકાર અને સર્વ ઇંદ્રિયોનો
ક્ષી છે, અને જે તે બધાથી વિલક્ષણપણાવડે ભિન્ન પ્રતીત થાય
, તે નિરુપાધિક ચેતન ત્વંપદના લક્ષ્યઅર્થરૂપે શાસ્ત્રમાં કહેલું છે. ૨૬

હવે તત્પદના વાચ્યાર્થને કહે છેઃ—

ઙ્ગાવસાનવાચા, સંવેદ્યં સકલજગદુપાદાનમ્ ।
ર્વજ્ઞતાદ્યુપેતં, ચૈતન્યં તત્પદસ્ય વાચ્યોઽર્થઃ ॥ ૨૭ ॥

[ જે ] ઉપનિષદોનાં વચનવડે જાણવાયોગ્ય [ છે, જે ]
ર્વ જગતનું ઉપાદાન [ છે તે ] સર્વજ્ઞતાદિ યુક્ત ચૈતન્ય
ત્પદનો વાચ્યાર્થ [ છે. ]

જે સર્વજ્ઞતાદિસહિત ચૈતન્ય વેદના અંતભાગરૂપ ઉપનિષદોનાં
કયવડે જ્ઞેય છે, અને જે આ સર્વ જગતના ઉપાદાનકારણરૂપ છે
સર્વજ્ઞતાદિ લક્ષણવાળું ચૈતન્ય તત્પદનો વાચ્ય અર્થ છે. ૨૭

હવે તત્પદના લક્ષ્યાર્થને કહે છેઃ—

વિધોપાધિવિમુક્તં, વિશ્વાતીતં વિશુદ્ધમદ્વૈતમ્ ।
ક્ષરમનુભવવેદ્યં, ચૈતન્યં તત્પદસ્ય લક્ષ્યોઽર્થઃ ॥ ૨૮ ॥

વિવિધ ઉપાધિથી અત્યંતરહિત, જગતરહિત, અજ્ઞાન-
હિત, અદ્વૈત, વિનાશરહિત ને અનુભવગમ્ય [ જે ] ચૈતન્ય
છે તે ] તત્પદનો લક્ષ્યાર્થ [ છે. ]

સર્વજ્ઞપણું, જગન્નિયંતાપણું ઇત્યાદિ નાનાપ્રકારના ઉપાધિથી
ત્યંતરહિત, નામરૂપાત્મક સર્વ પ્રપંચથી રહિત, અજ્ઞાનરૂપ મેલથી
હિત, દ્વૈતરહિત, વિનાશરહિત અને પોતાને પોતાના અનુભવથી
ણાય એવું જે ચૈતન્ય છે તે ચૈતન્ય તત્પદનો લક્ષ્યાર્થ છે. ૨૮

એવી રીતે બે પદના અર્થનું વિવેચન કર્યા છતાં સમાનાધિકરણ્ય આદિ ત્રણ પ્રકારના સંબંધના જ્ઞાનવિના વાક્યના અર્થનું જ્ઞાન થતું નથી, આથી સમાનાધિકરણ્ય આદિ ત્રણ સંબંધોને દેખાડે છેઃ—

सामानाधिकरण्यं, तदनु विशेषणविशेष्यता चेति ।
अथ लक्ष्यलक्षकत्वं, भवति पदार्थात्मनां च संबंधः ॥ २९ ॥

સામાનાધિકરણ્ય, તે પછી વિશેષણવિશેષ્યતા, અને તે પછી લક્ષ્યલક્ષકતા [એમ] પદનો અર્થરૂપ આત્માની સાથે સંબંધ [છે.]

તત્પદનું અને ત્વંપદનું સામાનાધિકરણ્ય એટલે એક અર્થમાં (ચેતનમાં) રહેવાપણારૂપ સંબંધ છે.—એ બને પદો પહેલી વિભક્તિમાં હોવાથી તાત્પર્યવડે એક ચેતનરૂપ અર્થને કહે છે. વળી તત્ તથા ત્વ એ બંનેનો વિશેષણતા અને વિશેષ્યતા એવો સંબંધ પણ થાય છે. તે તું છે એમ કહેવાથી તે તુંનું વિશેષણ થાય છે, અને તું તે છે એમ કહેવાથી તું તેનું વિશેષણ થાય છે, એમ એ બંને પદોમાં વિશેષણવિશેષ્યભાવ છે. એ વિશેષણવિશેષ્યભાવસંબંધ પણ બંને પદના અર્થની એકતા જણાવે છે. વળી તત્પદનો અને ત્વંપદનો આત્માની સાથે લક્ષ્યલક્ષકભાવસંબંધ છે, એટલે તત્પદ તથા ત્વંપદ લક્ષક છે, અને આત્મા એ બંને પદોના લક્ષ્યરૂપ છે. એવી રીતે ત્રણ પ્રકારનો સંબંધ છે. ૨૯

હવે સામાનાધિકરણ્યના સ્વરૂપને કહે છેઃ—

एकत्र वृत्तिरर्थे, शब्दानां भिन्नवृत्तिहेतूनाम् ।
सामानाधिकरण्यं, भवतीत्येवं वदन्ति लाक्षणिकाः ॥ ३० ॥

ભિન્ન અર્થમાં રહેલા શબ્દોનું એક અર્થમાં રહેવું તે સામાનાધિકરણ્ય છે એમ લક્ષણાનું પ્રતિપાદન કરનાર કહે છે.

ભિન્ન ભિન્ન અર્થોનો બોધ કરવાના સામર્થ્યવાળા શબ્દોનું એક અર્થનો બોધ કરવામાં રહેવું તે સામાનાધિકરણ્યશબ્દનું વાચ્ય છે એમ લક્ષણાવૃત્તિને પ્રતિપાદન કરનાર પુરુષો કહે છે. ૩૦

હવે "तत्त्वमसि" આ વાક્યનું લક્ષણાવિના જ્ઞાન થતું નથી, માટે લક્ષણાની આવશ્યકતા છે એમ પ્રતિપાદન કરે છેઃ—

प्रत्यक्त्वपरोक्षत्वे, परिपूर्णत्वं च सद्वितीयत्वम् ।
इतरेतरं विरुद्धं, तत इह भवितव्यमेव लक्षणया ॥ ३१ ॥

પ્રત્યક્ષપણું અને પરોક્ષપણું [ તથા ] પરિપૂર્ણપણું [ અને ] સદ્વિતીયપણું એકએકથી વિરોધવાળાં [ છે, તેથી તેમનો અભેદ સંભવતો નથી,] તેથી અહીં લક્ષણાવડેજ [ અર્થ ] થવો જોઇએ.

જીવનું પ્રત્યક્ષપણું અને ઈશ્વરનું પરોક્ષપણું તથા જીવનું સદ્વિતીયપણું અને ઈશ્વરનું પરિપૂર્ણપણું હોવાથી ત્વંપદ અને તત્પદ એ બંનેનો મુખ્યાર્થ પરસ્પરવિરોધવાળો હોવાથી સાથે રહી શકે નહિ, તેથી તત્પદ અને ત્વંપદના અર્થમાં રહેલા વિરુદ્ધ અર્થના ત્યાગવડે અખંડ અર્થના બોધમાટે લક્ષણા સ્વીકારવાયોગ્ય છે. ૩૧

હવે લક્ષણાના સ્વરૂપને કહે છેઃ—

मानान्तरोपरोधे, मुख्यार्थस्यापरिग्रहे जाते ।
मुख्याविनाकृतेऽर्थे, या वृत्तिः सैव लक्षणा प्रोक्ता ॥ ३२ ॥

અન્ય પ્રમાણના વિરોધવડે મુખ્યાર્થનું ગ્રહણ નહિ થવાથી મુખ્યાર્થના સંબંધમાં [ પદોનું ] જે રહેવું તેજ લક્ષણા કહી છે.

પ્રત્યક્ષાદિ પ્રમાણના વિરોધવડે કોઇ વાક્યમાં પદનો જે

હોય તે સંભવતો ન હોય તો તે વાક્યમાં મુખ્યાર્થની સાથે સંબંધવાળા અર્થમાં પદોનું જે રહેવું તેજ લક્ષણાનું પ્રતિપાદન કરનારાઓએ લક્ષણા કહી છે. ભટ્ટ મમ્મટે કાવ્યપ્રકાશમાં લક્ષણાનું સ્વરૂપ આ પ્રમાણે કહ્યું છેઃ—"मुख्यार्थबाधे तद्योगे, रूढितोऽर्थप्रयोजनात्। अन्योऽर्थो लक्ष्यते यत्सा, लक्षणा प्रोच्यते बुधैः॥" (વાચ્યાર્થનો બાધ થાય તે વેલા રૂઢિથી અથવા અર્થના પ્રયોજનથી વાચ્યાર્થના સંબંધવાળો બીજો અર્થ જે વૃત્તિવડે નક્કી કરાય છે તે વૃત્તિ પંડિતોએ લક્ષણા કહી છે.) ૩૨

તે લક્ષણા જહત્, અજહત્ અને જહદજહત્ એમ ત્રણ પ્રકારની છે, તેમાં પ્રથમ જહત્લક્ષણાના સ્વરૂપને કહે છેઃ—

**निखिलमपि वाच्यमर्थं, त्यक्त्वा वृत्तिस्तदन्वितेऽन्यार्थे।**
**जहतीति लक्षणा स्याद्, गङ्गायां घोष इतिवदत्र न ग्राह्या॥**

સમગ્ર વાચ્ય અર્થનો ત્યાગ કરીને વાચ્યાર્થના સંબંધવાળા અન્ય અર્થમાં [જે પદની] વૃત્તિ [તે] જહત્લક્ષણા કહેવાય છે ગંગામાં નેસ એની પેઠે અહીં ગ્રહણ કરવાયોગ્ય નથી

પદવડે વાચ્ય બધા અર્થનો ત્યાગ કરીને તે વાચ્યાર્થની સાથે સંબંધ રાખનાર ભિન્ન અર્થમાં જે પદની વૃત્તિ તે જહત્ (જહાતિ)-લક્ષણા કહેવાય છે. "गंगायां घोषः" (ગંગામાં—ગંગાના તીરપર—નેસ છે,) આ વાક્યમાં ગંગાશબ્દમાં જહત્લક્ષણા છે, તેમ "तत्त्वमसि" આ મહાવાક્યમાંના તત્ અને ત્વં એ પદમાં ગ્રહણ કરવાયોગ્ય નથી, કેમકે તત્ અને ત્વંના વાચ્યાર્થનો ત્યાગ થાય તો પછી ચેતનરૂપ કોઇ વસ્તુ અવશેષ રહે નહિ. ૩૩

હવે અજહત્લક્ષણાના સ્વરૂપને કહે છેઃ—

**वाच्यार्थमत्यजन्त्या, यस्या वृत्तेः प्रवृत्तिरन्यार्थे ।**
**इयमजहत्तीति कथिता, शोणो धावतिवदत्र न ग्राह्या ॥ ३४ ॥**

વાચ્યાર્થનો ત્યાગ નહિ કરનારી જે વૃત્તિની ભિન્ન અર્થમાં પ્રવૃત્તિ [ થાય છે] આ અજહત્ (અજહતિ) કહી છે. રાતો દોડે છે એની પેઠે અહીં ગ્રહણ કરવાયોગ્ય નથી.

પદના શક્તિવૃત્તિવડે જણાતા અર્થનો ત્યાગ નહિ કરનારી જે વૃત્તિની વાચ્યાર્થની સાથે સંબંધવાળા ભિન્ન અર્થમાં જે પ્રવૃત્તિ થાય છે તે અલંકારશાસ્ત્ર જાણનારાઓવડે અજહતિલક્ષણા કહેવાય છે. રાતો દોડે છે આ તેનું ઉદાહરણ છે. રાતો એ ગુણ છે, તેથી દોડી શકે નહિ, માટે તેની સાથે અશ્વાદિનું ગ્રહણ કરવું જોઇએ, એટલે રાતો દોડે છે એનો અર્થ રાતો ઘોડો દોડે છે એમ થાય છે. " तत्त्वमसि " આ મહાવાક્યમાંના તત્ અને ત્વં એ બે પદનો અર્થ કરતી વેળા આ લક્ષણાનો ઉપયોગ થઇ શકતો નથી, કેમકે વાચ્યાર્થ રહેવાથી તે બંને પદમાં રહેલો વિરોધ દૂર થતો નથી. ૩૪

હવે જહદજહત્ અથવા ભાગત્યાગલક્ષણાના સ્વરૂપને કહે છેઃ—

**जहदजहदिति सा स्याद्या वाच्यार्थैकदेशमपहाय ।**
**बोधयति चैकदेशं, सोऽयं द्विज इतिवदाश्रयेदेनाम् ॥ ३५ ॥**

જે વાચ્યાર્થના એકદેશને ત્યજીને એકદેશને જણાવે છે તે જહદજહત્ લક્ષણા છે. તે આ દ્વિજ એ પ્રમાણે, એનો આશ્રય કરે.

જે વાચ્યાર્થના વિરોધિભાગરૂપ એકદેશનો ત્યાગ કરીને અને અવિરોધિભાગરૂપ એકદેશનું ગ્રહણ કરીને પોતાના અર્થને

છે તે જહદજહત્ અથવા ભાગત્યાગલક્ષણા કહેવાય છે. તે આ દ્વિજ છે, આ તેનું ઉદાહરણ છે. તે વાક્યમાં તે અને આ એ શબ્દવડે જણાતા વિરોધી દેશકાલાદિનો ત્યાગ કરીને અવિરોધી એવા દ્વિજના શરીરને ગ્રહણ કરવામાં આવે છે. " तत्त्वमसि " આ મહાવાક્યનો અર્થ કરતી વેલા પણ ઈશ્વર અને જીવમાં રહેલા માયા અને અવિદ્યાના વિરોધી ધર્મોનો ત્યાગ કરીને ઈશ્વરમાં તથા જીવમાં રહેલા અવિરોધી ભાગને ગ્રહણ કરવામાં આવે છે. આવી રીતે મહાવાક્યનો અર્થ કરવામાં જહદજહતલક્ષણા ઉપયોગી હોવાથી મુમુક્ષુ તેનો અર્થ કરવામાં તે લક્ષણાનો આશ્રય ગ્રહણ કરે. ૩૫

પુનઃ તે લક્ષણાનું પ્રતિપાદન કરે છે.—

सोऽयं द्विज इति वाक्यं, त्यक्त्वा प्रत्यक्परोक्षदेशाद्यम् ।
द्विजमात्रलक्षकत्वात्, कथयत्यैक्यं पदार्थयोरुभयोः ॥ ३६ ॥

તે આ દ્વિજ [ છે ] આ વાક્ય અપરોક્ષને અને પરોક્ષને [ તથા ] દેશાદિને ત્યજીને દ્વિજમાત્રના લક્ષકપણાથી બંને પદના અર્થનું એકપણું કહે છે.

તે આ દ્વિજ છે આ વાક્ય, પરોક્ષકાલ એટલે તે સમય અને અપરોક્ષકાલ એટલે આ સમય, તે દેશ અને આ દેશ, અને તે સ્થિતિ તથા આ સ્થિતિ એ વિરોધી ભાગનો-ત્યાગ કરીને એક દ્વિજમાત્રના લક્ષકપણાથી તે બને પદના અર્થનું એકપણું કહે છે, એટલે તેના સ્વરૂપમાત્રનું કથન કરે છે. અખડાર્થના બોધયુક્તપણાથી મહાવાક્યમાં પણ આ લક્ષણા ગ્રહણ કરવાયોગ્ય છે. ૩૬

પ્રતિપાદન કરેલી જહદજહતલક્ષણાની ; તત્ત્વમસિ આદિ મહા વાક્યમાં યોજના કરે છેઃ—

तद्वत्तत्त्वमसीति, त्यक्त्वा प्रत्यक्‌परोक्षतादीनि ।
चेद्वस्तु लक्षयित्वा, बोधयति स्पष्टमसिपदेनैक्यम् ॥ ३७ ॥

તેની પેઠે "तत्त्वमसि" આ [વાક્ય પણ] પ્રત્યક્‌પણા તથા પરોક્ષપણા આદિને ત્યજીને ચૈતન્યસ્વરૂપમાત્રને જણાવીને "असि" (છે) [આ] પદવડે સંદેહરહિત એકપણું જણાવે છે.

તે આ દ્વિજ છે આ વાક્યની પેઠે "तत्त्वमसि" આ વાક્ય પણ તત્‌પદમાં રહેલું પરોક્ષપણું ઇત્યાદિ અને ત્વંપદમાં રહેલું પ્રત્યક્ષપણું ને પરિચ્છિન્નપણું ઇત્યાદિ ત્યજીને કેવલ ચૈતન્યસ્વરૂપને જણાવીને असि (છે) એવા પદવડે સંદેહરહિત તત્‌પદના અર્થના તથા ત્વંપદના અર્થના એકપણાને જણાવે છે. ૩૭

કહેલી રીતે મહાવાક્યના અર્થને જાણનારાને થનારું ફલ કહે છે.—

इत्थं बोधितमर्थं, महता वाक्येन दर्शितैक्येन ।
अहमित्यपरोक्षयतां, वेदो वेदयति वीतशोकत्वम् ॥ ३८ ॥

કહેલી રીતે [જેણે] એકપણું દેખાડ્યું છે એવા મહાવાક્યવડે ઉપદેશ કરેલા અર્થને હું એમ અપરોક્ષ કરનારાઓને વેદ શોકરહિતપણું જણાવે છે.

જેણે જીવબ્રહ્મની એકતા જણાવી છે એવા "तत्त्वमसि" મહાવાક્યે ઉપદેશ કરેલા અર્થને હું ચૈતન્યસ્વરૂપ છું એવી રીતે જે સાક્ષાત્ કરે છે તેને શોકરહિતપણું એટલે બ્રહ્મપણું પ્રાપ્ત થાય છે, એમ વેદનો ઉપનિષદ્‌ભાગ કહે છે. એની રીતે મહાવાક્યના અર્થનું જ્ઞાન થવાથી અવિદ્યાની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ થાય છે. ૩૮

વેદનાં વિધિવચનોનું પ્રવર્તકપણું છે, પણ વિધિ અને અર્થવાદના

વિલક્ષણપણાથી "तत्त्वमसि" આદિ વેદવાક્યોનું પ્રવર્તકપણું નથી એમ શંકા કરે છેઃ—

प्रायः प्रवर्तकत्वं, विधिवचसां लोकवेदयोर्दृष्टम् ।
सिद्धं बोधयतोऽर्थं, कथमेतद्भवति तत्त्वमस्यादेः ॥ ३९ ॥

લોકમાં અને વેદમાં બહુધા વિધિવાક્યોનું પ્રવર્તકપણું જોયું છે. સિદ્ધ અર્થને જણાવનાર "तत्त्वमसि" આદિનું આ [ પ્રવર્તકપણું ] કેવી રીતે થાય ?

લોકવ્યવહારમાં અને વેદમાં બહુધા વિધિવાક્યોનું પ્રવૃત્તિજનકપણું જોયું છે, પણ સિદ્ધ અર્થને એટલે બ્રહ્મસ્વરૂપને જણાવનાર "तत्त्वमसि" આદિ વાક્યોનું આ પ્રવૃત્તિજનકપણું કેવી રીતે સંભવે ? નજ સંભવે. તાત્પર્ય એવું છે કે લોકમાં ને વેદમાં લોકોને વિહિતમાં પ્રવૃત્તિ કરાવનારાં તથા નિષિદ્ધથી રોકનારાં વચનો પ્રમાણરૂપ ગણાય છે, પણ આ રાજા છે ઇત્યાદિ સિદ્ધ અર્થનું બોધન કરનારાં વચનો પ્રમાણરૂપ ગણાતાં નથી, માટે "तत्त्वमसि" ઇત્યાદિ વાક્યો પોતાના અર્થમાં પ્રમાણરૂપ નથી. ૩૯

હવે ઉપર કરેલા આક્ષેપનું ઉત્તર કહે છેઃ—

विधिरेव न प्रवृत्तिं, जनयत्यभिलषितवस्तुबोधोऽपि ।
राजा याति सुतोऽभूदिति बोधेन प्रवर्तते लोकः ॥ ४० ॥

વિધિજ પ્રવૃત્તિ ઉપજાવતો નથી, ઇચ્છિત વસ્તુનું જ્ઞાન પણ [ પ્રવૃત્તિ ઉપજાવે છે. ] "રાજા જાય છે," "પુત્ર થયો," આ બોધવડે [ પણ ] લોક પ્રવૃત્તિ કરે છે.

વિધિવાક્યજ પ્રવર્તક થાય છે એમ નથી, કિંતુ ઇચ્છિત પદાર્થનું જ્ઞાન પણ પ્રવર્તક થાય છે. "આ રાજા જાય છે" આવું જ્ઞાન

થવાથી પ્રવર્તક વાક્યના અભાવમાં પણ રાજાના દર્શનાદિમાટે લોકોની પ્રવૃત્તિ પોતાની મેળેજ થાય છે, તેમજ "તમારે ત્યાં પુત્ર જન્મ્યો" એ વાક્ય સાંભળીને પિતા પોતાની મેળે જાતકર્માદિમાં પ્રવૃત્ત થાય છે, તેથી વિધિવાક્યજ પ્રવર્તક છે એવો નિયમ નથી ૪૦

હવે વિધિવાક્યોથી વિલક્ષણ કેવલ "तत्त्वमसि" આદિ મહાવાક્યોવડે પણ શ્રીસદ્ગુરુની કૃપાવિના આત્મસાક્ષાત્કાર થઇ શકતો નથી એમ કહે છે:—

ऐक्यपरैः श्रुतिवाक्यैरात्मा शश्वत्प्रकाशमानोऽपि ।
दैशिकदयाविहीनैरपरोक्षयितुं न शक्यते पुरुषैः ॥ ४१ ॥

**આત્મા નિરંતર પ્રકાશમાન છતાં પણ આચાર્યની કૃપાથી રહિત પુરુષોવડે અખંડાર્થનું પ્રતિપાદન કરનાર શ્રુતિવાક્યોથી [ તેનો ] સાક્ષાત્કાર કરી શકાતો નથી.**

આત્મા નિરંતર સ્વરૂપવડે ભાસમાન છતાં પણ સદ્ગુરુની કૃપાવિનાના પંડિત પુરુષોવડે પણ માત્ર અખંડ અર્થનું પ્રતિપાદન કરનાર ઉપનિષદ્નાં મહાવાક્યોથી અનુભવી શકાતો નથી. બ્રહ્મવિદ્યા સર્વ વિદ્યાઓમાં અત્યંત શ્રેષ્ઠ હોવાથી શ્રીસદ્ગુરુના અનુગ્રહવડેજ તે પ્રાપ્ત થાય છે. ૪૧

કર્મ ને ઉપાસનાદિવડે પવિત્ર અંતઃકરણવાળો શુદ્ધ અધિકારી મહાવાક્યના અર્થના વિચારવડે પોતાની મેળેજ આત્માના સાક્ષાત્કારવાળો થાય છે તો ગુરુનું શું પ્રયોજન છે એમ ન માનવું એમ કહે છે —

विरहितकाम्यनिषिद्धो, विहितानुष्ठाननिर्मलस्वान्तः ।
भजति स्वमेव बोधं, गुरुणा किमिति त्वया न मन्तव्यम् ॥ ४२ ॥

કામ્ય અને નિષિદ્ધથી રહિત, [ અને ] વિહિતકર્મના અનુષ્ઠાનવડે નિર્મલ અંતઃકરણવાળો પોતાની મેળેજ જ્ઞાનને પામે છે, [ તો ] ગુરુનું શું [ પ્રયોજન છે ] એમ તારે ન જાણવું.

પુત્રેષ્ટિ આદિ કામ્યકર્મ નહિ કરનારો, તથા સુરાપાન ઇત્યાદિ નિષિદ્ધકર્મ નહિ કરનારો, અને શાસ્ત્રે પ્રતિપાદન કરેલાં નિત્યનૈમિત્તિકરૂપ શુભકર્મના અનુષ્ઠાનવડે નિર્મલ અંતઃકરણવાળો અધિકારી પોતાની મેળેજ આત્મસાક્ષાત્કારવાળો થાય છે, તો તેને ગુરુનું શું પ્રયોજન છે એમ તારે ન જાણવું. ૪૨

કર્મોવડેજ ચિત્તશુદ્ધિદ્વારા જ્ઞાન થાય છે એમ જે ઉપર કહ્યું તેનું નિરાકરણ કરે છેઃ—

कर्मभिरेव न बोधः, प्रभवति गुरुणा विना दयानिधिना।
आचार्यवान् हि पुरुषो, वेदेत्यर्थस्य वेदसिद्धत्वात् ॥ ४३ ॥

" આચાર્યવાળો પુરુષજ જાણે છે, " આ અર્થનું વેદસિદ્ધપણું હોવાથી દયાનિધિ ગુરુવિના કર્મોવડેજ જ્ઞાન ઉત્પન્ન થતું નથી.

શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ સદ્દગુરુની જેમને પ્રાપ્તિ થઇ છે એવો પુરુષ બ્રહ્મને યથાર્થ જાણે છે, એમ " आचार्यवान् पुरुषो वेद" આ શ્રુતિમાં કહેલું છે, તેથી આ અર્થનું વેદવડે સિદ્ધપણું છે, માટે દયાના ભંડાર, શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ સદ્દગુરુના શરણવિના કેવલ શાસ્ત્રે વિધાન કરેલાં નિત્યનૈમિત્તિકાદિ કર્મો કરવાથી પુરુષને પોતાના આત્માનો સાક્ષાત્કાર થતો નથી. ૪૩

સર્વ પ્રમાણોના અવિષયરૂપ બ્રહ્મના જ્ઞાનમાં વાણીરૂપ વેદનું કેવી રીતે પ્રમાણપણું છે એમ શંકા થાય તો તેના ઉત્તરમાં કહે

**वेदोऽनादितया वा, यद्वा परमेश्वरप्रणीततया ।**
**भवति परमप्रमाणं, बोधो नास्ति स्वतश्च परतो वा ॥४४॥**

અનાદિપણાવડે, અથવા ઈશ્વરના પ્રણીતપણાવડે વેદ **પરમપ્રમાણ છે. આત્મજ્ઞાન પોતાની મેળે કે બીજાથી થતું નથી.**

ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદરૂપ વેદો ઉત્પત્તિરહિતપણાવડે, અથવા પરમેશ્વરના નિઃશ્વાસરૂપે પ્રકટ થયેલા હોવાથી સર્વ પ્રમાણોમાં શ્રેષ્ઠ છે. બ્રહ્મનો બોધ કરનાર ઉપનિષદ્વાક્યરૂપ પ્રમાણવિના પોતાની બુદ્ધિવડે અથવા બીજાં પ્રમાણાદિવડે પુરુષને આત્મસાક્ષાત્કાર થતો નથી. ૪૪

આત્મજ્ઞાનમાં વેદ ભલે પ્રમાણ હો, પણ તેને બીજા પ્રમાણની અપેક્ષા હોવી જોઈએ, એમ શંકા થાય તો તેના ઉત્તરમાં કહે છેઃ—

**नापेक्षते यदन्यद्यदपेक्षन्तेऽखिलानि मानानि ।**
**वाक्यं तन्निगमानां, मानं ब्रह्माद्यतीन्द्रियावगतौ ॥ ४५ ॥**

જે અન્યની અપેક્ષા કરતું નથી, [ અને ] સર્વ પ્રમાણો જેની અપેક્ષા કરે છે, તે વેદોનું વાક્ય બ્રહ્મ આદિ અતીન્દ્રિયના જ્ઞાનમાં પ્રમાણરૂપ [ છે. ]

જે વેદરૂપ પ્રમાણ પોતાની સિદ્ધિમાં અન્ય કોઈ પ્રમાણની અપેક્ષા કરતું નથી, પણ અન્ય સર્વ પ્રમાણો પોતાની સિદ્ધિમાટે જેની અપેક્ષા કરે છે, તે વેદોનાં વાક્યરૂપ પ્રમાણ બ્રહ્મ અને સ્વર્ગાદિ ઇન્દ્રિયોના અવિષયભૂત પદાર્થના જ્ઞાનમાં પ્રમાણભૂત છે. ૪૫

હવે અન્ય પ્રમાણોને જણાવનારના જ્ઞાનમાં બીજા અપેક્ષા નથી એમ કહે છે.—

मानं प्रबोधयन्तं, बोधं मानेन ये बुभुत्सन्ते ।
एधोभिरेव दहनं, दग्धुं वाञ्छन्ति ते महात्मानः ॥ ४६ ॥

જેઓ પ્રમાણોને પ્રકાશનારા જ્ઞાનને પ્રમાણવડે જાણવાને ઇચ્છે છે તે મહાપુરુષો ઇંધણાંઓવડેજ અગ્નિને બાળવાને ઇચ્છે છે.

પ્રત્યક્ષાદિ સર્વ પ્રમાણોને પ્રકાશનારા આત્માને જે મહાબુદ્ધિવાળા અજ્ઞાનીઓ પ્રત્યક્ષાદિ પ્રમાણવડે જાણવાને ઇચ્છે છે તે ડાહ્યાઓ અગ્નિના વિષયભૂત ઇંધણાવડેજ અગ્નિને બાળવાની મૂર્ખાઇભરેલી ઇચ્છા કરે છે. જેમ અન્ય સર્વને પ્રકાશનાર સૂર્યને અન્યના પ્રકાશની અપેક્ષા નથી તેમ જ્ઞાનરૂપ આત્માને પણ અન્યના પ્રકાશરૂપ પ્રમાણની અપેક્ષા નથી. ૪૬

વેદ ઉત્પત્તિવાળા હોવાથી ઉત્પત્તિરહિત બ્રહ્મનો બોધ કેવી રીતે કરી શકે એમ શંકા થાય તો તેના ઉત્તરમાં કહે છે —

वेदोऽनादिरमुष्य, व्यञ्जक ईशः स्वयंप्रकाशात्मा ।
तदभिव्यक्तिमुदीक्ष्य, प्रोक्तोऽसौ सूरिभिः प्रमाणमिति ॥४७॥

વેદ અનાદિ [ છે. ] આના પ્રકાશક ઇશ્વર સ્વયંપ્રકાશરૂપ [ છે. ] તેના પ્રકટપણાને જોઇને આ પ્રમાણ [ છે ] એમ પંડિતોએ કહેલ છે.

ઋગ્વાદિ વેદો ઉત્પત્તિરહિત છે. આ સ્વતસિદ્ધ વેદોના પ્રકાશક શ્રીઇશ્વર છે. જેમ સ્વતસિદ્ધ ઘટાદિને પ્રકાશનાર સૂર્ય છે, તેને અન્ય પ્રકાશકની અગત્ય પડતી નથી, તેમ ઇશ્વર પ્રકાશસ્વરૂપવાળા છે, તેથી

મને પણ અન્ય પ્રકાશકની અગત્ય પડતી નથી. વેદોનું શ્રીઈશ્વરવડે રૂપણું છે એમ જાણીને પૂર્વાચાર્યોએ વેદ પ્રમાણ છે એમ કહ્યું છે. ૪૭

હવે દષ્ટાંત આપીને આત્માના જ્ઞાનમાં વેદનુંજ પ્રમાણપણું છે, મનું નથી, એમ કહે છે:—

પાણામવલોકે, ચક્ષુરિવાન્યન્ન કારણં દૃષ્ટમ્ ।
દૃદૃષ્ટાવગતૌ, વેદવદન્યો ન વેદકો હેતુઃ ॥ ૪૮ ॥

જેમ રૂપોના દર્શનમાં ચક્ષુની પેઠે અન્ય કારણ જોયું થી [ તેમ ] અજ્ઞાતના જ્ઞાનમાં વેદની પેઠે બીજો જ્ઞાનનો હુ નથી

રાતા, પીળાં અને ધોળાં ઇત્યાદિ રૂપોના જ્ઞાનમાં નેત્રેંદ્રિયની ઠે અન્ય કોઇ ઇન્દ્રિય કારણરૂપે જોવામાં આવતી નથી. ચક્ષુ ઇન્દ્રિયની ઠે અન્ય પ્રમાણોથી જાણવામાં નહિ આવતા આત્માના જ્ઞાનમાં અને સ્વર્ગાદિમાં વેદના જેવો અન્ય કોઇ જ્ઞાનનો હેતુ નથી, અર્થાત્ દવડેજ એમનું જ્ઞાન થાય છે ૪૮

જેમ વેદોનું સ્વતઃપ્રમાણપણું છે તેમ અન્ય શાસ્ત્રનું સ્વતઃ-માણપણું કેમ નથી એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છે.—

ાગમેષુ નિશ્ચિતાર્થં, તંત્રે કશ્ચિદ્યદિ પ્રકાશયતિ ।
દિદમનુવાદમાત્રં, પ્રામાણ્યં તસ્ય સિદ્ધ્યતિ ન કિંચિત્ ॥ ૪૯ ॥

વેદોમાં નક્કી કરેલા અર્થને કોઇ શાસ્ત્રમાં જો પ્રતિપાદન રેલા હોય તો તે આ અનુવાદમાત્ર [ છે. ] તેનું કાંઇ પણ માણપણું સિદ્ધ થતું નથી.

વેદોમાં નક્કી કરેલા અર્થને કોઇ આચાર્ય પોતાનાં શાસ્ત્રોમાં

પ્રતિપાદન કરે છે તે આ પ્રતિપાદન કરેલા અર્થને પુનઃ કહેવારૂપ અનુવાદમાત્ર છે. અનુવાદનું સ્વતઃપ્રમાણપણું ન હોવાથી અન્ય શાસ્ત્રોનું કંઇ પણ પ્રમાણપણું સિદ્ધ થતું નથી. ૪૯

વેદ પ્રમાણ છે એમ કહ્યું. હવે તેના બે અંશને તથા કાર્યને દેખાડે છેઃ—

अंशद्वयवति निगमे, साधयति द्वैतमेक एवांशः ।
अद्वैतमेव वस्तु, प्रतिपादयति प्रसिद्धमपरोऽशः ॥ ५० ॥

બે અંશવાળા વેદમાં એક અંશ દ્વૈતજ પ્રતિપાદન કરે છે, [ અને ] બીજો અંશ પ્રસિદ્ધ અદ્વૈતવસ્તુનેજ પ્રતિપાદન કરે છે.

બે ભાગવાળા વેદમાં પ્રથમ કર્મકાંડ અને ઉપાસનારૂપ ભાગ કર્મ ને ફલાદિરૂપ ભેદનું પ્રતિપાદન કરે છે, અને બીજો ઉપનિષદ્‌ભાગ સર્વના અનુભવના વિષયરૂપ સર્વ ભેદથી રહિત બ્રહ્મસ્વરૂપનેજ પ્રતિપાદન કરે છે. ૫૦

દ્વૈત તથા અદ્વૈતને પ્રમાણભૂત વેદ પ્રતિપાદન કરે છે, તેથી કોનું સત્યપણું છે એમ શંકા થાય તો તેના ઉત્તરમાં કહે છેઃ—

अद्वैतमेव सत्यं, तस्मिन् द्वैतं ह्यसत्यमध्यस्तम् ।
रजतमिव शुक्तिकायां, मृगतृष्णायामिवोदकस्फुरणम् ॥ ५१ ॥

અદ્વૈતજ સત્ય [ છે, ] તેમાં અસત્ય દ્વૈત આરોપિત [છે,] છીપમાં રૂપાની પેઠે, [ અને ] સૂર્યના કિરણમાં જળનાં જ્ઞાનની પેઠે.

અદ્વૈતરૂપ બ્રહ્મજ સત્ય છે, તે અદ્વૈતરૂપ બ્રહ્મમાં પ્રપંચરૂપ અસત્ આરોપિત છે, જેમ પ્રકાશમાં સંમુખ દૂર પડેલી છીપમાં રૂપાનો

મારોપ થાય છે, અને સૂર્યનાં કિરણોમાં જલનું જ્ઞાન થાય છે તેમ બ્રહ્મમાં આ પ્રપંચનું જ્ઞાન થાય છે ૫૧

તમે કહો છો તેથી ઊલટું એટલે દ્વૈતમાં અદ્વૈતનો આરોપ કેમ ન હોય એમ શંકા થાય તો તેના ઉત્તરમાં કહે છે—

आरोपितं यदि स्यादद्वैतं वस्त्ववस्तुनि द्वैते ।
युक्तं नैव तदा स्यात्सत्येऽध्यासो भवत्यसत्यानाम् ॥ ५२ ॥

અસત્ય દ્વૈતમાં જો અદ્વૈત બ્રહ્મ આરોપિત હોય તો [ તે ] યુક્ત નથીજ. સત્યમાં અસત્યોનો અધ્યાસ થાય છે.

જો કલ્પિત વસ્તુરૂપ દ્વૈતમાં અદ્વૈતરૂપ બ્રહ્મ એટલે સત્ય વસ્તુ આરોપિત હોય એમ માનીએ તો તે માનવું અયોગ્ય પ્રતીત થાય છે અસત્ય કાંઇ વસ્તુ ન હોવાથી તેમાં સત્યનો અધ્યાસ થઇ શકે નહિ, પણ સત્ય વસ્તુ હોવાથી તેમાં અસત્ય પદાર્થોનો આરોપ થઇ શકે છે. ૫૨

સત્ય તથા અસત્ય બન્નેનું આરોપણ સત્યાસત્યથી વિલક્ષણ વસ્તુમાં હશે એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

अध्यारोपणमुभयोस्तद्व्यतिरिक्तस्य कस्यचिदभावात् ।
नारोपणं न शून्ये, तस्मादद्वैतसत्यता ग्राह्या ॥ ५३ ॥

જો બંનેનો આરોપ [ હોય તો ] તે બંનેથી ભિન્ન કોઇ પદાર્થના અભાવથી [ તે સંભવે નહિ ] શૂન્યમાં આરોપ ન [ થાય, ] તેથી અદ્વૈતનું સત્યપણું ગ્રહણ કરવાયોગ્ય [ છે. ]

જો સત્ય અને અસત્ય એ બંનેનો અધ્યાસ તેનાથી વિલક્ષણ એટલે સત્યથી વિલક્ષણ તથા અસત્યથી વિલક્ષણ કોઇ પદાર્થ હોય તો તેમાં થઇ શકે, પણ સત્યથી વિલક્ષણ અને અસત્યથી વિલક્ષણ

કોઇ પદાર્થ અહીં નથી, તેથી તેમાં તેમનો આરોપ થઇ શકે નહિ. બંનેથી વિલક્ષણ શૂન્ય છે તેમાં તેમનો આરોપ થશે એમ માનવું ઉચિત નથી, કેમકે શૂન્યરૂપ અભાવમાં કોઇનો આરોપ સંભવતો નથી, તેથી અદ્વૈત વસ્તુની સસતા અંગીકાર કરવાયોગ્ય છે. ૫૩

એની રીતની અદ્વૈત વસ્તુમાં શ્રુતિજ પ્રમાણ છે એમ કહે છેઃ—

प्रत्यक्षाद्यनवगतं, श्रुत्या प्रतिपादनीयमद्वैतम् ।
द्वैतं न प्रतिपाद्यं, तस्य स्वयमेव लोकसिद्धत्वात् ॥ ५४ ॥

પ્રત્યક્ષાદિવડે નહિ જણાયેલ અદ્વૈત શ્રુતિવડે પ્રતિપાદન કરવાયોગ્ય [ છે. ] દ્વૈત પ્રતિપાદન કરવાયોગ્ય નથી, તેનું પોતાની મેળેજ લોકપ્રસિદ્ધપણું હોવાથી.

પ્રત્યક્ષાદિ પ્રમાણોવડે નહિ જાણી શકાય એવું અદ્વૈત બ્રહ્મ શ્રુતિવડે પ્રતિપાદન કરવાયોગ્ય છે. જો એમ હોય તો દ્વૈત પણ શ્રુતિવડે શામાટે પ્રતિપાદન કરવાયોગ્ય ન ગણાય? એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—દ્વૈત સ્વભાવથીજ અજ્ઞાની લોકવડે પ્રતિપાદન કરાયેલું હોવાથી તે દ્વૈત શ્રુતિવડે પ્રતિપાદન કરવાયોગ્ય નથી. ૫૪

શ્રુતિ અદ્વૈતનુંજ શામાટે પ્રતિપાદન કરે છે? અને દ્વૈતનું શામાટે પ્રતિપાદન નથી કરતી? એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

अद्वैतं सुखरूपं, दुःसहदुःखं सदा भवेद् द्वैतम् ।
यत्र प्रयोजनं स्यात्प्रतिपादयति श्रुतिस्तदेवासौ ॥ ५५ ॥

અદ્વૈત સદા સુખરૂપ [ છે, અને ] દ્વૈત [ સદા ] દુઃસહ દુઃખરૂપ [ છે. ] જેમાં પ્રયોજન હોય તેજ આ શ્રુતિ પ્રતિપાદન કરે છે.

સર્વ પ્રાણીઓને સુખનીજ અભિલાષા છે, કોઇને દુઃખની અભિલાષા નથી. અદ્વૈત બ્રહ્મ સર્વદા સુખરૂપ છે, અને દ્વૈતરૂપ પ્રપંચ સદા સહી ન શકાય એવા કષ્ટરૂપ છે, તેથી જે અદ્વૈતબ્રહ્મરૂપ સુખની અપેક્ષા છે તે અદ્વૈતબ્રહ્મરૂપ સુખનુંજ " तत्त्वमसि " આદિ વેદાંતનાં વાક્યો પ્રતિપાદન કરે છે, દ્વૈતરૂપ દુઃખ જીવોને અનાયાસે પ્રાપ્ત હોવાથી તેનું પ્રતિપાદન શ્રુતિ કરતી નથી ૫૫

હવે અદ્વૈતાનંદરૂપ બ્રહ્મનું જીવપણું સ્વાભાવિક છે એમ શંકા કરે છેઃ—

निगमगिरा प्रतिपाद्यं, वस्तु यदानन्दरूपमद्वैतम् ।
स्वाभाविकस्वरूपं, जीवत्वं तस्य केचन ब्रुवते ॥ ५६ ॥

ઉપનિષદ્‌નાં વાક્યોએ પ્રતિપાદન કરેલ જે આનંદરૂપ અદ્વૈત વસ્તુ [ છે ] તેનું જીવપણું [ એ ] સ્વાભાવિકરૂપ છે [ એમ ] કોઈ કહે છે.

ઉપનિષદ્‌નાં વચનોવડે સિદ્ધાંતરૂપે નક્કી કરેલ આનંદઘનરૂપ અદ્વૈત બ્રહ્મ છે તેનું જીવપણું એ સ્વાભાવિકસ્વરૂપ છે, અર્થાત્ જીવસ્વરૂપપણું પણ સ્વભાવથીજ છે, તે બ્રહ્મમાં કલ્પિત નથી, એમ પોતાને પંડિત માનનારા કેટલાક અજ્ઞાનીઓ કહે છે. ૫૬

બ્રહ્મનું સ્વાભાવિક જીવપણું છે એમ ઉપરના શ્લોકમાં જે શંકા કરી તેનું હવે નિરાકરણ કરે છેઃ—

स्वाभाविकं यदि स्याज्जीवत्वं तस्य विशदविज्ञप्तेः ।
सकृदपि न तद्विनाशं, गच्छेदुष्णप्रकाशवद्वह्नेः ॥ ५७ ॥

તે નિર્મલજ્ઞાનસ્વરૂપનું જો સ્વાભાવિક જીવપણું હોય [ તો ] તેનો કદીપણ વિનાશ ન થાય. અગ્નિની ઉષ્ણતા અને પ્રકાશની પેઠે.

તે નિર્મલજ્ઞાનરૂપ બ્રહ્મનું જો સ્વાભાવિકજ જીવપણું હોય તો તે જીવસ્વભાવપણું અદ્વૈતબોધવડે કદીપણ નિરાકરણ કરી શકાય નહિ, સ્વાભાવિકધર્મનું સર્વદા અનિવાર્યપણું છે; જેમ અગ્નિનો ઉષ્ણ તથા પ્રકાશસ્વભાવ અનિવાર્ય છે તેમ બ્રહ્મનું જીવસ્વભાવપણું પણ અનિવાર્યજ થાય છે. ૫૭

જીવ બ્રહ્મની ઉપાસના આદિ સાધનોવડે બ્રહ્મસ્વરૂપપણાને પામે છે એમ કોઇ પૂર્વપક્ષી શંકા કરે છે:—

यद्वदयो रसविद्धं, काञ्चनतां याति तद्वदेवासौ ।
जीवः साधनशक्त्या, परतां यातीति केचिदिच्छन्ति ॥५८॥

જેમ રસવડે વીંધાયેલું લોઢું સુવર્ણપણાને પામે છે તેમજ આ જીવ સાધનશક્તિવડે પરપણાને પામે છે એમ કોઇ ઇચ્છે છે.

જેમ પારાવડે અથવા કોઇ ઔષધીના રસ વડે વીંધેલું (ઉપાયવડે તેમાં બેગરી દીવેલું) લોઢું સોનાપણાને પામે છે તેમજ આ જીવ બ્રહ્મની ઉપાસના આદિ સાધનના સામર્થ્યવડે બ્રહ્મરૂપપણાને પામે છે એમ વેદાંતસિદ્ધાંતના અજ્ઞાનથી કોઇ આશંકા કરે છે. ૫૮

જીવ સાધનશક્તિવડે બ્રહ્મપણાને પામે છે એ ઉપર કહેલા મતનું નિરાકરણ કરે છે:—

तदिदं भवति न युक्तं, गतवति तस्मिंश्चिरेण रसवीर्ये ।
प्रतिपद्यते प्रणाशं, हैमो वर्णोऽप्ययःसमारूढः ॥५९॥

તે આ યુક્ત નથી. લાંબે કાલે તે રસનું સામર્થ્ય દૂર થયે સતે લોઢામાં રહેલ સુવર્ણરૂપપણું વિનાશને પામે છે.

તે આ મત યુક્તિસિદ્ધ નથી. તેમણે જે દૃષ્ટાંત આપ્યું છે તે દૂષણવાળું છે. રસના સામર્થ્યવડે સુવર્ણપણાને પામેલું લોઢું લાંબે કાલે

પારદની કે ઔષધીના રસની શક્તિ દૂર થવાથી તે લોઢામાં આવેલું સુવર્ણરૂપપણું વિનાશને પામે છે, ને પુનઃ તે લોઢાના રૂપને પામે છે. ५९

હવે વાદીએ સિદ્ધ કરેલા અર્થનું નિરાકરણ કરે છેઃ—

जीवत्वमपि तथेदं बहुविधसुखदुःखलक्षणोपेतम् ।
गतमिव साधनशक्त्या, प्रतिभात्येव प्रयाति न विनाशम् ॥६०॥

તેવી રીતે આ બહુ પ્રકારના સુખદુઃખરૂપ લક્ષણથી યુક્ત જીવપણું પણ સાધનશક્તિવડે ગયેલાના જેવું ભાસેજ છે, [ પણ ] વિનાશને પામતું નથી.

તેવી રીતે એટલે ઉપર કહેલા લોઢાના દષ્ટાંતની પેઠે આ અનેક પ્રકારના સુખદુઃખયુક્ત જીવસ્વરૂપ પણ ઉપાસનાદિ સાધનના સામર્થ્યવડે માત્ર નાશ પામ્યાજેવું જણાય છે, પરંતુ તે ખરેખરું વિનાશ પામતું નથી.

હવે જીવનું સ્વાભાવિક જીવપણું સ્વીકારવામાં દોષ બતાવે છેઃ—

तस्मात्स्वतो यदि स्याज्जीवः सततं स एव जीवः स्यात् ।
एवं यदि परमात्मा, परमात्मैवायमिति भवेद्युक्तम्॥ ६१ ॥

તેથી જો સ્વભાવથી જીવ હોય [ તો ] તે સર્વદા જીવજ રહે. એમ જો પરમાત્મા [ હોય તો ] આ પરમાત્માજ એમ યુક્ત થાય.

જે કારણથી સ્વભાવ બદલતો નથી તે કારણથી જો જીવ સ્વભાવથી જીવજ હોય તો તે સર્વદા જીવજ રહેવાનો. સ્વરૂપના બોધવડે તેના જીવપણાની નિવૃત્તિ નહિજ થવાની; તેમજ જો તે પરમાત્મા હોય તો તે સર્વદા પરમાત્માજ રહે, આ યુક્તિયુક્ત છે. સ્વરૂપથી આ જીવ પરમાત્મા છે. ઉપાધિને લીધે તેમાં જીવપણાની

પ્રાપ્તિ થઈ છે, ને જ્યારે ઉપાધિનો લય થાય છે ત્યારે તે પરમાત્મ-સ્વરૂપેજ રહે છે ૬૧

હવે ઉપાસનાદિના બળવડે જીવ પરમાત્માના સમપણાને પામે છે એ પક્ષનું નિરાકરણ કરે છે—

**यदि वा परेण साम्यं, जीवश्चेद्व्रजति साधनबलेन ।**
**कालेन तदपि कियता, नश्यत्येवेति निश्चितं सकलैः ॥ ६२ ॥**

**જો સાધનના બળવડે જીવ પરમાત્માથી સમપણાને પ્રાપ્ત થનો હોય તો કેટલાક કાળવડે તે અવશ્ય નાશ પામે છે, એમ સર્વેએ નક્કી કર્યું છે**

ઉપાસનાદિ સાધનના સામર્થ્યવડે જો આ જીવ બ્રહ્મના સારૂપ્યને પામતો હોય તોપણ તે કેટલેક કાળે એટલે સાધનના સામર્થ્યનો નાશ થાય ત્યારે તેનું તે સારૂપ્ય નાશ પામેજ છે એમ સર્વે વિદ્વાનોએ નક્કી કર્યું છે, અર્થાત્ જે ઉપત્તિવાળુ હોય છે તે વિનાશ પામે છે આ વાત સર્વને સમ્મત છે ૬૨

હવે યોગ્ય સદ્ગુરુપાસેથી વેદાંતના શ્રવણાદિવડે બ્રહ્મસ્વરૂપતા સપાદન કરવાયોગ્ય છે એમ કહે છે—

**तस्मात्परं स्वकीयं, मोहं मोहात्मकं च संसारम् ।**
**स्वज्ञानेन जहित्वा, पूर्णः स्वयमेव शिष्यते नान्यत् ॥ ६३ ॥**

**તેથી દુખે કરીને દૂર થાય એવા પોતાના મોહને, અને મોહસ્વરૂપ સંસારને પોતાના જ્ઞાનવડે દૂર કરીને પૂર્ણસ્વરૂપેજ અવશેષ રહે છે બીજું [ કાંઇ રહેતું ] નથી**

તેથી દુખે કરીને દૂર થઇ શકે એવા પોતાના અવિદ્યાનામના મોહને, મોહસ્વરૂપ સંસારને અને જીવપણાને પોતાના આત્માના

જ્ઞાનવડે દૂર કરીને સર્વ વસ્તુમાં સ્થિત અદ્વૈત આત્મસ્વરૂપેજ તે અવશેષ રહે છે, બીજું કાંઇ અવશેષ રહેતું નથી. સર્વ પ્રપંચને વિલીન કરવાથી જ્ઞાની બ્રહ્મસ્વરૂપે સ્થિત થાય છે. ૬૩

પ્રપંચને વિલીન કરવાવડે બ્રહ્મસ્વરૂપજ અવશેષ રહે છે એમ કહ્યું તેમાં શું પ્રમાણ છે એમ શંકા થાય તો તેના ઉત્તરમાં કહે છેઃ—

सत्यं ज्ञानमनन्तं, प्रकृतं परमात्मरूपमद्वैतम् ।
अवबोधयन्ति निखिलाः, श्रुतयः स्मृतिभिः समं समस्ताभिः ॥६४

સત્યરૂપ, જ્ઞાનરૂપ, અનંતરૂપ, જ્ઞેયરૂપ, પરમાત્મસ્વરૂપ [તે] અદ્વૈતને સર્વે શ્રુતિઓ સર્વે સ્મૃતિઓસહિત પ્રતિપાદન કરે છે.

સત્યરૂપ, જ્ઞાનરૂપ, અનંતરૂપ, જ્ઞેયસ્વરૂપ, પરમાત્મસ્વરૂપ અને દ્વૈતરહિત લક્ષણવાળા તત્ત્વને સર્વે સ્મૃતિઓસહિત સર્વે શ્રુતિઓ પ્રતિપાદન કરે છે. ૬૪

જીવબ્રહ્મના એકપણાનો બોધ કરનાર મહાવાક્યોના અંગભૂત વાક્યો પણ આ અર્થનેજ કહે છે એમ કહે છેઃ—

एकत्वबोधकानां, निखिलानां निगमवाक्यजालानाम् ।
वाक्यान्तराणि सकलान्यभिधीयन्ते स्म शेषभूतानि ॥ ६५ ॥

સઘળાં બીજાં વાક્યોને એકપણાનો બોધ કરનાર સમગ્ર વેદવાક્યોના સમૂહના શેષભૂત કહે છે.

જગતની ઉત્પત્તિ, જગતની સ્થિતિ, જગતનો પ્રલય, જગતને નિયમમાં રાખવું, અને જીવરૂપે શરીરમાં પ્રવેશાદિ આ પાંચ અર્થવાદરૂપ સઘળાં અવાંતરવાક્યોને અદ્વૈતનું પ્રતિપાદન કરનાર

ઉપનિષદોનાં વાક્યોના સમૂહના અંગભૂતરૂપે વેદવડે અને સૂત્રકારાદિવડે કહેવાય છે. ૬૫

હવે સર્વ ઉપાધિથી રહિત અદ્વૈત આત્માનું જ્ઞાન "तत्त्वमसि" આદિ મહાવાક્યોવડે કેવી રીતે સંભવી શકે એમ શંકા કરે છે.—

**यस्मिन्मिहिरवदुदिते, तिमिरवदपयान्ति कर्तृतादीनि ।**
**ज्ञानं विरहितभेदं, कथमेतद्भवति तत्त्वमस्यादेः ॥ ६६ ॥**

સૂર્યની પેઠે જે ઉદય થવાથી અંધારાની પેઠે કર્તાપણાદિને નિવૃત્ત કરે છે, આ ભેદરહિત જ્ઞાન "तत्त्वमसि" આદિથી કેવી રીતે સંભવે ?

સૂર્યનો ઉદય થયે જેમ અંધકાર દૂર થાય છે તેમ જે જ્ઞાનનો ઉદય થવાથી કર્તાપણું ભોક્તાપણું ઇત્યાદિ ભ્રાંતિઓ દૂર થાય છે આવું આ ભેદરહિત જ્ઞાન "तत्त्वमसि" આદિ વાક્યોથી કેવી રીતે સંભવે છે ? અદ્વૈત આત્મજ્ઞાનના બોધકપણાના અભાવથી મહાવાક્યોવડે આવું જ્ઞાન સંભવતું નથી, માટે જ્ઞાન સ્વતંત્ર ફલદાતા નથી પણ તે કર્મના અંગભૂત છે. ૬૬

હવે પૂર્વાર્ધવડે જ્ઞાનના કર્માંગપણાની આશંકા કરીને ઉત્તરાર્ધવડે તેનું નિરાકરણ કરે છે:—

**कर्मप्रकरणनिष्ठं, ज्ञानं कर्मांगमिष्यते प्राज्ञैः ।**
**भिन्नप्रकरणभाजः, कर्माङ्गत्वं कथं भवेज्ज्ञप्तेः ॥ ६७ ॥**

કર્મના પ્રકરણમાં રહેલું જ્ઞાન પંડિતોવડે કર્મના અંગરૂપ પ્રતિપાદન કરાય છે. ભિન્ન પ્રકરણમાં રહેલા જ્ઞાનનું કર્માંગપણું કેવી રીતે થાય ?

અગ્નિહોત્રાદિ કર્મના પ્રકરણમાં. રહેલું જીવાદિના સ્વરૂપનો બોધ

કરનારું જ્ઞાન અગ્નિહોત્રાદિ કર્મના અંગરૂપ છે એમ મીમાંસક પંડિતો-વડે પ્રતિપાદન કરાય છે, તે પ્રકરણના ભેદથી સંભવતું નથી. કર્મથી ભિન્ન જ્ઞાનના પ્રકરણમાં રહેલા જ્ઞાનનું અગ્નિહોત્રાદિ કર્મનું અંગપણું કેવી રીતે સંભવી શકે? નજ સંભવી શકે. ૬૭

અધિકારી અને વિષયના ભેદવડે પણ જ્ઞાનનું કર્માંગપણું સંભવતું નથી એમ કહે છે:—

अधिकारिविषयभेदौ, कर्मज्ञानात्मकावुभौ काण्डौ ।
एवं सति कथमनयोरङ्गाङ्गित्वं परस्परं घटते ॥ ६८ ॥

અધિકારી અને વિષયના ભેદવાળા કર્મરૂપ અને જ્ઞાન-રૂપ બે કાંડ [છે] એમ હોવાથી આ બંનેનું પરસ્પર અંગ-પણું ને અંગીપણું કેવી રીતે સંભવી શકે?

કર્મકાંડ અને જ્ઞાનકાંડ એવા ભેદવડે વેદના બે કાંડ છે. કર્મકાંડના અધિકારી અને તેનો વિષય ભિન્ન છે, અને જ્ઞાનકાંડના અધિકારી અને તેનો વિષય ભિન્ન છે. આમ અધિકારી અને વિષયનો ભેદ હોવાથી જ્ઞાનનું અંગપણું અને કર્મનું પ્રધાનભાવપણું કેમ ઘટી શકે? નજ ઘટી શકે. ૬૮

હવે જેમ જ્ઞાન કર્મપ્રકરણમાં રહેલું નથી તેમ કર્મ પણ જ્ઞાનપ્રકરણમાં રહેલું નથી એમ કહે છે:—

ज्ञानं कर्मणि न स्याज्ज्ञाने कर्मेदमपि तथा न स्यात् ।
कथमनयोरुभयोस्तत्तपनतमोवत्समुच्चयो घटते ॥ ६९ ॥

[જેમ] આત્મજ્ઞાન કર્મપ્રકરણમાં સંભવતું નથી તેમ આ કર્મ પણ જ્ઞાનપ્રકરણમાં ન સંભવે, તેથી સૂર્ય અને અંધારાની પેઠે આ બંનેનો સમુચ્ચય કેમ ઘટી શકે?

જેમ આત્મજ્ઞાન કર્મપ્રકરણમાં સંભવતું નથી તેમ આ કર્મ પણ જ્ઞાનપ્રકરણમાં ન સંભવે. એમ હોવાથી સૂર્ય ને અંધકારની પેઠે વિરુદ્ધપણાથી આ જ્ઞાન અને કર્મનું સાથે રહેવારૂપ લક્ષણવાળું એકાધિકરણપણું સંભવતું નથી. ૬૯

હવે અવિદ્યાની નિવૃત્તિમાં જ્ઞાનને બીજા સાહાય્ય કરનારની અપેક્ષા નથી એમ કહે છેઃ—

**तस्मान्मोहनिवृत्तौ ज्ञानं न सहायमन्यदर्थयते ।**
**यद्वद्घनतरतिमिरनिकरपरिध्वंसने सहस्रांशुः ॥ ७० ॥**

**તેથી મોહની નિવૃત્તિમાં અન્ય સાહાય્ય કરનારની અપેક્ષા કરતું નથી જેવી રીતે સૂર્ય બહુ ઘાટા અંધારાના સમૂહને દૂર કરવામાં [ અન્યની અપેક્ષા કરતો નથી તેમ ]**

જેથી, કર્મ તથા ઉપાસનારૂપ સાહાય્ય કરનારની જ્ઞાનને અપેક્ષા નથી તેથી અજ્ઞાનની નિવૃત્તિમાં જ્ઞાન અન્ય સાહાય્ય કરનાર કર્મની તથા ઉપાસનાની અપેક્ષા કરતું નથી. જેમ હજારો કિરણોવાળો સૂર્ય બહુ ઘાટા અંધારાના સમૂહને દૂર કરવામાં અન્ય સાહાય્ય કરનારની અપેક્ષા કરતો નથી તેમ. ૭૦

હવે જ્ઞાનશબ્દના અર્થને કહે છે.—

**ज्ञानं तदेवममलं साक्षी विश्वस्य भवति परमात्मा ।**
**संबध्यते न धर्मैः साक्षी तैरेव सच्चिदानन्दः ॥ ७१ ॥**

**વિશ્વના સાક્ષી પરમાત્મા તેજ નિર્મલજ્ઞાનરૂપ [ છે. ] સચ્ચિદાનંદ સાક્ષી તે ધર્મોવડે સંબંધ પામતો નથી.**

સર્વ જગતના જ્ઞાતા પરમાત્મા પ્રજ્ઞાસ્વરૂપ છે. તે પ્રજ્ઞા નિર્મલજ્ઞાનરૂપ છે. તે જ્ઞાનરૂપ સાક્ષી અવિદ્યાએ કલ્પેલા ધર્મોની

સાથે કદીપણ સંબંધ પામતો નથી, ને તેના ધર્મોવાળો થતો નથી, તો તે સર્વદા સચ્ચિદાનંદરૂપેજ રહે છે. ૭૧

જો જ્ઞાનરૂપ આત્મા કલ્પિત ધર્મોની સાથે સંબંધ પામતો નથી, તો તેનું સાક્ષીપણું ક્યા સંબંધવડે થાય છે? એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

रज्ज्वादेरुरगाद्यैः संबन्धवदस्य दृश्यसंबन्धः ।
सततमसङ्गोऽयमिति श्रुतिरप्यमुमर्थमेव सादयति ॥ ७२ ॥

[ જેમ ] રજ્જુ આદિનો સર્પાદિની સાથે સંબંધ [ છે ] તેમ આનો દૃશ્યની સાથે સંબંધ [ છે ] આ નિરંતર અસંગ [ છે ] એમ શ્રુતિ પણ આ અર્થનેજ પ્રતિપાદન કરે છે.

દોરડીનો અને છીપનો જેમ સર્પની અને રૂપાની સાથે કલ્પિત સંબંધ છે, તેમ આ દ્રષ્ટાનો સર્વ દૃશ્યની સાથે કલ્પિત સંબંધ છે, પણ સંયોગસંબંધ અથવા સમવાયસંબંધ નથી. આ આત્મા સર્વદા સર્વ સંબંધથી રહિત છે, " असंगोऽयं पुरुषः " ( આ આત્મા અસંગ છે, ) આ શ્રુતિ પણ આત્માના અસંગપણાનેજ પ્રતિપાદન કરે છે. ૭૨

હવે બ્રહ્મસ્વરૂપથી ભિન્ન કાંઇ પણ ધર્માદિ વસ્તુઓ નથી કે જેની સાથે બ્રહ્મના સંબંધાદિની અપેક્ષા રહે એમ કહે છેઃ—

कर्तृ च कर्म च यस्य स्फुरति ब्रह्मैव तन्न जानाति ।
यस्य न कर्तृ न कर्म स्फुटतरमयमेव वेदितुं क्रमते ॥ ७३ ॥

કર્તાપણું અને કર્મ જેને સ્ફુરે છે તે બ્રહ્મજ [ છે. તે તેને બ્રહ્મને ] જાણતાં નથી. જેને કર્તાપણું અને કર્મ નથી આજ વધારે સ્પષ્ટ જાણવાનો આરંભ કરે છે.

કર્તાપણું અને કર્મ જેને સ્ફુરે છે તે કર્તાપણાના અને કર્મના સ્ફુરણરૂપપણાથી બ્રહ્મજ છે. તે કર્તાપણું અને કર્મ મિથ્યા હોવાથી બ્રહ્મને જાણતાં નથી જે બ્રહ્મમાં કર્તાપણુ અને કર્મ કાંઇપણ નથી તે બ્રહ્મરૂપ આ આત્માજ વધારે સ્પષ્ટ જાણવાનો આરંભ કરે છે,– સર્વને સારી રીતે પ્રકાશે છે. ૭૩

ત્યારે કર્તાપણાદિના જ્ઞાનની શી ગતિ થશે? એમ શંકા થાય તો તેના સમાધાનમા કહે છે.—

कर्तृत्वादिकमेतन्मायाशक्त्या प्रतीयते निखिलम् ।
इति केचिदाहुरेषा भ्रान्तिर्ब्रह्मातिरेकतो नान्यत् ॥ ७४ ॥

આ સમગ્ર કર્તાપણાદિક માયાશક્તિવડે પ્રતીત થાય છે એમ કોઇ કહે છે, આ ભ્રાંતિ છે, બ્રહ્મથી ભિન્ન બીજું [ કાંઇ પણ ] નથી.

આ સમગ્ર કર્તાપણુ ઇત્યાદિક માયાના સામર્થ્યવડે આત્મામાં પ્રતીત થાય છે એમ કોઇ વાદીઓ કહે છે. તેમની આ કલ્પનારૂપ ભ્રાંતિ છે, કેમકે બ્રહ્મથી ભિન્નપણાવડે અન્ય કોઇ પણ નથી. "**एकमेवाद्वितीयं ब्रह्म, नेह नानाऽस्ति किंचन**" (એકજ અદ્વિતીય બ્રહ્મ છે, અહીં કાંઇ પણ ભેદ નથી, ) ઇત્યાદિ શ્રુતિઓ પણ અહીં બ્રહ્મથી ભિન્ન કાંઇ પણ નથી એમ કહે છે. ૭૪

એવી રીતે અદ્વૈત બ્રહ્મનું જ્ઞાન થવાથી સર્વનું જ્ઞાન થાય છે એમ કહે છે:—

तस्मिन् ब्रह्मणि विदिते विश्वमशेषं भवेदिदं विदितम् ।
कारणमृदि विदितायां घटकरकाद्या यथावगम्यन्ते ॥ ७५ ॥

તે બ્રહ્મનું જ્ઞાન થવાથી આ સર્વ જગત જ્ઞાત થાય છે,

જેમ કારણરૂપ માટીનું જ્ઞાન થવાથી ઘડા અને કમંડલુ આદિનું જ્ઞાન થાય છે [ તેમ. ]

શ્રુતિએ પ્રતિપાદન કરેલ અદ્વૈત બ્રહ્મનું જ્ઞાન થવાથી આ સર્વ આરોપિત પ્રપંચનું જ્ઞાન થાય છે, ઘટાદિકના કારણરૂપ માટીનું જ્ઞાન થવાથી તેમાં આરોપિત ઘટ અને કમંડલુ આદિ કાર્યોનું જ્ઞાન થાય છે તેમ. ૭૫

હવે કારણપણાવડે પ્રતિપાદન કરેલું જે બ્રહ્મ છે તેજ સર્વનું કારણ છે, અન્ય નથી, એમ કહે છેઃ—

तदिदं कारणमेकं विगतविशेषं विशुद्धचिद्रूपम् ।
तस्मात्सदेकरूपान्मायोपहिताद्भूदशेषमिदम् ॥ ७६ ॥

તે આ એક, વિશેષરહિત, અત્યંતશુદ્ધ ને ચેતનસ્વરૂપ કારણ [ છે. ] તે સત, એકરૂપ ને માયારૂપ ઉપાધિવાળાથી આ બધું ઉપજ્યું છે.

તે આ એક, સર્વ પ્રકારના ધર્માદિથી અત્યંતરહિત, અત્યંત-નિર્મલ તથા ચેતનસ્વરૂપ બ્રહ્મ કાર્યરૂપ સર્વ પ્રપંચનું કારણ છે, તે સદ્રૂપ, એકરૂપ અને માયારૂપ ઉપાધિવાળા બ્રહ્મથી આ અનુભવમાં આવતું સર્વ જગત્ ઉત્પન્ન થયું છે. પ્રધાન કે પરમાણુમાંથી આ જગત્ ઉત્પન્ન થયું નથી. ૭૬

હવે અસતકારણવાદીના મતનું નિરાકરણ કરે છેઃ—

कारणमसदिति केचित् कथयन्त्यसतो भवेन्न कारणता ।
अङ्कुरजननी शक्तिः सति खलु बीजे समीक्ष्यते सकलैः ॥

કારણ અસત છે એમ કોઇ કહે છે. અસતને કારણપણું

નથી. નિશ્ચય બીજ હોવાથી અંકુરે ઉપજાવનારી શક્તિ સર્વવડે જોવામાં આવે છે.

અસત્માંથી સત્ની ઉત્પત્તિ થાય છે એમ માની કારણ અસત છે એમ કેટલાક વાદીઓ કથન કરે છે, પણ તેમનું તે કહેવું અયોગ્ય છે, કેમકે અસતને કારણપણું સંભવતું નથી. સદ્રૂપ બીજ વિદ્યમાન હોય તોજ અંકુરને ઉત્પન્ન કરનારી શક્તિ સર્વ લોકોવડે જોવામાં આવે છે. બીજ ન હોય તો તે શક્તિ જોવામાં આવતી નથી. ૭૭

પુનઃ પણ અસત્કારણવાદીના મતનું નિરાકરણ કરે છેઃ—

कारणमसदिति कथयन् वन्ध्यापुत्रेण निर्वहेत्कार्यम् ।
किं च मृगतृष्णिकाम्भः पीत्वोदन्यां महीयसीं शमयेत् ॥ ७८ ॥

કારણ અસત્ છે એમ કહેનાર વંધ્યાપુત્રવડે કાર્ય નભાવે, અને ઝાંઝવાનું જલ પીઈને મોટી તરષને શમાવે.

આ જગતનું કારણ અસત્ છે એમ કહેનાર વાદી કારણરૂપ વંધ્યાપુત્રવડે સંતતિની ઉત્પત્તિ આદિરૂપ કાર્યને સિદ્ધ કરે, અને મૃગતૃષ્ણાના જલનું પાન કરીને પોતાની મોટી તૃષાને નિવૃત્ત કરે, તોજ તેમનું તે કહેલું સાચું ગણાય, અન્યથા તે મિથ્યાજ ગણાય. વંધ્યાપુત્ર અને ઝાંઝવાનું પાણી મિથ્યા હોવાથી તેના કાર્યનો અભાવ છે આ અર્થ સૌને સંમત છે. ૭૮

અસત્કારણવાદ શ્રુતિવડે તથા યુક્તિવડે અસંભવિત છે એમ કહે છેઃ—

यस्मान्न सोऽयमसतो वादः संभवति शास्त्रयुक्तिभ्याम् ।
तस्मात्सदेव तत्त्वं सर्वेषां कारणं भवति जगताम् ॥ ७९ ॥

જેથી શાસ્ત્રવડે અને યુક્તિવડે તે આ અસત્વાદ સંભવતો નથી, તેથી સત્યસ્વરૂપ બ્રહ્મજ સર્વ જગતનું કારણ છે.

જેથી, "सदेव, सोम्येदमग्र आसीत्" (હે પ્રિયદર્શન! ઉત્પત્તિની પૂર્વે આ સતજ હતું,) આ શ્રુતિવડે, અને જેમ વંધ્યાપુત્રાદિવડે પ્રજારૂપ કાર્યની ઉત્પત્તિ થતી નથી તેમ અસતમાંથી આ જગતની ઉત્પત્તિ ન થાય એ યુક્તિવડે, તે આ અસતકારણવાદ સંભવી શકતો નથી, તેથી સત્સ્વરૂપ બ્રહ્મજ આ સર્વ જગતની ઉત્પત્તિમાં કારણ છે ૭૯

જગતનું કારણ સદ્રૂપ બ્રહ્મ છે એમ કહેવાથી અદ્વૈતની હાનિ થશે એમ શંકા થાય તો તેના ઉત્તરમાં કહે છે —

जगदाकारतयापि प्रथते गुरुशिष्यविग्रहतयापि ।
ब्रह्माद्याकारतयापि प्रतिभातीदं परात्परं तत्त्वम् ॥ ८० ॥

આ પરથી પર તત્ત્વ જગદાકારપણાવડે અને ગુરુશિષ્યના શરીરપણાવડે પણ પ્રસિદ્ધિ પામે છે, [અને] બ્રહ્માદિના આકારપણાવડે પણ પ્રતીત થાય છે

માયાથી સૂક્ષ્મ બ્રહ્મ અને વ્યાપક એવું બ્રહ્મતત્ત્વજ નામરૂપાત્મક જગદાકારપણાવડે ગુરુશિષ્યના શરીરરૂપે, અને હિરણ્યગર્ભાદિ દેવતારૂપે વિવર્ત થઇ પ્રતીત થાય છે. સત્ય બ્રહ્મમાં જગત, ગુરુશિષ્ય અને બ્રહ્માદિ દેવો અધ્યાસવડે પ્રતીત થતા હોવાથી દ્વૈતની પ્રાપ્તિ થતી નથી, પણ અદ્વૈતજ સુસ્થિર રહે છે ૮૦

કેટલાક અવિવેકીઓ બ્રહ્મથી ભિન્ન જગત સત્ય છે એમ માને

છે, તેમનું તે માનવું જન્મમરણની પરંપરાને માટે થાય છે એમ કહે છેઃ—

सत्यं जगदिति भानं संसृतये स्यादपक्वचित्तानाम् ।
तस्मादसत्यमेतन्निखिलं प्रतिपादयन्ति निगमान्ताः ॥ ८१ ॥

જગત્ સત્ય છે આ જ્ઞાન અપક્વ ચિત્તવાળાઓને સંસારને માટે થાય છે, તેથી આ સર્વ અસત્ય છે એમ ઉપનિષદો પ્રતિપાદન કરે છે.

જગત્ બ્રહ્મથી ભિન્ન છે, અને તે જગત્ સત્યરૂપ છે, એવું જ્ઞાન અદ્વૈતભાવનાથી રહિત અને શ્રીસદ્ગુરુના કૃપાકટાક્ષને નહિ પ્રાપ્ત થયેલા હતભાગી પુરુષોના જન્મમરણની પરંપરાને માટેજ થાય છે. "यदा ह्येवैष एतस्मिन्नुदरमन्तरं कुरुतेऽथ तस्य भयं भवति" (જ્યારે આ પુરુષ આ બ્રહ્મમાં થોડો પણ ભેદ કરે છે તેને અવશ્ય ભય થાય છે,) આ શ્રુતિમાં ભેદજ્ઞાનને ભયનો હેતુ કહ્યો છે, તેથી પ્રતીત થતું આ સર્વ નામરૂપાત્મક જગત્ અસત્ય એટલે બ્રહ્મથી અભિન્ન ને મિથ્યા છે એમ વેદના અંતભાગરૂપ ઉપનિષદો ઉપદેશ કરે છે. ૮૧

હવે પવિત્ર અધિકારીઓને સર્વ બ્રહ્મજ છે એમ ઉપનિષદ્ બોધ કરે છે એમ કહે છેઃ—

परिपक्वमानसानां पुरुषवराणां पुरातनैः सुकृतैः ।
ब्रह्मैवेदं सर्वं जगदिति भूयः प्रबोधयत्येषः ॥ ८२ ॥

પ્રાચીન પુણ્યોવડે પરિપક્વ અંતઃકરણવાળા શ્રેષ્ઠ પુરુષોને આ સર્વ જગત્ બ્રહ્મજ છે એમ બહુ પ્રકારે આ ઉપદેશ કરે છે.

પોતાના પૂર્વજન્મોમાં સંપાદન કરેલાં પુણ્યકર્મરૂપ હેતુઓવડે જેમનાં અંતઃકરણો શ્રવણમનનાદિવડે પરિપક્વ થયાં છે એવા બ્રહ્માત્મભાવનાવાળા શ્રેષ્ઠ અધિકારીઓને આ સર્વ નામરૂપાત્મક જગત્ બ્રહ્મજ છે એમ આ ઉપનિષદ્ભાગરૂપ વેદ "सर्वं खल्विदं ब्रह्म" (આ સર્વ નિશ્ચય બ્રહ્મ છે,) ઇત્યાદિ વચનોવડે ઉપદેશ કરે છે. ૮૨

જો અહીં અદ્વિતીય બ્રહ્મજ હોય તો તે સર્વને કેમ પ્રતીત થતું નથી ? એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છે:—

अनवगतकाञ्चनानां भूषणधीरेव भूषणे हैमे ।
एवमविवेकभाजां जगति जनानां न तात्त्विकी धिषणा ॥८३॥

સોનાને નહિ જાણનારાઓને સોનાના ભૂષણમાં ભૂષણની બુદ્ધિજ [છે,] એવી રીતે અવિવેકવાળા પુરુષોને જગતમાં તાત્ત્વિકી બુદ્ધિ નથી.

જેમ સોનાના અજ્ઞાનવાળાં બાળકોને સોનાના વિવર્તપરિણામરૂપ અલંકારમાં તે સુવર્ણથી ભિન્ન નહિ છતાં પણ અલંકારનુંજ જ્ઞાન થાય છે તેમ બ્રહ્મજ્ઞાનરહિત અવિવેકી મનુષ્યોને આ જગતમાં આ સર્વ બ્રહ્મજ છે એવું વાસ્તવિક જ્ઞાન થતું નથી. ૮૩

અદ્વૈતબ્રહ્મ અપરોક્ષ છતાં પણ અવિવેકીઓને પરોક્ષના જેવું જણાય છે એમ કહે છે:—

अहमालम्बनसिद्धं कस्य परोक्षं भवेदिदं ब्रह्म ।
तदपि विचारविहीनैरपरोक्षयितुं न शक्यते मुग्धैः ॥८४॥

હું એવા આલંબનથી સિદ્ધ આ બ્રહ્મ કોને પરોક્ષ

હોય ? તોપણ વિચારરહિત અજ્ઞાનીઓવડે [ તે ] અપરોક્ષ કરવાને શકય નથી.

"હું છું," "હું જાણું છું," એવી રીતના અનુભવવડે સર્વ મનુષ્યોમાં પ્રસિદ્ધ આ બ્રહ્મ કયા અભ્રાંત મનુષ્યને પરોક્ષ હોય ? કોઈ પણ અભ્રાંત મનુષ્યને પરોક્ષ ન હોય, એવી રીતે બ્રહ્મ સર્વદા અપરોક્ષ છતાં પણ ઉપનિષદોના અર્થનો વિવેકપૂર્વક વિચાર નહિ કરનારા અજ્ઞાનીઓવડે તે બ્રહ્મનો સાક્ષાત્કાર કરી શકાતો નથી ૮૪

જો આ સર્વ બ્રહ્મજ હોય તો લોકોનો લૌકિક વ્યવહાર ને શાસ્ત્રીય વ્યવહાર કેવી રીતે સભવી શકે ? એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છે —

अहमिदमिति च मतिभ्यां सततं व्यवहरति सर्वलोकोऽपि ।
प्रथमा प्रतीचि चरमा निवसति वपुरिन्द्रियादिबाह्यार्थे ॥८५॥

હું અને આ એવી બે બુદ્ધિવડે સર્વે લોક નિરંતર વ્યવહાર કરે છે, [ તેમાં ] પહેલી [ બુદ્ધિ ] પ્રત્યગાત્મામાં [ અને ] બીજી [ બુદ્ધિ ] શરીર અને ઇંદ્રિયાદિ બહારના પદાર્થોમાં વસે છે

હું એવા શબ્દવડે હું એવા જ્ઞાનને વિષય કરનાર અને આ એવા શબ્દવડે આ જ્ઞાનને વિષય કરનાર અર્થાત્ વિષયી અને વિષય આ બે પ્રકારની બુદ્ધિવડે સર્વ લોક નિરંતર પોતપોતાનો વ્યવહાર કરે છે. પ્રથમની હું એવી બુદ્ધિ અંતરાત્મામાં વસે છે, અને બીજી આ એવી બુદ્ધિ સ્થૂલશરીર ને ઇંદ્રિયાદિ બાહ્ય પદાર્થોમા વસે છે. આવી રીતે વિષય અને વિષયી- એ બનેનો એકબીજામાં અધ્યાસ કરીને સર્વે લોકો પોતાપોતાનો વ્યવહાર કરે છે. ૮૫

હવે બહારના સ્થૂલાદિ પદાર્થમાં જે હું એવી બુદ્ધિ છે તે ભ્રાંતિ છે એમ કહે છેઃ—

वपुरिन्द्रियादिविषये याहंबुद्धिर्महत्यसौ भ्रान्तिः ।
अतस्मिंस्तद्बुद्धिरित्यध्यासेन शास्यमानत्वात् ॥ ८६ ॥

જે શરીર અને ઇંદ્રિયાદિને વિષય કરનારી હું એવી બુદ્ધિ છે આ મોટી ભ્રાંતિ [ છે.] અતત્‌માં તત્‌બુદ્ધિ એમ અધ્યાસવડે કથન કરેલ હોવાથી.

અજ્ઞાનીઓને સ્થૂલશરીર અને ઇંદ્રિયાદિને વિષય કરનારી જે હું એવી બુદ્ધિ થાય છે તે આ મોટી ભ્રાંતિ એટલે અધ્યાસજ છે. જે વસ્તુ જે રૂપ નથી તેમાં તેની બુદ્ધિ થાય એ અધ્યાસજ છે એમ શારીરકભાષ્યમાં અધ્યાસનું લક્ષણ કહેલું હોવાથી સ્થૂલશરીર આદિ જે આત્મા નથી તેમાં જે આત્માની બુદ્ધિ થાય તે અધ્યાસજ છે. ૮૬

હું એવી બુદ્ધિ અને આ એવી બુદ્ધિ આત્મામાં કલ્પિત હોવાથી હું એવી બુદ્ધિનો અર્થ આત્માજ છે એમ કહે છેઃ—

तस्मादशेषसाक्षी परमात्मैवाहमर्थ इत्युचितम् ।
अजडवदेव जडोऽयं सत्संबन्धाद्भवत्यहङ्कारः ॥ ८७ ॥

તેથી સર્વના સાક્ષી પરમાત્માજ હુંનો અર્થ [ છે] એમ ઉચિત [ છે ] આ જડ અહંકાર સતના સંબંધથી ચેતનનાં જેવોજ જણાય છે.

જેથી અહંકારાદિ આત્મામાં કલ્પિત છે તેથી આ સમગ્ર જગતના સાક્ષી પરમાત્માજ હું એવી વૃત્તિનો અર્થ છે એમ સંભવે છે. આ જડ અહંકાર સદ્રૂપ ચેતનના સબંધથી ચેતનજેવોજ થાય છે. ૮૭

હવે હું એવા જ્ઞાનનો વિષય આત્માજ છે, અન્ય નથી, એમ કહે છેઃ—

**तस्मात् सर्वशरीरेष्वहमहमित्येव भासते स्पष्टः ।**
**यः प्रत्ययो विशुद्धस्तस्य ब्रह्मैव भवति मुख्यार्थः ॥ ८८ ॥**

**તેથી સર્વ શરીરોમાં હું હું એવું જે સ્પષ્ટ ને વિશુદ્ધ જ્ઞાન જણાય છે તેનો મુખ્ય અર્થ બ્રહ્મજ થાય છે.**

ઉપર કહેલા કારણથી સર્વ શરીરોમાં "હું" "હું" એવી રીતનું જે પ્રકટ અને ઉપાધિરહિત જ્ઞાન પ્રતીત થાય છે તે હું એવા જ્ઞાનનો બ્રહ્મજ મુખ્ય અર્થ થાય છે, તેનો તે ગૌણ અર્થ થતો નથી. ૮૮

બ્રહ્મજ અહંકારનો મુખ્ય અર્થ છે એમ કહ્યું તેને દૃષ્ટાંતવડે સિદ્ધ કરે છેઃ—

**गोशब्दादिव गोत्वं तदपि व्यक्तिः प्रतीयतेऽर्थतया ।**
**अहमर्थः परमात्मा तद्वद्भ्रान्त्या भवत्यहङ्कारः ॥ ८९ ॥**

**જેમ ગાયશબ્દથી ગાયપણું [કહેવાય છે,] તોપણ અર્થપણાવડે વ્યક્તિ પ્રતીત થાય છે, તેમ હુંનો અર્થ પરમાત્મા [છે, પણ] ભ્રાંતિવડે અહંકાર થાય છે.**

જેમ ગાય એવા શબ્દથી ગાયપણું એવો મુખ્ય અર્થ થાય છે, તોપણ તે ગાયપણું અર્થના સંબંધવડે એક ગાયની આકૃતિનો બોધ કરે છે, તેમ હું એવા શબ્દનો મુખ્ય અર્થ પરમાત્મા છે, પણ ભ્રાંતિવડે અહંકાર પણ હું એવા શબ્દનો અર્થ થાય છે. ૮૯

ભ્રાંતિવડે અહંકાર પણ હું એવા શબ્દનો અર્થ થાય છે, ને તેવડે અહંકારમાં પણ કર્તાપણાદિ ધર્મોનો આરોપ થાય છે, એમ કહે છેઃ—

दृग्घृत्वादिकमयसः पावकसङ्गेन भासते यद्वत् ।
तद्वच्चेतनसङ्गादहमिति प्रतिभांति कर्तृतादीनि ॥ ९० ॥

જેમ અગ્નિના સંગવડે લોઢાનું દાહકરૈણપણું આદિ પ્રતીત થાય છે તેમ ચેતનના સંગથી અહંકારમાં [પણ] કર્તાપણું આદિ પ્રતીત થાય છે

જેમ અગ્નિના સંયોગવડે લોઢામાં બાળવાનો તથા પ્રકાશરૂપ ધર્મ પ્રતીત થાય છે તેમ ચેતનના સંબંધથી અહંકારમાં કર્તાપણું ભોક્તાપણું ઇત્યાદિ ધર્મો અધ્યાસથી પ્રતીત થાય છે ૯૦

તેથી આત્માજ હું એવા શબ્દનો અર્થ છે એવી નિરંતર ભાવના કરવી, બીજી ભાવના ન કરવી એમ કહે છે—

देहेन्द्रियादिदृश्यव्यतिरिक्तं निर्मलमतुलमद्वैतम् ।
अहमर्थमिति विदित्वा तद्व्यतिरिक्तं न कल्पयेत् किंचित् ॥ ९१ ॥

[જે] શરીર અને ઇંદ્રિયાદિ દૃશ્યથી ભિન્ન, નિર્મલ, અતુલ ને અદ્વૈત [છે, તે] હું એવા શબ્દનો અર્થ [છે] એમ જાણીને તેનાથી ભિન્ન કંઇ ન ચિંતવે.

જે શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણાદિ સર્વ દૃશ્યથી વિલક્ષણ, અવિદ્યાના લેશથી રહિત, સાદૃશ્યરહિત ને દ્વૈતવર્જિત બ્રહ્મ છે તે હું એવા જ્ઞાનનો વિષય છે એમ જાણીને તે બ્રહ્મથી ભિન્ન કોઇ પણ વસ્તુનું ચિંતન વિવેકી ન કરે ૯૧

આત્મા હું એવા જ્ઞાનનો વિષય હોવાથી સર્વશરીરરૂપ ઉપાધિમાં સમાનજ છે તોપણ ઉપાધિના ભેદથી આત્માનો પણ ભેદ થવાથી અનુભવનું વિચિત્રપણું થાય છે એમ કહે છે.—

यद्वत्सुखदुःखानामवयवभेदादनेकता देहे ।
तद्वदिह सत्यभेदेऽप्यनुभववैचित्र्यमात्मनामेषाम् ॥ ९२ ॥

જેમ શરીરમાં અવયવોના ભેદથી સુખદુઃખોનું અનેકપણું [ થાય છે ] તેમ અહીં અભેદ છતાં પણ આ આત્માઓના અનુભવનું વિચિત્રપણું [ થાય છે. ]

જેમ એકજ સ્થૂલ શરીરમા હાથપગાદિ અવયવોના ભેદથી સુખ-દુઃખોની અનેકતા થાય છે, એટલે મારે હાથે સુખ છે, મારે હાથે દુઃખ છે, ને મારે પગે સુખ છે, મારે પગે દુઃખ છે, ઇત્યાદિ રીતનાં સુખદુઃખોનું અનેકપણુ જણાય છે, તેમ આ સંસારમાં વસ્તુતાએ ચૈતનરૂપે અભેદ છતાં પણ અંતઃકરણના ભેદથી આ આત્માઓના અનુભવનું વિચિત્રપણુ થાય છે, અર્થાત્ અંતઃકરણરૂપ ઉપાધિના વિલક્ષણપણાથી ભિન્ન ભિન્ન પ્રતીત થતા જીવાત્માઓના આ જગતના સંબંધના અનુભવનું વિલક્ષણપણુ થાય છે. ૯૨

આ જગતના માયામયપણાથી આના સબંધમાં વિવેકીએ વધારે વિચાર કરવો યોગ્ય નથી એમ કહે છેઃ—

किमिदं किमस्य रूपं कथमेतदभूदमुष्य को हेतुः ।
इति न कदापि विचिन्त्यं चिन्त्यं मायेति धीमता विश्वम् ॥ ९

આ શું [ છે ? ] આનું રૂપ શું [ છે ? ] આ કેવી ઉપજ્યું ? [ ને ] આનું કારણ શું ? એમ બુદ્ધિમાને કદી ન ચિંતવવું, [ પણ ] સર્વે માયા [ છે ] એમ ચિંતવવું.

આ જગત્ શું છે ? આ જગતનું રૂપ શું છે ? આ કેવી રીતે ઉત્પન્ન થયું ? અને આ જગતનું કારણ શું છે ?

ચિંતન વિવેકીએ કદીપણ કરવાયોગ્ય નથી, કિંતુ આ સર્વ જગત માયા છે, અર્થાત્ અધિષ્ઠાનજ એવા વિવર્તરૂપે પ્રતીત થાય છે એમ વિવેકીએ વિચારવું. ૯૩

હવે દૃષ્ટાંતવડે બ્રહ્મના અને જગતના અભેદને સિદ્ધ કરે છેઃ—

दन्तिनि दारुविकारे दारु तिरोभवति सोऽपि तत्रैव ।
जगति तथा परमात्मा परमात્મन्यपि जगत्तिरोधत्ते ॥९४॥

[ જેમ ] લાકડાના કાર્યરૂપ હાથીમાં લાકડું તિરોધાન પામે છે, [ ને ] તે પણ તેમાંજ [ તિરોધાન પામે છે. ] તેમ જગતમાં પરમાત્મા [ અને ] પરમાત્મામાં પણ જગત્ તિરોધાન પામે છે.

જેમ લાકડાના કાર્યરૂપ હાથીમાં બાલકની દૃષ્ટિએ માત્ર હાથી પ્રતીત થવાથી લાકડું તિરોધાન પામે છે, અને મોટી વયના વિવેકી પુરુષને લાકડાની પ્રતીતિ થવાથી તે હાથી પણ લાકડામાંજ તિરોધાન પામે છે, તેમ અજ્ઞાનીને જગતની પ્રતીતિ થવાથી જગતમાં પરમાત્મા તિરોધાન પામે છે, અને વિવેકીને પરમાત્માની પ્રતીતિ થવાથી પરમાત્મામાં પણ જગત્ તિરોધાન પામે છે. ૯૪

હવે આ માયામાત્ર જગતરૂપ ચિત્ર ક્યાં રહે છે ? અને કોણે ઉત્પન્ન કર્યું છે ? એમ જાણવાની ઇચ્છા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

आत्ममये महति पटे विविधजगच्चित्रमात्मना लिखितम् ।
स्वयमेव केवलमसौ पश्यन् प्रमुदं प्रयाति परमात्मा ॥ ९५ ॥

આત્મસ્વરૂપ મોટા વસ્રમાં વિવિધજગતરૂપ ચિત્ર આત્માએ ચિત્ર્યું છે. આ પરમાત્મા પોતેજ જોતા છતા આનંદને પામે છે.

આત્મસ્વરૂપ મોટા વિસ્તારવાળા વસ્ત્રમાં નાનારૂપવાળું જગત્‌રૂપ ચિત્ર પોતે પોતાની ઇચ્છારૂપ પીંછીવડે પોતામાંજ ચિત્ર્યું છે, આ ચિત્રને જોઇને અન્ય અવલોકન કરનાર ન હોવાથી પરમાત્મા પોતેજ આનંદ માને છે. જેમ કોઇ લૌકિક ચિતારો પોતે પોતાની હથેળી આદિમાં ચિત્ર કાઢીને આ ચિત્ર રમણીય છે એમ જોઇ આનંદ પામે છે તેમ પરમાત્મા પોતાના સ્વરૂપમાં પોતેજ આ જગત્‌રૂપ ચિત્ર ચિત્રીને તેને જોઇને પ્રસન્ન થાય છે. ૯૫

હવે સર્વે બ્રહ્મજ છે એવા વિદ્વાનના નિશ્ચયને કહે છેઃ—

चिन्मात्रममलमक्षयमद्वयमानन्दमनुभवारूढम् ।
ब्रह्मैवास्ति तदन्यन्न किंचिदस्तीति निश्चयो विदुषाम् ॥ ९६ ॥

**ચૈતન્યસ્વરૂપ, નિર્મલ, અવિનાશી, અદ્વય, આનંદરૂપ [ને] અનુભવવડે જાણવાયોગ્ય બ્રહ્મ છે, તેનાથી ભિન્ન કાંઇ પણ નથી આવો વિદ્વાનોનો નિશ્ચય [છે.]**

કેવલ ચૈતન્યસ્વરૂપ, અવિદ્યાદિ મલથી રહિત, અવિનાશી, દ્વૈતરહિત, પરમાનંદસ્વરૂપ અને અનુભવવડે જાણવામાં આવે એવું બ્રહ્મજ સર્વત્ર વિલસી રહ્યું છે, તે બ્રહ્મથી ભિન્ન બીજું કાંઇ પણ અહીં નથી એવો તત્ત્વજ્ઞાનીઓનો સિદ્ધાંત છે. વાર્તિકકાર પણ નીચેના વચનથી એ પ્રમાણે કહે છેઃ—" **कदाचिद्व्यवहारे तु द्वैतं यद्यपि पश्यति । बोधात्मव्यतिरेकेण न पश्यति चिदन्वयात् ॥** " (જોકે ક્યારેક વ્યવહારમાં જ્ઞાની દ્વૈતને જુએ છે, તોપણ ચૈતન્યના અન્વયથી જ્ઞાનરૂપ આત્માથી ભિન્ન જોતા નથી.) ૯૬

જો બ્રહ્મથી ભિન્ન કાંઇ પણ વસ્તુ ન હોય તો વિદ્યા ને અવિદ્યાદિ

વિભાગ શ્રુતિમાં કહ્યા છે તેનું શી રીતે સમાધાન કરવું? એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છે:—

**व्यवहारस्य दशेयं विद्याविद्येति वेदपरिभाषा ।**
**नास्त्येव तत्त्वदृष्ट्या तत्त्वं ब्रह्मैव नान्यदस्त्यस्मात् ॥ ९७ ॥**

વ્યવહારની સિદ્ધિને માટે આ વિદ્યા ને અવિદ્યા એમ વેદની પરિભાષા [ છે, ] તત્ત્વની દૃષ્ટિએ નથીજ. યથાર્થ સ્વરૂપ બ્રહ્મજ [ છે, ] આનાથી ભિન્ન નથી.

શાસ્ત્રીય અને લૌકિક વ્યવહારના સંપાદનમાટે જ્ઞાન અને અજ્ઞાનરૂપ વિદ્યા અને અવિદ્યા એવી વેદની પરિભાષા એટલે સંજ્ઞા છે, બ્રહ્મ અને આત્માના એકપણાના સિદ્ધાંતની દૃષ્ટિએ જોઇએ તો વિદ્યા અને અવિદ્યા એવી કોઇ વસ્તુ નથી. યથાર્થ સ્વરૂપ બ્રહ્મજ છે. આ બ્રહ્મથી ભિન્ન અન્ય કાંઇ પણ વસ્તુ નથી. " **नेह नानास्ति किंचन** " ( અહીં કાંઇ પણ ભેદ નથી, ) ઇત્યાદિ શ્રુતિઓ પણ એમજ કહે છે. ૯૭

બ્રહ્મથી અન્ય બીજી વસ્તુ છે એમ માનનારાના મતમાં પણ અસ્તિત્વરૂપે તે વાદીઓવડે બ્રહ્મજ કહેવાય છે એમ કહે છે:—

**अस्त्यन्यदिति मतं चेत्तदपि ब्रह्मैव चास्तितारूपम् ।**
**व्यतिरिक्तमस्तितायाः नास्तितया शून्यमेव तत्सिद्धम् ॥ ९८ ॥**

જો અન્ય છે આવો મત [ હોય ] તોપણ અસ્તિતારૂપે બ્રહ્મજ [ છે, ] અસ્તિતાથી ભિન્ન નાસ્તિતાવડે તે શૂન્યજ [ છે એમ ] સિદ્ધ [ થાય છે. ]

બ્રહ્મથી ભિન્ન બીજી વસ્તુ છે એમ જો વાદી જણાવે તો તે અન્ય વસ્તુ છે એવા રૂપવડે બ્રહ્મજ છે.

એવું રૂપ બ્રહ્મથી ભિન્ન બીજું નથી. છે એવા રૂપથી ભિન્ન નથી એવું રૂપ છે. નથી એ શૂન્યનુંજ નામ છે, તેથી વાદીઓના મતમાં પણ બ્રહ્મથી ભિન્ન જે છે તે શૂન્યજ છે એમ સિદ્ધ થાય છે. ૯૮

જ્ઞાનીઓને જો બ્રહ્મથી ભિન્ન કાંઇ પણ પ્રતીત ન થતું હોય તો તેમનો શરીરવ્યવહાર કેવી રીતે સભવી શકે? એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છે.—

तत्त्वाववोधशक्त्या स्थिरतया वाधितापि सा माया ।
आदेहपातमेषामाभात्यात्माप्ययं निजो विदुषाम् ॥ ९९ ॥

તત્ત્વજ્ઞાનના સામર્થ્યથી વિક્ષેપાદિરહિતપણાવડે બાધ પામેલી તે માયા શરીરના પાતપર્યંત આ વિદ્વાનોને પ્રતીત થાય છે, [અને] પોતાનો આ આત્મા પણ [પ્રતીત થાય છે.]

આત્માથી અભિન્ન બ્રહ્મના જ્ઞાનના સામર્થ્યથી વિક્ષેપાદિરહિતપણાવડે મિથ્યારૂપે નક્કી થયેલી લોકપ્રસિદ્ધ શરીરાદિરૂપ તે માયા તેમના સ્થૂલશરીરનું પડવું થાય ત્યાંસુધી આ બ્રહ્મનિષ્ઠ જ્ઞાનીઓને મિથ્યાપણાવડે પ્રતીત થાય છે, અને પોતાનું સ્વરૂપ અદ્વયાનંદરૂપે તથા સત્યરૂપે અનુભવાય છે. ૯૯

જો શરીરના પડવાસુધી જ્ઞાનીઓને અને અજ્ઞાનીઓને જગતનું સરખું ભાન થતું હોય તો પછી વિદ્વાનોમાં અજ્ઞાનીઓથી શો ફરક રહ્યો? એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છે:—

एष विशेषो विदुषां पश्यन्तोऽपि प्रपञ्चसंसारम् ।
पृथगात्मनो न किंचित्पश्येयुः सकलनिगमनिर्णीतात् । १०० ।

વિદ્વાનોમાં આ ફેરક [છે. તેઓ] પ્રપંચરૂપ સંસારને

જોતા છતા પણ સર્વ વેદોએ નક્કી કરેલા આત્માથી ભિન્ન કાંઇ પણ જોતા નથી

અજ્ઞાનીઓથી જ્ઞાનીઓમા આ ફરક છે તેઓ નેત્રાદિ ઇન્દ્રિયોવડે, માયિક સસારનો અનુભવ કરતા છતા પણ તે માયિક સસારને સર્વે ઉપનિષદોના વાક્યોએ નક્કી કરેલ પોતાના આત્માથી કાંઇ પણ ભિન્નરૂપે જોતા નથી, પરતુ પોતાના આત્માનાજ વિવર્તરૂપે આ સર્વને જુએ છે ૧૦૦

અદ્વૈતભાવનામાં સ્થિર થયેલા બ્રહ્મનિષ્ઠ પુરુષોને કાઇ પણ જ્ઞાતવ્ય કે કર્તવ્યાદિ નથી એમ કહે છે —

किं चिन्त्यं किमचिन्त्यं किं कथनीयं किमप्यकथनीयम् ।
किं कृत्यं किमकृत्यं निखिलं ब्रह्मेति जानतां विदुषाम् ।१०१।

સર્વે બ્રહ્મ [ છે ] એમ જાણનાર જ્ઞાનીઓને વિચારવાયોગ્ય શું [ છે? ] [ ને ] નહિ વિચારવાયોગ્ય શું [ છે? ] કહેવાયોગ્ય શું [ છે ?] [ ને ] નહિ કહેવાયોગ્ય પણ શું [ છે? ] શું કરવાયોગ્ય [ છે? ] [ ને ] શું નહિ કરવાયોગ્ય [ છે? ]

આ સર્વે બ્રહ્મજ છે એમ અનુભવનાર તત્ત્વજ્ઞાનીઓમાં શરીર અને ઇંદ્રિયાદિના સત્યપણાની ભ્રાંતિનો અભાવ હોવાથી અને તેમના પૂર્ણકામપણાથી તેમને કોઇ પણ પદાર્થ રાગપૂર્વક વિચાર કરવાયોગ્ય નથી, કોઇ પણ પદાર્થ દ્વેષપૂર્વક નહિ વિચારવાયોગ્ય પણ નથી, કોઇ પણ વિષય કહેવાયોગ્ય પણ નથી, અને કોઇ પણ વિષય રહસ્યરૂપ ગણીને નહિ કહેવાયોગ્ય પણ નથી, કાઇ કર્તવ્યરૂપ પણ નથી, અને કાંઇ અકર્તવ્યરૂપ પણ નથી, કર્તવ્યના અવધિને પામેલા એવા કૃતાર્થ મહાપુરુષને શું જ્ઞાતવ્ય કે કર્તવ્ય હોય? અજ્ઞાનીઓને કદાચ તેઓમાં

જ્ઞાતવ્યને જાણવાની અને કર્તવ્યને કરવાની ઇચ્છા પ્રતીત થાય તો તે તેમણે કરેલો માત્ર આરોપજ છે એમ સમજવું. તેમની દૃષ્ટિએ તેવી કોઇ ઇચ્છા નથી. १०१

એવા તત્ત્વજ્ઞાનીઓને બંધમોક્ષાદિ વ્યવહાર પણ નથી એમ કહે છેઃ—

निखिलं दृश्यविशेषं, दृग्रूपत्वेन पश्यतां विदुषाम् ।
बन्धो नापि न मुक्तिर्न च परमात्मत्वमपि न जीवत्वम् ।१०२।

સર્વ દૃશ્ય પદાર્થોને ચૈતન્યસ્વરૂપપણે જોતા જ્ઞાનીઓને બંધ નથી, મુક્તિ પણ નથી, પરમાત્મસ્વરૂપપણું પણ નથી, અને જીવસ્વરૂપપણું [ પણ ] નથી. १०२

પ્રતિપાદન કરેલું બ્રહ્મના અને આત્માના એકપણાનું જ્ઞાન સર્વે ઉપનિષદોના પ્રમાણભૂત તાત્પર્યરૂપ છે એમ કહે છેઃ—

असकृदनुचिन्तितानामव्याहततरनिजोपदेशानाम् ।
प्रामाण्यं परसीम्नां, निगमनमिदमेव निखिलनिगमानाम् ॥१०३॥

પુનઃ પુનઃ વિચારેલા, જેમના ઉપદેશોનો [ કોઇ પણ સ્થલે ] લેશ પણ વ્યાઘાત થતો નથી એવા, [ ને સર્વ પ્રમાણોના ] અવધિભૂત સર્વે ઉપનિષદ્‌ભાગોનું પ્રમાણપણું [ અને ] નિગમન ( સાધ્યની સમાપ્તિરૂપ સર્વે વેદાંતોનો સિદ્ધાંત ) આજ ( આત્માનું એકપણુંજ ) [ છે. ] १०३

હવે બાકી રહેલા ગ્રંથવડે બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુએ બ્રહ્મરૂપપણાને પમાડેલ શિષ્ય પોતાના શ્રીસદ્‌ગુરુનાં ચરણકમલમાં પ્રણામ કરીને પ્રસન્નમને તથા નિર્મલ વાણીવડે પોતાના અનુભવમાં આરૂઢ થયેલા સર્વાત્મભાવને પ્રકટ કરવા વિચાર કરવા લાગ્યો એમ કહે છેઃ—

इति बोधितः स गुरुणा, शिष्यो हृष्यन् प्रणम्य तं पदयोः ।
स्वानुभवसिद्धमर्थं, स्वयमेवान्तर्विचारयामास ॥ १०४ ॥

ઉપર કહેલી રીતે શ્રીસદ્ગુરુએ ઉપદેશ કરેલો તે શિષ્ય હર્ષ પામતો છતો તેમનાં બે ચરણકમલમાં પ્રણામ કરીને પોતાના અનુભવસિદ્ધ અર્થને ( સાક્ષાત્ કરેલા બ્રહ્મસ્વરૂપપણાને ) પોતેજ અંતઃકરણમાં વિચારવા લાગ્યો. ( પોતાના મનમાં મનન કરવા લાગ્યો. ) ૧૦૪

હવે તે પોતાના સર્વાત્મપણાને જણાવે છેઃ—

अजरोऽहमक्षरोऽहं, प्राज्ञोऽहं प्रत्यगात्मबोधोऽहं ।
परमानन्दमयोऽहं, परमशिवोऽहं भवामि परिपूर्णः ॥ १०५ ॥

હું વૃદ્ધાવસ્થાથી રહિત [ છું, ] હું વિનાશથી રહિત [ છું, ] હું ઈશ્વર [ છું, ] હું પ્રત્યેક શરીરમાં પ્રકાશ કરનાર જ્ઞાનસ્વરૂપ [ છું, ] હું પરમાનંદસ્વરૂપ [ છું, ] હું સર્વના કારણરૂપ છું, [ અથવા હું પરમમંગલરૂપ છું, અને હું ] પરિપૂર્ણ [ છું. ] ૧૦૫

आद्योऽहमात्मभाजामात्मानन्दानुभूतिरसिकोऽहम् ।
आबालगोपमखिलैरहमित्यनुभूयमानमहिमाहम् ॥ १०६ ॥

હું આત્મજ્ઞાનીઓમાં સંપન્ન [ છું, ] હું આત્માના આનંદના અનુભવરૂપ રસનો જાણનારો [ છું, અને ] હું બાલક તથા ગોવાળપર્યંત સર્વ [ મનુષ્યો ]વડે હું એવી રીતે અનુભવાતા મહિમાવાળો [ છું. ]

૧. સંપન્ન–આત્મજ્ઞાનરૂપ ધનવાળો. સર્વ - પ્રાણીઓમાં હું હું એવા જ્ઞાનનો વિષય 'હું' છું તેથી હું સર્વાત્મા છું. ૧૦૬

इन्द्रियसुखविमुखोऽहं, निजसुखबोधानुभूतिभरितोऽहम् ।
इति मतिदूरतरोऽहं भावेतरसुखितचित्तोऽहम् ॥ १०७ ॥

હું ઇંદ્રિયોનાં સુખોથી ( વિષયોનાં અનિત્ય સુખોથી ) રહિત [ છું, ] હું આત્મસુખના ને આત્મજ્ઞાનના અનુભવથી પરિપૂર્ણ [ છું, આવો આત્મા છે ] એવી બુદ્ધિથી હું અમાપ્ય [ છું, અને વિષયાદિ ] સુખોથી ભિન્ન [ આત્મરૂપ સુખવડે ] હું સુખી ચિત્તવાળો [ છું. ] ૧૦૭

ईशोऽहमीश्वराणामीर्ष्याद्वेषानुषङ्गरहितोऽहम् ।
ईक्षणविषयमतीनामीप्सितपुरुषार्थसाधनपरोऽहम् ॥ १०८ ॥

ઈશ્વરોમાં હું ઈશ્વર [ છું, ] હું ઈર્ષ્યા અને દ્વેષના સંબંધથી રહિત [ છું, અને ] હું આત્મસ્વરૂપનો અનુભવ કરવામાં જેમની બુદ્ધિ છે એવા [ પુરુષો ]માં ઇચ્છિત ( મોક્ષરૂપ ) પુરુષાર્થ સાધવામાં તત્પર [ છું. ]

ઈશ્વરોમાં–કરવાને, નહિ કરવાને, અને બીજી રીતે કરવા સમર્થ પુરુષોમાં. ૧૦૮

उदयोऽहमेव जगतामुपनिषदुद्यानकृतविहारोऽहम् ।
उद्वेलशोकसागरवाडवहुतवाहनार्चिरहम् ॥ १०९ ॥

હુંજ જગતોના પ્રકાશરૂપ [ છું, ] હું ઉપનિષદોરૂપ ઉદ્યાનમાં ( બાગમાં ) વિહાર કરનારો [ છું, ] ( તેના અર્થનો નિરંતર વિચાર કરનારો છું, ) [ તથા ] હું વૃદ્ધિ પામેલા શોકસાગર [ શોષણ કરવામાં ] વાડવાગ્નિરૂપ તેજ [ છું. ] ૧૦૯

ऊर्जस्वलनिजविभवैरूर्ध्वमधस्तिर्यगश्नुवानोऽहम् ।
ऊहापोहविचारैरुररीकृतवत् प्रतीयमानोऽहम् ॥ ११० ॥

હું અત્યંત તેજોમય મારી વિભૂતિઓવડે ઉપર, નીચે [ને] સર્વ ખુણાઓમાં વ્યાપેલો [છું, અને] હું તર્ક અને તેનું નિરાકરણ એ બેના વિચારોવડે સ્વીકારાએલો હોઉં [એમ] પ્રતીત થનારો [છું.]

તર્ક—વાદીએ કરેલા પૂર્વપક્ષરૂપે આક્ષેપ. નિરાકરણ—વાદીએ કરેલા આક્ષેપનું ખંડન. વસ્તુતાએ હું સ્વતઃસિદ્ધ છતાં પણ શંકાઓના સમાધાનવડે પ્રતીત થનારો હોઉં એમ જણાઉં છું. ૧૧૦

ऋषिरहमृषिगणकोऽहं, सृष्टिरहं सृज्यमानमहमेव ।
ऋद्धिरहं वृद्धिरहं, तृप्तिरहं तृप्तिदीपदीप्तिरहम् ॥ १११ ॥

હું ઋષિ [છું,] હું ઋષિને ગણનારો [છું,] હું સૃષ્ટિ [છું,] હુંજ ઉત્પન્ન થનાર [છું,] હું સમૃદ્ધિ [છું,] હું વૃદ્ધિ [છું,] હું તૃપ્તિ [છું, અને] હું તૃપ્તિરૂપ દીવાની પ્રભારૂપ [છું.]

ઋષિ—ભૂત, ભવિષ્ય અને વર્તમાનના દ્રષ્ટા અથવા સૂક્ષ્મ વસ્તુના દ્રષ્ટા ઋષિને ગણનારો—ઋષિઓને પ્રકાશનારો. ઉત્પન્ન થનાર—ઉત્પન્ન થનાર સર્વ પ્રાણીઓનો સમૂહ. તૃપ્તિ—સર્વ ભોગોની પ્રાપ્તિથી થનારો સંતોષ. ૧૧૧

एकोऽहमेतदीदृशमेवमिति स्फुरितभेदरहितोऽहम् ।
यष्टव्योऽहमनीहैरन्तःसुकृतानुभूतिरहितोऽहम् ॥ ११२ ॥

હું સર્વભેદરહિત [છું,] હું આ આવુંજ [છે] એવા સ્ફુરેલા ભેદથી રહિત [છું,] હું ફેલાશારહિત બુદ્ધિવાળાઓ-

વડે [ યજ્ઞોમાં ] પૂજન કરવાયોગ્ય [ છું, અને ] હું પુણ્યવાળો છું એવા અંતઃકરણના અનુભવથી રહિત [ છું. ] ૧૧૨

ऐक्यावभासकोऽहं, वाक्यपरिज्ञानपावनमतीनाम् ।
ऐशमहमेव तत्त्वं, नैशतमःप्रायमोहमिहिरोऽहम् ॥ ११३ ॥

એકપણાને પ્રકાશનારો હું [ છું, ] મહાવાક્યથી ઉત્પન્ન થયેલા [ બ્રહ્મસ્વભાવરૂપ ] જ્ઞાનવડે જેમની બુદ્ધિ વિશુદ્ધ થઇ છે એવાઓનો નિયંતા હુંજ [ છું, હું ] સદ્વસ્તુ [ છું, અને ] હું રાતના ઘાટા અંધારાજેવા અજ્ઞાનનો ઉચ્છેદ કરનાર સૂર્ય [ છું. ]

એકપણાનો—જીવબ્રહ્મના વાસ્તવિક સ્વરૂપના અભેદનો. ૧૧૩

ओजोऽहमौषधीनामोतप्रोतायमानभुवनोऽहम् ।
ओंकारसारसोल्लसदात्मसुखामोदमत्तभृंगोऽहम् ॥ ११४ ॥

[ સર્વે ] ઓષધીઓનું સામર્થ્ય હું [ છું, ] હું [ સર્વે ] ભુવનોમાં ઓતપ્રોત થઇને (વ્યાપીને) રહેલો [ છું, અને ] હું ૐકારરૂપ કમલમાંથી પ્રસરતા આત્મસુખરૂપ સુગંધથી મત્ત થયેલો ભમરો [ છું. ]

મત્ત–દેહાદિના અહંકારના વિસ્મરણવાળો. ૧૧૪

औषधमहमशुभानामौपाधिकधर्मजालरहितोऽहम् ।
औदार्यातिशयो ऽहं, चित्तविविधचतुर्वर्गतारणपरोऽहम् । ११५ ।

હું [ સર્વે ] પાપોને નિર્મૂલ કરનારો [ છું, ] હું અવિદ્યાએ ઉત્પન્ન કરેલા પ્રપંચરૂપ ધર્મસમૂહથી રહિત [ છું, ] હું અત્યંત ઉદારતાવાળો [ છું, અને ] હું મને કલ્પેલા નાનાપ્રકારના-

[ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ] ચારનાં સાધનોને સિદ્ધ કરવામાં તત્પર [છું.] ૧૧૫

अङ्कुशमहमखिलानां, महत्तया मत्तवारणेन्द्राणाम् ।
अम्बरमिव विमलोऽहं, शम्बररिपुजातविकृतिरहितोऽहम् । ११६।

હું મહત્પણાવડે સર્વ ઉન્મત્ત ગજેંદ્રોના અંકુશરૂપ [છું, અર્થાત્ હું પોતાની મોટાઇવડે ઉન્મત્ત થયેલા સર્વ અભિમાની પુરુષોના મદનો નાશ કરનારો છું.] હું આકાશના જેવો અત્યંત નિર્મલ [છું,] હું કામથી ઉત્પન્ન થયેલા વિકારોથી રહિત [છું.] ૧૧૬

आत्मविकल्पमतीनामस्खलदुपदेशगम्यमानोऽहम् ।
अस्थिरसुखविमुखोऽहं, सुस्थिरसुखबोधसंपदुचितोऽहम् ।११७।

હું આત્મામાં સંશયયુક્ત બુદ્ધિવાળાઓને નિશ્ચયવાળા ઉપદેશથી જાણવામાં આવનારો [છું,] હું અસ્થિર સુખથી (વિષયસુખથી) રહિત [છું, અને] હું અત્યંત સ્થિરસુખરૂપ અને જ્ઞાનરૂપ સંપત્તિને યોગ્ય [છું.] ૧૧૭

સંશયયુક્ત બુદ્ધિવાળાઓને–હું આત્મા છું, વા આત્મા નથી, આવા સંશયયુક્ત બુદ્ધિવાળા પુરુષોને. નિશ્ચયવાળા ઉપદેશથી–તું આત્મા છે એવા શ્રીમદ્‌ગુરુએ કરેલા નિશ્ચય ઉપદેશથી. ૧૧૭

करुणारसभरितोऽहं, कवलितकमलासनादिलोकोऽहं ।
कलुषाकृतिरहितोऽहं, कल्मषमुक्तोपलेशरहितोऽहम् ॥ ११८ ॥

હું કૃપારૂપ અમૃતથી પરિપૂર્ણ [છું,] હું બ્રહ્માદિલોકમાં વ્યાપેલો [છું,] હું મલિન અહંકારથી રહિત [છું, અને] હું

પાપ અને પુણ્યના સંબંધથી રહિત [ છું. ] ૧૧૮

खानामगोचरोऽहं, खातीतोऽहं खपुष्पभवगोऽहम्।
खलजनदुरासदोऽहं, खण्डज्ञानापनोदनपरोऽहम् ॥ ११९ ॥

હું ઇંદ્રિયોનો અવિષય [ છું, ] હું આકાશથી પર [ છું, ] આકાશના ફૂલજેવા [ સંસાર ]માં હું રહેલો [ છું, ] હું ખલ પુરુષોથી પામી શકાઉં એવો નથી, [ અને ] હું પરિચ્છિન્ન જ્ઞાનોને દૂર કરવામાં તત્પર [ છું. ]

પર-સૂક્ષ્મ અને વ્યાપક. ૧૧૯

गलितद्वैतकथोऽहं, देही भवदखिलमूलहृदयोऽहं।
गन्तव्योऽहमनीहैर्गत्यागतिरहितपूर्णबोधोऽहम् ॥ १२० ॥

હું દ્વૈતની વાતથી અત્યંતરહિત [ છું, ] હું દેહી [ એટલે ] ઉત્પન્ન થયેલા સર્વના મૂલરૂપ[ માયા ]ના હૃદયરૂપ [ છું, ] હું [ કર્મના ફલની ] આશાથી રહિત[ પુરુષો ]વડે પ્રાપ્ત થવાયોગ્ય [ છું, અને ] હું ઉત્પત્તિ તથા વિનાશથી રહિત પૂર્ણજ્ઞાનસ્વરૂપ [ છું ] ૧૨૦

घनतरविमोहतिमिरप्रकरप्रध्वंसभानुनिकरोऽहम् ।
घटिकावासररजनीवत्सयुगकल्पकालभेदोऽहम् ॥ १२१ ॥

હું અત્યંત ઘાટા અજ્ઞાનરૂપ અંધકારના ફેલાવાનો નાશ કરનાર કિરણોના સમૂહરૂપ [ છું, ] હું ઘડી, દિવસ, રાત, વર્ષ, યુગ અને કલ્પ એના કાલના ભેદરૂપ [ છું. ] ૧૨૧

चरदचरात्मकोऽहं, चतुरमतिश्लाघनीयचरितोऽहम्।
चपलजनदुर्गमोऽहं, चंचलभवजलधिपारदेशोऽहम् ॥ १२२ ॥

હું સ્થાવરજંગમરૂપ [ છું, ] હું ચતુર બુદ્ધિવાળાઓવડે સ્તુતિ કરવાયોગ્ય આચરણવાળો [ છું, ] હું ચંચલ મનુષ્યોવડે પ્રાપ્ત થાઉં એવો નથી, [ અને ] હું અસ્થિર સંસારસાગરના પારદેશરૂપ [ છું. ]

ચંચલ મનુષ્યોવડે–વિષયોના ચિંતનવડે જેમની બુદ્ધિ બહુ ચંચલ છે એવા પુરુષોવડે. પારદેશરૂપ–સંસારસાગરના સામા કાંઠારૂપ–બ્રહ્મરૂપ. ૧૨૨

छन्दःसिन्धुनिगूढज्ञानसुखाह्लादमोदमानोऽहम् ।
छलपदविहतमतीनां, छन्नोऽहं शान्तिमार्गगम्योऽहम् ॥ १२३ ॥

હું વેદરૂપ સાગરમાં રહેલા ગુપ્ત જ્ઞાનથી તથા સુખથી ઉત્પન્ન થયેલા હર્ષથી પ્રસન્ન [ છું, ] છલવાળા શબ્દોવડે જેમની બુદ્ધિ નાશ પામેલી છે તેમને હું અજ્ઞાત [ છું, અને ] હું કુતર્કાદિરહિત સંપ્રદાયવડે પ્રાપ્ત થવાયોગ્ય [ છું. ] ૧૨૩

जलजासनादिगोचरपञ्चमहाभूतमूलभूतोऽहम् ।
जगदानन्दकरोऽहं, जन्मजरारोगमरणरहितोऽहम् ॥ १२४ ॥

હું બ્રહ્માદિને પ્રત્યક્ષ પંચમહાભૂતોના મૂલરૂપ [ છું. ] હું જગતને આનંદ આપનારો [ છું. ] હું જન્મ, વૃદ્ધાવસ્થા, રોગ અને મરણથી રહિત [ છું. ]

બ્રહ્માદિ–બ્રહ્મા, વિષ્ણુ ને રુદ્ર. પંચમહાભૂત–આકાશ, વાયુ, તેજસ, જલ ને પૃથિવી. મૂલરૂપ–વિવર્તોપાદનકારણરૂપ. ૧૨૪

ঝঙ্কৃতিবঙ্কৃতি — 

झंकृतिहंकृतिसिंजितबृंहितमुखविविधनादभेदोऽहम् ।
झटिति घटितात्मवेदनदीपपरिस्फुरितहृदयभवनोऽहम् ॥ १२५ ॥

હું ઝાંઝ આદિના ધ્વનિરૂપ, રણમાં વીરપુરુષોના ધ્વનિરૂપ, ભૂષણના ધ્વનિરૂપ અને હાથીઓના ધ્વનિરૂપ ઇત્યાદિ નાનાપ્રકારના નાદના ભેદોરૂપ [ છું, અને ] હું તત્કાલ પ્રકટેલા આત્મજ્ઞાનરૂપ દીપકના પ્રકાશનવડે પ્રકાશ પામેલ હૃદયકમલમાં રહેનારો [ છું. ] ૧૨૫

ज्ञानमहं ज्ञेयमहं, ज्ञाताहं ज्ञानसाधनगणोऽहम् ।
ज्ञातृज्ञानविनाकृतमस्तित्वमात्रमेवाहम् ॥ १२६ ॥

હું પદાર્થને ગ્રહણ કરનારી વૃત્તિરૂપ [ છું, ] હું જ્ઞાનના વિષયરૂપ [ છું, ] હું વૃત્તિદ્વારા વિષયના જ્ઞાનવાળો [ છું, ] હું જ્ઞાનના સાધનના સમૂહરૂપ ( ઇંદ્રિયોના સમૂહરૂપ ) [ છું. ] હું જ્ઞાતા અને જ્ઞાનવિના સિદ્ધ અસ્તિત્વમાત્રરૂપજ [ છું. ] ૧૨૬

અસ્તિત્વમાત્રરૂપજ–માત્ર હોવાપણારૂપજ. ૧૨૬

तत्त्वातीतपदोऽहं, तदन्तरोऽस्मीति भावरहितोऽहम्
तामसदुरधिगमोऽहं, तत्त्वंपदबोधबोध्यहृदयोऽहम् ॥ १२७ ॥

હું તત્ત્વોથી રહિત સ્વરૂપવાળો [ છું, ] હું તેની અંતર છું એવા ભાવથી રહિત [ છું, ] તામસીવૃત્તિઓવાળાવડે હું પ્રાપ્ત થઇ શકું એવો નથી, [ અને ] તત્પદના અને ત્વંપદના જ્ઞાનવડે જાણવાયોગ્ય હૃદયવાળો [ છું. ] ૧૨૭

તત્ત્વોથી–પ્રકૃતિના કાર્યરૂપ મહદાદિ ચોવીશ તત્ત્વોથી. તેની–પૂર્વોક્ત ચોવીશ તત્ત્વોની. ૧૨૭

दैवतदैत्यनिशाचरमानवतिर्यङ्महीधरादिरहम् ।
देहेन्द्रियरहितोऽहं, दक्षिणपूर्वादिदिग्विभागोऽहम् ॥ १२८ ॥

હું દેવ, દૈત્ય, નિશાચર, (રાક્ષસ અથવા ભૂતાદિ,) મનુષ્ય, પશુ, પક્ષી, પેટે ચાલનારાં અને પર્વત એ સર્વના આદિરૂપ [ છું, ] હું શરીર અને ઇંદ્રિયોથી રહિત [ છું, ] હું દક્ષિણ અને પૂર્વાદિ દિશાઓના વિભાગરૂપ [ છું. ] ૧૨૮

धर्माधर्ममयोऽहं, धर्माधर्मादिबन्धरहितोऽहम् ।
धार्मिकजनसुलभोऽहं, धन्योऽहं धातुरादिभूतोऽहम् ॥ १२९ ॥

હું ધર્મરૂપ ને અધર્મરૂપ [ છું, ] હું ધર્મના અને અધર્માદિના બંધનથી રહિત [ છું, ] હું સ્વધર્મપાલન કરનારને અનાયાસે પ્રાપ્ત થનારો [ છું, ] હું વખાણવાયોગ્ય [ છું, અને ] હું બ્રહ્માના કારણરૂપ [ છું. ] ૧૨૯

नामादिविरहितोऽहं, नरकस्वर्गापवर्गरहितोऽहम् ।
नादान्तरविदितोऽहं, नानाविश्वनिखिलागमसारोऽहम् ॥१३०॥

હું નામાદિથી અત્યંતરહિત [ છું, ] હું નરક, સ્વર્ગ અને મોક્ષથી રહિત [ છું, ] હું નાદની અંતર જ્ઞાત [ છું, ] બહુ પ્રકારના જગતમાં તથા સમગ્ર વેદોમાં હું સારભૂત [ છું. ]

હું નામરૂપાદિથી અત્યંતરહિત છું. હું નિષિદ્ધ, કામ્ય અને નિત્યાદિ કર્મો અભિમાનપૂર્વક કરતો નથી, તેથી હું નરક, સ્વર્ગ અને મોક્ષથી રહિત છું. મોક્ષ મને નવો પ્રાપ્ત થતો નથી. અનાહતનાદના સાક્ષીપણાવડે એ નાદમાં હું યોગીઓવડે જ્ઞાત છું. પ્રતીત થતા બહુ પ્રકારના વિશ્વમાં તથા ઋગાદિ સર્વ વેદોમાં હું સારભૂત છું. ૧૩૦

परजीवभेदबाधकपरमार्थज्ञानशुद्धचित्तोऽहम् ।
प्रकृतिरहं, विकृतिरहं, परिणतिरहमस्मि भागधेयानाम् ॥ १"

હું ઈશ્વર અને જીવના ભેદનો બાધ કરનારા પરમાર્થ-જ્ઞાનવડે ( બ્રહ્મના એકપણાના જ્ઞાનવડે ) પવિત્ર ચિત્તવાળો [ છું, ] હું પ્રકૃતિ [ છું, ] હું વિકૃતિ [ છું, ] હું ભાગ્યોના પરિણામરૂપ ( ફલરૂપ ) છું.

પ્રકૃતિ–સાંખ્યશાસ્ત્રમાં કહેલી મૂલપ્રકૃતિ. વિકૃતિ–મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રા. ૧૩૧

फणधरभूधरवारणविग्रहविधृतमवंचसारोऽहम् ।
भालतलोदितलोचनपावकपरिभूतपश्चबाणोऽहम् ॥ १३२ ॥

હું શેષ, પર્વત તથા હાથીઓનાં શરીરોવડે ધારણ કરેલા જગતના સારરૂપ [ છું, અને ] હું કપાલમાં રહેલા રાતા નેત્રરૂપ અગ્નિવડે, જેમણે કામનો પરાભવ કર્યો છે તે ( શિવ ) [ છું. ]

શેષ–પૃથિવીને ધારણ કરનાર નાગ, હાથીઓનાં–દિશાઓમાં રહેલા હાથીઓનાં. ૧૩૨

बद्धो भवामि नाहं, बन्धान्मुक्तस्तथापि नैवाहम् ।
बोध्यो भवामि नाहं, बोधोऽहं नैव बोधको नाहम् ॥ १३३ ॥

હું [ કોઇપણ પ્રકારના બંધનથી ] બંધાયેલો નથી, તેમજ હું બંધનોથી મુક્ત પણ નથી, હું વૃત્તિજ્ઞાનનો વિષય નથી, હું વૃત્તિજ્ઞાન નથી, તેમ બોધ કરનાર પણ હું નથી. ૧૩૩

भक्तिरहं भजनमहं, मुक्तिरहं मुक्तियुक्तिरहमेव ।
भूतानुशासकोऽहं, भूतभवज्ञाव्यमूलभूतोऽहम् ॥ १३४ ॥

હું ભક્તિ [ છું, ] હું ભજન [ છું, ] હું મુક્તિ [ છું, ]– હું જ મુક્તિના બોધનો પ્રકાર [ છું, ] હું પ્રાણીઓનો શિક્ષક [ છું, ] હું ભૂત વર્તમાન અને ભવિષ્યના કારણરૂપ [ છું ]

ભક્તિ–ભગવાનને આકારે થયેલી વૃત્તિ ભજન–ભગવાનનું પૂજનાદિવડે ઉપાસન. મુક્તિ–અવિદ્યાની નિવૃત્તિ ને બ્રહ્મરૂપ આનંદની પ્રાપ્તિ. ભૂત, વર્તમાન અને ભવિષ્યના–ઉત્પન્ન થયેલા, ઉત્પન્ન થના અને ઉત્પન્ન થવાના જગતના. ૧૩૪

मान्योऽहमस्मि महतां, मन्दमतीनाममाननीयोऽहम् ।
मदरागमानमोहितमानसदुर्वासनादुरापोऽहम् ॥ १३५ ॥

હું માન આપવાયોગ્ય[ પુરુષો ]ને [ પણ ] પૂજ્ય છું. હું મંદબુદ્ધિવાળાઓને માન આપવાયોગ્ય નથી. દર્પ, વિષયાસક્તિ અને અભિમાનથી મોહ પામેલા મનની દુર્વાસનાવડે હું પ્રાપ્ત થનારો નથી. ૧૩૫

यजनयजमानयाजकयागमयोऽहं यमादिरहितोऽहम् ।
इन्द्रयमवरुणयक्षराक्षसमरुदीशवह्निरूपोऽहम् ॥ १३६ ॥

હું મંત્રસહિત હવિષ્ય હોમવાદિ ક્રિયારૂપ, યજ્ઞ કરનાર, યજ્ઞ કરાવનાર, અને યાગરૂપ ( દેવતાને ઉદ્દેશીને અગ્નિમાં બાટી આદિનો હોમ કરવારૂપ ) [ છું ] હું યમાદિથી રહિત [ છું, ] હું ઇંદ્ર, યમ, વરુણ, યક્ષ, રાક્ષસ, મરુત, ( વાયુ, ) રુદ્ર ને અગ્નિરૂપ [ છું ]

યમાદિથી–યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન ને સમાધિથી ઇંદ્રાદિ આઠ આઠ દિશાઓના દેવ જાણવા. ૧૩૬

रक्षाविधानशिक्षावीक्षितलीलावलोकमहिमाहम् ।
रजनीदिवसविरामस्फुरदनुभूतिप्रमाणसिद्धोऽहम् ॥ १३७ ॥

હું રક્ષણરૂપ કર્તવ્યોનો ઉપદેશ દેવામાં અનુભવાયેલી લીલાવડે પ્રકાશિત મહિમાવાળો [ છું, ] હું રાતદિવસના અભાવમાં સ્ફુરતા અનુભવરૂપ પ્રમાણથી સિદ્ધ [ છું. ]

રક્ષણરૂપ-જગતના રક્ષણરૂપ. રાતદિવસના અભાવમાં-એક વૃત્તિ શમી ગઇ હોય અને બીજી વૃત્તિ ન ઊઠી હોય એવા વૃત્તિઓના અભાવમાં-બે વૃત્તિઓના સંધિમાં. ૧૩૭

लक्षणलक्ष्यमयोऽहं, लाक्षणिकोऽहं लयादिरहितोऽहम् ।
लाभालाभमयोऽहं, लब्धव्यानामलभ्यमानोऽहम् ॥ १३८ ॥

હું લક્ષણમય ને લક્ષ્યમય [ છું, ] હું લક્ષણાવડે જાણવા-યોગ્ય અર્થ [ છું, ] હું લય, વિક્ષેપ ને કષાયથી રહિત [ છું, ] હું લાભમય ને અલાભમય [ છું, ને ] હું પ્રાપ્ત કરવાયોગ્યમાં નહિ પ્રાપ્ત થવાયોગ્ય [ છું. ] ૧૩૮

वर्णाश्रमरहितोऽहं, वर्णमयोऽहं वरेण्यगण्योऽहम् ।
वाचामगोचरोऽहं, वचसामर्थेन गम्यमानोऽहम् ॥ १३९ ॥

હું વર્ણ તથા આશ્રમરહિત [ છું, ] હું અક્ષરમય [ છુ. ] હું શ્રેષ્ઠોમાં પૂજ્ય [ છું, ] હું વાણીઓના અવિષય-રૂપ [ છું, અને ] હું વાક્યોના અર્થવડે જાણી શકાઉં એવો છું ૧૩૯

शमदमविरहितमनसां, शास्त्रशतैरप्यगम्यमानोऽहम् ।
शरणमहमेव विदुषां, शकलीकृतविविधसंशयगणोऽहम् ॥ १४० ॥

હું શમ તથા દમાદિથી રહિત મનવાળાઓને સેંકડો શાસ્ત્રોના અવલોકનોવડે પણ અપ્રાપ્ય [ છું, ] હુંજ જ્ઞાનીઓનું શરણ [ છું, અને ] જેણે નાનાપ્રકારોના સંદેહોનો સમૂહ છેદી નાંખ્યો છે તે હું [ છું ] ૧૪૦

षड्भावविरहितोऽहं, षड्गुणरहितोऽहमहितरहितोऽहम् ।
षट्कोशविरहितोऽहं, षट्त्रिंशत्तत्त्वजालरहितोऽहम् ॥ १४१ ॥

હું ૭ ભાવોથી અત્યંતરહિત [ છુ, ] હું ૭ ગુણોથી રહિત [ છુ, ] હું અનિષ્ટથી રહિત [ છુ, ] હું ૭ કોશોથી અત્યંતરહિત [ છુ, અને ] હું છત્રીશ તત્ત્વોના સમૂહથી રહિત [ છુ ]

૭ ભાવોથી–જે, ઉત્પન્ન થાય છે, વધે છે, રૂપાંતર પામે છે, ઘટે છે, ને વિનાશ પામે છે આ ૭ ભાવવિકારોથી ૭ ગુણોથી–મધુરાદિ ૭ રસોથી અનિષ્ટથી–પોતાના અનિષ્ટથી ૭ કોશોથી–સ્નાયુ, હાડકા, મજ્જા, ચામડી, માંસ ને લોહી આ ૭ કોશોથી છત્રીશ તત્ત્વોના–પાંચ ભૂતો, પાંચ પ્રાણો, દશ ઇંદ્રિયો, ચાર અંતઃકરણો, મહત્તત્ત્વ, કાલ, પ્રધાન, માયા, અવિદ્યા, પુરુષ, બિંદુ, નાદ, શક્તિ, શિવ, શાંત ને અતીત આ છત્રીશ તત્ત્વોના ૧૪૧

संवित्सुखात्मकोऽहं, समाधिसंकल्पवृक्षोऽहम् ।
संसारविरहितोऽहं, साक्षात्कारोऽहमात्मविद्यायाः ॥ १४२ ॥

હું જ્ઞાનરૂપ ને સુખરૂપ [ છુ ] હું સમાધિ ને સંકલ્પના કલ્પવૃક્ષરૂપ [ છુ ] હું સંસારથી અત્યંતરહિત [ છુ, અને ] આત્મવિદ્યાના સાક્ષાત્ અનુભવરૂપ [ છુ ] ૧૪૨

हव्यमहं कव्यमहं, हेयोपादेयभावशून्योऽहम् ।
हरिरहमस्मि हरोऽहं, विधिरहमेवास्मि कारणं तेषाम् ॥ १४३ ॥

હું દેવોને યોગ્ય દ્રવ્યરૂપ [ છું, ] હું પિતૃઓને યોગ્ય દ્રવ્યરૂપ [ છું, ] હું ત્યજવાયોગ્ય ને ગ્રહણ કરવાયોગ્યભાવથી રહિત [ છું, ] હું વિષ્ણુ છું, હું શિવ [ છું, ] હું બ્રહ્મા [ છું, ] [ અને હું ]જ તેઓનું કારણ [ છું. ] ૧૪૩

क्षालितकलुषमयोऽहं, क्षपितभवक्लेशजालहृदयोऽहम् ।
क्षान्ताद्यक्षरसहितो, विविधव्यवहारमूलमहमेव ॥ १४४ ॥

હું ધોઇ નાંખેલા પાપવાળો [ છું, ] હું જેના હૃદયમાંથી સંસારના કલેશોનો સમૂહ દૂર થઇ ગયો છે એવો [ છું, ] [ હું ] અકારથી ક્ષકારસુધી [ છું, ને ] હુંજ નાનાપ્રકારના વ્યવહારનું કારણ [ છું. ] ૧૪૪

बहुभिः किमेभिरुक्तैरहमेवेदं चराचरं विश्वम् ।
शीकरफेनतरङ्गाः, सिंधोरपराणि न खलु वस्तूनि ॥ १४५ ॥

આ બહુ કથનોવડે શું [ પ્રયોજન છે? ] હુંજ આ સ્થાવરજંગમ જગત્ [ છું. જેમ ] જલબિંદુ, ફીણ ને તરંગ નિશ્ચય સમુદ્રથી ભિન્ન વસ્તુઓ નથી, [ તેમ આ સર્વ મારાથી ભિન્ન નથી. ] ૧૪૫

शरणं नहि मम जननी, न पिता न सुता न सोदरा नान्ये ।
परमं शरणमिदं स्याच्चरणं मम मूर्ध्नि दैशिकन्यस्तम् ॥ १४६ ॥

મારી મા [મારું] શરણ નથી, [મારા] પિતા [ મારું શરણ] નથી, [ મારા ] પુત્રો [ મારું શરણ ] નથી, [ મારા ] ભાઇઓ

[મારું શરણ] નથી, [ને મારાં] અન્ય [સંબંધીઓ પણ મારું શરણ] નથી. મારા મસ્તકઉપર શ્રીસદ્દગુરુનું ધારણ કરેલું આ ચરણકમલજ [મારું] પરમશરણ [છે.] ૧૪૬

आस्ते दैशिकचरणं, निरवधिरास्ते तदीक्षणे करुणा ।
आस्ते किमपि यदुक्तं, किमतः परमस्ति जन्मसाफल्यम् ॥१४७॥

[જે મારા] સદ્ગુરુશ્રીનું ચરણકમલ [મારા મસ્તકપર] છે, તેમના અવલોકનમાં [જે મારા ઉપર] અનવધિ કૃપા છે, [અને જે તેમણે] જે કાંઇ પણ ઉપદેશેલું [છે તે મારા હૃદયમાં] છે, [તો] આનાથી વધારે [મારા] જન્મનું સફલપણું શું છે? ૧૪૭

कारुण्यसारसान्द्राः, कांक्षितवरदानकल्पविशेषाः ।
श्रीगुरुचरणकटाक्षाः, शिशिराः शमयंति चित्तसन्तापम् ॥ १४८॥

દયાના ઘાટા સારરૂપ, [અને] ઈચ્છિત વર આપવાવિષે સમર્થોમાં શ્રેષ્ઠ શ્રીસદ્ગુરુનાં ચરણકમલનાં કટાક્ષો [જે] શીતલ [છે તે મારા] ચિત્તના સંતાપને શાંત કરે છે. ૧૪૮

कवलितचञ्चलचेतो, गुरुतरमण्डूकजातपरितोषा ॥
शेते हृदयगुहायां, चिरतरमेकैव चिन्मयी भुजगी ॥ १४९॥

ચંચલ ચિત્તરૂપ વધારે મોટા દેડકાને ગળવાથી બહુ સંતોષ પામેલી એક ચૈતન્યરૂપ સાપણીજ હૃદયરૂપ ગુફામાં લાંબો સમય સૂએ છે-સુખરૂપે રહે છે. ૧૪૯

मयि सुखबोधपयोधौ, महति ब्रह्माण्डबुद्बुदसहस्रम् ।
मायामयेन मरुता, भूत्वा भूत्वा पुनस्तिरोधत्ते ॥ १५०॥

. . . વ્યાપક સુખરૂપ ને જ્ઞાનસ્વરૂપ સમુદ્રરૂપ મારામાં

પવનવડે બ્રહ્માંડરૂપ હજારો પરપોટાઓ ઉપજી ઉપજીને પુનઃ [ મારામાં ] તિરોધાન પામે છે. ૧૫૦

गुरुकृपयैव सुनावा, प्राक्तनभाग्यानुकूलमारुतया ।
दुःसहदुःखतरङ्गस्तुङ्गः संसारसागरस्तीर्णः ॥ १५१ ॥

શ્રીસદ્‌ગુરુની કૃપારૂપ સારા વહાણવડેજ [ અને ]પૂર્વનાં પુણ્યોરૂપ અનુકૂલ વાયુવડે અસહ્ય દુઃખોરૂપ મોટા તરંગોવાળો [ આ ] સંસારસાગર [મારાથી] તરાયો. ૧૫૧

सति तमसि मोहरूपे, विश्वमपश्यन्तदेतदित्यखिलम् ।
उदितवति बोधभानौ, किमपि न पश्यामि किंत्विदं चित्रम् १५२

અજ્ઞાનરૂપ અંધકાર વિદ્યમાન હોવાથી આ સઘળું વિશ્વ જોવામાં આવતું હતું, કિંતુ જ્ઞાનરૂપ સૂર્યનો ઉદય થવાથી [તે] કાંઈપણ [હું] જોતો નથી, આ આશ્ચર્ય [છે] ૧૫૨

नाहं नमामि देवान्, देवानतीत्य न सेवते देवम् ।
न तदनु करोति विधानं, तस्मै यतते नमो नमो मह्यम् ॥ १५३ ॥

હું દેવોને નમતો નથી, [ જે ] દેવોનું ઉલ્લંઘન કરીને [રહેલો તે] દેવને સેવતો નથી, [ને] ત્યારપછી શાસ્ત્રોક્ત કર્મ અભિમાનપૂર્વક કરતો નથી, તે પ્રયત્નવાળા મને નમસ્કાર, નમસ્કાર. ૧૫૩

इत्यात्मबोधलाभं, मुहुर्मुहुरनुचिन्त्य मोदमानेन ।
प्रारब्धकर्मणोऽन्ते, परं पदं प्राप्यते स्म कैवल्यम् ॥ १५४ ॥

આ આત્મજ્ઞાનની પ્રાપ્તિને પુનઃ પુન. મનનના વિષયરૂપ કરીને આનંદાવસ્થાને પામેલા [ તે જીવન્મુ[illegible] [illegible]]વડે

પ્રારબ્ધકર્મને અંતે ઉપમારહિત મોક્ષપદ પ્રાપ્ત કરાય છે. ૧૫૪

मोहान्धकारहरणं, संसारोद्वेलसागरोत्तरणम् ।
स्वात्मनिरूपणमेतत्प्रकरणमतर्विविच्यतां सद्भिः॥ १५५ ॥

અજ્ઞાનરૂપ અંધકારને દૂર કરનાર [અને] સંસારરૂપ વૃદ્ધિ પામેલા સાગરનો પાર પમાડનાર સ્વાત્મનિરૂપણનામનું આ પ્રકરણ સત્પુરુષોએ પોતાના અંતઃકરણમાં વિવેકપૂર્વક સમજવું. ૧૫૫

કોઈ પ્રતમાં આ શ્લોકનું ચોથું ચરણ प्रकरणमकृत दक्षिणामूर्तिः ( આ પ્રકરણ શ્રીદક્ષિણામૂર્તિ ( શ્રીપરમશિવ ) રચતા હવા. ) એ પ્રમાણે જોવામાં આવે છે.

શ્રીશંકરાચાર્યજી શ્રીદક્ષિણામૂર્તિનો અવતાર હોવાથી પોતાના વર્તમાન નામને સ્થાને પોતે તેઓશ્રીનું નામ આપ્યું છે એમ સમજવું. ૧૫૫

अज्ञानान्ध्यविहन्ता, विरचितविज्ञानपङ्कजोल्लासः ।
मानसगगनतलं मे, भासयति श्रीनिवासगुरुभानुः ॥ १५६ ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचितं श्रीस्वात्मनिरूपणं संपूर्णम् ॥ १० ॥

અજ્ઞાનરૂપ અંધપણાને સારી રીતે હણનારા [ને] જેમણે વિજ્ઞાનરૂપ કમલનો વિકાસ કર્યો છે એવા શ્રીગોવિંદગુરુરૂપ સૂર્ય મારા ચિત્તરૂપ આકાશમાં પ્રકાશે છે. ૧૫૬

એ પ્રમાણે બ્રહ્મવિદ્યાવાળા પરમહંસોના ને પરિવ્રાજકોના આચાર્ય શ્રીશંકરાચાર્યજીએ રચેલા શ્રીસ્વાત્મનિરૂપણનામના ગ્રંથરૂપ દશમા રત્નની શ્રીનાથશર્મપ્રણીત ભાવાર્થદીપિકાનામની ગુજરાતીભાષાની ટીકા પૂરી થઈ. ૧૦

—— [ * ] ——

॥ ॐ ॥

## ॥ ११ श्रीचर्पटपंजरिकास्तोत्र ॥

### ભાવાર્થદીપિકાટીકાસહિત

#### મંગલાચરણ ને ટીકાની પ્રતિજ્ઞા

દોહરો

બ્રહ્મર્ષિનું ધ્યાન ધરી, વંદી સદ્‌ગુરુપાય;
ચર્પટપંજરિકાટીકા, ગુર્જરગિરા લખાય.

મુમુક્ષુઓના અંતઃકરણમાં રહેલા અજ્ઞાનરૂપ અંધારાને દૂર કરનારા પૂજ્યચરણ આચાર્યભગવાન્ કોઇ વેલા ભિક્ષામાટે કોઇ નગરમાં વિચરતા હતા ત્યારે ત્યાં શાસ્ત્રવાસનાના આવેશવાળો કોઇ વૃદ્ધ બ્રાહ્મણ કે કોઇ વૃદ્ધ સંન્યાસી વ્યાકરણશાસ્ત્રનો પ્રારંભ કરીને डुकृञ्करणे (કૃધાતુ કરવાના અર્થમાં છે,) આ શબ્દો ગોખતો હતો, તે તેઓશ્રીના જોવામાં આવ્યો. તેને જોઇને અત્યંત દયાવડે તેઓશ્રીએ તેને આ સ્તોત્રમાં જણાવેલો ઉપદેશ કર્યો છે એમ કહેવાય છે. चर्पटपंजरिकानो અર્થ પાણીના પરપોટાના જેવી કાયા એવો થાય છે. આ સ્તોત્રના પહેલા શ્લોકમાં વૃદ્ધાવસ્થામાં વ્યાકરણશાસ્ત્રનો અભ્યાસ રક્ષણ કરનાર નથી, પણ પરમાત્મજ્ઞાનજ રક્ષણ કરનાર છે, માટે તારે પરમાત્મજ્ઞાન મેળવવા પ્રયત્ન કરવો જોઇએ એમ તે વૃદ્ધ બ્રાહ્મણપ્રતિ વા વૃદ્ધ સંન્યાસિપ્રતિ કહે છેઃ—

भज गोविंदं भज गोविंदं, भज गोविंदं मूढमते ।
प्राप्ते सन्निहिते मरणे, नहि नहि रक्षति डुकृञ्करणे ॥ १ ॥

મરણ સમીપમાં આવે સતે "डुकृञ्करणे" નહિ રક્ષણ કરે, [ માટે ] હે મૂઢબુદ્ધિવાળા ! ગોવિંદને ભજ, ગોવિંદને ભજ, ગોવિંદને ભજ.

તારી વૃદ્ધાવસ્થા છે. વૃદ્ધાવસ્થા એ મરણના સામીપ્યની સૂચના દેનારી છે. હવે તારું મરણ સમીપમાં આવેલું હોવાથી તારે તારા આત્માનું શ્રેય કરવા પ્રયત્ન કરવો જોઇએ, પણ અન્ય નકામાં કામોમાં ન ગુંથાવું જોઇએ. મરણ નિકટમાં આવશે ત્યારે "डुकृञ्करणे" (કૃધાતુ કરવાના અર્થમાં છે,) આ વ્યાકરણશાસ્ત્રના શબ્દો કદીપણ તારું રક્ષણ નહિજ કરે, પણ ગોવિંદજ એટલે "तत्त्वमसि" (તે બ્રહ્મ તું છે,) ઇત્યાદિ વેદાંતનાં મહાવાક્યોવડે જાણવામાં આવતા પરમાત્માજ તારું રક્ષણ કરશે, માટે હે બાલકબુદ્ધિવાળા વૃદ્ધ બ્રાહ્મણ ! તું આ અવસ્થાએ નહિ અભ્યાસ કરવાયોગ્ય વ્યાકરણશાસ્ત્રના અભ્યાસનો પરિત્યાગ કરીને પરમપ્રીતિથી પરમાત્માના સ્વરૂપનું ધ્યાન કરવાનો પ્રયત્ન કર, પરમપ્રીતિથી પરમાત્માનું ધ્યાન કરવાનો પ્રયત્ન કર, પરમપ્રીતિથી પરમાત્માનું ધ્યાન કરવાનો પ્રયત્ન કર. ઇત્યાદિ શબ્દોનું ત્રણ વાર કથન તે પ્રયત્નમાં આદર જણાવવામાટે છે. ૧

બાલ્યાદિ ત્રણે અવસ્થામાં પ્રમાદી મનુષ્ય પ્રભુભક્તિ કરતો નથી એમ જણાવે છે:—

बालस्तावत्क्रीडासक्तस्तरुणस्तावत्तरुणीरक्तः ।
वृद्धस्तावच्चिन्तामग्नः, परे ब्रह्मणि कोऽपि न लग्नः ॥भज० ॥२॥

બાલક હોય ત્યાંસુધી રમતમાં પ્રીતિવાળો, જુવાન થાય ત્યારે યુવતીમાં પ્રીતિવાળો, ને વૃદ્ધ થાય ત્યારે ચિંતામાં ડુબેલો [ થાય છે, ] પરબ્રહ્મમાં કોઇ પણ જોડાતો નથી, [ માટે ] હે

મૂઢબુદ્ધિવાળા ! ગોવિંદને ભજ, ગોવિંદને ભજ, ગોવિંદને ભજ.

મનુષ્ય બાલ્યાવસ્થામાં હોય છે ત્યાંસુધી તેનું મન નાનાપ્રકારની રમતોમાં પ્રીતિવાળું હોવાથી તે પોતાનો ઘણોખરો સમય રમતમાં વ્યતીત કરે છે, પણ પરમાત્માનું ધ્યાન કરતો નથી. બાલ્યાવસ્થા વીતી ગયા પછી તેને જુવાનીની પ્રાપ્તિ થાય છે. પ્રાપ્ત થયેલી યુવાવસ્થામાં તે પોતાની જુવાન સ્ત્રીમાં ઘાટા પ્રેમવાળો થાય છે. તેને લાડ લડાવવામાં ને તેનું ભરણપોષણ કરવામાં તે પોતાનો સમય વ્યતીત કરે છે, પણ પરમાત્માનું સ્મરણધ્યાન કરવામાં તે પોતાનું મન લગાડતો નથી. આવી રીતે જુવાનીનો સમય વીતી જતાં મનુષ્યને વૃદ્ધાવસ્થાની પ્રાપ્તિ થાય છે ત્યારે તે પોતાના શરીરની શિથિલતાથી, થયેલા ઊવરસાદિ રોગોથી, ને છોકરાંઓની તથા પોતાની આજીવિકા ચલાવવાના વિચારથી સર્વદા ચિંતામાં ડુબેલો રહે છે, પણ પ્રભુનું સ્મરણધ્યાન કે તેમના સ્વરૂપનો વિચાર પ્રાયશઃ કોઇ પણ મનુષ્ય કરતો નથી. આમ મનુષ્યની ત્રણે અવસ્થા નિરર્થક ચાલી જાય છે, માટે હે બાલકબુદ્ધિવાળા વૃદ્ધ બ્રાહ્મણ ! ઇત્યાદિ પ્રથમ શ્લોકના વ્યાખ્યાનપ્રમાણે સમજવું. ૨

મનુષ્ય વૃદ્ધાવસ્થામાં પણ આશા ત્યજી શકતો નથી એમ કહે છેઃ—

अंगं गलितं पलितं मुंडं, दशनविहीनं जातं तुंडम् ।
वृद्धो याति गृहित्वा दंडं, तदपि न मुंचत्याशापिंडम् ॥भज०॥६॥

શરીર ગળી ગયું, માથું પળીઆંવાળું થયું, મુખ દાંતરહિત થયું, વૃદ્ધ [ થયો ત્યારે ] લાકડી લઇને ચાલે છે, તોપણ આશાના પિંડને છોડી દેતો નથી, [ માટે ] હે મૂઢબુદ્ધિવાળા ! ઇત્યાદિ.

વૃદ્ધાવસ્થાને લીધે તારું શરીર લોહી તથા માંસ ઘટવાથી ગળીને હાડપિંજરરૂપ થઈ ગયું છે, તારું માથું ધોળા વાળવાળુ થઇ ગયુ છે, તેમાં એક પણ કાળો વાલ હવે જોવામાં આવતો નથી, તારા મુખમાંથી દાંતો તથા દાઢો પડી જવાથી તારું મુખ દાંતોવિનાનુ તથા દાઢોવિનાનું થઇ જવાથી ડાચાં મળી ગયેલું કુરૂપ દેખાય છે, તું વૃદ્ધ થવાથી આધારવિના ચાલી શકતો નથી, તેથી હાથમાં લાકડી લઇને તેના ટેકાવડે ધીમે ધીમે ચાલે છે, પણ હજી તારા મનમાંથી તું જીવવાની તથા વિષયોની તૃષ્ણારૂપ લાડવાને છોડતો નથી. તારા કલ્યાણમાટે આ જીવનતૃષ્ણાને તથા વિષયતૃષ્ણાને બાળી નાંખવાની અગત્ય છે, માટે હે બાલકબુદ્ધિવાળા વૃદ્ધ બ્રાહ્મણ! ઇત્યાદિ. ૩

સંસારનું દુઃખદપણું જણાવી તેનાથી રક્ષણ કરવા પ્રાર્થના કરે છે.–

**पुनरपि जननं पुनरपि मरणं, पुनरपि जननीजठरे शयनम् ।**
**इह संसारे खलु दुस्तारे, कृपयाऽपारे पाहि मुरारे ॥भज०॥४॥**

**આ પ્રસિદ્ધ દુસ્તર ને અપાર સંસારમાં ફરી ફરી જન્મવું [ને] ફરી ફરી મરવું, [અને] પુન પુનઃ માના ઉદરમાં સૂવું [થાય છે, તેથી] "હે મુરારે! કૃપાવડે [મારું] રક્ષણ કરો." હે મૂર્ખબુદ્ધિવાળા! ઇત્યાદિ**

આ ઘણા પ્રયત્નરૂપ દુઃખથી તરી શકાય એવો ને અજ્ઞાનીઓને જેનો સામો કાંઠો જણાતો નથી એવો ભવસાગર છે તે ભવસાગરમાં પ્રાણીઓને પોતાનાં કર્માનુસાર વારે વારે ઊંચનીચ યોનિઓમા જન્મવું થાય છે, વારે વારે મરવુ થાય છે, અને વારે વારે માતાના મલિન ઉદરમાં સૂવુ પડે છે. આમ આ ભવસાગરમાં જીવને વારંવાર ભમ્યા કરવુ પડે છે, ને તેને ક્યાંઇ પણ શાંતિ કે તેનાથી ઉપજતું વાસ્તવિક સુખ અનુભવાતું નથી, જ્યાં જ્યાં તેની સ્થિતિ થાય છે ત્યાં ત્યા

બહુવિધ દુઃખના કડવા અનુભવોજ કરવા પડે છે, તેથી "હે મુર-દાનવના શત્રો! આપના પરમકારુણિકનિરુક્ત સ્મરણ કરી દયાવડે મારું રક્ષણ કરો" એમ તે જીવ પરમાત્માની સ્તુતિ કરે છે. હે બાલકબુદ્ધિવાળા વૃદ્ધ બ્રાહ્મણ! ઇત્યાદિ. ૪

કાલચક્ર ફર્યા કરે છે, પણ આશા છોડાતી નથી એમ કહે છેઃ—

दिनमपि रजनी सायं मातः, शिशिरवसन्तौ पुनरायातः।
कालः क्रीडति गच्छत्यायुस्तदपि न मुंचत्याशावायुः ॥भज०॥५॥

દિવસ ને રાત, સાયંકાલ [ને] પ્રાતઃકાલ [અને] શિશિર ને વસંત પુનઃ આવે છે. કાલ રમત કરે છે, [ને] આયુષ્ ચાલ્યું જાય છે, પણ આશારૂપ વાયુ છોડતો નથી. હે મૂઢ-બુદ્ધિવાળા! ઇત્યાદિ.

દિવસ પૂરો થાય છે ત્યાં રાત આવે છે, ને રાત પૂરી થાય છે, ત્યાં પુનઃ દિવસ ને પુનઃ રાત આવે છે. આમ વારંવાર દિવસો ને રાત્રિઓ આવ્યા કરે છે. સાયંકાલ ને પ્રાતઃકાલ પણ વારંવાર આવ્યા

કોઈ પ્રતિમાં આ શ્લોકની જગાએ નીચેનો શ્લોક જોવામાં આવે છેઃ-

पुनरपि रजनी पुनरपि दिवसः, पुनरपि पक्षः पुनरपि मासः।
पुनरप्ययनं पुनरपि वर्षं, तदपि न मुंचत्याशावर्षम् ॥५॥

રાત્રિ પણ ફરીથી આવે છે, દિવસ પણ ફરીથી આવે છે, પક્ષ પણ ફરીથી આવે છે, માસ પણ ફરીથી આવે છે, અયન પણ ફરીથી આવે છે, ને વર્ષ પણ ફરીથી આવે છે, પરંતુ આશાનો વરસાદ છોડતો નથી.

રાત્રિ, દિવસ, શુક્લાદિ પક્ષ, કાર્તિકાદિ માસ, ઉત્તરાયન ને દક્ષિણાયન અને વર્ષ એ વારંવાર ફર્યા કરે છે, પણ આશારૂપી મેઘ તો પોતાની ભિન્ન ભિન્ન વિષયોની તૃષ્ણારૂપ જલની ધારાઓ વિરામ પામ્યા વિના સતત વર્ષાવ્યા કરે છે, તે પોતાનું કાર્ય બંધ કરતો નથી. ૫

કરે છે. શિશિરઋતુપછી વસંતઋતુ, તે પછી ગ્રીષ્મ, તે પછી વર્ષા, તે પછી શરદ્, તે પછી હેમંત, ને તે પછી પુનઃ શિશિરાદિ ઋતુઓ આવે છે. આમ વારંવાર ઋતુઓ આવ્યા કરે છે. આ બધી કાલની રમત થાય છે, ને તેમાં મનુષ્યોનું આયુષ્ પાણીના પૂરની પેઠે ઊતાવળે ચાલ્યું જાય છે, પણ મનુષ્યના ચિત્તને વિષયોની આશારૂપ જે વાયુ-રોગ થયો છે તે તેને છોડતો નથી એ ખેદની વાત છે. હે બાલક-બુદ્ધિવાળા વૃદ્ધ બ્રાહ્મણ! ઇત્યાદિ. ૫

માત્ર બાહ્યવેશથી શોકરહિત થવાતું નથી એમ કહે છેઃ—

जटिलो मुंडी लुंचितकेशः, काषायांवरवहुधृतवेषः ।
पश्यन्नपि न च पश्यति लोक,उदरनिमित्तं वहुकृतशोकः ॥भज०॥६॥

જટાવાળો, મુંડન કરાયેલો, વાલને ચુંટાવી કાઢેલો, કાષાયવસ્ત્રવડે ઘણા વેશોને ધરનારો, અને પેટને માટે બહુ શોક કરતો મનુષ્ય જોતો છતો પણ જોતો નથી. હે મૂઢબુદ્ધિ-વાળા! ઇત્યાદિ.

પોતાના માથાઉપર જેણે મોટી જટા-સંસ્કાર કર્યા વિનાના લાંબા વાલ-ધારણ કરી છે એવો, પોતાના માથા ઉપરના બધા વાલને જેણે ઊતરાવી નંખાવ્યા છે એવો, પોતાનાં માથાઉપરના બધા વાલને જેણે ચુંટી કાઢયા છે એવો, પોતાના ધર્મમતને અનુસરીને ભગવાં વસ્ત્રોવડે ભિન્ન ભિન્ન પ્રકારના ઘણા વેશોને જેણે ધારણ કર્યા છે એવો અને પોતાનું ઉદર ભરવામાટે ઘણો શોક કરનારો મનુષ્ય (તેવા મનુષ્યોનો મોટો ભાગ) માત્ર લોકોને દેખાડવાના પોતાના આ બધા દંભને જોતો છતો પણ જાણે જોતો નથી એમ વર્તે છે, અને પોતાના દંભનો પરિત્યાગ કરી તે પોતાના જીવના કલ્યાણમાટે

નજ જણાઇ શકે, હવે તો તે તેને મિથ્યારૂપેજ પ્રતીત થાય. હે બાલકબુદ્ધિવાળા વૃદ્ધ બ્રાહ્મણ ! ઇત્યાદિ. ૭

આશાના ત્યાગનું કઠણપણું જણાવે છેઃ—

**अग्रे वह्निः पृष्ठे भानू, रात्रौ चिबुकसमर्पितजानुः ।**
**करतलभिक्षा तरुतलवासस्तदपि न मुंचत्याशापाशः ॥भज०॥८॥**

આગળ અગ્નિ [ને] પાછળ સૂર્ય [છે,] રાત્રિમાં હડપચી બે ઢીંચણોની વચ્ચે રાખેલી છે, હાથમાં ભિક્ષા [લે છે, અને] વૃક્ષની નીચે નિવાસ [કરે છે,] તોપણ આશારૂપ પાશ છોડતો નથી. હે મૂઢબુદ્ધિવાળા ! ઇત્યાદિ.

પોતાને તપસ્વી માનનાર અથવા અત્યંતદીન કોઇ મનુષ્યની આગળ ધૂણીમાં અગ્નિ સળગે છે, ઉપર તથા પડખે આચ્છાદન ન હોવાથી સવારે તથા સાંજે જેના બરડાઉપર સૂર્યને તાપ પડે છે, ઓઢવાના વસ્ત્રને અભાવે શીઆળાની ઋતુમાં બેઠેલી સ્થિતિએ રાત્રે ટાઢ લાગવાથી જેણે પોતાનું માથું નમાવીને પોતાની હડપચી પોતાનાં બે ઢીંચણોની વચ્ચે રાખેલી છે, અથવા રાત્રે ટાઢ લાગવાથી સૂતેલી સ્થિતિમાં પોતાનાં બે ઢીંચણો પોતાની હડપચીની પાસે આણી દીધાં છે, જે પોતાનો વૈરાગ્ય જણાવવામાટે પોતાની પાસે ભિક્ષાપાત્ર રાખી તેમાં ભિક્ષા લેતો નથી, અથવા દીનતાને લીધે જેની પાસે પાત્ર નથી, તેથી પોતાના હાથમાં જે આપેલી ભિક્ષા લે છે, ને તેમાંથી ઊભો ઊભો ખાઇ લે છે, અને આશ્રમ, મઠ કે ગુફામાં નહિ રહેતાં કોઇ વૃક્ષની નીચે જે નિવાસ કરે છે, તોપણ શ્રીસદ્‌ગુરુના કારુણ્યની પ્રાપ્તિને ને અંતઃકરણની અંતર્મુખતાને અભાવે પોતાના શરીરને કષ્ટ આપનાર તે અજ્ઞાની મનુષ્યને આ લોકના વિષયોની

શુદ્ધભાવથી પરમાત્માનું સ્મરણધ્યાનાદિ કરતો નથી. બહુ ખેદની વાત છે કે પોતાને ત્યાગી માનનારાઓનો મોટો ભાગ પોતપોતાના સંપ્રદાયનો બહારનો ડોળ રાખવામાં બહુધા જાગૃતિ સેવે છે, પણ પરમાત્માનું પરમપ્રેમથી સ્મરણધ્યાન કરવામાં જાગૃતિ સેવતો નથી. હે બાલકબુદ્ધિવાળા વૃદ્ધ બ્રાહ્મણ ! ઇત્યાદિ. ૬

બ્રહ્મજ્ઞાનથી સંસારની નિવૃત્તિ થાય છે એમ કહે છે:—

वयसि गते कः कामविकारः, शुष्के नीरे कः कासारः ।
क्षीणे वित्ते कः परिवारो, ज्ञाते तत्त्वे कः संसारः ॥ भज० ॥ ७ ॥

વય ગયે કામવિકાર શો ? પાણી સૂકાયે તળાવ શું ? દ્રવ્ય ક્ષીણ થયે પરિવાર શો ? તત્ત્વને જાણે સંસાર શો ? હે મૂઢબુદ્ધિવાળા ! ઇત્યાદિ.

સ્થૂલશરીર જ્યારે અતિવૃદ્ધાવસ્થાને પામી સામર્થ્યહીન થાય ત્યારે શરીરાદિમાં કામવિકારનો પ્રબલ વેગ કેવી રીતે રહી શકે ? ન રહી શકે. પરાણે દૂર થયાજેવો થાય. તળાવમાંનું સર્વ પાણી સૂકાઈ ગયા પછી વાસ્તવિક તળાવ ક્યાં રહ્યું ? એ તો સૂકો ઊંડો ખાડોજ રહ્યો. દ્રવ્ય કોઈપણ પ્રકારે જતું રહે ત્યારે તે દ્રવ્યહીન મનુષ્યનો સત્કાર તેનાં સગાંવહાલાં આગળની પેઠે ન કરે એ ઉઘાડી વાત છે. એવી રીતે કારણ દૂર થવાથી તેને અવલંબીને થનારું કાર્ય પણ દૂર થઇ જાય છે. જ્યાંસુધી મનુષ્યને પોતાના શરીરના અધિષ્ઠાનરૂપ આત્માનું અને આ દૃશ્ય જગતના અધિષ્ઠાનરૂપ બ્રહ્મનું જ્ઞાન નથી થતું ત્યાંસુધી આ સંસાર તેને સત્યરૂપે પ્રતીત થાય છે, પણ જ્યારે તે અંતરાત્માથી અભિન્ન બ્રહ્મને સંશયવિપર્યયથી રહિત જાણે છે ત્યારે આગળ સત્યરૂપે જણાતો સંસાર હવે તેને સત્યરૂપે કેમ જણાઇ શકે ?

નજ જણાઇ શકે, હવે તો તે તેને મિથ્યારૂપેજ પ્રતીત થાય. હે બાલકબુદ્ધિવાળા વૃદ્ધ બ્રાહ્મણ ! ઇત્યાદિ. ૭

આશાના ત્યાગનું કઠણપણું જણાવે છેઃ—

**अग्रे वह्निः पृष्ठे भानू, रात्रौ चिबुकसमर्पितजानुः ।**
**करतलभिक्षा तरुतलवासस्तदपि न मुंचत्याशापाशः ॥भज०॥८॥**

**આગળ અગ્નિ [ને] પાછળ સૂર્ય [છે,] રાત્રિમાં હડપચી બે ઢીંચણોની વચ્ચે રાખેલી છે, હાથમાં ભિક્ષા [લે છે, અને] વૃક્ષની નીચે નિવાસ [કરે છે,] તોપણ આશારૂપ પાશ છોડતો નથી. હે મૂઢબુદ્ધિવાળા ! ઇત્યાદિ.**

પોતાને તપસ્વી માનનાર અથવા અત્યંતદીન કોઇ મનુષ્યની આગળ ધૂણીમાં અગ્નિ સળગે છે, ઉપર તથા પડખે આચ્છાદન ન હોવાથી સવારે તથા સાંજે જેના બરડાઉપર સૂર્યનો તાપ પડે છે, ઓઢવાના વસ્ત્રને અભાવે શીઆળાની ઋતુમાં બેઠેલી સ્થિતિએ રાત્રે ટાઢ લાગવાથી જેણે પોતાનું માથું નમાવીને પોતાની હડપચી પોતાનાં બે ઢીંચણોની વચ્ચે રાખેલી છે, અથવા રાતે ટાઢ લાગવાથી સૂતેલી સ્થિતિમાં પોતાનાં બે ઢીંચણો પોતાની હડપચીની પાસે આણી દીધાં છે, જે પોતાનો વૈરાગ્ય જણાવવામાટે પોતાની પાસે ભિક્ષાપાત્ર રાખી તેમાં ભિક્ષા લેતો નથી, અથવા દીનતાને લીધે જેની પાસે પાત્ર નથી, તેથી પોતાના હાથમાં જે આપેલી ભિક્ષા લે છે, ને તેમાંથી ઊભો ઊભો ખાઇ લે છે, અને આશ્રમ, મઠ કે ગુફામાં નહિ રહેતાં કોઇ વૃક્ષની નીચે જે નિવાસ કરે છે, તોપણ શ્રીસદ્‌ગુરુના કારુણ્યની પ્રાપ્તિને ને અંતઃકરણની અંતર્મુખતાને અભાવે પોતાના શરીરને કષ્ટ આપનાર તે અજ્ઞાની મનુષ્યને આ લોકના વિષયોની

તથા પરલોકના વિષયોની આશારૂપ પાશ-ફાંસો-છોડતો નથી, અથવા, તે મનુષ્ય આશારૂપ પાશને છોડી શકતો નથી.

દોહરો

આશાપાશ કપાય નહિ, જવલગી જ્ઞાન ન થાય;
તપથી દેહદમન કરે, વા કરે અન્ય ઉપાય. ૧

વિષયતૃષ્ણાના પાશને બાળવામાં એક આત્મસ્વરૂપનું જ્ઞાનજ ઉપયોગી છે, અન્ય કોઈ સાધન સાક્ષાત્ ઉપયોગી નથી. હે બાલકબુદ્ધિવાળા વૃદ્ધ બ્રાહ્મણ ! ઇત્યાદિ. ૮

કુટુંબીઓના સ્વાર્થીપણાને જણાવે છેઃ—

यावद्वित्तोपार्जनशक्तस्तावन्निजपरिवारो रक्तः ।
पश्चाज्जर्जरभूते देहे, वार्तां कोऽपि न पृच्छति गेहे ॥ भज० ॥ ९ ॥

જ્યાંસુધી ધન મેળવવામાં સમર્થ [ હોય છે ] ત્યાંસુધી પોતાનું કુટુંબ પ્રીતિ રાખનારું [ રહે છે, ] પછી શરીર અતિવૃદ્ધ થયે ઘરમાં કોઈ પણ વાત પૂછતું નથી. હે મૂઢબુદ્ધિવાળા ! ઇત્યાદિ.

આ સંસારમાં મનુષ્યોનો મોટો ભાગ સ્વાર્થી છે, નિકટનાં સગાંવહાલાંમાંનો મોટો ભાગ પણ પ્રાયશઃ સ્વાર્થી હોય છે. આમ હોવાથી મનુષ્યોનો મોટો ભાગ પોતાનો સ્વાર્થ હોય છે ત્યાંસુધી જે મનુષ્યથી ભવિષ્યમાં પોતાનો સ્વાર્થ સિદ્ધ થવાનો સંભવ હોય છે, વા વર્તમાનમાં પોતાનો સ્વાર્થ સિદ્ધ થતો હોય છે તે મનુષ્યના ઉપર પ્રેમ રાખે છે, ને સ્વાર્થ સરી રહ્યા પછી તે તેની ઉપેક્ષા કરે છે. આ વ્યાવહારિક સત્ય ધ્યાનમાં રાખી મનુષ્યે આ સંસારમાં વર્તવાનું છે. આ જગત્માં કોઈપણ મનુષ્ય જ્યાંસુધી દ્રવ્ય સંપાદન કરવામાં શક્તિમાન્ હોય છે ત્યાંસુધી તેને આશરે રહેલાં તેનાં સગાંવહાલાં

તેના ઉપર પ્રીતિ રાખતાં પ્રતીત થાય છે; પછી જ્યારે તેનું શરીર બહુ વૃદ્ધ થઇ જાય છે, ને તે દ્રવ્ય સંપાદન કરી શકતો નથી, ત્યારે તેના ઘરમાં તેનું કોઇ પણ સગુંવહાલું તેને કોઇ પણ પ્રકારની વાત પૂછતું નથી, તો તેની સેવા તો તેઓ ક્યાંથીજ કરે? તેની પાસે થોડો સમય બેસીને કાંઇ વાતચીત પણ તેની સાથે કરવાનો તેઓ શ્રમ લેતાં નથી, ને સર્વ પ્રકારે તેનું અપમાનજ કરે છે. હે બાલક-બુદ્ધિવાળા વૃદ્ધ બ્રાહ્મણ! ઇત્યાદિ. કોઇ પ્રતિમાં ત્રીજું ચરણ **पश्चाज्जीवति जर्जरदेहे** (પછી દુબળા થયેલા શરીરે દોડે છે.) એવું જોવામાં આવે છે. ૯

વિવેકી મનુષ્યે શોક કરવો ઉચિત નથી એમ જણાવે છેઃ—

**रथ्याकर्पटविरचितकंथा, पुण्यापुण्यविवर्जितपंथाः ।**
**न त्वं नाहं नायं लोकस्तदपि किमर्थं क्रियते शोकः ॥ १० ॥**

**માર્ગમાંનાં ચિંથરાંઓવડે [તેં] કંથા બનાવી છે, પુણ્ય-પાપથી રહિત [તારો] માર્ગ [છે,] તું નથી, હું નથી, [ને] આ લોક નથી, તોપણ કયા પ્રયોજનમાટે [તારાવડે] શોક કરાય છે? હે મૂઢબુદ્ધિવાળા! ઇત્યાદિ.**

નગરના અને ગામના માર્ગમાં પડેલાં ફાટેલ, મેલાં અને જૂનાં ચિંથરાંઓવડે તેં તારી કંથા બનાવી છે. ઉત્તમ વસ્ત્રોની તને સ્પૃહા નથી. જે આવી મળે તે ઉપર તું તારો નિર્વાહ ચલાવે છે. જ્યાં સ્થાન મળે ત્યાં તું નિવાસ કરે છે. તું પુણ્યપાપરહિત બ્રહ્મની અભેદ-ભાવે પ્રાપ્તિમાટે પ્રયત્ન કરનારો હોવાથી પુણ્યપાપથી રહિત તારો માર્ગ છે, વસ્તુતાએ સ્થૂલશરીરાદિરૂપ તું નથી, સ્થૂલશરીરાદિરૂપ હું નથી, આ પ્રતીત થતું નામરૂપાત્મક જગત્ પણ નથી, તો પછી કયા પ્રયોજનની સિદ્ધિમાટે તારાવડે શોક કરાય છે? તે કહે. તું સચ્ચિ-

દાનંદ, નિઃસ્પૃહ ને અસંગ છે. જગત્ મિથ્યા છે. આમ હોવાથી અહીં તારે કાંઈપણ શોક કરવાજેવું નથી. હે બાલકબુદ્ધિવાળા વૃદ્ધ બ્રાહ્મણ ! ઇત્યાદિ. ૧૦

સ્ત્રીશરીરમાં રહેલા રાગની નિવૃત્તિનો ઉપાય કહે છેઃ—

**नारीस्तनभरजघननिवेशं, दृष्ट्वा मायामोहावेशम् ।**
**एतन्मांसवसादिविकारं, मनसि विचारय वारंवारम् ॥ ११ ॥**

**સ્ત્રીનાં પુષ્ટ સ્તનો ને વિસ્તારવાળા નિતંબો જોઇને અજ્ઞાનવડે આસક્તિનો બહુ વેગ [ઉપજે છે] આ માંસ તથા મેદાદિનું કાર્ય છે [એમ તારા] મનમાં [તું] વારંવાર વિચાર. હે મૂઢબુદ્ધિવાળા ! ઇત્યાદિ.**

સ્ત્રીના સ્થૂલશરીરના અધિષ્ઠાનરૂપ આત્માના અજ્ઞાનવડે અથવા સ્ત્રીના શરીરમાં રહેલા દુર્ગંધમય તથા અપવિત્ર પદાર્થોના અજ્ઞાનવડે પોતાના ભણી રમણીયપણાની બુદ્ધિપૂર્વક દષ્ટિ કરનાર પુરુષનાં ચિત્તમાં આસક્તિનો બહુ વેગ ઉપજાવનાર સ્ત્રીનાં પુષ્ટ સ્તનો-પર તથા વિસ્તારવાળા નિતંબોઉપર અથવા સાથળોની રચનાપર ભૂલથી દષ્ટિ પડી જાય તો તેને જોઇને આ સ્તનો ને નિતંબો વા સાથળો માંસ મેદ (ચરબી) રુધિર નાડીઓ ને ત્વચાના કાર્યરૂપ છે, તેમાં કાંઇ પણ સારી વસ્તુ નથી, તે સર્વે અસાર વસ્તુઓના સમૂહરૂપ છે એમ તું તારા મનમાં વારંવાર વિચાર, અને તેમાં રહેલા વા ઉપજતા આરૂઢ રાગને ત્યજ. હે બાલકબુદ્ધિવાળા વૃદ્ધ બ્રાહ્મણ ! ઇત્યાદિ. કોઇ પ્રતિમાં दृष्ट्वाને સ્થાને मिथ्या એવો પાઠ જોવામાં આવે છે. ૧૧

હવે મુમુક્ષુના કર્તવ્યનો ઉપદેશ કરે છે.—

गेयं गीतानामसहस्रं, ध्येयं श्रीपतिरूपमजस्रम्।
नेयं सज्जनसङ्गे चित्तं, देयं दीनजनाय च वित्तम् ॥१२॥

ગીતા ને સહસ્રનામ ગાવાયોગ્ય [છે,] શ્રીપતિનું રૂપ નિરંતર ધ્યાન કરવાયોગ્ય [છે,] સજ્જનના સમીપમાં ચિત્ત લઇ જવાયોગ્ય [છે, અને] દીનજનને દ્રવ્ય આપવાયોગ્ય [છે.] હે મૂઢબુદ્ધિવાળા! ઇત્યાદિ.

નિષ્કામકર્મ, અનન્યભક્તિ અને આત્મસ્વરૂપનું નિરૂપણ કરનારી શ્રીમદ્‌ભગવદ્‌ગીતા તથા વિષ્ણુનાં (વ્યાપક પરમાત્માનાં) સહસ્ર નામો પોતાના કલ્યાણમાટે નિત્ય અર્થ સમજીને શ્રદ્ધાપૂર્વક ગાન કરવાયોગ્ય છે, લક્ષ્મીપતિ પરમાત્માનું સ્વરૂપ પરમપ્રેમપૂર્વક નિરંતર ધ્યાન કરવાયોગ્ય છે, સંસારના વિષયોમાં ભમતા ચિત્તને ધૈર્ય ને સાવધાનતાથી શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ પુરુષની પાસે લઈ જવાયોગ્ય છે, અને ધનહીન સુપાત્રને અહંકાર લાવ્યા વિના યથાશક્તિ દ્રવ્ય આદરપૂર્વક આપવાયોગ્ય છે. હે બાલકબુદ્ધિવાળા વૃદ્ધ બ્રાહ્મણ! ઇત્યાદિ. ૧૨

યમના ભયથી મોકળા થવાનું સાધન કહે છેઃ—

भगवद्गीता किंचिदधीता, गंगाजललवकणिका पीता।
येनाकारि मुरारेरर्चा, तस्य यमः किं कुरुते चर्चाम् ॥ १३ ॥

ભગવદ્‌ગીતા કાંઇક અધ્યયન કરી, ગંગાજલની નાની કણિકા પીધી, [ને] જેણે મુરારિની પૂજા કરી, તેની ચર્ચા શું યમ કરે છે? હે મૂઢબુદ્ધિવાળા! ઇત્યાદિ.

જેણે અર્થ તથા તાત્પર્યના જ્ઞાનપૂર્વક શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના થોડા ભાગનું અધ્યયન કર્યું છે, જેણે પવિત્ર ગંગાજલના નાના ટીપાનું તેનું માહાત્મ્ય સમજીને આદરપૂર્વક પાન કર્યું છે, અને જેણે મુરનામના

દાનવના શત્રુરૂપ પરમાત્માનું માહાત્મ્યજ્ઞાનપૂર્વક પરમશ્રદ્ધા ને પરમપ્રેમથી પૂજન કર્યું છે, તેને મરણકાલે પકડવાનો યમનો અધિકાર ન હોવાથી તેને પકડવાની ચર્ચા શું યમ કરે છે? નથીજ કરતા. હે બાલકબુદ્ધિવાળા વૃદ્ધ બ્રાહ્મણ! ઇત્યાદિ. કોઈ પ્રતિમાં ત્રીજું ચરણ सकृदपि यस्य मुरारिसमर्चा ( જેણે પરમાત્માની એક વાર પણ પૂજા કરી છે ) એવું જોવામાં આવે છે. ૧૩

મુમુક્ષુના આવશ્યક કર્તવ્યને કહે છેઃ—

**कोऽहं कस्त्वं कुत आयातः, का मे जननी को मे तातः ।**
**इति परिभावय सर्वमसारं, सर्वं त्यक्त्वा स्वप्नविचारम् ॥ १४ ॥**

**હું કોણ [ છું ? ] તું કોણ [ છે ? ] ક્યાંથી આવ્યો છે? મારી મા કોણ? મારો બાપ કોણ? એમ ભાવના કર. સર્વ સ્વપ્નવિચાર ત્યજીને સર્વને અસાર [ નક્કી કર. ] હે મૂઢબુદ્ધિવાળા ઇત્યાદિ.**

હું કોણ છું? હું સ્થૂલશરીર સૂક્ષ્મશરીર કે કારણશરીર નથી, પણ તેમનાથી વિલક્ષણ આત્મા છું. એ સર્વ દૃશ્ય ને જડ છે, અને હું તો દ્રષ્ટા ને ચેતન છું. તુ કોણ છે? તું પણ સ્થૂલશરીરાદિ નથી, પણ તેમનાથી વિલક્ષણ આત્મા છે. તું ક્યાંથી આવ્યો છે? તું અનાદિ હોવાથી ક્યાંઇથી આવ્યો નથી, પણ તારા સ્વરૂપના અજ્ઞાનથીજ તને તું ક્યાંયથી અહીં આવ્યો હોઇશ એવું ભાન થાય છે. મારી મા કોણ? મારો બાપ કોણ? હું અજન્મા, અસંગ, સદ્રૂપ, ચિદ્રૂપ ને પરમાનંદરૂપ હોવાથી મારી કોઈ મા નથી, ને મારો કોઈ બાપ પણ નથી. મુમુક્ષુએ આવી રીતે દૃશ્યની ઉપેક્ષા કરી આત્મસ્વરૂપની નિરંતર ભાવના કરવી જોઈએ. હું અમુકવર્ણવાળો, અમુકઆશ્રમવાળો ને અમુકનામવાળો છું; તું અમુકવર્ણવાળો, અમુકઆશ્રમવાળો ને

અમુકનામવાળો છે; તું 'અમુક' ગામ, નગર કે દેશમાંથી અહીં આવ્યો છે; આ અમુકનામવાળું સ્થૂલદેહરૂપ સ્ત્રીશરીર મારી મા છે, અને આ અમુકનામવાળું સ્થૂલદેહરૂપ પુરુષશરીર મારા પિતા છે, આ સર્વ વિચાર સ્વપ્નાવસ્થાના વિચારોજેવા મિથ્યા છે, માટે તેનો પરિત્યાગ કરીને એ સર્વ અસાર છે એમ નક્કી કર, અને પછી તે સર્વેનું વિસ્મરણ કર. હે બાલકબુદ્ધિવાળા વૃદ્ધ બ્રાહ્મણ! ઇત્યાદિ. ૧૪.

અહીં કોઈ કોઈનું નથી એમ વિચારવાનું કહે છે:—

**का ते कांता कस्ते पुत्रः, संसारोऽयमतीव विचित्रः ।**
**कस्य त्वं कः कुत आयातस्तत्त्वं चिंतय मनसि भ्रातः ॥ १५ ॥**

**તારી સ્ત્રી કોણ? તારો પુત્ર કોણ? આ સંસાર અતિશય વિચિત્ર [છે.] તું કોનો [છે?] કોણ [છે? ને] ક્યાંથી આવ્યો છે? હે ભાઇ! તત્ત્વને મનમાં વિચાર. હે મૂઢબુદ્ધિવાળા! ઇત્યાદિ.**

તું અજન્મા ને અસંગ આત્મા હોવાથી આ સ્થૂલશરીરવાળી સ્ત્રી તારી સ્ત્રી નથી, પણ તારી તેવી વાસનાથી અધિષ્ઠાનરૂપ બ્રહ્મના વિવર્તરૂપે તને તેવો આકાર બ્રહ્મમાં પ્રતીત થાય છે. તું પૂર્વોક્ત સ્વભાવવાળો હોવાથી અહીં કોઇ તારો પુત્ર પણ નથી. આ મારો પુત્ર છે એવું જે તને ભાન થાય છે તે તારા સ્વરૂપના ને તેના સ્વરૂપના અજ્ઞાનથી થાય છે. જેને તું પુત્ર કહે છે તે તારી વાસનાનુંજ બ્રહ્મમાં પ્રતિબિંબ પ્રતીત થાય છે. આ સંસાર અજ્ઞાનીઓ તેને જેવો જુએ છે તેવો નથી, પણ તે બ્રહ્મરૂપ હોવાથી અત્યંત વિચિત્ર છે. તું કોઇનો પુત્ર, સગોવહાલો કે દાસ નથી, તેમ સ્થૂલશરીરાદિરૂપ પણ તું નથી, પરંતુ તું તો સર્વેનો દ્રષ્ટા અસંગ આત્મા છે. તું વ્યાપક ને અનાદિ હોવાથી ક્યાંઇથી અહીં આવ્યો નથી, પણ સર્વદા

અહીંજ રહેલો છે. હે ભાઇ! તારા ને દશ્ય જગતના વાસ્તવિક સ્વરૂપને તું તારા મનમાં આદરપૂર્વક વિચાર, ને આ ભવસાગરનો અનાયાસે પાર પામ. હે બાલકબુદ્ધિવાળા વૃદ્ધ બ્રાહ્મણ! ઇત્યાદિ. ૧૫

વિરાગની શ્રેષ્ઠતા જણાવે છેઃ—

**सुरतटिनीतरुमूलनिवासः, शय्या भूतलमजिनं वासः ।**
**सर्वपरिग्रहभोगत्यागः, कस्य सुखं न करोति विरागः ॥ १६ ॥**

**इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचितं श्रीचर्पटपंजरिकास्तोत्रं संपूर्णम् ॥ ११ ॥**

ગંગાના તીરપરના વૃક્ષના મૂલઉપર નિવાસ, પૃથિવીપર શય્યા, મૃગચર્મરૂપ વસ્ત્ર [અને] સર્વ પરિગ્રહનો ને ભોગનો ત્યાગ [આ] વિરાગ કોને સુખ કરતો નથી? હે મૂઢબુદ્ધિવાળા! ઇત્યાદિ.

દેવનદી ગંગાના પવિત્ર ને એકાંત તટપર રહેલા કોઇ સુંદર વૃક્ષની નીચેના ભાગમાં નિવાસ, પૃથિવીપર શયન, મૃગચર્મરૂપ પહેરવાનું તથા ઓઢવાનું વસ્ત્ર, અને સર્વવિષયોના પરિગ્રહનો તથા ભોગનો ત્યાગ આવી સ્થિતિરૂપ વિરાગ ક્યા વિવેકી મનુષ્યના હૃદયને સુખ કરતો નથી? સર્વ વિવેકી પુરુષને આવો ભયરહિત વિરાગ સુખ આપનારો થાય છે. હે બાલકબુદ્ધિવાળા વૃદ્ધ બ્રાહ્મણ! ઇત્યાદિ ૧૬

કોઇ પ્રતિમાં નીચેના ત્રણ શ્લોકો વધારે જોવામાં આવે છેઃ—

**यावज्जीवो निवसति देहे, कुशलं तावत्पृच्छति गेहे ।**
**गतवति वायौ देहापाये, भार्या बिभ्यति तस्मिन्काये ॥ १ ॥**

જ્યાંસુધી શરીરમાં જીવ નિવાસ કરે છે ત્યાંસુધી ઘરમાં [સૌ] કુશળ પૂછે છે [શરીરમાંથી] પ્રાણવાયુ નીકળી જવાથી દેહનો વિનાશ થયે તે શરીરથી સ્ત્રી [પણ] બીએ છે.

સ્થૂલશરીરમાં જ્યાંસુધી જીવ હોય છે ત્યાંસુધી ઘરનાં સૌ માણસો સ્થૂલશરીરાદિના કુશળ સમાચાર પૂછે છે, પણ જ્યારે સ્થૂલશરીરમાંથી પ્રાણવાયુ નીકળી જાય છે, ને તે મુડદું થઇ જાય છે ત્યારે જે સ્ત્રી પ્રાણવાયુ હતો ત્યારે જે સ્થૂલશરીરપર પ્રીતિ કરતી હતી તેજ સ્ત્રી તે સ્થૂલશરીરથી ભય પામે છે. ૧

વિષયાસક્તિનો તથા પાપાચરણનો ત્યાગ કરવાનું કહે છેઃ—

**सुखतः क्रियते रामाभोगः, पश्चाद्धन्त शरीरे रोगः ।**
**यद्यपि लोके मरणं शरणं, तदपि न मुंचति पापाचरणम् ॥ २ ॥**

સ્ત્રીની સાથે સુખથી સંભોગ કરવામાં આવે છે, [અને] ખેદની વાત છે કે પછી શરીરમાં રોગ થાય છે. જોકે લોકમાં [પ્રાણીને] મરણનું શરણ [પ્રસિદ્ધ છે,] તોપણ [મનુષ્યો] પાપાચરણ ત્યજતા નથી.

વિષયસુખમાં મોહ પામેલા પુરુષો સ્ત્રીઓની સાથે અત્યંત સુખ માનીને સંભોગરૂપ ક્રીડા કરે છે, અને ખેદની વાત છે કે તે ભોગને પરિણામે તેઓના શરીરમાં રોગ ઉપજે છે, ને તે રોગને લીધે વા અન્ય કારણથી તેઓ મરણને શરણ થાય છે એ વાત લોકપ્રસિદ્ધ છે, છતાં પણ તે વિષયરૂપ વિષથી અંધ થયેલા પુરુષો વિષયસેવનરૂપ પાપાચરણને છોડતા નથી. ૨

**कुरुते गंगासागरगमनं, व्रतपरिपालनमथवा दानम् ।**
**ज्ञानविहिने सर्वमनेन, मुक्तिर्न भवति जन्मशतेन ॥ ३ ॥**

[કોઈ મોક્ષને માટે] ગંગાસાગર જાય છે, વ્રતપાલન કરે છે, અથવા દાન કરે છે, [પણ] જ્ઞાનરહિત આ સર્વવડે સો જન્મે [પણ] મોક્ષ થતો નથી.

પણ જોવામાં આવે છે, તેનો અર્થ હે સૂક્ષ્મબુદ્ધિવાળા! એવો થાય છે. ૧

હવે નીચેના શ્લોકમાં તે લૌકિક દ્રવ્યના અસારપણાને જણાવે છેઃ-

**अर्थमनर्थं भावय नित्यं, नास्ति ततः सुखलेशः सत्यम्।**
**पुत्रादपि धनभाजां भीतिः, सर्वत्रैषा विहिता नीतिः ॥ २ ॥**

દ્રવ્યને નિત્ય અનર્થરૂપ ગણ, તેથી સુખનો લેશ નથી, [ આ ] સત્ય [ છે. ] ધનવાનોને પુત્રથી પણ ભય [ હોય છે, ] સર્વત્ર આ લોકપ્રસિદ્ધ ન્યાય [ છે. ]

હે દ્રવ્યમાં પરમપ્રેમ રાખનારા! આ લોકપ્રસિદ્ધ દ્રવ્ય જીવાત્માનું વાસ્તવિક હિત કરનાર છે કે અહિત કરનાર છે તેનો તું શાસ્ત્રદૃષ્ટિએ વિચાર કર. શાસ્ત્રદૃષ્ટિએ વિચારતાં વિવેકીને તે દ્રવ્ય પોતાનું કે અન્યનું વાસ્તવિક હિત કરનારું પ્રતીત થતું નથી, પણ અવિવેકીના ચિત્તમાં તે દ્રવ્ય અયોગ્ય વિકારો ઉત્પન્ન કરનારું હોવાથી તે તેનું ને અન્યનું અહિત કરનારુંજ છે એમ તો સમજાય છે, માટે હે સુખેચ્છો! તું આ દ્રવ્યને તારું હિત કરનારું નહિ, પણ અહિત કરનારું છે એમ સર્વદા ગણ. આ લોકપ્રસિદ્ધ દ્રવ્યથી પામરો ભલે સુખ કલ્પી લે, પણ તે દ્રવ્યથી મનુષ્યને સત્યસુખનો કણ પણ પ્રાપ્ત થતો નથી એમ શાસ્ત્ર ને વિવેકીઓ કહે છે, માટે તેમનું તે કહેવુંજ સત્ય છે, પામરોનો અનુભવાભાસ સત્ય નથી. ધનવાનોને ચોરની, દુર્જનોની, રાજાની, દીન જનોની, જલની ને અગ્નિની બીક હોય તે તો સ્વાભાવિક છે, પરંતુ પોતાના આત્મરૂપ ગણાતા ને પ્રિય મનાતા પુત્રથી કોઇને બીક ન હોવી જોઇએ, પણ તેમને તેમનાથી પણ બીક હોય છે, કે રખેને તે આ દ્રવ્યની પ્રાપ્તિમાટે મને મારી નાંખે. સર્વ

દેશોમાં આ લોકપ્રસિદ્ધ વ્યવહાર છે. કોઈ રાજપુત્રો કે રાજાના નિકટના સંબંધીઓ અને ધનવાનોનો વારસો મેળવવા ઇચ્છનારા કોઈ મનુષ્યો રાજાનું ને ધનવાનનું મૃત્યુ લાવવા કેવા કેવા પ્રયત્નો કરે છે તે લોકોને અજ્ઞાત નથી. કોઈ પ્રતિમાં नीतिः ને સ્થલે रीतिः એવું પાઠાંતર જોવામાં આવે છે. તેનો અર્થ રીત એવો થાય છે. ૨

હવે નિકટનાં સગાંવહાલાંમાંથી રાગ ત્યજી પરમતત્ત્વનું ચિંતન કરવાનો ઉપદેશ કરે છે:—

का ते कांता कस्ते पुत्रः संसारोऽयमतीव विचित्रः ।
कस्य त्वं कः कुत आयातस्तत्त्वं चिंतय यदिदं भ्रातः ॥ ३ ॥

તારી વહાલી કઈ? તારો પુત્ર કયો? આ સંસાર અત્યંત વિચિત્ર [છે.] તું કોનો [છે?] કોણ [છે? ને] ક્યાંથી આવ્યો છે? હે ભાઇ! જે આ [તત્ત્વ છે તે] તત્ત્વને વિચાર.

આ જગતમાં તારી પ્યારી સ્ત્રી કઈ? ને તારો વહાલો પુત્ર પણ કયો? આ સંસારમાં ભમતાં ભમતાં કોઈ જીવ કોઈ વાર તારી સ્ત્રીરૂપ થયો હોય છે, તો વળી તે જીવ પુનઃ કોઈ વાર તારી માતારૂપ કે બહેનરૂપ પણ થયો હોય છે. આમાં તારી વહાલી સ્ત્રી કઈ ગણવી? પુત્રનું પણ તેમજ છે. કોઈ વાર કોઈ જીવ તારા પુત્રરૂપે થયો હોય છે, તો કોઈ વાર તેનો તે જીવ તારા પિતારૂપે કે ભાઈરૂપે પણ થયો હોય છે. આમાં તારા વહાલા પુત્રના સ્વરૂપનું પણ સ્થાયીપણું ક્યાં રહ્યું? આવી રીતે કર્માનુસાર સ્ત્રી જન્માંતરમાં માતા ને માતા જન્માંતરમાં સ્ત્રી થાય છે, તથા પુત્ર જન્માંતરમાં પિતા ને પિતા જન્માંતરમાં પુત્ર થાય છે. એનો આ કર્મવડે ભિન્નભિન્નરૂપે પ્રતીત થતો સંસાર અત્યંત વિચિત્ર ગતિવાળો છે. તું કોનો પુત્ર છે? કોણ

છે ? ને ક્યાંથી આવ્યો છે ? આ વિષયો પણ વ્યવહારપક્ષે જોઇએ તેવા નક્કી થઇ શકે એવા નથી. વસ્તુતાએ અહીં બ્રહ્મથી ભિન્ન કાંઇ ન હોવાથી એ સર્વે કલ્પિત મૃગજલની નદીના જેવું મિથ્યા પ્રતીત થાય છે. હે ભાઈ! જેમાં આ સર્વ જગત્ કલ્પાયું છે તે પરમતત્ત્વના સ્વરૂપનો તું તારા શ્રીસદ્ગુરુદ્વારા શીઘ્ર આદરપૂર્વક સ્થિરચિત્તે વિચાર કર. કલ્પિતનો વિચાર કરવાથી તને કાંઇ લાભ થવાનો સંભવ નથી. કોઇ પ્રતિમાંનું कस्य त्वं वा कुत आयातस्तत्त्वं चिन्तय तदिदं भ्रातः આવું પાઠાંતર સ્વીકારતાં તેનો આ પ્રમાણે અર્થ થાય છેઃ- તું કોનો છે ? વા ક્યાંથી આવ્યો છે ? હે ભાઈ! તે આ તત્ત્વનો વિચાર કર. ૩

સર્વ દશ્યને અનિત્ય જાણી તેનો પરિત્યાગ કરવાનો ને બ્રહ્મની અભેદભાવે પ્રાપ્તિ કરવાનો ઉપદેશ કરે છે:—

**मा कुरु जनधनयौवनगर्वं, हरति निमेषात् कालः सर्वम् ।**
**मायामयमिदमखिलं हित्वा, ब्रह्मपदं त्वं प्रविश विदित्वा ॥४॥**

સેવક, ધન ને યૌવનનો ગર્વ ન કર. કાલ નિમેશમાં સર્વેને હરે છે. આ સર્વે માયામયને ત્યજી દઈને તું બ્રહ્મસ્વરૂપને જાણીને પ્રવેશ કર.

સેવા કરનારા મનુષ્યો, નાનાપ્રકારનું દ્રવ્ય ને રમણીય લાગતું યૌવન આ સર્વે વીજળીના ઝબકારાજેવું ક્ષણભંગુર છે, માટે તું તારા સેવકનો, ધનનો કે યૌવનનો લેશ પણ ગર્વ ન કર. વિનાશીનો ગર્વ શો કરવો ? બલવાન્ કાલ સમય આવે આ સેવકાદિનો આંખ વીંચતાં જેટલો અલ્પ સમય લાગે તેટલા અલ્પ સમયમાં નાશ કરે છે. આ જોવામાં આવતો સર્વે સંસાર માયામય એટલે મિથ્યા છે, માટે તે

સર્વમાં રહેલી તારી આરૂઢ પ્રીતિનો પરિત્યાગ કરી તું આ સર્વના અધિષ્ઠાનરૂપ સચ્ચિદાનંદ બ્રહ્મને તારા શ્રીસદ્ગુરુદ્વારા જાણીને તે બ્રહ્મસ્વરૂપમાં અભેદભાવે શીઘ્ર પ્રવેશ કર. કોઈ પ્રતિમાંનું ब्रह्मपदं प्रविशाशु विदित्वा એવું પાઠાંતર સ્વીકારીએ તો તેનો આ પ્રમાણે અર્થ થાય છેઃ—બ્રહ્મસ્વરૂપને જાણીને તેમાં શીઘ્ર પ્રવેશ કર. ૪

આત્મજ્ઞાન મેળવ્યા વિના અનર્થની નિવૃત્તિ થતી નથી એમ કહે છેઃ—

**कामं क्रोधं लोभं मोहं, त्यक्त्वाऽऽत्मानं भावय कोऽहम् ।**
**आत्मज्ञानविहीना मूढाः, पच्यंते ते नरकनिगूढाः ॥ ५ ॥**

કામ, ક્રોધ, લોભ [ ને ] મોહને ત્યજીને હું કોણ [ છું ? એમ ] પોતાને ચિંતવ. [જે] આત્મજ્ઞાનથી રહિત અજ્ઞાનીઓ [છે,] તે અપ્રકટ નરકમાં પડેલા રંધાય છે.

સ્ત્રીસમાગમની વા પુરુષસમાગમની ઇચ્છારૂપ કામ, આણે મારો અપકાર કર્યો, માટે હું તેનું વૈર લઉં આવી ઇચ્છા ઉપજીને તેનો અપકાર કરવામાટે થતી પ્રવૃત્તિરૂપ ક્રોધ, કંજુસાઈ અથવા તૃષ્ણારૂપ લોભ, અને હિતાહિત તથા કર્તવ્યાકર્તવ્યને નહિ સમજવારૂપ મોહ, આ દુષ્ટ મનોવિકારોનો તથા શોક, ભય ને દંભાદિ બીજા દુષ્ટ મનોવિકારોનો ધૈર્ય, સાવધાનતા ને દૃઢતાથી પરિત્યાગ કરીને મારું વાસ્તવિક સ્વરૂપ શું છે ? અર્થાત્ હું સ્થૂલશરીર, ઇંદ્રિયો, મન, બુદ્ધિ, પ્રાણ, અજ્ઞાન, જીવ કે શુદ્ધાત્મા આમાંથી કોઈ એક છું ? વા તે સર્વના સમૂહરૂપ છું ? આમ પોતાના વાસ્તવિક સ્વરૂપનો શ્રીસદ્ગુરુદ્વારા તથા શાસ્ત્રદ્વારા તું વિચાર કર. જે મનુષ્યો પોતાના આત્મસ્વરૂપને સંશયવિપર્યયરહિત જાણતા નથી, તે અજ્ઞાની મનુષ્યો ત્રણ પ્રકારના ભયંકર

તાપોરૂપ અપ્રકટ (અતિસૂક્ષ્મ) નરકમાં પડ્યા પડ્યા રાતદિવસ શેકાયા કરે છે. તેમનાં દુઃખોનો બીજા ઉપાયથી છેડો આવતો નથી. જ્યારે તેઓ સ્વસ્વરૂપને જાણે ત્યારેજ તેઓ તે ત્રિવિધ તાપમાંથી મોકળા થઈ પરમાનંદાનુભવ કરી શકે. **भावय**ને સ્થાને **पश्यत** એવું પાઠાંતર હોય તો તેનો અર્થ જો એવો થાય છે. ૫

મનુષ્યને આત્મસ્વરૂપના જ્ઞાનની પ્રાપ્તિ વિરાગ વિના થઈ શકતી નથી, માટે હવે વિરાગનો મહિમા વર્ણવે છે:—

**सुरमंदिरतरुमूलनिवासः, शय्या भूतलमजिनं वासः ।**
**सर्वपरिग्रहभोगत्यागः, कस्य सुखं न करोति विरागः ॥ ६ ॥**

**દેવમંદિરમાં કે વૃક્ષના મૂલમાં રહેવું, ભૂમિપર શયન કરવું, મૃગચર્મરૂપ વસ્ત્ર [ને] સર્વ પરિગ્રહનો ને ભોગનો ત્યાગ [આ] વિરાગ કોને સુખ કરતો નથી?**

શુદ્ધસાત્વિક દેવોનાં એકાંત ને પવિત્ર પ્રદેશમાં આવેલાં મંદિરોના કોઇ યોગ્ય ભાગમાં, અથવા કોઇ મોટા ને પવિત્ર વૃક્ષના મૂલની પાસે રાત્રે વા દિવસે વિશ્રાંતિ લેવી, પાટ કે પલંગવિના કેવલ પવિત્ર ભૂમિપર મૃગચર્મ પાથરીને સૂવું, મૃગચર્મ વલ્કલ કે સામાન્ય વસ્ત્ર ધારણ કરવાં, અને દૃશ્ય પદાર્થોમાં રહેલી મમતાનો તથા રાગપૂર્વક દૃશ્ય પદાર્થના ઉપભોગનો પરિત્યાગ કરવો આ પ્રાયશઃ મનુષ્યના અંતઃકરણમાં પ્રકટેલા વિરાગનાં પરિણામો છે. આવો વિરાગ દુઃખના હેતુભૂત તૃષ્ણારૂપ અગ્નિને શાંત કરે છે, ને મનુષ્યને નિર્ભય કરે છે. આ વિરાગ કયા વિવેકી મનુષ્યને સુખ કરતો નથી? સર્વ વિવેકી મનુષ્યને આ વિરાગ સુખ કરે છે. ૬

આત્મજ્ઞાનની પ્રાપ્તિ સમભાવવડે થાય છે, માટે હવે ચિત્તના સમભાવનું માહાત્મ્ય જણાવે છેઃ—

**शत्रौ मित्रे पुत्रे बंधौ, मा कुरु यत्नं विग्रहसंधौ ।**
**भव समचित्तः सर्वत्र त्वं, वांछस्यचिराद्यदि विष्णुत्वम् ॥ ७ ॥**

શત્રુમાં, મિત્રમાં, પુત્રમાં [ને] બંધુમાં વિગ્રહસંધિમાટે યત્ન ન કર. જો તું અલ્પકાલમાં બ્રહ્મપણું ઇચ્છતો હો [ તો ] સર્વત્ર સમચિત્તવાળો થા.

તારું અનિષ્ટ ઇચ્છનાર, બોલનાર ને કરનાર શત્રુમાં, તારું પ્રિય હોય તે ઇચ્છનાર, તારું શુભ બોલનાર, ને તારું ભલું કરવા પ્રયત્ન સેવનાર મિત્રમાં, તારા પ્રિય મનાતા પુત્રમાં, ને તારાં અન્ય સગાંવહાલાંમાં પરસ્પર કલહ કરાવવામાટે વા પરસ્પર સંધિ કરાવવામાટે તારું કર્તવ્ય લજી તું પ્રયત્ન ન કર, કેમકે એવો પ્રયત્ન તારા ચિત્તનો સમભાવ, શાંતિ ને આનંદનો વિનાશ કરશે. હે મુમુક્ષો ! જો તું થોડા સમયમાંજ અભેદભાવે બ્રહ્મની પ્રાપ્તિ કરવા ઇચ્છતો હોય તો એ સર્વમાં ને અન્યત્ર પણ તું સર્વદા સમબુદ્ધિવાળો થા, કોઇપ્રતિ રાગદ્વેષ ન કર. ૭

સર્વત્ર બ્રહ્મનું દર્શન કરી અજ્ઞાનનો પરિત્યાગ કરવાનો ઉપદેશ કરે છેઃ—

**त्वयि मयि चान्यत्रैको विष्णुर्व्यर्थं कुप्यसि सर्वसहिष्णुः ।**
**सर्वस्मिन्नपि पश्यात्मानं, सर्वत्रोत्सृज भेदाज्ञानम् ॥ ८ ॥**

તારામાં, મારામાં અને બીજે બ્રહ્મ [છે,] સર્વને સહન કરવાના સ્વભાવવાળો [ તું ] નિરર્થક ક્રોધ કરે છે. સર્વમાંજ આત્માને જો, [ ને ] સર્વત્ર ભેદરૂપ અજ્ઞાનને ત્યજી દે.

હે મોક્ષને ઇચ્છનાર ! તારામાં, મારામાં ને અન્ય સર્વ પ્રાણિ-

પદાર્થમાં સર્વના અધિષ્ઠાનરૂપ એક વિષ્ણુજ (સર્વમાં વ્યાપીને રહેલ બ્રહ્મજ) છે. તું વસ્તુતાએ બ્રહ્મસ્વરૂપ હોવાથી ને આ સર્વ પ્રપંચ તારામાં કલ્પિત હોવાથી તું સર્વ પ્રતિકૂલપ્રસંગોને મિથ્યા ગણીને તેમને સહન કરવાના સ્વભાવવાળો છે, તેથી તું કોઇને શત્રુ માનીને તેના ઉપર નિરર્થક ક્રોધ કરે છે. તું સર્વ પ્રાણિપદાર્થમાં તેના વિવર્તોપાદાનકારણરૂપ તારા વાસ્તવિક સ્વરૂપને જો, ને તારાથી તે ભિન્ન છે આવા ભેદજ્ઞાનરૂપ અજ્ઞાનનો તારા હૃદયમાંથી નિઃશેષ પરિત્યાગ કર. **सर्वसहिष्णु.** ને સ્થાને **मय्यसहिष्णुः** એવું પાઠાંતર સ્વીકારતાં તેનો મારામાં અસહનશીલ એવો અર્થ થાય છે. **सर्वं पश्य हि मायाजालं** એવું ત્રીજું ચરણ સ્વીકારીએ તો તેનો અર્થ સર્વને માયાજાલજ જો એવો થાય છે. ચોથા ચરણમાં **भेदाज्ञानं**ને સ્થાને **भेदज्ञानं** સ્વીકારીએ તો ભેદજ્ઞાન એવો તેનો અર્થ થાય છે. ૮

હવે બ્રહ્મસાક્ષાત્કારનાં અન્ય સાધનોનું વિધાન કરે છે:—

प्राणायामं प्रत्याहारं, नित्यानित्यविवेकविचारम् ।
जाप्यसमेतसमाधिविधानं, कुर्ववधानं महदवधानम् ॥ ९ ॥

પ્રાણાયામ, પ્રત્યાહાર, નિત્યાનિત્યાના વિવેકનો વિચાર, જપવાયોગ્યસહિત સમાધિક્રિયા, સંપ્રજ્ઞાતયોગ [ને] અસંપ્રજ્ઞાતયોગ કર.

હે મુમુક્ષો! તું અનુલોમવિલોમ ને ભસ્ત્રિકાનામના કુંભકવડે પ્રાણનો નિરોધ કરવારૂપ પ્રાણાયામ કર, ઇંદ્રિયોના બાહ્ય વેગો રોકી તેમને અંતઃકરણને અનુસરતી કરવારૂપ પ્રત્યાહાર કર, સચ્ચિદાનંદસ્વભાવવાળું બ્રહ્મ નિત્ય છે, અને માયા તથા માયાનાં કાર્યો અનિત્ય છે એમ તે બંનેની પૃથક્તા ને વિલક્ષણતાનો વિચાર કર, પ્રણવના

જપસહિત ધારણા, ધ્યાન ને સમાધિ કર, તથા બ્રહ્મમાં સંયમ, બ્રહ્મમાં સંયમનો પરિપાક, ને પરવૈરાગ્યદ્વારા અસંપ્રજ્ઞાતયોગ કર, આ સર્વ તારા અધિકારપ્રમાણે સદ્‌ગુરુથી જાણીને શ્રદ્ધા તથા ઉત્સાહથી કરવાનાં છે. પ્રાણાયામાદિનું વિશેષ નિરૂપણ પાતંજલયોગદર્શન, યોગકૌસ્તુભ તથા યોગપ્રભાકરમાં છે. ૯

જીવિતની ચપલતા તથા સંસારની દુઃખમયતા જણાવે છે—

**नलिनीदलगतसलिलं तरलं तद्वज्जीवितमतिशयचपलम् ।**
**विद्धि व्याध्यभिमानग्रस्तं, लोकं शोकहतं च समस्तम् ॥ १० ॥**

**કમલની પાંખડીપર રહેલું જલ [ જેવું ] ચપલ [ છે ] તેવું જીવિત અતિશય ચપલ જાણ, સર્વ મનુષ્ય રોગ ને અભિમાનથી ઘેરાયેલા ને શોકથી હણાયેલા [ છે. ]**

કમલની પાંખડીઉપર રહેલા ઝાકળના પાણીનું ટીપું જેવું અલ્પસમય રહેનારું છે તેવું સર્વ મનુષ્યોનું જીવિત બહુ થોડો સમય રહેનારું છે એમ તું નક્કી કર. મનુષ્યનું જીવિત ચિરકાલ ટકનારું છે એવી ભ્રાંતિનો ત્યાગ કર. અલ્પકાલ ટકનારું મનુષ્યનું જીવિત પણ સુખમય નથી, કિંતુ દુઃખમય છે. મનુષ્યોનો મોટો ભાગ નાનાપ્રકારના શારીરિક રોગોથી ને અભિમાનાદિ માનસ રોગોથી પીડાતો હોવાથી સદા પ્રકટ કે અપ્રકટ શોક કર્યા કરે છે. આમ અલ્પ જીવિતમાં પણ જ્યાં ત્યાં ચિંતા ને વિલાપ જોવામાં આવે છે, માટે વિવેકી મનુષ્યે ભાવિદુઃખોની નિવૃત્તિમાટે ને પરમાનંદની પ્રાપ્તિમાટે પ્રયત્ન કરવો જોઇએ.

કોઈ પ્રતિમાં ત્રીજું ને ચોથું ચરણ '**क्षणमपि सज्जनसंगतिरेका, भवति भवार्णवतरणे नौका**' આવું જોવામાં આવે છે, ને તેનો અર્થ જો એક ક્ષણ પણ બ્રહ્મવેત્તા પુરુષનો સમાગમ થાય તો તે ભાવસાગર તરવામાં વહાણરૂપ થાય છે એવો થાય છે. ૧૦

ચિંતાનો પરિત્યાગ કરી કર્તવ્યનું અનુષ્ઠાન કરવાનો બોધ કરે છેઃ-

**का तेऽष्टादशदेशे चिंता, वातुल तव किं नास्ति नियंता ।**
**यस्त्वां हस्ते सुदृढनिबद्धं, बोधयति प्रभवादिविरुद्धम् ॥ ११ ॥**

અઢાર દેશમાં તને શી ચિંતા [ છે ? ] હે વાયડા ! શું તારો નિયંતા નથી ? જે સુદૃઢ બંધાયેલા તને [ તારા ] હાથમાં જન્માદિથી વિરુદ્ધ ઉપદેશ કરે છે.

ભરતખંડના અઢાર દેશોમાં શ્રદ્ધાલુ મનુષ્યોની પાસે અન્નવસ્ત્રાદિ પુષ્કલ છે, તે અન્નવસ્ત્રાદિ વિશ્વંભરની પ્રેરણાથી તારે જોઇએ તેટલાં તે મનુષ્યો તને આદરપૂર્વક આપશે, છતાં તને તારા શરીરનિર્વાહની ચિંતા શામાટે થાય છે ? હે ગાંડા ! શું તારા માથાઉપર તારા નિયંતા પરમાત્મા નથી ? તું પોતે તારા યોગક્ષેમની જેટલી ચિંતા રાખી શકે તેના કરતાં તેઓ તારા યોગક્ષેમની વધારે ચિંતા રાખે છે, ને તારા યોગક્ષેમનો ઉત્તમપ્રકારે સર્વદા નિર્વાહ કરે છે. જે કરુણાકર પરમાત્મા આ સંસારમાં વિષયતૃષ્ણાથી સુદૃઢ બંધન પામેલા તને તારા હાથમાં જન્માદિ ૭ ભાવવિકારોથી રહિત પરમતત્ત્વના ઉપદેશરૂપ ચિંતામણિ આપે છે તેથી સંતુષ્ટ થા. ૧૧

શ્રીસદ્ગુરુના ચરણારવિંદની અડગ ભક્તિ કરવાથી ને ઇંદ્રિયાદિને નિયમમાં રાખવાથી શીઘ્ર પરમતત્ત્વનો સાક્ષાત્કાર કરી મુક્ત થવાય છે એમ જણાવે છેઃ—

**गुरुचरणाम्बुजनिर्भरभक्तः, संसारादचिराद्भव मुक्तः ।**
**सेंद्रियमानसनियमादेवं, द्रक्ष्यसि निजहृदयस्थं देवम् ॥ १२ ॥**

[ તું ] શ્રીસદ્ગુરુના ચરણારવિંદનો પરિપૂર્ણ ભક્ત [ છે, તેથી તું ], સંસારથી શીઘ્ર છોકરો થા. ઇંદ્રિયોસહિત મનને

નિયમમાં રાખવાથી [ તું ] પોતાના હૃદયમાં રહેલ બ્રહ્મને એવી રીતે જોઇશ.

તું તને બ્રહ્મનો ઉપદેશ કરનારા તારા શ્રીસદ્‌ગુરુના પરમપવિત્ર ચરણકમલની છળકપટવિના પરમપ્રેમથી અડગ ભક્તિ કરનારો છું, તેથી તારા સદ્‌ગુરુશ્રીની અમોઘ કૃપાવડે તું આ દુઃખમય સંસારથી સ્વલ્પકાલમાં મુક્ત થા. તારી વાગાદિ પાંચ કર્મેન્દ્રિયો તથા શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેન્દ્રિયોસહિત બહારના વિષયોભણી દોડતા તારા મનને આત્મામાં સ્થિર રાખવાથી તું તારા હૃદયાકાશમાં રહી સત્તાસ્ફૂર્તિ આપનારા સ્વયંપ્રકાશ બ્રહ્મનો શાસ્ત્ર કહે છે તેવી રીતે દૃઢ સાક્ષાત્કાર કરીશ. ૧૨

વિવેકવિના જીવના દુઃખની નિવૃત્તિ થતી નથી એમ જણાવી આ સ્તોત્રની સમાપ્તિ કરે છેઃ—

**द्वादशपंजरिकामय एष, शिष्याणां कथितो ह्युपदेशः।**
**येषां चित्ते नैव विवेकस्ते पच्यंते नरकमनेकम् ॥ १३ ॥**

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यवि-
रचितं मोहमुद्‌गरस्तोत्रं संपूर्णम् ॥ १२ ॥

શિષ્યોને આ બાર પંજરિકામય ઉપદેશ કહ્યો છે. જેઓના ચિત્તમાં વિવેકજ નથી તેઓ અનેક નરકમાં રંધાય છે.

ત્રિવિધતાપથી અત્યંત મોકળા થઇ સર્વદા પરમાનંદરૂપે રહેવાની ઉત્કટ ઇચ્છાવાળા, આ શરીરમાં રહેલા અંતઃકરણમાં શુદ્ધભાવથી અડગ સદ્‌ગુરુબુદ્ધિ સ્થાપનારા, ને પોતાને આ શરીરમાં રહેલા અંતઃકરણના શિષ્ય માનનારા મનુષ્યોને ઉપરના બાર શ્લોકોમાં સ્થૂલ-શરીરાદિ દૃશ્યના અસારપણાનો ને બ્રહ્મથી અભિન્ન આત્માના

સર્વોત્તમપણાનો ઉપદેશ કહેવામાં આવ્યો છે. મનુષ્યને વિરાગવિના બ્રહ્મનો સાક્ષાત્કાર થઇ શકતો નથી, ને તે વિરાગ વિવેકવિના પ્રાપ્ત થઇ શકતો નથી. એ વિવેક મહાપુરુષોના સમાગમથી, સતશાસ્ત્રના અવલોકનથી ને અંતઃકરણની પવિત્રતાથી પ્રાપ્ત થાય છે. જે મનુષ્યોના ચિત્તમાં લેશ પણ વિવેકની પ્રાપ્તિ થઇ નથી એવા અવિવેકી મનુષ્યો પોતાના કર્માનુસાર અનેક શરીરો ધારણ કરે છે, ને ત્યાં નાનાપ્રકારનાં દુઃખોમાં તેમના અંતઃકરણાદિ શેકાયા કરે છે. ૧૩

કોઇ પ્રતિમાં નીચે લખેલા સાત શ્લોકો વધારે જોવામાં આવે છે—

यावद्वित्तोपार्जनशक्तः, तावन्निजपरिवारो रक्तः ।
तदनु च जरया जर्जरदेहे, वार्तां कोऽपि न पृच्छति गेहे ॥ १ ॥
अंगं गलितं पलितं मुंडं, दंतविहीनं जातं तुंडम् ।
करधृतकंपितशोभितदंडं, तदपि न मुंचत्याशापिंडम् ॥ २ ॥
बालस्तावत् क्रीडासक्तः, तरुणस्तावत्तरुणीरक्तः ।
वृद्धस्तावच्चिन्तामग्नः, परे ब्रह्मणि कोऽपि न लग्नः ॥ ३ ॥
दिनयामिन्यौ सायंप्रातः, शिशिरवसन्तौ पुनरायातः ।
कालः क्रीडति गच्छत्यायुः, तदपि न मुंचत्याशावायुः ॥ ४ ॥
यावज्जननं तावन्मरणं, तावज्जननीजठरे शयनम् ।
इति संसारे स्फुटतरदोषः, कथमिह मानव तव संतोषः ॥ ५ ॥
सप्तकुलाचलसप्तसमुद्राः, ब्रह्मपुरंदरदिनकररुद्राः ।
न त्वं नाहं नायं लोकः, तदपि किमर्थं क्रियते शोकः ॥ ६ ॥

**षोडशपञ्जरिकाभरशेषः, शिष्याणां कथितो ह्युपदेशः ।**
**येषां नैष करोति विवेकं, तेषां कः कुरुतामतिरेकम् ॥ ७ ॥**

એ શ્લોકોનો અર્થ નીચે પ્રમાણે થાય છેઃ—

જ્યાંસુધી મનુષ્ય દ્રવ્ય પ્રાપ્ત કરવામાં સામર્થ્યવાળો હોય છે ત્યાંસુધીજ તેના કુટુંબનાં માણસો તેનામાં પ્રીતિવાળાં રહે છે, પછી જ્યારે વૃદ્ધાવસ્થાવડે તેનું શરીર ખળીભળી જાય છે ત્યારે ઘરમાં તેને કોઇ પણ કાંઇ વાત પૂછતું નથી. ૧

શરીર ગળી ગયું, માથાના વાળા ધોળા થઇ ગયા, મુખ દાંત-વિનાનું થઇ ગયું, કંપતી ને શોભીતી લાકડી હાથમાં લીધી, તોપણ આશારૂપ પિંડને મૂકતો નથી, અર્થાત્ આવી સ્થિતિમાં પણ વિષય-તૃષ્ણાનો ત્યાગ કરતો નથી. ૨

મનુષ્ય બાલક હોય ત્યાંસુધી રમતમાં પ્રીતિવાળો રહે છે, જુવાન હોય ત્યાંસુધી જુવાન સ્ત્રીમાં પ્રીતિવાળો રહે છે, વૃદ્ધ થાય ત્યારે ચિંતામાં ડુબેલો રહે છે, પરંતુ બહુધા કોઈ પણ મનુષ્ય પરબ્રહ્મમાં કોઈ પણ સમયમાં પ્રીતિવાળો થતો નથી. ૩

દિવસ ને રાત, સાયંકાલ ને પ્રાતઃકાલ, શિશિર ને વસંત, પુનઃ પુનઃ આવે છે; આવી રીતે કાલ રમત કરે છે, ને આયુષ્ ચાલ્યું જાય છે, તોપણ વિષયાશારૂપ વાતરોગ મનુષ્યનો ત્યાગ કરતો નથી. ૪

જ્યાંસુધી જન્મ થાય છે ત્યાંસુધી મરણ પણ થાય છે, ને તેમને જન્મપહેલાં માતાના ઉદરમાં શયન પણ કરવું પડે છે. આવી રીતે સંસારમાં બહુ ઊંચાડો દેખાય છે, છતાં હે મનુષ્ય! તને આ સંસારમાં કેમ સંતોષ થાય છે? ૫

સાત મોટા પર્વતો, સાત મોટા સમુદ્રો, બ્રહ્મા, ઇંદ્ર, સૂર્ય, રુદ્ર,

તું, હું ને આ લોક એમાંનું કોઇ પણ સત્ય નથી. માયામાત્ર છે, તોપણ તારાવડે શામાટે શોક કરાય છે? ૬

આ સોળ શ્લોકરૂપ ઘંટાનાદવડે શિષ્યોને સમગ્ર ઉપદેશ કર્યો છે. આ ઉપદેશ જે મનુષ્યોના મનમાં વિવેકનો ઉદય ન કરે તે મનુષ્યોને કોણ આથી વધારે ઉપદેશ કરે? ૭

**એ પ્રમાણે બ્રહ્મવિદ્યાવાળા પરમહંસોના ને પરિવ્રાજકોના આચાર્ય શ્રીશંકરાચાર્યજીએ રચેલા મોહમુદ્‌ગર અથવા દ્વાદશ-પંજરિકાનામના સ્તોત્રરૂપ બારમા રત્નની શ્રીનાથશર્મપ્રણીત ભાવાર્થદીપિકાનામની ગુજરાતીભાષાની ટીકા પૂરી થઇ. ૧૨**

## ॥ ॐ ॥

## ॥ १३ श्रीसिद्धान्तविन्दुस्तोत्र

### ભાવાર્થદીપિકાટીકાસહિત

### મંગલાચરણ ને ટીકાની પ્રતિજ્ઞા

દોહરો

બ્રહ્માર્ષિનું ધ્યાન ધરી, વંદી સદ્‌ગુરુ-પાય;
સિદ્ધાંતબિંદુની ટીકા, ગુર્જરગિરા લખાય. ૧

ઔપનિષત્‌સિદ્ધાંતને આ સ્તોત્રમાં સરલતાથી સંક્ષેપમાં સમજાવેલો હોવાથી આ સ્તોત્રનું નામ સિદ્ધાંતબિંદુ (સર્વ પૂર્વપક્ષોના નિરાકરણપૂર્વક ઉપનિષદોએ સિદ્ધ કરેલા નિશ્ચયનું સારભૂત ટીપું) રાખવામાં આવ્યું છે. આ સ્તોત્રનું અન્ય નામ નિર્વાણદશક પણ છે. નિર્વાણનું એટલે માયા ને માયાનાં કાર્યોનો જ્યાં અત્યંત અભાવ છે

તે મોક્ષરૂપ બ્રહ્મનું આ સ્તોત્રમાં દશ શ્લોકવડે નિરૂપણ કરેલું હોવાથી આ સ્તોત્રનું અન્યનામ નિર્વાણદશક રાખવામાં આવ્યું છે.

સાક્ષાત્ વા પરંપરાવડે સર્વ જીવોનો સંસારસાગરથી સારી રીતે ઉદ્ધાર કરવાને ઇચ્છતા પરમપૂજ્ય આચાર્યભગવાને જડ પદાર્થોથી વિલક્ષણ નિત્યશુદ્ધ, નિત્યબુદ્ધ ને નિત્યમુક્ત આત્માના સ્વરૂપનો અધિકારીઓને સંક્ષેપમાં બોધ કરવામાટે આ સ્તોત્ર રચ્યું છે. હું એવા આત્માના સદ્ભાવરૂપ સામાન્યસ્વરૂપમાં વાદીઓનો વિવાદ નથી, પણ તે આત્માના ચિદાદિરૂપ વિશેષસ્વરૂપમાં વાદીઓના બહુ વિવાદ જોવામાં આવે છે. દેહાકારે પરિણામ પામેલાં પૃથિવી આદિ ચાર ભૂતોજ આત્મા છે એમ ચાર્વાક કહે છે, શ્રોત્રાદિ ઇંદ્રિયોમાંથી એક એક ઇંદ્રિય આત્મા છે એમ ચાર્વાકના મતને અનુસરનારા બીજા કેટલાક ચાર્વાકો કહે છે, પાંચ કર્મેન્દ્રિયો ને પાંચ જ્ઞાનેન્દ્રિયો મળીને આત્મા કહેવાય છે એમ બીજા કેટલાક ચાર્વાકના મતને અનુસરનારાઓ કહે છે, મન આત્મા છે એમ કોઇ નાસ્તિકો કહે છે, પ્રાણ આત્મા છે એમ કેટલાક પ્રાણોપાસકો કહે છે, ક્ષણિકવિજ્ઞાન આત્મા છે એમ યોગાચાર કહે છે. શૂન્ય આત્મા છે એમ માધ્યમિક કહે છે, શરીર તથા ઇંદ્રિયોથી ભિન્ન શરીરજેવડો આત્મા છે એમ જૈનો કહે છે, કર્તા, ભોક્તા, જડ ને વ્યાપક આત્મા છે એમ વૈશેષિકો, નૈયાયિકો ને પ્રભાકરને માનનારાઓ કહે છે, જડ તથા જ્ઞાનસ્વરૂપ આત્મા છે એમ કુમારિલભટ્ટને અનુસરનારાઓ કહે છે, કર્તા ને કેવલ ચિન્માત્ર આત્મા છે એમ સાંખ્યવાદીઓ તથા યોગીઓ કહે છે, અને અવિદ્યાવડે કર્તાપણાદિ ધર્મવાળો જણાતો છતો પણ વસ્તુતાએ સર્વ ધર્મોથી અત્યંતરહિત પરમાનંદરૂપ ને જ્ઞાનસ્વરૂપ આત્મા છે એમ ઉપનિષદ્‌ના મતને અનુસરનારાઓ કહે છે, આવી રીતે આત્માના

વિશેષસ્વરૂપમાં વાદીઓના ઉપરોક્ત વિવાદોવડે સંદેહ થતાં હુના એટલે અત્માના વિશેષસ્વરૂપનો વાસ્તવિક નિર્ણય આચાર્યભગવાન્ નીચેના શ્લોકદ્વારા કરે છે:—

**न भूमिर्न तोयं न तेजो न वायुर् , न खं नेंद्रियं वा न तेषां समूहः ।**
**अनेकांतिकत्वात्सुषुप्त्यैकसिद्धः, तदेकोऽवशिष्टः शिवःकेवलोऽहम्॥**

વ્યભિચારીપણાથી [ હું ] પૃથિવી નથી, જલ નથી, તેજ નથી, વાયુ નથી, આકાશ નથી, ઇંદ્રિય નથી, અથવા તેમનો સમૂહ નથી, [પણ] સુષુપ્તિમાં સિદ્ધ, એક, અવશિષ્ટ, કેવલ, શિવ તે હું [ છું. ]

વ્યભિચારીપણાથી–સર્વમાં અવ્યાપકપણાથી,–દૃશ્યપણાથી ને વિનાશીપણાથી હું ( હું એવા જ્ઞાનનો વિષય–આત્મા ) પૃથિવી નથી, અર્થાત્ પૃથિવીતત્ત્વ આત્મા નથી, હું જલ નથી,–જલતત્ત્વ આત્મા નથી, હું તેજ નથી,–તેજસ્તત્ત્વ આત્મા નથી, હું વાયુ નથી,–વાયુતત્ત્વ આત્મા નથી, હું આકાશ નથી,–આકાશતત્ત્વ આત્મા નથી, હું ઇંદ્રિય નથી,–શ્રોત્રાદિ ઇંદ્રિય આત્મા નથી, અને ઇંદ્રિયોનો સમૂહ પણ હું નથી,–ઇંદ્રિયોનો સમૂહ પણ આત્મા નથી, પણ એ સર્વથી ભિન્ન સુષુપ્તિ–અવસ્થામાં સાક્ષિરૂપે રહેલ, અદ્વિતીય, નિષેધના અવધિરૂપ એટલે સર્વ દ્વૈતના બાધમાં પણ અબાધિત, સંગરહિત, પરમાનંદજ્ઞાનરૂપ તે હું છું, અર્થાત્ તેવા સ્વભાવવાળો આત્મા છે, આ ઉપનિષદ્નો પક્ષજ વધારે સારો છે.

પૃથિવી, જલ, તેજ ને વાયુ આમાંનું કોઈ ભૂત આત્મા નથી, તેથી તે ચારે ભૂતોનો સમૂહ પણ આત્મા નથી, આ કથનવડે દેહાત્મવાદી ચાર્વાકના મતનું નિરાકરણ કર્યું છે. આકાશ શૂન્યરૂપ કહેવાય

છે, તેથી આકાશ-શૂન્ય-આત્મા નથી આ કથનવડે શૂન્યને આત્મા માનનાર માધ્યમિકના મતનું નિરાકરણ કર્યું છે. એક એક ઇંદ્રિય આત્મા નથી, અથવા ઇંદ્રિયોનો સમૂહ આત્મા નથી એમ કહેવાથી એક એક ઇંદ્રિયને તથા ઇંદ્રિયોના સમૂહને આત્મા માનનાર અન્ય ચાર્વાકોના મતનું નિરાકરણ કર્યું છે. ભૂતો આત્મા નથી એમ કહેવાથી પ્રાણ, મન ને બુદ્ધિ ( ક્ષણિકવિજ્ઞાન ) જે ભૂતોના કાર્યરૂપ છે તે પણ આત્મા નથી એમ પણ કહી દીધું છે એમ સમજવું. આ સર્વ જડ તથા દૃશ્ય હોવાથી અને માત્ર પોતામાંજ રહેનાર પણ અન્ય સર્વમાં નહિ રહેનાર હોવાથી આત્મા નથી. કર્તાપણાદિરૂપ ધર્મવાળો જીવ પણ આત્મા નથી. જે દેશકાલાદિવડે પરિચ્છિન્ન હોય તે ઘટાદિની પેઠે વિનાશી હોય છે, પણ આત્મા તેવો નથી, આત્મા તો દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત હોવાથી નિત્ય-અવિનાશી-છે કર્તાપણું તથા ભોક્તાપણું ઇત્યાદિ ધર્મો આત્માના નથી, પણ અવિદ્યાવડે અંતઃકરણની સાથે તાદાત્મ્યપ્રાપ્તિ થવાથી તે ધર્મો આત્મામાં પ્રતીત થાય છે. અંતઃકરણરૂપ ઉપાધિના ભેદથી જીવો ઘણા છે, પણ ઉપાધિરહિત શુદ્ધ-ચેતનરૂપ આત્મા તો એકજ છે. છંદ ભુજંગપ્રયાત છે ૧ ·

જ્ઞાન થયા પછી બાધ પામનારા વર્ણાદિ ધર્મો પણ આત્માના નથી એમ કહે છેઃ—

न वर्णा न वर्णाश्रमाचारधर्मा, न मे धारणाध्यानयोगादयोऽपि।
अनात्माश्रयाहंममाध्यासहानात्, तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम्॥

અનાત્માના આશ્રયવાળા અહંમમરૂપ અધ્યાસની નિવૃત્તિથી મને વર્ણો નથી, વર્ણ તથા આશ્રમના આચાર ને ધર્મો નથી,-[અને] ધારણા, ધ્યાન ને યોગાદિ પણ મને નથીઃ

તે એક, અવશિષ્ટ, કેવલ, શિવ હું [છું.]

અવિદ્યારૂપ ઉપાદાનકારણમાંથી ઉપજેલી દેહાદિમાં હુંપણાની અને દેહાદિના સંબંધવાળા પ્રાણિપદાર્થમાં મારાપણાની ભ્રાંતિ તેના અવિદ્યારૂપ મૂલસહિત તત્ત્વજ્ઞાનવડે નાશ પામવાથી જ્ઞાન થયા પછી હુંપણાની ને મારાપણાની ભ્રાંતિ રહેતી નથી, તેથી અસંગાત્મરૂપ મારામાં બ્રાહ્મણાદિ વર્ણો નથી; અને બ્રાહ્મણાદિ વર્ણોના તથા બ્રહ્મચર્યાદિ આશ્રમોના સ્નાનશૌચાદિરૂપ આચાર, ને બ્રહ્મચર્ય તથા ગુરુસેવાદિરૂપ ધર્મો પણ મારામાં નથી. વળી મારા સ્વરૂપમાં બાહ્ય-વિષયના ત્યાગવડે બ્રહ્મમાં મનની સ્થિરતારૂપ ધારણા નથી. બ્રહ્મમાં મનની વિશેષ સ્થિરતારૂપ ધ્યાન નથી, અને ચિત્તની વૃત્તિઓના નિરોધરૂપ યોગ પણ નથી. યોગાદિમાંના આદિ શબ્દવડે મારા સ્વરૂપમાં શ્રવણ, મનન ને નિદિધ્યાસન પણ નથી એમ જણાવ્યું છે. હું તો અદ્વિતીય, સર્વ દ્વૈતનો બાધ થયા છતાં પણ બાધ નહિ પામેલો, કારણકાર્યના સંબંધથી રહિત ને પરમાનંદજ્ઞાનસ્વરૂપ છું. ૨

મિથ્યાભિમાનથી વર્ણાશ્રમાદિ વ્યવહારની સિદ્ધિ છે, ને જો તે મિથ્યાભિમાનની નિવૃત્તિ થાય તો તે વર્ણાશ્રમાદિ વ્યવહારની પણ નિવૃત્તિ થાય છે, એ અર્થ સુષુપ્તિમાં થતી સ્થિતિને કહીને સમજાવે છેઃ—

न माता पिता वा न देवा न लोका,<br>
न वेदा न यज्ञा न तीर्थं ब्रुवंति ।<br>
सुषुप्तौ निरस्तातिशून्यात्मकत्वात्,<br>
तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥ ६ ॥

સુષુપ્તિમાં [ક્ષુધાદિને] નિરસ્ત [કરીને] અતિશૂન્ય-રૂપપણાથી માતા અથવા પિતા નથી, દેવો નથી, લોકો નથી,

**વેદા નથી, યજ્ઞો નથી, [ ને ] તીર્થ નથી, [ એમ ] કહે છે, તે એક, અવશિષ્ટ, કેવલ, શિવ હું [ છું. ]**

"अत्र पितापिता भवति मातामाता देवा अदेवा वेदा अवेदा यज्ञा अयज्ञा ॥" ( દેહાભિમાનની નિવૃત્તિ થઇ જવાથી, સુષુપ્તિમાં પિતા અપિતા થાય છે, માતા અમાતા થાય છે, દેવો અદેવો થાય છે, વેદો અવેદો થાય છે, ને યજ્ઞો અયજ્ઞો થાય છે,) આ શ્રુતિમાં સુષુપ્તિવિષે આત્મા ક્ષુધાદિ સંસારના સર્વ ધર્મોને દૂર કરીને અદ્વિતીયબ્રહ્મરૂપ અતિશ્રુત્યરૂપપણાને પામે છે એમ કહ્યું છે, તેથી તે અવસ્થામાં દેહાભિમાનની નિવૃત્તિ થવાથી પોતાના શરીરની માતાના તથા પિતાના સંબંધના અભાવથી તેમનું અવિદ્યમાનપણું જણાય છે. ત્યાં આરાધન કરવાયોગ્ય હરિહરાદિ દેવો પણ પ્રતીત થતા નથી, સ્વર્ગાદિ લોકો પણ ત્યાં પ્રતીત થતા નથી, અલૌકિક હિતાહિતના-સાધનપણાનું પ્રતિપાદન કરનારાં તથા બ્રહ્મનું પ્રતિપાદન કરનારાં પ્રમાણવાક્યોરૂપ વેદો પણ ત્યાં નથી, સ્વર્ગાદિના સાધનભૂત જ્યોતિષ્ટોમાદિ યજ્ઞો પણ ત્યાં વિદ્યમાન નથી, અને યજ્ઞના સાધનરૂપ કુરુક્ષેત્રાદિદેશરૂપ તીર્થે પણ ત્યાં નથી. જેમ ત્યાં પુણ્યકર્મનાં સાધનો પ્રતીત થતાં નથી તેમ ત્યાં પાપકર્મનાં સાધનો પણ પ્રતીત થતાં નથી. જ્યાં દેહાભિમાન હોય ત્યાં એ સર્વ હોવાનો સંભવ છે, પણ જ્યાં દેહાભિમાન ન હોય ત્યાં તેમાંનું કશું હોવા સંભવ નથી. જ્યારે સુષુપ્તિ-અવસ્થામાં દેહા-ભિમાનના અભાવથી માતાદિની અપ્રતીતિ છે ત્યારે જ્ઞાનકાલમાં દેહાભિમાનનો અત્યંત અભાવ હોવાથી તે કાલમાં માતાદિના સત્ય-પણાની પ્રતીતિ ક્યાંથી હોય ? નજ હોય. જ્ઞાનકાલમાં માત્ર નિરાવરણ આત્મસ્વરૂપનુંજ સ્ફુરણ હોય છે, તેથી તે કાલે હું અદ્વિતીય, અબાધિત, સર્વસંગવિહીન ને પરમાનંદપ્રકાશરૂપ છું. ૩

એવી રીતે ત્રણ શ્લોકોવડે વાદીઓના વિવાદોના નિરાકરણ-પૂર્વક જીવના વાસ્તવિકસ્વરૂપનો નિર્ણય કર્યો. હવે વાદીઓના પૂર્વ-પક્ષોના નિરાકરણપૂર્વક ઈશ્વરના વાસ્તવિકસ્વરૂપનો નિશ્ચય કરવાયોગ્ય છે. સત્‌શબ્દવડે વાચ્ય બ્રહ્મ આ જગતનું કારણ છે એમ "**सदेव सौम्येदमग्र आसीत्**" (હે પ્રિયદર્શન! આ જગત્ પૂર્વે સદ્રૂપજ હતું,) ઇત્યાદિ શ્રુતિઓએ પ્રતિપાદન કરેલું છે. આમાં વાદીઓના આ પ્રમાણે વિવાદો જોવામાં આવે છે:—જડ પ્રધાન આ જગતનું કારણ છે એમ **સાંખ્યવાદીઓ** કહે છે; પશુપતિજ આ જગતનું કારણ છે, તે ચેતનરૂપ છતાં પણ જીવથી ભિન્ન છે, ને તેજ ઉપાસના કરવાયોગ્ય છે, એમ **પાશુપતો** (શૈવો) કહે છે; ભગવાન્ વાસુદેવ આ જગત્‌નું કારણ છે, તે વાસુદેવથી સંકર્ષણનામનો જીવ ઉત્પન્ન થાય છે, સંકર્ષણથી પ્રદ્યુમ્નનામનું મન ઉત્પન્ન થાય છે, પ્રદ્યુમ્નથી અનિરુદ્ધનામવાળો અહંકાર ઉત્પન્ન થાય છે, જીવ બ્રહ્મરૂપ વાસુદેવનું કાર્ય હોવાથી જીવનો ને બ્રહ્મનો અત્યંતભેદ છે, એમ **પાંચરાત્રિકો** કહે છે; જીવ પરિણામી, નિત્ય, વસ્તુતાએ સર્વજ્ઞ ને સિદ્ધથી ભિન્નાભિન્ન છે, ને તેઓ કર્મવડે આ જગતના ફેરફારમાં કારણ થાય છે એમ **જૈનો** કહે છે; સર્વજ્ઞપણાદિવાળું બ્રહ્મ નથી, વેદનું ક્રિયાર્થ-પરપણું હોવાથી તે બ્રહ્મમાં વેદોનું તાત્પર્ય નથી, કિંતુ વાણી આદિમાં ધેનુ આદિની ઉપાસનાની પેઠે સર્વજ્ઞપણાદિની દૃષ્ટિવડે જગતના કારણરૂપ પરમાણુ આદિ અથવા જીવ ઉપાસ્ય છે એમ **મીમાંસકો** કહે છે; પૃથિવી આદિ કાર્યરૂપ હેતુવડે અનુમાન કરવામાં આવતા નિત્યજ્ઞાનાદિવાળા સર્વજ્ઞ ઈશ્વર છે, ને તે જીવથી ભિન્નજ છે, એમ **તાર્કિકો** કહે છે; ક્લેશ, કર્મ, વિપાક ને વાસનાથી અત્યંતરહિત નિત્યજ્ઞાનસ્વરૂપ ઈશ્વર જીવોથી વિલક્ષણ છે એમ **યોગીઓ** કહે છે;

ક્ષણિક સર્વજ્ઞ તત્ત્વ છે એમ સૌગતો કહે છે; અને અદ્વિતીય પરમાત્માજ બ્રહ્મ છે, તે જીવનું વાસ્તવસ્વરૂપ છે, ને માયાવડે સર્વજ્ઞપણાદિ વિશિષ્ટ જગતનું ઉપાદાનકારણ ને નિમિત્તકારણ છે, એમ ઔપનિષત્સિદ્ધાંતને માનનારાઓ કહે છે. એવી રીતે વાદીઓના વિવાદોવડે સંદેહયુક્ત થયેલા ઈશ્વરના સ્વરૂપનો નિર્ણય કરવા આચાર્યભગવાન્ કહે છેઃ—

न सांख्यं न शैवं न तत्पांचरात्रं,
न जैनं न मीमांसकादेर्मतं वा ।
विशिष्टानुभूत्या विशुद्धात्मकत्वात्,
तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥ ४ ॥

અખંડાનુભવવડે નિર્વિકલ્પ ચૈતન્યરૂપપણાથી તે સાંખ્યમત નથી, શૈવ નથી, પાંચરાત્ર નથી, જૈન નથી, અથવા મીમાંસકાદિનો [ મત ] નથી, તેથી એક, અવશિષ્ટ, કેવલ શિવ હું [ છું. ]

સવિકલ્પ અનુભવથી ભિન્ન "તે તું છે" ઇત્યાદિ વાક્યથી ઉત્પન્ન થયેલ અખંડાનુભવવડે નિર્વિકલ્પ, અદ્વિતીય ને ચૈતન્યરૂપપણાથી સાંખ્યાદિ મતો વાસ્તવિક નથી. "तदैक्षत बहु स्यां प्रजायेय" (તે વિચારતું હતું, હું બહુ થઉં, ઉત્પન્ન થઉં,) એ શ્રુતિમાં વિચારપૂર્વક સૃષ્ટિનું શ્રવણ થાય છે, તેથી જડ પ્રધાન સ્વતંત્રપણે આ જગતનું ઉપાદાનકારણ નથી, તેથી સાંખ્યમત વાસ્તવિક નથી. એવી રીતે શૈવમત, પાંચરાત્રમત તથા જૈનમત પણ શ્રુતિવડે તથા યુક્તિવડે બાધિત થવાથી અયુક્ત છે, વેદાંતનાં વાક્યો વૈદિક કર્મના અંગરૂપ નથી, પણ સ્વતંત્ર ફલદાતા છે. વેદાંતવાક્યજન્ય

જ્ઞાનથી મનુષ્યને સાક્ષાત્જ પરમાનંદની પ્રાપ્તિરૂપ ને નિઃશેષ દુઃખની નિવૃત્તિરૂપ પુરુષાર્થ પ્રાપ્ત થાય છે. એવી રીતે પ્રત્યક્ષ ફલવાળા, અબાધિત ને અજ્ઞાત અર્થના જ્ઞાપકપણાવડે વેદાંતોનું સ્વતઃજ પ્રમાણપણું હોવાથી બ્રહ્મ છેજ, તેથી મીમાંસકમતની સિદ્ધિ નથી. આદિશબ્દવડે તાર્કિકાદિના મતનું પણ યુક્તપણું નથી એમ જણાવ્યું છે. બહુ શ્રુતિસ્મૃતિના ને યુક્તિના વિરોધથી તાર્કિકાદિના મતો પણ વાસ્તવિક નથી. આમ હોવાથી અદ્વિતીય, અબાધિત, સંગરહિત ને પરમાનંદબોધરૂપ હું છું, ને મારા શુદ્ધ સ્વરૂપમાંજ માયાવડે પ્રતીત થયેલા ઈશ્વર આ જગતનું ઉપાદાનકારણ તથા નિમિત્તકારણ છે. ૪

બ્રહ્મ સર્વવ્યાપક છે એમ ઘણી શ્રુતિઓમાં કહ્યું છે, ને જીવ તો અણુજેવડો, વા આરના અગ્રભાગજેવડો, અથવા અંગુષ્ઠજેવડો કહ્યો છે; તે જીવનું બ્રહ્મથી અભિન્નપણું સ્વીકારતાં બ્રહ્મનું સર્વવ્યાપકપણું સિદ્ધ નહિ થાય એવી શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

न चोर्ध्वं न चाधो न चांतर्न वाह्यं,
न मध्यं न तिर्यङ् न पूर्वापरादिक् ।
वियद्व्यापकत्वादखंडैकरूपस्,
तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥ ५ ॥

આકાશની પેઠે વ્યાપક હોવાથી માત્ર ઊર્ધ્વ નથી, માત્ર નીચે નથી, માત્ર અંતર નથી, બાહ્ય નથી, મધ્ય નથી, તિર્યક્ નથી, પૂર્વાપરાદિક્ નથી, પણ અખંડૈકરૂપ, અદ્વિતીય, અવશિષ્ટ, કેવલ, શિવ હું [ છું. ]

"तत्त्वमसि" ઇત્યાદિ મહાવાક્યોમાં જીવના વાસ્તવિક-સ્વરૂપનો બ્રહ્મથી સ્પષ્ટરીતે અભેદ કહેલો છે. જીવ સર્વ શરીરમાં વ્યાપક છતાં પણ હૃત્પદ્મરૂપ વા બુદ્ધિની વૃત્તિરૂપ ઉપાધિથી અંગુઠા-જેવડો વા આરના અગ્રભાગજેવડો કે અણુજેવડો કહ્યો છે. જીવનું નિરુપાધિકસ્વરૂપ બ્રહ્મ છે. તે બ્રહ્મ "आकाशवत्सर्वगतः" (આકાશની પેઠે સર્વવ્યાપક છે,) ઇત્યાદિ શ્રુતિઓમાં કહ્યા પ્રમાણે આકાશની પેઠે સર્વવ્યાપક છે, પરિચ્છિન્ન નથી. જે બ્રહ્મ આકાશની પેઠે–આકાશથી પણ વધારે–વ્યાપક હોવાથી માત્ર ઉપરના ભાગમાંજ નથી, અથવા માત્ર નીચેના ભાગમાંજ નથી, કિંવા માત્ર પ્રાણિ-પદાર્થોની અંતરજ નથી, વા માત્ર પ્રાણિપદાર્થોની બહારજ નથી, અથવા માત્ર મધ્યભાગમાંજ નથી, કિંવા માત્ર ખૂણાઓમાંજ નથી, અથવા માત્ર પૂર્વપશ્ચિમાદિક દિશાઓમાંજ વા ભૂતભવિષ્યાદિ કાલમાંજ નથી, કિંતુ સર્વસ્થલે, સર્વકાલમાં, અખંડ ને એકરૂપ છે, તે અદ્વિતીય, અબાધિત, સર્વસંગથી રહિત ને પરમાનંદપ્રકાશરૂપ બ્રહ્મ હું છું. ૫

આ દુઃખમય પ્રતીત થતું જગત્ બ્રહ્મમાં કલ્પિત હોવાથી કોઈ પણ દુઃખનો બ્રહ્મની સાથે લેશ પણ સંબંધ નથી, તેથી બ્રહ્મભાવને પ્રાપ્ત થયેલા જીવને કોઈ પણ પ્રકારના અનર્થની સાથે સંબંધ થવાનો સંભવ નથી એમ જણાવે છેઃ—

न शुक्लं न कृष्णं न रक्तं न पीतं,<br>
न कुब्जं न पीनं न ह्रस्वं न दीर्घम् ।<br>
अरूपं तथा ज्योतिराकारकत्वात्,<br>
तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥ ६ ॥

સ્વપ્રકાશજ્ઞાનરૂપપણાવડે અપ્રમેયપણાથી [જે] શુક્લ નથી, કૃષ્ણ નથી, રક્ત નથી, પીત નથી, અણુ નથી, મહાન્ નથી, હ્રસ્વ નથી, દીર્ઘ નથી, પણ અરૂપ [છે,] તે એક, અવશિષ્ટ, કેવલ, શિવ હું [છું.]

સ્વયંપ્રકાશજ્ઞાનરૂપપણાવડે સર્વપ્રમાણનો અવિષય હોવાથી જે બ્રહ્મ ધોળા રંગવાળું નથી, કાળા રંગવાળું નથી, રાતા રંગવાળું નથી, પીળા રંગવાળું નથી, અણુજેવડું નથી, મોટા પ્રમાણવાળું નથી, ટુંકું નથી, લાંબું નથી, પણ જે પ્રત્યક્ષાદિ પ્રમાણના અવિષયરૂપ, અદ્વિતીય, અબાધિત, સર્વસંગરહિત ને પરમાનંદપ્રકાશરૂપ છે, તે બ્રહ્મ હું છું. ૬

જો જીવબ્રહ્મનો અભેદ હોય તો સદ્ગુરુના ઉપદેશનું નિષ્ફલપણું થશે એમ જો શંકા થાય તો તેના સમાધાનમાં કહે છે કે પરમાર્થપક્ષે તેમ થાય તેમાં હાનિ નથીઃ—

न शास्ता न शास्त्रं न शिष्यो न शिक्षा,
न च त्वं न चाहं न चायं प्रपंचः ।
स्वरूपावबोधो विकल्पासहिष्णुस्,
तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥ ७ ॥

શાસ્તા નથી, શાસ્ત્ર નથી, શિષ્ય નથી, શિક્ષા નથી, તું પણ નથી, હું પણ નથી, [ને] આ પ્રપંચ પણ નથી; [જે] સ્વરૂપનું જ્ઞાન વિકલ્પને નહિ સહન કરનારું [છે,] તે અદ્વિતીય, અબાધિત, કેવલ, શિવ હું [છું.]

જ્યાં બ્રહ્મોપદેષ્ટા ગુરુ નથી, ઉપદેશના સાધનરૂપ શાસ્ત્ર નથી, ઉપદેશના વિષયરૂપ શિષ્ય નથી, ઉપદેશની ક્રિયા નથી, શ્રવણ કરનાર

हुं नथी, श्रवण करावनार हुं नथी, अने देहेंद्रियादिरूप आ प्रपंच वस्तुताए नथी. जे ब्रह्मस्वरूपनुं अपरोक्षज्ञान ब्रह्मरूप होवाथी सर्व द्वैतनी निवृत्तिवडे कोइ पण प्रकारना विकल्पने सहन करनारुं नथी, ते अद्वितीय, अबाधित, सर्वसंगथी रहित ने परमानंदपरमप्रकाशरूप ब्रह्म हुं छुं. ७

जाग्रदादि अवस्था ने तेना अभिमानीओ पण वस्तुताए आत्मामां नथी एम कहे छेः—

न जाग्रन्न मे स्वप्नको वा सुषुप्तिर्,
न विश्वो न वा तैजसः प्राज्ञको वा ।
अविद्यात्मकत्वात्त्रयाणां तुरीयस्,
तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥ ८ ॥

[ जाग्रदादि ] त्रणेना अविद्यारूपपणाथी मारी जाग्रदवस्था नथी, [ मारी ] स्वप्नावस्था नथी, वा सुषुप्ति नथी, विश्व नथी, वा तैजस [ नथी, ] वा प्राज्ञ [ नथी, जे] तुरीय [ छे ] ते एक, अबाधित, संगरहित [ ने ] परमानंदपरमप्रकाशरूप हुं [ छुं. ]

अंतःकरणनी जाग्रदवस्था आदि त्रणे अवस्था तथा तेमना अभिमानीओ अविद्यावडे आत्मामां कल्पित छे, तेथी अविद्यारूप छे. एवी रीते त्रणेना अविद्यारूपपणाथी अंतःकरणनी जाग्रदवस्था मारी—असंग आत्मानी—नथी. अंतःकरणनी स्वप्नावस्था पण मारी नथी, अने अंतःकरणनी सुषुप्ति अवस्था पण मारी नथी. जाग्रदवस्थानो अभिमानी जीव विश्व कहेवाय छे ते मारुं स्वरूप नथी,

સ્વપ્નાવસ્થાના અભિમાની જીવ તૈજસ કહેવાય છે તે પણ મારું સ્વરૂપ નથી, ને સુષુપ્તિ અવસ્થાનો અભિમાની જીવ પ્રાજ્ઞ કહેવાય છે તે પણ મારું સ્વરૂપ નથી. જે એ ત્રણે અવસ્થાઓથી ને એ ત્રણે અવસ્થાઓના અભિમાનીઓથી ભિન્ન તથા તે ત્રણેની અપેક્ષાએ તુરીય–ચોથા–એવા નામથી કહેવાય છે તે એક, અબાધિત, સર્વસંગ-રહિત ને પરમાનંદપ્રકાશરૂપ હું છું.

આ વિશ્વમાં દશ્ય ને દ્રષ્ટા એવા બે પ્રકારના પદાર્થો છે. તેમાં દ્રષ્ટારૂપ પદાર્થ આત્મા પારમાર્થિક એક છે. તે સર્વદા એકરૂપ છતાં પણ ઉપાધિના ભેદવડે ત્રણ પ્રકારનો છે, ઈશ્વર, જીવ ને સાક્ષી. તેમાં માયારૂપ ઉપાધિવાળા તે ઈશ્વર, સંસ્કારસહિત અંતઃકરણરૂપ વા અજ્ઞાનના અંશરૂપ ઉપાધિવાળા તે જીવ, ને અસંગ તથા સર્વ દશ્યનું પ્રકાશક ચેતન તે સાક્ષી. તેમાં ઈશ્વર ત્રિવિધ છે, અંતર્યામી, હિરણ્યગર્ભ ને વિરાટ્. માયારૂપ કારણોપાધિવાળા તે અંતર્યામી, સૂક્ષ્મપ્રપંચરૂપ કાર્યોપાધિવાળા તે હિરણ્યગર્ભ, ને સ્થૂલપ્રપંચરૂપ ઉપાધિ-વાળા તે વિરાટ્. જીવ પણ ત્રિવિધ છે, પ્રાજ્ઞ, તૈજસ ને વિશ્વ. અંતઃકરણની સુષુપ્તિ–અવસ્થાનો અભિમાની તે પ્રાજ્ઞ, અંતઃકરણની સ્વપ્નાવસ્થાનો અભિમાની તે તૈજસ, ને અંતઃકરણની જાગ્રદવસ્થાનો અભિમાની તે વિશ્વ કહેવાય છે. સાક્ષી સર્વનો પ્રકાશક ને સર્વમાં વ્યાપક એક પ્રકારનોજ છે. ૮

જાગ્રત, સ્વપ્ન ને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓના ને તે ત્રણ અવસ્થાઓના ત્રણ અભિમાનીઓના મિથ્યાપણાથી તેના સાક્ષીનું પણ મિથ્યાપણું થશે એમ શંકા થાય તો તે સાક્ષીનું સત્યપણું કહે છેઃ—

अपि व्यापकत्वाद्धितत्वप्रयोगात्,
स्वतःसिद्धभावादनन्याश्रयत्वात् ।
जगत्तुच्छमेतत्समस्तं तदन्यत्,
तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥ ९ ॥

વળી વ્યાપકપણાથી, હિતપણાના પ્રયોગથી, સ્વતઃસિદ્ધ-ભાવથી, [ ને ] અનન્યાશ્રયપણાથી તેનાથી ભિન્ન આ સમગ્ર જગત્ તુચ્છ [ છે, ] તે એક, અવશિષ્ટ, કેવલ, શિવ હું [ છું. ]

આકાશથી માયા વધારે વ્યાપક છે, ને માયાથી સાક્ષિરૂપ બ્રહ્મ વધારે વ્યાપક છે, અર્થાત્ તે નિરતિશયવ્યાપક છે તેથી; આત્મા પ્રિય છે, આનંદરૂપ છે, એમ " तदेतत्प्रेयः पुत्रात्प्रेयो वित्तात्प्रेयोऽन्यस्मात्सर्वस्मादन्तरतरं यदयमात्मा " ( જે આ આત્મા સર્વથી વધારે અંતર છે તે આ આત્મા પુત્રથી પ્રિય છે, વિત્તથી પ્રિય છે, અને અન્ય સર્વથી વધારે પ્રિય છે, ) ને " एष एव परम आनन्दः " ( આજ પરમાનંદરૂપ છે, ) આ શ્રુતિઓમાં તેના પુરુષાર્થ-પણાનો-પરમાનંદરૂપપણાનો-ઉપદેશ કરેલો હોવાથી; તેના સ્વ-પ્રકાશરૂપ જ્ઞાનરૂપપણાથી, ને તેના અન્યના આશ્રયપણાના અભાવથી તે સાક્ષિરૂપ બ્રહ્મથી ભિન્નરૂપે પ્રતીત થતું સાક્ષીના વિષયરૂપ આ સર્વ જગત્ તુચ્છ છે, સત્ય નથી. તે અદ્વિતીય, સર્વ સાક્ષ્યના બાધમાં પણ અબાધિત, સર્વદૃશ્યના સંબંધથી સર્વદા રહિત, ને પરમાનંદપ્રકાશ-રૂપ બ્રહ્મ હું છું. ૯

સર્વ ઉપનિષદોવડે પ્રતિપાદન કરેલ બ્રહ્મ વાણીવડે યથાયોગ્ય કહી શકાય એવું નથી એમ જણાવી હવે આ સ્તોત્રની સમાપ્તિ કરે છેઃ—

न चैकं तदन्यद् द्वितीयं कुतः स्यात्,
न वा केवलत्वं न चाकेवलत्वम् ।
न शून्यं न चाशून्यमद्वैतकत्वात्,
कथं सर्ववेदांतसिद्धं ब्रवीमि ॥ १० ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचितं श्रीसिद्धांतबिन्दुस्तोत्रं संपूर्णम् ॥ १३ ॥

**જો એક નથી, [ તો ] તેનાથી ભિન્ન દ્વિતીય ક્યાંથી હોય? અથવા કેવલપણું નથી, તેમ અકેવલપણું નથી, શૂન્ય નથી તેમ અશૂન્ય નથી, અદ્વૈતપણાથી સર્વવેદાંતથી સિદ્ધને કેવી રીતે કહું?**

બ્રહ્મથી ભિન્ન અહીં કાંઈ પણ સત્ય વસ્તુજ નથી, તો પછી તેને એક કેમ કહેવાય? કેમકે બે આદિ સંખ્યાની અપેક્ષાવાળો એક શબ્દ છે. માત્ર જિજ્ઞાસુને સમજાવવામાટે તેને એક ને અદ્વિતીય કહેવામાં આવે છે, તે એક ને અદ્વિતીયમાં તેનાથી ભિન્ન દ્વિતીય ક્યાંથી સંભવી શકે? નજ સંભવી શકે. અન્ય હોય તોજ કેવલપણું ને અકેવલપણું કહેવાય, પરંતુ જ્યાં અન્ય છેજ નહિ ત્યાં કેવલપણું વા અકેવલપણું કેવી રીતે કહી શકાય? બ્રહ્મ સર્વદા સદ્રૂપ હોવાથી તેને શૂન્યરૂપ કહી શકાય નહિ, તેમ ત્યાં કોઈ પણ વસ્તુનો સદ્ભાવ નજ હોવાથી તેને અશૂન્યરૂપ પણ કહી શકાય નહિ. આ બ્રહ્મતત્ત્વ અદ્વૈત હોવાથી તેનું જોઈએ તેવું નિરૂપણ કરવા વાણી સમર્થ નથી. "**यतो वाचो निवर्तन्ते**" (જે બ્રહ્મથી વાણીઓ પાછી વળે છે,) શ્રુતિ પણ એમજ કહે છે, તેથી સર્વ ઉપનિષદોવડે સિદ્ધ બ્રહ્મતત્ત્વને હું વાણીવડે જેમ છે તેમ કેવી રીતે કહી શકું? ૧૦

એ પ્રમાણે બ્રહ્મવિદ્યાવાળા પરમહંસોના ને પરિવ્રાજકોના આચાર્ય શ્રીશંકરાચાર્યજીએ રચેલા શ્રીસિદ્ધાંતબિંદુનામના સ્તોત્રરૂપ તેરમા રત્નની શ્રીનાથશર્મપ્રણીત ભાવાર્થદીપિકાનામની ગુજરાતીભાષાની ટીકા પૂરી થઇ ૧૩



॥ ॐ ॥

## ॥ ૧૪ શ્રીવાક્યવૃત્તિ ॥

ભાવાર્થદીપિકાટીકાસહિત



### મંગલાચરણ ને ટીકાની પ્રતિજ્ઞા

દોહરો

બ્રહ્માર્ષિનુ ધ્યાન ધરી, વંદી સદ્‌ગુરુપાય,
વાક્યવૃત્તિની આ ટીકા, ગુર્જરગિરા લખાય. ૧

"तत्त्वमसि" આદિ મહાવાક્યોના અર્થના નિરૂપણરૂપ આ લઘુ લેખ હોવાથી આ લઘુ લેખનુ નામ વાક્યવૃત્તિ રાખવામા આવ્યું છે આધ્યાત્મિકાદિ ત્રણ તાપોથી બહુ તપેલા, અસખ્ય જન્મમરણાદિરૂપ સમારના માર્ગના શ્રમથી બહુ પીડા પામેલા, આત્મજ્ઞાનરૂપ શીતલ ને મધુર જલનું પાન કરવાની ઉત્કટ ઇચ્છાવાળા, ને શારીરકભાષ્યાદિરૂપ ગભીર જલાશયભરણી જવાને અસમર્થ મનુષ્યોને માટે પરમકારુણિક પૂજ્યચરણ શ્રીશંકરભગવાને વાક્યવૃત્તિનામના પ્રકરણગ્રંથરૂપ પ્રપાની (પરબની) રચના કરી તેમના અંતઃકરણને શીતલ

તથા ક્લેશરહિત કરવાની કૃપા કરી છે. તેમાં પ્રથમ આ પ્રકરણગ્રંથના શ્રવણમાં પ્રવૃત્ત થયેલા અધિકારીઓને નિર્વિઘ્ને બ્રહ્મનો અપરોક્ષ અનુભવ થવામાટે આ ગ્રંથમાં પ્રતિપાદન કરેલ અદ્વિતીયબ્રહ્મના સ્મરણપૂર્વક પોતાના સદ્ગુરુને શિષ્યે અવશ્ય નમન કરવું જોઇએ એમ શિષ્ટાચાર જણાવતા છતા આચાર્યભગવાન્ પોતે નમનરૂપ મંગલ કરે છેઃ—

सर्गस्थितिप्रलयहेतुमचिंत्यशक्तिं,
विश्वेश्वरं विदितविश्वमनंतमूर्तिम् ।
निर्मुक्तबंधनमपारसुखांबुराशिं,
श्रीवल्लभं विमलबोधघनं नमामि ॥ १ ॥

ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલયના કારણરૂપ, અચિંત્યશક્તિવાળા, જગત્ના નિયંતા, વિશ્વને જાણનારા, અસંખ્ય શરીરોવાળા, બંધનથી રહિત, અપાર સુખના સાગર, [ને] નિર્મલજ્ઞાનઘન શ્રીપ્રિયને [હું] નમું [છું.]

જે પોતાની માયાનામની અઘટિત ઘટના કરવામાં પરમ સમર્થ શક્તિવડે આ દૃશ્ય જગત્ની ઉત્પત્તિના, ઘટે તેવી રીતે આ જગત્ની સ્થિતિના, ને પ્રાણીઓનાં તુરતમાં ફલભોગનો અનુભવ કરાવનારાં કર્મોનો અભાવ થયે થનારા આ જગતના પ્રલયના કારણરૂપ છે, જે મનુષ્યની બુદ્ધિથી ન સમજી શકાય એવી માયાનામની શક્તિના આશ્રયરૂપ છે, જે આ પ્રતીત થતા સમગ્ર જગત્ના માયાવડે નિયામક છે, જે આ વિશ્વના વાસ્તવિક સ્વરૂપને સંશયવિપર્યયથી રહિત જાણનારા છે, જે આ વિશ્વમાં અસંખ્ય પ્રાણીઓનાં શરીરો છે તેમાં રહેલા હોવાથી અસંખ્ય શરીરોવાળા છે, જેમને કોઈ પણ

સમયમાં બંધ નથી, અર્થાત્ જેઓ સર્વદા મુક્ત છે, જે પારરહિત આનંદના મહાસાગર છે, અને જે અવિદ્યારૂપ મલથી રહિત એકરસ-જ્ઞાનરૂપ છે, તે સર્વ સૌંદર્યના સ્વામી સહજ મનોહર બ્રહ્માભિન્ન મારા સદ્ગુરુને વા લક્ષ્મીના પ્રિય ગોવિંદથી અભિન્ન ગોવિંદનામના મારા સદ્ગુરુને વા બ્રહ્મવિદ્યાના પરમપ્રિય બ્રહ્મને હું પરમપ્રેમપૂર્વક નમન કરું છું. ૧

પોતાના શ્રીસદ્ગુરુની અપાર કૃપાનું સ્મરણ થઈ આવતાં પુનઃ પણ પોતાના શ્રીસદ્ગુરુને નમસ્કાર કરે છેઃ—

यस्य प्रसादादहमेव विष्णुर्मय्येव सर्वं परिकल्पितं च ।
इत्थं विजानामि सदात्मरूपस्तस्यांघ्रिपद्मं प्रणतोस्मि नित्यम् २

**જેમની કૃપાથી હુંજ વિષ્ણુ ( વ્યાપક-બ્રહ્મ ) છું, અને સર્વ મારામાંજ પરિકલ્પિત [ છે, ] આ પ્રમાણે સર્વદા સ્વ-સ્વરૂપને જાણું છું, તેમના ચરણકમલમાં નિત્ય નમેલો છું.**

જેમની અમોઘ, અપાર ને સ્વાર્થરહિત દયાવડે મારા અંતઃકરણ-માં પ્રતીત થતા અજ્ઞાનની નિવૃત્તિથી હુંજ દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત બ્રહ્મ છું, અને આ સર્વ નામરૂપાત્મક પ્રપંચ મારા-માંજ અવિદ્યાના ને વાસનાના સામર્થ્યથી વિવર્તરૂપે કલ્પાયો છે, આ પ્રમાણે હું સર્વદા બ્રહ્મથી અભિન્ન મારા પારમાર્થિક સ્વરૂપને જાણું છું. તે દયાનિધિ સદ્ગુરુશ્રીના ચરણકમલમાં હું વારંવાર પરમપ્રેમથી નમસ્કાર કરું છું. અજ્ઞાનીને બ્રહ્મની પ્રતીતિ ન થતાં જગત્‌ની પ્રતીતિ થાય છે, ને જ્ઞાનીને બ્રહ્મની પ્રતીતિ થઈ જગત્ બાધ પામે છે, આ અર્થ શ્રીયોગવાસિષ્ઠમાં પણ નીચેના શ્લોકથી કહ્યો છેઃ—

" अज्ञस्य दुःखौघमयं ज्ञस्यानन्दमयं जगत्।
अन्धं भुवनमन्धस्य प्रकाशं तु सचक्षुषः ॥ १ ॥"

જેમ આંધળાને સૂર્યવડે પ્રકાશેલું આ જગત્ અંધકારમય જણાય છે, ને નેત્રવાળાને આ જગત્ પ્રકાશમય જણાય છે, તેમ અજ્ઞાની મનુષ્યને આ પરમાનંદના વિવર્તરૂપ જગત્ દુઃખના સમૂહરૂપ પ્રતીત થાય છે, ને જ્ઞાનીને આ જગત્ પરમાનંદરૂપ બ્રહ્મના અનુભવથી પરમાનંદમય પ્રતીત થાય છે ૧

એવી રીતે અંતઃકરણની યોગ્યતાથી ને અયોગ્યતાથી દર્શનમાં ભેદ પડે છે ૨

" आचार्यवान् पुरुषो वेद " ( સદ્‌ગુરુના શરણવાળો પુરુષ બ્રહ્મસ્વરૂપને જાણે છે, ) આ છાંદોગ્યશ્રુતિમાં શિષ્યને બ્રહ્મસ્વરૂપનું યથાર્થ જ્ઞાન પોતાના શ્રીસદ્‌ગુરુદ્વારા થાય છે એમ કહ્યું છે, તેથી શિષ્યના ને આચાર્યના પ્રશ્નરૂપે ને ઉત્તરરૂપે બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ કરવા-માટે પ્રથમ શિષ્યના લક્ષણનું ગ્રંથકાર નિરૂપણ કરે છે —

तापत्रयार्कसंतप्तः कश्चिदुद्विग्नमानसः ।
शमादिसाधनैर्युक्तः सद्गुरुं परिपृच्छति ॥ २ ॥

ત્રણ તાપરૂપ સૂર્યથી બહુ તપેલો, ઉદ્વેગ પામેલા મનવાળો, [ ને ] શમાદિ સાધનોવડે યુક્ત કોઇ [ જિજ્ઞાસુ ] સદ્‌ગુરુને પૂછે છે

આધ્યાત્મિક, આધિભૌતિક ને આધિદૈવિક આ ત્રણ દુઃખરૂપ ઊનાળાના બપોરના સૂર્યથી અત્યંત તપેલા, સમારંભમાં સુખના કરતાં દુઃખનું બહુપણું જોઈ આ લોકના વિષયોમાં તથા સ્વર્ગાદિના વિષયોમાં તૃષ્ણારહિત થયેલા મનવાળો, અને શમાદિ છ સંપત્તિ તથા

મુમુક્ષુતાવડે યુક્ત અંતઃકરણવાળો કોઇ નિરભિમાની જિજ્ઞાસુ, કોઇ વેદાંતશાસ્ત્રને જાણનારા, યુક્તિઓવડે જિજ્ઞાસુના મનને સંશયરહિત કરવાના સામર્થ્યવાળા; ને બ્રહ્મના દૃઢ અનુભવવાળા શ્રીસદ્‌ગુરુને પ્રણામ કરી, તેમનું શરણ ગ્રહણ કરી, તેમની પરમપ્રેમથી સેવા કરી, પછી કોઈ અનુકૂલ સમયે તેઓશ્રીને પૂછે છે. ૩

તે શિષ્ય પોતાના સદ્‌ગુરુને 'શું પૂછે છે એમ' જાણવાની ઇચ્છા થાય તો તેના સમાધાનમાં બંધની નિવૃત્તિનું સાધન પૂછે છે એમ કહે છે:—

**अनायासेन येनास्मान्मुच्येयं भवबंधनात् ।**
**तन्मे संक्षिप्य भगवन्केवलं कृपया वद ॥ ४ ॥**

**પરિશ્રમરહિત જેવડે આ સંસારરૂપ બંધનથી મોકળો થઉં તે સંક્ષેપ કરીને હે ભગવન્! મને કેવલ કૃપાવડે કહો.**

જેમાં શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણને બહુ શ્રમ ન આપવો પડે એવા પ્રાયશઃ પરિશ્રમરહિત જે સાધનવડે આ સંસારરૂપ કારાગારમાં બંધન પામેલો હું આ સંસારરૂપ દુઃખમય બંધનથી મોકળો થઉં તે સાધન અતિવિસ્તારવિના સંક્ષેપથી હે ભગવન્! મને કેવલ દયાવડે કહો: શુદ્ધાત્માને ત્રણે કાલમાં બંધનનો સંભવ નથી. ચિદાભાસમાં બંધનનું ભાન થાય છે, ને તે દુઃખમય લાગે છે. તે કલ્પિત છતાં પણ દુઃખાનુભવ કરાવે છે. કલ્પિત પણ દુઃખાનુભવ કરાવી શકે છે એ આપણે દોરડીમાં ભ્રાંતિથી પ્રતીત થતા સર્પથી પાછા ભાગવું, પગ ભાંગવો, ભય ને કંપ થાય છે તેથી જાણીએ છીએ. હે ભગવન્! એ સંબોધનવડે પોતાના સદ્‌ગુરુને શિષ્યે "હે ભગવન્!" "હે સ્વામિન્!" "હે પ્રભો!" "હે મહાદેવ!" ઇત્યાદિ પરમેશ્વર-

વાચક શબ્દોવડે બોલાવવા જોઇએ એવો શિષ્ટાચાર બતાવ્યો છે. શ્રીસદ્‍ગુરુને બ્રહ્મોપદેશ કરવામાં દૃષ્ટ કે અદૃષ્ટ કોઈ પણ પ્રયોજન કોઇની પાસેથી સિદ્ધ કરવાનું રહ્યું નથી, તેથી શિષ્યે કેવલ કૃપાવડે મને સંસારબંધનની નિવૃત્તિના હેતુભૂત બ્રહ્મોપદેશ કરો એમ પ્રાર્થના કરી છે. ૪

તુચ્છ વિષયસુખ ને તેનાં સાધનોના પ્રશ્નોની અપેક્ષાએ સંસારતાપથી તપેલા સર્વ મુમુક્ષુઓને પરમાનંદની પ્રાપ્તિના સાધનનો પ્રશ્ન પૂછવાથી શિષ્યના તે પ્રશ્નને સદ્‍ગુરુ વખાણી તે પ્રશ્નનો ઉત્તર આપવાનો પ્રારંભ કરે છે:—

**साध्वी ते वचनव्यक्तिः प्रतिभाति वदामि ते ।**
**इदं तदिति विस्पष्टं सावधानमनाः शृणु ॥ ५ ॥**

**તારા વચનની પ્રકટતા સારી જણાય છે. તને આ તે એમ અતિસ્પષ્ટ કહું છું, સાવધાન મનવાળો થઇને સાંભળ.**

શ્રીસદ્‍ગુરુ કહે છે:–હે સૌમ્ય ! તારા અંતઃકરણની જિજ્ઞાસા જણાવનારાં તારાં વચનોની રચના મને સારી પ્રતીત થાય છે. હું તને આજ નક્કી મુક્તિનું–સંસારબંધનમાંથી નિકસને માટે મોકળા થવાનું–સાધન છે એમ અત્યંત સ્પષ્ટ કરીને કહું છું, તું હવે એકાગ્રચિત્તવાળો થઇને આદરપૂર્વક તે સાધનના સ્વરૂપનું શ્રવણ કર. અતિસ્પષ્ટ ને સાવધાન મનવાળો આ બંને શબ્દોવડે સદ્‍ગુરુએ શિષ્યને બહુ સ્પષ્ટ શબ્દોમાં ઉપદેશ કરવો જોઇએ, ને શિષ્યે તે ઉપદેશ એકાગ્રચિત્તવડે શ્રવણ કરવો જોઇએ એમ ગુરુશિષ્ય બંનેના ધર્મોનું નિરૂપણ કર્યું છે. ૫

હવે સદ્‍ગુરુ તે શિષ્યને મુક્તિનું સાધન કહે છે:—

**तत्त्वमस्यादिवाक्योत्थं यज्जीवपरमात्मनोः ।**
**तादात्म्यविषयं ज्ञानं तदिदं मुक्तिसाधनम् ॥ ६ ॥**

**" तत्त्वमसि " (તે બ્રહ્મ તું છે,) ઇત્યાદિ વાક્યથી ઉપજેલું જે જીવના અને પરમાત્માના એકપણાના વિષયરૂપ જ્ઞાન તે આ મુક્તિનું સાધન [છે.]**

" तत्त्वमसि " ઇત્યાદિ મહાવાક્યોનું શ્રીસદ્ગુરુદ્વારા શ્રવણ થવાથી ઉપજેલું જે જીવના વાસ્તવિક સ્વરૂપના અને પરમાત્માના વાસ્તવિક સ્વરૂપના એકપણાનું જ્ઞાન તે બ્રહ્માનુભવરૂપ જ્ઞાન આ દુઃખમય સંસારમાંથી મુક્ત થવાના સાધનરૂપ છે. ૬

હવે સદ્ગુરુએ ઉપદેશ કરેલા વિષયમાં શિષ્ય શંકા કરે છેઃ—

**को जीवः कः परमात्मा तादात्म्यं वा कथं तयोः ।**
**तत्त्वमस्यादिवाक्यं वा कथं तत्प्रतिपादयेत् ॥ ७ ॥**

**જીવ કોણ? અને પરમાત્મા કોણ? તથા તે બંનેનું એકપણું કેવી રીતે? અને " तत्त्वमसि " આદિ વાક્ય તેને કેવી રીતે પ્રતિપાદન કરે?**

શિષ્ય પૂછે છે—" હે પ્રભો! જીવનું શું સ્વરૂપ છે, તથા પરમાત્માનું શું સ્વરૂપ છે, તે હું જાણતો નથી. તે જીવ તથા પરમાત્મા પરસ્પર વિલક્ષણ સંભળાય છે, તો તે બંનેનું એકપણું કેવી રીતે સંભવી શકતું હશે? અને " तत्त्वमसि " આદિ મહાવાક્યો જેમનાં સ્વરૂપ મારા જાણવામાં નથી તે જીવનો તથા પરમાત્માનો અભેદ કેવી રીતે પ્રતિપાદન કરતાં હશે? " ૭

શિષ્યની તે શંકાઓનું ક્રમપૂર્વક સમાધાન કરવાને શ્રીસદ્ગુરુ કહે છેઃ—

अत्र ब्रूमः समाधानं कोऽन्यो जीवस्त्वमेव हि ।
यस्त्वं पृच्छसि मां कोऽहं ब्रह्मैवासि न संशयः ॥ ८ ॥

અહીં સમાધાન કહીએ છીએ. અન્ય જીવ કોણ? તુંજ [છે.] હું કોણ [છું? એમ] જે તું મને પૂછે છે [તે તું] બ્રહ્મજ છે, સંશય નથી.

શ્રીસદ્‌ગુરુ કહે છે:—આ તારી શંકાઓનું ક્રમપૂર્વક ઉત્તર તને કહેવાય છે. જીવભાવ ચેતનમાં કલ્પાયેલો હોવાથી ચેતનથી ભિન્ન અન્ય જીવ ક્યા હોઇ શકે? તું ચેતનરૂપ હોવાથી તું પોતેજ જીવ છે. હું કોણ છું? એવું જ્ઞાન તને ન હોવાથી જો તું મને તારૂં વાસ્તવિક સ્વરૂપ પૂછતો હોય તો હું તને સ્પષ્ટ કહું છું કે તું વસ્તુતાએ બ્રહ્મજ છે, અન્ય (દેહાદિ) નથી. એમાં લેશ પણ સંશય નથી. ૮

પ્રથમ હું અને બ્રહ્મ આ બે પદના અર્થને સ્પષ્ટ સમજાવવાની કૃપા કરો, કે જેથી હું વાક્યાર્થને જાણું એમ શિષ્ય પ્રાર્થના કરે છે:—

पदार्थमेव जानामि नाद्यापि भगवन् स्फुटम् ।
अहं ब्रह्मेति वाक्यार्थं प्रतिपद्ये कथं वद ॥ ९ ॥

હે ભગવન્! હજી પદના અર્થનેજ સ્પષ્ટ જાણતો નથી, [તો] હું બ્રહ્મ આ વાક્યાર્થને કેવી રીતે જાણું? કહો.

શિષ્ય પૂછે છે:—હે સદ્‌ગુરો! આપશ્રીએ ઉપદેશ કર્યા છતાં પણ હું હજી હું અને બ્રહ્મ આ બે પદોના અર્થનેજ સ્પષ્ટ રીતે જાણતો નથી, તો પછી હું બ્રહ્મજ છું આ વાક્યના અર્થને હું સ્પષ્ટરીતે કેમ જાણી શકું? માટે આપ કૃપા કરીને પ્રથમ એ બે પદોના અર્થો મને સ્પષ્ટ રીતે સમજાવો. ૯

મુમુક્ષુનું દુર્લભપણું જાણી સદ્ગુરુ શિષ્યના તે પ્રશ્નથી ઉદ્વેગ નહિ પામતાં તેના પ્રશ્નને અનુમોદન આપે છેઃ—

**सत्यमाह भवानत्र विगानं नैव विद्यते ।**
**हेतुः पदार्थबोधो हि वाक्यार्थावगतेरिह ॥ १० ॥**

**તું સત્ય કહે છે. અહીં વિવાદ વિદ્યમાન નથીજ. અહીં વાક્યાર્થના જ્ઞાનનું કારણ પદાર્થનું જ્ઞાનજ [છે.]**

સદ્ગુરુ કહે છેઃ—હે પુત્ર! તું સત્ય કહે છે. પદાર્થના જ્ઞાનવિના વાક્યાર્થનું જ્ઞાન કદીપણ ન થાય આ તારા કથનમાં કોઇનો લેશ પણ વિવાદ નથી, આ વાત સૌ સ્વીકારે છે. આ મહાવાક્યમાં પણ વાક્યાર્થના જ્ઞાનનું કારણ તે વાક્યમાં આવેલાં પદોના અર્થોનું જ્ઞાનજ છે. ૧૦

વાક્યના અર્થના જ્ઞાનમાં પદના અર્થનું જ્ઞાન હેતુભૂત હોવાથી "तत्त्वमसि" મહાવાક્યમાંના તત્‌પદના ને त्वंપદના અર્થનું હવે નિરૂપણ કરવું જોઇએ. તેમાં પ્રથમ પ્રસિદ્ધ त्वंપદના અર્થનું નિરૂપણ નીચેના સત્તર શ્લોકોવડે કરે છેઃ—

**अंतःकरणतद्वृत्तिसाक्षी चैतन्यविग्रहः ।**
**आनंदरूपः सत्यः सन् किं नात्मानं प्रपद्यसे ॥ ११ ॥**

**અંતઃકરણનો ને તેની વૃત્તિનો સાક્ષી, ચેતનસ્વરૂપવાળો, આનંદરૂપ [ને] સત્ય છતાં કેમ પોતાને જાણતો નથી?**

હે સૌમ્ય! તું બુદ્ધિનો ને તેની વૃત્તિરૂપ મનનો તથા દેહાદિ સર્વનો સર્વદા સાક્ષી છે; તું અખંડજ્ઞાનસ્વરૂપવાળો એટલે સ્વયંપ્રકાશ છે; તારા આનંદસ્વભાવથીજ તને આનંદનું ભાન થાય છે, તેથી તું

પરમાનંદસ્વરૂપ છે; અને નિરવયવપણાવડે રૂપરસાદિથી રહિતપણાથી, ક્રિયાઓના આશ્રયપણાના અભાવથી, ને ષડ્ભાવવિકારથી રહિતપણાથી તું ત્રણે કાલમાં બાધ પામ્યા વિના રહેનારો છે, છતાં તું તારા પ્રસિદ્ધ સ્વરૂપમાં કેમ જાણતો નથી? ૧૧

કહેલા સ્વરૂપમાં સંશયરહિત જ્ઞાનના ઉપાયનો ઉપદેશ કરે છે:—

सत्यानंदस्वरूपं धीसाक्षिणं बोधविग्रहम् ।
चिंतयात्मतया नित्यं त्यक्त्वा देहादिगां धियम् ॥ १२ ॥

દેહાદિને વિષય કરનારી બુદ્ધિનો ત્યાગ કરીને સત્યસ્વરૂપ, આનંદસ્વરૂપ, બુદ્ધિના સાક્ષી ને ચેતનસ્વરૂપનું નિરંતર આત્મપણાવડે ચિંતન કર.

દેહ, ઇંદ્રિયો, અંતઃકરણ, પ્રાણ, અવિદ્યાનો અંશ ને ચિદાભાસ (જીવ) એ સર્વમાંથી તું આત્માની (હુંપણાની) બુદ્ધિનો પરિત્યાગ કરીને સત્યરૂપ, પરમાનંદરૂપ, બુદ્ધિ આદિના સાક્ષી ને ચૈતન્યસ્વરૂપ શુદ્ધાત્માને નિરંતર તું હુંપણાવડે વિચાર્યા કર. એજ તારું વાસ્તવિક સ્વરૂપ છે. ૧૨

દેહાદિમાં હુંપણાની બુદ્ધિ ચિરકાલથી રૂઢ થઇ ગઇ છે તેનો કેમ પરિત્યાગ થઇ શકશે એવા શિષ્યના અંતઃકરણના અભિપ્રાયને જાણીને દેહાદિના અનાત્મપણાના દર્શનવડે તેમાં રહેલી હુંપણાની બુદ્ધિ દૂર થઇ શકે છે એમ માનીને તેના ત્યાગમાટે શિષ્યને દેહાદિનું અનાત્મપણું દેખાડે છે:—

रूपादिमान्यतः पिंडस्ततो नात्मा घटादिवत् ।
वियदादिमहाभूतविकारत्वाच्च कुंभवत् ॥ १३ ॥

જેથી સ્થૂલશરીર રૂપાદિવાળું છે તેથી [ તે ] ઘટાદિની પેઠે અનાત્મા ( આત્માથી ભિન્ન-જડ ) [ છે; ] અને આકાશાદિ

મહાભૂતોના કાર્યપણાથી [પણ તે] ઘટની પેઠે [અનાત્મા છે.] ૧૩

હે પ્રભો! આત્મા જડ સ્થૂલશરીરથી ભલે ભિન્ન હોય, પણ હું તો તેનું વાસ્તવિકસ્વરૂપ સ્પષ્ટ જાણવા ઇચ્છું છું, માટે મને તેનું વાસ્તવિકસ્વરૂપ કહેવાની કૃપા કરો એમ શિષ્ય પ્રાર્થના કરે છેઃ–

अनात्मा यदि पिण्डोऽयमुक्तहेतुबलान्मतः ।
करामलकवत्साक्षादात्मानं प्रतिपादय ॥ १४ ॥

[શિષ્ય પૂછે છેઃ–] કહેલા હેતુઓના સામર્થ્યથી આ સ્થૂલશરીર જો અનાત્મા [છે એમ] સંમત [હોય તો ભલે તેનું અનાત્મપણું હોય, પણ આવડે આત્માનો વિચાર સિદ્ધ થઇ શકશે નહિ, માટે કૃપા કરી] હાથમાં રાખેલા આમળાની પેઠે સાક્ષાત્ આત્માનું પ્રતિપાદન કરો.

સાક્ષાત્–હું આવા સ્વરૂપવાળો છું એમ અંતરાયરહિત અપરોક્ષપણાવડે જાણું એવી રીતે. ૧૪

શિષ્યને આત્માનું સ્વરૂપ સમજાવવા પ્રથમ તેનું સ્થૂલશરીરના સાક્ષિરૂપે નિરૂપણ કરે છેઃ—

घटद्रष्टा घटाद्भिन्नः सर्वथा न घटो यथा ।
देहद्रष्टा तथा देहो नाहमित्यवधारय ॥ १५ ॥

[શ્રીસદ્ગુરુ કહે છેઃ–] જેમ ઘડાનો દ્રષ્ટા સર્વપ્રકારે [દૃશ્ય] ઘડાથી ભિન્ન [છે,] ઘડારૂપ નથી, તેમ સ્થૂલશરીરનો દ્રષ્ટા હું [દૃશ્ય] સ્થૂલશરીરરૂપ નથી એમ નક્કી કર. ૧૫

તું ઇંદ્રિયો, મન, બુદ્ધિ તથા પ્રાણનો પણ દ્રષ્ટા છે એમ કહે છેઃ–

एवमिन्द्रियदृङ्नाहमिन्द्रियाणीति निश्चिनु ।
मनो बुद्धिस्तथा प्राणो नाहमित्यवधारय ॥ १६ ॥

**એવી રીતે ઇંદ્રિયોનો દ્રષ્ટા હું ઇંદ્રિયો નથી એમ નક્કી કર. મન, બુદ્ધિ તથા પ્રાણ હું નથી એમ નક્કી કર.**

જેમ સ્થૂલશરીર, ઇંદ્રિયો, મન, બુદ્ધિ ને પ્રાણ એ પ્રત્યેક આત્મા નથી, તેમ તેનો સમૂહ પણ આત્મા નથી. દેહાદિના સમૂહને શાસ્ત્રમાં ક્ષેત્ર કહ્યું છે, તે ક્ષેત્ર દૃશ્ય ને જડ છે, અને તેને જાણનારો ક્ષેત્રજ્ઞ તેનાથી ભિન્ન ચેતનરૂપ કહ્યો છે. આવી રીતે સર્વ દૃશ્યથી વિપરીતસ્વભાવવાળા દ્રષ્ટાને, આ દેહાદિસંઘાત પોતાનાથી ભિન્ન દ્રષ્ટાવાળો છે, દૃશ્ય હોવાથી, જે જે દૃશ્ય હોય છે તે તે પોતાનાથી ભિન્ન દ્રષ્ટાવાળું હોય છે, જેમ ઘટાદિ, આ અનુમાનપ્રમાણે સાવધાનતાપૂર્વક નક્કી કર. ૧૬

દેહેંદ્રિયાદિનો સમૂહ પણ આત્મા નથી એમ પ્રતિપાદન કરે છેઃ—

संघातोऽपि तथा नाहमिति दृश्यविलक्षणम् ।
द्रष्टारमनुमानेन निपुणं संप्रधारय ॥ १७ ॥

**તેવી રીતે સંઘાત પણ હું નથી. એમ દૃશ્યથી વિલક્ષણ દ્રષ્ટાને અનુમાનવડે સાવધાનતાથી નક્કી કર.**

વાગાદિ પાંચ કર્મેન્દ્રિયો તથા શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો દૃશ્ય હોવાથી તે ઇંદ્રિયોનો દ્રષ્ટા હું તે ઇંદ્રિયોરૂપ નથી, પણ તે ઇંદ્રિયોથી ભિન્ન છું એમ નક્કી કર. નેત્રાદિ ઇંદ્રિયો સ્થૂલશરીરના દ્રષ્ટારૂપ હોવાથી તે આત્મા છે એમ ન માનવું, કેમકે ત્યાં નેત્રાદિ ઇંદ્રિયો દ્રષ્ટા નથી, પણ ઇંદ્રિયોનો સાક્ષી આત્માજ ઇંદ્રિયોદ્વારા સ્થૂલશરીરનો દ્રષ્ટા છે. નેત્રાદિ ઇંદ્રિયોના ધર્મો દૃશ્ય હોવાથી ધર્મિરૂપ નેત્રાદિ ઇંદ્રિયો

પણ દૃશ્યજ છે, સકલ્પવિકલ્પરૂપ ધર્મવાળુ મન, નિશ્ચયરૂપ ધર્મવાળી બુદ્ધિ, તથા ક્રિયાશક્તિવાળો પ્રાણ પણ દૃશ્ય હોવાથી આત્મા ( હું ) નથી એમ નક્કી કર ૧૭

હવે દૃશ્યપણાવડે અચેતનપણું સિદ્ધ થયા છતાં પણ શરીરેંદ્રિયાદિનું પ્રકારાંતરે અચેતનપણુ જણાવતા છતા તેનાથી વિલક્ષણપણાવડે–ચૈતન્યસ્વરૂપપણાવડે–આત્માનું પ્રતિપાદન કરે છે—

देहेंद्रियादयो भावा हानादिव्यापृतिक्षमाः ।
यस्य सन्निधिमात्रेण सोऽहमित्यवधारय ॥ १८ ॥

જેના સાંનિધ્યથીજ શરીર ને ઇંદ્રિયાદિ પદાર્થો ત્યાગાદિ ક્રિયા કરવા સમર્થ [ થાય છે ] તે હું છુ એમ નક્કી કર

જે ચેતનના સમીપપણાવડેજ સ્થૂલશરીર, ઇંદ્રિય, અતઃકરણ ને પ્રાણ આ જડ પદાર્થો કોઈ વસ્તુનો ત્યાગ કરવામા ને કોઈ વસ્તુને ગ્રહણ કરવામા સમર્થ થાય છે તે ચેતન હું છુ એમ તું નક્કી કર ચેતનના સમીપપણાવડે દેહાદિ કોઈ પણ પ્રકારનો વ્યવહાર કરવા સમર્થ થાય છે તેથી તેમનું ગાડા આદિની પેઠે અચેતનપણુ જણાવ્યુ છે. ૧૮

અવિકારી ચેતનના સમીપપણાવડેજ બુદ્ધિ આદિની પ્રવૃત્તિ સભવી શકતી નથી, તેથી ચેતનમાં અચેતન બુદ્ધિ આદિની પ્રવૃત્તિ કરાવનારો વિકાર માનવો જોઇએ, અને જો તેમ માનીએ તો ચેતન વિકારી થવાથી વિનાશી થશે એમ શિષ્યના મનમાં શકા થાય તો તેના સમાધાનમા કહે છે.—

अनापन्नविकारः सन्नयस्कांतवदेव यः ।
बुद्ध्यादींश्चालयेत्प्रत्यक् सोऽहमित्यवधारय ॥ १९ ॥

**જે અંતરાત્મા વિકાર નહિ પામ્યા છતાં લોહચુંબકની પેઠેજ બુદ્ધિ આદિને ક્રિયાયુક્ત કરે છે તે હું છું એમ નક્કી કર.**

જેમ ચમકપાણ કાંઈ પણ વિકાર પામ્યા વિના સમીપમાં રહેલા લોઢાને ચલાયમાન કરે છે તેમ જે અંતરાત્મા કાંઈ પણ વિકાર પામ્યા વિના સમીપમાં રહેલાં બુદ્ધિ આદિને પોતપોતાની ક્રિયામાં જોડે છે તે અંતરાત્મા હું છું એમ તું નક્કી કર. ૧૯

જેમ ગાડાનું જડપણું તથા તેના હાંકનાર ચેતનનું તેનાથી ભિન્નપણું જોવામાં આવે છે તેમ દેહાદિનું જડપણું ને ચેતનનું તેનાથી ભિન્નપણું કેમ જોવામાં આવતું નથી એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

अजडात्मवद्भांति यत्सान्निध्याज्जडा अपि ।
देहेंद्रियमनःप्राणाः सोऽहमित्यवधारय ॥ २० ॥

**જેના સમીપપણાથી જડ શરીર, ઇંદ્રિયો, મન ને પ્રાણો પણ ચેતનસ્વરૂપજેવાં જણાય છે તે હું [ છું ] એમ નક્કી કર.**

જે ચૈતન્યના સમીપપણાથી મિથ્યા એકપણાની પ્રાપ્તિવડે જડ એવું સ્થૂલશરીર, દશ ઇંદ્રિયો, મન, બુદ્ધિ ને પ્રાણો પણ ચૈતન્યજેવાં પ્રતીત થાય છે તે ચૈતન્ય હું છું એવો નિશ્ચય કર. સુષુપ્તિ, મૂર્ચ્છા ને મરણના સમયમાં સ્થૂલશરીરમાં ચૈતન્યની સ્પષ્ટ પ્રતીતિ થતી નથી, અને સ્થૂલશરીરાદિ સર્વ દૃશ્ય છે, તેથી દેહાદિ જડ છે, ને તેનો દ્રષ્ટા ચૈતન્યરૂપ આત્મા તેથી ભિન્ન છે. ૨૦

અંતઃકરણની સ્વપ્નાવસ્થામાં શરીર તથા ઇંદ્રિયો દ્રષ્ટા નથી હોતાં, તેથી તેઓ દૃશ્ય હોવાથી ભલે અચેતન હો, પણ મનનું અચેતનપણું કેમ સંભવે એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

**अगमन्मे मनोऽन्यत्र सांप्रतं च स्थिरीकृतम् ।**
**एवं यो वेत्ति धीवृत्तिं सोऽहमित्यवधारय ॥ २१ ॥**

**મારું મન બીજે ગયું હતું, પણ હમણાં સ્થિર કર્યું છે, એમ બુદ્ધિવૃત્તિને જે જાણે છે તે હું એમ નક્કી કર.**

આટલા સમયસુધી મારું મન બીજા રાગદ્વેષના વિષયમાં રઝળતું હતું, પરંતુ હમણાં તે વિષયોના સ્મરણમાંથી તેને પાછું વાળી સમીપના વિષયમાં સ્થિર કર્યું છે એમ બુદ્ધિની વૃત્તિરૂપ મનની ચંચલતાને તથા સ્થિરતાને જે જાણે છે તે હું છું એમ નિશ્ચય કર. આવી રીતે ગમનાદિ ધર્મવાળા મનનું દૃશ્યપણું અનુભવસિદ્ધ હોવાથી તે મનનું અચેતનપણું સિદ્ધ છે. ૨૧

મન એ બુદ્ધિની વૃત્તિરૂપ છે, તેથી ભલે તેનું દૃશ્યપણું હો, પરંતુ વૃત્તિવાળી બુદ્ધિનું દૃશ્યપણું સંભવતું નથી એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

**स्वप्नजागरिते सुप्तिं भावाभावौ धियां तथा ।**
**यो वेत्त्यविक्रियः साक्षात्सोऽहमित्यवधारय ॥ २२ ॥**

**જે વિકારરહિત સ્વપ્નજાગ્રતને તથા સુષુપ્તિને [ અને ] બુદ્ધિઓના ભાવાભાવને સાક્ષાત્ જાણે છે તે હું એમ નક્કી કર.**

જે સર્વ પ્રકારના વિકારથી રહિત ચેતન સ્વપ્નાવસ્થાને તથા જાગ્રદવસ્થાને અને સ્વપ્નાવસ્થામાં તથા જાગ્રદવસ્થામાં બુદ્ધિઓના સદ્‌ભાવને તથા સુષુપ્તિઅવસ્થામાં બુદ્ધિઓના અભાવને પોતાના સ્વયંપ્રકાશસ્વભાવથી સાક્ષાત્ જાણે છે તે વિકારરહિત ચેતન હું છું એમ તું નક્કી કર. બુદ્ધિઓના એવા બહુવચનવડે તેનું ક્ષણિકપણું ને વિકારીપણું ઇત્યાદિ કહેવાય છે. અ-

સ્વપ્નમાં ને જાગ્રતમાં હોવાથી બંનેને જાણે છે, પણ સુષુપ્તિમાં તે પોતાના કારણ અજ્ઞાનમાં લીન થવાથી તે સુષુપ્તિને જાણતી નથી, ને આત્મા તો ત્રણે અવસ્થામાં રહેનારો હોવાથી એ ત્રણે અવસ્થાને સાક્ષાત્ જાણે છે. આવી રીતે બુદ્ધિના ભાવાભાવને જાણનારો-દ્રષ્ટા-આત્મા ત્રણે કાલમાં હોવાથી બુદ્ધિનું દશ્યપણું ને અચેતનપણું સિદ્ધ થાય છે. ૨૨

દેહાદિથી વિલક્ષણપણાવડે સિદ્ધ થયેલા આત્માનું ચેતનપણું દષ્ટાંત આપીને કહે છેઃ—

घटावभासको दीपो घटादन्यो यथेष्यते ।
देहावभासको देही तथाहं बोधविग्रहः ॥ २३ ॥

જેમ ઘડાને પ્રકાશનારો દીવો ઘડાથી ભિન્ન સ્વીકારાય છે તેમ શરીરને પ્રકાશનારો દેહી હું ચૈતન્યસ્વરૂપવાળો [છું.]

જેવી રીતે પ્રકાશવડે પ્રકાશવાયોગ્ય ઘટાદિ પદાર્થને પ્રકાશનારો, પ્રકાશસ્વભાવવાળો દીવો પ્રકાશવાયોગ્ય ઘટાદિ પદાર્થથી ભિન્ન સ્વીકારવામાં આવે છે, તેવી રીતે દશ્ય દેહાદિને પ્રકાશનાર આત્મા હું ચૈતન્યસ્વરૂપવાળો દેહાદિથી ભિન્ન છું ૨૩

હવે આત્માના આનંદસ્વરૂપનું પ્રતિપાદન કરે છેઃ—

पुत्रवित्तादयो भावा यस्य शेषतया प्रियाः ॥
द्रष्टा सर्वप्रियतमः सोऽहमित्यवधारय ॥ २४ ॥

પુત્રધનાદિ પદાર્થો જેના અનુકૂલપણાવડે પ્રિય [છે તે] દ્રષ્ટા સર્વથી પ્રિયતમ [છે] તે હું એમ નક્કી કર.

"आत्मनः कामाय सर्वं प्रियं भवति" (આત્માના અનુકૂલપણાવડે સર્વ પ્રિય થાય છે,) એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે પુત્ર,

ધન ને સ્ત્રી આદિ પદાર્થો જે આત્માના અનુકૂલપણાવડે પ્રીતિના વિષયરૂપે પ્રતીત થાય છે તે સર્વ દૃશ્યનો પ્રકાશક આત્મા પુત્રાદિ સર્વ પદાર્થોથી ઉત્કૃષ્ટ પ્રેમના વિષયરૂપ છે, તે પ્રિયતમ આત્મા હું છું એમ તું નક્કી કર. આ કથનથી આત્માનું નિરુપાધિકપણાવડે આનંદરૂપપણું અનુભવસિદ્ધ છે એમ જણાવ્યું છે. ૨૪

હવે આત્મા પરમપ્રીતિનો વિષય હોવાથી તે સત્યરૂપ છે એમ કહે છેઃ—

परप्रेमास्पदतया मा न भूवमहं सदा ।
भूयासमिति यो द्रष्टा सोऽहमित्यवधारय ॥ २५ ॥

ન હતો [ એમ ] નહિ, હું સર્વદા હોઉં એમ પરમપ્રીતિના વિષયપણાવડે જે દ્રષ્ટા [ છે ] તે હું એમ નક્કી કર.

હું ભૂતકાલમાં નહોતો એમ નહિ, પરંતુ ભૂતકાલમાં હું અવશ્ય હતો, વર્તમાનકાલમાં પણ હું છું, ને ભવિષ્યકાલમાં પણ હું રહેવાનો છું. આવી રીતે ત્રણ કાલમાં પોતાના સદ્ભાવને પરમપ્રીતિના વિષયપણાવડે જે દ્રષ્ટા નક્કી કરે છે તે પ્રસિદ્ધ દ્રષ્ટા દેહાદિની પેઠે અસત્યરૂપ નહિ, પણ સત્યરૂપજ છે, તે દ્રષ્ટા હું છું એમ તું નક્કી કર. આત્માની સત્તાના અનુપ્રવેશવડે તેમાં કલ્પાયેલી સર્વ વસ્તુઓની સત્તાની પ્રતીતિ થાય છે, પોતાથી તે વસ્તુઓની પ્રતીતિ થતી નથી. તેની સત્તાવડેજ આ સર્વ દૃશ્ય સત્તાવાળું પ્રતીત થાય છે. એવી રીતે આત્મા સત્યરૂપ છે. ૨૫

હવે તે સાક્ષીનું ત્વંપદના અર્થરૂપે નિરૂપણ કરે છેઃ—

यः साक्षिलक्षणो बोधस्त्वंपदार्थः स उच्यते ।
साक्षित्वमपि बोद्धृत्वमविकारितयाऽऽत्मनः ॥ २६ ॥

જે સાક્ષિલક્ષણવાળું જ્ઞાન [ છે ] તે ત્વંપદનો અર્થ કહેવાય છે. આત્માનું સાક્ષીપણું [ ને ] જ્ઞાનસ્વરૂપપણું પણ અવિકારીપણાવડે [ છે. ]

જે અન્યના સાહાય્યવિના પોતાનામાં કલ્પિત સર્વ વિશ્વના દ્રષ્ટાપણારૂપ જ્ઞાન છે તે જ્ઞાન " तत्त्वमसि " મહાવાક્યમાંના ત્વંપદનો અર્થ કહેવાય છે. આત્માનું દ્રષ્ટાપણું ને જ્ઞાનસ્વરૂપપણું વિકારીપણાવડે નથી, પણ દીપકની પેઠે અવિકારીપણાવડે છે. ૨૬

કહેલા અર્થની સમાપ્તિ કરે છેઃ—

देहेंद्रियमनःप्राणाहंकृतिभ्यो विलक्षणः ।
प्रोज्झिताशेषषड्भावविकारस्त्वंपदाभिधः ॥ २७ ॥

શરીર, ઇંદ્રિયો, મન, પ્રાણ ને અહંકારથી વિલક્ષણ, [ ને ] સમગ્ર ષડ્ભાવવિકારથી રહિત ત્વંપદનો અર્થ છે.

અસત્ દૃશ્ય જડ ને દુઃખરૂપ સ્થૂલશરીર, દશ ઇંદ્રિયો, મન, પ્રાણ અને બુદ્ધિથી કેવલ વિપરીતસ્વભાવવાળો, અને છે, ઉત્પન્ન થાય છે, ઇત્યાદિ ૭ ભાવવિકારનો જેમાં ગંધ પણ નથી, તે " तत्त्वमसि " મહાવાક્યમાંના ત્વંપદનો લક્ષ્યાર્થ છે. ૨૭

હવે ક્રમથી પ્રાપ્ત तत्‌પદના અર્થનું પ્રતિપાદન કરે છેઃ—

त्वमर्थमेवं निश्चित्य तदर्थं चिंतयेत्पुनः ।
अतद्व्यावृत्तिरूपेण साक्षात् विधिमुखेन च ॥ २८ ॥

એવી રીતે त्वं ( તુંના ) અર્થનો નિશ્ચય કરીને પુનઃ જડના પરિત્યાગવડે ને સાક્ષાત્ વિધિમુખવડે तत्‌ના ( તેના ) અર્થનો વિચાર કરે.

પૂર્વે કહેલી રીતે તું આ શબ્દના લક્ષ્યાર્થરૂપ આત્માનો તું એ પદના અર્થનું પ્રતિપાદન કરનારાં વાક્યોના શ્રવણના તથા મનનના અભ્યાસવડે સંદેહરહિત નિશ્ચય કરીને પછી પોતાના સંશયની સારી રીતે નિવૃત્તિ થાય ત્યાંસુધી "अथात आदेशो नेति नेति" હવે બ્રહ્મ નિષેધના અવધિરૂપ હોવાથી તેનું કથન આ (કારણ) બ્રહ્મ નહિ, આ (કાર્ય) બ્રહ્મ નહિ એમ થાય છે, એ નિષેધમુખ-શ્રુતિમાં કહેલી રીતે માયા ને માયાનાં કાર્યોના પરિત્યાગવડે અને "सत्यं ज्ञानमनन्तं ब्रह्म" (બ્રહ્મ સત્યરૂપ, જ્ઞાનરૂપ ને અનંતરૂપ છે,) ઇત્યાદિ અન્યના નિષેધવિના સાક્ષાત્ બ્રહ્મના સ્વરૂપનું પ્રતિ-પાદન કરનાર વિધિમુખશ્રુતિવાક્યોવડે તત્પદના અર્થનો વારંવાર આદરપૂર્વક સાવધાનતાથી વિચાર કરે. ૨૮

હવે અતત્રૂપ જડના પરિત્યાગવડે તત્પદના અર્થનું નિરૂપણ કરે છેઃ—

**निरस्ताशेषसंसारदोषोऽस्थूलादिलक्षणः ।**
**अदृश्यत्वादिगुणकः पराकृततमोमलः ॥ २९ ॥**

અજ્ઞાનરૂપ મલથી રહિત, સમગ્ર સંસારદોષથી રહિત, અસ્થૂલાદિ લક્ષણયુક્ત [ ને ] અદૃશ્યપણાદિ ગુણવાળો [ આ **તત્પદનો લક્ષ્યાર્થ છે.** ]

જેમાં અજ્ઞાનરૂપ મલનો લેશ પણ નથી, જેમાં ક્રિયા ને રાગ-દ્વેષાદિનો સંભવ નથી; જે સ્થૂલથી ભિન્ન, અણુથી ભિન્ન, હ્રસ્વથી ભિન્ન ને દીર્ઘથી ભિન્ન છે; અર્થાત્ સ્થૂલપણાદિ લક્ષણવાળી જે વસ્તુઓ જગતમાં છે તે સર્વ વસ્તુઓથી જે ભિન્ન છે, અને જે અદૃશ્યપણું અપરિચ્છિન્નપણું ને અવિકારીપણું આદિ ધર્મોવાળો પદાર્થ

છે તે तत्પદનો લક્ષ્યાર્થ છે. ૨૯

હવે વિધિમુખવડે ચિંતન કરવામાટે तत्પદના અર્થના શ્રુતિમાં કહેલા વિધિસ્વરૂપનું નિરૂપણ કરે છે:—

निरस्तातिशयानंदः सत्यः मज्ञानविग्रहः ।
सत्तास्वलक्षणः पूर्णः परमात्मेति गीयते ॥ ३० ॥

[ જે ] નિરતિશયાનંદરૂપ, સત્યરૂપ, જ્ઞાનસ્વરૂપવાળા, સત્તાસ્વભાવવાળા [ ને ] પૂર્ણ [ છે તે ] પરમાત્મા, એમ કહેવાય છે.

જે અપરિમિત આનંદરૂપ છે, જે ત્રણે કાલમાં એકસ્વરૂપે રહે છે, જે નિરુપાધિકસ્વરૂપ છે, જે સત્તામાત્ર છે, તથા જે પરિપૂર્ણ છે, તે પરમાત્મા એટલે तत्પદનો લક્ષ્યાર્થ છે એમ કહેવાય છે. ૩૦

એવી રીતે નિષેધમુખે ને વિધિમુખે નિરુપાધિક બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ કરીને હવે તેના સંશયરહિત જ્ઞાનમાટે માયોપાધિક બ્રહ્મનું ૭ શ્લોકોવડે નિરૂપણ કરે છે. તેમાં પહેલા શ્લોકવડે તેના સર્વજ્ઞપણું આદિ ધર્મો જણાવે છે:—

सर्वज्ञत्वं परेशत्वं तथा संपूर्णशक्तिता ।
वेदैः समर्थ्यते यस्य तद्ब्रह्मेत्यवधारय ॥ ३१ ॥

વેદોવડે જેનું સર્વજ્ઞપણું, પરમેશ્વરપણું ને સંપૂર્ણશક્તિપણું પ્રતિપાદન કરાય છે તે બ્રહ્મ એમ નક્કી કર.

"यः सर्वज्ञः" ( જે સર્વજ્ઞ છે, ) "एष सर्वेश्वरः" ( આ સર્વના ઈશ્વર છે, ) ને "परास्य शक्तिर्विविधैव श्रूयते" ( આની નાનાપ્રકારની શ્રેષ્ઠ શક્તિઓ સંભળાય છે. ) ઇત્યાદિ વેદવચનોવડે જે સગુણબ્રહ્મનું સર્વજ્ઞપણું, પરમેશ્વરપણું ને સંપૂર્ણ ઉત્તમ-

પ્રકારની શક્તિઓવાળાપણું પ્રતિપાદન કરાય છે તે માયાસહિત બ્રહ્મ છે એમ તું નક્કી કર. ૩૧

બ્રહ્મના જ્ઞાનથી સર્વના વિજ્ઞાનના પ્રતિપાદનવડે બ્રહ્મનું સર્વ કાર્યોમાં વ્યાપીને રહેવાપણું અર્થથી કહ્યું છે એમ કહે છેઃ—

यज्ज्ञानात्सर्वविज्ञानं श्रुतिषु प्रतिपादितम्।
मृदाद्यनेकदृष्टांतैस्तद्ब्रह्मेत्यवधारय ॥ ३२ ॥

શ્રુતિઓમાં માટી આદિનાં અનેક દૃષ્ટાંતોવડે જેના જ્ઞાનથી સર્વનું વિજ્ઞાન પ્રતિપાદન કરેલું [છે] તે બ્રહ્મ એમ નક્કી કર.

"यथा सौम्येकेन मृत्पिण्डेन सर्वं मृण्मयं विज्ञातं स्याद्वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् ॥" (હે પ્રિયદર્શન! જેમ એક માટીના પિંડાના જ્ઞાનવડે સર્વ માટીનાં કાર્યો જાણેલાં થાય છે, કેમકે કાર્ય તો વાણીવડે આરંભેલ નામમાત્રજ છે. તેમાં માત્ર માટીજ સત્ય છે, તેમ બ્રહ્મના જ્ઞાનવડે તેમાં કલ્પાયેલ આ સર્વ જગત્ જાણેલું થાય છે,) ઇત્યાદિ શ્રુતિઓમાં માટી, સોનું ને લોઢારૂપ કારણનાં ને તેના કાર્યરૂપ વાસણો, ઘરેણાં ને શસ્ત્રાદિનાં દૃષ્ટાંતોવડે જે બ્રહ્મના જ્ઞાનથી તેના કાર્યરૂપ આ સર્વ કલ્પિત પ્રપંચનું જ્ઞાન પ્રતિપાદન કરેલું છે તે બ્રહ્મ છે એમ તું નક્કી કર. ૩૨

હવે આ પ્રપંચને બ્રહ્મના કાર્યરૂપે કહ્યો છે તેનું પ્રયોજન કહે છેઃ—

यदानंत्यं प्रतिज्ञाय श्रुतिस्तत्सिद्धये जगौ।
तत्कार्यत्वं प्रपंचस्य तद्ब्रह्मेत्यवधारय ॥ ३३ ॥

**શ્રુતિએ જેના અનંતપણાની પ્રતિજ્ઞા કરી તેની સિદ્ધિમાટે [ તેણે ] પ્રપંચને તેનું કાર્યપણું કહ્યું છે, તે બ્રહ્મ એમ નક્કી કર.**

" एकमेवाद्वितीयं ब्रह्म " ( એકજ અદ્વિતીય બ્રહ્મ છે, ) આ શ્રુતિએ જે બ્રહ્મના અનંતપણાની-દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિતપણાની-પ્રતિજ્ઞા કરી છે તે પ્રતિજ્ઞાની સિદ્ધિ થવામાટે પ્રપંચને બ્રહ્મનું કાર્યપણું કહેનારી શ્રુતિએ પ્રપંચ બ્રહ્મનું કાર્ય છે એમ કહ્યું છે. જે વસ્તુ આ સર્વ જગતના કારણરૂપ છે તે વસ્તુ સગુણબ્રહ્મ છે એમ તું નક્કી કર. આકાશાદિ પ્રપંચનું અનંતપણું જાણી મંદ-જિજ્ઞાસુને તેના કારણરૂપ બ્રહ્મના અનંતપણાનું ભાન થવા શ્રુતિએ આ પ્રપંચને બ્રહ્મના કાર્યરૂપે કહેલ છે. ૩૩

કલ્પિત પ્રપંચના અધિષ્ઠાનરૂપ બ્રહ્મનો વિચાર કરવામાં અસમર્થ મુમુક્ષુઓને ઉદ્દેશીને આ પ્રપંચના ઉપાદાનકારણરૂપ બ્રહ્મનું વિચાર્યપણું શ્રુતિમાં કહ્યું છે એમ જણાવે છેઃ—

विजिज्ञास्यतया यच्च वेदांतेषु मुमुक्षुभिः ।
समर्थ्यतेऽतियत्नेन तद्ब्रह्मेत्यवधारय ॥ ३४ ॥

**ઉપનિષદોમાં મુમુક્ષુઓવડે અતિયત્નથી વિચારવાયોગ્ય-પણાવડે જે પ્રતિપાદન કરાય છે તે બ્રહ્મ એમ નક્કી કર.**

" यतो वा इमानि भूतानि जायन्ते " ( જેમાંથી આ સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે, ) ઇત્યાદિ શ્રુતિવચનોમાં મોક્ષ મેળવવા ઇચ્છતા મનુષ્યોવડે મહાપ્રયત્નથી વિચાર કરવાયોગ્યપણાવડે જે જગતનું કારણ નિરૂપણ કરાય છે તે જગતનું કારણ બ્રહ્મ છે એમ તું નક્કી કર. ૩૪

જેમ જડ પ્રપંચ બ્રહ્મથી ભિન્ન નથી તેમ ચેતનરૂપ જણાતા આ જીવો પણ બ્રહ્મથી ભિન્ન નથી એમ કહે છેઃ—

जीवात्मना प्रवेशश्च नियंतृत्वं च तान् प्रति ।
श्रूयते यस्य वेदेषु तद्ब्रह्मेत्यवधारय ॥ ३५ ॥

વેદોમાં જેનો જીવરૂપે પ્રવેશ અને તેમના પ્રતિ નિયંતાપણું સંભળાય છે તે બ્રહ્મ એમ નક્કી કર.

" तत्सृष्ट्वा तदेवानुप्राविशत् " (તેને રચીને તેમાંજ અનુપ્રવેશ કરતા હવા,) ઇત્યાદિ શ્રુતિઓમાં જેનો જીવરૂપે શરીરમાં પ્રવેશ સાંભળવામાં આવે છે, અને " भीषाऽस्माद्वातः पवते " (આના ભયથી વાયુ વાય છે,) ઇત્યાદિ શ્રુતિઓમાં તે જીવોના પ્રતિ આનું નિયંતાપણું સંભળાય છે, તે બ્રહ્મ છે એમ તું નક્કી કર. અંતઃકરણરૂપ ઉપાધિના ભેદથી જીવોનો ભેદ પ્રતીત થાય છે. અંતઃકરણરૂપ જડઉપાધિઓને લીધે બ્રહ્મમાં જીવોની પ્રતીતિ થતી હોવાથી તે જીવો બ્રહ્મથી ભિન્ન નથી. ૩૫

જીવોના પુણ્ય, પાપ ને મિશ્ર કર્મોનું ફલ પણ તેઓ આપે છે એમ જણાવે છેઃ—

कर्मणां फलदातृत्वं यस्यैव श्रूयते श्रुतौ ।
जीवानां हेतुकर्तृत्वं तद्ब्रह्मेत्यवधारय ॥ ३६ ॥

જેનું નિશ્ચય શ્રુતિમાં કર્મોનાં ફલોનું દાતાપણું [ અને ] જીવોને પ્રેરણા કરનારપણું સંભળાય છે તે બ્રહ્મ એમ નક્કી કર.

જડ કર્મો પોતાની મેળે કર્તાને યથાયોગ્ય ફલ આપી શકે નહિ, તેથી જે માયાસહિત ચેતનને શ્રુતિમાં જીવોએ કરેલાં કર્મોનું ફલ આપનારું કહ્યું છે, અને જીવોએ સાભિમાન કર્મોવડે પોતાના અંતઃકરણમાં જેવા જેવા સંસ્કારો પાક્યા હોય તેવા તેવા સંસ્કારોપ્રમાણે

તેને પ્રેરણા કરનારું પણ કહ્યું છે, તે માયાસહિત ચેતન સગુણબ્રહ્મ છે એમ તું નક્કી કર. ૩૬

" तत्त्वमसि " આ મહાવાક્યમાં રહેલા તત્પદના ને ત્વંપદના અર્થનો સંશય ન રહે એવી રીતે વિચાર કરીને પછી મહાવાક્યના અર્થનો વિચાર કરવો એમ જણાવે છેઃ—

तत्त्वंपदार्थौ निर्णीतौ वाक्यार्थश्चिन्त्यतेऽधुना ।
तादात्म्यमत्र वाक्यार्थस्तयोरेव पदार्थयोः ॥ ३७ ॥

તત્પદના ને ત્વંપદના અર્થો કર્યા. હવે વાક્યના અર્થનો વિચાર કરાય છે. તે બે પદના અર્થનો અહીં તાદાત્મ્ય-રૂપજ વાક્યાર્થ [ છે. ]

તત્પદના અર્થ બ્રહ્મનો તથા ત્વંપદના અર્થ શુદ્ધાત્માનો નિર્ણય કર્યો. હવે " तत्त्वमसि " આ મહાવાક્યના અર્થનો વિચાર કરવામાં આવે છે. તત્પદના ને ત્વંપદના અર્થનો આ મહાવાક્યોમાં વિશેષણ-વિશેષ્યરૂપ કે સંસર્ગરૂપ વાક્યાર્થ નથી, પણ તાદાત્મ્યરૂપ વાક્યાર્થ છે. જેમ " નીલકમલ " આ વાક્યમાં નીલ ( આસમાની ) વિશેષણ છે, ને કમલ વિશેષ્ય છે, તેમ " તે તું છે " આ મહાવાક્યમાં તે વિશેષણ ને તું વિશેષ્ય નથી, પણ બંનેમાં રહેલા વિરોધી ભાગનો ત્યાગ કરતાં જે શુદ્ધચેતન રહે છે તે બંનેના અભેદરૂપ અર્થ છે, તેથી તે વાક્યનો તાદાત્મ્યરૂપજ ( વિરોધી ભાગનો ત્યાગ કરતાં એક-પણારૂપજ ) અર્થ છે. " તારે પુત્ર જન્મ્યો " આ વાક્યમાં પિતાનો તથા પુત્રનો સંસર્ગ એટલે જનકજન્યરૂપ સંબંધ હોવાથી આ વાક્યનો સંસર્ગરૂપ અર્થ થાય છે, પણ " તે તું છે " આ મહાવાક્યમાં બંનેનો ઉપાધિભેદે કોઈ પ્રકારનો વાસ્તવિક સંબંધ નથી, તેથી આ

મહાવાક્યનો સંસર્ગરૂપ અર્થ થતો નથી, પણ તેનો ઉપર કહેલી રીતે તાદાત્મ્યરૂપજ અર્થ થાય છે. ૩૭

એવો અર્થ શામાટે થાય છે એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

संसर्गो वा विशिष्टो वा वाक्यार्थो नात्र संमतः ।
अखण्डैकरसत्वेन वाक्यार्थो विदुषां मतः ॥ ३८ ॥

અહીં સંસર્ગ અથવા વિશિષ્ટ વાક્યાર્થ સંમત નથી, [ પણ ] અખંડૈકરસપણાવડે વાક્યનો અર્થ વિદ્વાનોનો માનેલો [ છે. ]

"तत्त्वमसि" આ મહાવાક્યમાં બે કે વધારે ભિન્ન પદાર્થનો પરસ્પર કોઇ પ્રકારનો વ્યાવહારિક સંબંધ ન હોવાથી આ મહાવાક્યનો અર્થ સંસર્ગરૂપ નથી થતો, તેમજ આ મહાવાક્યમાંનાં બે પદોમાંનું એક વાસ્તવિક વિશેષણ ને બીજું વાસ્તવિક વિશેષ્ય ન હોવાથી આ મહાવાક્યનો અર્થ વિશિષ્ટરૂપ (વિશેષણવાળારૂપ) પણ નથી થતો, પરંતુ બંને પદોનો અર્થ અખંડ ને એકરસ ચેતનને બોધન કરનારો હોવાથી મહાવાક્યનો તાદાત્મ્યરૂપ અર્થ વિદ્વાનોએ સ્વીકારેલો છે. ૩૮

હવે વિદ્વાનોના સંમતપણાવડે કહેલા અર્થનેજ સ્પષ્ટ કરે છેઃ—

प्रत्यग्बोधो य आभाति सोऽद्वयानन्दलक्षणः ।
अद्वयानन्दरूपश्च प्रत्यग्बोधैकलक्षणः ॥ ३९ ॥

જે પ્રત્યગ્બોધ પ્રતીત થાય છે તે અદ્વયાનંદલક્ષણવાળો [છે,] અને અદ્વયાનંદસ્વરૂપ પ્રત્યગ્બોધરૂપ લક્ષણવાળોજ [છે.]

અંતઃકરણરૂપ ઉપાધિવડે અંતરાત્મપણાને પામેલું જે ચેતન

ત્વંપદના લક્ષ્યપણાવડે પોતાની મેળે પ્રકાશે છે, તે ચેતન અદ્વયાનંદ-સ્વરૂપ—તત્પદના લક્ષ્યાર્થરૂપ-છે, અને અદ્વયાનંદસ્વરૂપવાળું જે ચેતન તત્પદના લક્ષ્યપણાવડે પોતાની મેળે પ્રકાશે છે તે અંતઃકરણ-રૂપ ઉપાધિવડે અંતરાત્મપણાને પામેલું જે ચેતન ત્વંપદના લક્ષ્યાર્થરૂપ છે તેજ છે. બંનેના સ્વરૂપમાં ઉપાધિથીજ માત્ર ભેદ પ્રતીત થાય છે, વસ્તુતાએ તેમાં કાંઈ પણ ભેદ નથી. ચેતન ને આનંદ એ બંને શબ્દો એકજ વસ્તુને જણાવનારા છે. ૩૯

એવી રીતે બંને પદોના લક્ષ્યાર્થના અત્યંત એકપણારૂપ વાક્યાર્થનું જ્ઞાન થવાથી શું થાય છે એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છે:—

इत्थमन्योन्यतादात्म्यप्रतिपत्तिर्यदा भवेत् ।
अब्रह्मत्वं त्वमर्थस्य व्यावर्तेत तदैव हि ॥ ४० ॥

**જ્યારે આવી રીતે એકબીજાના એકપણાનું જ્ઞાન થાય છે ત્યારેજ તું અર્થનું અબ્રહ્મપણું નિવૃત્ત થાય છે.**

જે સમયમાં ઉપર કહેલી રીતે ત્વંપદના અર્થના (જીવના) ને તત્પદના અર્થના (ઈશ્વરના) એકપણાનું સંદેહરહિત જ્ઞાન કોઈ પણ મનુષ્યને થાય છે તે સમયમાંજ ત્વંપદના અર્થરૂપ જીવના અબ્રહ્મપણાની-હું મનુષ્ય છું ઇત્યાદિ અભિમાનથી સદ્વિતીયપણાવડે કર્તૃત્વભોક્તૃત્વાદિ લક્ષણવાળા સંસારીપણાની-નિવૃત્તિ થાય છે. ૪૦

જીવના સંસારીપણાની નિવૃત્તિની પેઠે અભેદજ્ઞાનથી ઈશ્વરના પરોક્ષપણાની પણ નિવૃત્તિ થઈ જાય છે, ને પછી જીવ બ્રહ્મરૂપે સ્થિતિ કરે છે એમ કહે છે:—

तदर्थस्य च पारोक्ष्यं यद्येवं किं ततः शृणु ।
पूर्णानन्दैकरूपेण प्रत्यग्बोधोऽवतिष्ठते ॥ ४१ ॥

અને તત્પદના અર્થનું પરોક્ષપણું [ નિવૃત્ત થાય છે. ] જો એમ [ થાય તો ] પછી શું ? સાંભળ. પ્રત્યગ્બોધ પૂર્ણાનંદરૂપે સ્થિત થાય છે.

તત્પદના અર્થના ને ત્વંપદના એકપણાનું જ્ઞાન થવાથી તેના અજ્ઞાનથી ઉત્પન્ન થયેલું તત્પદના અર્થનું (બ્રહ્મનું) પરોક્ષપણું નિવૃત્ત થઇ તે પોતાનુંજ સ્વરૂપ છે એમ જીવને સમજાઇ તે બ્રહ્મનું અપરોક્ષપણું થાય છે. પછી તે જીવનું વાસ્તવિકસ્વરૂપ જે પ્રત્યગાત્મા તે કેવે રૂપે સ્થિત થાય છે એમ શિષ્યને શંકા થાય તો તેના સમાધાનમાં કહે છે કેઃ— હે સૌમ્ય! સાંભળ. આવી રીતે જીવના ને ઇશ્વરના વાસ્તવિક સ્વરૂપનું સંશયરહિત અભિન્નપણું જાણ્યા પછી તે જીવનું વાસ્તવિક સ્વરૂપ જે પ્રત્યગાત્મા તે પૂર્ણાનંદરૂપેજ સ્થિત થાય છે. ૪૧

મહાવાક્યો જીવબ્રહ્મના વાચ્યાર્થના અભેદનો ત્યાગ કરીને તેમના લક્ષ્યાર્થનો અભેદ પ્રતિપાદન કરે છે એમ કહે છેઃ—

तत्त्वमस्यादिवाक्यं च तादात्म्यप्रतिपादने ।
लक्ष्यौ तत्त्वंपदार्थौ द्वावुपादाय प्रवर्तते ॥ ४२ ॥

વળી તે તું છે ઇત્યાદિ વાક્ય એકપણાના પ્રતિપાદનમાટે લક્ષણાના વિષયરૂપ બેને–તત્પદના ને ત્વંપદના અર્થને–ગ્રહણ કરીને પ્રવર્તે છે.

વળી તે બ્રહ્મ તું છે ઇત્યાદિ મહાવાક્યો જીવબ્રહ્મના અ

પણાના પ્રતિપાદનમાટે ભાગત્યાગલક્ષણાના વિષયરૂપ બેને એટલે જીવને તથા બ્રહ્મને એકપણાની યોગ્યતાવડે સ્વીકારીને પ્રવર્તે છે, એ બંનેની ઉપાધિવાળી સ્થિતિમાં તે બંનેની એકતાને મહાવાક્યો જણાવતાં નથી. ૪૨

મહાવાક્યમાંનાં બંને પદોના વાચ્યાર્થનો પરિત્યાગ કરીને તેના લક્ષ્યાર્થનું અમે ગ્રહણ કર્યું છે એમ જણાવે છેઃ—

**हित्वा द्वौ शबलौ वाच्यौ वाक्यं वाक्यार्थबोधने ।**

**यथा प्रवर्ततेऽस्माभिस्तथा व्याख्यातमादरात् ॥ ४३ ॥**

**બે વિશિષ્ટરૂપ વાચ્ય ત્યજીને વાક્ય વાક્યાર્થના બોધનમાં જેવી રીતે પ્રવર્તે છે તેવી રીતે અમારાવડે આદરથી વ્યાખ્યાન કરાયું.**

તત્પદના તથા ત્વંપદના માયા તથા અંતઃકરણસહિતના વાચ્યાર્થનો પરિત્યાગ કરીને, અને તે બંનેના લક્ષ્યાર્થનું ગ્રહણ કરીને, "तत्त्वमसि" મહાવાક્ય, અખંડૈકરસ વાક્યાર્થનો બોધ કરવામાં જેવી રીતે પ્રવર્ત થાય છે તેવી રીતે અમે મુમુક્ષુઓનાં હિતમાટે ઉપરના શ્લોકોમાં આદરપૂર્વક વ્યાખ્યાન કર્યું. ૪૩

ત્વંપદના મુખ્યાર્થરૂપ વાચ્યાર્થને સંક્ષેપથી દેખાડે છેઃ—

**आलम्बनतया भाति योऽस्मत्प्रत्ययशब्दयोः ।**

**अन्तःकरणसंभिन्नबोधः स त्वंपदाभिधः ॥ ४४ ॥**

**જે અંતઃકરણસહિત ચેતન હું એવા શબ્દના તથા જ્ઞાનના વિષયપણાવડે પ્રતીત થાય છે તે તુંપદવડે વાચ્ય [ છે. ]**

જે અંતઃકરણરૂપ ઉપાધિસહિત ચેતન હું એવા શબ્દના તથા

'હું એવા જ્ઞાનના' વિષયપણાવડે પ્રતીત થાય છે તે અંતઃકરણરૂપ ઉપાધિસહિત ચેતન ત્વંપદનો (તું એ શબ્દનો) વાચ્યાર્થ-મુખ્યાર્થ-જીવ છે. ૪૪

હવે તત્પદના વાચ્યાર્થને સંક્ષેપમાં કહે છેઃ—

**मायोपाधिर्जगद्योनिः सर्वज्ञत्वादिलक्षणः ।**
**पारोक्ष्यशबलः सत्याद्यात्मकस्तत्पदाभिधः ॥ ४५ ॥**

**માયારૂપ ઉપાધિવાળા, જગતના કારણરૂપ, સર્વજ્ઞપણાદિ લક્ષણવાળા, પરોક્ષપણાથી યુક્ત ને સત્યાદિરૂપ તત્પદવડે વાચ્ય [ છે. ]**

માયાના ને માયાના ધર્મોના આશ્રયરૂપ તથા તેનાથી ઢંકાયેલા, આ જગતના ઉપાદાનકારણરૂપ તથા નિમિત્તકારણરૂપ, સર્વજ્ઞપણું તથા સર્વશક્તિમાન્પણું ઇત્યાદિ લક્ષણવાળા, જીવની અપેક્ષાએ પરોક્ષપણાથી યુક્ત, તથા સત્ય, જ્ઞાન ને આનંદરૂપ જે પદાર્થ છે તે તત્પદના વાચ્યાર્થરૂપ ઈશ્વર છે. ૪૫

એવી રીતે બંનેના વાચ્યાર્થ કહીને તે બંનેના અભેદના પ્રતિપાદનમાં વિરોધ દેખાડતા છતા લક્ષણાવૃત્તિને કહે છેઃ—

**प्रत्यक्परोक्षतैकस्य सद्वितीयत्वपूर्णता ।**
**विरुध्यते यतस्तस्माल्लक्षणा संप्रवर्तते ॥ ४६ ॥**

**જેથી એકનું પ્રત્યક્પણું ને પરોક્ષપણું તથા સદ્વિતીયપણું ને પૂર્ણપણું વિરોધ પામે છે તેથી લક્ષણા પ્રવર્તે છે.**

ત્વંપદના વાચ્ય જીવનો ને તત્પદના વાચ્ય ઈશ્વરનો અભેદ પ્રતિપાદન કરવામાં એકજ વસ્તુનું અંતરાત્મપણું ને પરોક્ષપણું, પરિચ્છિન્નપણું ને વ્યાપકપણું, માયોપાધિકપણું ને કાર્યોપાધિકપણું

અલ્પજ્ઞપણું ને સર્વજ્ઞપણું વિરોધ પામે છે, તેથી મહાવાક્યોનો અર્થ કરવામાં શક્તિવૃત્તિ (શબ્દનો મુખ્યાર્થ જણાવનારી શક્તિ પ્રવર્તતી નથી, પણ લક્ષણાવૃત્તિ પ્રવર્તે છે. ૪૬

આ વાક્યમાં આ લક્ષણા થાય છે એમ કહેવાને લક્ષણાનું સામાન્ય લક્ષણ કહે છેઃ—

मानांतरविरोधे तु मुख्यार्थस्य परिग्रहे ।
मुख्यार्थेनाविनाभूते प्रतीतिर्लक्षणोच्यते ॥ ४७ ॥

**વાચ્યાર્થનું ગ્રહણ કરવામાં અન્ય પ્રમાણનો વિરોધ થતાં વાચ્યાર્થની સાથે સંબંધ રાખનારની [જે] પ્રતીતિ [તે] લક્ષણા કહેવાય છે.**

કોઇ પણ વાક્યમાં વાચ્યાર્થનું એટલે કોઇ પણ શબ્દ સાંભળતાં તુરત થતા અર્થનું ગ્રહણ કરવામાં જો પ્રત્યક્ષાદિ પ્રમાણનો વિરોધ આવતો હોય તો તે વાચ્યાર્થની સાથે સર્વદા સંબંધ રાખનારા કોઇ યોગ્ય અન્ય અર્થની તે શબ્દવડે જે પ્રતીતિ થાય છે તે લક્ષણાવૃત્તિ કહેવાય છે. તે લક્ષણા ત્રણ પ્રકારની છેઃ જહલ્લક્ષણા, અજહલ્લક્ષણા ને જહદજહલ્લક્ષણા વા ભાગત્યાગલક્ષણા. તેમાં "मनो ब्रह्म" (મન બ્રહ્મ છે) આ વાક્યમાં દૃશ્યપણાવડે જડ મનના ચૈતન્યરૂપ બ્રહ્મપણાના અસંભવથી મનઃશબ્દના વાચ્યાર્થ બુદ્ધિવૃત્તિપણાનો પરિત્યાગ કરીને તેના સાક્ષિચૈતન્યરૂપ અન્ય યોગ્ય અર્થમાં જે તે શબ્દનું રહેવાપણું તે જહલ્લક્ષણા છે. "आनन्दो ब्रह्म" (આનંદ બ્રહ્મ છે) આ વાક્યમાં ચિત્તના ધર્મપણાવડે મનાતા ઉત્પત્તિનાશવાળા વિષયાનંદનું બ્રહ્મપણું સંભવતું નથી, તેથી તે આનંદાકારવૃત્તિસહિત તેના આશ્રયભૂત (બિંબભૂત) નિર્વિષયી આનંદરૂપ અન્ય યોગ્ય અર્થમાં જે તે

શબ્દનું રહેવાપણું તે અજહલ્લક્ષણા છે, અને "तत्त्वमसि" આદિ મહાવાક્યમાં વિરોધી અંશના ત્યાગવડે ને અવિરોધી અંશના ગ્રહણવડે આગળના શ્લોકમાં કહેવાશે તે ભાગત્યાગલક્ષણા છે. ૪૭

"तत्त्वमसि" આદિ મહાવાક્યોમાં કઈ લક્ષણા છે તે કહે છેઃ—

**तत्त्वमस्यादिवाक्येषु लक्षणा भागलक्षणा ।**
**सोऽयमित्यादिवाक्यस्थपदयोरिव नापरा ॥ ४८ ॥**

**"तत्त्वमसि" આદિ વાક્યોમાં ભાગત્યાગલક્ષણા "તે આ" ઇત્યાદિ વાક્યમાં રહેલાં પદોની પેઠે [ છે, ] બીજી નથી.**

જેમ "તે આ દેવદત્ત" આ વાક્યમાં તેનો વાચ્યાર્થ તે દેશ-કાલવિશિષ્ટ અને આનો વાચ્યાર્થ આ દેશકાલવિશિષ્ટ છે, તેથી તે બંનેની એકતા સંભવતી નથી, માટે તે બંનેમાંથી વિશિષ્ટપણું મૂકી દઈને માત્ર દેવદત્તમાં તે તથા આ પદ વર્તે છે તેમ "तत्त्वमसि" મહાવાક્યમાં પણ तत्‌પદના વાચ્યાર્થનું તથા त्वंપદના વાચ્યાર્થનું ગ્રહણ કરતાં તે બંનેના પરોક્ષપણું ને પ્રત્યક્ષપણું આદિ વિરોધી ધર્મોને લીધે એકતામાં વિરોધ આવે છે, તેથી તે બંને પદો અખંડૈકરસચેતનમાં બંનેના વિરોધી ભાગના ત્યાગવડે ને અવિરોધી ભાગના ગ્રહણવડે વર્તે છે એમ વિદ્વાનોનું માનવું છે. મહાવાક્યનો અર્થ કરવામાં જહલ્લક્ષણા સંભવતી નથી, કેમકે તે પ્રમાણે જો બધો વાચ્યાર્થ ત્યજી દેવામાં આવે તો ચેતનનો પણ ત્યાગ થઈ જાય. મહાવાક્યનો અર્થ કરવામાં અજહલ્લક્ષણા પણ સંભવતી નથી, કેમકે તેમાં વાચ્યાર્થનો ત્યાગ નહિ થતો હોવાથી વિરોધ વિદ્યમાન રહે છે. પરિશેષથી મહાવાક્યનો અર્થ કરવામાં ઉપર કહેલી રીતે ભાગત્યાગલક્ષણાજ ઉપયોગી થાય છે. કેટલાક પુરુષો "तत्त्वमसि" મહાવાક્યનો અર્થ કરતાં

પ્રથમના तत्‌પદનો તેનો અંશ એવો અર્થ કરીને તું તેનો અંશ એટલે કાર્ય છે એવો આ મહાવાક્યનો અર્થ કરે છે તે અર્થ આદર આપવા-યોગ્ય જણાતો નથી, કારણકે તે અર્થ પ્રકરણથી તથા યુક્તિથી વિરુદ્ધ પ્રતીત થાય છે. કાર્ય તેના કારણથી ભિન્ન હોતું નથી, પણ કાર્ય કારણરૂપજ હોય છે, એમ કાર્યનો કારણથી અભેદ જણાવવાનું ત્યાં પ્રકરણ છે, ત્યાં જીવને કાર્ય કહીને પછી તેને બ્રહ્મરૂપ કારણથી તેના અંશરૂપે ભિન્ન માનવો એ યોગ્ય નથી. વળી જીવને ઉત્પત્તિવાળો માનવાથી તેનો વિનાશ માનવો પડશે, ને તેમ માનતાં તેને મોક્ષની પ્રાપ્તિ સંભવશે નહિ. શ્રુતિમાં બ્રહ્મે જીવરૂપે પ્રવેશ કર્યાનું કહેલું હોવાથી જીવને બ્રહ્મના કાર્યરૂપ માનવો ઉચિત નથી, તથા જેમ ઘટાકાશ મહાકાશનો વાસ્તવિક અંશ વા કાર્ય નથી, તેમ નિરવયવપણાવડે નિરંશપણાથી ને નિર્વિકારપણાથી પણ જીવ બ્રહ્મનો વાસ્તવિક અંશ વા કાર્ય નથી એમ નક્કી થાય છે. ૪૮

હવે બ્રહ્મના અપરોક્ષજ્ઞાનમાટે તથા તેના જ્ઞાનની દૃઢતામાટે સાધન કહે છેઃ—

अहं ब्रह्मेति वाक्यार्थबोधो यावद्दृढीभवेत् ।
शमादिसहितस्तावदभ्यसेच्छ्रवणादिकम् ॥ ४९ ॥

હું બ્રહ્મ [ છું ] આ વાક્યના અર્થનું જ્ઞાન જ્યાંસુધી દૃઢ થાય ત્યાંસુધી શમાદિસહિત શ્રવણાદિકનો અભ્યાસ કરે.

હું સ્થૂલશરીર, ઇંદ્રિયો, અંતઃકરણ, પ્રાણ કે ચિદાભાસરૂપ જીવ નથી, પણ તે સર્વના અધિષ્ઠાનરૂપ અંતરાત્માથી અભિન્ન બ્રહ્મ છું, એમ પોતાના બ્રહ્મસ્વરૂપનું અપરોક્ષજ્ઞાન જ્યાંસુધી સંશયવિપર્યયરહિત દૃઢ ન થાય ત્યાંસુધી મુમુક્ષુ પુરુષ મનને વશ રાખવારૂપ તથા ઇંદ્રિયોને

વશ રાખવારૂપ સાધનસહિત વેદાંતશાસ્ત્રનું વારંવાર શ્રવણ, વારંવાર મનન ને વારંવાર નિદિધ્યાસન આદરપૂર્વક કરે. બહુ કાલથી આરોપિત સંસારવાસનાને લીધે ચિત્તમાં વારંવાર વિક્ષેપો ઉપજવાનો સંભવ છે, માટે ચિત્તને સૂક્ષ્મ કરવા વારંવાર બ્રહ્મધ્યાનરૂપ નિદિધ્યાસન કરવું. વળી ચિત્તમાં ચિરકાલથી રહેલી સાંસારિક વાસનાઓની નિવૃત્તિમાટે વારંવાર આદરપૂર્વક પોતાના ને જગતના બ્રહ્મસ્વરૂપની ભાવના કર્યા કરવી. સાંસારિક વાસનાઓનું દઢપણું મટી તેનું અત્યંત વિરલપણું ન થાય ત્યાંસુધી બ્રહ્મજ્ઞાનની દઢતા થઈ શકતી નથી, માટે સાંસારિક વાસનાઓની ક્ષીણતા કરવા મુમુક્ષુએ સાવધાનતા સેવવી જોઈએ. જેમ કોમલ કાંટો પગને વીંધી શકતો નથી તેમ અદઢ વાસનાઓ આકાશના જેવા સ્વચ્છ ચિત્તમાં વિક્ષેપ ઉપજાવી શકતી નથી. અદઢ રાગ, દ્વેષ, ને ભયાદિ વિદેહમુક્તિકાલે નિઃશેષ નાશ પામી જાય છે. ૪૯

હવે બ્રહ્મના અપરોક્ષજ્ઞાનની દઢતામાટે બીજું સાધન તથા તેનું ફલ નીચેના બે શ્લોકોવડે કહે છેઃ—

श्रुत्याचार्यप्रसादेन दृढो बोधो यदा भवेत् ।
निरस्ताशेषसंसारनिदानः पुरुषस्तदा ॥ ५० ॥
विशीर्णकार्यकरणो भूतसूक्ष्मैरनावृतः ।
विमुक्तकर्मनिगडः सद्य एव विमुच्यते ॥ ५१ ॥

શ્રુતિની ને આચાર્યની કૃપાવડે જ્યારે જ્ઞાન દઢ થાય છે ત્યારે પુરુષ સમગ્ર સંસારના કારણથી રહિત સ્થૂલદેહની ને ઇંદ્રિયોની શિથિલતાવાળો, સૂક્ષ્મભૂતોથી નહિ ઢંકાયેલો [ ને ] કર્મરૂપ બેડીથી વિમુક્ત [ થઈ ] તરતજ વિમુક્ત થાય છે.

શ્રીસદ્ગુરુએ ઉપદેશ કરેલા મહાવાક્યરૂપ શ્રુતિનું પરમાદરપૂર્વક શ્રવણ, મનન ને નિદિધ્યાસન કરવાવડે પ્રાપ્ત કરેલી શ્રુતિની તેના અભિપ્રાયનું સ્પષ્ટ ભાન થવારૂપ કૃપાવડે અને સાષ્ટાંગદંડવત્પ્રણામ ને સેવાવડે પ્રાપ્ત કરેલી શ્રીસદ્ગુરુની તેમના હૃદયમાં નિરાવરણ સ્ફુરતા બ્રહ્મની સક્રાંતિરૂપ કૃપાવડે જ્યારે પુરુષને અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનું જ્ઞાન દૃઢ થાય છે, અર્થાત્ જ્ઞાનમાં જ્યારે તેને લગારે સંશયવિપર્યય રહેતો નથી ત્યારે તે પુરુષ આ સર્વ સંસારના અનાદિ ઉપાદાનકારણરૂપ અજ્ઞાનથી રહિત થાય છે. જેમ દૃઢ કાંટાવડે પગમાં લાગેલો કાંટો કાઢી શકાય છે તેમ દૃઢ બ્રહ્મજ્ઞાનવડે હૃદયમાં રહેલ અજ્ઞાન દૂર કરી શકાય છે. તેના હૃદયમાં રહેલું અજ્ઞાન નિવૃત્ત થવાથી તે જ્ઞાની પોતાનું સ્થૂલશરીર તથા ઇંદ્રિયો અન્યની દૃષ્ટિએ વિદ્યમાન છતાં પણ પોતાના અપરિચ્છિન્ન બ્રહ્માકારની ભાવનાવડે તે સ્થૂલશરીરના ને ઇંદ્રિયાદિના પરિચ્છિન્નપણાના અભિમાનના અભાવથી તે જ્ઞાનીની દૃષ્ટિએ તેમનું શિથિલપણું થાય છે. સ્થૂલશરીર તથા ઇંદ્રિયોમાંથી હુંપણાની ને મારાપણાની બુદ્ધિ શિથિલ થયે તે પાંચ સૂક્ષ્મભૂતોરૂપ પાંચ શબ્દાદિ વિષયોથી તે વિષયોના સમીપપણામાં પણ તેમનું ચિત્ત વિકારને પ્રાપ્ત થતું નથી. આત્મજ્ઞાનરૂપ અગ્નિવડે તેમનાં સર્વ સંચિતકર્મો દાહ પામી જાય છે, દેહાદિમાં હુંપણાના અભિમાનના અભાવથી તેમને આગામિકર્મોનો સ્પર્શ થઇ શકતો નથી, અને તેમને પ્રારબ્ધ પણ મિથ્યા પ્રતીત થાય છે, તેથી પ્રારબ્ધનો પણ તેમના આત્માની સાથે સંયોગ થઇ શકતો નથી. આવી રીતે તેઓ તે ત્રણે કર્મરૂપ બેડીથી અત્યંત મોકળા થઈ જાય છે. આ કારણથી તેઓ તે સમયમાં જ (જ્ઞાનકાલમાં જ) ભાવિદેહની નિવૃત્તિરૂપ વિદેહકૈવલ્યને પામે છે. જેમ પ્રવાસી પોતાના માર્ગમાં અનાયાસે

આવેલાં ગામ, નગર, નદી, પર્વત ને વનાદિને જુએ છે તેમ જ્ઞાનીના શરીરાદિવડે ભોજનાદિનો અનુભવ કરાય છે, અર્થાત્ પૂર્વના સસ્કારોને લીધે કુંભારના ચાકડાની પેઠે તેમના શરીરાદિની પોતાની મેળેજ પ્રવૃત્તિ થાય છે. પછી તેમના શરીરનું પતન તો જ્ઞાનીની અભિમાન-પૂર્વક પ્રવૃત્તિ ન હોવાથી ઋષભદેવના ને જડભરતાદિના શરીરની પેઠે અન્ય લોકોની લૌકિકદૃષ્ટિવડેજ થાય છે. ૫૦–૫૧

એવા જ્ઞાનીનું પ્રારબ્ધ રહે ત્યાંસુધી તેઓ જીવન્મુક્ત કહેવાય છે, ને તે પ્રારબ્ધ પૂરું થયે તેઓ સર્વદેહની નિવૃત્તિરૂપ વિદેહકૈવલ્યને પામે છે એમ નીચેના બે શ્લોકોવડે કહે છે—

प्रारब्धकर्मवेगेन जीवन्मुक्तो यदा भवेत् ।
कंचित्कालमनारब्धकर्मबंधस्य संक्षये ॥ ५२ ॥
निरस्तातिशयानंदं वैष्णवं परमं पदम् ।
पुनरावृत्तिरहितं कैवल्यं प्रतिपद्यते ॥ ५३ ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचिता वाक्यवृत्तिः संपूर्णा ॥ १४ ॥

સંચિતકર્મરૂપ બંધનો જ્યારે સારી રીતે ક્ષય થાય [ ત્યારે તે ] જીવન્મુક્ત પ્રારબ્ધકર્મના વેગવડે કેટલોક સમય [ સ્થિતિ કરે છે. પછી ] નિરતિશયાનંદરૂપ [ ને ] પુનરાવૃત્તિરહિત પરમાત્માના ઉત્કૃષ્ટ સ્વરૂપરૂપ કૈવલ્યને પામે છે.

અંતરાત્માથી અભિન્ન બ્રહ્મના દૃઢ અપરોક્ષજ્ઞાનથી જ્યારે તે પુરુષના સંચિતકર્મરૂપ એટલે અન્ય ભાવિદેહોને ઉપજાવવાના બળવાળા અપક્વ સંસ્કારોરૂપ બંધનો સારી રીતે વિનાશ થાય છે ત્યારે તે પુરુષ જીવન્મુક્ત કહેવાય છે. તે જીવન્મુક્ત બળવાન્ પ્રારબ્ધકર્મના ફલરૂપે

અવિર્ભાવ પામનારા રાગાભાસાદિરૂપ સંસારની વાસનાના લેશસહિત. થોડો કાલ આ પૃથિવીપર સ્થિતિ કરે છે. વર્તમાનમાં પ્રતીત થતા. દેહની ઉત્પત્તિ, સ્થિતિ ને નાશના હેતુભૂત કર્મ પ્રારબ્ધ કહેવાય છે. ભાવિદેહોને ઉત્પન્ન કરવાના અપક્વ બલવાળા સસ્કારો સંચિતકર્મ કહેવાય છે. જ્ઞાનોત્પત્તિપછી દેહની સ્થિતિપર્યંત કર્તાપણાદિના અભિમાન-વિના કરવામાં આવતાં કર્મો આગામી કહેવાય છે. પછી જ્યારે યોગાભ્યાસવડે વા ફલના ભોગવડે તેમના પ્રારબ્ધની સમાપ્તિ થાય છે ત્યારે તેઓ અપરિમિતાનંદરૂપ ને પુનરાવૃત્તિથી રહિત પરમાત્માના સર્વો-ત્તમ સ્વરૂપરૂપ કૈવલ્યને પામે છે, અર્થાત્ અખંડસચ્ચિદાનંદબ્રહ્મરૂપે સ્થિત થાય છે. ૫૨—૫૩

**એ પ્રમાણે બ્રહ્મવિદ્યાવાળા પરમહંસોના ને પરિવ્રાજકોના આચાર્ય શ્રીશંકરાચાર્યજીએ રચેલા વાક્યવૃત્તિ નામના પ્રકરણ-ગ્રંથરૂપ ચૌદમા રત્નની શ્રીનાથશર્મપ્રણીત ભાવાર્થદીપિકા નામની ગુજરાતીભાષાની ટીકા પૂરી થઈ. ૧૪**

———[ * ]———

॥ ॐ ॥

## ॥ १५ श्रीअपरोक्षानुभूति ॥

### ભાવાર્થદીપિકાટીકાસહિત

#### મંગળાચરણ ને ટીકાની પ્રતિજ્ઞા

દોહરો

બ્રહ્મ-ઈશનું ધ્યાન ધરી, વંદી સદ્ગુરુ-પાય;
અપરોક્ષાનુભૂતિ-ટીકા, ગુર્જરગિરા લખાય. ૧

સદ્રૂપ, ચિદ્રૂપ ને આનંદરૂપ બ્રહ્મ અપરોક્ષાનુભૂતિ—અપરોક્ષાનુભવ—

કહેવાય છે. અપરોક્ષાનુભૂતિની અભેદભાવે પ્રાપ્તિ થવાથી મનુષ્યના હૃદયમાંથી સર્વ અનર્થની નિઃશેષ નિવૃત્તિ થઇ તેના હૃદયમાં પરમાનંદનો આવિર્ભાવ થાય છે. બ્રહ્મના નિરૂપણરૂપ આ ગ્રંથની નિર્વિઘ્ને સમાપ્તિ થવા આચાર્યભગવાન્ પોતાના ઇષ્ટદેવના અનુસંધાનરૂપ મંગલ મનમાં કરીને શિષ્યોને શીખામણ દેવામાટે તે મંગલ ગ્રંથના આરંભમાં મૂકે છેઃ—

ॐ । श्रीहरिं परमानंदमुपदेष्टारमीश्वरम् ।
व्यापकं सर्वलोकानां कारणं तं नमाम्यहम् ॥ १ ॥

**પરમાનંદરૂપ, ઉપદેશ કરનારા, નિયંતા, વ્યાપક ને સર્વ લોકોના કારણરૂપ તે શ્રીહરિને હું નમું છું.**

આ વિશ્વમાં બે પ્રકારની વસ્તુઓ છે, આત્મા ( ચેતન ) ને અનાત્મા. (જડ.) તેમાં આત્મા બે પ્રકારનો છે, જીવાત્મા ને પરમાત્મા. શુદ્ધજીવાત્મા ને અશુદ્ધજીવાત્મા એમ જીવાત્માના બે પ્રકાર છે, અને શુદ્ધઈશ્વર અને અશુદ્ધઈશ્વર એમ પરમાત્માના બે પ્રકાર છે. અવિદ્યારૂપ ઉપાધિરહિત અવિકારી ચેતન શુદ્ધજીવાત્મા કહેવાય છે, અને અવિદ્યારૂપ ઉપાધિસહિત ચેતન અશુદ્ધજીવાત્મા કહેવાય છે, માયારૂપ ઉપાધિરહિત વિશુદ્ધવ્યાપક ચેતન શુદ્ધઈશ્વર વા નિર્ગુણબ્રહ્મ કહેવાય છે, અને માયારૂપ ઉપાધિસહિત ચેતન અશુદ્ધઈશ્વર વા સગુણબ્રહ્મ કહેવાય છે. અવિદ્યારૂપ ને માયારૂપ ઉપાધિથી ચેતનમાં જીવ ને ઈશ્વર એવો ભેદવ્યવહાર થાય છે. શુદ્ધજીવાત્મા ને શુદ્ધઈશ્વર કેવળ ચેતનરૂપ હોવાથી તેમનો ભેદ નથી, પણ અભેદ છે.

અનાત્મવસ્તુઓના મુખ્ય ત્રણ પ્રકાર છેઃ કારણશરીર, સૂક્ષ્મશરીર ને સ્થૂલશરીર.

આત્મા ને અનાત્મા એ બંને પરસ્પર વિલક્ષણસ્વભાવવાળા હોવાથી પ્રકાશ ને અંધકારની પેઠે અત્યંત ભિન્ન છે. તે બંનેના અવિવેકથી જીવાત્માને બંધનો અનુભવ થાય છે, ને તે બંનેના યથાર્થ વિવેકથી જીવાત્માને મોક્ષનો અનુભવ થાય છે.

શ્લોકમાંના **અહં** (હું) આ શબ્દવડે કારણાદિ ત્રણ શરીરસહિત જીવાત્મા જાણવો. તે અશુદ્ધજીવાત્મા અલ્પજ્ઞ, અલ્પશક્તિમાન્, પરતંત્ર ને દુઃખી હોવાથી સર્વજ્ઞ, સર્વશક્તિમાન્, સ્વતંત્ર ને સુખી અશુદ્ધઈશ્વરથી કનિષ્ઠ છે. કનિષ્ઠ હોય તેણે પોતાનાથી જે શ્રેષ્ઠ હોય તેને નમન કરવું જોઇએ એવો શિષ્ટાચાર દેખાડવા આચાર્યભગવાને પોતાનામાં અશુદ્ધજીવાત્માનો આરોપ કરી અશુદ્ધઈશ્વરને પ્રણામ કર્યાનું કહ્યું છે.

તુચ્છ વિષયાનંદથી ભિન્ન પરમાનંદસ્વરૂપવાળા, યોગ્ય શિષ્યોને સમર્થ આચાર્યના હૃદયમાં રહીને ઉપદેશ કરનારા, સમગ્ર સ્થાવરજંગમ જગતના માયાશક્તિવડે નિયંતા, સર્વવ્યાપક, સર્વ લોકોના ઉપાદાનકારણરૂપ તથા નિમિત્તકારણરૂપ, અભક્તોને અપ્રત્યક્ષ અને પોતાના સાક્ષાત્કારવડે મુમુક્ષુઓની અવિદ્યા ને તેના કાર્યરૂપ શોકમોહાદિ દોષોને પોતાનામાં વિલીન કરનારનું હું અભેદભાવે ચિંતન કરું છું. ૧

હવે બુદ્ધિમાનોની આ ગ્રંથમાં પ્રવૃત્તિ થવામાટે આ ગ્રંથના ચાર અનુબંધોને દેખાડતા છતા ગ્રંથકારશ્રી આ ગ્રંથ રચવાની પ્રતિજ્ઞા કરે છેઃ—

अपरोक्षानुभूतिर्वै प्रोच्यते मोक्षसिद्धये ।
सद्भिरेव प्रयत्नेन वीक्षणीया मुहुर्मुहुः ॥ २ ॥

**પ્રસિદ્ધ અપરોક્ષાનુભૂતિ મોક્ષસિદ્ધિમાટે કહેવાય છે. સજ્જનોએજ પ્રયત્નવડે વારંવાર વિચારવાયોગ્ય [ છે. ]**

અધિકારી, વિષય, સંબંધ ને પ્રયોજન આ ચાર અનુબંધ કહેવાય છે. અપરોક્ષાનુભૂતિશબ્દના બે અર્થ થાય છે; અપરોક્ષ એટલે સર્વદા પ્રત્યક્ષ સ્વયપ્રકાશ આત્મા, ને અનુભૂતિ (અનુભવ) એટલે તેના એખડૈકરસસ્વરૂપનું વૃત્તિમાં સ્થિર થવું, આ અપરોક્ષાનુભૂતિનો પહેલો અર્થ છે; અને બ્રહ્મસાક્ષાત્કાર (અપરોક્ષ-બ્રહ્મ-ને અનુભૂતિ-સાક્ષાત્કાર) આ અપરોક્ષાનુભૂતિનો બીજો અર્થ છે. બ્રહ્મસાક્ષાત્કારના સાધનરૂપ હોવાથી આ ગ્રથ પણ અપરોક્ષાનુભૂતિ કહેવાય છે.

પ્રસિદ્ધ બ્રહ્મસ્વરૂપનું ને તેની પ્રાપ્તિનાં સાધનોનું સંક્ષેપમાં સ્પષ્ટપણે નિરૂપણ કરનારો આ અપરોક્ષાનુભૂતિનામનો પ્રકરણગ્રથ દેહાદિ જડમાં આત્માની ભ્રાંતિરૂપ બંધની નિવૃત્તિપૂર્વક સ્વસ્વરૂપમાં સ્થિતિ થવારૂપ મોક્ષની સિદ્ધિમાટે કહેવાય છે. વિવેક, વૈરાગ્ય, શમાદિ ૭ સંપત્તિ ને મુમુક્ષુતા આ ચાર સાધનો જેમણે પ્રાપ્ત કર્યા છે એવા મુમુક્ષુ પુરુષોએ પ્રયત્નવડે વારંવાર આ ગ્રંથ વિચારવાયોગ્ય છે.

વિવેકાદિ સાધનોવાળા આ ગ્રંથના અધિકારી છે, કર્મના ને ઉપાસનાના અધિકારીઓ આ ગ્રંથના અધિકારી નથી. જીવબ્રહ્મના વાસ્તવિક સ્વરૂપનું પ્રતિપાદન એ આ ગ્રંથનો વિષય છે. કર્મનો ને આ ગ્રંથમાં પ્રતિપાદન કરેલા જ્ઞાનનો સાધનસાધ્યભાવ સબંધ છે. સર્વ દુઃખોની નિવૃત્તિદ્વારા પરમાનંદની પ્રાપ્તિ એ આ ગ્રંથનું પ્રયોજન છે. ૨

કાર્યનું કારણાધીનપણું હોવાથી પૂર્વોક્ત ચાર સાધનોનું શું કારણ છે એમ જાણવાની ઇચ્છા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

स्ववर्णाश्रमधर्मेण तपसा हरितोषणात् ।
साधनं ममवेत्पुंसां वैराग्यादिचतुष्टयं ॥ ३ ॥

**પોતાના વર્ણાશ્રમના ધર્મરૂપ તપવડે પરમાત્માના સંતોષથી પુરુષોને વૈરાગ્યાદિ ચાર સાધન પ્રાપ્ત થાય છે.**

સાક્ષી મુખ્યાત્મા કહેવાય છે, પુત્ર ને સ્ત્રી ગૌણાત્મા કહેવાય છે, ને સ્થૂલશરીર મિથ્યાત્મા કહેવાય છે. અહીં **स्व** ( પોતાના ) આ શબ્દવડે મિથ્યાત્મરૂપ સ્થૂલશરીર સમજવું. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શુદ્ર આ ચાર વર્ણો, ને બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ ને સંન્યસ્ત આ ચાર આશ્રમો છે. પોતાના સ્થૂલશરીરના વર્ણના ને આશ્રમના જે જે ધર્મો શાસ્ત્રમાં કહ્યા હોય તે ધર્મોના નિર્દોષરીતે પરિપાલનરૂપ તપવડે પ્રસન્ન થયેલા સત્યસંકલ્પ પરમાત્માના અનુગ્રહથી તે પુણ્યશાલી પુરુષોને વિવેક, વૈરાગ્ય, શમાદિ ૭ સંપત્તિ ને મુમુક્ષુતા આ ચાર જ્ઞાનપ્રાપ્તિનાં સાધનો પ્રાપ્ત થાય છે. વિવેકને પ્રથમ નહિ કહેતાં વૈરાગ્યને જે પ્રથમ કહ્યો છે તે વૈરાગ્યને જ્ઞાનપ્રાપ્તિમાં અસાધારણ કારણ જાણીને કહ્યો છે. ૩

એ વૈરાગ્યાદિ ચાર સાધનોનાં લક્ષણ નીચેના ૭ શ્લોકોવડે જણાવે છે. તેમાં નીચેના શ્લોકવડે વૈરાગ્યનું લક્ષણ કહે છેઃ—

ब्रह्मादिस्थावरांतेषु वैराग्यं विषयेष्वनु ।
यथैव काकविष्टायां वैराग्यं तद्धि निर्मलं ॥ ४ ॥

**બ્રહ્માથી સ્થાવરપર્યંતના વિષયોમાં કાગડાની વિષ્ઠાની પેઠેજ [ જે ] રાગરહિતપણું તેજ શુદ્ધ વૈરાગ્ય.**

વ્યવહારપક્ષે સર્વોત્તમ ગણાતા બ્રહ્માનાં વિષયસુખોથી આરંભીને તૃણના અતિતુચ્છ વિષયસુખપર્યંતમાં, કાગડાની વિષ્ઠામાં, વા વમન:

કરેલા અન્નમાં, વા વિષ્ઠામાં જેમ સૌ મનુષ્યને સર્વદા રાગરહિતપણું છે તેમ, જે વૃત્તિનું રાગરહિતપણું તે રાગાદિદોષરહિત વૈરાગ્ય કહેવાય છે. વિષયોમાં વિનાશીપણુ આદિ સેંકડો દોષો રહેલા છે એમ તે પુરુષ જાણે છે, તેથી તેને વિષયોમાં ને વિષયોનાં દ્રવ્ય ને સ્ત્રી આદિ સાધનોમાં રાગ રહેતો નથી. ૪

હવે વૈરાગ્યના કારણ વિવેકનું લક્ષણ કહે છેઃ—

**नित्यमात्मस्वरूपं हि दृश्यं तद्विपरीतगं ।**
**एवं यो निश्चयः सम्यग्विवेको वस्तुनः स वै ॥५॥**

**આત્માનું સ્વરૂપ નિત્ય ને દૃશ્ય તેથી વિપરીતસ્વભાવવાળું [ છે ] એવો જે પદાર્થનો સંશયાદિરહિત નિશ્ચય તેજ વિવેક.**

આત્માનું સ્વરૂપ અવિનાશી છે, અને પ્રતીત થતા જડ પદાર્થો તે આત્માના સ્વરૂપથી વિપરીતભણી જનારા એટલે વિનાશી અથવા અસત્સ્વભાવવાળા છે, આવો જે બને પદાર્થોના સ્વરૂપમા સંશય-વિપર્યયરહિત દૃઢ નિશ્ચય તે વિવેક કહેવાય છે. " **अविनाशी वा अरेऽयमात्मा** " ( અરે મૈત્રેયિ ! આ આત્મા અવિનાશી છે ) આ શ્રુતિમાં આત્મા અવિનાશી છે એમ જણાવ્યું છે આત્મા અવિનાશી છે, દ્રષ્ટા હોવાથી, જે જે પદાર્થ દ્રષ્ટા હોતો નથી તે તે પદાર્થ અવિનાશી હોતો નથી, જેમ ઘટાદિ. આત્માથી ભિન્ન સર્વે વિનાશી છે, દૃશ્ય હોવાથી, જે પદાર્થ અવિનાશી હોય છે તે પદાર્થ દૃશ્ય હોતો નથી, જેમ આત્મા. આ બે અનુમાનવડે આત્માનું અવિનાશીપણું ને દૃશ્યનું વિનાશીપણું સિદ્ધ થાય છે. ૫

હવે વૈરાગ્યના કાર્યરૂપ શમાદિ ૭ સંપત્તિનું નિરૂપણ નીચેના ત્રણ શ્લોકોવડે કરે છે:—

सदैव वासनात्यागः शमोऽयमिति शब्दितः ।
निग्रहो बाह्यवृत्तीनां दम इत्यभिधीयते ॥ ६ ॥
विषयेभ्यः परावृत्तिः परमोपरतिर्हि सा ।
सहनं सर्वदुःखानां तितिक्षा सा शुभा मता ॥ ७ ॥
निगमाचार्यवाक्येषु भक्तिः श्रद्धेति विश्रुता ।
चित्तैकाग्र्यं तु सल्लक्ष्ये समाधानमिति स्मृतं ॥ ८ ॥

સર્વદાજ વાસનાનો ત્યાગ આ શમ એમ કહેવાય છે, [અને] બાહ્યેંદ્રિયોનો નિગ્રહ દમ એમ કહેવાય છે.

વિષયોથી [જે] નિવૃત્તિ તે પ્રસિદ્ધ શ્રેષ્ઠ ઉપરતિ [છે. અને] સર્વ દુઃખોનું સહન તે શુભ તિતિક્ષા માનેલી [છે.]

શ્રુતિનાં ને સદ્‌ગુરુનાં વચનોમાં વિશ્વાસ [તે] પ્રસિદ્ધ શ્રદ્ધા એમ [કહેવાય છે, અને] સદ્રૂપ લક્ષ્યમાં ચિત્તનું એકાગ્રપણું [તે] સમાધાન એમ કહ્યું [છે.]

સર્વે સમયમાં પોતાના પૂર્વના બલવાન્ સંસ્કારોથી ઉદય પામતી વિષયવાસનાનો પરિત્યાગ અર્થાત્ વિષયોભણી દોડતી ચિત્તવૃત્તિને રોકવાનું સામર્થ્ય તે શમ કહેવાય છે, અને શ્રોત્રાદિ તથા વાગાદિ બાહ્યેંદ્રિયોની નિષિદ્ધ પ્રવૃત્તિનો તિરસ્કાર તે દમ કહેવાય છે. ૬

બંધન કરનારા શબ્દાદિ વિષયોમાં ને તેનાં સાધનોમાં ક્ષણભંગુરપણાદિ દોષોના દર્શનવડે ચિત્તમાં તે શબ્દાદિ વિષયોના ગ્રહણની પ્રચ્છાનો અભાવ-ચિત્તમાં તે વિષયોના ગ્રહણમાં સ્વાભાવિક અરુચિ-

તે આત્મજ્ઞાનના ઉત્તમસાધનરૂપ ઉપરતિ કહેવાય છે, અને શીતોષ્ણાદિ દુ:ખનાં સર્વે સાધનોને તેની નિવૃત્તિનો ઉપાય કરવાની ઇચ્છા કર્યા વિના સહન કરવાનું જે અંતઃકરણનું બલ તે સુખસ્વરૂપવાળી તિતિક્ષા છે એમ વિદ્વાનો માને છે. ૭

ઉપનિષદ્‌નાં વચનોમાં ને શ્રીસદ્‌ગુરુનાં વચનોમાં અથવા ઉપનિષદોનું વ્યાખ્યાન કરનાર શ્રીસદ્‌ગુરુના ઉપદેશોમાં પરમપ્રીતિના હેતુભૂત જે વિશ્વાસ તે વેદાંતોમાં પ્રસિદ્ધ શ્રદ્ધા કહેવાય છે, અને સદ્રૂપ બ્રહ્મમાં જે ચિત્તનું એકાગ્રપણું અર્થાત્ એક બ્રહ્મનેજ જાણવાની ચિત્તમાં ઇચ્છા તે સમાધાન કહેવાય છે. ૮

હવે શમાદિ ૭ સંપત્તિના કાર્યભૂત મુમુક્ષુતાનું નિરૂપણ કરે છેઃ—

**संसारबंधनिर्मुक्तिः कथं मे स्यात्कदा विधे ।**
**इति या सुदृढा बुद्धिर्वक्तव्या सा मुमुक्षुता ॥ ९ ॥**

**હે વિધાતા ! સંસારરૂપ બંધનથી મારી મુક્તિ કેવી રીતે [ને] ક્યારે થશે ? આવી જે સુદૃઢ બુદ્ધિ તે મુમુક્ષુતા કહેવી.**

હે વિશ્વકર્તા બ્રહ્મા ! અથવા હે પ્રભો ! નાનાપ્રકારનાં શરીરો કર્માનુસાર ધારણ કરવાં ને પ્રારબ્ધની સમાપ્તિએ પાછું મરણ પામવું આ સંસારરૂપ વિકટ બંધનથી હું કેવી રીતે કયા સમયમાં મોકળો થઇશ ? હું અનેક યોનિઓમાં જન્મીને તથા તે શરીરોનો ત્યાગ કરીને બહુ થાકી ગયો છું, આવી જે સંસારબંધનથી મોકળા થવાની અડગ બુદ્ધિ તે મુમુક્ષુતા કહેવાય છે. ૯

ઉપર કહેલાં ચાર સાધનો જે પુરુષે સંપાદન કર્યાં હોય તે પુરુષના કર્તવ્યને કહે છેઃ—

उक्तसाधनयुक्तेन विचारः पुरुषेण हि।
कर्तव्यो ज्ञानसिद्ध्यर्थमात्मनः शुभमिच्छता ॥ १० ॥

કહેલાં સાધનોથી યુક્ત [ને] પોતાનું શુભ ઇચ્છનારે પુરુષે જ્ઞાનની સિદ્ધિમાટે વિચારજ કરવાયોગ્ય છે.

ઉપર નિરૂપણ કરવામાં આવેલાં વૈરાગ્યાદિ ચાર સાધનોથી યુક્ત અને પરમાનંદની–મોક્ષસુખની–પ્રાપ્તિરૂપ પોતાનું મંગલ ઇચ્છનાર જ્ઞાનાધિકારી ઉત્તમ મનુષ્યે આત્માથી અભિન્ન બ્રહ્મના અપરોક્ષજ્ઞાનની પ્રાપ્તિમાટે આત્મા તથા અનાત્માના વિવેકરૂપ વિચારજ વારંવાર પરમાદરપૂર્વક કરવાયોગ્ય છે, અન્ય કાંઈ પણ કરવા યોગ્ય નથી. ૧૦

બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિમાટે વિચાર શામાટે કર્તવ્ય છે તે દૃષ્ટાંતસહિત જણાવે છે:—

नोत्पद्यते विना ज्ञानं विचारेणान्यसाधनैः।
यथा पदार्थभानं हि प्रकाशेन विना क्वचित् ॥ ११ ॥

જેમ પ્રકાશવિના પદાર્થનું ભાન કદીપણ [ થતું નથી તેમ ] વિચારવિના અન્ય સાધનોવડે જ્ઞાન ઉત્પન્ન થતું નથી.

જેમ સૂર્યાદિના પ્રકાશવિના ઘટાદિ પદાર્થોનું જ્ઞાન કોઇ પણ દેશમાં કોઇ પણ સમયે થતું નથી તેમ આત્મસ્વરૂપ તથા જડસ્વરૂપના વિવેકરૂપ વિચારવિના કર્મ ને ઉપાસનારૂપ અન્ય સાધનોવડે મનુષ્યને આત્માથી અભિન્ન બ્રહ્મનું જ્ઞાન કદીપણ પ્રાપ્ત થતું નથી. ૧૧

હવે નીચેના પાંચ શ્લોકોવડે વિચારનું સ્વરૂપ જણાવે છે:—

कोऽहं कथमिदं जातं को वै कर्ताऽस्य विद्यते।
उपादानं किमस्तीह विचारः सोऽयमीदृशः ॥ १२ ॥

હું કોણ ? આ કેમ ઉપજ્યું ? આનો કર્તા કોણ છે ? અને અહીં ઉપાદાન શું છે ? આ આવા પ્રકારનો વિચાર તે [વિચાર.]

પોતાને પુણ્યપાપનો કર્તા ને સુખદુઃખનો ભોક્તા માનનાર હું કોણ છું ? અર્થાત્ મારું વાસ્તવિક સ્વરૂપ શું છે ? પ્રતીત થતું આ સ્થાવરજંગમરૂપ જગત્ કેમ (કયા હેતુથી) ઉપજ્યું ? અર્થાત્ આ જગતની ઉત્પત્તિનું કારણ શું છે ? પ્રત્યક્ષાદિ પ્રમાણોવડે જણાતા આ નામરૂપાત્મક જગતનો કર્તા કોણ છે ? અર્થાત્ શું જીવોનાં પુણ્યપાપ જગત્ ઉપજાવે છે ? વા કર્મફલપ્રદાતા ઈશ્વર જગત્ ઉપજાવે છે ? વા સ્વભાવાદિ આ જગત્ ઉપજાવે છે ? જેમ ઘટાદિ માટીનાં કાર્યોનું ઉપાદાનકારણ માટી છે તેમ આ જગતનું ઉપાદાનકારણ શું છે ? આત્માવિષે તથા જગત્વિષે આ આની રીતનો વિચાર તેજ વિચાર કહેવાય છે, ને તે વિચાર બ્રહ્મજ્ઞાનનું સાધન છે. ૧૨

સ્થૂલશરીર અથવા ઇંદ્રિયો આત્મા નથી આવો વિચાર કરવો તે વિચાર જ્ઞાનનું સાધન છે એમ કહે છેઃ—

नाहं भूतगणो देहो नाहं चाक्षगणस्तथा ।
एतद्विलक्षणः कश्चिद्विचारः सोऽयमीदृशः ॥ १३ ॥

હું ભૂતોના સમૂહરૂપ સ્થૂલશરીર નથી, તથા ઇંદ્રિયોના સમૂહરૂપ પણ હું નથી, એનાથી વિલક્ષણ કોઇક [છું] આ આવા પ્રકારનો વિચાર તે [વિચાર.]

હું એવા શબ્દનો તથા હું એવા જ્ઞાનનો વિષય જે આત્મા તે આકાશાદિ પાંચ ભૂતોના સમૂહમાંથી ઉપજેલ સ્થૂલશરીરરૂપ નથી, તથા કર્મેન્દ્રિયોના ને જ્ઞાનેંદ્રિયોના સમૂહરૂપ પણ આત્મા નથી. સ્થૂલશરીર તથા ઇંદ્રિયો જડ તથા દૃશ્ય હોવાથી આત્મા હોઇ શકે નહિ, પણ એ

બંનેથી વિપરીતસ્વભાવવાળો નામ, રૂપ ને જાતિ આદિથી રહિત, ને મનવાણીનો અવિષય કોઇક આત્મા છે, આવા પ્રકારનો જે આત્માના સંબંધમાં વિચાર કરવો તે વિચાર આત્મજ્ઞાનનું સાધન છે. ૧૩

આ જગત્ કેમ થયું? તથા આનો કર્તા કોણ છે? તે બંને પ્રશ્નના વિચારનું નિરૂપણ કરે છેઃ—

**अज्ञानप्रभवं सर्वं ज्ञानेन प्रविलीयते ।**
**संकल्पो विविधः कर्ता विचारः सोऽयमीदृशः ॥ १४ ॥**

**સર્વ અજ્ઞાનથી ઉપજેલું [ છે, ને તે ] જ્ઞાનવડે અત્યંત વિલીન થાય છે, વિવિધ સંકલ્પ કર્તા [ છે ] આ આવા પ્રકારનો વિચાર તે [ વિચાર. ]**

તાર્કિકો પૃથિવી આદિ ચાર ભૂતોનાં પરમાણુઓમાંથી જગતની ઉત્પત્તિ માને છે, સાંખ્યવાદીઓ પ્રધાનમાંથી આ જગતની ઉત્પત્તિ માને છે, ને મીમાંસકો જીવોનાં શુભાશુભ કર્મોથી જગતની ઉત્પત્તિ માને છે. સ્વભાવાદિને જગતનું કારણ માનનારા વાદીઓ સ્વભાવાદિમાંથી આ જગતની ઉત્પત્તિ માને છે. આ સર્વ વાદીઓના જગતની ઉત્પત્તિના સંબંધના વિચારો આદર આપવાયોગ્ય નથી. આ નામરૂપાત્મક સર્વ જગત્ આત્મસ્વરૂપના અજ્ઞાનથી ઉત્પન્ન થયું છે, અને પ્રકાશથી જેમ અંધકાર દૂર થાય છે તેમ આત્મસ્વરૂપના યથાર્થ જ્ઞાનવડે આ નામરૂપાત્મક જગત્ આત્મસ્વરૂપમાં નિઃશેષ લીન થાય છે. "હું આ કરીશ" "હું આ ભોગવીશ" આવી રીતના નાનાપ્રકારના જીવના સંકલ્પો—અંતઃકરણનાં પરિણામો—તેને પ્રતીત થતા જગતના કર્તા છે. આવા પ્રકારનો જે જગતના ઉત્પત્તિના સંબંધનો તથા

જગતના કર્તાના સંબંધનો વિચાર કરવો તે વિચાર આત્મજ્ઞાનનું સાધન છે. ૧૪

હવે આ જગતના વિવર્તઉપાદાનકારણનો વિચાર કરે છે:—

**एतयोर्यदुपादानमेकं सूक्ष्मं सदव्ययं ।**
**यथैव मृद्घटादीनां विचारः सोऽयमीदृशः ॥ १५ ॥**

**જેમ ઘટાદિનું માટી [ તેમ ] આ બંનેનું જે ઉપાદાન [ તે ] એક, સૂક્ષ્મ, સત્ ને અવ્યય [ છે, ] આ આવા પ્રકારનો વિચાર તે [ વિચાર. ]**

જેમ ઘટાદિ માટીનાં કાર્યોનું ઉપાદાનકારણ-ઉત્પત્તિ, સ્થિતિ ને નાશનો હેતુ-માટી છે, તેમ અજ્ઞાન ને અંતઃકરણના પરિણામરૂપ સંકલ્પનું જે ઉપાદાનકારણ છે તે સજાતીય, વિજાતીય ને સ્વગત-ભેદથી રહિત, અજ્ઞાનથી પણ સૂક્ષ્મ, ત્રણે કાલમાં રહેનાર, ને અવિ-કારી છે. એક જાતિવાળાનો જે પરસ્પર ભેદ તે સજાતીયભેદ કહેવાય છે, જેમ ઔદીચ્યબ્રાહ્મણનો નાગરબ્રાહ્મણથી ભેદ; બીજી જાતિવાળાથી જે ભેદ તે વિજાતીયભેદ કહેવાય છે, જેમ બ્રાહ્મણનો ક્ષત્રિયાદિથી ભેદ; અને અવયવીનો અવયવોથી ભેદ તે સ્વગતભેદ કહેવાય છે, જેમ શરીરનો હાથ આદિથી ભેદ. જગત્ અજ્ઞાનનું કાર્ય હોવાથી મિથ્યા છે, છતાં જેમ રજ્જુ ન જાણવામાં આવે ત્યાંસુધી તેમાં કલ્પાયેલો સર્પ ભયનો હેતુ થાય છે તેમ બ્રહ્મનો સાક્ષાત્કાર ન થાય ત્યાંસુધી બ્રહ્મમાં કલ્પાયેલ સંસાર ભયનો હેતુ થાય છે. બ્રહ્મનું જ્ઞાન થયે સંસારના સર્વ ભયોની નિવૃત્તિ થાય છે. તે બ્રહ્મને મન તથા વાગાદિ ઇંદ્રિયો પહોંચી શક્તાં નથી, કેમકે તે નામ, રૂપ ને ક્રિયાદિથી રહિત છે. જગત્ પોતાના વિવર્તઉપાદાનકારણ બ્રહ્મથી ભિન્ન નથી.

આવી રીતે જગત્‌ના વિવર્તઉપાદાનકારણનો વિચાર કરવો તે વિચાર બ્રહ્મનુ જ્ઞાન થવામાં કારણરૂપ છે. ૧૫

જેમ જગત્‌ બ્રહ્મથી ભિન્ન નથી તેમ જીવ પણ બ્રહ્મથી ભિન્ન નથી એમ કહે છે.—

अहमेकोऽपि सूक्ष्मश्च ज्ञाता साक्षी सदव्ययः ।
तदहं नात्र संदेहो विचारः सोऽयमीदृशः ॥ १६ ॥

[ જેથી ] હું પણ અદ્વિતીય, સૂક્ષ્મ, જ્ઞાતા, સાક્ષી, સત્‌ ને અવ્યય [ છું, ] તેથી હું [ બ્રહ્મ છુ ] આમાં સંદેહ નથી, આ આવા પ્રકારનો વિચાર તે [ વિચાર. ]

જેથી હું એટલે અતરાત્મા પણ બ્રહ્મની પેઠે સજાતીયાદિ ભેદથી રહિત, નેત્રાદિ ઇંદ્રિયોનો અવિષય, અહકારાદિના પ્રકાશકપણાથી ચેતનરૂપ, ઇંદ્રિયોદ્વારા પદાર્થોની સાથે સબંધ પામ્યા વિના પણ સર્વે પદાર્થોને અસગ રહીને પ્રકાશનાર, ત્રણે કાલમાં એકરૂપે રહેનાર, ને છ ભાવવિકારથી રહિત છું, તેથી હું સત્ય, જ્ઞાન ને આનંદરૂપ બ્રહ્મ છુ, આમાં મને લેશ પણ સશય નથી. આવી રીતનો જીવના વાસ્તવિક બ્રહ્મપણાનો વિચાર કરવો તે વિચાર બ્રહ્મનું જ્ઞાન થવામાં હેતુ છે. ૧૬

હવે નીચેના પાચ શ્લોકાવડે અજ્ઞાનનુ સ્વરૂપ દેખાડી જીવ તથા બ્રહ્મના એકપણાને દૃઢ કરે છે:—

आत्मा विनिष्कलो ह्येको देहो बहुभिरावृतः ।
तयोरैक्यं प्रपश्यंति किमज्ञानमतः परम् ॥ १७ ॥

આત્મા નિરવયવ ને એક [ છે, અને ] સૂક્ષ્મદેહ બહુવડે આચ્છાદિત [ છે, ] તે બેનું એકપણું જુએ છે, આનાથી બીજું અજ્ઞાન શું?

જાગ્રદાદિ ત્રણે અવસ્થામાં તે ત્રણે અવસ્થાના ભાવાભાવના સાક્ષીપણાવડે સર્વદા રહેનારો સત્યજ્ઞાનાદિરૂપ આત્મા નિરવયવ ને એક છે; જો આત્મા અવયવવાળો હોય તો તે ઘટાદિ અવયવવાળા પદાર્થોની પેઠે વિનાશી ઠરે. લિંગશરીર આવું ( આત્મા જેવું ) નથી. લિંગશરીર પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ પ્રાણ, મન ને બુદ્ધિ આ સત્તર તત્ત્વોના સમૂહરૂપ છે. લિંગ શરીરનું કારણ અજ્ઞાન જ્યારે નાશ પામે છે ત્યારે લિંગશરીર નાશ પામે છે. જો લિંગશરીર અવયવરહિત માનીએ તો તેનો જ્ઞાનવડે નાશ ન થવાથી કોઈ પણ મનુષ્યાદિને કોઈ પણ કાલે મોક્ષ ન થઈ શકે. આત્મા અને લિંગશરીર પ્રકાશ ને અંધારાની પેઠે અત્યંત વિલક્ષણ છે, છતાં તાર્કિકાદિ કેટલાક વાદીઓ તે બંનેના એકપણાને જાણે છે, આ તેમના વિપરીતજ્ઞાનથી ભિન્ન બીજું અજ્ઞાન શું છે ? આ વિપરીતજ્ઞાનના કારણરૂપ અજ્ઞાન તેજ અજ્ઞાન છે. ૧૭

વળી આત્માના તથા સૂક્ષ્મશરીરના વિલક્ષણપણાને જણાવે છેઃ—

आत्मा नियामकश्चांतर्देहो बाह्यो नियम्यकः ।
तयोरैक्यं मपश्यंति किमज्ञानमतः परम् ॥ १८ ॥

**આત્મા નિયામક ને અંતર [ છે, ને ] સૂક્ષ્મશરીર નિયમ્ય [ ને ] બાહ્ય [ છે; ] તે બંનેનું એકપણું જુએ છે, આનાથી બીજું અજ્ઞાન શું?**

પૂર્વોક્ત આત્મા દેહાદિને નિયમમાં રાખનારો ને ત્રણ શરીરની અંતર રહેનારો છે, અને સૂક્ષ્મશરીર તો નિયમમાં રહેનારું ને આત્માની અપેક્ષાએ તેનાથી બહાર રહેનારું છે; આવી રીતે આત્મા ને સૂક્ષ્મશરીર એ બંને પરસ્પર વિપરીતસ્વભાવવાળાં છે, છતાં જે વાદીઓ

...આરોપ કરે છે તે વાદીઓના વિપરીતજ્ઞાનના ...બીજું કયું અજ્ઞાન છે? એજ અજ્ઞાન છે. ૧૮

...ને સ્થૂલદેહનું વિલક્ષણપણું દેખાડે છેઃ—

... ज्ञानमयः पुण्यो देहो मांसमयोऽशुचिः ॥
...ऐक्यं प्रपश्यंति किमज्ञानमतः परम् ॥ १९ ॥

...પ્રકાશસ્વરૂપ [ ને ] પવિત્ર [ છે, અને ] સ્થૂલ-...સાદિના સમૂહરૂપ [ ને ] અપવિત્ર [ છે, છતાં ] ... તે બંનેનું એકપણું જાણે છે તેનાથી ભિન્ન અજ્ઞાન ... ૧૯

... આત્મા તથા બંને શરીરના વિલક્ષણપણાનું નિરૂપણ કરે છેઃ–

...त्मा प्रकाशकः स्वच्छो देहस्तामस उच्यते ।
...योरैक्यं प्रपश्यंति किमज्ञानमतः परम् ॥ २० ॥

આત્મા પ્રકાશક ને સ્વચ્છ [ છે, ને બંને ] શરીર તમો-... કાર્યરૂપ કહેવાય છે, [ છતાં જેઓ ] તે બંનેના એક-... જાણે છે તેનાથી ભિન્ન અજ્ઞાન કયું?

આત્મા સ્વયંપ્રકાશસ્વભાવવાળો હોઇને સૂર્યાદિની પે... ...કાશક છે, અને તેથી પ્રકાશ પામનારા પ...

એકના એક વિષયવિષે વારંવાર કથન કરવાથી અહીં પુનરુક્તિ-દોષની પ્રાપ્તિ થાય છે એવી શંકા ન કરવી, કેમકે આત્માના અલૌકિકપણાવડે તેનું અત્યંતદુર્બોધપણું હોવાથી પરમકારુણિક આચાર્ય-ભગવાન્ મુમુક્ષુઓઉપર દયા કરી તેમને આત્માનું સ્વરૂપ સ્પષ્ટ સમજાવવા આત્માનું તથા દશ્યનું બહુ પ્રકારે વિલક્ષણપણું દેખાડે છેઃ—

आत्मा नित्यो हि सद्रूपो देहोऽनित्यो ह्यसन्मयः ।
तयोरैक्यं मपश्यंति किमज्ञानमतः परम् ॥ २१ ॥

આત્મા નિત્ય ને સદ્રૂપ (બાધ નહિ પામનારો) [છે, અને] શરીર અનિત્ય [ને] અસદ્રૂપ (બાધ પામનારું) [છે, છતાં જેઓ] તે બંનેના એકપણાને જાણે છે તેનાથી ભિન્ન અજ્ઞાન કયું ? ૨૧

આત્માનો પ્રકાશ અગ્નિ આદિના પ્રકાશજેવો નથી એમ કહે છેઃ–

आत्मनस्तत्मकाशत्वं यत्पदार्थावभासनं ।
नाग्न्यादिदीप्तिवद्दीप्तिर्भवत्यांध्यं यतो निशि ॥ २२ ॥

જે પદાર્થનું જ્ઞાન તે આત્માનું પ્રકાશપણું [જાણવું.] જેથી રાતમાં અંધારું [પ્રતીત] થાય છે [તેથી] અગ્નિ આદિના પ્રકાશના જેવો પ્રકાશ [આત્માનો] નથી.

આ ઘડો છે, આ લૂગડું છે, એવી રીતે જે જડ પદાર્થોનું જ્ઞાન થવું એજ આત્માનું પ્રકાશપણું અથવા તેનો જ્ઞાનસ્વભાવ છે, પણ અગ્નિ આદિ પ્રકાશવાળા પદાર્થોના પ્રકાશજેવો આત્માનો પ્રકાશ નથી, જો અગ્નિ આદિ પ્રકાશવાળા પદાર્થોના પ્રકાશજેવો આત્માનો પ્રકાશ માનીએ તો અંધારી રાત્રિએ સદ્રૂપ ને ચિદ્રૂપ–પ્રકાશરૂપ–આત્મા વિદ્યમાન હોવાથી અંધારું પ્રતીત ન થવું જોઇએ, પરંતુ અંધારી

તે બંનેના એકપણાનો નિશ્ચય કરે છે તે વાદીઓના વિપરીતજ્ઞાનના હેતુભૂત અજ્ઞાનથી ભિન્ન બીજું કયું અજ્ઞાન છે? એજ અજ્ઞાન છે. ૧૮

હવે આત્માનું ને સ્થૂલદેહનુ વિલક્ષણપણુ દેખાડે છેઃ—

आत्मा ज्ञानमयः पुण्यो देहो मांसमयोऽशुचिः ॥
तयोरैक्यं मपश्यंति किमज्ञानमतः परम् ॥ १९ ॥

આત્મા પ્રકાશસ્વરૂપ [ ને ] પવિત્ર [ છે, અને ] સ્થૂલ-શરીર માંસાદિના સમૂહરૂપ [ ને ] અપવિત્ર [ છે, છતાં જેઓ ] તે બંનેનું એકપણું જાણે છે તેનાથી ભિન્ન અજ્ઞાન કયું? ૧૯

પુનઃ આત્મા તથા બંને શરીરના વિલક્ષણપણાનું નિરૂપણ કરે છેઃ—

आत्मा मकाशकः स्वच्छो देहस्तामस उच्यते ।
तयोरैक्यं मपश्यंति किमज्ञानमतः परम् ॥ २० ॥

આત્મા પ્રકાશક ને સ્વચ્છ [ છે, ને બંને ] શરીર તમો-ગુણના કાર્યરૂપ કહેવાય છે, [ છતાં જેઓ ] તે બંનેના એક-પણાને જાણે છે તેનાથી ભિન્ન અજ્ઞાન કયું?

આત્મા સ્વયંપ્રકાશસ્વભાવવાળો હોઇને સૂર્યાદિની પેઠે અન્ય સર્વનો પ્રકાશક છે, અને તેવડે પ્રકાશ પામનારા પદાર્થોના સર્વ પ્રકારના ગુણદોષથી તે અત્યંતરહિત છે, અને સ્થૂલશરીર તથા સૂક્ષ્મ-શરીર તો ઘટાદિની પેઠે પ્રકાશ પામનાર હોવાથી જડ છે, ને તમો-ગુણના કાર્યરૂપ પાંચ ભૂતોના કાર્યરૂપ હોવાથી મલિન છે, છતાં જે વાદીઓ તે બંનેના ( આત્માના ને સૂક્ષ્મસ્થૂલશરીરના ) એકપણાનો નિશ્ચય કરે છે તે વાદીઓના વિપરીતજ્ઞાનના હેતુભૂત અજ્ઞાનથી ભિન્ન બીજું કયું અજ્ઞાન છે? એજ અજ્ઞાન છે. ૨૦

એકના એક વિષયવિષે વારંવાર કથન કરવાથી અહીં પુનરુક્તિ-દોષની પ્રાપ્તિ થાય છે એવી શંકા ન કરવી, કેમકે આત્માના અલૌકિકપણાવડે તેનું અત્યંતદુર્બોધપણું હોવાથી પરમકારુણિક આચાર્ય-ભગવાન્ મુમુક્ષુઓઉપર દયા કરી તેમને આત્માનું સ્વરૂપ સ્પષ્ટ સમજાવવા આત્માનું તથા દશ્યનું બહુ પ્રકારે વિલક્ષણપણું દેખાડે છેઃ—

आत्मा नित्यो हि सद्रूपो देहोऽनित्यो ह्यसन्मयः ।
तयोरैक्यं प्रपश्यंति किमज्ञानमतः परम् ॥ २१ ॥

આત્મા નિત્ય ને સદ્રૂપ (બાધ નહિ પામનારો) [છે, અને] શરીર અનિત્ય [ને] અસદ્રૂપ (બાધ પામનારું) [છે, છતાં જેઓ] તે બંનેના એકપણાને જાણે છે તેનાથી ભિન્ન અજ્ઞાન કયું? ૨૧

આત્માનો પ્રકાશ અગ્નિ આદિના પ્રકાશજેવો નથી એમ કહે છેઃ-

आत्मनस्तत्प्रकाशत्वं यत्पदार्थावभासनं ।
नाग्न्यादिदीप्तिवद्दीप्तिर्भवत्यांध्यं यतो निशि ॥ २२ ॥

જે પદાર્થનું જ્ઞાન તે આત્માનું પ્રકાશપણું [જાણવું.] જેથી રાતમાં અંધારું [પ્રતીત] થાય છે [તેથી] અગ્નિ આદિના પ્રકાશના જેવો પ્રકાશ [આત્માનો] નથી.

આ ઘડો છે, આ લૂગડું છે, એવી રીતે જે જડ પદાર્થોનું જ્ઞાન થવું એજ આત્માનું પ્રકાશપણું અથવા તેનો જ્ઞાનસ્વભાવ છે, પણ અગ્નિ આદિ પ્રકાશવાળા પદાર્થોના પ્રકાશજેવો આત્માનો પ્રકાશ નથી, જો અગ્નિ આદિ પ્રકાશવાળા પદાર્થોના પ્રકાશજેવો આત્માનો પ્રકાશ માનીએ તો અંધારી રાત્રિએ સદ્રૂપ ને ચિદ્રૂપ-પ્રકાશરૂપ-આત્મા વિદ્યમાન હોવાથી અંધારું પ્રતીત ન થવું જોઇએ, પરંતુ અંધારી

રાત્રિએ આત્માનો સદ્ભાવ છતાં અંધારું પ્રતીત થાય છે તેથી સિદ્ધ થાય છે કે આત્માનો પ્રકાશ અગ્નિ આદિના પ્રકાશજેવો નથી, પણ તેનાથી વિલક્ષણ છે. આત્માનો એ પ્રકાશ અગ્નિ આદિના પ્રકાશની પેઠે અંધારાને દૂર કરતો નથી, પરંતુ અન્ય પદાર્થોની પેઠે અંધારાને પણ આ અંધારું છે એવા જ્ઞાનનો વિષય કરે છે. અગ્નિ આદિના પ્રકાશને પ્રકાશનારો ને અન્ય પ્રકાશક સાધનની અપેક્ષા નહિ કરનારો જે પ્રકાશ છે તે આત્માનો પ્રકાશ છે. ૨૨

પુનઃ પણ આત્માના તથા દેહના ભેદને દેખાડે છે:—

देहोऽहमित्ययं मूढो धृत्वा तिष्ठत्यहो जनः ।
ममायमित्यपि ज्ञात्वा घटद्रष्टेव सर्वदा ॥ २३ ॥

**ઘડાના દ્રષ્ટાની પેઠે સર્વદા આ મારો [ દેહ ] એમ જાણીને પણ દેહ હું [ છું ] એમ નક્કી કરીને આ અજ્ઞાની મનુષ્ય રહે છે [ તે ] આશ્ચર્ય [ છે ! ]**

ઘડાને જોનારો પુરુષ આ ઘડો મારો છે, ને હું તેનાથી ભિન્ન છું, પણ આ ઘડારૂપ હું નથી, એમ સર્વદા જાણે છે, પણ આ મારું શરીર છે એમ જાણવા છતાં તથા બોલ્યા છતાં પણ શરીર હું છું એમ મનમાં નક્કી કરીને આ અજ્ઞાની મનુષ્ય પ્રસન્ન થાય છે આ મોટું આશ્ચર્ય છે ! ૨૩

દેહાદિમાં આત્માની બુદ્ધિ ભ્રાંતિ છે. તે ભ્રાંતિ આત્મસ્વરૂપના અજ્ઞાનથી ઉપજે છે. એ આત્મસ્વરૂપનું અજ્ઞાન આત્મસ્વરૂપના જ્ઞાનથી દૂર થાય છે. એ આત્મસ્વરૂપના જ્ઞાનનું નિરૂપણ નીચેના પાંચ શ્લોકોવડે કરે છે:—

ब्रह्मैवाहं समः शांतः सच्चिदानंदलक्षणः ।
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ २४ ॥

હું સમ, શાંત ને સચ્ચિદાનંદસ્વરૂપવાળું બ્રહ્મજ [ છું, ] મિથ્યારૂપવાળો દેહ હું નથી, [ આ ] જ્ઞાન એમ જ્ઞાનીઓવડે કહેવાય છે.

દેહાદિની અંતર રહેલો હું (અંતરાત્મા ) સદ્રૂપથી ને ચેતનરૂપથી સર્વ પ્રાણિપદાર્થોમાં અભિન્નરૂપે રહેલો, સર્વ ઉપાધિઓથી રહિતપણાવડે વિક્ષેપાદિ વિકારોથી રહિત, અસતથી વિલક્ષણ સદ્રૂપ, જડથી વિલક્ષણ ચેતનરૂપ, ને દુઃખથી વિલક્ષણ પરમાનંદરૂપ બ્રહ્મજ છું, પણ મિથ્યાસ્વરૂપવાળું સ્થૂલશરીર, ઇંદ્રિયો, અંતઃકરણ ને પ્રાણ હું નથી, આવી રીતનું " હું બ્રહ્મ છું " ઇત્યાદિ મહાવાક્યોથી ઉપજેલું અખંડબ્રહ્માકારવૃત્તિરૂપ જ્ઞાન તેજ આત્મજ્ઞાન એમ આત્મસ્વરૂપને જાણનારા પુરુષોએ કહ્યું છે, તેનાથી ભિન્ન જ્ઞાનો તે કથનમાત્ર જ્ઞાન છે. ૨૪

જે આત્મા જન્મમરણવાળો તથા સુખદુઃખાદિવાળો પ્રતીત થાય છે તેને તમે બ્રહ્મ કેમ કહો છો એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

निर्विकारो निराकारो निरवद्योऽहमव्ययः ।
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ २५ ॥

હું નિર્વિકાર, નિરાકાર, નિર્દોષ [ ને ] અવ્યય [ છું, ] મિથ્યાસ્વરૂપવાળું શરીર હું નથી, [ આ ] જ્ઞાન એમ જ્ઞાનીઓવડે કહેવાય છે.

બ્રહ્મથી અભિન્ન ને શરીરાદિની અંતર રહેલો હું સ્થૂલદેહના જન્મમરણાદિ સર્વવિકારોથી રહિત, દેહાદિના આકારથી રહિત, સ્થૂલશરીરના વાતપિત્તાદિ દોષોથી ને સૂક્ષ્મશરીરના કામક્રોધાદિ દોષોથી રહિત હોવાથી આધ્યાત્મિક, આધિભૌતિક ને આધિદૈવિક તાપથી રહિત, અને વિનાશથી રહિત છું. જેમ છીપમાં ભ્રાંતિથી રૂપાની પ્રતીતિ થાય છે તેમ નિર્વિકાર આત્મામાં હું મનુષ્ય છું એવી પ્રતીતિ ભ્રાંતિથી થાય છે. આવી રીતના જ્ઞાનને આત્મજ્ઞાનીઓ જ્ઞાન કહે છે. ૨૫

બોધની દૃઢતામાટે પુનઃ પણ આત્મજ્ઞાનનું સ્વરૂપ કહે છેઃ—

निरामयो निराभासो निर्विकल्पोऽहमाततः ॥
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ २६ ॥

હું સર્વ રોગોથી રહિત, આભાસરહિત, સર્વકલ્પનાઓથી રહિત [ ને ] વ્યાપક [ છું, ] મિથ્યાસ્વરૂપવાળું શરીર હું નથી, [ આ ] જ્ઞાન એમ જ્ઞાનીઓવડે કહેવાય છે.

આભાસરહિત–મારું સ્વરૂપ જાણવામાં માત્ર અંતઃકરણની વૃત્તિની અપેક્ષા છે, પણ ચિદાભાસની–અંતઃકરણમાં પડેલા ચેતનના પ્રતિબિંબની–અપેક્ષા નથી એવો. ૨૬

વળી આત્મજ્ઞાનનું સ્વરૂપ વર્ણવે છેઃ—

निर्गुणो निष्क्रियो नित्यो नित्यमुक्तोऽहमच्युतः ।
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ २७ ॥

હું [ માયાના સત્ત્વાદિ ત્રણ ] ગુણોથી રહિત, [ સર્વપ્રકારનાં ] ક્રિયાઓથી રહિત, વિનાશરહિત, ત્રણે કાલમાં બંધથી રહિત [ ને જેનો સચ્ચિદાનંદસ્વભાવ કદીપણ ] નાશ

પામ્યો નથી એવો [ છું, ] મિથ્યાસ્વરૂપવાળો દેહ હું નથી, [ આ ] જ્ઞાન એમ જ્ઞાનીઓવડે કહેવાય છે. ૨૭

પુન: પણ આત્મસ્વરૂપના જ્ઞાનનું લક્ષણ કહે છેઃ—

निर्मलो निश्चलोऽनंतः शुद्धोऽहमजरोऽमरः ।
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ २८ ॥

હું નિર્મલ, નિશ્ચલ, અનંત, શુદ્ધ, અજર [ ને ] અમર [ છું, ] મિથ્યાસ્વરૂપવાળો દેહ હું નથી, [ આ ] જ્ઞાન એમ જ્ઞાનીઓવડે કહેવાય છે.

નિર્મલ-અવિદ્યા ને તેના કાર્યરૂપ શોકમોહાદિ મલથી રહિત. નિશ્ચલ-વ્યાપકપણાથી આકાશની પેઠે અચલ. અનંત-દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત. શુદ્ધ-ત્રણ શરીરોના ધર્મોરૂપ દોષોથી રહિત હોવાથી પવિત્ર. અજર-સ્થૂલદેહની વૃદ્ધાવસ્થાથી રહિત. અમર-મરણ-ધર્મથી રહિત. ૨૮

જો દેહ આત્મા ન હોય તો દેહવિના અન્ય કોઇ વસ્તુ જણાતી નથી તેથી આત્મા શૂન્યરૂપ છે એમ સિદ્ધ થશે, એવી શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

स्वदेहे शोभनं संतं पुरुषाख्यं च संमतं ।
किं मूर्ख शून्यमात्मानं देहातीतं करोषि भोः ॥ २९ ॥

હે અજ્ઞાની! મંગલરૂપ, પુરુષનામવાળા, સંમત, પોતાના શરીરમાં રહેલા, [ ને ] શરીરથી પર આત્માને શામાટે શૂન્યરૂપ કરે છે?

હે આત્માના વાસ્તવિક સ્વરૂપને નહિ જાણનારા! અમંગલરૂપ

સ્થૂલશરીરથી વિલક્ષણ હોવાથી મંગલરૂપ, મનુષ્યશરીરરૂપ પુરમાં હું એવા સ્વરૂપવડે રહેનારો હોવાથી પુરુષનામવાળો, " अयमात्मा ब्रह्म ॥ " (આ આત્મા બ્રહ્મ છે) ઇત્યાદિ શ્રુતિઓવડે ને " उत्तमः पुरुषस्त्वन्यः " (ઉત્તમ પુરુષ તો બીજો છે) ઇત્યાદિ સ્મૃતિઓવડે નક્કી કરેલો, તારા સ્થૂલશરીરમાં અધિષ્ઠાનરૂપે રહેલો, અને ઘડાના દ્રષ્ટાની પેઠે તારા દેહના દ્રષ્ટાપણાવડે તારા શરીરથી ભિન્ન રહેલો આત્મા છે. આવા સદ્રૂપ આત્માને તું આકાશના ફૂલજેવો અત્યંતાભાવરૂપ કેમ માને છે? એમ ન માન. ૨૯

હવે સ્થૂલશરીરને આત્મા માનનારને ઉદ્દેશીને કહે છેઃ—

स्वात्मानं शृणु मूर्ख त्वं श्रुत्या युक्त्या च पूरुषं ।
देहातीतं सदाकारं सुदुर्दर्शं भवादृशैः ॥ ३० ॥

હે મૂઢ! શ્રુતિવડે તથા યુક્તિવડે તું પુરુષરૂપ પોતાના આત્માને સ્થૂલશરીરથી ભિન્ન [ને] સદ્રૂપ આકારવાળો જાણ. તારા જેવાઓવડે [તે] બહુ દુર્દર્શ [છે.]

હે સ્થૂલશરીરને આત્મા માનનારા મૂર્ખ ચાર્વાક! " तस्माद्वा एतस्मादन्नरसमयादन्योऽन्तर आत्मा ( તે આ અન્નના રસના કાર્યરૂપ સ્થૂલશરીરથી ભિન્ન તેની અંતર આત્મા છે.) આ શ્રુતિવડે અને એકમાં પ્રકાશકપણાના તથા પ્રકાશ્યપણાના વિરોધરૂપ યુક્તિવડે તું તારા શરીરરૂપ પુરમાં રહેલા પોતાના ચેતનરૂપ આત્માને તારા સ્થૂલશરીરથી ભિન્ન ને હોવારૂપ (પ્રત્યેક પ્રાણિપદાર્થમાં છે એમ પ્રતીત થવારૂપ) આકારવાળો નક્કી કર. શ્રુતિમાં તથા આચાર્યમાં વિશ્વાસવિનાના તારા જેવા પુરુષોને દુઃખરૂપ આ આત્માનું દર્શન થવું અત્યંત કઠિન છે. ૩૦

સ્થૂલશરીરને આત્મા માનનારનું સમાધાન નીચેના સાત શ્લોકો-વડે કરે છેઃ—

अहंशब्देन विख्यातः एक एव स्थितः परः ।
स्थूलस्त्वनेकतां प्राप्तः कथं स्याद्देहकः पुमान् ॥ ३१ ॥

[ સ્થૂલદેહથી ભિન્ન ] આત્મા હું એવા શબ્દવડે [ ને હું એવા જ્ઞાનવડે ] પ્રસિદ્ધ, [ ને ] એકજ રહેલો [ છે, ] પણ સ્થૂલશરીર અનેકપણાને ( પરસ્પર ભિન્નપણાને ) પામેલું [ છે, તે ] આત્મા કેવી રીતે થઇ શકે ? ૩૧

સ્થૂલશરીરના તથા આત્માના અતિવિલક્ષણપણાને દેખાડે છેઃ—

अहं द्रष्टृतया सिद्धो देहो दृश्यतया स्थितः ।
ममायमिति निर्देशात्कथं स्याद्देहकः पुमान् ॥ ३२ ॥

હું ( આત્મા ) દ્રષ્ટાપણે ( શબ્દાદિ વિષયોના પ્રકાશક-પણાવડે ) પ્રસિદ્ધ [ છું, ને ] સ્થૂલશરીર દશ્યપણાવડે સ્થિત [ છે, તેથી તથા ] આ મારું [ શરીર ] આવા વ્યવહારથી સ્થૂલશરીર આત્મા કેમ થઇ શકે ? ૩૨

अहं विकारहीनस्तु देहो नित्यं विकारवान् ।
इति प्रतीयते साक्षात्कथं स्याद्देहकः पुमान् ॥ ३३ ॥

હું ( આત્મા ) વિકારથી રહિતજ [ છું, ને ] સ્થૂલશરીર સર્વદા વિકારવાળું [ છે, ] આમ સાક્ષાત્ પ્રતીત થાય છે, [ તો ] સ્થૂલશરીર કેમ આત્મા થઇ શકે ? ૩૩

આત્માનું ને સ્થૂલશરીરનું વિલક્ષણપણું યુક્તિવડે દેખાડયું. હવે તે બંનેનું વિલક્ષણપણું શ્રુતિવડે દેખાડે છેઃ—

यस्मात्परमिति श्रुत्या तया पुरुषलक्षणं ।
विनिर्णीतं विमूढेन कथं स्याद्देहकः पुमान् ॥ ३४ ॥

હે મૂર્ખશિરોમણે! "જેનાથી પર" આ શ્રુતિએ આત્માનું સ્વરૂપ સારી રીતે નક્કી કર્યું છે, [તેથી] સ્થૂલશરીર આત્મા કેમ થઇ શકે?

જેનાથી પર આ પ્રસિદ્ધ શ્રુતિવડે-"यस्मात्परं नापरमस्ति किंचित्, यस्मान्नाणीयो न ज्यायोऽस्ति कश्चित् । वृक्ष इव स्तब्धो तिष्ठत्येकस्तेनेदं पूर्णं पुरुषेण सर्वम् ॥" (જેનાથી કોઇ પૂર્વે કે પછી નથી, જેનાથી કોઇ વધારે સૂક્ષ્મ કે વધારે મહાન્ નથી, જે એક વૃક્ષની પેઠે સ્વસ્વરૂપમાં અચલ રહે છે તે આત્માવડે આ સર્વ પૂર્ણ છે,) આ પ્રસિદ્ધ તૈત્તિરીયોપનિષદ્‌ની શ્રુતિવડે. ૩૪

सर्वं पुरुष एवेति सूक्ते पुरुषसंज्ञिते ।
अप्युच्यते यतः श्रुत्या कथं स्याद्देहकः पुमान् ॥ ३५ ॥

જેથી ["पुरुष एवेदं सर्वम्"-] પુરુષજ [આ] સર્વ [છે] એમ પુરુષનામવાળા સૂક્તમાં (પુરુષસૂક્તમાં) [આત્માનું સ્વરૂપ] શ્રુતિવડે પણ કહેવાય છે, [તેથી પરિચ્છિન્ન] સ્થૂલશરીર આત્મા કેમ સંભવી શકે? ૩૫

असंगः पुरुषः प्रोक्तो बृहदारण्यकेऽपि च ।
अनंतमलसंश्लिष्टः कथं स्याद्देहकः पुमान् ॥ ३६ ॥

વળી બૃહદારણ્યકમાં પણ ["असंगो ह्ययं पुरुषः"- આ આત્મા અસંગ છે-આ શ્રુતિવડે] આત્મા અસંગ કહ્યો છે, [અને સ્થૂલશરીર] બહુ મેલના સંગવાળું [છે તેથી] સ્થૂલશરીર આત્મા કેમ સંભવી શકે? ૩૬

तत्रैव च समाख्यातः स्वयंज्योतिर्हि पूरुषः ।
जडः परप्रकाश्योऽसौ कथं स्याद्देहकः पुमान् ॥ ३७ ॥

વળી ત્યાંજ આત્મા સ્વયંપ્રકાશ કહ્યો છે, (આ સ્થૂલશરીર) જડ [ને] પરપ્રકાશ્ય [છે, તેથી] સ્થૂલશરીર આત્મા કેમ સંભવી શકે? ૩૭

ત્યાંજ—બૃહદારણ્યકોપનિષદ્માંજ "अत्रायं पुरुषः स्वयंज्योतिर्भवति"—અહીં આ આત્મા સ્વયંપ્રકાશ થાય છે—આ શ્રુતિવડે આત્મા ચેતનરૂપ ને સ્વયપ્રકાશ છે, અને સ્થૂલશરીર જડ ને ઘટાદિની પેઠે બીજાવડે (આત્માવડે) પ્રકાશ પામવાયોગ્ય છે, આમ તે બંનેનું વિલક્ષણપણું હોવાથી સ્થૂલશરીરને આત્મા કહી શકાય નહિ. ૩૭

જેમ વેદના જ્ઞાનકાંડમાં સ્થૂલશરીરથી આત્માને ભિન્ન માન્યો છે તેમ વેદના કર્મકાંડમાં પણ સ્થૂલશરીરથી આત્માને ભિન્ન માન્યો છે એમ કહે છેઃ—

प्रोक्तोऽपि कर्मकांडेन ह्यात्मा देहाद्विलक्षणः ।
नित्यश्च तत्फलं भुंक्ते देहपातादनंतरं ॥ ३८ ॥

["यावज्जीवमग्निहोत्रं जुहुयात्"—જ્યાંસુધી દ્વિજ જીવે ત્યાંસુધી અગ્નિહોત્ર હોમે,—આ વૈદિકકર્મનું પ્રતિપાદન કરનારા વેદના ] કર્મપ્રતિપાદક ભાગે પણ પ્રસિદ્ધ આત્મા સ્થૂલશરીરથી વિલક્ષણ ને નિત્ય કહ્યો છે, [તે] સ્થૂલશરીર પડ્યા પછી તેનું (તે કર્મનું) ફલ ભોગવે છે. [ન્યાય, વૈશેષિક, સાંખ્ય ને યોગમાં પણ સ્થૂલશરીરથી આત્માને ભિન્ન માનેલો છે. ] ૩૮

बीजा-वादीओनी पेठे तमे जो आत्माने कर्ताभोक्ता मानशो तो तमारा सिद्धांतनी हानि थशे एम शंका करे तो तेनुं समाधान करे छेः—

लिंगं चानेकसंयुक्तं चलं दृश्यं विकारि च ।
अव्यापकमसद्रूपं तत्कथं स्यात्पुमानयं ॥ ३९ ॥

सूक्ष्मशरीर अनेकथी संबंधवाळुं, चल, दृश्य, विकारी, अव्यापक ने असद्रूप [छे,] ते आ आत्मा केम संभवी शके?

सूक्ष्मशरीर कर्ताभोक्ता छे, आत्मा कर्ताभोक्ता नथी, तेथी आत्माने अकर्ता तथा अभोक्ता माननारा जे अमे तेना मतने लेश पण हानि पहोंचती नथी. सूक्ष्मशरीर पांच कर्मेन्द्रियो, पांच ज्ञानेंद्रियो, पांच प्राण, मन ने बुद्धि आ सत्तर तत्त्वोरूप होवाथी तेमनी साथे संबंधवाळुं छे, तेमां मननुं प्रधानपणुं होवाथी ते चल छे, आत्मावडे ते दृश्य छे, बळवान् थवाना तथा निर्मळ थवाना स्वभाववाळुं छे, परिच्छिन्न एटले एकदरामां रहेनारुं छे, ने ज्ञानवडे बाध पामवाने योग्य होवाथी मिथ्या छे, माटे ते सूक्ष्मशरीर आ आत्मा केवी रीते संभवी शके? नज संभवी शके. जेवी रीते सूक्ष्मशरीर आत्मा नथी तेम जड ने परप्रकाश्यस्वभाववाळुं कारणशरीर पण आत्मा नथी. ३९

हवे आत्माना तथा शरीरना भेदना निरूपणनी समाप्ति करे छेः—

एवं देहद्वयादन्य आत्मा पुरुष ईश्वरः ।
सर्वात्मा सर्वरूपश्च सर्वातीतोऽहमव्ययः ॥ ४० ॥

एवी रीते [स्थूल ने सूक्ष्म आ] बे शरीरथी भिन्न आत्मा शरीरनो अधिष्ठाता, सर्वनो अधिष्ठाता, सर्वनो

આત્મા, સર્વનું વાસ્તવિક સ્વરૂપ, સર્વથી ભિન્ન, હું ( હું એવા શબ્દનો ને જ્ઞાનનો વિષય ) [ ને ] ક્ષયાદિથી રહિત-અહંકારનો સાક્ષી-[ છે. ] ૪૦

આત્માને બને શરીરથી ભિન્ન પ્રતિપાદન કરવામાં કાંઈ લાભ નથી એમ શંકા કરે છે :—

इत्यात्मदेहभागेन प्रपंचस्यैव सत्यता ।
यथोक्ता तर्कशास्त्रेण ततः किं पुरुषार्थता ॥ ४१ ॥

ઉપર કહેલી રીતે આત્મા ને શરીરના પૃથક્પણાવડે ( બંનેના વિલક્ષણપણાના પ્રતિપાદનવડે ) જેમ તર્કશાસ્ત્રવડે [ પ્રપંચની સત્યતા ] કહી છે [ તેમ ] પ્રપંચનીજ સત્યતા [ કહી, ] તેથી શું પુરુષાર્થપણું [ છે ?–તુચ્છ પુરુષાર્થપણું છે. ]

તુચ્છ પુરુષાર્થપણું–જગતના સત્યપણાનું ભાન રહે ત્યાંસુધી ભયની નિવૃત્તિ થઈ શકે નહિ, તેથી આવા પ્રતિપાદનથી મનુષ્યને વાસ્તવિક પુરુષાર્થનો લાભ થઈ શકશે નહિ, તેથી આ પ્રતિપાદનમાં તુચ્છ પુરુષાર્થપણું છે એમ વાદીઓ કહે છે. ૪૧

બનેના ભેદજ્ઞાનનું પ્રતિપાદન તેમના અભેદજ્ઞાનને સમજાવવા-માટે છે, તેથી તે બનેના ભેદજ્ઞાનનું પ્રતિપાદન નિરર્થક નથી એમ કહે છે:—

इत्यात्मदेहभेदेन देहात्मत्वं निवारितं ।
इदानीं देहभेदस्य ह्यसत्त्वं स्फुटमुच्यते ॥ ४२ ॥

એવી રીતે આત્મા ને શરીરને પૃથક્ કરવાવડે શરીર-માંનું આત્મપણું નિવારણ કર્યું હવે [ આત્માથી ] પૃથક્

शरीरनुं असत्पणुं (आत्मानी सत्ताथी भिन्न सत्ताए नहि रहेवापणुं) स्पष्टज कहेवाय छे. ४२

चैतन्यस्यैकरूपत्वाद्भेदो युक्तो न कर्हिचित् ।
जीवत्वं च मृषा ज्ञेयं रज्जौ सर्पग्रहो यथा ॥ ४३ ॥

चैतन्यना एकरूपपणाथी भेद क्यारे पण युक्त नथी. जेम दोरडीमां सर्पनुं ज्ञान [तेम] जीवपणुं पण मिथ्या जाणवुं.

शरीरादि विषयो भिन्न छे, पण ते सर्वनुं ज्ञान भिन्न नथी. अंतःकरणनी जाग्रदादि अवस्थाओ भिन्न छे, पण तेनुं ज्ञान भिन्न नथी; दिवस ने मास आदि समय भिन्न छे, पण तेनुं ज्ञान भिन्न नथी; अथवा सर्व प्राणिपदार्थोनी प्रतीति तेमां अधिष्ठानरूपे रहेला ज्ञानरूप चेतनथी थाय छे. आवी रीते चैतन्य सर्वत्र एकरूप होवाथी ते चैतन्यनो भेद कोई पण स्थितिमां स्वीकारवो ते योग्य नथी. जीवपणुं पण मिथ्या छे, केमके जीवनी उपाधि अंतःकरण मायानुं कार्य होवाथी मिथ्या छे. दोरडीना अज्ञानवडे मंद अंधकारमां पडेली दोरडीविषे वांकापणुं आदि मळतापणावडे जेम दोरडीने नहि जाणनारने सर्पनी भ्रांति थाय छे तेम आत्मस्वरूपना अज्ञानवडे प्रकाशरूप मळतापणाथी सामान्यचेतनरूप ब्रह्मप्रकाशमां विवेकहीन पुरुषने विशेषचेतनरूप जीवनी भ्रांति थाय छे. ४३

उपरना दृष्टांतने स्पष्ट करता छता सर्व-जगतनुं ब्रह्मरूपपणुं कहे छेः—

रज्ज्वज्ञानात् क्षणेनैव यद्वद्रज्जुर्हि सर्पिणी ।
भाति तद्वच्चितिः साक्षाद्विश्वाकारेण केवला ॥ ४४ ॥

જેમ દોરડીના અજ્ઞાનથી ક્ષણમાંજ પ્રસિદ્ધ દોરડી સાપણરૂપે પ્રતીત થાય છે તેમ [ બ્રહ્મના અજ્ઞાનથી ક્ષણમાંજ ] કેવલ બ્રહ્મ સાક્ષાત્ જગદાકારે પ્રતીત થાય છે.

કેવલ આ વિશેષણવડે પૂર્વાવસ્થાનો પરિત્યાગ નહિ કરીને અન્ય અવસ્થાની પ્રાપ્તિરૂપ વિવર્તોપાદાનકારણપણું બ્રહ્મનું કહ્યું છે. ૪૪

આ જગતનું વિવર્તઉપાદાનકારણ બ્રહ્મથી ભિન્ન નથી એમ કહે છેઃ—

उपादानं प्रपंचस्य ब्रह्मणोऽन्यन्न विद्यते ।
तस्मात्सर्वप्रपंचोऽयं ब्रह्मैवास्ति न चेतरत् ॥ ४५ ॥

જગતનું [ વિવર્ત ] ઉપાદાનકારણ બ્રહ્મથી ભિન્ન નથી, તેથી આ સર્વ જગત્ બ્રહ્મજ છે, પણ [ તેનાથી ] ભિન્ન નથી.

આકાશાદિ પાંચ ભૂતો ને સર્વ ભૌતિક પદાર્થો તેના વિવર્તોપાદાનકારણ બ્રહ્મથી લેશ પણ ભિન્ન નથી, તેથી આ પ્રતીત થતું સર્વ જગત્ બ્રહ્મરૂપજ છે, પણ બ્રહ્મથી ભિન્ન પ્રકૃતિરૂપ કે પરમાણુરૂપ નથી. ૪૫

જગત્ વ્યાપ્ય છે, ને બ્રહ્મ વ્યાપક છે, આવો તે બંનેનો ભેદ વિદ્યમાન છતાં તમે આ જગતનું બ્રહ્મપણું કેમ કહો છો એમ કોઈ શંકા કરે તો તેના સમાધાનમાં કહે છેઃ—

व्याप्यव्यापकता मिथ्या सर्वमात्मेति शासनात् ।
इति ज्ञाते परे तत्त्वे भेदस्यावसरः कुतः ॥ ४६ ॥

સર્વ બ્રહ્મ આવી આજ્ઞાથી વ્યાપ્યવ્યાપકપણું મિથ્યા [છે,] આમ પરમતત્ત્વ જાણવાથી ભેદનો અવસર ક્યાંથી?

" सर्वं खल्विदं ब्रह्म "—આ સર્વ નિશ્ચય બ્રહ્મ છે, આવી શ્રુતિરૂપ ઈશ્વરની આજ્ઞાના બલથી જગતનું અંતરપણું ને બ્રહ્મનું બાહ્યપણું ઘડાના અંતરપણાની ને આકાશના બાહ્યપણાની પેઠે મિથ્યા છે. એવી રીતે સર્વના વિવર્તોપાદાનકારણ બ્રહ્મને જાણવાથી જગતના ને બ્રહ્મના ભેદનો અવકાશજ ક્યાં રહે છે? ૪૬

અંતરપણું ને બહારપણું આવો ભેદ પ્રત્યક્ષ પ્રતીત થાય છે તેને મિથ્યા કેમ માની શકાય એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છે:—

श्रुत्या निवारितं नूनं नानात्वं स्वमुखेन हि ।
कथं भासो भवेदन्यः स्थिते चाद्वयकारणे ॥ ४७ ॥

[ " नेह नानाऽस्ति किंचन "—બ્રહ્મમાં કાંઇ પણ ભેદ નથી, આ ] શ્રુતિએ પોતાને મુખેજ નાનાપણાનું-સર્વ પ્રકારના ભેદનું-નક્કી નિવારણ કર્યું છે, [ તેથી ભેદ મિથ્યા છે. બ્રહ્મરૂપ ] અદ્વિતીય કારણ સ્થિત હોવાથી અન્યનો ( અંતરપણાનો ને બહારપણાનો ) ભાસ કેવી રીતે સંભવી શકે? [ નજ સંભવી શકે, તેથી અંતરપણાનો ને બાહ્યપણાનો પ્રત્યક્ષ પ્રતીત થતો ભેદ પણ મિથ્યાજ છે. ] ૪૭

વળી ભેદજ્ઞાનને શ્રુતિએ દોષરૂપ કહેલું હોવાથી પણ કારણથી ભિન્ન કાર્ય નથી એમ કહે છે:—

दोषोऽपि विहितः श्रुत्या मृत्योर्मृत्युं स गच्छति ।
इह पश्यति नानात्वं मायया वंचितो नरः ॥ ४८ ॥

માયાવડે ઠગાયેલો [ જે ] મનુષ્ય અહીં ( બ્રહ્મમાં ) ભેદ

જુએ છે તે મૃત્યુથી મૃત્યુને ( જન્મમરણની પરંપરાને ) પામે છે, [ આવા ભાવવાળી ] શ્રુતિએ [ ભેદજ્ઞાનમાં ] દોષ પણ પ્રતિપાદન કર્યો છે, [ તેથી સર્વ જગતનું અધિષ્ઠાન બ્રહ્મ એકજ છે, તેમાં લગારે ભેદ નથી. ] ૪૮

જો બ્રહ્મમાં ભેદ ન હોય તો જિજ્ઞાસુએ નિશ્ચય કેવો કરવો જોઇએ એમ જાણવાની ઇચ્છા થાય તો તેનું ઉત્તર કહે છે:–

ब्रह्मणः सर्वभूतानि जायंते परमात्मनः ।
तस्मादेतानि ब्रह्मैव भवंतीत्यवधारयेत् ॥ ४९ ॥

અપરિચ્છિન્ન પરમાત્માથી સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે, [ પરમાત્મામાંજ સ્થિતિ કરે છે, ને પરમાત્મામાજ લીન થાય છે, ] તેથી આ [ ભૂતો ] બ્રહ્મજ છે, એમ [ જિજ્ઞાસુ ] નક્કી કરે. ૪૯

વિવિધ નામ, રૂપ ને કર્મના ભેદવડે વિચિત્ર પ્રાણીઓ છે, તે બધાં બ્રહ્મરૂપ કેમ સભવી શકે એમ શકા થાય તો તેના સમાધાનમાં કહે છે.—

ब्रह्मैव सर्वनामानि रूपाणि विविधानि च ।
कर्माण्यपि समग्राणि बिभर्तीति श्रुतिर्जगौ ॥ ५० ॥

સર્વ નામોને, નાનાપ્રકારનાં રૂપોને, અને સંપૂર્ણ કર્મોને [ તે સર્વના આધષ્ઠાનરૂપ ] બ્રહ્મજ ધારણ કરે છે એમ [ બૃહદારણ્યકની "त्रयं वा इदं नामरूपं कर्म"—નામ, રૂપ ને કર્મ આ ત્રણ આ- ]શ્રુતિ [ અધિકારીઓને ] સંભળાવતી હતી. [ જેમ દોરડીને નહિ જાણનાર મનુષ્યને દોરડી સર્પરૂપે

પ્રતીત થાય છે તેમ અધિષ્ઠાનરૂપ બ્રહ્મને નહિ જાણનારને બ્રહ્મજ નામ, રૂપ ને કર્મરૂપે પ્રતીત થાય છે ] ૫૦

આ વિષયમાં લોકપ્રસિદ્ધ ઉદાહરણ આપે છેઃ—

सुवर्णाज्जायमानस्य सुवर्णत्वं च शाश्वतं ।
ब्रह्मणो जायमानस्य ब्रह्मत्वं च तथा भवेत् ॥ ५१ ॥

જેમ સોનામાંથી ઉપજેલાનું (ઉપજેલા ઘરેણાંનું) સોનાપણું નક્કી [છે] તેમજ બ્રહ્મમાંથી ઉપજેલાનું (ઉપજેલા જગતનું) બ્રહ્મપણું [છે.] ૫૧

પોતાને (જીવને) બ્રહ્મથી ભિન્ન માનનારને ભય થાય છે એમ કહે છેઃ—

स्वल्पमप्यंतरं कृत्वा जीवात्मपरमात्मनोः ।
यः संतिष्ठति मूढात्मा भयं तस्याभिभाषितं ॥ ५२ ॥

જે અજ્ઞાની જીવાત્મામાં ને પરમાત્મામાં [બ્રહ્મ મારાથી ભિન્ન છે, હું તેનો ઉપાસક છું, ને તે ઉપાસ્ય છે, એવી રીતે] થોડો પણ ભેદ કરીને રહે છે તેને [" यदा ह्येवैष एतस्मिन्नुदरमंतरं कुरुते अथ तस्य भयं भवति "—જ્યારે આ પુરુષ આ બ્રહ્મમાં થોડો પણ ભેદ કલ્પે છે ત્યારે તેને જન્મ-મરણાદિ ભય થાય છે, આ શ્રુતિ જન્મમરણાદિરૂપ] ભય કહે છે. ૫૨

૧. અંધારા ને અજવાળાના જેવાં પરસ્પર વિરુદ્ધસ્વભાવવાળાં દ્વૈત ને અદ્વૈત એક અધિકરણમાં કેમ રહી શકે એમ શંકા થાય તો તેના સમાધાનમાં અવસ્થાના ભેદથી તે રહી શકે છે એમ કહે છેઃ—

यत्राज्ञानाद्भवेद्द्वैतमितरस्तत्र पश्यति ।
आत्मत्वेन यदा सर्वं नेतरस्तत्र चाण्वपि ॥ ५३ ॥

જ્યારે ( અજ્ઞાનવાળી અવસ્થામાં ) અજ્ઞાનથી દ્વૈત-[ જેવું ] થાય છે ત્યારે અન્ય [ અન્યને ] જુએ છે, અને જ્યારે ( જ્ઞાનવાળી અવસ્થામાં ) સર્વને આત્મપણાવડે [ જુએ છે ] ત્યારે અન્ય [ અન્યને ] અણુમાત્ર પણ [ જોતા ] નથી.

અંતઃકરણની વૃત્તિ જ્યારે બહિર્મુખ થાય છે ત્યારે જોનારો, જોવાના પદાર્થો ને તે સર્વેનું જ્ઞાન આવી ત્રિપુટીઓરૂપ દ્વૈત પ્રતીત થાય છે, પણ જ્યારે અંતઃકરણની વૃત્તિ અંતર્મુખ થઇ બ્રહ્મમાં વિલીન થાય છે ત્યારે દ્વૈત રહેતું નથી, અદ્વૈતજ રહે છે. આવી રીતે એક બ્રહ્મમાં અજ્ઞાનકાલે દ્વૈતની પ્રતીતિ ને જ્ઞાનકાલે અદ્વૈતાનુભવ થઇ શકે છે. ૫૩

અદ્વૈતજ્ઞાનથી થનારું ફલ કહે છેઃ—

यस्मिन्सर्वाणि भूतानि ह्यात्मत्वेन विजानतः ।
न वै तस्य भवेन्मोहो न च शोकोऽद्वितीयतः ॥ ५४ ॥

જ્યારે ( જે જ્ઞાનવાળી અવસ્થામાં ) સર્વે ભૂતોને આત્મ-પણાવડે અનુભવ્યાં [ ત્યારે-તે જ્ઞાનવાળી અવસ્થામાં ] તે [ જ્ઞાની ]ને અદ્વિતીયપણાથી મોહ ( ભ્રમ )થતો નથીજ, ને શોક [ પણ થતો ] નથી. ૫૪

શોકના કારણ દ્વૈતના અભાવમાં પ્રમાણ કહે છેઃ—

अयमात्मा हि ब्रह्मैव सर्वात्मकतया स्थितः ।
इति निर्धारितं श्रुत्या बृहदारण्यसंस्थया ॥ ५५ ॥

સર્વના આત્મારૂપે રહેલો આ આત્મા પ્રસિદ્ધ બ્રહ્મજ [ છે ] આમ બૃહદારણ્યકમાં રહેલી [ "अयमात्मा ब्रह्म"– આ આત્મા બ્રહ્મ છે, આ ] શ્રુતિવડે નક્કી કરેલું છે ૫૫

શોકાદિનું કારણ આ લોકજ છે, ને તે વિદ્યમાન છતાં શોકાદિનો અભાવ કેમ થઇ શકે એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છે –

अनुभूतोऽप्ययं लोको व्यवहारक्षमोऽपि सन् ।
असद्रूपो यथा स्वप्न उत्तरक्षणबाधतः ॥५६ ॥

આ [ જાગ્રતમાં પ્રતીત થતો ] લોક અનુભવાયેલો, છતાં પણ [ ને ] વ્યવહારને યોગ્ય છતાં પણ ઉત્તરક્ષણમાં (જ્ઞાનના સમયમાં બાધ પામવાથી મિથ્યારૂપ [ છે, ] જેમ સ્વપ્ન ( સ્વપ્નાવસ્થાનો લોક-જગત્ ) ૫૬

દૃષ્ટાંતને સ્પષ્ટ કરતા છતા કહેલા ન્યાયનો બીજી અવસ્થામાં અતિદેશ કરે છે —

स्वप्नो जागरणेऽलीकः स्वप्नेऽपि जागरो न हि ।
द्वयमेव लये नास्ति लयोऽपि ह्युभयोर्न च ॥ ५७ ॥

જાગ્રત્માં સ્વપ્ન મિથ્યા [ છે, ] સ્વપ્નમાં પણ જાગ્રત્ નથીજ, સુષુપ્તિમાં [ તે ] બંનેજ ( જાગ્રત્ ને સ્વપ્ન ) નથી, અને બંનેમાં ( જાગ્રત્માં ને સ્વપ્નમાં ) સુષુપ્તિ પણ નથી. ૫૭

ઉપરના વિષયનો ઉપસંહાર કરતા છતા સિદ્ધ થયેલા અર્થને કહે છેઃ—

त्रयमेवं भवेन्मिथ्या गुणत्रयविनिर्मितं ।
अस्य द्रष्टा गुणातीतो नित्यो ह्येकश्चिदात्मकः ॥ ५८ ॥

એવી રીતે ત્રણ ગુણોથી ઉપજેલી ત્રણ [ અવસ્થાઓ ] મિથ્યા ઠરે છે. આનો ( ત્રણ અવસ્થાઓનો ) સાક્ષી ગુણોથી રહિત, અવિનાશી, એક ને ચેતનરૂપ [ છે. ] ૫૮

જાગ્રતાદિ અવસ્થાની પેઠે જીવપણુ પણ મિથ્યા છે એમ દષ્ટાંત સહિત કહે છે:—

यद्वन्मृदि घटभ्रांतिं शुक्तौ वा रजतस्थितिं ।
तद्वद्ब्रह्मणि जीवत्वं वीक्ष्यमाणो न पश्यति ॥ ५९ ॥

જેમ માટીમાં ઘડાની ભ્રાંતિને અથવા છીપમાં રૂપાની સ્થિતિને [ માટીને વા છીપને જાણ્યા પછી પુરુષ જોતો નથી ] તેમ [ બ્રહ્મને આત્મપણાવડે ] અનુભવનાર [ જ્ઞાની ] બ્રહ્મમાં જીવપણું જોતો નથી. [ કોઈ પ્રતિમાં ચોથું ચરણ भ्रांत्या पश्यति न स्वतः એવું જોવામાં આવે છે. ]૫૯

અજ્ઞાનવાળી અવસ્થામાં જીવબ્રહ્મનો જે ભેદ પ્રતીત થાય છે તે ભેદ કથનમાત્ર છે એમ દષ્ટાંતો આપીને સમજાવે છે:—

यथा मृदि घटो नाम कनके कुण्डलाभिधा ।
शुक्तौ हि रजतख्यातिर्जीवशब्दस्तथा परे ॥ ६० ॥

જેમ માટીમાં ઘડો [ એવું ] નામ, સોનામાં કુંડલ એવું નામ, ને છીપમાં રૂપું એવું નામ [ છે, ] તેમ બ્રહ્મમાં જીવ એવું નામ [ છે, વસ્તુતાએ જીવનો બ્રહ્મથી ભેદ નથી. ] ૬૦

જીવની પેઠે સર્વ જગત્ પણ બ્રહ્મમાં નામમાત્ર છે એમ લોકમાં પ્રસિદ્ધ અનેક દષ્ટાંતોવડે કહે છે:—

यथैव व्योम्नि नीलत्वं यथा नीरं मरुस्थले ।
पुरुषत्वं यथा स्थाणौ तद्वद्विश्वं चिदात्मनि ॥ ६१ ॥

જેમ પ્રસિદ્ધ આકાશમાં નીલાપણું-આસમાનીપણું, જેમ નિર્જલભૂમિમાં ( રણમાં ) જલ, [ ને ] જેમ [ ઝાડના ] ઠુંઠામાં પુરુષપણું [ મિથ્યા છે, ] તેમ ચેતનરૂપ આત્મામાં જગત્ [ મિથ્યા છે. ] ૬૧

यथैव शून्ये वैतालो गंधर्वाणां पुरं यथा ।
यथाऽऽकाशे द्विचंद्रत्वं तद्वत्सत्ये जगत्स्थितिः ॥ ६२ ॥

વળી જેમ મનુષ્યરહિત સ્થાનમાં વૈતાલ, ( અકસ્માત્ પ્રતીત થનારું એક જાતનું ભૂત, ) જેમ [ આકાશમાં ) ગંધર્વોનું નગર, ( સમુદ્રતટની સમીપના આકાશમાં નગરના જેવી દેખાતી વાદળાંઓની રચના, અથવા ઐંદ્રજાલિકે પોતાની માયાના બલથી આકાશમાં પ્રતીત કરાવેલું નગર, ) [ ને ] જેમ આકાશમાં બે ચંદ્રપણું [ મિથ્યા છે, ] તેમ બ્રહ્મમાં જગત્‌ની સ્થિતિ [ મિથ્યા છે. ] ૬૨

यथा तरंगकल्लोलैर्जलमेव स्फुरत्यलं ।
पात्ररूपेण ताम्रं हि ब्रह्मांडौघैस्तथाऽऽत्मता ॥ ६३ ॥

જેમ જલજ તરંગો અને લહેરોરૂપે સ્પષ્ટ ભાસે છે, તથા તાંબું વાસણરૂપે [ ભાસે છે, ] તેમ આત્મપણું બ્રહ્માંડના સમૂહરૂપે [ ભાસે છે. ] ૬૩

घटनाम्ना यथा पृथ्वी पटनाम्ना हि तंतवः ।
जगन्नाम्ना चिदाभाति ज्ञेयं तत्तदभावतः ॥ ६४ ॥

જેમ પૃથ્વી ઘટનામવડે અને તંતુઓ પટનામવડે [ ભાસે છે તેમ ] ચૈતન્ય જગત્‌નામવડે ભાસે છે. તેના ( નામના ) અભાવથી તે (બ્રહ્મ) જાણવાયોગ્ય [છે.] ૬૪

મનુષ્યો અજ્ઞાનથી સર્વ વ્યવહારના હેતુભૂત બ્રહ્મને જાણતા નથી એમ કહે છેઃ—

सर्वोऽपि व्यवहारस्तु ब्रह्मणा क्रियते जनैः ।
अज्ञानान्न विजानंति मृदेव हि घटादिकं ॥ ६५ ॥

સર્વે ( શાસ્ત્રીય તથા લૌકિક બધો ) વ્યવહાર બ્રહ્મવડેજ ( બ્રહ્મની સત્તા ને સ્ફૂર્તિવડેજ ) મનુષ્યોથી કરાય છે, પણ અજ્ઞાનથી [ તેઓ તેને ] જાણતા નથી, જેમ ઘટાદિક [ માટીનાં કાર્યો ] માટીજ [ છે એમ અજ્ઞાની ન જાણે તેમ. ] ૬૫

જગત્ તથા બ્રહ્મના કાર્યકારણભાવને દૃષ્ટાંતસહિત કહે છેઃ—

कार्यकारणता नित्यमास्ते घटमृदोर्यथा ।
तथैव श्रुतियुक्तिभ्यां प्रपंचब्रह्मणोरिह ॥ ६६ ॥

જેમ ઘડાનું ને માટીનું કાર્યપણું ને કારણપણું નિત્ય છે તેમજ અહીં ( સિદ્ધાંતમાં ) શ્રુતિવડે ને યુક્તિવડે જગતનું ને બ્રહ્મનું [ મિથ્યાકાર્યપણું ને અધિષ્ઠાનપણું નિત્ય છે. ]

જેમ દૃષ્ટાંતમાં ઘડાનું કાર્યપણું ને માટીનું કારણપણું સ્પષ્ટ જોવામાં આવે છે તેમજ સિદ્ધાંતમાં "यथा सौम्यैकेन मृत्पिण्डेन सर्वं मृण्मयं विज्ञातं स्यात्" ( હે પ્રિયદર્શન ! જેમ એક માટીના પિંડાના જ્ઞાનવડે સર્વ માટીનાં કાર્યો જાણેલાં થાય છે, ) ઇત્યાદિ

શ્રુતિઓવડે, ને જો કાર્ય તથા કારણનું ભિન્નપણું હોય તો એક કારણના જ્ઞાનથી તેનાં સર્વ કાર્યોનું જ્ઞાન ન થવું જોઇએ, પણ થાય છે એવો લોકાનુભવ છે આ યુક્તિવડે, જગતનું વિવર્તકાર્યપણું ને બ્રહ્મનું વિવર્તોપાદાનકારણપણું સિદ્ધ થાય છે ૬૬

કાર્યકારણના એકપણાને દૃષ્ટાંતવડે સ્પષ્ટ કરે છે:—

गृह्यमाणे घटे यद्वन्मृत्तिका याति वै बलात् ।
वीक्ष्यमाणे प्रपंचेऽपि ब्रह्मैवाभाति भासुरं ॥ ६७ ॥

જેમ ઘડો ગ્રહણ થવાથી [ તેના કારણરૂપ ] માટી પોતાની મેળેજ ગ્રહણ થાય છે [તેમ] જગતનું દર્શન થવાથી પ્રમાણની અપેક્ષાવિના પ્રતીત થવાના સ્વભાવવાળું બ્રહ્મ પણ દેખાય છે. ૬૭

બ્રહ્મના પ્રતીત થવાથી સંસાર પ્રતીત નહિ થાય એવી શંકા કરીને અવસ્થાના ભેદથી બંને પ્રતીત થઇ શકે છે એમ દૃષ્ટાંતસહિત કહે છે:—

सदैवात्मा विशुद्धोऽस्ति ह्यशुद्धो भाति वै सदा ।
यथैव द्विविधा रज्जुर्ज्ञानिनोऽज्ञानिनोऽनिशं ॥ ६८ ॥

જેમ જ્ઞાનીને [ ને ] અજ્ઞાનીને સદા દોરડી બે પ્રકારનીજ [ છે, તેમ જ્ઞાનીને] આત્મા સર્વદા વિશુદ્ધજ છે, ને [અજ્ઞાનીને તે] સદા અશુદ્ધજ ભાસે છે,

જેમ દોરડીને દોરડીરૂપે જાણનાર મનુષ્યને તે દોરડી વિષરહિત હોવાથી ભય આપતી નથી, પણ તે દોરડીને નહિ જાણનારને તે દોરડી સર્પરૂપે પ્રતીત થઇ વિષસહિતપણાવડે ભય આપનારી થાય

છે, તેમ આત્મસ્વરૂપને જાણનાર મનુષ્યને આત્મા સર્વદા અજ્ઞાન ને તેના કાર્ય જગતરૂપ મેલથી રહિતજ અનુભવાય છે, ને આત્મસ્વરૂપને નહિ જાણનાર મનુષ્યને તે આત્મા સર્વદા જગતરૂપજ દેખાય છે. જેમ દિવસે પ્રકાશતા સૂર્યનો લાભ આંધળાઓ લઇ શકતા નથી, પણ દેખતા મનુષ્યજ તેનો લાભ લઇ શકે છે, તેમ સર્વદા સ્થિત આત્માને જે મનુષ્યો પોતાની ચિત્તવૃત્તિમાં આરૂઢ કરી શકે છે તેને મોક્ષરૂપ લાભ થાય છે, ને જેઓ જગતનેજ જુએ છે, ને આત્મસ્વરૂપને પોતાની ચિત્તવૃત્તિમાં આરૂઢ કરી શકતા નથી તેને મોક્ષલાભ થતો નથી. ૬૮

જડનો ને આત્માનો વિવેક અજ્ઞાનીઓને માટે કર્યો છે, જ્ઞાનીઓને તો તેવા વિવેકની અગત્ય નથી એમ કહે છેઃ—

यथैव मृण्मयः कुंभस्तद्वद्देहोऽपि चिन्मयः ।
आत्मानात्मविभागोऽयं मुधैव क्रियते बुधैः ॥ ६९ ॥

જેમ ઘડો માટીરૂપજ [છે] તેમ શરીર પણ ચૈતન્યરૂપ [છે, માટે] આ જડચેતનનો વિભાગ જ્ઞાનીઓવડે વ્યર્થજ કરાય છે. [જડચેતનના વિવેકનું નિરૂપણ માત્ર અજ્ઞાનીઓને માટે છે, જ્ઞાનીઓને માટે નથી જો क्रियतेऽबुधैः એવો પાઠ સ્વીકારીએ તો જડચેતનનો વિભાગ અજ્ઞાનીઓવડે મિથ્યાજ કરાય છે. ] ૬૯

અજ્ઞાની મનુષ્યને કલ્પિત શરીર આત્મરૂપે જણાય છે આ અર્થ દૃષ્ટાંતો આપીને નીચેના પાંચ શ્લોકાવડે કહે છેઃ—

सर्पत्वेन यथा रज्जू रजतत्वेन शुक्तिका ।
विनिर्णीता विमूढेन देहत्वेन तथाऽऽत्मता ॥ ७० ॥

घटत्वेन यथा पृथ्वी पटत्वेनैव तंतवः ।
विनिर्णीता विमूढेन देहत्वेन तथाऽऽत्मता ॥ ७१ ॥

कनकं कुंडलत्वेन तरंगत्वेन वै जलं ।
विनिर्णीतं विमूढेन देहत्वेन तथाऽऽत्मता ॥ ७२ ॥

पुरुषत्वे यथा स्थाणुर्जलत्वेन मरीचिका ।
विनिर्णीता विमूढेन देहत्वेन तथाऽऽत्मता ॥ ७३ ॥

गृहत्वेनैव काष्ठानि खड्गत्वेनैव लोहता ।
विनिर्णीता विमूढेन देहत्वेन तथाऽऽत्मता ॥ ७४ ॥

જેમ [ દોરડીને નહિ જાણનાર મનુષ્યે ] દોરડી સર્પરૂપે [ ને છીપને નહિ જાણનારે ] છીપ રૂપારૂપે [ નક્કી કરેલ છે ] તેમ અજ્ઞાનીએ આત્મા દેહરૂપે નક્કી કરેલ છે. ૭૦

જેમ પૃથિવી ઘડારૂપે [ ને ] તાંતણાઓ વસ્ત્રરૂપેજ [ તેના સ્વરૂપને નહિ જાણનારે નક્કી કરેલ છે ] તેમ અજ્ઞાનીએ ( આત્માના સ્વરૂપને નહિ જાણનારે ) આત્મા શરીરરૂપે નક્કી કરેલો છે. ૭૧

જેમ સોનું કુંડલપણાવડે [ ને ] જલ તરંગપણાવડેજ [ તેના સ્વરૂપને નહિ જાણનારે નક્કી કરેલ છે ] તેમ અજ્ઞાનીએ આત્મપણું શરીરપણાવડે નક્કી કરેલ છે. ૭૨

જેમ ઠુંઠું પુરુષરૂપે [ ને ] સૂર્યનાં કિરણો જલરૂપે [ તેના સ્વરૂપને નહિ જાણનારે નક્કી કરેલ છે ] તેમ અજ્ઞાનીએ આત્મા દેહરૂપે નક્કી કરેલ છે. ૭૩

જેમ લાકડાંઓ ઘરરૂપેજ [ ને ] લોઢાપણું તલવારપણા-વડેજ [ તે બંનેના સ્વરૂપને નહિ જાણનારે નક્કી કરેલ છે ] તેમ અજ્ઞાનીએ આત્મા દેહરૂપે નક્કી કરેલ છે. ૭૪

આત્માનું શરીરરૂપે જ્ઞાન થવામાં આત્મસ્વરૂપનું અજ્ઞાનજ કારણ છે એમ નીચેના બાર શ્લોકોવડે કહે છે:—

यथा वृक्षविपर्यासो जलाद्भवति कस्यचित् ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ७५ ॥

જેમ કોઈ જલથી વૃક્ષનું ઊંધાપણું જુએ છે તેમ [ અજ્ઞાની ] અજ્ઞાનના સંબંધથી આત્મામાં શરીરપણું જુએ છે.

જલથી વૃક્ષનું ઊંધાપણું-તળાવના સ્થિર જલના સંબંધથી તે તળાવના કાંઠાઉપર રહેલા ઝાડને તેનાથી ઊંધું એટલે તેનો ઉપરનો ભાગ નીચે ને નીચેનો ભાગ ઉપર એવી રીત. ૭૫

पोतेन गच्छतः पुंसः सर्वं भातीव चंचलं ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ७६ ॥

[ જેમ ] વહાણમાં જનારા મનુષ્યને [ કાંઠાઉપરનું ] સર્વે ચાલતું હોય એમ જણાય છે તેમ [ અજ્ઞાની ] અજ્ઞાનના સંબંધથી આત્મામાં દેહપણું જુએ છે. ૭૬

पीतत्वं हि यथा शुभ्रे दोषाद्भवति कस्यचित् ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ७७ ॥

જેમ કોઇને [ કમળાના ] દોષથી ધોળામાં પીળાપણુંજ પ્રતીત થાય છે તેમ [ અજ્ઞાની ] અજ્ઞાનના સંબંધથી આત્મામાં શરીરપણું જુએ છે. ૭૭

चक्षुर्भ्यां भ्रमशीलाभ्यां सर्वं भाति भ्रमात्मकं ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ७८ ॥

[ જેમ ફેરફુદડી ફરવાથી ] ભમવાના સ્વભાવવાળાં [ થએલાં ] નેત્રોવડે [ તેવા મનુષ્યને ] સર્વ ભમતું હોય એમ જણાય છે તેમ [ અજ્ઞાની ] અજ્ઞાનના સંબંધથી આત્મામાં શરીરપણું જુએ છે. ૭૮

अलातं भ्रमणेनैव वर्तुलं भाति सूर्यवत् ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ७९ ॥

[ જેમ ગોળાકાર ] ફેરવવાવડેજ ઉંબાડિયું સૂર્યના જેવું ગોળ પ્રતીત થાય છે તેમ [ અજ્ઞાની ] અજ્ઞાનના સંબંધથી આત્મામાં દેહપણું જુએ છે. ૭૯

महत्त्वे सर्ववस्तूनामणुत्वं ह्यतिदूरतः ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ८० ॥

[ જેમ ] ઘણે છેટેથી [ જોતાં તેમના ] મોટાપણામાં [ પણ ] સર્વ વસ્તુઓનું બહુ સૂક્ષ્મપણું જ [ જણાય છે ] તેમ [ અજ્ઞાની ] અજ્ઞાનના સંયોગવડે આત્મામાં શરીરપણું નક્કી કરે છે. ૮૦

सूक्ष्मत्वे सर्वभावानां स्थूलत्वं चोपनेत्रतः ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ८१ ॥

જેમ ઉપનેત્રથી ( ચશ્માથી ) સૂક્ષ્મપણામાં [ પણ ] સર્વ વસ્તુઓનું મોટાપણું [ જણાય છે ] તેમ [ અજ્ઞાની,] અજ્ઞાનના સબંધથી આત્મામાં દેહભાવ નક્કી કરે છે. ૮૧

काचभूमौ जलत्वं वा जलभूमौ हि काचता ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ८२ ॥

[ જેમ ] કાચની ભૂમિમાં જલપણું અથવા જલવાળી ભૂમિમાં પ્રસિદ્ધ કાચપણું [ તેના અજ્ઞાનથી જણાય છે ] તેમ [ અજ્ઞાની ] અજ્ઞાનના સબંધથી આત્મામાં દેહપણું જુએ છે ૮૨

यद्वदग्नौ मणित्वं हि मणौ वा वह्निता पुमान् ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ८३ ॥

જેમ પુરુષ અગ્નિમાં મણિપણું અથવા પ્રસિદ્ધ મણિમાં અગ્નિપણું [ તેના અજ્ઞાનથી જુએ છે ] તેમ [ અજ્ઞાની ] અજ્ઞાનના સંબંધથી આત્મામાં શરીરપણું જુએ છે ૮૩

अभ्रेषु सत्सु धावत्सु सोमो धावति भाति वै ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ८४ ॥

[ જેમ ] વાદળાં દોડવાથી ચંદ્રજ દોડે છે [ એમ બાલકને ] જણાય છે તેમ [ અજ્ઞાની ] અજ્ઞાનના સંબંધથી આત્મામાં શરીરપણું જાણે છે ૮૪

यथैव दिग्विपर्यासो मोहाद्भवति कस्यचित् ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ८५ ॥

જેમ કોઇને ભ્રાંતિથીજ દિશાનો ભ્રમ થાય છે તેમ [અજ્ઞાની ] અજ્ઞાનના યોગથી આત્મામાં શરીરપણું માને છે ૮૫

यथा शशी जले भाति चंचलत्वेन कस्यचित् ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ८६ ॥

જેમ કોઇને ચંદ્ર [ અથવા સૂર્ય ] જલમાં ચંચલપણા-વડે ભાસે છે તેમ [ અજ્ઞાની ] અજ્ઞાનના સંયોગથી આત્મામાં દેહપણું જાણે છે. ૮૬

હવે નીચેના બે શ્લોકોવડે ઉપર કહેલા અર્થની સમાપ્તિ કરે છેઃ—

एवमात्मन्यविद्यातो देहाध्यासो हि जायते ।
स एवात्मपरिज्ञानाल्लीयते च परात्मनि ॥ ८७ ॥

એવી રીતે અવિદ્યાથીજ આત્મામાં શરીરની ભ્રાંતિ ઉપજે છે, અને તે [ ભ્રાંતિ ] આત્માના દઢજ્ઞાનથી શુદ્ધ આત્મામાંજ લીન થાય છે.

એવી રીતે આત્માના અજ્ઞાનથી આત્મામાં શરીરની ભ્રાંતિ એટલે હું મનુષ્ય છું, હું બ્રાહ્મણ છું, એવો શરીરમાં હુંપણાનો ( આત્મપણાનો ) ભ્રમ ઉત્પન્ન થાય છે, અને તે ભ્રમ તથા તેનું કારણ અજ્ઞાન આત્માથી અભિન્ન બ્રહ્મના દઢ અનુભવથી બ્રહ્મમાં વિલીન થઇ જાય છે. આરોપિતનો અધિષ્ઠાનમાજ લય થાય છે, કેમકે આરોપિતનું સ્વરૂપ અધિષ્ઠાનથી ભિન્ન હોતું નથી. ૮૭

सर्वमात्मतया ज्ञातं जगत्स्थावरजंगमं ।
अभावात्सर्वभावानां देहस्य चात्मता कुतः ॥ ८८ ॥

[ જો ] સ્થાવરજંગમ સર્વ જગત્ આત્મપણાવડે જાણ્યું, [ તો આત્માથી ભિન્ન ] સર્વ પદાર્થોના અભાવથી શરીરનું આત્મપણું ક્યાંથી [ સંભવે ? ] ૮૮

મુમુક્ષુના કર્તવ્યનું તથા જ્ઞાન થયા પછી પ્રારબ્ધને ભોગવી છૂટવાનું કહે છેઃ—

आत्मानं सततं जानन्कालं नय महामते ।
प्रारब्धमखिलं भुंजन्नोद्वेगं कर्तुमर्हसि ॥ ८९ ॥

હે મહાબુદ્ધિશાળી! [ તું વેદાંતનાં વાક્યોવડે ] સર્વદા આત્માનો વિચાર કરતો છતો [ તારા જીવનનો સર્વ ] સમય વ્યતીત કર, [ અને જ્ઞાનની પ્રાપ્તિ થયા પછી ] બધું પ્રારબ્ધ [ આભાસમાત્ર સમજી તેને ] ભોગવતો છતો [ તું ] ઉદ્વેગ કરવાને યોગ્ય નથી. ૮૯

પ્રારબ્ધનો આત્માની સાથે સંબંધ નથી એમ પ્રતિપાદન કરવાની પ્રતિજ્ઞા કરે છેઃ—

उत्पन्नेऽप्यात्मविज्ञाने प्रारब्धं नैव मुंचति ।
इति यच्छ्रूयते शास्त्रे तन्निराक्रियतेऽधुना ॥ ९० ॥

આત્માનો અનુભવ ઉત્પન્ન થયા છતાં પણ પ્રારબ્ધ છોડતું નથીજ એમ જે શાસ્ત્રમાં સંભળાય છે તેનું હવે નિરાકરણ કરાય છે.

જગતની પ્રતીતિ ત્રણ પ્રકારની છે, સત્યરૂપ, વ્યાવહારિક ને પ્રાતિભાસિક. તેમાં વેદાંતના શ્રવણ, મનન ને નિદિધ્યાસનવડે જગતના સત્યપણાની પ્રતીતિ દૂર થાય છે, આત્માનો અપરોક્ષાનુભવ થયે જગતની વ્યાવહારિકી પ્રતીતિ બાધ પામે છે, અને જગતની પ્રતિભાસિકી પ્રતીતિ શરીરના પ્રારબ્ધની નિવૃત્તિ થયે નિવૃત્તિ થાય છે. જ્ઞાનીની દૃષ્ટિએ પ્રારબ્ધની પ્રતીતિ સત્યરૂપે કે વ્યાવહારિકરૂપે ન થાય એમ સિદ્ધ કરવા અહીં આચાર્યભગવાનની પ્રતિજ્ઞા છે. ૯૦

પ્રતિજ્ઞા કરેલા અર્થને કહે છેઃ—

तत्त्वज्ञानोदयादूर्ध्वं प्रारब्धं नैव विद्यते ।
देहादीनामसत्त्वात्तु यथा स्वप्नो विबोधतः ॥ ९१ ॥

જેમ જાગવાથી સ્વપ્ન [ રહેતું નથી તેમ ] તત્ત્વજ્ઞાનનો ઉદય થયા પછી દેહાદિના મિથ્યાપણાથી પ્રારબ્ધ પણ નથીજ રહેતું. [ સર્વ વ્યવહારનું કારણ સ્વરૂપનું અજ્ઞાન છે, તે અજ્ઞાનની નિવૃત્તિ થવાથી અન્ય વ્યવહારના અભાવની સાથે પ્રારબ્ધનો પણ અભાવ થઇ જાય છે. ] ૯૧

હવે પ્રારબ્ધશબ્દનો અર્થ કહી આ વિષયની સમાપ્તિ કરે છેઃ—

कर्म जन्मांतरीयं यत्प्रारब्धमिति कीर्तितं ।
तत्तु जन्मांतराभावात्पुंसो नैवास्ति कर्हिचित् ॥ ९२ ॥

જન્માંતરનું ( પૂર્વજન્મનું ) જે [ બલવાન્ ] કર્મ [ તે ] પ્રારબ્ધ આમ [ શાસ્ત્રમાં ] કહેલું છે, પણ [ અકર્તા ] આત્માને પૂર્વજન્મના અભાવથી તે [ પ્રારબ્ધકર્મ ] કદીપણ નથીજ. ૯૨

ઉપર કહેલા અર્થને સ્પષ્ટ કરતા છતા કારણસહિત જન્મના અભાવમાં યુક્તિ કહે છેઃ—

स्वप्नदेहो यथाध्यस्तस्तथैवायं हि देहकः ।
अध्यस्तस्य कुतो जन्म जन्माभावे हि तत्कुतः ॥ ९३ ॥

જેમ સ્વપ્નમાં દેખાતું [ પોતાનું ] શરીર કલ્પિત [ છે ] તેમજ આ ( જાગ્રતમાં દેખાતું ) શરીર પણ [ કલ્પિત છે, ] કલ્પિતને જન્મ ક્યાંથી? અને જન્મના અભાવમાં તે [ પ્રારબ્ધકર્મ ] ક્યાંથી [ હોય ? ] ૯૩

દેહાદિ જગતનું કારણ બ્રહ્મ સત્ય છતાં તેનું કાર્ય દેહાદિ જગત્ મિથ્યા ? કેમ સંભવે એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

उपादानं प्रपंचस्य मृद्भांडस्येव कथ्यते ।
अज्ञानं चैव वेदांतैस्तस्मिन्नष्टे क्व विश्वता ॥ ९४ ॥

જેમ [ માટીના ] વાસણનું ઉપાદાનકારણ માટી કહેવાય છે તેમજ વેદાંતોવડે જગતનું [ ઉપાદાનકારણ ] અજ્ઞાન [ કહેવાય છે. ]. તે [ અજ્ઞાન આત્મસાક્ષાત્કારવડે ] નાશ પામવાથી વિશ્વપણું ( જીવપણું, જગત્પણું ને ઈશ્વરપણું ) ક્યાં [ રહ્યું ? આ જગતનું પરિણામી ઉપાદાનકારણ ચેતનને આશરે રહેલું અજ્ઞાન છે, તે અજ્ઞાન આત્મજ્ઞાનવડે બાધ પામવાયોગ્ય છે, તેથી તેનું કાર્ય દેહાદિ જગત્ પણ આત્મજ્ઞાનવડે બાધ પામી શકે છે. સત્ય બ્રહ્મ તો આ દેહાદિ જગતનું વિવર્તોપાદાનકારણ છે, ને તે તો સર્વદા અવિકારીજ છે. ] ૯૪

અધિષ્ઠાનરૂપ બ્રહ્મના અજ્ઞાનથી અજ્ઞાનીને જગત્ દેખાય છે એમ દૃષ્ટાંતપૂર્વક કહે છેઃ—

यथा रज्जुं परित्यज्य सर्पं गृह्णाति वै भ्रमात् ।
तद्वत्सत्यमविज्ञाय जगत्पश्यति मूढधीः ॥ ९५ ॥

જેમ દોરડીનો પરિત્યાગ કરીને [ મનુષ્ય ] ભ્રાંતિથીજ સર્પને [ સત્યરૂપે ] ગ્રહણ કરે છે તેમ બ્રહ્મને નહિ જાણીને મૂઢબુદ્ધિવાળો [ મનુષ્ય ] જગત્ [ સત્યરૂપે ] જુએ છે. ૯૫

અધિષ્ઠાનના જ્ઞાનથી કલ્પિતની નિવૃત્તિ થઇ જાય છે એમ જણાવે છેઃ—

रज्जुरूपे परिज्ञाते सर्पभ्रांतिर्न तिष्ठति ।
अधिष्ठाने तथा ज्ञाते प्रपंचः शून्यतां व्रजेत् ॥ ९६ ॥

દોરડીનું રૂપ જાણવાથી સર્પનો ભ્રમ રહેતો નથી તેમ [ જગતનું ] અધિષ્ઠાન ( બ્રહ્મ ) જાણવાથી જગત્ અભાવપણાને પામે છે. ૯૬

વસ્તુતાએ પ્રારબ્ધનો અભાવ છતાં પણ શ્રુતિમાં જે પ્રારબ્ધનું કથન કરેલું જોવામાં આવે છે તેનું કારણ કહે છેઃ—

देहस्यापि प्रपंचत्वात्प्रारब्धावस्थितिः कुतः ।
अज्ञानिजनबोधार्थं प्रारब्धं वक्ति वै श्रुतिः ॥ ९७ ॥

સ્થૂલશરીરનું પણ જગત્પણું હોવાથી [ જગત્ દૂર થયે સ્થૂલશરીર પણ મિથ્યા સિદ્ધ થયું, તો પછી ] પ્રારબ્ધની સ્થિતિ ક્યાંથી [ સંભવે ? ] શ્રુતિ તો અજ્ઞાની મનુષ્યને સમજાવવામાટે પ્રારબ્ધ કહે છે.

અજ્ઞાની મનુષ્યને સમજાવવામાટે ઇત્યાદિ–કોઇ અજ્ઞાની મનુષ્ય પૂર્વપક્ષ કરે કે આત્મજ્ઞાનવડે વ્યવહારનું કારણ અજ્ઞાન જો નાશ પામે તો પછી જ્ઞાનીઓનો વ્યવહાર શી રીતે સિદ્ધ થઈ શકે ? તો તેને સમજાવવામાટે શ્રુતિ કહે છે કે જ્ઞાનીનો સર્વ વ્યવહાર તેમનું પ્રારબ્ધકર્મ નભાવે છે. આવી રીતે પ્રારબ્ધકર્મ સત્ય નથી. ૯૭

જ્ઞાનીનાં સર્વ કર્મો નિવૃત્ત થઈ જાય છે એમ શ્રુતિ પણ સ્વીકારે છે એમ કહે છેઃ—

क्षीयंते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ।
बहुत्वं तन्निषेधार्थं श्रुत्या गीतं च यत्स्फुटं ॥ ९८ ॥

"તે બ્રહ્મનો સાક્ષાત્કાર થવાથી આનાં કર્મો નાશ પામે છે," [ આ ] શ્રુતિવડે જે સ્પષ્ટ બહુપણું કહ્યું છે [ તે ] તેના (પ્રારબ્ધના) નિષેધમાટે [ છે. ]

બહુપણું-જો તે શ્રુતિનો અભિપ્રાય જ્ઞાનીના સંચિતકર્મનો નાશ થાય છે, ને તેના આગામિકર્મનો તેને સ્પર્શ થતો નથી, એટલોજ હોત તો કર્માણિ એવું કર્મન્શબ્દનું બહુવચન ન કહેતાં માત્ર તે બે કર્મોની નિવૃત્તિ જણાવવા કર્મણી એવું તે શબ્દનું દ્વિવચન કહેત, પણ તે શ્રુતિમાં કર્મન્શબ્દનું કર્માણિ એવું બહુવચન સ્પષ્ટ મૂક્યું છે તેથી સિદ્ધ થાય છે કે શ્રુતિ જ્ઞાનીના પ્રારબ્ધના અભાવને સ્વીકારે છે. ૯૮

પ્રારબ્ધને સત્ય માનતાં જે દોષ આવે છે તે કહે છે:-

उच्यतेऽज्ञैर्बलाच्चैतत्तदानर्थद्वयागमः ।
वेदांतमतहानं च यतो ज्ञानमिति श्रुतिः ॥ ९९ ॥

જો આ [ પ્રારબ્ધકર્મ શ્રુતિના તાત્પર્યને નહિ જાણનારાઓ-વડે [ અવિવેકના ] સામર્થ્યથી [ સત્યપણાવડે ] પ્રતિપાદન કરાય, ] ને અદ્વય આત્માને ન મનાય, ] તો બે દોષની પ્રાપ્તિ [ થાય, ] ને વેદાંતસિદ્ધાંતનો ત્યાગ [ થાય, માટે ] જેથી આત્મ-સ્વરૂપનું ] જ્ઞાન થાય આ શ્રુતિ [ ગ્રહણ કરવી. ]

બે દોષની પ્રાપ્તિ-પ્રારબ્ધકર્મરૂપ દ્વૈતના સ્વીકારમાં કૈવલ્યરૂપ મોક્ષની અપ્રાપ્તિરૂપ એક દોષ આવે, ને કૈવલ્યરૂપ મોક્ષની અપ્રાપ્તિ સ્વીકારતાં જ્ઞાનના સંપ્રદાયના ઉચ્છેદરૂપ બીજો દોષ આવે, આમ બે દોષની પ્રાપ્તિ. વેદાંતસિદ્ધાંતનો ત્યાગ-પ્રારબ્ધના સત્યપણાના સ્વીકારથી

દ્વૈતની પ્રાપ્તિ થતાં અદ્વૈતનું પ્રતિપાદન કરનારા વેદાંતસિદ્ધાંતનો પરિત્યાગ. ૯૯

મધ્યમ તથા મંદ અધિકારીઓને માત્ર શ્રવણમનનથીજ બ્રહ્મનો સાક્ષાત્કાર થઈ શકે નહિ, તેમણે નિદિધ્યાસન અવશ્ય કરવું જોઈએ, માટે હવે નિદિધ્યાસનના નિરૂપણનો પ્રારંભ કરે છેઃ—

त्रिपंचांगान्यथो वक्ष्ये पूर्वोक्तस्य हि लब्धये ।
तत्र सर्वैः सदा कार्यं निदिध्यासनमेव तु ॥ १०० ॥

પૂર્વે કહેલાની ( મોક્ષની ) પ્રાપ્તિમાટે હવે નિદિધ્યાસનનાં ] પંદર અંગો કહું છું. તે સર્વેવડે [ મુમુક્ષુએ ] સર્વદા નિદિધ્યાસનજ કરવાયોગ્ય [ છે. ]

મોક્ષની-આત્મસ્વરૂપમાં સ્થિતિની. નિદિધ્યાસનજ-જડ- પદાર્થને આકારે અંતઃકરણની વૃત્તિઓને ન થવા દેતાં તે વૃત્તિઓને આત્માને આકારે કરવારૂપ આત્મધ્યાનજ. ૧૦૦

મુમુક્ષુએ પોતાના સદ્ગુરુએ કહેલી રીતે નિર્ગુણબ્રહ્મમાંજ પોતાના ચિત્તને એકાગ્ર કરવું જોઈએ એમ કહે છેઃ—

नित्याभ्यासादृते प्राप्तिर्न भवेत्सच्चिदात्मनः ।
तस्माद्ब्रह्म निदिध्यासेज्जिज्ञासुः श्रेयसे चिरं ॥ १०१ ॥

નિરંતર અભ્યાસ કર્યા વિના સદ્રૂપ ને ચેતનરૂપ આત્માની પ્રાપ્તિ થતી નથી, તેથી જિજ્ઞાસુ શ્રેયસમાટે ( આત્મસ્વરૂપની પ્રાપ્તિમાટે), લાંબા સમયસુધી બ્રહ્મનું ધ્યાન કરે. ૧૦૧

હવે જે પંદર અંગોવડે નિદિધ્યાસન કરવાનું કહ્યું છે તે પંદર અંગોનાં નામો નીચેના બે શ્લોકોવડે કહે છે:—

यमो हि नियमस्त्यागो मौनं देशश्च कालता ।
आसनं मूलबंधश्च देहसाम्यं च दृक्स्थितिः ॥१०२॥

પ્રસિદ્ધ યમ, નિયમ, ત્યાગ, મૌન, દેશ, કાલ, આસન, મૂલબંધ, દેહની સમતા ને દૃષ્ટિની સ્થિરતા. ૧૦૨

प्राणसंयमनं चैव प्रत्याहारश्च धारणा ।
आत्मध्यानं समाधिश्च प्रोक्तान्यंगानि वै क्रमात् ॥ १०३ ॥

પ્રાણનો નિરોધ, પ્રત્યાહાર, ધારણા, આત્માનું ધ્યાન અને સમાધિ [ આ પંદર ] અંગો ક્રમથી કહ્યાં. ૧૦૩

હવે એ પંદર અંગોનાં લક્ષણો વેદાંતસિદ્ધાંતપ્રમાણે એક્વીશ શ્લોકોવડે વર્ણવે છે. તેમાં નીચેના શ્લોકવડે યમનું લક્ષણ ને તેની કર્તવ્યતા કહે છે:—

सर्वं ब्रह्मेति विज्ञानादिंद्रियग्रामसंयमः ।
यमोऽयमिति संप्रोक्तोऽभ्यसनीयो मुहुर्मुहुः ॥ १०४ ॥

સર્વ બ્રહ્મ [ છે ] આવા વિજ્ઞાનથી ઇંદ્રિયોના સમૂહને સારી રીતે રોકવો આ યમ એમ કહેલ છે. [તે] વારંવાર અભ્યાસ કરવાયોગ્ય [ છે. ]

અહીં જે જે પ્રાણિપદાર્થ પ્રતીત થાય છે તે તે પ્રાણિપદાર્થ તેમના નામરૂપનો બાધ કરતાં બ્રહ્મજ છે, બ્રહ્મથી ભિન્ન અહીં કોઈ ઉજ નહિ, આવો દૃઢ નિશ્ચય કરીને તથા શબ્દાદિ વિષયો વિનાશી ને દુઃખ દેનાર છે એમ તે વિષયોમાં દોષદર્શન કરીને તે વિષયોથી

ઇંદ્રિયોના સમૂહને સારી રીતે રોકવો આ યમ છે એમ વેદાંતવેત્તાઓએ કહેલું છે. આ યમનો જિજ્ઞાસુએ વારંવાર આદરપૂર્વક અભ્યાસ કરવો જોઇએ. ૧૦૪

હવે નિયમનું લક્ષણ કહે છેઃ—

सजातीयप्रवाहश्च विजातीयतिरस्कृतिः ।
नियमो हि परानंदो नियमात्क्रियते बुधैः ॥ १०५ ॥

સજાતીયપ્રવાહ [ચલાવવો,] ને વિજાતીયનો તિરસ્કાર [કરવો, આ] પ્રસિદ્ધ નિયમ પરમાનંદ [આપનારો છે, તે] વિવેકીઓવડે નિયમથી કરાય છે.

અંતઃકરણનો બે પ્રકારનો પ્રવાહ છે, સજાતીય ને વિજાતીય. તેમાં હું અસંગ છું, અવિકારી છું, ઇત્યાદિ રીતે પોતાના અંતરાત્માથી અભિન્ન બ્રહ્મને આકારે અંતઃકરણની વૃત્તિઓ ઉપજવા દેવી તે અંતઃકરણનો સજાતીય પ્રવાહ કહેવાય છે, ને પૂર્વના સંસ્કારોના વેગથી જગતમાંનાં પ્રાણિપદાર્થોને આકારે અંતઃકરણની વૃત્તિઓનુ થવું તે અંતઃકરણનો વિજાતીય પ્રવાહ કહેવાય છે. અંતઃકરણના આ બે પ્રવાહમાંથી અંતઃકરણનો સજાતીય પ્રવાહ આદરપૂર્વક ચાલવા દેવો, અને અંતઃકરણના વિજાતીય પ્રવાહનો અનાદર કરી તેને રોકવો આ નિયમ કહેવાય છે. ૧૦૫

હવે ત્યાગનું સ્વરૂપ કહે છેઃ—

त्यागः प्रपंचरूपस्य चिदात्मत्वावलोकनात् ।
त्यागो हि महतां पूज्यः सद्यो मोक्षमयो यतः ॥ १०६ ॥

[સર્વત્ર સ્વયંપ્રકાશસ્વભાવવાળા] ચૈતન્યસ્વરૂપના અનુ-

સંધાનથી પ્રપંચના રૂપનો ત્યાગ [ કરવો આ ] ત્યાગજ જેથી શીઘ્ર પરમાનંદસ્વરૂપે સ્થિત કરનારો [ છે તેથી ] મહાપુરુષોને માન્ય [છે] ૧૦૬

હવે મૌનનું લક્ષણ નીચેના ત્રણ શ્લોકોવડે કહે છે:—

यस्माद्वाचो निवर्तंते अमाप्य मनसा सह ।
यन्मौनं योगिभिर्गम्यं तद्भजेत्सर्वदा बुधः ॥ १०७ ॥

મનસહિત વાણીઓ [ જે બ્રહ્મને ] વિષય નહિ કરીને જેનાથી પાછી ફરે છે [ તે બ્રહ્મરૂપ મૌન છે ] જે મૌન (બ્રહ્મ) યોગીઓવડે પ્રાપ્ત કરવાયોગ્ય [છે] વિવેકી સર્વદા તેનું સેવન કરે. ( નિરંતર તેનું અનુસંધાન કરે ) ૧૦૭

वाचो यस्मान्निवर्तंते तद्वक्तुं केन शक्यते ।
प्रपंचो यदि वक्तव्यः सोऽपि शब्दविवर्जितः ॥ १०८ ॥

વાણીઓ જેનાથી ( નામ ને જાતિ આદિથી રહિત બ્રહ્મથી ) પાછી ફરે છે,—જેનું નિરૂપણ કરી શકતી નથી, તેને શાવડે કહેવાને શક્ય છે? સંસાર જો કહેવાયોગ્ય [ હોય તો ] તે પણ [ સત્ય ને અસત્યથી વિલક્ષણ હોવાથી ] શબ્દનો વિષય નથી. ૧૦૮

इति वा तद्भवेन्मौनं सतां सहजसंज्ञितं ।
गिरा मौनं तु बालानां प्रयुक्तं ब्रह्मवादिभिः ॥ १०९ ॥

આવુંજ ( બ્રહ્મ તથા જગતના વિવાદવિનાનું ) તે મૌન છે. [ આ મૌન ] જ્ઞાનીઓની ( મહાપુરુષોની ) સ્વાભાવિક સ્થિતિવડે પ્રસિદ્ધ [છે] વાણીવડે મૌન તો અજ્ઞાનીઓનું

[ છે એમ ] બ્રહ્મવાદીઓએ કહ્યું છે. ૧૦૯

હવે વિજનદેશનું લક્ષણ કહે છે—

आदावंते च मध्ये च जनो यस्मिन्न विद्यते ।
येनेदं सततं व्याप्तं स देशो विजनः स्मृतः ॥ ११० ॥

જેમાં ( જે આત્મામાં ) આદિમાં, મધ્યમાં ને અંતમાં જન ( પ્રાણિપદાર્થ ) વિદ્યમાન નથી, [ ને ] જેણે આ [ જગત્ ] સર્વદા વ્યાપેલું [ છે ] તે દેશ જનરહિત ( સર્વ દશ્યથી રહિત ) કહ્યો છે ૧૧૦

હવે કાલનું સ્વરૂપ કહે છે—

कलनात्सर्वभूतानां ब्रह्मादीनां निमेषतः ।
कालशब्देन निर्दिष्टो ह्यखंडानंद अद्वयः ॥ १११ ॥

નિમેષથી ( આંખના મીચવાજેટલા સમયથી ) [ માંડીને ] બ્રહ્માદિ સર્વ ભૂતોની ગણનાથી ( તે બધાના આયુષ્યના આધારથી ) અખંડાનંદરૂપ ને અદ્વયરૂપ [ આત્માજ ] કાલશબ્દવડે કહ્યો છે. ૧૧૧

આસનનું લક્ષણ કહે છે—

सुखेनैव भवेद्यस्मिन्नजस्रं ब्रह्मचिंतनं ।
आसनं तद्विजानीयान्नेतरत्सुखनाशनम् ॥ ११२ ॥

જેમાં સુખપૂર્વકજ ( કર્તવ્ય તથા અકર્તવ્યની ચિંતાથી રહિતજ ) નિરંતર બ્રહ્મનું ચિંતન થાય છે તેને ( તે બ્રહ્મના નિશ્ચયને ) આસન જાણવું; [ હઠયોગમાં કહેલું ]. બીજું [ આસન ] તો [ સ્વાભાવિક ] સુખનો નાશ કરનારું [છે.] ૧૧૨

सिद्धासननुं स्वरूप कहे छे:—

सिद्धं यत्सर्वभूतादि विश्वाधिष्ठानमव्ययं ।
यस्मिन् सिद्धाः समाविष्टास्तद्वै सिद्धासनं विदुः ॥ ११३ ॥

जे [ ब्रह्म ] सर्व भूतोथी प्रथम सिद्ध, जगतनुं अधिष्ठान [ ने ] अव्यय [ छे, ने ] जेमां सिद्धो सारी रीते प्रवेश पामेला [ छे, ] तेनेज ( ते ब्रह्मनेज ) [ तत्त्वज्ञ पुरुषो ] सिद्धासन जाणे छे. ११३

मूलबंधनुं वर्णन करे छे:—

यन्मूलं सर्वभूतानां यन्मूलं चित्तबंधनं ।
मूलबंधः सदा सेव्यो योगोऽसौ राजयोगिनां ॥ ११४ ॥

जे [ ब्रह्म ] सर्व भूतोनुं कारण [ छे, ने ] जे चित्तना निग्रहनुं निमित्त [ छे, ] ( जे ब्रह्मनी प्राप्तिमाटे चित्तनी वृत्तिओने रोकवामां आवे छे, ) [ ते ब्रह्मरूप ] मूलबंध [ मुमुक्षुए ] सर्वदा सेववायोग्य [ छे. ] आ [ मूलबंध ] राजयोगीओना ( व्यवहारमां पण जेमनां चित्तो विक्षेपने प्राप्त थतां नथी एवा ब्रह्मज्ञानना परिपाकवाळा पुरुषोनो ) योग [ छे. ] ११४

हवे देहनी समतानुं लक्षण कहे छे:—

अंगानां समतां विद्यात्समे ब्रह्मणि लीयते ।
नोचेन्नैव समानत्वमृजुत्वं शुष्कवृक्षवत् ॥ ११५ ॥

[ जो ब्रह्ममां आरोपित विषम ] अंगोनुं [ अधिष्ठाननी दृष्टिवडे ] समपणुं जाणे, [ तो ते अंगोनुं विषमपणुं ] समरूप ब्रह्ममां लीन थाय छे. जो [ एम ] न [ जाणे तो ते

વિષમપણું ] નથીજ [ લીન થતું. ] સૂકા વૃક્ષના જેવું સરલપણું [ તે ] સમાનપણું [ નથીજ. ] ૧૧૫

હવે દૃષ્ટિની સ્થિરતાનું સ્વરૂપ કહે છે:—

दृष्टिं ज्ञानमयीं कृत्वा पश्येद्ब्रह्ममयं जगत् ।
सा दृष्टिः परमोदारा न नासाग्रावलोकिनी ॥ ११६ ॥

[ અંતઃકરણની ] વૃત્તિને અખંડબ્રહ્માકાર કરીને [ સર્વ ] જગતને બ્રહ્મસ્વરૂપ જુએ તે પરમ ઉદાર વૃત્તિ ( દૃષ્ટિની સ્થિરતા ) [ છે, ] નાસિકાના અગ્રનું અવલોકન કરનારી દૃષ્ટિ વાસ્તવિક સ્થિરદૃષ્ટિ ] નથી. ૧૧૬

સ્થિરદૃષ્ટિનું સ્વરૂપ બીજી રીતે કહે છે:—

द्रष्टृदर्शनदृश्यानां विरामो यत्र वा भवेत् ।
दृष्टिस्तत्रैव कर्तव्या न नासाग्रावलोकिनी ॥ ११७ ॥

અથવા જ્યાં ( જે બ્રહ્મમાં ) દ્રષ્ટા, દર્શન ને દૃશ્યનો લય થાય છે ત્યાંજ ( તે બ્રહ્મમાંજ ) દૃષ્ટિ કરવી, ( અંતઃકરણની વૃત્તિને સ્થિર કરવી, ) [ તે સ્થિરદૃષ્ટિ છે, માત્ર ] નાસિકાના અગ્રનું અવલોકન કરનારી દૃષ્ટિ સ્થિરદૃષ્ટિ ] નથી.

દ્રષ્ટા, દર્શન ને દૃશ્યનો-સાભાસ અંતઃકરણ, પદાર્થને આકારે થયેલી અંતઃકરણની વૃત્તિ, ને જે પદાર્થને આકારે તે વૃત્તિ થઇ હોય તે પદાર્થ, આ ત્રણેનો-ત્રિપુટીનો. આ એક ત્રિપુટીના કથનવડે અન્ય ઈંદ્રિયોની ત્રિપુટીઓનું કથન પણ થઇ ગયેલું સમજવું. ૧૧૭

હવે પ્રાણાયામનું લક્ષણ કહે છે:—

चित्तादिसर्वभावेषु ब्रह्मत्वेनैव भावनात् ।
निरोधः सर्ववृत्तीनां प्राणायामः स उच्यते ॥ ११८ ॥

ચિત્ત આદિ સર્વે પદાર્થોમાં બ્રહ્મપણાનીજ ભાવનાથી [ અંતઃકરણની ] સર્વ વૃત્તિઓનો નિરોધ [ કરવો ] તે પ્રાણાયામ કહેવાય છે. ૧૧૮

હવે રેચકાદિ ત્રણ વિભાગવડે પ્રાણાયામનું સ્વરૂપ નીચેના બે શ્લોકોવડે કહે છે —

निषेधनं प्रपंचस्य रेचकाख्यः समीरणः ।
ब्रह्मैवास्मीति या वृत्तिः पूरको वायुरीरितः ॥ ११९ ॥

જગતનું મિથ્યાપણું [ જાણવું તે ] રેચકનામનો પ્રાણાયામ [ છે અને હું ] બ્રહ્મજ છું આવી જે વૃત્તિ [તે] પૂરકપ્રાણાયામ કહ્યો છે. ૧૧૯

ततस्तद्वृत्तिनैश्चल्यं कुंभकः प्राणसंयमः ।
अयं चापि प्रबुद्धानामज्ञानां घ्राणपीडनं ॥ १२० ॥

પછી [ હું બ્રહ્મજ છું ] તે વૃત્તિનું નિશ્ચલપણું [ કરવું તે ] કુંભકપ્રાણાયામ [ છે. આવા પ્રકારનો ] આ [ પ્રાણાયામ ] જ્ઞાનીઓનોજ [છે.] અજ્ઞાનીઓનો નાસિકાદાબવી [ અર્થાત્ હઠ-યોગમાં કહેલી રીતે પ્રાણાયામ કરવો તે પ્રાણાયામ છે ] ૧૨૦

હવે પ્રત્યાહારનું નિરૂપણ કરે છે —

विषयेष्वात्मतां दृष्ट्वा मनसश्चितिमज्जनं ।
प्रत्याहारः स विज्ञेयोऽभ्यसनीयो मुमुक्षुभिः ॥ १२१ ॥

[ શબ્દાદિ ] વિષયોમાં [ અસ્તિ-છે, ભાતિ-પ્રતીત થાય

છે, ને પ્રિય-સુખ-આ ત્રણ આત્માના અંશોવડે ] આત્મપણાનું અનુસંધાન કરીને અંતઃકરણને [ નામ, રૂપ ને ક્રિયાના અનુસંધાનથી રહિતપણાવડે ] ચેતનમાં ડુબાવી દેવું તે પ્રત્યાહાર જાણવો. મુમુક્ષુઓએ [ આ પ્રત્યાહાર વારંવાર ] અભ્યાસ કરવાયોગ્ય [છે] ૧૨૧

હવે ધારણાનું સ્વરૂપ વર્ણવે છેઃ—

यत्र यत्र मनो याति ब्रह्मणस्तत्र दर्शनात् ।
मनसो धारणं चैव धारणा सा परा मता ॥ १२२ ॥

જ્યાં જ્યાં ( જે જે પ્રાણિપદાર્થમાં ) મન જાય ત્યાં ( તે તે પ્રાણિપદાર્થમાં ) [ નામરૂપાદિની ઉપેક્ષાવડે અસ્તિ, ભાતિ ને પ્રિયરૂપે રહેલા ] પ્રસિદ્ધ બ્રહ્મના અનુસંધાનથી મનને સ્થિર કરવું તે શ્રેષ્ઠ ધારણા માનેલી [છે.] ૧૨૨

હવે ધ્યાનનું લક્ષણ કહે છેઃ—

ब्रह्मैवास्मीति सद्वृत्त्या निरालंबतया स्थितिः ।
ध्यानशब्देन विख्याता परमानंददायिनी ॥ १२३ ॥

[હું] બ્રહ્મજ છું આ સત્ય ( કોઈ પણ પ્રમાણવડે બાધ નહિ પામનારી ) વૃત્તિની વિષયરહિતપણાવડે પરમાનંદ આપનારી [ જે ] સ્થિતિ [ તે ] ધ્યાનશબ્દવડે પ્રસિદ્ધ [ છે. ] ૧૨૩

હવે સમાધિનું નિરૂપણ કરે છેઃ—

निर्विकारतया वृत्त्या ब्रह्माकारतया पुनः ।
वृत्तिविस्मरणं सम्यक् समाधिर्ज्ञानसंज्ञकः ॥ १२४ ॥

વિષયના અનુસંધાનથી રહિતપણાવાળી વૃત્તિવડે અને [પછી] બ્રહ્માકારપણાવડે [જે ધ્યાતા, ધ્યાન ને ધ્યેયરૂપ ત્રિપુટીની] વૃત્તિનું વિસ્મરણ [તે] જ્ઞાનનામનો વાસ્તવિક સમાધિ [છે] ૧૨૪

ઉપરનાં અંગોસહિત નિદિધ્યાસનનો અભ્યાસ ક્યાંસુધી કરવો તે કહે છે—

इमं चाकृत्रिमानंदं तावत्साधु समभ्यसेत् ।
वश्यो यावत्क्षणात्पुंसः प्रयुक्तः सन्भवेत्स्वयं ॥ १२५ ॥

જ્યાંસુધી પુરુષને [બ્રહ્મનો સાક્ષાત્કાર] અનાયાસે સ્વાધીન થાય ત્યાંસુધી પોતે આ સ્વાભાવિક આનંદનો (આત્મરૂપ સ્વાભાવિક આનંદનો અંતઃકરણમાં આવિર્ભાવ કરનાર નિદિધ્યાસનનો) [મનને] એકાગ્ર કરતો છતો નિરંતર સારી રીતે અભ્યાસ કરે ૧૨૫

આ અભ્યાસના ફલને કહે છે—

ततः साधननिर्मुक्तः सिद्धो भवति योगिराट् ।
तत्स्वरूपं न चैतस्य विषयो मनसो गिरां ॥ १२६ ॥

[બ્રહ્મનો સાક્ષાત્કાર થયા] પછી સાધનથી રહિત [તે] સિદ્ધ યોગિરાજ થાય છે [જે] મનનો [ને] વાણીનો વિષય [છે] તે આનું (આ યોગિરાજનું) સ્વરૂપ નથી, [પણ મન-વાણીના અવિષયરૂપ જે બ્રહ્મ તેજ આનું સ્વરૂપ છે] ૧૨૬

અખંડૈકરસ બ્રહ્મસ્વરૂપપણાવડે સ્થિતિરૂપ મોક્ષ આપનારો આ સમાધિસહિતનો યોગ જોકે સદ્ગુરુના અનુગ્રહને પ્રાપ્ત થયેલા શિષ્યોને

સુલભ છે, તોપણ તે સુલભ છે એમ જાણીને તેનો અનાદર કરવો યોગ્ય નથી, કેમકે તેમાં ઘણાં વિઘ્નોની પ્રાપ્તિ થવી સંભવે છે. આ યોગમાં ક્યાં ક્યાં મુખ્ય વિઘ્નો આવવાનો સંભવ છે તે નીચેના બે શ્લોકોથી કહે છેઃ—

समाधौ क्रियमाणे तु विघ्नान्यायांति वै बलात् ।
अनुसंधानराहित्यमालस्यं भोगलालसं ॥ १२७ ॥
लयस्तमश्च विक्षेपो रसास्वादश्च शून्यता ।
एवं यद्विघ्नबाहुल्यं त्याज्यं ब्रह्मविदा शनैः ॥ १२८ ॥

સમાધિ કરવા માંડતાં બલાત્કારે [ ઘણાં ] વિઘ્નો આવે છે. [ બ્રહ્મના ] અનુસંધાનનું રહિતપણું, આળસ [ ને ] ભોગની લાલસા. ૧૨૭

નિદ્રા, કરવાયોગ્ય ને નહિ કરવાયોગ્યનો અવિવેક, અન્ય પદાર્થોને આકારે અંતઃકરણનું થવું, રસાસ્વાદ ( હું ધન્ય છું ઇત્યાદિ આનંદને આકારે અંતઃકરણની વૃત્તિનું થવું ) [ ને ] કષાય ( રાગદ્વેષાદિની તીવ્ર વાસનાવડે અંતઃકરણની જડતાજેવી સ્થિતિ ) આવાં જે ઘણાં વિઘ્નો [ છે તે ] યોગાભ્યાસીએ ધીરે ધીરે યોગ્ય ઉપાયવડે ત્યજવાયોગ્ય [ છે. ] ૧૨૮

અંતઃકરણની વૃત્તિજ મનુષ્યના બંધનું તથા મોક્ષનું કારણ છે, એમ કહે છેઃ—

भाववृत्त्या हि भावत्वं शून्यवृत्त्या हि शून्यता ।
ब्रह्मवृत्त्या हि पूर्णत्वं तथा पूर्णत्वमभ्यसेत् ॥ १२९ ॥

[ ઘટાદિના ] ભાવવાળી વૃત્તિવડે [ તે વૃત્તિનું ને પદાર્થને

આકારે થવારૂપ ] ભાવપણું [ છે, ] ને શૂન્યવૃત્તિવડે ( અંતઃકરણની વૃત્તિ કોઇ પણ પદાર્થને આકારે નહિ થવાવડે ) તે [ વૃત્તિની ] જડતા [ છે, ] અને બ્રહ્માકારવૃત્તિવડે બ્રહ્મપણું [ છે, ] માટે [ મુમુક્ષુ પોતાના અંતઃકરણની વૃત્તિવડે ] બ્રહ્મપણાનો અભ્યાસ કરે. ૧૨૯

હવે બ્રહ્માકારવૃત્તિની સ્તુતિ કરવામાટે તે વૃત્તિનો ત્યાગ સેવનારાની નિંદા છે:—

ये हि वृत्तिं जहत्येनां ब्रह्माख्यां पावनीं परां ।
वृथैव ते तु जीवंति पशुभिश्च समा नराः ॥ १३० ॥

જેઓ આ પ્રસિદ્ધ બ્રહ્મનામની પરમપવિત્ર વૃત્તિનો ત્યાગ કરે છે તે પશુના જેવા મનુષ્યો તો [ આ જગત્માં ] વૃથાજ જીવે છે. ૧૩૦

હવે બ્રહ્માકારવૃત્તિ કરનારા પુરુષોની સ્તુતિ કરે છે:—

ये हि वृत्तिं विजानंति ज्ञात्वाऽपि वर्धयंति ये ।
ते वै सत्पुरुषा धन्या वंद्यास्ते भुवनत्रये ॥ १३१ ॥

જેઓ [ બ્રહ્માકાર ] વૃત્તિને સારી રીતે જાણે છે, ને જાણીને [ તેમાં જેઓ વધારો કરે છે, તે સત્પુરુષો નક્કી ધન્ય [ છે, ને ] તેઓ ત્રણ લોકમાં વંદન કરવાયોગ્ય [ છે. ] ૧૩૧

બ્રહ્માકારવૃત્તિવાળા પુરુષો બ્રહ્મરૂપ થાય છે, અન્ય બ્રહ્મરૂપ થઇ શકતા નથી એમ કહે છે:—

येषां वृत्तिः समारूढा परिपक्का च सा पुनः ।
ते वै सद्ब्रह्मतां प्राप्ता नेतरे शब्दवादिनः ॥ १३२ ॥

જેઓની [ બ્રહ્માકાર ] વૃત્તિ સારી રીતે વૃદ્ધિ પામેલી [ છે, ] ને પુનઃ તે પરિપકવ થયેલી [ છે, ] તેઓજ સત્યરૂપ બ્રહ્મપણાને પામેલા [ છે, ] બીજા શબ્દવાદીઓ [ બ્રહ્મપણાને પ્રાપ્ત થયેલા ] નથી.

શબ્દવાદીઓ—માત્ર બ્રહ્મની વાતોજ કરનારા, પણ બ્રહ્માકારવૃત્તિ નહિ કરનારા. ૧૩૨

તે શબ્દવાદીઓની નિંદા કરે છેઃ—

कुशला ब्रह्मवार्तायां-वृत्तिहीनाः सुरागिणः ।
तेऽप्यज्ञानितया नूनं पुनरायांति यांति च ॥ १३३ ॥

[ જેઓ ] બ્રહ્મની વાતમાં કુશલ, [ બ્રહ્માકાર ] વૃત્તિથી રહિત, [ ને ] અત્યંતરાગી [ છે, ] તેઓ પણ અજ્ઞાનીપણાવડે નક્કી વારંવાર જન્મે છે, ને મરે છે. ૧૩૩

બ્રહ્મનિષ્ઠોએ બ્રહ્માકારવૃત્તિવડેજ સર્વદા સ્થિતિ કરવી જોઇએ એમ સૂચવવાને બ્રહ્માદિનું ઉદાહરણ કહે છેઃ—

निमेषार्धं न तिष्ठंति वृत्तिं ब्रह्ममयीं विना ।
यथा तिष्ठंति ब्रह्माद्याः सनकाद्याः शुकादयः ॥ १३४ ॥

જેમ બ્રહ્માદિ, સનકાદિ [ ને ] શુકાદિ બ્રહ્માકારવૃત્તિવિના અર્ધો નિમેષ [ પણ ] રહેતા નથી [ તેમ બ્રહ્મનિષ્ઠો અર્ધો નિમેષ પણ બ્રહ્માકારવૃત્તિવિના ] રહેતા [ નથી. ] ૧૩૪

પોતાને અભિમત રાજયોગ કહીને હવે વેદાંતવિચારનું નિરૂપણ નીચેના શ્લોકવડે કરે છેઃ—

कार्ये कारणता याता कारणे न हि कार्यता ।
कारणत्वं ततो गच्छेत्कार्याभावे विचारतः ॥ १३५ ॥

જેમ કાર્યમાં કારણપણું આવ્યું [છે; પણ] કારણમાં કાર્યપણું [આવ્યું] નથી, તેથી કાર્યના અભાવમાં વિચારથી કારણપણું જતું રહે.

જેમ ઘટાદિ કાર્યમાં માટી આદિરૂપ અધિષ્ઠાન પરોવાઇને રહેલ છે, પણ માટી આદિ કારણમાં ઘટાદિરૂપ કાર્ય પરોવાઇને રહેતું નથી, આ વાર્તા પ્રસિદ્ધ છે, તેથી કાર્યના અભાવમાં વિચારવડે અપેક્ષાએ કહેવામાં આવતું કારણપણું પણ દૂર થઇ જાય છે, તેમ આકાશાદિ કાર્યમાં છે ઇસાદિરૂપે કારણરૂપ બ્રહ્મજ પરોવાઇને રહ્યું છે, પણ કારણરૂપ બ્રહ્મમાં આકાશાદિરૂપ કાર્યો વસ્તુતાએ રહ્યાં નથી, તેથી કાર્યોના અભાવમાં વિચારવડે અપેક્ષાએ કહેલા કારણપણાનો પણ બ્રહ્મમાં અભાવ સિદ્ધ થાય છે. ૧૩૫

આ વિચારથી શું ફલ થાય છે તે કહે છેઃ—

अथ शुद्धं भवेद्वस्तु यद्वै वाचामगोचरं ।
द्रष्टव्यं मृद्घटेनैव दृष्टांतेन पुनः पुनः ॥ १३६ ॥

[વિચારવડે કાર્યકારણભાવની નિવૃત્તિ થયા] પછી વાણીઓના અવિષયરૂપ જે પ્રસિદ્ધ પવિત્ર વસ્તુ [રહે છે તે રૂપ વિચાર કરનાર પુરુષ] થાય છે. માટીના અને ઘડાના દૃષ્ટાંતવડેજ પુનઃ પુનઃ [કાર્યભાવ ને કારણભાવ દૂર થતાં અધિષ્ઠાનજ રહે છે આ અર્થ] વિચારવાયોગ્ય [છે, કે જેથી મનમાં તેની દૃઢતા થાય,] ૧૩૬

આ વિચાર કેવલ જ્ઞાનનુંજ સાધન નથી, પણ ધ્યાનનું પણ સાધન છે, એમ કહે છેઃ—

अनेनैव प्रकारेण वृत्तिर्ब्रह्मात्मिका भवेत् ।
उदेति शुद्धचित्तानां वृत्तिज्ञानं ततः परं ॥ १३७ ॥

પવિત્ર અંતઃકરણવાળાઓને આ પ્રકારેજ [ વિચાર કરવાથી પ્રથમ બ્રહ્માકાર ] વૃત્તિનું જ્ઞાન ( ભાવના ) ઉદય પામે છે, [ ને ] ત્યારપછી બ્રહ્મરૂપ વૃત્તિ [ સ્થિર ] થાય છે. ૧૩૭

નીચેના બે શ્લોકોવડે તે વિચારને સ્પષ્ટ કરીને દેખાડે છે—

कारणं व्यतिरेकेण पुमानादौ विलोकयेत् ।
अन्वयेन पुनस्तद्धि कार्ये नित्यं मपश्यति ॥ १३८ ॥
कार्ये हि कारणं पश्येत्पश्चात्कार्यं विसर्जयेत् ।
कारणत्वं ततो गच्छेदवशिष्टं भवेन्मुनिः ॥ १३९ ॥

પ્રથમ પુરુષ [ કાર્યના ] ત્યાગવડે [માત્ર] કારણને વિચારે. પછી તેનેજ ( તે કારણનેજ ) કાર્યમાં સર્વદા વ્યાપેલું સારી રીતે જુએ. ૧૩૮

[ પ્રથમ ] કાર્યમાં કારણ [ વ્યાપેલું છે એમ ] વિચારે. પછી કાર્યને [ અંતઃકરણની વૃત્તિમાંથી] દૂર કરી નાંખે. પછી ( કાર્યનો ત્યાગ થવાથી ) [ અપેક્ષાએ કહેવાતું ] કારણપણું [ એની મેળે ] જતું રહે છે, [ કાર્યકારણભાવ જવાથી ] મનન કરનાર [ પુરુષ ] બાકી રહેલ [ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ થાય છે. ૧૩૯

પરોક્ષજ્ઞાની બ્રહ્મભાવનાવડે બ્રહ્મરૂપ થાય છે એમ દૃષ્ટાંતપૂર્વક કહે છેઃ—

भावितं तीव्रवेगेन यद्वस्तु निश्चयात्मना ।
पुमांस्तद्धि भवेच्छीघ्रं ज्ञेयं भ्रमरकीटवत् ॥ १४० ॥

નિશ્ચયયુક્ત બુદ્ધિવાળા [ પુરુષે ] જે [સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ]

વસ્તુ તીવ્રવેગવડે ( અહર્નિશ બ્રહ્માકારવૃત્તિવડે ) ચિંતન કરેલી હોય તેજ [ અપરોક્ષપણાવડે ] જાણવાયોગ્ય [ બ્રહ્મરૂપ તે ] પુરુષ શીઘ્ર થાય છે, ભ્રમરકીટની પેઠે.

જેમ જે ચેળને ભમરીએ ડંખ માર્યો હોય તે ચેળ ભયને લીધે સતત ભમરીનુંજ ધ્યાન કરવા લાગે છે, તેથી તે ચેળ મટીને ભમરી-રૂપ થઇ જાય છે એમ કહેવાય છે, તેમ જે દૃઢનિશ્ચયવાળો પુરુષ નિરંતર તીવ્રવેગવડે બ્રહ્મનું ધ્યાન કર્યા કરે છે તે પુરુષ પણ પોતાનું જીવપણું સહજ થોડા સમયમાં બ્રહ્મરૂપ થઇ જાય છે. ૧૪૦

જ્યારે ધ્યાનના સામર્થ્યથી એક વસ્તુ બીજી વસ્તુરૂપ થઇ જાય છે ત્યારે આ જગત્ વસ્તુતાએ બ્રહ્મ છે તેનું બ્રહ્મરૂપે ચિંતન કરવાથી તે બ્રહ્મરૂપ અનુભવાય તેમાં કાંઇ આશ્ચર્ય નથી આવા અભિપ્રાયવડે સર્વાત્મભાવના કરવાનું કહે છે:—

अदृश्यं भावरूपं च सर्वमेव चिदात्मकं ।
सावधानतया नित्यं स्वात्मानं भावयेद् बुधः ॥ १४१ ॥

પરોક્ષ ને પ્રત્યક્ષ સર્વેજ [ જગત્ ] ચૈતન્યરૂપ [ હું છું એમ ] વિવેકી પોતાના સ્વરૂપને સ્થિરવૃત્તિવડે નિરંતર ચિંતવે ( આ સર્વે ને હું બ્રહ્મજ છીએ એવું વિવેકી પુરુષ પોતાના આત્માનું સર્વદા ધ્યાન કરે. )

આ અર્થનેજ સ્પષ્ટ કરીને કહે છે:—

दृश्यं ह्यदृश्यतां नीत्वा ब्रह्माकारेण चिंतयेत् ।
विद्वान्नित्यसुखे तिष्ठेद्धिया चिद्रसपूर्णया ॥ १४२ ॥

[ આ ] જગતને પ્રસિદ્ધ અધિષ્ઠાનભાવને પમાડીને [ તે પદાર્થના પરિચ્છિન્નપણાની બુદ્ધિના ત્યાગપૂર્વક ] બ્રહ્માકારે

(व्यापकरूपे) चिंतवे [आवी भावनाथी] ज्ञानी चिदानंदथी पूर्ण- बुद्धिवडे अविनाशी सुखमां स्थिति करे छे. १४२

हवे पोताने अभिमत राजयोगना वर्णननी समाप्ति करे छे.—

एभिरंगैः समायुक्तो राजयोग उदाहृतः ।
किंचित्पक्वकषायाणां हठयोगेन संयुतः ॥ १४३ ॥

आ [पंदर] अंगोसहित राजयोग [पवित्र-रागद्वेषादि दोषोरहित-अंतःकरणवाळा पुरुषोने माटे कह्यो [जेमना] रागद्वेषादि दोषो थोडे अंशे क्षीण थया होय तेमने माटे हठयोगसहित (अष्टांगयोगसहित) [आ राजयोग उपयोगी छे] १४३

आ राजयोगना मुख्याधिकारीनुं स्वरूप कहेता छता सर्व ग्रंथना अर्थनो उपसंहार करे छे —

परिपक्वं मनो येषां केवलोऽयं च सिद्धिदः ।
गुरुदैवतभक्तानां सर्वेषां सुलभो जवात् ॥ १४४ ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचितं श्रीअपरोक्षानुभूतिः संपूर्णम् ॥ १५ ॥

जेमनुं अंतःकरण परिपक्व (रागद्वेषादि दोषोथी रहित) [होय तेमने] आ [राजयोग हठयोगविना] एकलोज [स्वस्वरूपावस्थानरूप] मुक्ति आपनारो [छे, पण अपरिपक्व मनवाळाने आ राजयोग मुक्ति आपनारो नथी आ राजयोग] सद्‌गुरुना ने परमात्माना भक्त सर्व [मनुष्यो]ने अतिसुलभ [छे. परिपक्व मनवाळाने पण जे साधनो

દુઃસાધ્ય છે તે સાધનો સદ્ગુરુના ને પરમાત્માના ભક્તોને સુસાધ્ય થઈ રાજયોગ સિદ્ધ થાય છે, તેથી સદ્ગુરુની ને પરમાત્માની ભક્તિ સ્વધર્મને વિરોધ ન આવે એવી રીતે સર્વે મનુષ્યોએ કરવી જોઈએ. ] ૧૪૪

એ પ્રમાણે બ્રહ્મવિદ્યાવાળાં પરમહંસોના ને પરિવ્રાજકોના આચાર્ય શ્રીશંકરાચાર્યજીએ રચેલા શ્રીઅપરોક્ષાનુભૂતિનામના પ્રકરણગ્રંથરૂપ પંદરમા રત્નની શ્રીનાથશર્મપ્રણીત ભાવાર્થદીપિકાનામની ગુજરાતીભાષાની ટીકા પૂરી થઈ. ૧૫

॥ ૐ ॥

## ૧૬ શ્રીવિવેકચૂડામણિ

### ભાવાર્થદીપિકાટીકાસહિત

### મંગલાચરણ ને ટીકાની પ્રતિજ્ઞા

#### દોહરો

બ્રહ્મ-ઈશનું ધ્યાન ધરી, વંદી સદ્ગુરુ-પાય;
વિવેકચૂડામણિ-ટીકા, ગુર્જર-ગિરા લખાય. ૧

પોતાના વાસ્તવિકસ્વરૂપના અજ્ઞાનથી જીવ ઊંચનીચ અનેક યોનિઓમાં ભ્રમણ કર્યા કરે છે. જીવને પોતાના વાસ્તવિકસ્વરૂપનું દૃઢ જ્ઞાન જ્યાંસુધી ન થાય ત્યાંસુધી તે સ્વસ્વરૂપમાં સ્થિતિરૂપ મોક્ષ મેળવી શકતો નથી, ને સંસારરૂપ અંધારા કૂવામાં નિરંતર દુઃખાનુભવ કર્યા કરે છે. આત્મસ્વરૂપનું દૃઢ જ્ઞાન ભાષ્યસહિત ઉપનિષદો, ભાષ્યસહિત ભગવદ્ગીતા, ને ભાષ્યસહિત બ્રહ્મસૂત્રનું પોતાના શ્રીસદ્ગુરુદ્વારા શ્રવણ કરવાથી થાય છે. આ ત્રણ વેદાંતના મુખ્ય ગ્રંથોના વિચા-

જેમની બુદ્ધિ પહોંચી શકતી ન હોય એવા મંદબુદ્ધિવાળા મનુષ્યોને સંસારરૂપ અંધારા કૂવામાંથી બહાર કાઢવામાટે પરમકારુણિક આચાર્યભગવાને આ વિવેકચૂડામણિનામનો નાનો ને સુખપૂર્વક સમજાય એવો પ્રકરણગ્રંથ રચ્યો છે. આ ગ્રંથમાં આત્માનો ને અનાત્માનો ઉત્તમપ્રકારે વિવેક કરેલો હોવાથી આ ગ્રંથનું નામ વિવેકચૂડામણિ રાખવામાં આવ્યું છે. આ ગ્રંથના પ્રારંભમાં આ ગ્રંથની નિર્વિઘ્ને સમાપ્તિ થવામાટે શિષ્ટાચારને અનુસરીને આચાર્યભગવાન્ નમસ્કારરૂપ મંગલાચરણ કરે છેઃ—

सर्ववेदांतसिद्धांतगोचरं तमगोचरम् ।
गोविन्दं परमानन्दं सद्गुरुं प्रणतोऽस्म्यहम् ॥ १ ॥

સર્વે ઉપનિષદોના સિદ્ધાંતના વિષયરૂપ, [ મન તથા વાણીના ] અવિષયરૂપ, [ ને ] પરમાનંદરૂપ તે ગોવિંદ સદ્ગુરુને હું નમેલો છું. ૧

હવે મુક્તિનું બહુ દુર્લભપણું જણાવે છેઃ—

जन्तूनां नरजन्म दुर्लभमतः पुंस्त्वं ततो विप्रता,
तस्माद्वैदिकधर्ममार्गपरता विद्वत्वमस्मात्परं ।
आत्मानात्मविवेचनं स्वनुभवो ब्रह्मात्मना संस्थिति-
र्मुक्तिर्नो शतजन्मकोटिसुकृतैः पुण्यैर्विना लभ्यते ॥ २ ॥

જીવોને મનુષ્યનો જન્મ દુર્લભ [ છે, ] આનાથી પુરુષપણું [ દુર્લભ છે, ] તેથી બ્રાહ્મણપણું [ દુર્લભ છે, ] તેથી વેદોક્ત ધર્મમાર્ગમાં તત્પર થવું [ દુર્લભ છે, ] આનાથી પર વિદ્વત્પણું [ દુર્લભ છે, આનાથી ] જડનો ને ચેતનનો વિવેક [ દુર્લભ છે,

આનાથી ] આત્માનો સાક્ષાત્કાર [ દુર્લભ છે, ને આનાથી ] બ્રહ્મસ્વરૂપે દૃઢસ્થિતિ [ એટલે મુક્તિ દુર્લભ છે. આવી ] મુક્તિ સો કરોડ ( અસંખ્ય ) જન્મોનાં શુભકર્મરૂપ પુણ્યોવિના [ જીવને ] પ્રાપ્ત થતી નથી, [ તેથી વિવેકી મનુષ્યે મુક્તિ મેળવવા ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ. ] ૨

જીવને મનુષ્યપણું આદિ દુર્લભ છે એમ પુનઃ કહે છે:—

दुर्लभं त्रयमेवैतद्देवानुग्रहहेतुकम् ।
मनुष्यत्वं मुमुक्षुत्वं महापुरुषसंश्रयः ॥ ३ ॥

મનુષ્યપણું, મુમુક્ષુપણું [ ને ] બ્રહ્મનિષ્ઠ પુરુષનો દૃઢ આશ્રય આ ત્રણ દુર્લભજ [ છે, ને ] પરમાત્માની કૃપાથી મળે એવાં [ છે. ] ૩

આવા દુર્લભ મનુષ્યજન્મને પામીને વિવેકી મનુષ્યે શું કરવું જોઇએ તે કહે છે:—

लब्ध्वा कथंचिन्नरजन्म दुर्लभं, तत्रापि पुंस्त्वं श्रुतिपारदर्शनम् ।
यस्त्वात्ममुक्तौ न यतेत मूढधीः,स ह्यात्महा स्वं विनिहन्त्यसद्ग्रहात् ४

જે મૂઢબુદ્ધિવાળો [ મનુષ્ય ] દુર્લભ મનુષ્યજન્મને કોઇ પણ પ્રકારે ( કોઇ મહાપુણ્યોના પરિપાકવડે ) પામીને [ અને ] તેમાં પણ વેદના અર્થનો પાર જાણી શકાય એવા પુરુષપણાને [ પામીને ] પણ પોતાની મુક્તિને માટે પ્રયત્ન ન કરે તે આત્માની ઘાત કરનારો [ મનુષ્ય ] મિથ્યાના ગ્રહણથી નક્કી પોતાને હણે છે, ( સ્વાર્થથી ભ્રષ્ટ થઇ દુઃખી થાય છે. ) ૪

મુક્તિને માટે પ્રયત્ન નહિ કરનાર પુરુષ મૂર્ખ છે એમ કહે છે:—

इतः कोऽन्वस्ति मूढात्मा यस्तु स्वार्थे प्रमाद्यति।
दुर्लभं मानुषं देहं प्राप्य तत्रापि पौरुषम् ॥ ५ ॥

જે [ જીવ ] દુર્લભ મનુષ્યના શરીરને પામીને [ અને ] તેમાં પણ પુરુષપણાને [ પામીને ] પોતાના [ મુક્તિરૂપ ] પ્રયોજનમાં પ્રમાદ કરે છે આનાથી [ વધારે ] મૂઢબુદ્ધિવાળો [ બીજો ] કોણ છે ? ૫

બ્રહ્મથી અભિન્ન આત્માના જ્ઞાનવિના બીજા કોઇ ઉપાયથી લાંબે કાલે પણ મુક્તિ થઈ શકતી નથી એમ કહે છે:—

वदन्तु शास्त्राणि यजन्तु देवान्,
कुर्वन्तु कर्माणि भजंतु देवताः ।
आत्मैक्यबोधेन विनापि मुक्तिर्,
न सिद्ध्यति ब्रह्मशतान्तरेऽपि ॥ ६ ॥

[ ભલે ] શાસ્ત્રો ભણે, દેવોને પૂજે, [ શાસ્ત્રમાં કહેલાં ] કર્મો કરે, [ ને ] દેવોની ભક્તિ કરે, પણ [ બ્રહ્મથી ] આત્માના એકપણાના જ્ઞાનવિના સો બ્રહ્માનું જીવન પૂરું થતાંસુધી પણ મુક્તિ પ્રાપ્ત થતી નથી. ૬

શાસ્ત્રોક્ત કર્મો મુક્તિના સાક્ષાત્ હેતુરૂપ નથી એમ જણાવે છેઃ–

अमृतत्वस्य नाशास्ति वित्तेनेत्येव हि श्रुतिः ।
ब्रवीति कर्मणो मुक्तेरहेतुत्वं स्फुटं यतः ॥ ७ ॥

ધનવડે ( ધનથી સાધ્ય વૈદિકકર્મોવડે ) મોક્ષની આશા નથી, આમજ [ બૃહદારણ્યકની ] પ્રસિદ્ધ શ્રુતિ કહે છે, જેથી કર્મનું મુક્તિનું અહેતુપણું સ્પષ્ટ [ છે ] ૭

મુક્તિની પ્રાપ્તિ કરવા વિવેકી મનુષ્યે કેવા પ્રકારનો પ્રયત્ન કરવો જોઇએ તે કહે છેઃ—

अतो विमुक्त्यै प्रयतेत विद्वान्, संन्यस्तबाह्यार्थसुखस्पृहः सन् ।
सन्तं महान्तं समुपेत्य देशिकं, तेनोपदिष्टार्थसमाहितात्मा ॥ ८ ॥

આથી વિદ્વાન્ બહારના વિષયોનાં સુખોની તૃષ્ણાનો ત્યાગ કરતો છતો શ્રોત્રિય [ને] બ્રહ્મનિષ્ઠ આચાર્યને સારી રીતે પામીને (તેમનું શરણ ગ્રહણ કરીને) તેમણે ઉપદેશ કરેલા અર્થમાં એકાગ્ર અંતઃકરણવાળો [થઈ] વિદેહકૈવલ્યને માટે પ્રયત્ન કરે. ૮

આત્માના જ્ઞાનવડે જીવાત્માનો સંસારસાગરમાંથી ઉદ્ધાર કરવાનો ઉપદેશ કરે છેઃ—

उद्धरेदात्मनाऽऽत्मानं मग्नं संसारवारिधौ ।
योगारूढत्वमासाद्य सम्यग्दर्शननिष्ठया ॥ ९ ॥

[ વિવેકી મનુષ્ય પોતાના ] ચિત્તનું અત્યંત એકાગ્રપણું પ્રાપ્ત કરીને યથાર્થ જ્ઞાનની સ્થિરતાવડે સંસારસાગરમાં ડુબેલા [પોતાના] જીવાત્માનો પોતાની મેળે ઉદ્ધાર કરે. [બીજાને વિશ્વાસે બેસી ન રહે.] ૯

પવિત્ર મનવાળા મનુષ્યે યજ્ઞાદિ કર્મોનો ત્યાગ કરીને મોક્ષને માટે પ્રયત્ન કરવો જોઇએ એમ કહે છેઃ—

संन्यस्य सर्वकर्माणि भवबन्धविमुक्तये ।
यत्यतां पंडितैर्धीरैरात्माभ्यास उपस्थितैः ॥ १० ॥

આત્માના અભ્યાસમાં (આત્મજ્ઞાનમાં શ્રવણાદિ સાધનોના

અભ્યાસમાં) તત્પર થયેલા સાધનસંપન્ન પંડિતોએ સંસારરૂપ બંધનથી અત્યંત મોકળા થવામાટે [શાસ્ત્રોક્ત] સર્વ કર્મોનો સારી રીતે ત્યાગ કરીને યત્ન કરવો જોઇએ. ૧૦

આત્મસ્વરૂપના જ્ઞાનમાં આત્મવિચાર ઉપયોગી છે, પણ કર્મ ઉપયોગી નથી એમ જણાવે છેઃ—

चित्तस्य शुद्धये कर्म न तु वस्तूपलब्धये ।
वस्तुसिद्धिर्विचारेण न किञ्चित्कर्मकोटिभिः ॥ ११ ॥

[યજ્ઞાદિ] કર્મ અંતઃકરણની પવિત્રતામાટે [છે,] પણ [આત્મરૂપ] વસ્તુની પ્રાપ્તિમાટે નથી [આત્મરૂપ] વસ્તુની પ્રાપ્તિ [તો આત્માના યથાર્થ] વિચારવડે [થાય છે,] કરોડો કર્મોવડે [આત્મજ્ઞાનની] લેશ પણ [પ્રાપ્તિ થતી] નથી. ૧૧

વસ્તુના જ્ઞાનમાં વિચારના હેતુપણાને નીચેના બે શ્લોકોવડે કહે છેઃ—

सम्यग्विचारतः सिद्धा रज्जुतत्त्वावधारणा ।
भ्रान्त्योदितमहासर्पभयदुःखविनाशिनी ॥ १२ ॥
अर्थस्य निश्चयो दृष्टो विचारेण हितोक्तितः ।
न स्नानेन न दानेन प्राणायामशतेन वा ॥ १३ ॥

[જેમ] ભ્રાંતિ પામેલાને પ્રતીત થયેલા મોટા સાપના ભયરૂપ દુઃખનો વિનાશ કરનાર દોરડીના વાસ્તવિક સ્વરૂપનો નિશ્ચય [છે, તે તેના] યથાર્થ વિચારથી સિદ્ધ [થાય છે, તેમ ભ્રાંત મનુષ્યને પ્રતીત થયેલા મોટા સંસારના ભયરૂપ દુઃખનો વિનાશ

કરનાર આત્માના વાસ્તવિક સ્વરૂપનો નિશ્ચય છે, તે આત્માના યથાર્થ વિચારથી સિદ્ધ થાય છે. ] ૧૨

હિતનાં વચનોના વિચારવડે [ કોઈ પણ ] વસ્તુનો નિશ્ચય જોવામાં આવે છે, [ પણ ] સ્નાનવડે નહિ, દાનવડે નહિ, અથવા સેંકડો પ્રાણાયામોવડે [ નહિ. આ નિયમ આત્મરૂપ વસ્તુના નિશ્ચયમાં પણ જાણવો. ] ૧૩

આત્મસાક્ષાત્કારમાં જે મુખ્ય તથા સાહાય્ય કરનારાં સાધનો છે તે કહે છે:—

अधिकारिणमाशास्ते फलसिद्धिर्विशेषतः ।
उपाया देशकालाद्याः सन्त्यस्मिन्सहकारिणः ॥ १४ ॥

વિશેષે [ આત્મજ્ઞાનની પ્રાપ્તિરૂપ ] ફલની સિદ્ધિ [ શમ-દમાદિ સાધનવાળા ને સદ્‌ગુરુભક્ત ] અધિકારીની અપેક્ષા કરે છે. આમાં [ પવિત્રતાવાળો એકાંત ] દેશ [ ને અનુકૂલ ] સમય આદિ ઉપાયો ( સાધનો ) સાહાય્ય કરનારા [ છે. ]

આદિશબ્દવડે મુમુક્ષુના શરીરનું નીરોગપણું, અધ્યાત્મજ્ઞાનનો ઉપદેશ કરનારાં પુસ્તકોની પ્રાપ્તિ, ને અન્નપાનાદિની અનુકૂલતા સમજવાં. ૧૪

હવે જિજ્ઞાસુના કર્તવ્યને કહે છે:—

अतो विचारः कर्तव्यो जिज्ञासोरात्मवस्तुनः ।
समासाद्य दयासिंधुं गुरुं ब्रह्मविदुत्तमम् ॥ १५ ॥

આથી જિજ્ઞાસુએ દયાના સાગર ને ઉત્તમ બ્રહ્મવેત્તા ગુરુનું શરણ ગ્રહણ કરીને [ બ્રહ્મથી અભિન્ન ] આત્મરૂપ વસ્તુનો વિચાર [ નિરંતર ] કરવો જોઈએ. ૧૫

આ આત્મવિદ્યાના અધિકારીનાં લક્ષણો નીચેના બે શ્લોકોવડે કહે છેઃ—

मेधावी पुरुषो विद्वानूहापोहविचक्षणः ।
अधिकार्यात्मविद्यायामुक्तलक्षणलक्षितः ॥ १६ ॥
विवेकिनो विरक्तस्य शमादिगुणशालिनः ।
मुमुक्षोरेव हि ब्रह्मजिज्ञासायोग्यता मता ॥ १७ ॥

[ શ્રીસદ્‌ગુરુના ઉપદેશને સમજવામાં ને ધારણ કરવામાં ] ચતુર, [ સત્ય તથા અસત્ય વસ્તુને ] જાણનાર, [ શ્રુતિ તથા સ્મૃતિને અનુસરીને ] તર્ક કરવામાં [ અને શ્રુતિ, સ્મૃતિ ને તદનુકૂલ યુક્તિવડે વેદવિરુદ્ધ તર્કનું ] ખંડન કરવામાં નિપુણ પુરુષ [ અર્થાત્ ] કહેલાં લક્ષણોવાળો [ પુરુષ ] આત્મવિદ્યામાં અધિકારી [ છે. ] ૧૬

વિવેકવાળા, વૈરાગ્યવાળા, શમાદિ [ છ સંપત્તિરૂપ ] ગુણવાળા, અને મોક્ષની ઇચ્છાવાળાનેજ બ્રહ્મનો વિચાર કરવાની યોગ્યતા [ બ્રહ્મસ્વરૂપને જાણનારાઓએ ] માની [ છે. ] ૧૭

ઉપર કહેલાં ચાર સાધનો પ્રાપ્ત કર્યા વિના બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થઇ શકતી નથી એમ કહે છેઃ—

साधनान्यत्र चत्वारि कथितानि मनीषिभिः ॥
येषु सत्स्वेव सन्निष्ठा यदभावे न सिद्ध्यति ॥ १८ ॥

બ્રહ્મનિષ્ઠોએ અહીં ( બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિમાં ) [ વિવેકાદિ ] ચાર સાધનો ઉપદેશ કરેલાં [ છે; ] જે [ સાધનો ] હોય તોજ

બ્રહ્મનિષ્ઠા સિદ્ધ થાય છે, [ અને ] જેના અભાવમાં [ તે બ્રહ્મનિષ્ઠા સિદ્ધ થતી ] નથી. ૧૮

હવે તે ચાર સાધનોનાં નામો કહે છે:—

आदौ नित्यानित्यवस्तुविवेकः परिगण्यते ।
इहामुत्रफलभोगविरागस्तदनन्तरम् ॥
शमादिषट्कसम्पत्तिर्मुमुक्षुत्वमिति स्फुटम् ॥ १९ ॥

પ્રથમ નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક ગણાય છે, તે પછી અહીંના ને સ્વર્ગના સુખના ભોગમાં વૈરાગ્ય,— રાગાદિરહિતપણું, શમાદિ છ સંપત્તિ [ ને ] મુમુક્ષુતા આ [ ચાર સાધનો ] સ્પષ્ટ [ છે. ] ૧૯

પ્રથમ વિવેકનું સ્વરૂપ કહે છે —

ब्रह्म सत्यं जगन्मिथ्येत्येवंरूपो विनिश्चयः ।
सोऽयं नित्यानित्यवस्तुविवेकः समुदाहृतः ॥ २० ॥

બ્રહ્મ ( માયામાં ને તેથી બહાર વ્યાપીને રહેલું શુદ્ધ-ચેતન ) અવિનાશી [ ને ] જગત્ મિથ્યા [ છે, ] આવી રીતનો દૃઢ નિશ્ચય તે આ નિત્ય ને અનિત્ય વસ્તુનો વિવેક [ તત્ત્વજ્ઞોએ ] કહ્યો છે. ૨૦

હવે વૈરાગ્યનું સ્વરૂપ કહે છે:—

तद्वैराग्यं जिहासा या दर्शनश्रवणादिभिः ।
देहादिब्रह्मपर्यन्ते ह्यनित्ये भोगवस्तुनि ॥ २१ ॥

[ પોતાના મનુષ્ય ]શરીરથી માંડીને બ્રહ્માના [ શરીર ]-પર્યંતની વિનાશવાળી ભોગની વસ્તુમાં [ તેના તુચ્છપણાના ]

દર્શનવડે ને શ્રવણાદિવડે [ ઉપજેલી ] જે [ તેમના ] ત્યાગની ઇચ્છા તે વૈરાગ્ય [ કહેવાય છે. ] ૨૧

હવે શમનું લક્ષણ કહે છેઃ—

विरज्य विषयव्रातादुदोषदृष्ट्या मुहुर्मुहुः ।
स्वलक्ष्ये नियतावस्था मनसः शम उच्यते ॥ २२ ॥

વારંવાર દોષદૃષ્ટિવડે વિષયોના સમૂહથી વૈરાગ્ય પામીને [ સંકલ્પવિકલ્પરૂપ ] મનની [ જે ] પોતાના લક્ષ્યમાં ( અધિષ્ઠાનરૂપ બ્રહ્મમાં ) નિગ્રહ કરેલી સ્થિતિ [ તે ] શમ કહેવાય છે. ૨૨

દમ તથા ઉપરતિનું સ્વરૂપ કહે છેઃ—

विषयेभ्यः परावृत्य स्थापनं स्वस्वगोलके ।
उभयेषामिंद्रियाणां स दमः परिकीर्तितः ॥
बाह्यानालम्बनं वृत्तेरेषोपरतिरुत्तमा ॥ २३ ॥

બંને પ્રકારની ઇંદ્રિયોને ( કર્મેન્દ્રિયોને તથા જ્ઞાનેંદ્રિયોને ) [ તેમના ] વિષયોથી પાછી વાળીને પોતપોતાના ગોલકમાં સ્થિર કરવી તે [ આત્મજ્ઞાનીઓએ ) દમ કહેલો છે. [ચિત્તની] વૃત્તિનું બહારના [ અનાત્મ પદાર્થોને ] આકારે ન થવું [તે]-જ શ્રેષ્ઠ ઉપરતિ [ કહેવાય છે. ] ૨૩

હવે તિતિક્ષાનું લક્ષણ કહે છેઃ—

सहनं सर्वदुःखानामप्रतीकारपूर्वकम् ।
चिन्ताविलापरहितं सा तितिक्षा निगद्यते ॥ २४ ॥

[આ મારું દુઃખ શી રીતે નાશ પામશે ? એવી મનમાં]

ચિંતા કર્યા વિના ને [ અન્યની આગળ તે દુ:ખનો ] વિલાપ કર્યા વિના [ તથા તે દુ:ખની નિવૃત્તિનો ] ઉપાય કર્યા વિના [ જે ] સર્વ દુ:ખોને સહેવાં તે [ વેદાંતશાસ્ત્રમાં ] તિતિક્ષા કહેવાય છે. ૨૪

શ્રદ્ધાનું સ્વરૂપ કહે છે:—

शास्त्रस्य गुरुवाक्यस्य सत्यबुद्ध्यवधारणम् ।
सा श्रद्धा कथिता सद्भिर्यया वस्तूपलभ्यते ॥ २५ ॥

શાસ્ત્રના [ ને ] સદ્‌ગુરુના વાક્યનો સત્યપણાની બુદ્ધિવડે નિશ્ચય તે સત્પુરુષોએ શ્રદ્ધા કહી છે. જે [ શ્રદ્ધા ]વડે [ આત્મરૂપ ] વસ્તુ પ્રાપ્ત થાય છે. ૨૫

હવે સમાધાનનું લક્ષણ કહે છે:—

सर्वदा स्थापनं बुद्धेः शुद्धे ब्रह्मणि सर्वदा ।
तत्समाधानमित्युक्तं न तु चित्तस्य लालनम् ॥ २६ ॥

સર્વદા પવિત્ર બ્રહ્મમાં નિરંતર [ પોતાની વિષયોથી પાછી વાળેલી ] બુદ્ધિને સ્થિર કરવી તે સમાધાન એમ કહ્યું છે, પણ ચિત્તને [ વિષયોવડે ] લડાવવું [ તે સમાધાન ] નથી [ કહ્યું. ] ૨૬

હવે મુમુક્ષુતાના સ્વરૂપનું નિરૂપણ કરે છે:—

अहंकारादिदेहान्तान्बन्धानज्ञानकल्पितान् ।
स्वस्वरूपावबोधेन मोक्तुमिच्छा मुमुक्षुता ॥ २७ ॥

અહંકારથી માંડીને સ્થૂલશરીરસુધીના અજ્ઞાને કલ્પેલા બંધોને આત્માના સ્વરૂપના જ્ઞાનવડે મૂકી દેવાની [ જે ] ઇચ્છા [ તે ] મુમુક્ષુતા [ કહેવાય છે. ] ૨૭

હવે તે ચાર સાધનોમાં મુમુક્ષુતાના શ્રેષ્ઠપણાનું નિરૂપણ કરે છેઃ-

मन्दमध्यमरूपाऽपि वैराग्येण शमादिना ।
प्रसादेन गुरोः सेयं प्रवृद्धा सूयते फलम् ॥ २८ ॥

[ આ મોક્ષ મેળવવાની ઇચ્છા પ્રથમ ] મંદ કે મધ્યમ-પ્રકારવાળી [ હોય તો ]પણ વૈરાગ્યવડે, શમાદિવડે [ ને ] સદ્‌ગુરુની કૃપાવડે તે આ સારી રીતે વધેલો [ મોક્ષ મેળવવાની ઇચ્છા આત્મજ્ઞાનરૂપ ] ફલને ઉપજાવે છે. ૨૮

શમાદિ સાધનો કેવા પુરુષને આત્મજ્ઞાનરૂપ ફલ આપનારાં થાય છે તે કહે છેઃ—

वैराग्यं च मुमुक्षुत्वं तीव्रं यस्य तु विद्यते ।
तस्मिन्नेवार्थवन्तः स्युः फलवन्तः शमादयः ॥ २९ ॥

જેનામાં વૈરાગ્ય ને તીવ્ર મુમુક્ષુપણું હોય તે [ પુરુષ ]-માંજ [ આ ] શમાદિ [ સાધનો પોતાના વાસ્તવિક ] અર્થ-વાળાં [ ને આત્મજ્ઞાનરૂપ ] ફલવાળાં થાય છે. ૨૯

જો વૈરાગ્ય તથા મુમુક્ષુતા મંદ હોય તો શમાદિ સાધનો નિષ્ફલં થાય છે આ અર્થ દૃષ્ટાંત આપીને કહે છેઃ—

एतयोर्मन्दता यत्र विरक्तत्वमुमुक्षयोः ।
मरौ सलिलवत्तत्र शमादेर्भानमात्रता ॥ ३० ॥

જે[ પુરુષ ]માં વૈરાગ્ય ને મુમુક્ષુતા આ બંનેની મંદતા હોય તે[ પુરુષ ]માં રણમાં જલની પેઠે શમાદિની માત્ર પ્રતીતિ [ છે, તેઓ આત્મજ્ઞાનરૂપ ફલ ઉપજાવવા સમર્થ થતાં નથી. ] ૩૦

મોક્ષના હેતુભૂત આત્મજ્ઞાનનાં સાધનોમાં આત્મસ્વરૂપનું અનુસંધાન કરવું એ શ્રેષ્ઠ સાધન છે એમ કહે છેઃ—

मोक्षकारणसामग्र्यां भक्तिरेव गरीयसी ।
स्वस्वरूपानुसंधानं भक्तिरित्यभिधीयते ॥ ३१ ॥

મોક્ષના [ હેતુભૂત આત્મજ્ઞાનનાં ] સાધનોના સમૂહમાં ભક્તિજ સર્વોત્તમ [ સાધન છે. ] પોતાના [ વાસ્તવિક ] સ્વરૂપનું નિરંતર ધ્યાન કરવું આ ભક્તિ કહેવાય છે. ૩૧

સાંખ્યવાદીઓ પણ આવા પ્રકારની ભક્તિનો સ્વીકાર કરે છે તે, તથા સાધનસંપન્ન થઈ મુમુક્ષુએ ગુરુને શરણે જવું જોઇએ તે નીચેના શ્લોકવડે કહે છેઃ—

स्वात्मतत्त्वानुसंधानं भक्तिरित्यपरे जगुः ।
उक्तसाधनसंपन्नस्तत्त्वजिज्ञासुरात्मनः ॥
उपसीदेद्गुरुं प्राज्ञं यस्माद्बंधविमोक्षणम् ॥ ३२॥

પોતાના આત્મતત્ત્વનું અનુસંધાન કરવું [ આ ] ભક્તિ એમ બીજાઓ ( સાંખ્યવાદીઓ ) કહે છે. [ આગળ ] કહેલાં [ ચાર ] સાધનોથી યુક્ત [ ને ] પોતાના વાસ્તવિકસ્વરૂપને જાણવાની ઇચ્છાવાળો [ પુરુષ ] બ્રહ્મજ્ઞાની સદ્ગુરુને શરણે જાય, જેથી [ તે સંસારના ] બંધથી અત્યંત મોકળો [ થાય છે ] ૩૨

હવે શરણે જવાયોગ્ય સદ્ગુરુનાં લક્ષણો કહે છેઃ—

श्रोत्रियोऽवृजिनोऽकामहतो यो ब्रह्मवित्तमः ।
ब्रह्मण्युपरतः शान्तो निरिन्धन इवानलः ॥
अहेतुकदयासिन्धुर्बन्धुरानमतां सताम् ॥ ३३ ॥

જે [પુરુષ અર્થસહિત] ઉપનિષદાદિને જાણનાર, સદાચરણી, વિષયસ્પૃહાથી પરાભવ નહિ પામનાર, સંશય-વિપર્યયરહિત બ્રહ્મસ્વરૂપને જાણનાર, ચિત્તવૃત્તિને બ્રહ્મમાં સ્થિર રાખનાર, રાગદ્વેષાદિથી રહિત, ઇંધનરહિત અગ્નિજેવા, (અંગારાજેવા અતિતેજસ્વી,) [પૂજામાનાદિની] લાલસા-વિના [સદુપદેશ કરવામાં] દયાના સમુદ્રરૂપ, [અને] પ્રેમવડે પ્રણામ કરનારા સદાચારી[પુરુષો]નું પરમહિત કરનાર [હોય તે સદ્ગુરુ જાણવા.] ૩૩

એવા સદ્ગુરુનું શરણ ગ્રહણ કર્યા પછી શિષ્યોનું જે કર્તવ્ય છે તે કહે છે:—

तमाराध्य गुरुं भक्त्या प्रह्वप्रश्रयसेवनैः ।
प्रसन्नं तमनुप्राप्य पृच्छेज्ज्ञातव्यमात्मनः ॥ ३४ ॥

પરમપ્રીતિવડે, નમ્રતાવડે, બહુ વિનયવડે, [ને તેમની પ્રસન્નતા વધારનારા અનુકૂલ] વર્તનવડે તે સદ્ગુરુને પ્રસન્ન કરીને [પછી] પ્રસન્ન [થયેલા] તેમની પાસે જઇને [શિષ્ય] પોતાને [જે] જાણવાયોગ્ય [હોય તે] પૂછે. ૩૪

આ દુઃખમય ભવસાગરથી તારવા માટે શિષ્ય પોતાના સદ્ગુરુની કેવી રીતે સ્તુતિ કરે છે તે નીચેના બે શ્લોકોવડે કહે છે:—

स्वामिन्नमस्ते नतलोकबन्धो, कारुण्यसिन्धो पतितं भवाब्धौ ।
मामुद्धरात्मीयकटाक्षदृष्ट्या, ऋज्व्यातिकारुण्यसुधाभिवृष्ट्या॥३५॥
दुर्वारसंसारदवाग्नितप्तं, दोधूयमानं दुरदृष्टवातैः ।
भीतं प्रपन्नं परिपाहि मृत्योः, शरण्यमन्यद्यदहं न जाने ॥३६॥

હે સ્વામિન્! હે પ્રણામ કરનાર મનુષ્યનું હિત ઇચ્છનારા! [અને] હે દયાના સાગર! આપને [મારા] પ્રણામ હો. [કોઇ પણ પ્રકારના સ્વાર્થવિનાની] અતિકરુણારૂપ અમૃતની વૃષ્ટિ કરનારા [ને] સરલ એવા આપના મનોહર અવલોકનવડે [જન્મમરણરૂપ] સંસારસાગરમાં પડેલા મારો ઉદ્ધાર કરો. ૩૫

[મારાથી] અટકાવી શકાય નહિ એવા સંસારરૂપ વનના [કામક્રોધરૂપ] અગ્નિથી તપેલા, દુષ્ટપ્રારબ્ધરૂપ વાયુઓવડે કંપાયમાન થયેલા, [વાઘરૂપ] મૃત્યુથી ભય પામેલા, [અને આપને] શરણે આવેલાનું [આપ કૃપા કરીને] રક્ષણ કરો, કારણકે હું [આપનાથી] ભિન્ન રક્ષણ કરનારને જાણતો નથી. ૩૬

પુનઃ પણ તે શિષ્ય ભાવપૂર્વક સદ્ગુરની સ્તુતિ કરે છેઃ—

शान्ता महान्तो निवसन्ति सन्तो, वसन्तवल्लोकहितं चरन्तः ।
तीर्णाः स्वयं भीमभवार्णवं जनानहेतुनाऽन्यानपि तारयन्तः ॥३७॥

વસંતઋતુની પેઠે [પોતાના કોઈ પણ પ્રકારના સ્વાર્થવિના] લોકોનું હિત કરનારા, [ક્રોધલોભાદિ] વિકારોથી રહિત, ઉદારહૃદયવાળા, પોતે ભયંકર સંસારસમુદ્ર તરેલા, [અને] બીજા મનુષ્યોને પણ [ભયંકર સંસારસમુદ્રમાંથી કોઇ પણ પ્રકારના] સ્વાર્થવિના તારનારા સત્કર્મપરાયણ પુરુષો [આ જગતઉપર] વસે છે, [તેવા આપ છો.] ૩૭

अयं स्वभावः स्वत एव यत्परश्रमापनोदप्रवणं महात्मनाम् ।
सुधांशुरेष स्वयमर्ककर्कशप्रभाभितप्तामवति क्षितिं किल ॥ ३८॥

[ જેમ ] સૂર્યનાં તીખાં કિરણોવડે બહુ તપેલી પૃથિવીનું આ પ્રસિદ્ધ ચંદ્ર પોતે [ પોતાનાં શીતલકિરણોવડે ] રક્ષણ કરે છે [ તેમ ] અન્યના ખેદને દૂર કરવાની તત્પરતા આ મહાપુરુષોનો [ સ્વાર્થરહિત ] સ્વાભાવિક સ્વભાવજ [છે.] ૩૮

ब्रह्मानंदरसानुभूतिकलितैः पूतैः सुशीतैर्युतै-
र्युष्मद्वाक्कलशोज्झितैः श्रुतिसुखैर्वाक्यामृतैः सेचय ।
सन्तप्तं भवतापदावदहनज्वालाभिरेनं प्रभो ।
धन्यास्ते भवदीक्षणक्षणगतेः पात्रीकृताः स्वीकृताः ॥ ३९॥

સંસારના [ ત્રિવિધ ] તાપરૂપ દાવાનલની જ્વાલાઓવડે બહુ તપેલા આને ( આ દીનને ) બ્રહ્માનંદરૂપ રસના અનુભવવડે મધુર, પવિત્ર, અતિશીતલ, યથાર્થ બોધ કરનારાં, કાનને આનંદ આપનારાં, [ ને ] આપની વાણીરૂપ કલશમાંથી નીકળેલાં વચનોરૂપ અમૃત સિંચો. હે પ્રભો ! આપની [ કૃપા ]દૃષ્ટિની ક્ષણમાત્ર ગતિમાટે [ પણ જેઓ ] પાત્ર થયા છે, [ ને ] સ્વીકારાયા છે, તેઓ ભાગ્યશાલી [ છે. તેઓમાં મારી પણ કૃપા કરીને ગણના કરો. ] ૩૯

कथं तरेयं भवसिन्धुमेतं, का वा गतिर्मे कतमोऽस्त्युपायः ।
जाने न किञ्चित्कृपयाऽत्र मां प्रभो, संसारदुःखक्षतिमातनुष्व ॥४०

[ હું ] આ સંસારરૂપ સાગરને કેવી રીતે તરું? અથવા મારી વિશ્રાંતિનું સ્થાન શું [ છે? અને કર્મ, ઉપાસના [ ને ] જ્ઞાન આ ત્રણમાંથી ભવસાગર તરવાનો ] કયો એક [ ઉપાય છે? [ હું આના સંબંધમાં ] કાંઇ પણ જાણતો નથી.

હે પ્રભો! કૃપાવડે મારું રક્ષણ કરો, [ અને ] સંસારનાં દુઃખોના નાશને ( નાશના ઉપાયને ) વિસ્તારો. ( વિસ્તાર કરીને મને કહો. ) ૪૦

આવા શરણાગત શિષ્યપ્રતિ શ્રીસદ્ગુરુનું જે કર્તવ્ય છે તે કહે છે:—

तथा वदन्तं शरणागतं स्वं, संसारदावानलतापतप्तम् ।
निरीक्ष्य कारुण्यरसार्द्रदृष्ट्या, दद्यादभीतिं सहसा महात्मा ॥ ४१

એવી રીતે પ્રાર્થના કરતા, પોતાને શરણે આવેલા, [ અને ] સંસારરૂપ વનના અગ્નિના [ વિષયતૃષ્ણારૂપ ] તાપથી તપેલા[ તે શિષ્ય ]ને દયારૂપ અમૃતથી ભીંજાયેલી દૃષ્ટિવડે જોઈને [ તે ] મહાત્મા શીઘ્ર [ ઉપદેશ કરી ] અભય આપે, [ લેશ પણ વિલંબ ન કરે. આ અભયના દાનજેવું બીજું કોઈ દાન વિશ્વમાં નથી. ] ૪૧

विद्वान्स तस्मा उपसत्तिमीयुषे, मुमुक्षवे साधुयथोक्तकारिणे ।
प्रशान्तचित्ताय शमान्विताय, तत्त्वोपदेशं कृपयैव कुर्यात् ॥४२॥

તે અનન્ય શરણ થયેલા, મોક્ષની તીવ્ર ઇચ્છાવાળા, [ વેદમાં ] જેમ કહ્યાં છે તેમ શુભ કર્મો કરનારા, અત્યંત શાંતચિત્તવાળા, [ ને ] મનને વશ વર્તાવનારાને તે તત્ત્વજ્ઞ [ પુરુષ ] દયાવડેજ બ્રહ્મનો ઉપદેશ કરે. ૪૨

વળી શ્રીસદ્ગુરુએ તે શિષ્યને કેવાં વચનો કહેવાં જોઈએ તે કહે છેઃ—

श्रीगुरुरुवाच ॥

मा भैष्ट विद्वंस्तव नास्त्यपायः, संसारसिन्धोस्तरणेऽस्त्युपायः ।
येनैव याता यतयोऽस्य पारं, तमेव मार्गं तव निर्दिशामि ॥४३॥

હે [ પદને તથા પદના અર્થને ] જાણનારા ! [ તું સંસારથી ] ભય ન પામ. [ સંસારવડે ] તારો નાશ [ થવાનો ] નથી, [ કેમકે ] સંસારસાગર તરવાનો ઉપાય છે. જે[ માર્ગ ]વડે સંન્યાસીઓ આ [ સંસારસાગર ]ના પારને પામ્યા [ છે ] તે માર્ગજ [ હું ] તને દેખાડીશ. ૪૩

अस्त्युपायो महान्कश्चित्संसारभयनाशनः ।
तेन तीर्त्वा भवाम्भोधिं परमानंदमाप्स्यसि ॥ ४४ ॥

[ આ ] સંસારના ભયનો [ અત્યંત ] નાશ કરનારો કોઇ [ એક ] મોટો ( અવશ્ય ફલદાતા ) ઉપાય ( સાધન ) છે. તેવડે ( તે જ્ઞાનરૂપ સાધનવડે ) [ તું આ ] સંસારસાગરને તરીને નિરવધિ આનંદને પામીશ. ૪૪

वेदान्तार्थविचारेण जायते ज्ञानमुत्तमम् ।
तेनात्यंतिकसंसारदुःखनाशो भवत्यनु ॥ ४५ ॥

ઉપનિષદોના [ આત્મરૂપ ] અર્થના વિચારવડે [ મોક્ષના સાધનરૂપ ] ઉત્તમ જ્ઞાન [ અંતઃકરણમાં ] ઉત્પન્ન થાય છે. પછી તેવડે ( અદ્વૈત આત્મજ્ઞાનવડે ) સંસારનાં દુઃખોનો ફરીથી ન ઉપજે એવો નાશ થાય છે. ૪૫

श्रद्धाभक्तिध्यानयोगान्मुमुक्षोर्मुक्तेर्हेतून्वक्ति साक्षाच्छ्रुतेर्गीः ।
यो वा एतेष्वेव तिष्ठत्यमुष्य, मोक्षोऽविद्याकल्पिताद्देहबन्धात्॥ ४६ ॥

[" श्रद्धाभक्तिध्यानयोगादवेहि "–] આસ્તિકતા, [ અદ્વૈત આત્માનો ] વિચાર, અને [ વિજાતીયવૃત્તિઓના અંતરાયથી રહિત ] સજાતીયવૃત્તિઓનો પ્રવાહ ચલાવવાથી [ આત્માને જાણ, આ કૈવલ્યોપનિષદ્‌ની ] શ્રુતિનું વાક્ય મોક્ષ મેળવવા ઈચ્છનારને મોક્ષનાં [ આસ્તિકતાદિ ] સાક્ષાત્ સાધનો કહે છે. જે [ પુરુષ ] નિશ્ચયવડે આ[ સાધનો ]માંજ નિષ્ઠા કરે છે તેનો અવિદ્યાએ કલ્પેલા શરીરરૂપ બંધનથી મોક્ષ [ થાય છે. ] ૪૬

अज्ञानयोगात्परमात्मनस्तव, ह्यनात्मबन्धस्तत एव संसृतिः ।
तयोर्विवेकोदितबोधवह्निरज्ञानकार्यं प्रदहेत्समूलम् ॥ ४७ ॥

પરમાત્મરૂપ તને [ દેહાદિરૂપ ] જડમાં [ હુંપણાના તથા તેના સંબંધવાળા પ્રાણિપદાર્થમાં મારાપણાના અભિમાનરૂપ ] બંધ [ આત્મસ્વરૂપના ] અજ્ઞાનના સંબંધથીજ [ ઉદય થયો છે, ને ] તેથીજ [ તને જન્મમરણરૂપ ] સંસાર [ છે. ] તે બંનેના ( આત્માના ને અનાત્માના ) વિવેકથી ઉદય પામેલો જ્ઞાનરૂપ અગ્નિ [ અજ્ઞાનરૂપ ] મૂલસહિત અજ્ઞાનનાં [ હુંપણું ને મારાપણું આ રૂપ ] કાર્યને [ સૂકા તણખલાની પેઠે ] બાળી નાંખે છે. ૪૭

હવે તે શરણાગત શિષ્ય પોતાના શ્રીસદ્‌ગુરુને પૂછે છેઃ

शिष्य उवाच ॥

कृपया श्रूयतां स्वामिन्प्रश्नोऽयं क्रियते मया ।
यदुत्तरमहं श्रुत्वा कृतार्थः स्यां भवन्मुखात् ॥ ४८ ॥

શિષ્ય પૂછે છે:—" હે સ્વામિન્ ! મારાવડે આ પ્રશ્ન કરાય છે [ તે આપ ] કૃપાવડે સાંભળો. આપના મુખથી જેનું ઉત્તર સાંભળીને હું કૃતકૃત્ય થઈશ. ૪૮

को नाम बन्धः कथमेष आगतः, कथं प्रतिष्ठाऽस्य कथं विमोक्षः।
कोऽसावनात्मा परमः क आत्मा, तयोर्विवेकः कथमेतदुच्यताम्४९

"[ હે પ્રભો ! ] પ્રસિદ્ધ બંધ શો [ પદાર્થ છે ? ] આ [બંધ અસંગ આત્મામાં ] કેવી રીતે આવ્યો [ છે ? ] આ- [ બંધ ]ની સ્થિતિ કેવી રીતે [ થાય છે ? આ બંધમાંથી ] અત્યંતમુક્તિ કેવી રીતે [ થાય છે ? ] આ અનાત્મા ( જડ ) શો [ પદાર્થ છે ? ] પરમાત્મા કોણ [ છે ? અને ] તે બંનેનો ( આત્માનો તથા અનાત્માનો ) વિવેક કેવી રીતે [ થાય છે ? ] આ [ સર્વે કૃપા કરીને ] કહો." ૪૯

હવે પરમદયાલુ શ્રીમદ્‌ગુરુ શિષ્યના તે પ્રશ્નોનાં ઉત્તરો આપવાનો આરંભ કરે છે:—

श्रीगुरुरुवाच ॥

धन्योऽसि कृतकृत्योऽसि पावितं ते कुलं त्वया ।
यदविद्याबन्धमुक्त्या ब्रह्मीभवितुमिच्छसि ॥ ५० ॥

શ્રીસદ્‌ગુરુ કહે છે:-" [ તું નિષ્કામકર્મના અનુષ્ઠાનથી ] પવિત્ર અંતઃકરણવાળો છે, [ તું બ્રહ્મજ્ઞાનવડે ] કૃતાર્થ થઈશ,

[ ને ] તેં તારું કુલ પવિત્ર કર્યું, કારણકે [ તું ] અવિદ્યારૂપ બંધની મુક્તિવડે બ્રહ્મરૂપ થવાની ઇચ્છા કરે છે. ૫૦

બંધથી મોકળા થવામાટે પોતેજ પ્રયત્ન કરવો જોઇએ, એમ દૃષ્ટાંતો આપીને કહે છે:—

ऋणमोचनकर्तारः पितुः सन्ति सुतादयः ।
बन्धमोचनकर्ता तु स्वस्मादन्यो न कश्चन ॥ ५१ ॥

પિતાના ઋણમાંથી [ તે પિતાને ] મોકળો કરનારાઓ [ તેના ] પુત્રાદિ ( પુત્રપૌત્રાદિ સંબંધિજનો ] હોય છે, પરંતુ [ અવિદ્યા ને તેનાં કાર્યોરૂપ ] બંધથી [ જીવને ] મોકળો કરનાર પોતાનાથી ભિન્ન કોઈ પણ નથી. [ આ બંધમાંથી મોકળો થવામાટે તો પોતેજ વિધિવત્ પ્રયત્ન કરવો જોઇએ. ૫૧

मस्तके न्यस्तभारादेर्दुःखमन्यैर्निवार्यते ।
क्षुधादिकृतदुःखं तु विना स्वेन न केनचित् ॥ ५२ ॥

[ પોતાના ] માથાઉપર રાખેલા ભારાદિના દુઃખને [ તે ભાર ઊપાડી લેવાથી ] બીજાઓવડે નિવારણ કરી શકાય છે, પણ ભૂખ આદિએ ( ભૂખ તથા તરષે ) ઉપજાવેલા દુઃખને પોતાના વિના [ અન્ય ] કોઇવડે [ ખાઇને વા પીને દૂર કરી શકાતું નથી. [ તે દુઃખની નિવૃત્તિમાટે તો પોતેજ ખાવું વા પીવું જોઇએ. ] ૫૨

બ્રહ્મભાવરૂપ મોક્ષ પ્રાપ્ત કરવામાટે પણ પોતેજ પ્રયત્ન કરવો જોઇએ એમ દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

पथ्यमौषधसेवा च क्रियते येन रोगिणा ।
आरोग्यसिद्धिर्दृष्टाऽस्य नान्यानुष्ठितकर्मणा ॥ ५३ ॥

जे रोगीवडे पथ्यनुं अने ओसडनुं सेवन कराय छे तेना आरोग्यनी (रोगरहितपणानी) सिद्धि जोई [छे, पण] अन्यना सेवेला [ओसड सेवनरूप ने पथ्यपालनरूप] कर्मवडे [रोगीना रोगरहितपणानी सिद्धि क्यांई जोइ] नथी. ५३

आत्मानुं ज्ञान पण पोताना प्रयत्नथी थाय छे एम दृष्टांत आपीने समजावे छे:—

वस्तुस्वरूपं स्फुटबोधचक्षुषा, स्वेनैव वेद्यं न तु पण्डितेन ।
चन्द्रस्वरूपं निजचक्षुषैव, ज्ञातव्यमन्यैरवगम्यते किम् ॥५४॥

[जेम] चंद्रनुं स्वरूप पोताना नेत्रवडेज जाणवायोग्य [छे,] अन्य[मनुष्योनां नेत्रो]वडे शुं [ते] जाणवामां आवे छे? [तेम ब्रह्मथी अभिन्न आत्मरूप] वस्तुनुं स्वरूप [पण पोताना स्वरूपना] स्पष्ट ज्ञानरूप नेत्रवडे [वृत्तिवडे] पोताथीज जाणवायोग्य [छे,] पण [अन्य] पंडितवडे [ते जाणवायोग्य] नथी. ५४

पोताना प्रयत्नथीज बंधनी निवृत्ति थई शके छे एम कहे छे:-

अविद्याकामकर्मादिपाशबन्धं विमोचितुं ।
कः शक्नुयाद्विनाऽऽत्मानं कल्पकोटिशतैरपि ॥ ५५ ॥

अविद्या, काम (प्राणिपदार्थनी तृष्णा) अने कर्म (इच्छित प्राणिपदार्थनी प्राप्तिमाटे करवामां आवतो प्रयत्न आदिना पाशे (फांसाए) करेला [दुःखरूप] बंधथी [पोताने] छोडावा करवाने पोताना विना सो करोड कल्पोवडे (ब्रह्माना

દિવસોવડે ) પણ કોણ સમર્થ થાય ? [ બ્રહ્મા પણ સમર્થ ન થાય. ] ૫૫

બ્રહ્મના અને આત્માના એકપણાના જ્ઞાનવિના મોક્ષ પ્રાપ્ત થતો નથી એમ કહે છે:—

न योगेन न सांख्येन कर्मणा नो न विद्यया ।
ब्रह्मात्मैकत्वबोधेन मोक्षः सिद्ध्यति नान्यथा ॥ ५६ ॥

બ્રહ્મના અને આત્માના એકપણાના જ્ઞાનવડે [ મનુષ્યને ] મોક્ષ સિદ્ધ થાય છે, બીજા ઉપાયથી [ તે સિદ્ધ થતો ] નથી. યોગવડે નહિ, સાંખ્યવડે નહિ, [ શ્રૌતસ્માર્ત ]કર્મવડે નહિ, [ ને ] વિદ્યાવડે ( ઉપાસનાવડે ) [ પણ ] નહિ. ૫૬

वीणाया रूपसौन्दर्यं तन्त्रीवादनसौष्ठवम् ।
प्रजारञ्जनमात्रं तन्न साम्राज्याय कल्पते ॥ ५७ ॥

[ જેમ ] વીણાના રૂપનું સુંદરપણું [ અને તેના ] તારો વગાડવાનું નિપુણપણું [ સાંભળનારા ] લોકની પ્રસન્નતામાટેજ [ છે, પણ ] તે ચક્રવર્તી રાજ્યની પ્રાપ્તિમાટે સમર્થ થતાં નથી, [ તેમ જ્ઞાનથી ભિન્ન અન્ય સાધનો લોકોને પ્રસન્ન કરવામાં ઉપયોગી થાય છે, પણ મોક્ષના લાભમાટે ઉપયોગી થતાં નથી. ] ૫૭

वाग्वैखरी शब्दझरी शास्त्रव्याख्यानकौशलम् ।
वैदुष्यं विदुषां तद्वद्भुक्तये न तु मुक्तये ॥ ५८ ॥

એવી રીતે [ બોલવામાં આવતી ] વૈખરીવાણી, શબ્દનો પ્રવાહ, શાસ્ત્રના વ્યાખ્યાનનું કુશલપણું [ ને લૌકિક ] વિદ્વાનોની વિદ્વત્તા [ આ સઘળું આ લોકના ] ભોગને માટે

['थाय छे, ] पण मोक्षने माटे [ थतुं ] नथी. ५८

બ્રહ્મને નહિ જાણ્યુ તોપણ શાસ્ત્રનું અધ્યયન નિષ્ફલ છે, ને બ્રહ્મને જાણ્યું તોપણ શાસ્ત્રનું અધ્યયન નિરુપયોગી છે એમ જણાવે છેઃ—

अविज्ञाते परे तत्त्वे शास्त्राधीतिस्तु निष्फला ।
विज्ञातेऽपि परे तत्त्वे शास्त्राधीतिस्तु निष्फला ॥ ५९ ॥

[ અવિદ્યાથી ] પર [ રહેલા બ્રહ્મ ]તત્ત્વને ન જાણ્યું તો [ ગુરુપાસેથી ] શાસ્ત્રનું અધ્યયન [ કર્યું તે બ્રહ્મજ્ઞાનરૂપ ] ફલવિનાનું [ છે, અને અવિદ્યાથી ] પર [ રહેલા બ્રહ્મ ]તત્ત્વને [ પોતાના શ્રવણાદિરૂપ પ્રયત્નવડે ] જાણ્યું તોપણ [ પછી કાંઈ પ્રયોજન સિદ્ધ કરવાનું નહિ રહેલું હોવાથી ] શાસ્ત્રનું અવલોકન નિષ્ફલજ ( પ્રયોજનવિનાનુંજ ) [ છે. ] ૫૯

હવે વિચારરહિત શાસ્ત્રાધ્યયનના કરતાં આત્માનું જ્ઞાન સંપાદન કરવાની શ્રેષ્ઠતા જણાવે છેઃ—

शब्दजालं महारण्यं चित्तभ्रमणकारणम् ।
अतः प्रयत्नाज्ज्ञातव्यं तत्त्वज्ञैस्तत्त्वमात्मनः ॥ ६० ॥

[ પરસ્પર વિવાદવાળાં શાસ્ત્રોના ] શબ્દના સમૂહરૂપ મોટું અરણ્ય [ સામાન્યબુદ્ધિવાળા મનુષ્યના ] ચિત્તને ભમાવવામાં કારણરૂપ [ થાય છે, ] આથી [ વિચારના ] સ્વરૂપને જાણનારાઓએ [ વિચારરૂપ ] પ્રયત્નથી આત્માનું વાસ્તવિકસ્વરૂપ જાણવું જોઇએ. ૬૦

અજ્ઞાનની નિવૃત્તિ જ્ઞાનવિના અન્ય સાધનોથી થતી નથી એમ કહે છેઃ—

अज्ञानसर्पदष्टस्य ब्रह्मज्ञानौषधं विना ।

किमु वेदैश्च शास्त्रैश्च किमु मन्त्रैः किमौषधैः ॥ ६१ ॥

અજ્ઞાનરૂપ સર્પે ડસેલાને બ્રહ્મજ્ઞાનરૂપ [ દિવ્ય ] ઔષધવિના [ વિચારરહિત ] વેદોવડે અને શાસ્ત્રોવડે શું [ ફલ થવાનું છે ? ] અને મંત્રોવડે શું [ ફલ થવાનું છે ? ] [ તથા ] ઓસડોવડે [ પણ ] શું [ ફલ થવાનું છે ? કાંઈ નહિ. ] ૬૧

न गच्छति विना पानं व्याधिरौषधशब्दतः ।

विनाऽपरोक्षानुभवं ब्रह्मशब्दैर्न मुच्यते ॥ ६२ ॥

[ જેમ ઓસડ ] પીધાવિના ઓસડના નામથી રોગ દૂર થતો નથી, [ તેમ બ્રહ્મના ] અપરોક્ષજ્ઞાનવિના [ હું બ્રહ્મ છું આવા ] બ્રહ્મના શબ્દોવડે [ મનુષ્ય ] મોક્ષ પામતો નથી. ૬૨

अकृत्वा दृश्यविलयमज्ञात्वा तत्त्वमात्मनः ।

बाह्यशब्दैः कुतो मुक्तिरुक्तिमात्रफलैर्नृणाम् ॥ ६३ ॥

[ દૃશ્ય ત્રણ કાલમાં નથી આવા દૃઢનિશ્ચયવડે ] દૃશ્યનો વિલય કર્યા વિના [ અને ] આત્માનું વાસ્તવિકસ્વરૂપ જાણ્યા વિના [ હું બ્રહ્મ છું આવા ] કથનમાત્ર ફલવાળા બહારના શબ્દોવડે મનુષ્યોને મુક્તિ ક્યાંથી [ થાય ? નજ થાય ] ૬૩

ઉપરના શ્લોકમાં કહેલા અર્થને દૃષ્ટાંત આપીને સમજાવે છે.—

अकृत्वा शत्रुसंहारमगत्वाखिलभूश्रियम् ।

राजाहमिति शब्दान्नो राजा भवितुमर्हति ॥ ६४ ॥

[ જેમ પોતાના ] વિરોધી [ રાજા ]ઓનો [ રણમાં ]

વિનાશ કર્યા વિના [ અને ] સઘળી પૃથિવીની લક્ષ્મી [ દિગ્વિજયવડે ] પ્રાપ્ત કર્યા વિના હું [ પૃથિવીનો ચક્રવર્તી ] રાજા [ છું ] આવા કથનમાત્રથી [ ચક્રવર્તી ] રાજા થઇ શકાતું નથી, [ પણ દુર્દશાનીજ પ્રાપ્તિ થાય છે, તેમ કામાદિ શત્રુઓનો વિનાશ કર્યા વિના ને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ કર્યા વિના હું બ્રહ્મ છું આવા કથનમાત્રથી બ્રહ્મસ્વરૂપે સ્થિતિ કરી શકાતી નથી, પણ દુર્દશાનીજ પ્રાપ્તિ થાય છે. ] ૬૪

શ્રીસદ્ગુરુના ઉપદેશવિના એકલા તર્કથી બ્રહ્મનું જ્ઞાન થઈ શકતું નથી એમ કહે છે:—

आप्तोक्तिं खननं तथोपरिशिलाद्युत्कर्षणं स्वीकृतिम्,
निक्षेपः समपेक्षते नहि बहिःशब्दैस्तु निर्गच्छति ।
तद्वद्ब्रह्मविदोपदेशमननध्यानादिभिर्लभ्यते,
मायाकार्यतिरोहितं स्वममलं तत्त्वं न दुर्युक्तिभिः ॥६५॥

[ જેમ ] પૃથિવીમાં રહેલું ધન યથાર્થ કહેનારના વચનની, [ કોદાળી આદિવડે ] ખોદવાની, ઉપર રહેલા પથ્થરાદિને બહાર કાઢી નાંખવાની, અને [ હાથવડે તેનું ] ગ્રહણ કરવાની સારી રીતે અપેક્ષા રાખે છે, પણ [ "હે ધન ! તું મને પ્રાપ્ત થઇ જા" એવા ] બહારના શબ્દોવડેજ [ તે ધન ] બહાર નીકળતું નથી, [ ને પ્રાપ્ત થતું નથી, ] તેમ અવિદ્યા ને તેનાં કાર્યોથી ઢંકાયેલું [ અને ] પવિત્ર પોતાનું વાસ્તવિકસ્વરૂપ બ્રહ્મવેત્તાના ઉપદેશવડે, [ એકાંતમાં તેના ] મનનવડે, અને [ બ્રહ્મના નિરંતર ] ધ્યાનાદિવડે પ્રાપ્ત થાય છે, [ પણ ] કુયુક્તિઓવડે [ તે પ્રાપ્ત થતું ] નથી. ૬૫

સંસારરૂપ બંધનથી મોકળા થવામાટે વિવેકીએ પોતેજ પ્રયત્ન કરવો જોઈએ એમ કહે છે:—

तस्मात्सर्वप्रयत्नेन भवबन्धविमुक्तये ।
स्वैरेव यत्नः कर्तव्यो रोगादाविव पण्डितैः ॥ ६६ ॥

હે સર્વ પ્રયત્ન કરવામાં સમર્થ ! એટલામાટે સમજુઓએ રોગાદિની પેઠે સંસારરૂપ બંધથી અત્યત મોકળા થવામાટે પોતેજ યત્ન કરવો જોઈએ. ૬૬

શિષ્યે પૂછેલા પ્રશ્નની શ્રીસદ્ગુરુ શ્લાઘા કરે છે:—

यस्त्वयाऽद्य कृतः प्रश्नो वरीयाञ्छास्त्रविन्मतः ।
सूत्रप्रायो निगूढार्थो ज्ञातव्यश्च मुमुक्षुभिः ॥ ६७ ॥

[ તારાં પુણ્યકર્મોનાં ફલોનો ઉદય થવાથી ] હમણાં તેં જે પ્રશ્ન કર્યો [ તે ] ઘણો શ્રેષ્ઠ, શાસ્ત્ર જાણનારાઓએ સ્વીકારેલો, સૂત્રજેવો, ( થોડા શબ્દોવાળો ને બહુ ગંભીર અર્થવાળો, ) અત્યંતગુપ્ત-અર્થવાળો અને મોક્ષની ઇચ્છાવાળાઓએ જાણવાજેવો [ છે ] ૬૭

હવે તે પ્રશ્નોનાં ઉત્તરો સાંભળવામાટે સાવધાન મનવાળા થવાનું શિષ્યને કહે છે:—

शृणुष्वावहितो विद्वन्यन्मया समुदीर्यते ।
तदेतच्छ्रवणात्सद्यो भवबन्धाद्विमोक्ष्यसे ॥ ६८ ॥

હે [ પદોને તથા પદોના અર્થોને ] જાણનાર ! મારાવડે જે [ બંધ તથા બંધનો હેતુ અને મોક્ષ તથા મોક્ષનો હેતુ ] સ્પષ્ટ કરીને કહેવાય છે [ તે તું ] સાવધાન મનવાળો [થઇને]

સાંભળ. તે આ [ઉત્તર]સાંભળવાથી [તું] શીઘ્ર [સંશયાદિથી રહિત થઈ] સંસારરૂપ બંધથી અત્યંત મોકળો થઇશ. ૬૮

વૈરાગ્યાદિ જ્ઞાનના હેતુઓને કહે છેઃ—

मोक्षस्य हेतुः प्रथमो निगद्यते, वैराग्यमत्यन्तमनित्यवस्तुषु ।
ततः शमश्चापि दमस्तितिक्षा, न्यासः प्रसक्ताखिलकर्मणां भृशम् ६९

અનિત્ય વસ્તુઓમાં અતિદૃઢ વૈરાગ્ય (ઇચ્છારહિતપણું) [આ] મોક્ષનું (મોક્ષના સાધન બ્રહ્મજ્ઞાનનું) પ્રથમ સાધન કહેવાય છે. ત્યારપછી મનોનિગ્રહ, ઇંદ્રિયનિગ્રહ, સહનશીલતા, અને [અજ્ઞાનીઓને] પ્રાપ્ત સઘળાં [શુભાશુભ] કર્મોનો (કર્મોસહિત તેના અભિમાનનો વા અભિમાનનો) અત્યંત ત્યાગ [આ જ્ઞાનનાં સાધનો છે.] ૬૯

ततः श्रुतिस्तन्मननं सतत्त्वध्यानं चिरं नित्यनिरंतरं मुनेः ।
ततोऽविकल्पं परमेत्य विद्वानिहैव निर्वाणसुखं समृच्छति ॥७०॥

પછી [સદ્ગુરુના ઉપદેશનું] શ્રવણ, તેનું [એકાંતમાં આદરપૂર્વક યુક્તિઓસહિત] મનન, [પછી તે] મનનશીલનું લાંબા સમયસુધી નિત્ય નિરંતર [આત્માથી] અભિન્ન બ્રહ્મનું ધ્યાન [આ જ્ઞાનનાં સાધનો છે.] પછી [તે] પરોક્ષજ્ઞાની [નામ ને જાતિ આદિ] વિકલ્પોથી રહિત બ્રહ્મનો સાક્ષાત્કાર કરીને વર્તમાનશરીરમાંજ [નિરવધિ] બ્રહ્માનંદનો સારી રીતે અનુભવ કરે છે. ૭૦

હવે જડનો તથા ચેતનનો વિવેક કરવાનું કહે છેઃ—

यद्बोद्धव्यं तवेदानीमात्मानात्मविवेचनम् ।
तदुच्यते मया सम्यक् श्रुत्वाऽऽत्मन्यवधारय ॥ ७१ ॥

[ હે સૌમ્ય ! ] તારે જે આત્માનું તથા અનાત્માનું વિવેચન જાણવાયોગ્ય [ છે ] તે હવે મારાવડે સારી રીતે કહેવાય છે. [ તે ] સાંભળીને [તું તારા] અંતઃકરણમાં નક્કી કર. ૭૧

સ્થૂલશરીરનું તથા પાંચ વિષયોનું નિરૂપણ નીચેના ત્રણ શ્લોકાવડે કરે છે:—

मज्जास्थिमेदःपलरक्तचर्मत्वगाह्वयैर्धातुभिरेभिरन्वितम् ।
पादोरुवक्षोभुजपृष्ठमस्तकैरङ्गैरुपाङ्गैरुपयुक्तमेतत् ॥ ७२ ॥
अहं ममेति प्रथितं शरीरं, मोहास्पदं स्थूलमितीर्यते बुधैः ।
नभो नभस्वद्दहनाम्बुभूमयः,सूक्ष्माणि भूतानि भवन्ति तानि॥७३॥
परस्परांशैर्मिलितानि भूत्वा, स्थूलानि च स्थूलशरीरहेतवः ।
मात्रास्तदीया विषया भवन्ति, शब्दादयः पञ्च सुखाय भोक्तुः७४

મજ્જા, ( તેલજેવો રસ, ) હાડકાં, મેદ, ( ચરબી, ) માંસ, લોહી, સૂક્ષ્મ ચામડી ને સ્થૂલ ચામડી [ એ ] નામવાળા આ [સાત] ધાતુઓવડે યુક્ત પગ, સાથળ, છાતી, હાથ, પીઠ અને માથું [ આદિ ] અંગો [ ને ] ઉપાંગોવડે યુક્ત હું અથવા મારું આવી રીતે પ્રસિદ્ધ, [ને હું અથવા મારું એવી ] ભ્રાંતિના વિષયપણાને પામેલ આ સ્થૂલશરીર [ છે ] એમ જ્ઞાનીઓવડે કહેવાય છે. આકાશ, વાયુ, અગ્નિ, જલ ને પૃથિવી તે સૂક્ષ્મભૂતો એક-બીજાના અંશોવડે મળેલાં સ્થૂલ થઇને [ તેઓ ] સ્થૂલશરીરનાં કારણો થાય છે તેમના [ તે પાંચ ભૂતોના ] ગુણો ભોક્તાના

સુખમાટે પાંચ શબ્દાદિ (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ) વિષયો થાય છે. ૭૨-૭૪

જીવને આ વિષયોમાં દૃઢ પ્રીતિ થવાથી તે આ સંસારમાં ભ્રમણ કરે છે એમ કહે છેઃ—

य एषु मूढा विषयेषु बद्धा, रागोरुपाशेन सुदुर्दमेन ।
आयान्ति निर्यान्त्यध ऊर्ध्वमुच्चैः, स्वकर्मदूतेन जवेन नीताः ७५

જે અજ્ઞાની [ પુરુષો ] બહુ દુઃખે કરીને ( ઘણા શ્રમવડે ) તોડી શકાય એવા રાગરૂપ મોટા પાશવડે ( ફાંસલાવડે ) આ [ શબ્દાદિ ] વિષયોમાં બંધાયા [ છે તેઓ ] પોતાનાં [ શુભાશુભ ] કર્મરૂપ દૂતવડે લઈ જવાતા વેગથી ઊંચે ( સ્વર્ગાદિમાં ) આવે છે, [ ને ] વેગથી નીચે ( પશ્વાદિ યોનિમાં ) જાય છે. ૭૫

પાંચ વિષયોનું દુઃખદાતાપણું દષ્ટાંતથી સમજાવે છેઃ—

शब्दादिभिः पञ्चभिरेव पञ्च, पञ्चत्वमापुः स्वगुणेन बद्धाः ।
कुरङ्गमातङ्गपतङ्गमीनभृङ्गा नरः पञ्चभिरञ्चितः किम् ॥ ७६ ॥

[ જ્યારે ] હરણ, હાથી, પતંગ માછલું ને ભમરો [આ] પાંચ [ પ્રાણીઓ ] શબ્દાદિ પાંચ [ વિષયો ] વડેજ પોતાના [ એક એક ] વિષયથી બંધાએલા મૃત્યુને પામે છે [ ત્યારે ] પાંચવડે પકડાયેલો મનુષ્ય કેમ [ મૃત્યુ ન પામે ? પામેજ. ] ૭૬

વિષયનું વિષથી પણ વધારે અપકારકપણું કહે છેઃ—

दोषेण तीव्रो विषयः कृष्णसर्पविषादपि ।
विषं निहन्ति भोक्तारं द्रष्टारं चक्षुषाऽप्ययम् ॥ ७७ ॥

[શબ્દાદિ] વિષય કાળા સાપના વિષથી પણ દોષવડે તીવ્ર (અધિકદોષવાળા) [છે, કેમકે] વિષ [તો] ખાનારને મારે છે, [અને] આ [રૂપાદિ વિષય તો] નેત્રવડે જોનારને પણ મારે છે.] ૭૭

શબ્દાદિ વિષયોમાં રહેલી દઢ પ્રીતિ તજ્યા વિના મોક્ષ થઈ શકતો નથી એમ કહે છે:—

विषयाशामहापाशाद्यो विमुक्तः सुदुस्त्यजात् ।
स एव कल्पते मुक्त्यै नान्यः षट्शास्त्रवेद्यपि ॥ ७८ ॥

જે [મનુષ્ય] અત્યંત પ્રયત્નથી ત્યજી શકાય એવા વિષયોની આશારૂપ મહાપાશથી અત્યંત મોકળો [થાય છે] તે-[મનુષ્ય]જ મોક્ષને માટે યોગ્ય થાય છે, બીજો છ શાસ્ત્રને જાણનારો પણ [મોક્ષને માટે યોગ્ય થતો] નથી. ૭૮

વિષયોની તૃષ્ણા મનુષ્યને મોક્ષનો લાભ થવા દેતી નથી એમ કહે છે:—

आपातवैराग्यवतो मुमुक्षून्, भवाब्धिपारं प्रतियातुमुद्यतान् ।
आशाग्रहो मज्जयतेऽन्तराले, निगृह्य कण्ठे विनिवर्त्य वेगात् ७९

સંસારરૂપ સમુદ્રના [પર] પારપ્રતિ જવાને ઉદ્યમી થયેલા ઉપરચોટીઆ વૈરાગ્યવાળા મુમુક્ષુઓને [શબ્દાદિ વિષયોની] આશારૂપ મગર ગળે પકડીને વેગથી [મોક્ષના પ્રયત્નથી] વિમુખ કરીને વચમાં ડુબાડી દે છે. ૭૯

શબ્દાદિ વિષયોની તૃષ્ણાનો ત્યાગ કરનાર મોક્ષને પામે છે એમ જણાવે છે:—

विषयाख्यग्रहो येन सुविरक्त्यसिना हतः ।
स गच्छति भवाम्भोधेः पारं प्रत्यूहवर्जितः ॥ ८० ॥

જેણે તીવ્રવૈરાગ્યરૂપ તરવારવડે વિષયનામના મગરને મારી નાંખ્યો [ છે ] તે [ પરમાર્થમાં વિરોધ કરનાર ] વિઘ્નથી રહિત થયેલો સંસારરૂપ સાગરના પારને પામે છે. ૮૦

શ્રીસદ્ગુરુના ઉપદેશાનુસાર પ્રયત્ન કરવાથીજ વૈરાગ્યની વૃદ્ધિવડે ફલસિદ્ધિ થાય છેઃ—

विषमविषयमार्गैर्गच्छतोऽनच्छबुद्धेः,
प्रतिपदमभियातो मृत्युरप्येष विद्धि ।
हितसुजनगुरूक्त्या गच्छतः स्वस्य युक्त्या,
प्रभवति फलसिद्धिः सत्यमित्येव विद्धि ॥ ८१ ॥

મલિન બુદ્ધિવાળા [ ને ] ભયંકર વિષયોનું સેવન કરનારા [ મનુષ્ય ]ને આ [ લોકપ્રસિદ્ધ ] કાલ ડગલે ડગલે સન્મુખ આવેલો જાણ. હિતનો ઉપદેશ કરનારા બ્રહ્મવેત્તા સદ્ગુરુનાં વચનપ્રમાણે [ ને વેદાનુકૂલ ] પોતાની યુક્તિવડે વર્તનારા [ મનુષ્ય ]ને [ તીવ્રવૈરાગ્યાદિની પ્રાપ્તિવડે આત્મસ્વરૂપના જ્ઞાનરૂપ ] ફલની સિદ્ધિ થાય છે. [ આ અર્થ ] સત્યજ [ છે ] એમ જાણ. ૮૧

હવે મુમુક્ષુના કર્તવ્યને સ્પષ્ટ કરીને કહે છેઃ—

मोक्षस्य काङ्क्षा यदि वै तवास्ति,
त्यजातिदूराद्विषयान्विषं यथा ।
पीयूषवत्तोषदयाक्षमार्जव-
प्रशान्तिदान्तीर्भज नित्यमादरात् ॥ ८२ ॥

જો તને નક્કી મોક્ષની ઇચ્છા હોય [ તો તું ] વિષની પેઠે [ શબ્દાદિ ] વિષયોને બહુ દૂરથી ત્યજ, [ તેના રમણીય-પણાની બુદ્ધિથી કદીપણ વિચાર ન કર; અને જે મળી આવે તેમાં ] સંતોષ, [ દીન ને દુઃખીના ઉદ્ધાર કરવામાં ] કરુણા, [ ક્રૂર વચનાદિના શ્રવણાદિમાં ] સહનશીલતા, સરલતા, મનની અત્યંત નિશ્ચલતા ને ઇંદ્રિયોનો નિગ્રહ [ ઇત્યાદિ શુભ સાધનોને ] નિરંતર આદરથી અમૃતની પેઠે સેવ. ૮૨

આત્મજ્ઞાનમાં સાધનોનો પરિત્યાગ કરી દેહપોષણમાંજ તત્પર હેવાથી થનારી હાનિ કહે છેઃ—

अनुक्षणं यत्परिहृत्य कृत्यमनाद्यविद्याकृतबन्धमोक्षणम् ।
देहः परार्थोऽयममुष्य पोषणे यः सज्जते स स्वमनेन हन्ति ॥८३॥

અનાદિ અવિદ્યાએ કરેલા [ હું ને મારું આવા ] બંધથી મોકળા થવામાટે જે [ સાધનાભ્યાસ ] ક્ષણે ક્ષણે કર્તવ્ય [ છે તેનો ] પરિત્યાગ કરીને આ બીજાના ( કાગડા, કૂતરા ને શીઆળ આદિના ) ઉપયોગવાળું સ્થૂલશરીર [ છે ] તેના પોષણમાં[ જ ] જે [ મનુષ્ય ] તત્પર થાય છે તે [ મનુષ્ય ] આ[ પ્રવૃત્તિ ]વડે પોતાને હણે છે, ( પોતાના દુઃખની પરંપરાને વધારે છે.) ૮૩

शरीरपोषणार्थी सन् य आत्मानं दिदृक्षति ।
ग्राहं दारुधिया धृत्वा नदीं तर्तुं स गच्छति ॥ ८४ ॥

જે [ વિપરીતબુદ્ધિવાળો મનુષ્ય પોતાના ] સ્થૂલશરીરના પોષણની ઇચ્છાવાળો થયો છતો આત્માના સાક્ષાત્કારને ઇચ્છે

છે તે [ વિપરીતબુદ્ધિવાળો મનુષ્ય ] મગરને લાકડાની બુદ્ધિવડે પકડીને નદીને તરવાનો પ્રયત્ન કરે છે. ૮૪

મોહના પરિત્યાગવિના મોક્ષનો લાભ થતો નથી એમ કહે છે:—

मोह एव महामृत्युर्मुमुक्षोर्वपुरादिषु ।
मोहो विनिर्जितो येन स मुक्तिपदमर्हति ॥ ८५ ॥

મોક્ષની ઇચ્છાવાળાને સ્થૂલશરીરાદિમાં [ આત્માની ] ભ્રાંતિજ મોટા મોતરૂપ [ છે. ] જેણે [ આ ] ભ્રાંતિની અત્યંત-નિવૃત્તિ કરી તે [ પુરુષ ] બ્રહ્મસ્વરૂપને [ પ્રાપ્ત કરવાને ] સમર્થ થાય છે. ૮૫

દેહાદિમાં અહંતામમતારૂપ મોહ ત્યજવાનો ઉપદેશ કરે છે:—

मोहं जहि महामृत्युं देहदारासुतादिषु ।
यं जित्वा मुनयो यान्ति तद्विष्णोः परमं पदम् ॥८६॥

[ હે સૌમ્ય ! ] સ્થૂલશરીર, સ્ત્રી ને પુત્રાદિમાં મોહરૂપ ( અહંતામમતારૂપ ) મોટા મૃત્યુનો ત્યાગ કર. [ જે મોહ]ને જિતીને વિવેકીઓ વ્યાપક[પરમાત્મા ]ના તે ઉત્તમ સ્વરૂપને પામે છે. ૮૬

સ્થૂલશરીર કયાં કારણોથી નિંદવાયોગ્ય છે તે કહે છે:—

त्वङ्मांसरुधिरस्नायुमेदोमज्जास्थिसंकुलम् ।
पूर्णं मूत्रपुरीषाभ्यां स्थूलं निन्द्यमिदं वपुः ॥ ८७॥

આ સ્થૂલશરીર ચામડી, માંસ, લોહી, સ્નાયુ, મેદ, ( ચરબી. ) મજ્જા ને હાડકાંથી ભરેલું [ અને ] મૂત્ર ને વિષ્ઠા-વડે પૂર્ણ [ છે, તેથી તે ] નિંદવાયોગ્ય [ છે. ] ૮૭

સ્થૂલશરીરનાં ઉપાદાનકારણ આદિને કહે છે:—

पंचीकृतेभ्यो भूतेभ्यः स्थूलेभ्यः पूर्वकर्मणा ।
समुत्पन्नमिदं स्थूलं भोगायतनमात्मनः ॥
अवस्था जागरस्तस्य स्थूलार्थानुभवो यतः ॥ ८८ ॥

જીવના [ સુખદુઃખરૂપ ] ભોગના સ્થાનરૂપ આ સ્થૂલશરીર [ જીવના ] પૂર્વકર્મવડે પંચીકૃત સ્થૂલભૂતોમાંથી ઉપજ્યું છે. તેની ( સ્થૂલશરીરના અભિમાનીની ) જાગ્રદવસ્થા [ છે, ] જેથી સ્થૂલ પદાર્થોનો અનુભવ [ થાય છે. ] ૮૮

અંતઃકરણની જાગ્રદવસ્થામાં સ્થૂલશરીરની પ્રધાનતાનું કારણ કહે છે:—

बाह्येन्द्रियैः स्थूलपदार्थसेवां, स्रक्चन्दनस्त्र्यादिविचित्ररूपाम् ।
करोति जीवः स्वयमेतदात्मना, तस्मात्प्रशस्तिर्वपुषोऽस्य जागरे ८९

જીવ બહારની [ નેત્રાદિ ] ઇંદ્રિયોવડે પુષ્પમાલા, ચંદન ને સ્ત્રી આદિ નાનાપ્રકારના રૂપવાળા સ્થૂલ પદાર્થોના ઉપભોગને પોતે એ રૂપે [ થઇને ] ( સ્થૂલશરીરની સાથે એકપણાની ભ્રાંતિ કરીને ) કરે છે તેથી ( જીવના ભોગનું સ્થાન હોવાથી ) જાગ્રતમાં આ સ્થૂલશરીરનું પ્રધાનપણું [ છે ] ૮૯

ગૃહસ્થના ઘરજેવું આ સ્થૂલશરીર જીવનું ઘર છે એમ કહે છે:—

सर्वोऽपि बाह्यसंसारः पुरुषस्य यदाश्रयः ।
विद्धि देहमिदं स्थूलं गृहवद्गृहमेधिनः ॥ ९० ॥

જીવનો [ સ્ત્રીપુત્રાદિરૂપ ] બહારનો સંસાર બધોજ જેને ( જે શરીરને ) આશરે [ છે તે ] આ ગૃહસ્થના ઘરજેવું સ્થૂલશરીર [ જીવનું ઘર ] જાણ. ૯૦

હવે સ્થૂલશરીરના ધર્મો કહે છેઃ—

स्थूलस्य संभवजरामरणानि धर्माः,
स्थौल्यादयो बहुविधाः शिशुताद्यवस्थाः ।
वर्णाश्रमादिनियमा बहुधाऽऽमयाः स्युः,
पूजावमानबहुमानमुखा विशेषाः ॥ ९१ ॥

જન્મ, વૃદ્ધાવસ્થા ને મરણ [આ] ધર્મો સ્થૂલશરીરના [છે. વળી] સ્થૂલપણું ઇત્યાદિ બહુ પ્રકારના [તેના ધર્મો છે.] બાલકપણું આદિ અવસ્થાઓ [તેની છે.] વર્ણ ને આશ્રમાદિના નિયમો [તથા] બહુ પ્રકારના રોગો [પણ આના] છે. [વળી] પૂજા, અપમાન ને બહુમાનાદિ નાનાપ્રકારના ભેદો [પણ તેના ધર્મો છે.] ૯૧

સ્થૂલશરીરનું નિરૂપણ કરીને હવે સૂક્ષ્મશરીરનું નિરૂપણ કરવાનો આરંભ કરે છે. તેમાં પ્રથમ ઇંદ્રિયોનું નિરૂપણ કરે છેઃ—

बुद्धीन्द्रियाणि श्रवणं त्वगक्षि, घ्राणं च जिह्वा विषयावबोधनात् ।
वाक्पाणिपादा गुदमप्युपस्थः, कर्मेन्द्रियाणि प्रवणेन कर्मसु ॥९२॥

[શબ્દાદિ] વિષયોના જ્ઞાનથી શ્રોત્ર, ત્વચા, નેત્ર, નાસિકા ને જીભ [આ] જ્ઞાનેંદ્રિયો [કહેવાય છે, અને બોલવું ઇત્યાદિ] કર્મોમાં પ્રવૃત્ત થવાવડે વાણી, હાથ, પગ, ઉપસ્થ ને ગુદા [આ] કર્મેંદ્રિયો [કહેવાય છે.] ૯૨

હવે વૃત્તિભેદે ચાર પ્રકારના અંતઃકરણને કહે છેઃ—

निगद्यतेऽन्तःकरणं मनोधीरहंकृतिश्चित्तमिति स्ववृत्तिभिः ।
मनस्तु संकल्पविकल्पनादिभिर्बुद्धिः पदार्थाध्यवसायधर्मतः ॥९३॥

अत्राभिमानादहमित्यहंकृतिः,स्वार्थानुसंधानगुणेन चित्तम् ॥९४॥

અંતઃકરણ પોતાની વૃત્તિઓવડે મન, બુદ્ધિ, અહંકાર [ને] ચિત્ત એમ કહેવાય છે. સંકલ્પ ને વિકલ્પ આદિવડે મન [ કહેવાય છે, ] અને પદાર્થના નિશ્ચયરૂપ ધર્મથી બુદ્ધિ [ કહેવાય છે. ] ૯૩

અહીં ( સ્થૂલશરીરાદિમાં ) હુંપણું આવા અભિમાનથી અહંકાર [ કહેવાય છે. ] પોતાના વિષયના ચિંતનરૂપ ગુણવડે ચિત્ત [ કહેવાય છે. ] ૯૪

પ્રાણોનું નિરૂપણ કરે છેઃ—

प्राणापानव्यानोदानसमाना भवत्यसौ प्राणः ।
स्वयमेव वृत्तिभेदाद्विकृतिभेदात्सुवर्णसलिलवत् ॥ ९५ ॥

જેમ સોનું અને પાણી [ કડાં આદિરૂપ ને તરંગાદિરૂપ તેમના ] કાર્યના ભેદથી [ ભેદ પામે છે તેમ ] આ પ્રાણ વૃત્તિના ભેદથી પોતેજ પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન ને સમાન થાય છે. ૯૫

સૂક્ષ્મશરીરનું નિરૂપણ કરે છેઃ—

वागादि पंच श्रवणादि पंच, प्राणादि पंचाभ्रमुखानि पंच ।
बुद्ध्याद्यविद्यापि च कामकर्मणी, पुर्यष्टकं सूक्ष्मशरीरमाहुः॥९६॥
इदं शरीरं शृणु सूक्ष्मसंज्ञितं, लिङ्गं त्वपञ्चीकृतभूतसंभवम् ।
सवासनं कर्मफलानुभावकं, स्वाज्ञानतोऽनादिरुपाधिरात्मनः॥९७॥

વાણી આદિ પાંચ [કર્મેંદ્રિયો,] શ્રોત્રાદિ પાંચ [જ્ઞાનેંદ્રિયો,]

પ્રાણાદિ પાંચ [ પ્રાણો, ] આકાશાદિ પાંચ [ સૂક્ષ્મભૂતો, ] બુદ્ધિ આદિ [ અંતઃકરણો, ] અવિદ્યા, કામ ને કર્મ [ આ ] આઠ પુરીઓને ( જીવનાં નિવાસસ્થાનોને ) [ વિદ્વાનો ] સૂક્ષ્મ-શરીર કહે છે. ૯૬

[ હે પ્રિયદર્શન ! ] સાંભળ. આ સૂક્ષ્મનામવાળા શરીરને લિંગશરીર [ પણ કહે છે. આ લિંગશરીર ] અપંચીકૃત (નહિ મળેલાં-સૂક્ષ્મ) [ પાંચ ] ભૂતોમાંથી ઉપજેલું, વાસનાઓના આશ્રયવાળું, [ જીવને શુભાશુભ ]કર્મના [ સુખદુઃખરૂપ ] ફળના અનુભવનું સાધન, [અને] આત્માના અજ્ઞાનથી આત્માની અનાદિ ઉપાધિ [ છે. ] ૯૭

હવે સૂક્ષ્મશરીરની અવસ્થા આદિને તથા જીવનો સર્વ વિલાસ સૂક્ષ્મશરીરને અધીન છે એ અર્થને નીચેના બે શ્લોકવડે કહે છેઃ—

स्वप्नो भवत्यस्य विभक्त्यवस्था, स्वमात्रशेषेण विभाति यत्र ।
स्वप्ने तु बुद्धिः स्वयमेव जाग्रत्कालीननानाविधवासनाभिः ॥९८॥
कर्त्रादिभावं प्रतिपद्य राजते, यत्र स्वयं भाति ह्ययं परात्मा ।
धीमात्रकोपाधिरशेषसाक्षी, न लिप्यते तत्कृतकर्मलेशैः ॥
यस्मादसंगस्तत एव कर्मभिर्न लिप्यते किञ्चिदुपाधिना कृतैः॥९९॥

આની ( આ સૂક્ષ્મશરીરની ) [જાગ્રતથી] પૃથક્ અવસ્થા સ્વપ્ન છે. જેમાં [ બુદ્ધિ ] પોતેજ બાકી રહીને વિવિધરૂપે પ્રતીત થાય છે,-સ્વપ્નમાં તો બુદ્ધિ પોતેજ જાગ્રતના સમયની નાનાપ્રકારની વાસનાઓવડે કર્તાપણાદિના ભાવને પામીને શોભે છે. જેમાં આ શ્રેષ્ઠ આત્મા પોતેજ પ્રકાશે છે. બુદ્ધિનીજ

ઉપાધિવાળો [ને] સર્વેનો સાક્ષી [આત્મા] તેણે કરેલા કર્મના લેશોવડે [પણ] લેપાતો નથી. જેથી [તે] અસંગ [છે,] તેથીજ [ તે બુદ્ધિરૂપ ] ઉપાધિવડે કરેલાં કર્મોવડે કાંઈ પણ લેપાતો નથી. ૯૮-૯૯

આત્માનું અસંગપણું દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

सर्वव्यापृतिकरणं लिङ्गमिदं स्याच्चिदात्मनः पुंसः ।
वास्यादिकमिव तक्ष्णस्तेनैवात्मा भवत्यसंगोऽयम् ॥१००॥

જેમ સુતારને વાંસલો આદિ [ લાકડા છોલવાનું કરણ તેમ ] આ લિંગશરીર ચેતનરૂપ પુરુષના સર્વે (લૌકિકવૈદિક) કર્મનું કરણ ( સાધન ) છે. [ સર્વે કર્મ લિંગશરીરવડે થાય છે ] તેથીજ આ આત્મા અસંગ છે. ૧૦૦

નેત્રાદિ ઇંદ્રિયોના ધર્મો આત્માના નથી એમ જણાવે છેઃ—

अन्धत्वमंदत्वपटुत्वधर्माः, सौगुण्यवैगुण्यवशाद्धि चक्षुषः ।
बाधिर्यमूकत्वमुखास्तथैव, श्रोत्रादिधर्मा न तु वेत्तुरात्मनः ॥१०१॥

નેત્રના નિર્દોષપણાથી ને સદોષપણાથી જોવામાં સમર્થપણું, આંધળાપણું ને મંદપણું [ આ ] ધર્મો [ નેત્રમાં પ્રતીત થાય છે, તે ધર્મો નેત્રના છે, આત્માના નથી, અને ] તેવીજ રીતે બહેરાપણું ને મુંગાપણું આદિ શ્રોત્ર [ને વાણી] આદિના ધર્મો [ છે, ] પણ [ તેમને ] જાણનાર આત્માના [ તે ધર્મો ] નથી. ૧૦૧

પ્રાણથી આત્મા ભિન્ન છે એમ જણાવવા પ્રાણના ધર્મો કહે છેઃ—

उच्छ्वासनिःश्वासविजृम्भणक्षुत्प्रस्यन्दनाद्युत्क्रमणादिकाः क्रियाः।
प्राणादिकर्माणि वदन्ति तज्ज्ञाः, प्राणस्य धर्मावशनापिपासे॥१०२

ઉચ્છ્વાસ, નિઃશ્વાસ, બગાસાં, છીંક, [ મલમૂત્રને ] બહાર કાઢવાં ઇત્યાદિ [ ને મરણકાલે એક સ્થૂલશરીરમાંથી લિંગશરીરને બીજા સ્થૂલશરીરમાં ] લઈ જવું આદિ ક્રિયાઓને આત્મજ્ઞાનીઓ પ્રાણાદિનાં કર્મો કહે છે. ભૂખ ને તરષ [પણ] પ્રાણના ધર્મો [ છે. ] ૧૦૨

હવે અંતઃકરણથી આત્માનું ભિન્નપણું જણાવવા અંતઃકરણના ધર્મો કહે છેઃ—

अन्तःकरणमेतेषु चक्षुरादिषु वर्ष्मणि ।
अहमित्यभिमानेन तिष्ठत्याभासतेजसा ॥ १०३ ॥
अहंकारः स विज्ञेयः कर्ताभोक्ताभिमान्ययम् ।
सत्त्वादिगुणयोगेन चावस्थात्रयमश्नुते ॥ १०४ ॥
विषयानामानुकूल्ये सुखी दुःखी विपर्यये ।
सुखं दुःखं च तद्धर्मः सदानंदस्य नात्मनः ॥ १०५ ॥

આ નેત્રાદિમાં [ને] સ્થૂલશરીરમાં હું આવા ( હું જોઉં છું ઇત્યાદિ વૃત્તિઓને ઉપજાવવારૂપ) અભિમાનવડે ચિદાભાસના પ્રકાશની [ સાથે ] અંતઃકરણ રહે છે. ૧૦૩

તે અહંકાર કર્તાભોક્તા જાણવો. આ અહંકારવાળો [જીવ] સત્ત્વાદિ [ત્રણ] ગુણના યોગવડેજ [ જાગ્રદાદિ ] ત્રણ અવસ્થાને પામે છે. ૧૦૪

વિષયોના અનુકૂલપણામાં [ તે અંતઃકરણ ] સુખી, [ ને

તેથી] ઊલટાપણામાં [તે] દુઃખી [ થાય છે. ] સુખ ને દુઃખ તેના ( અંતઃકરણના ) ધર્મ [છે, પણ] સર્વદા આનંદરૂપ આત્માના [તે ધર્મ ] નથી. ૧૦૫

હવે આત્માનું પ્રિયતમપણું જણાવે છેઃ—

आत्मार्थत्वेन हि प्रेयान्विषयो न स्वतः प्रियः ।
स्वत एव हि सर्वेषामात्मा प्रियतमो यतः ॥ १०६ ॥
तत आत्मा सदानन्दो नास्य दुःखं कदाचन ।
यत्सुषुप्तौ निर्विषय आत्मानन्दोऽनुभूयते ॥
श्रुतिः प्रत्यक्षमैतिह्यमनुमानं च जाग्रति ॥ १०७ ॥

[ શબ્દાદિ ] વિષય પોતાથી પ્રિય નથી, પણ આત્માના પ્રયોજનપણાવડે વધારે પ્રિય [છે] આથી (આત્મા વિષયોથી વધારે પ્રિય છે તેથી) આત્મા સઘળાઓનેજ પોતાથીજ પરમપ્રિય [છે] ૧૦૬

[ આત્મા પરમપ્રિય છે ] તેથી આત્મા સર્વદા આનંદરૂપ [છે] આને કદીપણ દુઃખ નથી, કેમકે સુષુપ્તિમાં વિષયરહિત આત્માનો આનંદ અનુભવાય છે. [ " आनन्दो ब्रह्मेति व्यजानात् ॥ " – આનંદ બ્રહ્મ છે એમ જાણતો હવો,-ઇત્યાદિ ] શ્રુતિ, [ સુષુપ્તિના અનુભવરૂપ ] પ્રત્યક્ષ, [ જીવન્મુક્તોના પરંપરાવડે સંવાદરૂપ ] ઐતિહ્ય, ( ઇતિહાસને લગતું પ્રમાણ, ) [ અને આત્મા પરમાનંદરૂપ છે, પરમપ્રેમનો વિષય હોવાથી, આ ] અનુમાન [ એમ ચાર પ્રમાણો આત્માના આનંદપણામાં] વિદ્યમાન છે. ૧૦૭

હવે માયાના સ્વરૂપનું નિરૂપણ કરે છેઃ—

अव्यक्तनाम्नी परमेशशक्तिरनाद्यविद्या त्रिगुणात्मिका परा ।
कार्यानुमेया सुधियैव माया, यया जगत्सर्वमिदं प्रसूयते ॥१०८॥

[ નામવડે તથા રૂપવડે અપ્રકટ હોવાથી ] અવ્યક્તનામવાળી, અનાદિ અવિદ્યારૂપ, [ સત્ત્વ, રજસ્ ને તમસ્ આ ] ત્રણ ગુણરૂપ, [ કાર્યોથી ] પર, સુબુદ્ધિવાળાવડેજ કાર્યોથી અનુમાનમાં આવનારી, પરમેશ્વરની શક્તિ માયા [ છે. ] જે [માયા]વડે આ સઘળું જગત્ ઉત્પન્ન થાય છે ૧૦૮

તે માયા અનિર્વચનીયરૂપવાળી છે એમ કહે છેઃ—

सन्नाप्यसन्नाप्युभयात्मिका नो, भिन्नाप्यभिन्नाप्युभयात्मिका नो ।
साङ्गाप्यनङ्गाप्युभयात्मिका नो, महाद्भुतानिर्वचनीयरूपा ॥१०९॥

[ તે માયા બ્રહ્મજ્ઞાનવડે મિથ્યા સિદ્ધ થનારી હોવાથી ] સત્ પણ નથી, [ પાંચે ભૂતોનું ને સર્વ ભૌતિકપદાર્થોનું ઉપાદાનકારણ હોવાથી તે] અસત્ પણ નથી. [ સત્ ને અસત્ આ પરસ્પર વિરુદ્ધધર્મો એક ધર્મીમાં રહી શકે નહિ, તેથી તે સત્ તથા અસત્ એવા ] ઉભયરૂપવાળી [પણ] નથી. [આત્મા એક અદ્વિતીયરૂપ હોવાથી તે આત્માથી] ભિન્ન પણ નથી, [ અગ્નિની દાહકશક્તિ જેમ અગ્નિથી અભિન્ન નથી તેમ આ માયા આત્માની શક્તિ હોવાથી આત્માથી] અભિન્ન પણ [ નથી, અને ભેદ તથા અભેદ પરસ્પર વિરોધવાળા હોવાથી તે ભિન્નઅભિન્નરૂપ ] ઉભયરૂપવાળી [ પણ નથી. વળી તેના અવયવોનું શાસ્ત્રમાં નિરૂપણ ન હોવાથી તે ] સાવયવ પણ નથી [ સત્ત્વ, રજસ્, ને તમસ્ આ ત્રણ ગુણની સામ્યાવસ્થારૂપ હોવાથી તે ] નિરવયવ પણ [ નથી, અને સાવયવ તથા

નિરવયવનો પરસ્પર વિરોધ હોવાથી તે સાવયવ તથા નિર-વયવરૂપ ] ઉભયરૂપવાળો [ પણ નથી, પણ તે ] મહા અદ્ભુત [ ને ] અનિર્વચનીયરૂપવાળી [ છે. ] ૧૦૯

પુનઃ પણ તે માયાના સ્વરૂપનું વર્ણન કરે છેઃ—

शुद्धाद्वयब्रह्मविबोधनाश्या, सर्पभ्रमो रज्जुविवेकतो यथा ।
रजस्तमःसत्त्वमिति प्रसिद्धा, गुणास्तदीयाः प्रथितैः स्वकार्यैः ११०

જેમ દોરડીના જ્ઞાનથી સર્પની ભ્રાંતિ [ નાશ પામે છે મ માયા ને માયાનાં કાર્યોરૂપ ] મલથી રહિત ને અદ્વિતીય બ્રહ્મના જ્ઞાનવડે [ તે માયા ] નાશ પામનારી [ છે તેથી તે સદ્રૂપ નથી. ] સત્ત્વ, રજસ્ ને તમસ્ આ તેના પ્રસિદ્ધ ગુણો [ છે, ને તે સુખ, દુઃખ ને મોહરૂપ ] પોતાનાં કાર્યોવડે પ્રસિદ્ધ [ છે, તેથી માયા નિરવયવ પણ નથી. ] ૧૧૦

હવે પ્રથમ માયાના રજોગુણનાં કાર્યો દેખાડે છેઃ—

विक्षेपशक्ति रजसः क्रियात्मिका, यतः प्रवृत्तिः प्रसृता पुराणी।
रागादयोऽस्याः प्रभवन्ति नित्यं, दुःखादयो ये मनसो विकाराः॥

રજોગુણની વિક્ષેપશક્તિ ક્રિયારૂપ [ છે, ] જેમાંથી [ આ બધી ] પુરાતન પ્રવૃત્તિ ચાલી રહી [ છે. ] રાગાદિ [ ને ] દુઃખાદિ મનના વિકારો જે નિત્ય [ અનુભવાય છે તે ] આમાંથી ( વિક્ષેપ-શક્તિમાંથી ) ઉપજે છે. ૧૧૧

कामः क्रोधो लोभदम्भाद्यसूयाऽहंकारेर्ष्यामत्सराद्यास्तु घोराः ।
धर्मा एते राजसाः पुम्प्रवृत्तिर्यस्मादेषा तद्रजो बन्धहेतुः॥११२॥

કામ, ક્રોધ, લોભ [ ને ] દંભ આદિ, [ અન્યના ] ગુણમાં દોષનો આરોપ, અહંકાર, અદેખાઈ ને મત્સર આદિ આ રજોગુણમાંથી ઉપજેલા ભયંકર ધર્મો [ છે. ] જેનાથી આ પુરુષની પ્રવૃત્તિ [ થાય છે ] તે રજોગુણ [ જીવના ] બંધનું કારણ [ છે. ] ૧૧૨

રજોગુણની વિક્ષેપશક્તિનું નિરૂપણ કરી હવે તમોગુણની આવરણશક્તિનું નિરૂપણ કરે છેઃ—

एषाऽऽवृतिर्नाम तमोगुणस्य, शक्तिर्यया वस्त्ववभासतेऽन्यथा ।
सैषा निदानं पुरुषस्य संसृतेर्विक्षेपशक्तेः प्रवणस्य हेतुः॥११३॥

આ પ્રસિદ્ધ આવરણ તમોગુણની શક્તિ [ છે. ] જેવડે વસ્તુ ( આત્મા ) વિપરીતરૂપે જણાય છે. તે આ [ આવરણ ] જીવના [ જન્મમરણના પ્રવાહરૂપ ] સંસારનું કારણ [ છે, અને ] વિક્ષેપશક્તિને કાર્યાભિમુખ કરવાનું [ પણ ] કારણ [ છે. ] ૧૧૩

प्रज्ञावानपि पण्डितोऽपि चतुरोऽप्यत्यन्तसूक्ष्मात्मदृग्,
व्यालीढस्तमसा न वेत्ति बहुधा संबोधितोऽपि स्फुटम् ।
भ्रान्त्याऽऽरोपितमेव साधु कलयत्यालंबते तद्गुणान्,
हन्तासौ प्रबला दुरन्ततमसः शक्तिर्महत्यावृतिः॥११४॥

બુદ્ધિમાન [ છતો ] પણ, પંડિત ( શાસ્ત્રોને જાણનાર ) [ છતો ] પણ, [ વ્યવહારમાં ] કુશલ [ છતો ] પણ, અત્યંતસૂક્ષ્મ આત્માને [ શાસ્ત્રના ઉપદેશથી ] જાણનાર [ છતો પણ, અને સજ્જનોએ ] બહુપ્રકારે સમજાવ્યો [ છતો ] પણ, તમોગુણ-

વડે આચ્છાદિત થયેલો [ પુરુષ વસ્તુને ] સંશયવિપર્યયરહિત જાણતો નથી. ભ્રાંતિવડે આરોપિતનેજ ( મિથ્યાનેજ ) સત્ય માને છે, [ અને ] તેના [ મિથ્યા ] ગુણોનો આશ્રય કરે છે. કષ્ટની વાત છે કે બહુ પરિશ્રમવડે દૂર કરી શકાય એવા તમોગુણની આ આવરણશક્તિ મોટા બલવાળી [ છે ! ] ૧૧૪

હવે આવરણશક્તિના સંબંધવાળા પુરુષમાં ઉત્પન્ન થતા દોષ કહે છેઃ—

अभावना वा विपरीतभावना संभावना विप्रतिपत्तिरस्याः ।
संसर्गयुक्तं न विमुञ्चति ध्रुवं, विक्षेपशक्तिः क्षपयत्यजस्रम् ११५

[ અધિષ્ઠાનના યથાર્થજ્ઞાનનો ] અભાવ, મિથ્યાજ્ઞાન, [ કોઇ પણ વસ્તુના ] વિશેષસ્વરૂપમાં અવિશ્વાસ, અને સંશય [ આ દોષ ] આના ( આ આવરણશક્તિના ) સંબંધવાળાનો પરિત્યાગ કરતા નથી, [ આ ] નક્કી [ છે. વળી આ પુરુષને ] નિરંતર [ રજોગુણની ] વિક્ષેપશક્તિ વિક્ષેપને પમાડે છે. ૧૧૫

તમોગુણનાં કાર્યોને કહે છેઃ—

अज्ञानमालस्यजडत्वनिद्राप्रमादमूढत्वमुखास्तमोगुणाः ।
एतैः प्रयुक्तो न हि वेत्ति किञ्चिन्निद्रालुवत्स्तम्भवदेव तिष्ठति ११६

અજ્ઞાન, આળસ, જડતા, નિદ્રા, પ્રમાદ અને મૂઢપણું આદિ તમોગુણનાં કાર્યો [ છે. ] આ [ કાર્યો ]વડે યુક્ત [ પુરુષ ] કાંઈ પણ નથીજ જાણતો, [ અને ] ઉંઘેલાની પેઠે [ કે ] થાંભલાની પેઠેજ [ ચેષ્ટારહિત ] રહે છે. ૧૧૬

સત્ત્વગુણ નિર્મલ છતાં તે કેવી રીતે સંસારનો હેતુ થાય છે તે કહે છેઃ—

सत्त्वं विशुद्धं जलवत्तथापि, ताभ्यां मिलित्वा सरणाय कल्पते।
यत्रात्मबिम्बः प्रतिबिम्बितः सन्,प्रकाशयत्यर्क इवाखिलं जडम्११७

[ જોકે ] સત્ત્વગુણ જલના જેવો બહુ નિર્મલ [ છે ] તો-પણ તે બંનેની [ સાથે-રજોગુણની ને તમોગુણની સાથે ] મળીને સંસારનો હેતુ થવામાં સમર્થ થાય છે. જેમાં ( જે સત્ત્વગુણના કાર્ય બુદ્ધિમાં ) બિંબરૂપ શુદ્ધાત્મા પ્રતિબિંબભાવને પામ્યો છતો સૂર્યની પેઠે સર્વ જડ[ જગત્ ]ને પ્રકાશે છે. ૧૧૭

સત્ત્વગુણના પ્રધાનપણાથી ઉત્પન્ન થતા ગુણો કહે છેઃ—

मिश्रस्य सत्त्वस्य भवन्ति धर्मास्त्वमानिताद्या नियमा यमाद्याः।
श्रद्धा च भक्तिश्च मुमुक्षुता च, दैवी च सम्पत्तिरसन्निवृत्तिः॥११८

અમાનીપણું આદિ, [ પવિત્રાદિ ] નિયમ, [ અહિંસાદિ ] યમો ઇત્યાદિ, શ્રદ્ધા, ભક્તિ, મોક્ષની ઇચ્છા, [ અભય આદિ ] દૈવીસંપત્તિ અને અસત્‌ની ( આસુરીસંપત્તિની ) નિવૃત્તિ [ કાંઇક દબાયેલા રજોગુણથી તથા તમોગુણથી ] મિશ્રસત્ત્વગુણના ધર્મો છે. ૧૧૮

હવે વિશેષ બલવાન્ થયેલા સત્ત્વગુણના ધર્મો કહે છેઃ—

विशुद्धसत्त्वस्य गुणाः प्रसादः, स्वात्मानुभूतिः परमा प्रशान्तिः।
तृप्तिः प्रहर्षः परमात्मनिष्ठा, यया सदानन्दरसं समृच्छति॥११९

[ અંતઃકરણની ] પ્રસન્નતા, પોતાના આત્માનો અનુભવ, [ બહારના વિષયોના લાભવિના ] પરમ પ્રશાંતિ, [ પરમ ] તૃપ્તિ, પરમાનંદ [ અને ] બ્રહ્મસ્વરૂપનો નિશ્ચય [ કે ] જેવડે [ મનુષ્ય ]

અવિનાશી આનંદના અનુભવને પામે છે, [ આ ] વિશુદ્ધ સત્ત્વગુણના ધર્મો [ છે. ] ૧૧૯

જીવના કારણશરીરનું તથા તેની અવસ્થાનું નિરૂપણ કરે છેઃ—

अव्यक्तमेतत् त्रिगुणैर्निरुक्तं, तत्कारणं नाम शरीरमात्मनः ।
सुषुप्तिरेतस्य विभक्त्यवस्था, प्रलीनसर्वेंद्रियबुद्धिवृत्तिः ॥ १२० ॥

ત્રણ ગુણોવડે કહેલું આ અવ્યક્ત ( માયાનામનું તત્ત્વ ) તે જીવાત્માનું કારણ ( સ્થૂલશરીરનો તથા સૂક્ષ્મશરીરનો હેતુ )-શરીર ( બ્રહ્મવિદ્યાવડે વિનાશ પામનાર ) પ્રસિદ્ધ [ છે. ] જેમાં સર્વે ઇંદ્રિયોની તથા બુદ્ધિની વૃત્તિ અત્યંત લીન થઇ જાય છે એવી [ જાગ્રત્ તથા સ્વપ્નથી ] ભિન્ન અવસ્થા સુષુપ્તિ આની ( કારણશરીરના અભિમાનીની ) [ છે. ] ૧૨૦

सर्वप्रकारप्रमितिप्रशान्तिर्बीजात्मनाऽवस्थितिरेव बुद्धेः ।
सुषुप्तिरेतस्य किल प्रतीतिः,किंचिन्न वेद्मीति जगत्प्रसिद्धेः॥१२१

સર્વપ્રકારનાં ( અંતરનાં ને બહારનાં ) જ્ઞાનોની અત્યંત શાંતિ [ અને ] અંતઃકરણની બીજરૂપે સ્થિતિજ સુષુપ્તિ [ અવસ્થા છે. સુષુપ્તિમાંથી ઊઠેલો પુરુષ હું ] કાંઈ પણ જાણતો નહોતો [ આમ સ્મરણ કરીને કહે છે, આવી ] જગતમાં પ્રસિદ્ધિ હોવાથી [ સુષુપ્તિ અવસ્થામાં ] આની ( આ અજ્ઞાનની ) પ્રતીતિ [ છે એમ ] નક્કી [ જાણવું. ] ૧૨૧

માયા ને માયાનાં સર્વકાર્યો આત્માથી ભિન્ન છે એમ કહે છેઃ—

देहेन्द्रियप्राणमनोऽहमादयः, सर्वे विकारा विषयाः सुखादयः ।
व्योमादिभूतान्यखिलं च विश्वमव्यक्तपर्यन्तमिदं ह्यनात्मा ॥१२२॥

સ્થૂલશરીર, ઇંદ્રિયો, પ્રાણ, મન, અહંકારાદિ, [ અંતઃકરણના કામાદિ ] સર્વે વિકારો, [ શબ્દાદિ ] વિષયો, સુખાદિ, આકાશાદિ ભૂતો, સર્વે જગત્, અને [ છેવટ ] માયાસુધી આ [ સર્વે ] જડજ [ છે. ] ૧૨૨

સર્વે જડ મિથ્યા છે એમ જણાવે છે:—

मायामायाकार्यं सर्वं महदादिदेहपर्यंतम् ।
असदिदमनात्मतत्त्वं विद्धि त्वं मरुमरीचिकाकल्पम्॥१२३॥

માયા [ ને ] મહત્તત્ત્વથી માંડીને સ્થૂલશરીરપર્યંત સર્વે માયાનું કાર્ય મિથ્યા [ છે. તે ] આત્માનું સ્વરૂપ નથી. આ [ સર્વેને ] તું ઝાંઝવાના પાણીજેવું [ મિથ્યાજ ] જાણ. ૧૨૩

જડસ્વરૂપનું નિરૂપણ થઈ રહ્યાથી હવે પરમાત્માના સ્વરૂપનું નિરૂપણ કરવાની પ્રતિજ્ઞા કરે છેઃ—

अथ ते संप्रवक्ष्यामि स्वरूपं परमात्मनः ।
यद्विज्ञाय नरो बन्धान्मुक्तः कैवल्यमश्नुते ॥ १२४ ॥

હવે [ હું ] તને પરમાત્માનું સ્વરૂપ કહું છું. જેને જાણીને મનુષ્ય [ સંસારરૂપ ] બંધનથી મુક્ત [ થઇ ] મોક્ષને પામે છે. ૧૨૪

હવે પરમાત્માથી અભિન્ન આત્માના સ્વરૂપનું વર્ણન કરે છેઃ-

अस्ति कश्चित्स्वयं नित्यमहंप्रत्ययलम्बनः ।
अवस्थात्रयसाक्षी सत्पंचकोशविलक्षणः ॥ १२५ ॥

[ અન્નમયાદિ ] પાંચ કોશોથી વિલક્ષણ, સદ્રૂપ, [ જાગ્રદાદિ ] ત્રણ અવસ્થાઓનો સાક્ષી, મરણપર્યંત હું એવા

જ્ઞાનનો વિષય, કોઈ ( મનવાણીનો અવિષય ) આત્મા છે. ૧૨૫

यो विजानाति सकलं जाग्रत्स्वप्नसुषुप्तिषु ।
बुद्धितद्वृत्तिसद्भावमभावमहमित्ययम् ॥ १२६ ॥

જે જાગ્રત્, સ્વપ્ન ને સુષુપ્તિમાં સર્વ[ દશ્ય ]ને, બુદ્ધિને, તેની વૃત્તિઓના સદ્ભાવને, [ અને તેની વૃત્તિઓના ] અભાવને જાણે છે [ તે ] આ હું આવા [ જ્ઞાનનો વિષય આત્મા છે. ] ૧૨૬

यः पश्यति स्वयं सर्वं यं न पश्यति कश्चन ।
यश्चेतयति बुद्ध्यादि न तद्यं चेतयत्ययम् ॥ १२७ ॥

જે પોતે સર્વને જાણે છે, જેને કોઈ પણ જાણતું નથી; જે બુદ્ધિ આદિને પ્રકાશ કરવામાં સમર્થ કરે છે, [ પણ ] જેને તે [ બુદ્ધિ આદિ ] પ્રકાશ કરવામાં સમર્થ કરી શકતાં નથી, આ [ આત્મા છે. ] ૧૨૭

येन विश्वमिदं व्याप्तं यन्न व्याप्नोति किंचन ।
आभारूपमिदं सर्वं यं भान्तमनुभात्ययम् ॥ १२८ ॥

જેણે આ જગત્ વ્યાપેલું [ છે. ] જેને કાંઇ પણ વ્યાપી શકતું નથી, છાયારૂપ આ સઘળું જેના પ્રકાશની પછી પ્રકાશે છે, આ [ આત્મા છે. ] ૧૨૮

यस्य सन्निधिमात्रेण देहेन्द्रियमनोधियः ।
विषयेषु स्वकीयेषु वर्तन्ते प्रेरिता इव ॥ १२९ ॥

જેના માત્ર સમીપપણાવડે સ્થૂલશરીર, ઇંદ્રિયો, મન ને

બુદ્ધિ પોતપોતાના વિષયોમાં પ્રેરણા કરેલા [ સેવકોની ] પેઠે વર્તે છે [ તે આ આત્મા છે. ] ૧૨૯

अहंकारादिदेहान्ता विषयाश्च सुखादयः ।
वेद्यन्ते घटवद्येन नित्यबोधस्वरूपिणा ॥ १३० ॥

જે નિત્યજ્ઞાનસ્વરૂપવડે અહંકારથી માંડીને સ્થૂલશરીર-પર્યંતના [ પદાર્થો, શબ્દાદિ ] વિષયો ને સુખાદિ [ પદાર્થો ] ઘડાની પેઠે પ્રકાશાય છે [ તે આ આત્મા છે. ] ૧૩૦

एषोऽन्तरात्मा पुरुषः पुराणो, निरन्तराखण्डसुखानुभूतिः ।
सदैकरूपः प्रतिबोधमात्रो, येनेषिता वागसवश्चरन्ति ॥ १३१ ॥

જેવડે પ્રેરાયેલી વાણી [ આદિ કર્મેંદ્રિયો ને જ્ઞાન ] ઇંદ્રિયો [ પોતપોતાના વિષયોભણી ] જાય છે, [તે] આ અંતરાત્મા, [ શરીરરૂપ ] પુરમાં રહેનાર, સનાતન, નિરંતર અખંડ-સુખરૂપ ને અખંડજ્ઞાનરૂપ, સર્વદા એકરૂપ, [ ને સર્વ વૃત્તિઓમાં ] અભિવ્યક્ત ચેતનમાત્ર [ છે. ] ૧૩૧

આવા આત્માને મુમુક્ષુએ ક્યાં શોધવો જોઇએ તે કહે છે:—

अत्रैव सत्त्वात्मनि धीगुहायामव्याकृताकाश उशत्प्रकाशः ।
आकाश उच्चै रविवत्प्रकाशते, स्वतेजसा विश्वमिदं प्रकाशयन् १३२

અહીંજ ( આ મનુષ્યશરીરમાંજ ) સત્ત્વગુણપ્રધાન અંતઃકરણરૂપ ગુફામાં [ કારણરૂપથી રહેલ ] અવ્યાકૃત આકાશ-વિષે ( કારણશરીરમાં ) અદ્ભુત પ્રકાશમય [ ચેતનરૂપ ] આકાશ [ છે તે આત્મા છે. તે આત્મા ] પોતાના [ ચેતનરૂપ ]

પ્રકાશવડે આ [ જડ ] જગતને પ્રકાશતો છતો સર્વોત્તમ સૂર્યની પેઠે પ્રકાશે છે. ૧૩૨

આ આત્મા અક્રિય ને અવિકારી છે એમ કહે છેઃ—

ज्ञाता मनोऽहंकृतिविक्रियाणां, देहेन्द्रियप्राणकृतक्रियाणाम् ।
अयोऽग्निवत्ताननुवर्तमानो, न चेष्टते नो विकरोति किंचन १३३

[ આત્મા ] મન અને અહંકારનાં પરિણામોનો, [ તથા ] સ્થૂલશરીરે, ઇંદ્રિયોએ ને પ્રાણોએ કરેલી ક્રિયાઓનો જ્ઞાતા [ છે, અને તપેલા ] લોઢામાં અગ્નિની પેઠે તેઓમાં રહ્યો છતો [ પણ તે ] કાંઇ પણ ક્રિયા કરતો નથી, [ ને કાંઇ ] વિકાર પામતો નથી. ૧૩૩

આત્માના અવિકારીપણાને સ્પષ્ટ કરીને કહે છેઃ—

न जायते नो म्रियते न वर्धते, न क्षीयते नो विकरोति नित्यः ।
विलीयमानेऽपि वपुष्यमुष्मिन्न लीयते कुम्भ इवाम्बरं स्वयम् १३४

[ આ ] અવિનાશી [ આત્મા ] ઉત્પન્ન થતો નથી, વધતો નથી, રૂપાંતર પામતો નથી, ઘટતો નથી, [ ને ] વિનાશ પામતો નથી. આ સ્થૂલશરીર વિનાશ પામ્યા છતાં પણ ઘડામાંના આકાશની પેઠે પોતે વિનાશ પામતો નથી. ૧૩૪

હું એવા જ્ઞાનના વિષયરૂપ આત્માના ઉપદેશની સમાપ્તિ કરે છેઃ—

प्रकृतिविकृतिभिन्नः शुद्धबोधस्वभावः,
सदसदिदमशेषं भासयन्निर्विशेषः ।
विलसति परमात्मा जाग्रदादिष्ववस्था-
स्वहमहमिति साक्षात्साक्षिरूपेण बुद्धेः ॥ १३५ ॥

કારણ તથા કાર્યથી વિલક્ષણ, શુદ્ધજ્ઞાનસ્વરૂપ, ઉત્કૃષ્ટ ચેતનરૂપ, [ ને નામાદિ ] વિશેષોથી રહિત [ આત્મા ] આ સ્થૂલસૂક્ષ્મરૂપ [ સમગ્રજગતને ] પ્રકાશતો [ છતો અંતઃકરણની ] જાગ્રદાદિ અવસ્થાઓમાં હું હું એવી રીતે બુદ્ધિના સાક્ષિરૂપે નિરપેક્ષ ક્રીડા કરે છે. ૧૩૫

એ આત્મરૂપે સ્થિતિ કરવાનો શરણાગત શિષ્યને ઉપદેશ કરે છે:—

नियमितमनसाऽमुं त्वं स्वमात्मानमात्म-
न्ययमहमिति साक्षाद्विद्धि बुद्धिप्रसादात् ।
जनिमरणतरङ्गापारसंसारसिन्धुं,
प्रतर भव कृतार्थो ब्रह्मरूपेण संस्थः ॥ १३६ ॥

[ હે સૌમ્ય ! ] તું આ સ્વરૂપભૂત આત્માને વશ કરેલા મનવડે [ ને ] બુદ્ધિની નિર્મલતાવડે સ્વશરીરમાં આ હું એમ સ્પષ્ટ જાણ; [ તારે વનમાં જવાની કે ગુફામાં રહેવાની અગત્ય નથી. ] જન્મમરણરૂપ તરંગવાળા અપાર સંસારસાગરને અનાયાસે તર, [ અને ] બ્રહ્મરૂપે સારી રીતે સ્થિત [ થઈને ] કૃતાર્થ થા. ૧૩૬

હવે બંધનું સ્વરૂપ કહે છે:—

अत्रानात्मन्यहमिति मतिर्बन्ध एषोऽस्य पुंसः,
प्राप्तोऽज्ञानाज्जननमरणक्लेशसंपातहेतुः ।
येनैवायं वपुरिदमसत्सत्यमित्यात्मबुद्ध्या,
पुष्यत्युक्षत्यवति विषयैस्तन्तुभिः कोशकृद्वत् ॥ १३७ ॥

પણાનું જ્ઞાન અનર્થ કરનારું જોવામાં આવે છે ] તેથી હે મિત્ર ! જે અસત્યનું [ સત્યરૂપે ] ગ્રહણ તેજ બંધ છે, [એમ] સાંભળ-સાંભળીને નક્કી કર. ૧૩૮

હવે તે બંધ જીવને કેવી રીતે પ્રાપ્ત થયો છે તે કહે છે:—

अखण्डनित्याद्वयबोधशक्त्या, स्फुरन्तमात्मानमनन्तवैभवम् ।
समावृणोत्यावृतिशक्तिरेषा,तमोमयी राहुरिवार्कबिम्बम्॥१३९॥

તમોગુણપ્રધાન આ આવરણશક્તિ અખંડ, નિત્ય ને અદ્વૈત જ્ઞાનશક્તિવડે પ્રકાશમાન્ અવિનાશી ઐશ્વર્યવાળા આત્માને સૂર્યના બિંબને રાહુની પેઠે સારી રીતે આચ્છાદન કરે છે. ૧૩૯

આવરણના કાર્યરૂપ વિક્ષેપશક્તિનું નિરૂપણ કરે છેઃ—

तिरोभूते स्वात्मन्यमलतरतेजोवति पुमा-
ननात्मानं मोहादहमिति शरीरं कलयति ।
ततः कामक्रोधप्रभृतिभिरमुं बन्धनगुणैः,
परं विक्षेपाख्या रजस उरुशक्तिर्व्यथयति ॥ १४० ॥

બહુ પવિત્ર પ્રકાશવાળો પોતાનો આત્મા ઢંકાઈ જવાથી પુરુષ અજ્ઞાનથી જડ સ્થૂલશરીરને હું એમ જાણે છે. પછી રજોગુણની વિક્ષેપનામની મોટી શક્તિ કામક્રોધાદિ બંધનના ધર્મોવડે આ[ પુરુષ ]ને બહુ પીડા આપે છે. ૧૪૦

महामोहग्राहग्रसनगलितात्मावगमनो,
धियो नानावस्थां स्वयमभिनयंस्तद्गुण[illegible] ।

अपारे संसारे विषयविषपूरे जलनिधौ,
निमज्ज्योन्मज्ज्यायं भ्रमति कुमतिः कुत्सितगतिः ॥ १४१ ॥

અજ્ઞાનરૂપ મગરના ભક્ષણ કરવાથી જેનું આત્મજ્ઞાન ઢંકાઈ ગયું છે એવો ભ્રાંતબુદ્ધિવાળો [ને] નિંદિત ફલને ભોગવનારો આ [ જીવ ] બુદ્ધિની [ જાગ્રદાદિ ] અનેક અવસ્થાઓને પોતે [ બુદ્ધિરૂપ ] ઉપાધિવડે તેની પેઠે અનુકરણ કરતો છતો [ બંધનના હેતુ ] વિષયરૂપ વિષવડે પૂર્ણ [ ને જ્ઞાનરૂપ વહાણવિના જેનો ] પાર ન આવે એવા સંસારરૂપ સાગરમાં નીચે [ ને ] ઉપર ભમે છે. ૧૪૧

આત્માથી ઉપજેલો અહંકાર આત્માને કેવી રીતે ઢાંકે છે તે દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

भानुप्रभासंजनिताभ्रपंक्तिर्भानुं तिरोधाय विजृम्भते यथा ।
आत्मोदिताहंकृतिरात्मतत्त्वं, तथा तिरोधाय विजृम्भते स्वयम् ॥

જેવી રીતે સૂર્યના તેજથી ઉપજેલી વાદળાંઓની હાર સૂર્યને ઢાંકીને [ પોતે ] પ્રતીત થાય છે, તેમ આત્માથી ઉત્પન્ન થયેલો અહંકાર આત્મતત્ત્વને ઢાંકીને પોતે પ્રતીત થાય છે. ૧૪૨

વિક્ષેપશક્તિ જીવને કેવી રીતે દુઃખ આપે છે તે દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

कवलितदिननाथे दुर्दिने सान्द्रमेघै-
र्व्यथयति हिमझंझावायुरुग्रो यथैतान् ।

अविरततमसाऽऽत्मन्यावृते मूढबुद्धिं,
क्षपयति बहुदुःखस्तीव्रविक्षेपशक्तिः ॥ १४३ ॥

જેમ ઘાટાં વાદળાંવાળા દિવસમાં ઘાટાં વાદળાંઓવડે સૂર્ય ઢંકાઈ જવાથી ભયંકર [ ને ] ટાઢા તોફાની વાયુ આમને (આ વાદળાંઓને) [ જ્યાં ત્યાં ભમાવીને ] પીડે છે, [ તેમ ] ઘાટા અજ્ઞાનવડે આત્મા ઢંકાઈ જવાથી [ રજોગુણની ] બલવાન વિક્ષેપશક્તિ વિવેકરહિત બુદ્ધિવાળા [ પુરુષ ]ને બહુ દુઃખો-વડે [ અનેક યોનિઓમાં ] ભ્રમણ કરાવે છે. ૧૪૩

આવરણશક્તિવડે ને વિક્ષેપશક્તિવડે પુરુષને બંધની પ્રાપ્તિ છે એમ જણાવે છેઃ—

एताभ्यामेव शक्तिभ्यां बन्धः पुंसः समागतः ।
याभ्यां विमोहितो देहं मत्वाऽऽत्मानं भ्रमत्ययम् ॥ १४४॥

આ બે શક્તિવડેજ પુરુષને બંધ પ્રાપ્ત થયો છે, જે બેવડે અત્યંત મોહ પામેલો આ [ પુરુષ ] સ્થૂલશરીરને આત્મા માનીને [ આ સંસારારણ્યમાં ] ભમે છે. ૧૪૪

હવે બંધની કેવી રીતે સ્થિતિ થઇ છે તે કહે છેઃ—

बीजं संसृतिभूमिजस्य तु तमो देहात्मधीरङ्कुरो,
रागः पल्लवमम्बु कर्म तु वपुः स्कन्दोऽसवः शाखिकाः ।
अग्राणीन्द्रियसंहतिश्च विषयाः पुष्पाणि दुःखं फलं,
नानाकर्मसमुद्भवं बहुविधं भोक्ताऽत्र जीवः खगः ॥ १४५॥

સંસારરૂપ વૃક્ષનું બીજ (ઉપાદાનકારણ) અજ્ઞાનજ [ છે, ] સ્થૂલશરીરમાં આત્માની બુદ્ધિ અંકુર [ છે. ]. વિષયેચ્છા

પાનડાં [ છે, પુણ્યપાપરૂપ ] કર્મ જલ [ છે, દેહાદિ ] શરીર થડ [ છે, ] પ્રાણો શાખાઓ [ છે, ] ઇંદ્રિયોના સમૂહ [ શાખાઓનાં ] અગ્રો [ છે, ] વિષયો ફૂલો [ છે, ] અનેક કર્મોથી ઉત્પન્ન થયેલું ઘણા પ્રકારનું દુઃખ ફલ [ છે, ] અને આમાં ( આ સંસારરૂપ વૃક્ષમાં ) [ ફલને ] ભોગવનારો જીવ પક્ષી [ છે. ] ૧૪૫

બંધના કારણના નિરૂપણની સમાપ્તિ કરે છેઃ—

अज्ञानमूलोऽयमनात्मबन्धो, नैसर्गिकोऽनादिरनंत ईरितः ।
जन्माप्ययव्याधिजरादिदुःखप्रवाहपातं जनयत्यमुष्य ॥ १४६ ॥

અજ્ઞાનરૂપ ઉપાદાનકારણવાળો, અન્ય કારણની અપેક્ષાવિનાનો, ઉચ્છેદરહિત પ્રવાહવાળો [ અને આત્માના જ્ઞાનવિના બીજા કોઇ ઉપાયથી ] નાશ નહિ પામનારો આ [ શરીરાદિ ] જડમાં [ આત્માની ભ્રાંતિરૂપ ] બંધ કહ્યો છે. [ તે બંધ ] આ-[ જીવ ]ને જન્મ, મરણ, રોગ ને વૃદ્ધાવસ્થાદિરૂપ દુઃખોના પ્રવાહમાં પાડ્યા કરે છે. ૧૪૬

આ બંધ આત્મસ્વરૂપના જ્ઞાનવિના બીજા ઉપાયોથી નાશ પામતો નથી એમ કહે છેઃ—

नास्त्रैर्न शस्त्रैरनिलेन वह्निना, छेत्तुं न शक्यो न च कर्मकोटिभिः ।
विवेकविज्ञानमहासिना विना, धातुः प्रसादेन सितेन मञ्जुना ॥

અંતઃકરણની નિર્મલતા [ મ એકાગ્રતારૂપ ] તીક્ષ્ણ [ ને ] મનોહર [ તથા આત્મા ને અનાત્માના ] વિવેકજ્ઞાનરૂપ મોટી તલવારવિના [ પાશુપતાદિ ] અસ્ત્રોવડે, [ સુદર્શનાદિ ] શસ્ત્રોવડે, [ પ્રલયકાલના ] પવનવડે, [ પ્રલયકાલના ] અગ્નિવડે અને

[ श्रौत तथा स्मार्त ] करोडो कर्मोवडे [ आ बंध ] कापी शकातो नथी. १४७

संसारनी अज्ञानसहित निवृत्ति करवाना उपायो दर्शावे छे:—

श्रुतिप्रमाणैकमतेः स्वधर्मनिष्ठा तेनैवात्मविशुद्धिरस्य ।
विशुद्धबुद्धेः परमात्मवेदनं, तेनैव संसारसमूलनाशः ॥ १४८ ॥

वेदरूप प्रमाणमां दृढ बुद्धिवाळाने स्वधर्ममां ( निष्काम-कर्मना अनुष्ठानमां ) निष्ठा [ प्राप्त थाय छे, ] तेनवडेज आना अंतःकरणनी अत्यंत शुद्धि [ थाय छे, ] अत्यंत शुद्ध अंतः-करणवाळाने [ श्रीसद्गुरुना उपदेशनवडे ] ब्रह्मनो साक्षात्कार [ थाय छे, अने [ तेनवडेज [ आना ] संसारनो [अज्ञानरूप ] मूलसहित नाश [ थाय छे. ] १४८

आत्माना वास्तविकस्वरूपनी प्रतीति नहि थवाना कारणने दृष्टांत-वडे समजावे छे:—

कोशैरन्नमयाद्यैः पञ्चभिरात्मा न संवृतो भाति ।
निजशक्तिसमुत्पन्नैः शैवालपटलैरिवाम्बु वापिस्थम् ॥ १४९ ॥

जेम [ जलने आशरे रहेली मलिनतामांथी उपजेली ] लीलना समूहवडे वावमां रहेलुं [ निर्मल ] जल [ प्रतीत थतुं नथी, तेम ] पोतानी ( आत्मानी ) [ अविद्यारूप ] शक्तिमांथी उपजेला अन्नमयादि पांच कोशोवडे ढंकायेलो आत्मा [ चिदानंदरूपे ] प्रतीत थतो नथी. १४९

जलनी उपरनी लीलने दूर करवाथी जेम जलनी प्रतीति थाय छे तेम कोशोने दूर करवाथी आत्मानी प्रतीति थाय छे एम कहे छे:—

तच्छैवालापनये सम्यक् सलिलं प्रतीयते शुद्धम् ।
तृष्णासंतापहरं सद्यः सौख्यप्रदं परं पुंसः ॥ १५० ॥
पञ्चानामपि कोशानामपवादे विभात्ययं शुद्धः ।
नित्यानंदैकरसः प्रत्यग्रूपः परं स्वयंज्योतिः ॥ १५१ ॥

[ निर्मल जलने ढांकनारी ] ते लीलने दूर करवाथी निर्मल, तरस तथा तापने मटाडनारुं, [ अने ] तुरत (पीतांज) आनंद आपनारुं, उत्तम जल पुरुषने स्पष्ट प्रतीत थाय छे.१५०

[ आत्माने ढांकनार-अन्नमयादि ] पांच कोशोनो अपवाद करवाथी आ [ अविद्यारूप ] मलिनताथी रहित, अविनाशी आनंदरूप, एकरस, सर्वेनी अंतर रहेल, [अविद्याथी] पर, [ अने ] स्वयंप्रकाशरूप [ आत्मा ज्ञानीओने ] प्रतीत थाय छे. १५१

आनंदी थवानुं साधन कहे छेः—

आत्मानात्मविवेकः कर्तव्यो बन्धमुक्तये विदुषा ।
तेनैवानन्दी भवति स्वं विज्ञाय सच्चिदानन्दम्॥ १५२ ॥

विद्वाने बंधथी मोकळा थवामाटे आत्मानो अने [ देहादि ] जडनो विवेक करवो जोइए. ते[ विवेक ]वडेज पोताने सद्रूप चिद्रूप ने आनंदरूप अनुभवीने आनंदी ( जीवन्मुक्तिना विलक्षण सुखने अनुभवनारो ) थाय छे. १५२

हवे मुक्तनुं लक्षण कहे छेः—

मुञ्जादिषीकामिव दृश्यवर्गात्प्रत्यञ्चमात्मानमसंगमक्रियम् ।
विविच्य तत्र प्रविलाप्य सर्वं,तदात्मना तिष्ठति यः स मुक्तः॥१५३॥

મુંજથી સળીની પેઠે [ દેહાદિ ] દશ્યસમૂહથી સર્વની અંતર રહેલ, અસંગ [ ને ] અક્રિય આત્માને પૃથક્ જાણીને તેમાં ( તે આત્મામાં ) સર્વ[ દશ્ય ]નો અત્યંત વિલય કરીને તે રૂપે ( અધિષ્ઠાન આત્મરૂપે ) જે [ પુરુષ ] રહે છે તે [પુરુષ] મુક્ત [ છે. ] ૧૫૩

સ્થૂલશરીરરૂપ અન્નમયકોશ આત્મા નથી એમ કહે છે:—

देहोऽयमन्नभवनोऽन्नमयस्तु कोश-
श्चान्नेन जीवति विनश्यति तद्विहीनः ।
त्वक्चर्ममांसरुधिरास्थिपुरीषराशि-
र्नायं स्वयं भवितुमर्हति नित्यशुद्धः ॥ १५४ ॥

અન્નથી ( અન્નના પરિણામ શુક્રશોણિતથી ) ઉપ-જેલું સ્થૂલશરીર અન્નમયકોશ [ છે. ] આ અન્નવડે જીવે છે, અને તેના વિના વિનાશ પામે છે. સૂક્ષ્મ ચામડી, સ્થૂલ ચામડી, માંસ, લોહી, હાડકાં [ ને ] વિષ્ઠાના સમૂહરૂપ આ [ મલિન શરીર ] નિત્ય પવિત્ર આત્મા થવાને યોગ્ય નથી. ૧૫૪

અન્નમયકોશના અનાત્મપણામાં હેતુઓ કહે છે:—

पूर्वं जनेरधि मृतेरपि नायमस्ति,
जातक्षणः क्षणगुणोऽनियतस्वभावः ।
नैको जडश्च घटवत्परिदृश्यमानः,
स्वात्मा कथं भवति भावविकारवेत्ता ॥ १५५ ॥

આ [ અન્નમયકોશ ] જન્મની પૂર્વે [ અને ] મરણથી પછી પણ હોતો નથી, [ વચમાં ] સ્થિતિના સમયમાં [ અવકાશ-

વાળો,] ક્ષણે ક્ષણે પરિણામ પામનારો, અનિશ્ચિત સ્વભાવવાળો, અનેક રૂપવાળો, જડ અને ઘડાની પેઠે જોવામાં આવનારો [તે ઉત્પત્તિ આદિ સઘળા] ભાવવિકારોનો સાક્ષી પોતાનો આત્મા કેમ સંભવે? [નજ સંભવે.] ૧૫૫

पाणिपादादिमान्देहो नात्मा व्यंगेऽपि जीवनात् ।
तच्छक्तेरनाशाच्च न नियम्यो नियामकः ॥ १५६ ॥

હાથપગાદિવાળું સ્થૂલશરીર આત્મા નથી, [કોઈ] અંગના નાશમાં પણ પ્રાણની ચેષ્ટા રહેવાથી, અને તેની (તે તે અવયવોમાં રહેલી) [ચેતન]શક્તિનો નાશ નહિ થવાથી. [આમ હોવાથી આ આત્મા કોઇને] અધીન નથી, [પણ દેહાદિને સત્તાસ્ફૂર્તિ આપવામાં] સ્વતંત્ર [છે.] ૧૫૬

देहतद्धर्मतत्कर्मतदवस्थादिसाक्षिणः ।
स्वत एव स्वतःसिद्धं, तद्वैलक्षण्यमात्मनः ॥ १५७ ॥

સ્થૂલશરીર, તેના [સ્થૂલતાદિ] ધર્મો, તેનાં [ગમનાદિ] કર્મો, [અને] તેની [બાલ્યાદિ] અવસ્થા આદિના સાક્ષી આત્માનું તેનાથી (સ્થૂલશરીરાદિથી) વિલક્ષણપણું પોતાની મેળેજ (પ્રમાણવિનાજ) સ્વતઃસિદ્ધ [છે.] ૧૫૭

शल्यराशिर्मांसलिप्तो मलपूर्णोऽतिकश्मलः ।
कथं भवेदयं वेत्ता स्वयमेतद्विलक्षणः ॥ १५८ ॥

હાડકાંઓના સમૂહરૂપ, માંસવડે લિંપાયેલો, મલથી ભરેલો, [ને] અતિમલિન આ [દેહ] આનાથી વિલક્ષણ [ને] પોતાની મેળે (પ્રમાણવિના) જાણનાર [આત્મા] કેવી

રીતે હોઈ શકે? [નજ હોઈ શકે.] કોઈ પ્રતિમાં શલ્યને સ્થાને कुल्य પાઠ જોવામાં આવે છે. બંનેનો અર્થ એકજ છે. ૧૫૮

त्वङ्मांसमेदोऽस्थिपुरीषराशावहंमतिं मूढजनः करोति ।
विलक्षणं वेत्ति विचारशीलो, निजस्वरूपं परमार्थभूतम् ॥ १५९॥

અજ્ઞાની મનુષ્ય ચામડી, માંસ, મેદ, હાડકાં ને વિષ્ઠાના સમૂહમાં હું એવી બુદ્ધિ કરે છે, [અને] વિચારવાળો [પુરુષ] પરમાર્થરૂપ (સત્યરૂપ) પોતાના સ્વરૂપને [તેનાથી] વિલક્ષણ જાણે છે. ૧૫૯

મનુષ્ય પોતપોતાની બુદ્ધિની યોગ્યતાપ્રમાણે હુંનું સ્વરૂપ જાણે છે એમ કહે છેઃ—

देहोऽहमित्येव जडस्य बुद्धिर्देहे च जीवे विदुषस्त्वहंधीः ।
विवेकविज्ञानवतो महात्मनो, ब्रह्माहमित्येव मतिः सदात्मनि। १६०

હું સ્થૂલશરીરજ [છું] એવી [શાસ્ત્રશ્રવણરહિત] જડ [મનુષ્ય]ની બુદ્ધિ [હોય છે,] અને [લૌકિક] પંડિતને સ્થૂલશરીરમાં ને જીવમાં હું એવી બુદ્ધિ [હોય છે, અને] વિવેકવિજ્ઞાનવાળા મહાત્માને સદ્રૂપ આત્મામાં હું બ્રહ્મજ [છું] આવી બુદ્ધિ [હોય છે.] ૧૬૦

દેહમાં આત્માની બુદ્ધિનો પરિત્યાગ કરીને બ્રહ્મમાં આત્માની બુદ્ધિ રાખવાનો અજ્ઞાનીને ઉદ્દેશીને ઉપદેશ કરે છેઃ—

अत्रात्मबुद्धिं त्यज मूढबुद्धे, त्वङ्मांसमेदोऽस्थिपुरीषराशौ ।
सर्वात्मनि ब्रह्मणि निर्विकल्पे, कुरुष्व शांतिं परमां भजस्व ॥१६१॥

હે મૂઢબુદ્ધિવાળા! આ ચામડી, માંસ, મેદ, હાડકાં ને

વિષ્ઠાના સમૂહમાં આત્માની બુદ્ધિનો ત્યાગ કર, [ અને ] સર્વના આત્મરૂપ [ ને નામાદિ ] વિકલ્પથી રહિત બ્રહ્મમાં [ આત્માની બુદ્ધિ ] કર, [ અને તેવડે ] ઉત્કૃષ્ટ શાંતિનો અનુભવ કર. ૧૬૧

દેહાદિમાંથી હુંપણાની બુદ્ધિનો ત્યાગ કર્યા વિના મોક્ષની પ્રાપ્તિ થતી નથી એમ કહે છે:—

देहेन्द्रियादावसति भ्रमोदितां, विद्वानहंतां न जहाति यावत् ।
तावन्न तस्यास्ति विमुक्तिवार्ताऽप्यस्त्वेष वेदान्तनयान्तदर्शी ॥

[ લૌકિક ] વિદ્વાન્ મિથ્યા [ એવાં ] શરીર ને ઇંદ્રિયાદિમાં ભ્રાંતિથી ઉદય પામેલા હુંપણાને જ્યાંસુધી ત્યજતો નથી ત્યાંસુધી આ વેદાંતના સિદ્ધાંતને જાણનાર હોય [ છતાં પણ ] તેને મોક્ષની વાત પણ નથી, [ તો મોક્ષ તો ક્યાંથીજ થઈ શકે ? નજ થઈ શકે. ] ૧૬૨

માટે તારે પણ આ સ્થૂલશરીરમાં હુંપણાની બુદ્ધિ ન રાખવી એમ તે શિષ્યને કહે છે:—

छायाशरीरे प्रतिबिम्बगात्रे, यत्स्वप्नदेहे हृदि कल्पिताङ्गे ।
यथात्मबुद्धिस्तव नास्ति काचिज्जीवच्छरीरे च तथैव माऽस्तु ॥

જેમ સ્થૂલશરીરના પડછાયામાં, [ જલાદિમાં ] પ્રતિબિંબિત શરીરમાં, સ્વપ્નના શરીરમાં, અને [ મનોરાજ્યવડે ] મનમાં કલ્પેલા શરીરમાં તને કાંઈ પણ (ગૌણરૂપે પણ) આત્માની બુદ્ધિ નથી, તેમજ [ આ ] જીવતા સ્થૂલશરીરમાં પણ [ તેને આત્માની બુદ્ધિ ] ન હો. ૧૬૩

સ્થૂલશરીરમાંથી આત્માની બુદ્ધિનો ત્યાગ કરવાથી થનારું ફળ કહે છેઃ—

देहात्मधीरेव नृणामसद्धियां, जन्मादिदुःखप्रभवस्य बीजम् ।
यतस्ततस्त्वं जहि तां प्रयत्नात्त्यक्ते तु चित्ते न पुनर्भवाशा ॥

જેથી આત્માથી વિમુખ બુદ્ધિવાળા મનુષ્યોને સ્થૂલશરીરમાં આત્માની બુદ્ધિજ જન્માદિ દુઃખની ઉત્પત્તિનું બીજ છે, ] તેથી તેનો તું પ્રયત્નથી ત્યાગ કર; કેમકે ચિત્તમાંથી [ દેહાભિમાન ] ત્યજવાથી [ તને ] પુનઃ સંસારનો સંભવ નથી. ૧૬૪

હવે પ્રાણમયકોશનું નિરૂપણ કરે છેઃ—

कर्मेंद्रियैः पञ्चभिरञ्चितोऽयं,
प्राणो भवेत्प्राणमयस्तु कोशः ।
येनात्मवानन्नमयोऽन्नपूर्णः,
प्रवर्ततेऽसौ सकलक्रियासु ॥ १६५ ॥

પાંચ કર્મેંદ્રિયોસહિત આ [ પાંચ ] પ્રાણ પ્રાણમયકોશ થાય છે. જેવડે ( જે પ્રાણમયકોશવડે ) અન્નથી ભરેલો આ અન્નમય [ કોશ જડ છતાં ] આત્માવાળો [ થઈ ] સર્વ લૌકિકવૈદિક ] ક્રિયાઓમાં પ્રવૃત્ત થાય છે. ૧૬૫

આ પ્રાણમયકોશ આત્મા નથી એમ કહે છેઃ—

नैवात्मापि प्राणमयो वायुविकारो,
गन्ताऽऽगन्ता वायुवदन्तर्बहिरेषः ।

यस्मात्किंचित्क्वापि न वेत्तीष्टमनिष्टम्,
स्वं वाऽन्यं वा किंचन नित्यं परतंत्रः ॥ १६६ ॥

જેથી ક્યારેક કાંઈ પણ [પુત્રાદિ] પ્રિયને અથવા [ચોરાદિ] અપ્રિયને [અને] પોતાને અથવા બીજા કોઈને [આ પ્રાણમયકોશ] જાણતો નથી, [તથા] નિત્ય પરતંત્ર [છે તેથી] વાયુની પેઠે [શરીરની] અંતર ને બહાર જનારો તથા આવનારો વાયુના કાર્યરૂપ આ પ્રાણમયકોશ પણ આત્મા નથીજ. ૧૬૬

હવે મનોમયકોશનું નિરૂપણ કરે છે:—

ज्ञानेन्द्रियाणि च मनश्च मनोमयः स्यात्
कोशो ममाहमिति वस्तुविकल्पहेतुः।
संज्ञादिभेदकलनाकलितो वलीयां-
स्तत्पूर्वकोशमभिपूर्य विजृम्भते यः ॥ १६७ ॥

[શ્રોત્રાદિ પાંચ] જ્ઞાનેંદ્રિયો અને મન [મળીને] મનોમયકોશ થાય છે. [તે] હું ને મારું આવી વસ્તુની કલ્પનામાં નિમિત્ત [છે.] જે નામાદિના ભેદની કલ્પનાથી યુક્ત [ને અન્નમય તથા પ્રાણમયને પોતાને વશ વર્તાવનાર હોવાથી તે બંને કોશોથી] વધારે બલવાન્ [કોશ] તે પ્રથમના કોશને (પ્રાણમયકોશને) સર્વભણી પૂર્ણ કરીને પ્રકાશે છે. ૧૬૭

આ મનોમયકોશ જીવને સંસારની પ્રાપ્તિ કરનારો છે એમ કહે છે:—

पञ्चेन्द्रियैः पञ्चभिरेव होतृभिः, प्रचीयमानो विषयाज्यधारया।
जाज्वल्यमानो बहुवासनेन्धनैर्मनोमयाग्निर्दहति प्रपञ्चम्॥ १६८॥

પાંચ જ્ઞાનેંદ્રિયોરૂપ પાંચ હોમ કરનારાઓવડેજ બહુ વૃદ્ધિ પમાડેલો [ અને વિષયોની ] ઘણી વાસનાઓરૂપ લાકડાંઓવડે [ ને ] વિષયોરૂપ ઘીની ધારાવડે પ્રજ્વલિત કરેલો [ આ ] મનોમયકોશરૂપ અગ્નિ સંસારરૂપ[ ફલ ]ને પ્રાપ્ત કરે છે. ૧૬૮

આ મનોમયકોશ જીવને સંસારનું કારણ છે એમ કહે છેઃ—

न ह्यस्त्यविद्या मनसोऽतिरिक्ता मनो ह्यविद्या भवबन्धहेतुः।
तस्मिन्विनष्टे सकलं विनष्टं, विजृम्भितेऽस्मिन्सकलं विजृम्भते॥

મનથી ભિન્ન અવિદ્યા સંસારરૂપ બંધનું કારણ નથીજ. [ મન અવિદ્યાનું કાર્ય હોવાથી તથા અવિદ્યા મનદ્વારા સંસારનું કારણ હોવાથી ] મનજ અવિદ્યા [ છે. ] તે [ મન ] વિનાશ પામવાથી સર્વ [ સંસાર ] નિવૃત્ત [ થાય છે, અને ] આનો વિસ્તાર થવાથી સર્વ [ સંસાર ] વિસ્તાર પામે છે. ૧૬૯

ઉપર કહેલા અર્થને નીચેના બે શ્લોકોવડે સ્પષ્ટ કરે છેઃ—

स्वप्नेऽर्थशून्ये सृजति स्वशक्त्या, भोक्त्रादिविश्वं मन एव सर्वम्।
तथैव जाग्रत्यपि नो विशेषस्तत्सर्वमेतन्मनसो विजृम्भणम् १७०
सुषुप्तिकाले मनसि प्रलीने, नैवास्ति किञ्चित्सकलप्रसिद्धेः।
अतो मनःकल्पित एव पुंसः संसार एतस्य न वस्तुतोऽस्ति॥१७१॥

[ જેમ બહારના ] પદાર્થોથી રહિત સ્વપ્નમાં મનજ

પોતાની શક્તિવડે ભોક્તાદિ સર્વ જગતને રચે છે, તેમજ જાગ્રત્માં પણ [ મનજ પોતાની શક્તિવડે આ ભોક્તાદિ સર્વ જગતને રચે છે. તે બંનેમાં વસ્તુતાએ કાંઇ ફેર નથી. તે આ સર્વ મનનો વિલાસ [ છે. ] ૧૭૦

સુષુપ્તિના સમયમાં મન [ અવિદ્યામાં ] વિલીન થવાથી [ બહારનું કે અંતરનું ] કાંઇ પણ [ જગત્ પ્રતીત થતું ] નથીજ, [ આ વાત ] સર્વને પ્રસિદ્ધ હોવાથી [ મનના અભાવથી જગતનો અભાવ સિદ્ધ થાય છે આ[ કારણ ]થી આ જીવનો સંસાર મનવડેજ કલ્પેલો [ છે ] વસ્તુતાએ [ તે સત્ય ] નથી. ૧૭૧

બંધ ને મોક્ષ મનની કલ્પના છે એમ ઉદાહરણ આપીને સમજાવે છેઃ—

वायुनाऽऽनीयते मेघः पुनस्तेनैव नीयते ।
मनसा कल्प्यते बन्धो मोक्षस्तेनैव कल्प्यते ॥ १७२ ॥

[ જેમ ] વાયુવડે [ દૂરદેશમાંથી ] વરસાદ લવાય છે, અને તેવડેજ ( વાયુવડેજ ) [ તે વરસાદ પાછો ] દૂર લઈ જવાય છે, [ તેમ ] મનવડે બંધ કલ્પાય છે [ ને ] તેવડેજ ( મનવડેજ ) મોક્ષ કલ્પાય છે. ૧૭૨

પુનઃ પણ મનજ જીવના બંધમોક્ષનું કારણ છે એમ બે શ્લોકોવડે કહે છે.—

देहादिसर्वविषये परिकल्प्य रागं,
बध्नाति तेन पुरुषं पशुवद्गुणेन ।

वैरस्यमत्र विषवत्सुविधाय पश्चा-
देनं विमोचयति तन्मन एव बन्धात् ॥ १७३ ॥

तस्मान्मनः कारणमस्य जन्तो-
र्बन्धस्य मोक्षस्य च वा विधाने ।
बन्धस्य हेतुर्मलिनं रजोगुणै-
र्मोक्षस्य शुद्धं विरजस्तमस्कं ॥ १७४ ॥

તે મનજ દેહાદિ સર્વ વિષયમાં રાગ ઉપજાવીને તે રાગ-વડે જીવને પશુની પેઠે બાંધે છે, [ અને ] પછી ( વિવેકાદિના ઉદયકાલમાં ) આમાં ( દેહાદિ વિષયમાં ) સારી રીતે વૈરાગ્ય ઉપજાવીને [ તે મનજ ] આને ( આ પુરુષને ) [ બંધનમાંથી ] અત્યંત મોકળો કરે છે. ૧૭૩

તેથી ( ઉપર કહેલી રીતે ) આ જીવને બંધની અથવા મોક્ષની પ્રાપ્તિમાં મન કારણ [ છે. ] રજોગુણોવડે ( રજોગુણના કામક્રોધાદિ ધર્મોવડે ) મલિન [ મન જીવના ] બંધનું કારણ [ છે, અને ] રજોગુણ તથા તમોગુણથી રહિત થયેલું શુદ્ધ [ મન જીવના ] મોક્ષનું [ કારણ છે. ] ૧૭૪

મુમુક્ષુએ મોક્ષમાટે વિવેકવૈરાગ્યને દઢ કરવા જોઇએ એમ કહે છે:—

विवेकवैराग्यगुणातिरेकाच्छुद्धत्वमासाद्य मनो विमुक्त्यै ।
भवत्यतो बुद्धिमतो मुमुक्षोस्ताभ्यां दृढाभ्यां भवितव्यमग्रे॥१७५॥

મન વિવેકરૂપ ને વૈરાગ્યરૂપ ગુણના વધારાથી નિર્મલ-

પણાને પામીને [ જીવને ] મોક્ષ આપવામાટે [ સમર્થ ] થાય છે, આથી બુદ્ધિવાળા મુમુક્ષુએ [ શ્રવણાદિની ] પહેલાં દઢ તે બેવડે ( વિવેકવૈરાગ્યવડે ) [ યુક્ત ] થવું જોઇએ. ૧૭૫

મોક્ષને ઇચ્છનારાઓએ વિવેકવૈરાગ્યની દઢતા કરવામાટે વિષયના સંગથી દૂર રહેવું જોઇએ એમ કહે છેઃ—

मनो नाम महाव्याघ्रो विषयारण्यभूमिषु ।
चरत्यत्र न गच्छन्तु साधवो ये मुमुक्षवः ॥ १७६ ॥

[ શબ્દાદિ ] વિષયોરૂપ અરણ્યની ભૂમિઓમાં મનનામનો પ્રસિદ્ધ મોટો વાઘ ફરે છે, [ માટે ] જે મોક્ષની ઇચ્છાવાળા સજ્જનો [ હોય તેઓ ] અહીં ( વિષયોરૂપ વનભૂમિમાં ) ન જાઓ. ૧૭૬

સર્વ વિષયોને ને અન્યને મનજ ઉત્પન્ન કરે છે એમ પુનઃ સમજાવે છેઃ—

मनः प्रसूते विषयानशेषान्स्थूलात्मना सूक्ष्मतया च भोक्तुः ।
शरीरवर्णाश्रमजातिभेदान्गुणक्रियाहेतुफलानि नित्यम् ॥ १७७ ॥

[ જાગ્રતમાં ] સ્થૂલરૂપે ને [ સ્વપ્નમાં ] સૂક્ષ્મરૂપે સમગ્ર વિષયોને, [ તથા ] ભોક્તા[ પુરુષ ]ના શરીરના, વર્ણના, આશ્રમના ને જાતિના ભેદોને, [ અને વિષયોમાં ] શોભનબુદ્ધિ, કર્માનુષ્ઠાન, [ કર્મનાં ઘી આદિ ] સાધનો ને [ કર્મનાં સ્વર્ગાદિ ] ફલોને નિરંતર મન રચે છે. ૧૭૭

અસંગ ચેતનને ભ્રમણ કરાવનારું મન છે એમ કહે છેઃ—

असंगचिद्रूपममुं विमोह्य, देहेन्द्रियप्राणगुणैर्निबध्य ।
अहंममेति भ्रमयत्यजस्रं,मनः स्वकृत्येषु फलोपभुक्तिषु॥१७८॥

આ અસંગ ચેતનસ્વરૂપને [ પોતાના અસંગસ્વરૂપનું ] વિસ્મરણ કરાવીને સ્થૂલશરીર, ઇન્દ્રિયો ને પ્રાણના ધર્મોની [ સાથે ] બાંધીને પોતાનાં રચેલાં ફ્લોના ઉપભોગોમાં હું ને મારૂં આવી [ બુદ્ધિવડે ] મન નિરંતર ભ્રમણ કરાવે છે. ૧૭૮

આ મનજ અધ્યાસનુ કારણ છે એમ કહે છે.—

अध्यासदोषात्पुरुषस्य संसृतिरध्यासबन्धस्त्वमुनैव कल्पितः ।
रजस्तमोदोषवतोऽविवेकिनो, जन्मादिदुःखस्य निदानमेतत् ॥

રજોગુણરૂપ અને તમોગુણરૂપ દોષવાળા વિવેકરહિત પુરુષના અધ્યાસરૂપ ( જડ તથા ચેતનની પરસ્પર ભ્રાંતિરૂપ ) દોષથી [ તેને ] સંસાર ( જન્મમરણાદિની પરંપરા ) [ થાય છે. ] આ અધ્યાસરૂપ બંધ પણ આણેજ ( મનેજ ) કલ્પેલો [ છે, તેથી ] જન્માદિ દુ:ખનું [ અધ્યાસદ્વારા ] આ ( મન ) કારણ [ છે ] ૧૭૯

આ મનજ અવિદ્યા છે એમ પુનઃ જણાવે છે.—

अतः प्राहुर्मनोऽविद्यां पण्डितास्तत्त्वदर्शिनः ।
येनैव भ्राम्यते विश्वं वायुनेवाभ्रमण्डलम् ॥ १८० ॥

[ મન સંસારનું કારણ છે, તથા મનવિના એકલી અવિદ્યા જીવને બંધન કરી શકતી નથી, ] આથી [ મનના યથાર્થ ] સ્વરૂપને જાણનારા વિવેકીઓ મનને અવિદ્યા કહે છે. જેમ વાયુવડે વાદળાંનો સમૂહ [ ભમાવાય છે, તેમ ]

જે[ મન ]વડેજ [ મનુષ્યાદિ સર્વ ] જગત્ [ ઉપરનીચે ] સમાવાય છે. ૧૮૦

જો મુક્તિની પ્રાપ્તિની ઇચ્છા હોય તો આ મનને પવિત્ર કરવું જોઇએ એમ કહે છેઃ—

तन्मनः शोधनं कार्यं प्रयत्नेन मुमुक्षुणा ।
विशुद्धे सति चैतस्मिन्मुक्तिः करफलायते ॥ १८१ ॥

મુમુક્ષુએ [ વિવેકવૈરાગ્યાદિની પ્રાપ્તિ કરવારૂપ ] પ્રયત્નવડે તે મનને પવિત્ર ( રાગદ્વેષરહિત ) કરવું જોઈએ; કેમકે આ [ મન ] અતિપવિત્ર થવાથી મુક્તિ હાથમાં રાખેલા [ બીલીના ] ફલજેવી [ સ્પષ્ટ પ્રતીત ] થાય છે. ૧૮૧

રજોગુણને દૂર કર્યા વિના મનની પવિત્રતા થઈ શકે નહિ, માટે તે રજોગુણ મુમુક્ષુ કેવી રીતે દૂર કરી શકે તે કહે છેઃ—

मोक्षैकसक्त्या विषयेषु रागं, निर्मूल्य संन्यस्य च सर्वकर्म ।
सच्छ्रद्धया यः श्रवणादिनिष्ठो,रजःस्वभावं स धुनोति बुद्धेः॥१८२॥

જે [ મુમુક્ષુ ] મોક્ષપરના પરમપ્રેમવડે [ શબ્દાદિ ] વિષયોપરની પ્રીતિને નિર્મૂલ કરીને, અને સર્વ [ સકામ ]-કર્મનો પરિત્યાગ કરીને બ્રહ્મમાં શ્રદ્ધાવડે [ નિરંતર વેદાંતના ] શ્રવણાદિમાં પરમાદરવાળો [ થાય છે, ] તે [ મુમુક્ષુ ] બુદ્ધિના રજોગુણના સ્વભાવને [ સત્ત્વગુણની વૃદ્ધિવડે ] દૂર કરી શકે છે. ૧૮૨

આ મનોમયકોશ પણ આત્મા નથી એમ કારણો જણાવીને સમજાવે છેઃ—

मनोमयो नापि भवेत्परात्मा, ह्याद्यन्तवत्त्वात्परिणामिभावात् ।
दुःखात्मकत्वाद्विषयत्वहेतोर्द्रष्टा हि दृश्यात्मतया न दृष्टः ॥१८३॥

મનોમયકોશ પણ શ્રેષ્ઠ (નિરુપાધિક) આત્મા નથીજ, ઉત્પત્તિવિનાશવાળો હોવાથી, પરિણામ પામવાના સ્વભાવવાળો હોવાથી, દુઃખરૂપપણાથી ને દૃશ્યપણારૂપ હેતુથી; દ્રષ્ટા કદીપણ દૃશ્યપણાવડે જોયો નથીજ. ૧૮૩

હવે વિજ્ઞાનમયકોશનું સ્વરૂપ વર્ણવે છેઃ—

बुद्धिर्बुद्धीन्द्रियैः सार्धं सवृत्तिः कर्तृलक्षणः ।
विज्ञानमयकोशः स्यात्पुंसः संसारकारणम् ॥ १८४ ॥

[ પાંચ ] જ્ઞાનેંદ્રિયોસહિત [ અહંકારાદિ ] વૃત્તિયુક્ત બુદ્ધિ કર્તારૂપ લક્ષણવાળો ( હું કર્તા છું એવા લક્ષણવડે ઓળખાતો ) વિજ્ઞાનમયકોશ છે. [ તે વિજ્ઞાનમયકોશ ] જીવને સંસારનું કારણ [ છે. ] ૧૮૪

તે વિજ્ઞાનમયકોશને વધારે સ્પષ્ટ કરીને કહે છેઃ—

अनुव्रजच्चित्प्रतिबिम्बशक्तिर्विज्ञानसंज्ञः प्रकृतेर्विकारः ।
ज्ञानक्रियावानहमित्यजस्रं, देहेन्द्रियादिष्वभिमन्यते भृशम्॥१८५॥

[ લોકાંતરમાં કે વિષયભણી જાય ત્યારે ] જેમાં ચેતનની પ્રતિબિંબશક્તિ જતી હોય એમ જણાય છે એવો, માયાના કાર્યરૂપ, [ અને ] જ્ઞાન તથા ક્રિયાવાળો [ આ ] વિજ્ઞાનનામવાળો [ કોશ ] શરીર ને ઇન્દ્રિયાદિમાં હું એવું નિરંતર બહુ અભિમાન કરે છે. ૧૮૫

તે વિજ્ઞાનમયકોશનું કર્તાપણું તથા ભોક્તાપણું નીચેના બે શ્લોકો-વડે વર્ણવે છેઃ—

अनादिकालोऽयमहंस्वभावो, जीवः समस्तव्यवहारवोढा ।
करोति कर्माण्यपि पूर्ववासनः, पुण्यान्यपुण्यानि च तत्फलानि।१८६
भुंक्ते विचित्रास्वपि योनिषु व्रजन्नायाति निर्यात्यध ऊर्ध्वमेषः ॥
अस्यैव विज्ञानमयस्य जाग्रत्स्वप्नाद्यवस्था सुखदुःखभोगः॥१८७॥

આ [ વિજ્ઞાનમયકોશ ] હું [ એમ માનવાના ] સ્વભાવવાળો, ઉત્પત્તિના સમયથી રહિત, જીવનામવાળો [ ને ] સર્વ વ્યવહારને ચલાવનારો [ છે, તે ] પૂર્વની [ શુભ ને અશુભ ] વાસનાવાળો પુણ્યરૂપ ને પાપરૂપ કર્મો કરે છે, [ અને ] તેનાં ફ્લોને પણ ભોગવે છે. આ [ વિજ્ઞાનમયકોશ-રૂપ જીવ ] નાનાપ્રકારનાં શરીરમાં ગમન કરતો છતો નીચે આવે છે, [ ને ] ઉપર જાય છે. આ વિજ્ઞાનમયકોશનીજ જાગ્રત્ ને સ્વપ્નાદિ અવસ્થા [ છે ને તેનોજ ] સુખદુઃખનો ભોગ [ છે ] ૧૮૬-૧૮૭

આ વિજ્ઞાનમયકોશમાં આત્માની બુદ્ધિ રાખવાથી આત્મા સંસારમાં ભમતો હોય એમ જણાય છે એમ કહે છેઃ—

देहादिनिष्ठाश्रमधर्मकर्मगुणाभिमानं सततं ममेति ।
विज्ञानकोशोऽयमतिप्रकाशः प्रकृष्टसान्निध्यवशात्परात्मनः ॥
अतो भवत्येष उपाधिरस्य, यदात्मधीः संसरति भ्रमेण ॥ १८८॥

શુદ્ધાત્માની અત્યંત સમીપમાં હોવાથી અતિ પ્રકાશ-વાળો આ વિજ્ઞાનમયકોશ શરીરાદિમાં રહેલા આશ્રમો, ધર્મો,

કર્મો, ને ગુણોના અભિમાનને મારાં એમ નિરંતર [ અભિમાન કરે છે, ] આથી આ [ વિજ્ઞાનમયકોશ ] આનો ( આ આત્માની ) ઉપાધિ છે, જેમાં આત્માની બુદ્ધિવાળો ભ્રાંતિવડે જન્મમરણને પામે છે. ૧૮૮

કૂટસ્થ આત્મા ઉપાધિના સંબંધથી કર્તાભોક્તા કહેવાય છે એમ જણાવે છેઃ—

योऽयं विज्ञानमयः प्राणेषु हृदि स्फुरत्ययं ज्योतिः ।
कूटस्थ सन्नात्मा कर्ता भोक्ता भवत्युपाधिस्थः ॥ १८९ ॥

જે આ જ્ઞાનપ્રધાન જ્ઞાનેંદ્રિયોમાં [ ને ] હૃદયમાં પ્રકાશે છે, [ તે ] આ જ્ઞાનસ્વરૂપ [ ને ] અવિકારી છતો આત્મા [ છે, ને તે ] ઉપાધિમાં રહેલો કર્તાભોક્તા થાય છે. ૧૮૯

આત્મા બુદ્ધિની સાથેના એકપણાના ભ્રમથી પોતાનાથી ભિન્નને દેખે છે એમ કહે છેઃ—

स्वयं परिच्छेदमुपेत्य बुद्धेस्तादात्म्यदोषेण परं मृषात्मनः ।
सर्वात्मकः सन्नपि वीक्षते स्वयं, स्वतः पृथक्त्वेन मृदो घटानिव ॥ १९० ॥

[ શુદ્ધ આત્મા ] મિથ્યારૂપ બુદ્ધિની સાથેના એકપણાની ભ્રાંતિરૂપ દોષવડે પરિચ્છેદને પામીને પછી પોતે સર્વરૂપ છતાં પણ પોતે [ અન્ય પ્રાણિપદાર્થોને ] પોતાનાથી પૃથક્‌પણાવડે જુએ છે, માટીથી ઘડાઓના [ પૃથક્‌પણાની ] પેઠે. ૧૯૦

ઉપાધિના ધર્મોનું ઉપાધિવાળામાં ભાન થવામાં દૃષ્ટાંત કહે છેઃ—

उपाधिसम्बन्धवशात्परात्मा, ह्युपाधिधर्माननुभाति तद्गुणः ।
अयोविकारानविकारिवह्निवत्सदैकरूपोऽपि परः स्वभावात् १९१

"શુદ્ધ [ આત્મા ] સ્વભાવથી સર્વદા એકરૂપ ( નિર્વિકાર ) છતાં પણ [ તે ] શુદ્ધાત્મા [ બુદ્ધિરૂપ ] ઉપાધિના સંબંધને લીધે તેના ગુણવાળો [ જણાઇ ] નિર્વિકારી અગ્નિ જેમ લોઢાના વિકારવાળો ( આકારાદિવાળો ) [ જણાય છે,] તેમ [ બુદ્ધિરૂપ ] ઉપાધિના [ ઇચ્છાદિ ] ધર્મવાળો જણાય છે." ૧૯૧

હવે શ્રવણ કરેલા વિષયમાં તે શિષ્ય શંકા કરે છેઃ—

शिष्य उवाच ॥

भ्रमेणाप्यन्यथा वाऽस्तु जीवभावः परात्मनः ।
तदुपाधेरनादित्वान्नानादेर्नाश इष्यते ॥ १९२ ॥
अतोऽस्य जीवभावोऽपि नित्या भवति संसृतिः ।
न निवर्तेत तन्मोक्षः कथं मे श्रीगुरो वद ॥ १९३ ॥

શિષ્ય પૂછે છેઃ—"હે શ્રીસદ્ગુરો ! શુદ્ધાત્માનું જીવપણું ભ્રાંતિવડે હો, અથવા બીજી રીતે ( પ્રમાણવડે ) પણ [ હો, પરંતુ ] તેની [ અજ્ઞાનરૂપ વા બુદ્ધિરૂપ ] ઉપાધિના અનાદિપણાથી, [ ને ] અનાદિનો નાશ સ્વીકારવામાં આવતો નથી, આથી આનો જીવભાવ પણ દૂર નહિ થાય, [ અને ] સંસાર નિરંતર રહેશે, [ ત્યારે ] તેનો મોક્ષ કેવી રીતે [ થશે ? તે આપ કૃપા કરીને ] મને કહો." ૧૯૨-૧૯૩

પરમકારુણિક સદ્ગુરુપરમાત્મા કૃપા કરીને તેનું ઉત્તર આપે છે.-

श्रीगुरुरुवाच ॥

सम्यक्पृष्टं त्वया विद्वन्सावधानेन तच्छृणु ।
प्रामाणिकी न भवति भ्रान्त्या मोहितकल्पना ॥ १९४॥

શ્રીસદ્ગુરુ કહે છે:—" હે તર્ક કરવામાં કુશલ! તેં સારૂં પૂછ્યું તેનું [ ઉત્તર મનની ] એકાગ્રતાવડે સાંભળ. ભ્રાંતિવડે [ કરેલી ] અવિવેકવાળી કલ્પના સત્ય હોતી નથી. ૧૯૪

भ्रांतिं विना त्वसङ्गस्य, निष्क्रियस्य निराकृतेः ।
न घटेतार्थसंबन्धो नभसो नीलतादिवत् ॥ १९५॥

જેમ આકાશનો નીલપણાદિની સાથે [ સંબંધ ભ્રાંતિવિના સંભવતો નથી તેમ ] અસંગ, ક્રિયારહિત ને આકારરહિત[ આત્મા ]નો [ શબ્દાદિ ] વિષયોની સાથેનો સંબંધ ભ્રાંતિવિના સંભવતો નથી. ૧૯૫

ઉપર કહેલી વાતને વિશેષ સ્પષ્ટ કરે છે:—

स्वस्य द्रष्टुर्निर्गुणस्याक्रियस्य, प्रत्यग्बोधानन्दरूपस्य बुद्धेः ।
भ्रान्त्या प्राप्तो जीवभावो न सत्यो, मोहापाये नास्त्यवस्तुस्वभावात् ॥ १९६॥

દ્રષ્ટા, [ ત્રણ ] ગુણથી રહિત, ક્રિયારહિત, સર્વની અંતર રહેલ, જ્ઞાનસ્વરૂપ ને આનંદસ્વરૂપ આત્માને જીવભાવ, અંતઃકરણની ભ્રાંતિવડે પ્રાપ્ત [ થયો છે, તે ] સત્ય નથી.

[ જીવભાવના ] મિથ્યાસ્વભાવથી અવિવેકની નિવૃત્તિ થયે [ તે જીવભાવ રહેતો ] નથી. ૧૯૬

જીવભાવની સત્તા ભ્રાંતિકાલમાંજ છે આ વાત દૃષ્ટાંત આપીને સમજાવે છે:—

यावद्भ्रान्तिस्तावदेवास्य सत्ता,
मिथ्याज्ञानोज्जृम्भितस्य प्रमादात् ।
रज्ज्वां सर्पो भ्रान्तिकालीन एव,
भ्रान्तेर्नाशे नैव सर्पोऽपि तद्वत् ॥ १९७ ॥

[ જેમ મંદ અંધકારમાં પડેલી ] દોરડીમાં [ કલ્પાયેલો મિથ્યા ] સર્પ ભ્રાંતિના સમયમાંજ [ રહે છે, ] ભ્રાંતિનો નાશ થવાથી સર્પ નથીજ, [ ને તેનું જ્ઞાન ] પણ [ નથી, ] તેમ [ સ્વરૂપના ] વિસ્મરણથી મિથ્યાજ્ઞાનવડે ઉદય પામેલા આની ( આ જીવની ) સત્તા જ્યાંસુધી ભ્રાંતિ [ છે, ] ત્યાંસુધીજ [ છે. પછી નથી. ] ૧૯૭

અવિદ્યા તથા બુદ્ધિ અનાદિ છતાં પણ તેની નિવૃત્તિ વિદ્યાથી થઈ શકે છે એમ કહે છેઃ—

अनादित्वमविद्यायाः कार्यस्यापि तथेष्यते ।
उत्पन्नायां तु विद्यायामाविद्यकमनाद्यपि ॥ १९८ ॥
प्रबोधे स्वप्नवत्सर्वं सहमूलं विनश्यति ।
अनाद्यपीदं नो नित्यं प्रागभाव इव स्फुटम् १९९ ॥

અવિદ્યાનું અને [ તેના ] કાર્યનું (બુદ્ધિનું) પણ અનાદિપણું

પરમકારુણિક સદ્ગુરુપરમાત્મા કૃપા કરીને તેનું ઉત્તર આપે છેઃ—

श्रीगुरुरुवाच ॥

सम्यक्पृष्टं त्वया विद्वन्सावधानेन तच्छृणु ।
प्रामाणिकी न भवति भ्रान्त्या मोहितकल्पना ॥ १९४ ॥

શ્રીસદ્ગુરુ કહે છેઃ—" હે તર્ક કરવામાં કુશલ! તેં સારું પૂછ્યું. તેનું [ ઉત્તર મનની ] એકાગ્રતાવડે સાંભળ. ભ્રાંતિવડે [ કરેલી ] અવિવેકવાળી કલ્પના સત્ય હોતી નથી. ૧૯૪

भ्रांतिं विना त्वसङ्गस्य, निष्क्रियस्य निराकृतेः ।
न घटेतार्थसंबन्धो नभसो नीलतादिवत् ॥ १९५ ॥

જેમ આકાશનો નીલપણાદિની સાથે [ સંબંધ ભ્રાંતિવિના સંભવતો નથી તેમ ] અસંગ, ક્રિયારહિત ને આકારરહિત[ આત્મા ]નો [ શબ્દાદિ ] વિષયોની સાથેનો સંબંધ ભ્રાંતિવિના સંભવતો નથી. ૧૯૫

ઉપર કહેલી વાતને વિશેષ સ્પષ્ટ કરે છેઃ—

स्वस्य द्रष्टुर्निर्गुणस्याक्रियस्य, प्रत्यग्बोधानन्दरूपस्य बुद्धेः ।
भ्रान्त्या प्राप्तो जीवभावो न सत्यो, मोहापाये नास्त्यवस्तुस्वभावात् ॥ १९६ ॥

દ્રષ્ટા, [ ત્રણ ] ગુણથી રહિત, ક્રિયારહિત, સર્વની અંતર રહેલ, જ્ઞાનસ્વરૂપ ને આનંદસ્વરૂપ આત્માને જીવભાવ અંતઃકરણની ભ્રાંતિવડે પ્રાપ્ત [ થયો છે, તે ] સત્ય નથી.

[ જીવભાવના ] મિથ્યાસ્વભાવથી અવિવેકની નિવૃત્તિ થયે [ તે જીવભાવ રહેતા ] નથી. ૧૯૬

જીવભાવની સત્તા ભ્રાંતિકાલમાંજ છે આ વાત દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

यावद्भ्रान्तिस्तावदेवास्य सत्ता,
मिथ्याज्ञानोज्जृम्भितस्य प्रमादात् ।
रज्ज्वां सर्पो भ्रान्तिकालीन एव,
भ्रान्तेर्नाशे नैव सर्पोऽपि तद्वत् ॥ १९७ ॥

[ જેમ મંદ અંધકારમાં પડેલી ] દોરડીમાં [ કલ્પાયેલા મિથ્યા ] સર્પ ભ્રાંતિના સમયમાંજ [ રહે છે, ] ભ્રાંતિના નાશ થવાથી સર્પ નથીજ, [ ને તેનું જ્ઞાન ] પણ [ નથી, ] તેમ [ સ્વરૂપના ] વિસ્મરણથી મિથ્યાજ્ઞાનવડે ઉદય પામેલા આની ( આ જીવની ) સત્તા જ્યાંસુધી ભ્રાંતિ [ છે, ] ત્યાંસુધીજ [ છે. પછી નથી. ] ૧૯૭

અવિદ્યા તથા બુદ્ધિ અનાદિ છતાં પણ તેની નિવૃત્તિ વિદ્યાથી થઈ શકે છે એમ કહે છેઃ—

अनादित्वमविद्यायाः कार्यस्यापि तथेष्यते ।
उत्पन्नायां तु विद्यायामाविद्यकमनाद्यपि ॥ १९८ ॥
प्रबोधे स्वप्नवत्सर्वं सहमूलं विनश्यति ।
अनाद्यपीदंनो नित्यं प्रागभाव इव स्फुटम् १९९ ॥

અવિદ્યાનું અને [ તેના ] કાર્યનું (બુદ્ધિનું) પણ અનાદિપણું

સ્વીકારાય છે, પણ વિદ્યા ( આત્માનું યથાર્થજ્ઞાન ) ઉત્પન્ન થવાથી અનાદિ અવિદ્યાનું સર્વ કાર્ય પણ જાગ્રતમાં સ્વપ્નની પેઠે [ અવિદ્યારૂપ ] મૂલસહિત વિનાશ પામે છે. અનાદિ છતાં પણ આ ( અવિદ્યા ને તેનું કાર્ય ) પ્રાગભાવની પેઠે નિત્ય નથી, [ આ વાત ] સ્પષ્ટ [ છે. ]

પ્રાગભાવની પેઠે–નૈયાયિકો પ્રાગભાવને ( ઉત્પત્તિની પૂર્વે કાર્યના કારણમાં રહેલા અભાવને ) અનાદિ માને છે, અને કાર્ય ઉત્પન્ન થાય ત્યારે તેનો નાશ માને છે, અર્થાત્ તેઓ જેમ પ્રાગભાવને અનાદિ માન્યા છતાં પણ અનંત માનતા નથી, પણ નાશવાળો માને છે, તેમ અવિદ્યા ને અવિદ્યાનું કાર્ય અનાદિ છતાં પણ જ્યારે જ્ઞાનનો લાભ થાય ત્યારે તેનો નાશ થાય છે એમ અમે માનીએ છીએ. ૧૯૮-૧૯૯

ઉપર કહેલા અર્થને વિશેષ સ્પષ્ટ કરે છેઃ—

अनादेरपि विध्वंसः प्रागभावस्य वीक्षितः ।
यद्बुद्ध्युपाधिसम्बन्धात्परिकल्पितमात्मनि ॥ २०० ॥
जीवत्वं न ततोऽन्यस्तु स्वरूपेण विलक्षणः ।
सम्बन्धः स्वात्मनो बुद्ध्या मिथ्याज्ञानपुरःसरः ॥२०१॥
विनिवृत्तिर्भवेत्तस्य सम्यग्ज्ञानेन नान्यथा ।
ब्रह्मात्मैकत्वविज्ञानं सम्यग्ज्ञानं श्रुतेर्मतम् ॥ २०२ ॥

જેમ અનાદિ પ્રાગભાવનો પણ [ માટી આદિમાંથી ઘટાદિ ઉત્પન્ન થયા પછી ] વિનાશ જોયો છે, [ તેમ ] બુદ્ધિરૂપ ઉપાધિના સંબંધથી આત્મામાં કલ્પાયેલું જીવપણું [ અનાદિ પણ નાશવાળું છે. જીવ ] તેનાથી ( તે આત્માથી )

ભિન્ન નથી, અને સ્વરૂપવડે વિલક્ષણ [ પણ નથી, કેમકે કલ્પિત અધિષ્ઠાનરૂપજ હોય છે. ] પોતાના આત્માનો બુદ્ધિની સાથે સંબંધ મિથ્યાજ્ઞાનપૂર્વક [ છે, ને ] તેની અત્યંત નિવૃત્તિ [ આત્માના ] યથાર્થજ્ઞાનવડે થાય છે, અન્યથા ( કર્મથી ને ઉપાસનાથી ) [ તેની નિવૃત્તિ થતી ] નથી. બ્રહ્મ અને આત્માના એકપણાનો અનુભવ યથાર્થજ્ઞાન [ છે એમ ] ઉપનિષદોનો અભિપ્રાય [ છે. ] ૨૦૦-૨૦૨

આવું જ્ઞાન વિવેકવડે પ્રાપ્ત થાય છે એમ કહે છે:—

तदात्मानात्मनोः सम्यग्विवेकेनैव सिद्ध्यति ।
ततो विवेकः कर्तव्यः प्रत्यगात्मासदात्मनोः ॥ २०३ ॥

તે [યથાર્થ જ્ઞાન] આત્મા ને [અવિદ્યાદિ] જડના યથાર્થ-વિવેકવડેજ સિદ્ધ થાય છે, તેથી [ મુમુક્ષુએ ] અંતરાત્માનો ને [ અવિદ્યાદિ ] જડનો વિવેક કરવો જોઇએ. ૨૦૩

તે વિવેકનું ફલ દૃષ્ટાંત આપીને સમજાવે છે:—

जलं पङ्कवदत्यन्तं पङ्कापाये जलं स्फुटम् ।
यथा भाति तथाऽऽत्मापि दोषाभावे स्फुटप्रभः ॥ २०४ ॥

જેમ [ જે ] જલ કાદવવાળું [ હોય તે ] જલ [ નિર્મલી ફલ આદિવડે ] કાદવ દૂર થવાથી અત્યંત નિર્મલ જણાય છે, તેમ આત્મા પણ [ વિવેકે કરેલા ઉપાધિરૂપ ] દોષના અભાવમાં નિરાવરણજ્ઞાનવાળો [ જણાય છે. ] ૨૦૪

આત્મામાંથી કલ્પિત વસ્તુઓને દૂર કરવાની આવશ્યકતા જણાવે છે:—

असन्निवृत्तौ तु सदात्मना स्फुटं, प्रतीतिरेतस्य भवेत्प्रतीचः ।
ततो निरासः करणीय एव, सदात्मनः साध्वहमादिवस्तुनः२०५

[ અહંકારાદિ ] અસતની નિવૃત્તિથીજ આ સર્વની અંતરમાં રહેલા[ આત્મા ]ની સદ્રૂપે સ્પષ્ટ પ્રતીતિ થાય છે, તેથીજ સદ્રૂપ આત્મામાંથી અહંકારાદિ [ અસત્ ] વસ્તુની સારી રીતે નિવૃત્તિ કરવી જોઇએ. ૨૦૫

હવે આ વિજ્ઞાનમયકોશનું અનાત્મપણું સિદ્ધ કરી બતાવે છેઃ—

अतो नायं परात्मा स्याद्विज्ञानमयशब्दभाक् ।
विकारित्वाज्जडत्वाच्च परिच्छिन्नत्वहेतुतः ॥
दृश्यत्वाद्व्यभिचारित्वान्नानित्यो नित्य इष्यते ॥ २०६ ॥

આથી ( આગળ કહેલાં કારણોથી ) આ વિજ્ઞાનમય-શબ્દવડે વાચ્ય શુદ્ધાત્મા નથી. [ કામાદિ ] વિકારવાળો હોવાથી, જડપણાથી, પરિચ્છિન્નપણારૂપ હેતુથી, દૃશ્યપણાથી ને [ સુષુપ્તિમાં નહિ રહેવારૂપ ] વ્યભિચારીપણાથી અનિત્ય [ વિજ્ઞાનમયકોશ ] નિત્ય [ આત્મા ] માની શકાતો નથી. ૨૦૬

આનંદમયકોશનું નિરૂપણ કરે છેઃ—

आनंदप्रतिबिम्बचुम्बिततनुर्वृत्तिस्तमोजृम्भिता,
स्यादानन्दमयः प्रियादिगुणकः स्वेष्टार्थलाभोदये ।
पुण्यस्यानुभवे विभाति कृतिनामानन्दरूपः स्वयं,
सर्वो नन्दति यत्र साधु तनुभृन्मात्रं प्रयत्नं विना ॥२०७॥

[ અજ્ઞાનથી ઢંકાયેલા આત્માના ] આનંદના પ્રતિબિંબ-

શુદ્ધ સ્વરૂપવાળી [ને] તમોગુણના ઉદયવાળી વૃત્તિ આનંદમયકોશ છે. [તે આનંદમયકોશ] પ્રિયાદિ [પ્રિય, મોદ ને પ્રમોદરૂપ] ધર્મવાળો, પોતાના (જીવના) પ્રિય પદાર્થના લાભમાં ઉદય થનારો, [ને] પોતે [અજ્ઞાનથી ઢંકાયેલા] આનંદરૂપ [છે. તે] પુણ્યકર્મવાળાઓને પુણ્યના [ફલના] અનુભવમાં સ્પષ્ટ પ્રતીત થાય છે. જેમાં (આનંદમયકોશના ઉદયકાલમાં) સર્વ પ્રાણી [સુખની સામગ્રી સંપાદન કરવાનો] પ્રયત્ન કર્યા વિનાજ સારી રીતે સુખ પામે છે. ૨૦૭

સુષુપ્તિ આદિ અવસ્થામાં આનંદમયકોશની પ્રતીતિ કેવી હોય છે તે કહે છેઃ—

आनन्दमयकोशस्य सुषुप्तौ स्फूर्तिरुत्कटा ।
स्वप्नजागरयोरीषदिष्टसंदर्शनादिना ॥ २०८ ॥

સુષુપ્તિમાં [વિક્ષેપ ઉપજાવનારી વૃત્તિઓ અવિદ્યામાં લીન થવાથી] આનંદમયકોશનું સ્ફુરણ પૂર્ણ [હોય છે, અને] સ્વપ્નમાં ને જાગ્રત્‌માં પ્રિય[પ્રાણિપદાર્થ]ના દર્શનાદિવડે થોડું (વૃત્તિ અંતર્મુખ રહે તેટલો સમય) [સ્ફુરણ હોય છે.] ૨૦૮

આ આનંદમયકોશ આત્મા નથી એમ કારણસહિત જણાવે છેઃ—

नैवायमानन्दमयः परात्मा, सोपाधिकत्वात्प्रकृतेर्विकारात् ।
कार्यत्वहेतोः सुकृतक्रियाया, विकारसंघातसमाहितत्वात् ॥ २०९ ॥

આ આનંદમયકોશ [પ્રિયાદિ વૃત્તિઓરૂપ] ઉપાધિવાળો

હોવાથી, અવિદ્યાના કાર્યરૂપ હોવાથી, પુણ્યકર્મના કાર્યપણારૂપ હેતુથી, [ ને અન્નમયાદિ ] વિકારના સમૂહમાં સ્થાપન કરેલો (ગણેલો) હોવાથી શુદ્ધાત્મા નથીજ. ૨૦૯

અન્નમયાદિ પાંચ કોશોના અનાત્મપણાના નિશ્ચયથી થનારું ફલ કહે છે —

पञ्चानामपि कोशानां निषेधे युक्तितः श्रुतेः ।
तन्निषेधावधिः साक्षी बोधरूपोऽवशिष्यते ॥ २१० ॥

[ अस्थूलम् "—આત્મા સ્થૂલ નથી-ઇત્યાદિ ] શ્રુતિથી [ ને આગળ જણાવેલી ] યુક્તિથી પાંચે કોશોનો નિષેધ થવાથી તેના નિષેધના અવધિભૂત જ્ઞાનરૂપ સાક્ષી અવશેષ રહે છે ૨૧૦

આત્મસ્વરૂપનું નિરૂપણ કરે છેઃ—

योऽयमात्मा स्वयंज्योतिः पञ्चकोशविलक्षणः ।
अवस्थात्रयसाक्षी सन्निर्विकारो निरञ्जनः ॥
सदानन्दः स विज्ञेयः स्वात्मत्वेन विपश्चिता ॥ २११ ॥

જે આ આત્મા સ્વયંપ્રકાશ ( પ્રમાણનો વિષય નહિ છતાં પ્રત્યક્ષના વ્યવહારને યોગ્ય, ) [ અન્નમયાદિ ] પાંચ કોશોથી વિલક્ષણ, [ જાગ્રદાદિ ] ત્રણ અવસ્થાનો પ્રકાશક છતો [ જન્માદિ છ ભાવ ]વિકારોથી રહિત, [ અવિદ્યાએ કરેલા ] આવરણથી રહિત, [ ને ] અવિનાશી આનંદરૂપ [ છે, ] તે [ આત્મા શ્રુતિ, યુક્તિ, ને અનુભવમાં ] કુશલે પોતાના આત્મપણાવડે સાક્ષાત્કાર કરવા યોગ્ય [ છે. ]" ૨૧૧

ઉપર કહેલા અર્થમાં શિષ્ય શંકા કરે છેઃ—

शिष्य उवाच ॥

मिथ्यात्वेन निषिद्धेषु कोशेष्वेतेषु पञ्चसु ।
सर्वाभावं विना किंचिन्न पश्याम्यत्र हे गुरो ।
विज्ञेयं किमु वस्त्वस्ति स्वात्मनाऽऽत्मविपश्चिता ॥ २१२ ॥

શિષ્ય પૂછે છેઃ—" હે સદ્‌ગુરો ! આ પાંચ કોશો મિથ્યાપણાવડે નિષિદ્ધ થવાથી [ હું ] સર્વના અભાવવિના અહીં (પિંડમાં તથા બ્રહ્માંડમાં) કાંઇ પણ જોતો નથી, તો આત્મવિચાર કરવામાં કુશલ [ પુરુષે ] પોતાના આત્મરૂપે કઇ વસ્તુ જાણવાયોગ્ય છે?" ૨૧૨

શ્રીસદ્‌ગુરુ તેનું સમાધાન આપે છેઃ—

श्रीगुरुरुवाच ॥

सत्यमुक्तं त्वया विद्वन्निपुणोऽसि विचारणे ।
अहमादिविकारास्ते तदभावोऽयमप्यनु ॥ २१३ ॥
सर्वे येनानुभूयन्ते, यः स्वयं नानुभूयते ।
तमात्मानं वेदितारं विद्धि बुद्ध्या सुसूक्ष्मया ॥ २१४ ॥

શ્રીસદ્‌ગુરુ કહે છેઃ—" હે વિદ્વન્ ! ( તર્ક કરવામાં ચતુર ! ) તેં સત્ય કહ્યું. [ તું ] વિચાર કરવામાં નિપુણ છે. અહંકારાદિ વિકારો અને પછી આ તેનો અભાવ તે સર્વે જેવડે અનુભવાય છે, [ને] જે પોતે અનુભવનો વિષય થતો નથી,

હોવાથી, અવિદ્યાના કાર્યરૂપ હોવાથી, પુણ્યકર્મના કાર્યપણારૂપ હેતુથી, [ ને અન્નમયાદિ ] વિકારના સમૂહમાં સ્થાપન કરેલો (ગણેલો) હોવાથી શુદ્ધાત્મા નથીજ. ૨૦૯

અન્નમયાદિ પાંચ કોશોના અનાત્મપણાના નિશ્ચયથી થનારું ફળ કહે છે:—

पञ्चानामपि कोशानां निषेधे युक्तितः श्रुतेः ।
तन्निषेधावधिः साक्षी बोधरूपोऽवशिष्यते ॥ २१० ॥

[ અસ્થૂલમ્ "—આત્મા સ્થૂલ નથી-ઇત્યાદિ ] શ્રુતિથી [ ને આગળ જણાવેલી ] યુક્તિથી પાંચે કોશોનો નિષેધ થવાથી તેના નિષેધના અવધિભૂત જ્ઞાનરૂપ સાક્ષી અવશેષ રહે છે. ૨૧૦

આત્મસ્વરૂપનું નિરૂપણ કરે છે:—

योऽयमात्मा स्वयंज्योतिः पञ्चकोशविलक्षणः ।
अवस्थात्रयसाक्षी सन्निर्विकारो निरञ्जनः ॥
सदानन्दः स विज्ञेयः स्वात्मत्वेन विपश्चिता ॥ २११ ॥

જે આ આત્મા સ્વયંપ્રકાશ, ( પ્રમાણનો વિષય નહિ છતાં પ્રત્યક્ષના વ્યવહારને યોગ્ય, ) [ અન્નમયાદિ ] પાંચ કોશોથી વિલક્ષણ, [ જાગ્રદાદિ ] ત્રણ અવસ્થાનો પ્રકાશક છતો [ જન્માદિ છ ભાવ ]વિકારોથી રહિત, [ અવિદ્યાએ કરેલા ] આવરણથી રહિત, [ ને ] અવિનાશી આનંદરૂપ [ છે, ] તે [ આત્મા શ્રુતિ, યુક્તિ, ને અનુભવમાં ] કુશલે પોતાના આત્મપણાવડે સાક્ષાત્કાર કરવા યોગ્ય [ છે. ]" ૨૧૧

ઉપર કહેલા અર્થમાં શિષ્ય શંકા કરે છેઃ—

शिष्य उवाच ॥

मिथ्यात्वेन निषिद्धेषु कोशेष्वेतेषु पञ्चसु ।
सर्वाभावं विना किंचिन्न पश्याम्यत्र हे गुरो ।
विज्ञेयं किमु वस्त्वस्ति स्वात्मनाऽऽत्मविपश्चिता ॥ २१२ ॥

શિષ્ય પૂછે છેઃ—" હે સદ્‌ગુરો ! આ પાંચ કોશો મિથ્યાપણાવડે નિષિદ્ધ થવાથી [ હું ] સર્વના અભાવવિના અહીં ( પિંડમાં તથા બ્રહ્માંડમાં ) કાંઇ પણ જોતો નથી, તો આત્મવિચાર કરવામાં કુશલ [ પુરુષે ] પોતાના આત્મરૂપે કઇ વસ્તુ જાણવાયોગ્ય છે ?" ૨૧૨

શ્રીસદ્‌ગુરુ તેનું સમાધાન આપે છેઃ—

श्रीगुरुरुवाच ॥

सत्यमुक्तं त्वया विद्वन्निपुणोऽसि विचारणे ।
अहमादिविकारास्ते तदभावोऽयमप्यनु ॥ २१३ ॥
सर्वे येनानुभूयन्ते, यः स्वयं नानुभूयते ।
तमात्मानं वेदितारं विद्धि बुद्ध्या सुसूक्ष्मया ॥ २१४ ॥

શ્રીસદ્‌ગુરુ કહે છેઃ—" હે વિદ્વન્ ! ( તર્ક કરવામાં ચતુર ! ) તેં સત્ય કહ્યું. [ તું ] વિચાર કરવામાં નિપુણ છે. અહંકારાદિ વિકારો અને પછી આ તેનો અભાવ તે સર્વ જેવડે અનુભવાય છે, [ને] જે પોતે અનુભવનો વિષય થતો નથી,

તે [ સર્વના ] જ્ઞાતા આત્માને [ તું ] અતિસૂક્ષ્મ બુદ્ધિવડે જાણ. ૨૧૩-૨૧૪

શૂન્યનો ( સર્વના અભાવનો ) કોઇ સાક્ષી ન હોવાથી શૂન્યની સિદ્ધિ થઇ શકતી નથી, અથવા સર્વનો સાક્ષી સ્વતઃસિદ્ધ હોવાથી તેને અન્ય સાક્ષીની અગત્ય નથી એમ કહે છેઃ—

तत्साक्षिकं भवेत्तत्तद्यद्येनानुभूयते ।
कस्याप्यननुभूतार्थे साक्षित्वं नोपयुज्यते ॥ २१५ ॥

જે જે [ વસ્તુ ] જેવડે અનુભવાય છે તે તે [ વસ્તુ ] તે સાક્ષીવાળી [ હોવાથી સિદ્ધ થાય છે. ] નહિ અનુભવેલા પદાર્થમાં કોઇનું પણ સાક્ષીપણું ઉપયોગી થતું નથી. ૨૧૫

સાક્ષીનો સાક્ષી માનતાં અનવસ્થાદોષ થાય છે એમ કહે છેઃ—

असौ स्वसाक्षिको भावो यतः स्वेनानुभूयते ।
अतः परं स्वयं साक्षात्प्रत्यगात्मा न चेतरः ॥ २१६ ॥

જેથી આ પોતાવડે અનુભવાય છે, [ તેથી આ ] પોતાના સાક્ષીવાળો પદાર્થ [ છે,-સ્વસંવેદ્ય છે, ] આથી અંતરાત્મા પોતે સાક્ષાત્ શુદ્ધ [ ચેતન-સાક્ષી-છે, ] પણ બીજો [ કોઇ સાક્ષી ] નથી. ૨૧૬

એ સાક્ષીને અથવા આત્માના સ્વરૂપને સ્પષ્ટ કરીને કહે છેઃ—

जाग्रत्स्वप्नसुषुप्तिषु स्फुटतरं योऽसौ समुज्जृम्भते,
प्रत्यग्रूपतया सदाऽहमहमित्यन्तःस्फुरन्नैकधा ।
नानाकारविकारभागिन इमान्पश्यन्नहंधीमुखान्,
नित्यानन्दचिदात्मना स्फुरति तं विद्धि स्वमेतं हृदि ॥२१७॥

नित्यं विभुं सर्वगतं सुसूक्ष्ममन्तर्बहिः शून्यमनन्यमात्मनः ।
विज्ञाय सम्यङ्निजरूपमेतत्पुमान्विपाप्मा विरजो विमृत्युः ॥२२१॥

विशोक आनन्दघनो विपश्चित्स्वयं कुतश्चिन्न बिभेति कश्चित् ।
नान्योऽस्ति पन्था भवबन्धमुक्तेर्विना स्वतत्त्वावगमं मुमुक्षोः २२२

જેમ વિવેકીવડે ઘડો, [તેમાંનું] જલ, [ને] તેમાં પડેલું સૂર્યનું પ્રતિબિંબ [આ] સર્વનો પરિત્યાગ કરીને આ ત્રણને પ્રકાશનારો, [તે ત્રણે] ઉપાધિથી રહિત, [ને] પોતાના પ્રકાશમાં અન્ય પ્રકાશની અપેક્ષા નહિ રાખનારો સૂર્ય [નિર્દોષ નેત્રોવડે] સારી રીતે જોવાય છે, તેમ સ્થૂલશરીર, બુદ્ધિ [ને] ચૈતનનું પ્રતિબિંબ આ [સર્વનો] પરિત્યાગ કરીને બુદ્ધિરૂપ ગુફામાં રહેલા, સાક્ષી, અવિનાશી જ્ઞાનરૂપ, સર્વને પ્રકાશનાર, કાર્ય ને કારણથી વિલક્ષણ, વિનાશરહિત, વ્યાપક, સર્વમાં અનુગત, પરમસૂક્ષ્મ, બહાર ને અંતર એવા ભેદથી રહિત, પોતાના સ્વરૂપથી અભિન્ન, પોતાના સ્વરૂપભૂત આ આત્માને સંશયવિપર્યયથી રહિત અનુભવીને પુરુષ [દુર્વાસનાઓના હેતુભૂત] પાપથી રહિત, [મનોવિકારોના હેતુભૂત] રજોગુણથી રહિત, [વિષયાસક્તિરૂપ] મૃત્યુથી રહિત, [પ્રતિકૂલજ્ઞાનને અભાવે] શોકથી રહિત, આનંદઘન [ને] જ્ઞાનસ્વરૂપ [થાય છે. તે] પોતે કોઇ પણ [હોય તોપણ તે] કોઇથી ભય પામતો નથી. મુમુક્ષુને પોતાના સ્વરૂપના જ્ઞાનવિના સંસારરૂપ બંધમાંથી મોકળા થવાનું બીજું [કોઈ] સાધન નથી. ૨૧૯–૨૨૨

બ્રહ્મથી અભિન્ન આત્માનું જ્ઞાનજ મોક્ષનો હેતુ છે એમ જણાવે છેઃ—

ब्रह्माभिन्नत्वविज्ञानं भवमोक्षस्य कारणम् ।
येनाद्वितीयमानन्दं ब्रह्म सम्पद्यते बुधैः ॥ २२३ ॥

[ આત્માના ] બ્રહ્મથી અભિન્નપણાનો અનુભવ સંસારથી મોકળા થવાનું સાધન [ છે. ] જેવડે જ્ઞાનીઓથી અદ્વિતીયરૂપ [ ને ] આનંદરૂપ બ્રહ્મને [ અભેદભાવે ] પ્રાપ્ત કરાય છે. ૨૨૩

બ્રહ્મનિષ્ઠને પુનઃ સંસારની પ્રાપ્તિ થતી નથી એમ કહે છેઃ—

ब्रह्मभूतस्तु संसृत्यै विद्वान्नावर्तते पुनः ।
विज्ञातव्यमतः सम्यग्ब्रह्माभिन्नत्वमात्मनः ॥ २२४ ॥

બ્રહ્મરૂપ થયેલો જ્ઞાની પુનઃ [ જન્મમરણરૂપ ] સંસારમાટે આવતો નથીજ. આથી પોતાનું બ્રહ્મથી અભિન્નપણું સારી રીતે અનુભવવું જોઇએ. ૨૨૪

હવે બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ કરે છેઃ—

सत्यं ज्ञानमनन्तं ब्रह्म विशुद्धं परं स्वतःसिद्धम् ।
नित्यानन्दैकरसं प्रत्यगभिन्नं निरन्तरं जयति ॥ २२५ ॥

ત્રણે કાલમાં રહેનાર, ચેતનસ્વરૂપ, (દેશ, કાલ ને વસ્તુના) પરિચ્છેદથી રહિત, [ અવિદ્યાદિરૂપ ] મલથી રહિત, પ્રમાણવિના સિદ્ધ, નિત્ય આનંદરૂપ, અવિકારી અંતરાત્માથી અભિન્ન, [ ને ] અંતરથી ( કારણથી ) રહિત બ્રહ્મ સર્વથી ઉત્કૃષ્ટ રીતે વર્તે છે. ૨૨૫

અહીં બ્રહ્મથી ભિન્ન કાંઈ પણ સત્ય નથી એમ કહે છેઃ—

सदिदं परमाद्वैतं स्वस्मादन्यस्य वस्तुनोऽभावात् ।
नह्यन्यदस्ति किंचित्सम्यक्परमार्थतत्त्वबोधे हि ॥ २२६ ॥

આત્મસ્વરૂપથી [ ભિન્ન ] અન્ય વસ્તુનો અભાવ હોવાથી આ પરમ અદ્વૈત સત્ય [ છે. ] સત્યતત્ત્વનું દૃઢ જ્ઞાન થવાથી [ આત્માથી ભિન્ન ] અન્ય કાંઈ પણ [ સ્વતંત્ર ] સત્તાવાળું [ પ્રતીત થતું ] નથી. ૨૨૬

પ્રકારાંતરે બ્રહ્મની સત્તા કહે છેઃ—

यदिदं सकलं विश्वं नानारूपं प्रतीतमज्ञानात् ।
तत्सर्वं ब्रह्मैव प्रत्यस्ताशेषभावनादोषम् ॥ २२७ ॥

જે આ [ નામરૂપાત્મક ] સઘળું જગત્ [ મનુષ્યાદિ ] અનેકરૂપે અજ્ઞાનથી ( પ્રત્યક્ષાદિ પ્રમાણથી) જણાય છે, તે સર્વ [ વસ્તુતાએ ] જેમાં ત્રણે કાલમાં લગારે કલ્પનારૂપ દોષ નથી એવું બ્રહ્મજ [ છે. ] ૨૨૭

અનેકરૂપવાળું જગત્ એક બ્રહ્મરૂપ કેમ સંભવી શકે છે? તે, દૃષ્ટાંત આપીને નીચેના ત્રણ શ્લોકોવડે સમજાવે છેઃ—

मृत्कार्यभूतोऽपि मृदो न भिन्नः, कुम्भोऽस्ति सर्वत्र तु मृत्स्वरूपात्
न कुम्भरूपं पृथगस्ति कुम्भः, कुतो मृषा कल्पितनाममात्रः॥२२८
केनापि मृद्भिन्नतया स्वरूपं घटस्य संदर्शयितुं न शक्यते ।
अतो घटः कल्पित एव मोहान्मृदेव सत्यं परमार्थभूतम् ॥२२९॥
सद्ब्रह्मकार्यं सकलं सदेव, तन्मात्रमेतन्न ततोऽन्यदस्ति ।
अस्तीति यो वक्ति न तस्य मोहो, विनिर्गतो निद्रितवत्प्रजल्पः२३०

ઘડો માટીના કાર્યરૂપ [ છતાં ] પણ માટીથી ભિન્ન નથી. સર્વત્ર (વ્યવહારમાં સર્વ ઠેકાણે) માટીના સ્વરૂપથી ભિન્ન ઘડાનું રૂપ નથીજ. [ આ કારણથી ] કલ્પિત નામમાત્ર મિથ્યા ઘડો [ માટીથી પૃથક્ ] ક્યાંથી [ સંભવી શકે ? ] ૨૨૮

કોઇએ પણ ઘડાનું સ્વરૂપ માટીથી ભિન્નપણાવડે દેખાડી શકાતું નથી, આથીજ ઘડો [ માટીના ] અજ્ઞાનથી કલ્પિત [ છે. ] માટીજ [ ઘડાની અપેક્ષાએ ] સત્ય [ ને ] વાસ્તવિકરૂપ [ છે. ] ૨૨૯

[ એવી રીતે આ ] સર્વ સદ્રૂપ બ્રહ્મનું [ વિવર્ત ] કાર્ય સતજ ( બ્રહ્મજ ) [ છે ] આ [ પ્રતીત થતું જગત્ ] તે રૂપ ( બ્રહ્મરૂપ ) [ છે. ] તેનાથી ભિન્ન નથી. [ આ જગત્ વસ્તુતાએ બ્રહ્મથી ભિન્ન ] છે એમ જે કહે છે તેનું અજ્ઞાન દૂર થયું નથી. [ તેનો ] ઉંઘેલાના જેવો બકવાદ [ છે. ] ૨૩૦

આ વિષયમાં મુંડકોપનિષદ્ની શ્રુતિનુ પ્રમાણ આપે છેઃ—

ब्रह्मैवेदं विश्वमित्येव वाणी, श्रौती ब्रूतेऽथर्वनिष्ठा वरिष्ठा ।
तस्मादेतद्ब्रह्ममात्रं हि विश्वं,नाधिष्ठानाद्भिन्नताऽऽरोपितस्य २३१

આ સર્વ બ્રહ્મજ [ છે ] એમજ અથર્વવેદમાં ( અથર્વવેદની મુંડકોપનિષદ્માં ) રહેલી અતિશ્રેષ્ઠ શ્રુતિરૂપ વાણી કહે છે, તેથી આ સર્વ બ્રહ્મમાત્રજ [ છે. સર્પાદિ ] આરોપિતની [ દોરડી આદિ ] અધિષ્ઠાનથી ભિન્નતા નથી. ૨૩૧

જગતને 'બ્રહ્મના જેવું સત્ય માનવાથી પ્રાપ્ત થતા દોષો વર્ણવે છેઃ—

( ભ્રાંતિના સમયમાં ) [ અધિષ્ઠાનના સ્વરૂપને નહિ જાણનારા અજ્ઞાની પુરુષવડે ] નિરૂપણ કરાય છે. આરોપિત [ જગત્ ] તો બ્રહ્મમાં નામમાત્ર [ છે. ] ૨૩૬

હવે નીચેના ચાર શ્લોકોવડે બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ કરે છેઃ—

अतः परं ब्रह्म सदद्वितीयं, विशुद्धविज्ञानघनं निरञ्जनम् ।
प्रशान्तमाद्यन्तविहीनमक्रियं, निरन्तरानन्दरसस्वरूपम् ॥ २३७॥
निरस्तमायाकृतसर्वभेदं, नित्यं सुखं निष्कलमप्रमेयम् ।
अरूपमव्यक्तमनाख्यमव्ययं, ज्योतिस्वयं किंचिदिदं चकास्ति ॥

ज्ञातृज्ञेयज्ञानशून्यमनन्तं निर्विकल्पकम् ।
केवलाखण्डचिन्मात्रं परं तत्त्वं विदुर्बुधाः ॥ २३९ ॥

अहेयमनुपादेयं मनोवाचामगोचरम् ।
अप्रमेयमनाद्यन्तं ब्रह्म पूर्णमहं महः ॥ २४० ॥

[ કલ્પિત જગત ત્રણે કાલમાં સત્ નથી, ] આથી [ માયાથી ] પર [ એવું ] બ્રહ્મ સત્યરૂપ, અદ્વૈતરૂપ, [અવિદ્યારૂપ] મલથી રહિત, કેવલ જ્ઞાનસ્વરૂપ, [ અવિદ્યાએ કરેલા ] આવરણથી રહિત, [ રાગદ્વેષાદિ ] વિકારોથી રહિત, ઉત્પત્તિ ને નાશથી રહિત, ક્રિયાથી રહિત, [ ને ] અખંડાનંદરસસ્વરૂપવાળું [ છે. ] ૨૩૭

માયાથી કરેલા [ જીવ, ઈશ્વર ને જગતરૂપ ] સર્વ ભેદથી રહિત, અવિનાશી, દુઃખથી વિપરીત, અવયવોથી રહિત, પ્રમાણનો અવિષય, રૂપરહિત, ઇંદ્રિયોને

અવિકારી [ને] ચેતનરૂપ બ્રહ્મ [ છે. જે ] કાંઈ આ પ્રતીત થાય છે [ તે બ્રહ્મથી ભિન્ન નથી. ] ૨૩૮

જ્ઞાતા, જ્ઞેય ને જ્ઞાનથી રહિત, પરિચ્છેદથી રહિત, વિકલ્પોના અવિષયરૂપ, અદ્વૈત, અવિનાશી, ચૈતન્યરૂપ [ ને માયાથી ] પર બ્રહ્મને જ્ઞાનીઓ જાણે છે. ૨૩૯

[ સર્વેનું સ્વરૂપ હોવાથી ] ત્યજી ન શકાય એવું, ગ્રહણ ન કરી શકાય એવું, મનના ને વાણીના અવિષયરૂપ, માપમાં ન આવે એવું, ઉત્પત્તિથી તથા નાશથી રહિત, [ સર્વેમાં ] પૂર્ણ, વ્યાપક [ને] અલૌકિક તેજોરૂપ હું [છું, એમ હે શિષ્ય! તું નક્કી કર. ] ૨૪૦

" तत्त्वमसि " આ મહાવાક્યમાં રહેલા પદના અર્થના શોધનના પ્રકારને કહે છે —

तत्त्वंपदाभ्यामभिधीयमानयोर्ब्रह्मात्मनोः शोधितयोर्यदीत्थम् ।
श्रुत्या तयोस्तत्त्वमसीति सम्यगेकत्वमेव प्रतिपाद्यते मुहुः ॥२४१॥

" तत्त्वमसि " (તે તું છે,) આ શ્રુતિવડે तत् (તે) त्वं (તું) [એ બે] શબ્દવડે કહેલા ઈશ્વર ને જીવ [જો] ઉપાધિરહિત [છે] તેમનું આવી રીતે વારંવાર ( નવ વાર ) અબાધિત એકપણું પ્રતિપાદન કરાય છે. ૨૪૧

ઈશ્વરના તથા જીવના લક્ષ્યાર્થનો અભેદ છે, વાચ્યાર્થનો અભેદ નથી એમ કહે છે:—

ऐक्यं तयोर्लक्षितयोर्न वाच्ययोर्निगद्यतेऽन्योन्यविरुद्धधर्मिणोः ।
खद्योतभान्वोरिव राजभृत्ययोः,कूपाम्बुराश्योः परमाणुमेर्वोः ॥

[ બંનેના ઉપાધિનો ત્યાગ કર્યા ] પછી અનાયાસે લક્ષણાવડે જાણવાયોગ્ય તે બંને ( ઈશ્વર તથા જીવ ) લક્ષણાવડે [ જાણવા જોઈએ. ] તે બંનેના અખંડ એકરસપણાના નિશ્ચયમાટે જહતલ્લક્ષણાવડે બસ નથી, તેમ અજહતલ્લક્ષણાવડે [ પણ બસ ] નથી, પરંતુ ઉભયાર્થરૂપવડેજ (જહદજહતલ્લક્ષણાવડેજ-ભાગત્યાગલક્ષણાવડેજ ) વિચાર કરવો જોઈએ. ૨૪૭

જહત્ અજહત્ લક્ષણાનું લૌકિક ઉદાહરણ કહીને તેને મહાવાક્યમાં જોડે છેઃ—

स देवदत्तोऽयमितीह चैकता, विरुद्धधर्मांशमपास्य कथ्यते ।
यथा तथा तत्त्वमसीति वाक्ये, विरुद्धधर्मानुभयत्र हित्वा ॥२४८॥
संलक्ष्य चिन्मात्रतया सदात्मनोरखण्डभावः परिचीयते बुधैः ।
एवं महावाक्यशतेन कथ्यते, ब्रह्मात्मनोरैक्यमखण्डभावः॥२४९॥

જેમ તે આ દેવદત્ત [છે] આ[વાક્ય]માં [ તે અને આ એ બંનેના ] વિરોધવાળા ભાગનો ત્યાગ કરીને એકતા કહેવાય છે, તેમ " तत्त्वमसि " ( તે બ્રહ્મ તું છે ) આ વાક્યમાં [ ઈશ્વરમાં ને જીવમાં રહેલા ઉપાધિના વિરોધવાળા ધર્મોનો ત્યાગ કરીને તે બંનેનું એકપણું કહેવાય છે. ] બંનેમાં ( ઈશ્વરમાં તથા જીવમાં ) રહેલા વિરોધવાળા ( સર્વજ્ઞપણું તથા અલ્પજ્ઞપણું ઇત્યાદિ ) ધર્મોનો ત્યાગ કરીને [તે બંનેનો ] ચેતનઃમાત્રપણાવડે નિશ્ચય કરીને ઈશ્વરનો ને જીવનો અભેદભાવ વિવેકીઓવડે સાક્ષાત્કાર કરાય છે. એવી રીતે સેંકડો મહાવાક્યોવડે બ્રહ્મની ને આત્માની એકતારૂપ અખંડભાવ કહેવાય છે. ૨૪૮-૨૪૯

ઉપર કહેલા અર્થને નક્કી કરવા શિષ્યને કહે છે:—

अस्थूलमित्येतदसन्निरस्य, सिद्धं स्वतो व्योमवदप्रतर्क्यम् ।
अतो मृषामात्रमिदं प्रतीतं, जहीहि यत्स्वात्मतया गृहीतम् ।
ब्रह्माहमित्येव विशुद्धबुद्ध्या, विद्धि स्वमात्मानमखण्डबोधम् ॥

[ બ્રહ્મ ] સ્થૂલથી વિલક્ષણ [છે] આ [ શ્રુતિ ] આનો (સ્થૂલ, સૂક્ષ્મ ને કારણનો) નિષેધ કરીને પોતાનાથી સિદ્ધ, આકાશના જેવું [ અસંગ, ને ] તર્કના અવિષયરૂપ [ બ્રહ્મ છે એમ કહે છે. જેથી શ્રુતિ એમ કહે છે, ] તેથી [ હે સૌમ્ય ! ] આ પ્રતીત થતા મિથ્યામાત્રને [ તેં ] જે પોતાના આત્મપણાવડે ગ્રહણ કરેલું [ છે તેને ] ત્યજી દે, [ ને ] હું બ્રહ્મજ [ છું ] એમ અતિશુદ્ધબુદ્ધિવડે પોતાના આત્માને અખંડજ્ઞાનરૂપ જાણ. ૨૫૦

કહેલા મહાવાક્યના અર્થને શિષ્યની દૃઢતામાટે દૃષ્ટાંતથી ને યુક્તિથી નીચેના ત્રણ શ્લોકવડે વર્ણવે છે:—

मृत्कार्यं सकलं घटादि सततं मृन्मात्रमेवाहितं,
तद्वत्सज्जनितं सदात्मकमिदं सन्मात्रमेवाखिलम् ।
यस्मान्नास्ति सतः परं किमपि तत्सत्यं स आत्मा स्वयं,
तस्मात्तत्त्वमसि प्रशान्तममलं ब्रह्माद्वयं यत्परम् ॥ २५१ ॥
निद्राकल्पितदेशकालविषयज्ञात्रादिसर्वं यथा,
मिथ्या तद्वदिहापि जाग्रति जगत्स्वाज्ञानकार्यत्वतः ।
यस्मादेवमिदं शरीरकरणप्राणाहमाद्यप्यस-
त्तस्मात्तत्त्वमसि प्रशान्तममलं ब्रह्माद्वयं यत्परम् ॥ २५२ ॥

**यत्र भ्रान्त्या कल्पितं तद्विवेके, तत्तन्मात्रं नैव तस्माद्विभिन्नं ।**
**स्वप्ने नष्टं स्वप्नविश्वं विचित्रं, स्वस्माद्भिन्नं किन्नु दृष्टं प्रबोधे ॥**

[ જેમ ] ઘટાદિ સર્વ માટીનું કાર્ય [ વિચારવડે ] નિરંતર માટીમાત્રજ નક્કી કર્યું [ છે, ] તેમ આ સમગ્ર સત્માંથી (બ્રહ્મમાંથી ) ઉપજેલું સદ્રૂપ-બ્રહ્મમાત્રજ-[ છે. ] જેથી [અહીં] સત્થી ભિન્ન કાંઈ પણ નથી, તે સત્ય [ છે, ] તે પોતે આત્મા [ છે, ] તેથી [ હે પ્રિયદર્શન ! ] જે અત્યંતશાંત, નિર્મલ, શ્રેષ્ઠ [ ને ] અદ્વય બ્રહ્મ [ છે, ] તે તું છે ૨૫૧

સ્વપ્નમાં ]નિદ્રા[ દોષ ]વડે કલ્પેલા દેશ, કાલ વિષયો ને જ્ઞાનાદિ સર્વે જેમ મિથ્યા [ છે, ] તેમ આ જાગ્રતમાં [પ્રતીત થતું ] જગત્ પણ પોતાના ( આત્માના ) અજ્ઞાનના કાર્યપણાથી [ મિથ્યા છે ] જેથી આ શરીર, ઇંદ્રિયો, પ્રાણ ને અહંકારાદિ પણ એમ [ હોવાથી-આત્માના અજ્ઞાનથી ઉપજેલાં હોવાથી ] અસત્ [ છે, ] તેથી અત્યંતશાંત, નિર્મલ, વ્યાપક, અદ્વય ને સૂક્ષ્મતમ જે [ છે, ] તે તું છે ૨૫૨

જેમાં ભ્રાંતિવડે [ જે ] કલ્પ્યું [ હોય ] તેના ( અધિષ્ઠાનના ) સાક્ષાત્કારમાં તે [ કલ્પિત ] તે રૂપ ( અધિષ્ઠાનરૂપ ) [ રહે છે, ] તેનાથી ભિન્ન નથીજ [ રહેતું ] સ્વપ્નમાં [ પ્રતીત થતું ] વિચિત્ર સ્વપ્નનું જગત્ જોયું [ છતું પણ ] નાશ પામેલું [ થાય છે ] જાગ્રતમાં પોતાથી ભિન્ન [ તે જગત્ ] શું [ કોઈએ જોયું છે ? ] ૨૫૩

હવે નીચેના દશ શ્લોકોવડે મધ્યમાધિકારી શિષ્યને ઉદ્દેશીને બ્રહ્મનો ઉપદેશ કરે છે.—

जातिनीतिकुलगोत्रदूरगं, नामरूपगुणदोषवर्जितम् ।
देशकालविषयातिवर्ति यद्ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥२५४॥

જે બ્રહ્મ જાતિ, [ રાજ આદિ ] નીતિ, કુલ ને ગોત્રથી રહિત; નામ, રૂપ, ગુણ ને દોષથી રહિત; [ અને ] દેશ, કાલ ને વિષયથી બહાર [ છે,–તેના સંબંધથી રહિત છે, ] તે તું છે [ એમ તું તારા ] અંતઃકરણમાં નિદિધ્યાસન કર. ૨૫૪

यत्परं सकलवागगोचरं, गोचरं विमलबोधचक्षुषः ।
शुद्धचिद्घनमनादि वस्तु यद्ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥२५५॥

જે [ અવિદ્યાથી ] પર, જે વ્યાપક, સર્વ વાણીઓનો અવિષય, નિર્મલ જ્ઞાનરૂપ નેત્રનો વિષય, પવિત્ર, ચેતનઘન, અનાદિ [ ને ] સત્ય [ છે, ] તે તું છે [એમ તું તારા] અંતઃકરણમાં નિદિધ્યાસન કર. ૨૫૫

षड्भिरूर्मिभिरयोगि योगिहृद्भावितं न करणैर्विभावितम् ।
बुद्ध्यवेद्यमनवद्यमस्ति यद्ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥२५६॥

[ જરામરણાદિ ] છ ઊર્મિઓના સંબંધથી રહિત, યોગીઓએ [ પોતાના ] હૃદયમાં ધ્યાન કરેલું, [ નેત્રાદિ ] ઇંદ્રિયોવડે નહિ વિષય કરાયેલું, [ વેદાંતસંસ્કારથી રહિત ને અશુદ્ધ] બુદ્ધિથી નહિ અનુભવાય એવું, દોષરહિત [ ને ] સદ્રૂપ જે બ્રહ્મ [ છે, ] તે તું છે [ એમ તું તારા ] અંતઃકરણમાં દૃઢ ધ્યાન કર ૨૫૬

भ्रान्तिकल्पितजगत्कलाश्रयं, स्वाश्रयं च सदसद्विलक्षणम् ।
निष्कलं निरुपमानवद्धि यद्ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥२५७

ભ્રાંતિવડે કલ્પિત જગત્‌ની કલ્પનાના અધિષ્ઠાનરૂપ, પોતાના આશ્રયવાળું, (નિરાકારરૂપ ને ચેતનરૂપ હોવાથી અન્યના આશ્રયની અપેક્ષાવિનાનું,) અને કાર્ય તથા કારણથી વિપરીતસ્વભાવવાળું, નિરવયવ [ને] સાદશ્યના અભાવવાળુંજ જે બ્રહ્મ [છે,] તે તું છે [એમ તું તારા] અંતઃકરણમાં ભાવના કર. ૨૫૭

जन्मवृद्धिपरिणत्यपक्षयव्याधिनाशनविहीनमव्ययम् ।
विश्वसृष्ट्यवविघातकारणं, ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥२५८॥

ઉત્પત્તિ, વૃદ્ધિ, રૂપાંતર, ઘટવું, રોગ ને નાશથી રહિત, અવિકારી, [અને] જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ ને નાશના હેતુરૂપ [જે] બ્રહ્મ [છે;] તે તું છે [એમ તું તારા] અંતઃકરણમાં ચિંતન કર. ૨૫૮

अस्तभेदमनपास्तलक्षणं, निस्तरङ्गजलराशिनिश्चलम् ।
नित्यमुक्तमविभक्तमूर्ति यद्ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥२५९॥

[જીવ, ઈશ્વર ને જગત્‌ના] ભેદથી રહિત, [અંતઃકરણની પ્રત્યેક વૃત્તિમાં સદ્રૂપે] પ્રકટ સ્વરૂપવાળું, તરંગરહિત સમુદ્રના જેવું ગંભીર, ત્રણે કાલમાં બંધના સંબંધથી રહિત [ને] વસ્તુના પરિચ્છેદથી રહિત જે બ્રહ્મ [છે] તે તું છે [એમ તું તારા] અંતઃકરણમાં ધ્યાન કર. ૨૫૯

एकमेव सदनेककारणं, कारणान्तरनिरास्यकारणम् ।
कार्यकारणविलक्षणं स्वयं, ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥२६०॥

એકજ, (સજાતીયાદિ ભેદોથી રહિતજ,) સદ્રૂપ, [સ્થા-

ચરજંગમ ] અનેકના [ વિવર્ત ]કારણરૂપ, [ બ્રહ્મથી ] ભિન્ન કારણનો નિષેધ કરનારાં [ વેદાંતવચનો]વડે કારણરહિત, [ માયાનાં ] કાર્યો ને [ માયારૂપ ] કારણથી વિપરીતસ્વભાવવાળું [અને ] અન્યની અપેક્ષાવિનાનું [ જે ] બ્રહ્મ [ છે, ] તે તું છે [ એમ તું તારા ] અંતઃકરણમાં નિદિધ્યાસન કર. ૨૬૦

निर्विकल्पमनल्पमक्षरं, यत्क्षराक्षरविलक्षणं परम् ।
नित्यमव्ययसुखं निरञ्जनं,ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥ २६१ ॥

[ સંશયવિપર્યયાદિરૂપ ] વિકલ્પોથી રહિત, અપરિચ્છિન્ન, વિનાશથી રહિત, શરીર તથા અવિદ્યાથી વિપરીતસ્વભાવવાળું, [ સર્વથી ] શ્રેષ્ઠ, સદ્રૂપ, વિકારરહિત સુખરૂપ [ ને ] આવરણથી રહિત જે બ્રહ્મ [ છે, ] તે તું છે [ એમ તું તારા ] અંતઃકરણમાં નિશ્ચય કર. ૨૬૧

यद्विभाति सदनेकधा भ्रमान्नामरूपगुणविक्रियात्मना ।
हेमवत्स्वयमविक्रियं सदा, ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥ २६२ ॥

સોનાની પેઠે જે [ એકજ ] બ્રહ્મ ભ્રાંતિથી નામ, રૂપ, ગુણ ને વિકારરૂપે અનેક પ્રકારે પ્રતીત થાય છે, [ ને ] પોતે સર્વદા વિકારરહિત [ રહે છે, ] તે બ્રહ્મ તું છે [ એમ તું તારા ] અંતઃકરણમાં દૃઢ ભાવના કર. ૨૬૨

यच्चकास्त्यनपरं परात्परं, प्रत्यगेकरसमात्मलक्षणम् ।
सत्यचित्सुखमनन्तमव्ययं, ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥ २६३ ॥

જે બ્રહ્મ કાર્યથી રહિત, અજ્ઞાનના સંબંધથી રહિત, સર્વની અંતર રહેલ, એકરસ, સુખ્યાત્માના સ્વરૂપવાળું,

સદ્રૂપ, જ્ઞાનરૂપ, પરમાનંદરૂપ, [ દેશકાલાદિરૂપ ] અંતથી રહિત [ને ] અવિકારી શોભે [ છે, ] તે [ બ્રહ્મ ] તું છે [ એમ તું તારા ] અંતઃકરણમાં નિદિધ્યાસ કર. ૨૬૩

કહેલી બ્રહ્મરૂપ આત્માની ભાવનાનું ફલ દેખાડતા છતા કહે છેઃ—

उक्तमर्थमिममात्मनि स्वयं, भावयेत्प्रथितयुक्तिभिर्धिया ।
संशयादिरहितं कराम्बुवत्तेन तत्त्वनिगमो भविष्यति ॥ २६४ ॥

[ ઉપર ] કહેલા આ અર્થની પોતે [ પોતાના ] અંતઃકરણમાં [ શ્રુતિને અનુસરતી ] પ્રસિદ્ધ યુક્તિઓવડે [ શુદ્ધ ] બુદ્ધિથી ભાવના કરે; તેવડે [ તેને ] સંશયાદિથી રહિત હાથમાં રાખેલા [ નિર્મલ ] જલની પેઠે બ્રહ્મનો સાક્ષાત્કાર થશે. ૨૬૪

બ્રહ્મના સાક્ષાત્કારથી પ્રાપ્ત થનારી બ્રહ્મનિષ્ઠાને કહે છેઃ—

संबोधमात्रं परिशुद्धतत्त्वं, विज्ञाय सङ्घे नृपवच्च सैन्ये ।
तदाश्रयः स्वात्मनि सर्वदा स्थितो, विलापय ब्रह्मणि विश्वजातं ॥

સૈન્યમાં [ સેનાના સ્વામી ] રાજાની પેઠે [ શરીરાદિ ] સમૂહમાં [ સમૂહનાં સ્વામી ] કેવલજ્ઞાનસ્વરૂપ [ ને અવિદ્યા તથા તેના કાર્યરૂપ ] મલથી અત્યંતરહિત આત્માનો [ ભાવનાના પરિપાકવડે ] સાક્ષાત્કાર કરીને તે[ સંઘાતે ]ના અધિષ્ઠાનરૂપ [ થઇ બ્રહ્મરૂપ ] પોતાના આત્મામાં સર્વદા સ્થિત [ થઇને ] સર્વ જગતનો બ્રહ્મમાં લય કર. ૨૬૫

હવે બ્રહ્મનિષ્ઠાનું ફલ કહે છેઃ—

बुद्धौ गुहायां सदसद्विलक्षणं, ब्रह्मास्ति सत्यं परमद्वितीयम् ।
तदात्मना योऽत्र वसेद्गुहायां, पुनर्न तस्याङ्ग गुहाप्रवेशः ॥ २६६॥

બુદ્ધિરૂપ ગુફામાં કાર્ય ને કારણથી વિલક્ષણ, સત્યરૂપ, શ્રેષ્ઠરૂપ ને અદ્વૈત બ્રહ્મ છે. તે[ બ્રહ્મ ]રૂપે જે [ બ્રહ્મવેત્તા ] આ ગુફામાં વસે છે તેનો હે પ્રિય! પુનઃ [ માતાના ઉદરરૂપ ] ગુફામાં પ્રવેશ [ થતો ] નથી. ૨૬૬

બ્રહ્મનિષ્ઠાવડે ને વાસનાની શિથિલતાવડે મુક્તિલાભ થાય છે એમ કહે છેઃ—

ज्ञाते वस्तुन्यपि बलवती वासनाऽनादिरेषा,
कर्ता भोक्ताऽप्यहमिति दृढा याऽस्य संसारहेतुः ।
प्रत्यग्दृष्ट्याऽऽत्मनि निवसता साऽपनेया प्रयत्ना-
न्मुक्तिं प्राहुस्तदिह मुनयो वासनातानवं यत् ॥ २६७ ॥

બ્રહ્મને જાણ્યા [ છતાં ] પણ હું કર્તા ને ભોક્તા આવી આ અનાદિ, દૃઢ [ ને ] બલવાન્ વાસના જે આ[ જીવ ]ના સંસારનું કારણ [ છે ] તે [ વાસના બ્રહ્મથી અભિન્ન ] આત્મામાં [ અભેદભાવે ] રહેતા [ પુરુષે ] અંતરાત્માના જ્ઞાનવડે પ્રયત્નથી દૂર કરવી જોઇએ. અહીં ( આ શરીરમાં ) જે વાસનાનું શિથિલપણું તેને મુનિઓ મુક્તિ કહે છે. ૨૬૭

દેહાદિમાં આત્માની ભ્રાંતિ આત્મનિષ્ઠાવડે દૂર કરી શકાય છે એમ કહે છેઃ—

अहं ममेति यो भावो देहाक्षादावनात्मनि ।
अध्यासोऽयं निरस्तव्यो विदुषा स्वात्मनिष्ठया ॥२६८॥

આત્માથી ભિન્ન સ્થૂલશરીર ને ઇંદ્રિયાદિમાં હું ને મારું

આવો જે ભાવ [ છે તે ભ્રાંતિ છે ] આ ભ્રાંતિ વિવેકીએ પોતાના આત્માની નિષ્ઠાવડે દૂર કરવી જોઇએ. ૨૬૮

આત્માથી ભિન્ન પદાર્થમાં રહેતી આત્માની બુદ્ધિના નાશનું સાધન કહે છે:—

ज्ञात्वा स्वं प्रत्यगात्मानं बुद्धितद्वृत्तिसाक्षिणम् ।
सोऽहमित्येव सद्वृत्त्याऽनात्मन्यात्ममतिं जहि ॥ २६९ ॥

અંતઃકરણ અને તેની વૃત્તિઓના સાક્ષિરૂપ પોતાના અંતરાત્માનો સાક્ષાત્કાર કરીને તે હુંજ [ છું ] એવી યથાર્થજ્ઞાનરૂપ વૃત્તિવડે [ સ્થૂલશરીર તથા ઇંદ્રિયાદિ ] અનાત્મામાંથી આત્માની બુદ્ધિનો ત્યાગ કર. ૨૬૯

કેવી રીતે વર્તી ભ્રાંતિની નિવૃત્તિ કરવી તે કહે છે:—

लोकानुवर्तनं त्यक्त्वा त्यक्त्वा देहानुवर्तनम् ।
शास्त्रानुवर्तनं त्यक्त्वा स्वाध्यासापनयं कुरु ॥ २७० ॥

લોકોને [ પ્રસન્ન કરવા તેમને ] અનુસરવાનું છોડી દઇને, શરીરને [ પુષ્ટ કરવા તથા તેને સુંદર દેખાડવારૂપ તેને ] અનુસરવાનું છોડી દઇને, [ અને ] શાસ્ત્રને ( ઘણાં શાસ્ત્રો વાંચવાં તથા એક શાસ્ત્રનો વારંવાર પાઠ કરવો એ રૂપ તેને ) અનુસરવાનું છોડીને પોતાની [ અનાત્મામાં આત્માની ] ભ્રાંતિને દૂર કર. ૨૭૦

લોકવાસનાદિ વાસનાઓ યથાર્થજ્ઞાન ઉત્પન્ન થવા દેતી નથી એમ કહે છે:—

लोकवासनया जन्तोः शास्त्रवासनयाऽपि च ।
देहवासनया ज्ञानं यथावन्नैव जायते ॥ २७१ ॥

મનુષ્યને લોકવાસનાવડે (લોકમાં વખાણવાની લાલસાવડે) અને શાસ્ત્રની વાસનાવડે (ઘણાં શાસ્ત્રો વાંચવાની તથા એકજ શાસ્ત્રને વારંવાર વાંચવાની લાલસાવડે) તથા શરીરની વાસનાવડે (શરીરને પુષ્ટ ને સુંદર રાખવાની લાલસાવડે) યથાર્થજ્ઞાન થતું નથીજ. ૨૭૧

એ ત્રણ વાસનાઓથી મોકળા થયેલાને મોક્ષ થાય છે એમ કહે છેઃ—

संसारकारागृहमोक्षमिच्छोरयोमयं पादनिबन्धशृंखलम् ।
वदन्ति तज्ज्ञाः पटुवासनात्रयं, योऽस्माद्विमुक्तः समुपैति मुक्तिम् ॥

બ્રહ્મવેત્તાઓ સંસારરૂપ કેદખાનામાંથી મોકળા થવાને ઇચ્છનાર[ મનુષ્ય ]ને [ આ ] ત્રણ વાસનાઓને લોઢાની રચેલી અતિ દૃઢ પગને બાંધી રાખનારી બેડી કહે છે. જે [ પુરુષ ] આ[ ત્રણ વાસના ]થી અત્યંત મોકળો [ થાય છે તે પુરુષ ] મોક્ષને પામે છે. ૨૭૨

દબાઇ ગયેલી શુદ્ધાત્માની વાસનાને સ્પષ્ટ કરવાનો ઉપાય દૃષ્ટાંત આપીને કહે છેઃ—

जलादिसम्पर्कवशात्प्रभूतदुर्गन्धधूताऽगुरुदिव्यवासना ।
संघर्षणेनैव विभाति सम्यग्विधूयमाने सति बाह्यगन्धे ॥२७३॥
अन्तःश्रितानन्तदुरन्तवासनाधूलीविलिप्ता परमात्मवासना ।
प्रज्ञातिसंघर्षणतो विशुद्धा, प्रतीयते चन्दनगन्धवत्स्फुटम् ।२७४।

[ જેમ ] જલાદિના સંબંધને લીધે ઉત્પન્ન થયેલા દુર્ગંધવડે ઢંકાઇ ગયેલો અગરનો અદ્ભુત સુગંધ [ તે અગરને ]

સારી રીતે ઘસવાવડેજ બહારનો દુર્ગંધ અત્યંત દૂર થવાથી યથાર્થ જણાય છે, [ તેમ ] અંતઃકરણમાં રહેલી અસંખ્ય ને દુર્લંઘ વિષયવાસનારૂપ ધૂળવડે બહુજ દબાઇ ગયેલી ( નહિ ઉદય પામેલી ) શુદ્ધાત્માની વાસના [ બુદ્ધિને વારંવાર આત્માકાર કરવારૂપ ] બુદ્ધિના અતિસંઘર્ષણથી અતિશુદ્ધ [ થઈ છતી અગર ]ચંદનના સુગંધની પેઠે સ્પષ્ટ અનુભવાય છે. ૨૭૩-૨૭૪

આત્મનિષ્ઠાવડે અનાત્મભાવને દૂર કરવાથી આત્મવાસના સ્પષ્ટ અનુભવાય છે એમ જણાવે છેઃ—

अनात्मवासनाजालैस्तिरोभूतात्मवासना ।
नित्यात्मनिष्ठया तेषां नाशे भाति स्वयं स्फुटम् ॥ २७५ ॥

[ દેહાદિ ] જડ પદાર્થોની તૃષ્ણાના સમૂહોવડે આત્માનો આનંદસ્વભાવ ઢંકાઇ ગયો [છે.] નિરંતર આત્મામાં અંતઃકરણની સ્થિરતાવડે તે[ તૃષ્ણા ]ઓનો નાશ થવાથી [ તે આત્માનંદ ] અન્યની અપેક્ષાવિના સંશયવિપર્યયરહિત અનુભવાય છે. ૨૭૫

મનને આત્મામાં સ્થિર કરવાવડે બહારની વાસનાઓની નિવૃત્તિ થવાથી આનંદસ્વરૂપ આત્માનો અનુભવ થાય છે એમ કહે છેઃ—

यथा यथा प्रत्यगवस्थितं मनस्तथा तथा मुञ्चति बाह्यवासनाम् ॥
निःशेषमोक्षे सति वासनानामात्मानुभूतिः प्रतिबन्धशून्या ।२७६।

જેમ જેમ અંતઃકરણ અંતરાત્મામાં સુસ્થિર [ થતું જાય છે ] તેમ તેમ [ તે શરીર, ઇંદ્રિયો, સ્ત્રી, પુત્ર ને દ્રવ્યાદિરૂપ ]

બહારની તૃષ્ણાઓનો ત્યાગ કરે છે [તે] તૃષ્ણાઓનો નિઃશેષ નાશ થવાથી [ બહારના પદાર્થોની તૃષ્ણારૂપ ] પ્રતિબંધથી રહિત આત્માનંદનો અનુભવ [ થાય છે. ] ૨૭૬

શિષ્યને - દેહાદિમાંથી હુંપણાની બુદ્ધિનો ત્યાગ કરવાનો ઉપદેશ કરે છે:—

स्वात्मन्येव सदा स्थित्वा मनो नश्यति योगिनः ।
वासनानां क्षयश्चातः स्वाध्यासापनयं कुरु ॥ २७७ ॥

યોગીનું મન પોતાના આત્મામાંજ સર્વદા સ્થિતિ કરીને નાશ પામે છે, આથી વિષયવાસનાઓનો પણ નાશ [ થાય છે, માટે હે સૌમ્ય ! તું ] પોતાની ભ્રાંતિને દૂર કર. ૨૭૭

ત્રણ ગુણો વિદ્યમાન હોવાથી ભ્રાંતિનો કેમ ત્યાગ થઈ શકશે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છે:—

तमो द्वाभ्यां रजः सत्त्वात्सत्त्वं शुद्धेन नश्यति ।
तस्मात्सत्त्वमवष्टभ्य स्वाध्यासापनयं कुरु ॥ २७८ ॥

[ પ્રમાદ ને આલસ્યાદિના કારણરૂપ ] તમોગુણ બેવડે ( શુભકર્મમાં પ્રવૃત્તિરૂપ રજોગુણવડે ને આત્માના જ્ઞાનના કારણરૂપ સત્ત્વગુણવડે ) નાશ પામે છે. [ ચંચલ ] રજોગુણ [ એકાગ્રતાના હેતુરૂપ ] સત્ત્વગુણથી [ નાશ પામે છે અને તમોગુણ તથા રજોગુણવાળો ] સત્ત્વગુણનો શુદ્ધ-[સત્ત્વગુણ]વડે [નાશ થાય છે, ] તેથી [ તું શુદ્ધ ] સત્ત્વગુણનો આશ્રય કરીને પોતાની ભ્રાંતિને દૂર કર. ૨૭૮

દેહનિર્વાહની ચિંતા તજીને ભ્રાંતિને દૂર કરવાનો ઉપદેશ કરે છે:—

मारब्धं पुष्यति वपुरिति निश्चित्य निश्चलः ।
धैर्यमालम्ब्य यत्नेन स्वाध्यासापनयं कुरु ॥ २७९ ॥

પ્રારબ્ધ[ કર્મ પોતાનું ફલ આપીને આ સ્થૂલ ]શરીરનું પોષણ કરશે એવો નિશ્ચય કરીને નિશ્ચલ [ થઈ સતત ] ધૈર્યનો આશ્રય કરી [ પોતાના અંતઃકરણને શુદ્ધાત્મામાં સ્થિર કરવારૂપ ] યત્નવડે [ તું ] પોતાની ભ્રાંતિનો ત્યાગ કર. ૨૭૯

પુનઃ પણ ભ્રાંતિનો ત્યાગ કરવાનો ઉપદેશ કરે છેઃ—

नाहं जीवः परं ब्रह्मेत्यतद्व्यावृत्तिपूर्वकम् ।
वासनावेगतः प्राप्तस्वाध्यासापनयं कुरु ॥ २८० ॥

હું જીવ નથી, [ પણ ] શ્રેષ્ઠ બ્રહ્મ [ છું ] એમ અતત્‌ના (સર્વ જડ પદાર્થોના) નિષેધપૂર્વક વાસનાઓના વેગથી પ્રાપ્ત થયેલી પોતાની ભ્રાંતિનો [ તું ] ત્યાગ કર. ૨૮૦

श्रुत्या युक्त्या स्वानुभूत्या ज्ञात्वा सार्वात्म्यमात्मनः ।
क्वचिदाभासतः प्राप्तस्वाध्यासापनयं कुरु ॥ २८१ ॥

[ "आत्मैवेदं सर्वम्"—આ સર્વ આત્મા છે—ઇત્યાદિ ] શ્રુતિવડે, [ જેમ દોરડીની સત્તાવડે સત્તાવાળો થયેલો સર્પ દોરડીથી ભિન્ન નથી, તેમ મારી સત્તાવડે સત્તાવાળું થયેલું આ જગત્ મારાથી ભિન્ન નથી ઇત્યાદિ ] યુક્તિવડે, [ અને બ્રહ્માકારવૃત્તિના સમયમાં ] પોતાના અનુભવવડે પોતાનું સર્વાત્મપણું જાણીને કોઇ વેલા આભાસથી પ્રાપ્ત થયેલી પોતાની ભ્રાંતિનો [ તું ] ત્યાગ કર. ૨૮૧

अनादानविसर्गाभ्यामीषन्नास्ति क्रिया मुनेः ।
तदेकनिष्ठया नित्यं स्वाध्यासापनयं कुरु ॥ २८२ ॥

ગ્રહણના અભાવવડે ને ત્યાગના અભાવવડે આત્મજ્ઞાનીને [ આત્મામાં ] થોડી પણ ક્રિયા નથી. તેમાં ( તે આત્મામાં ) એકનિષ્ઠાવડે નિરંતર પોતાની ભ્રાંતિને દૂર કર. ૨૮૨

तत्त्वमस्यादिवाक्योत्थब्रह्मात्मैकत्वबोधतः ।
ब्रह्मण्यात्मत्वदार्ढ्याय स्वाध्यासापनयं कुरु ॥ २८३ ॥

" તત્ત્વમસિ " ( તે બ્રહ્મ તું છે ) આદિ વાક્યના [ શ્રવણ, મનન ને નિદિધ્યાસનથી ] ઉત્પન્ન થયેલા બ્રહ્મના ને આત્માના એકપણાના જ્ઞાનથી બ્રહ્મમાં આત્મપણાની દૃઢતામાટે પોતાની ભ્રાંતિને દૂર કર. ૨૮૩

ભ્રાંતિની નિવૃત્તિનો અવધિ કહે છે:—

अहंभावस्य देहेऽस्मिन्निःशेषविलयावधि ।
सावधानेन युक्तात्मा स्वाध्यासापनयं कुरु ॥ २८४ ॥

આ દેહમાં [ થયેલા ] હુંપણાનો નિઃશેષ વિનાશ થાય ત્યાંસુધી પ્રમાદરહિતપણાવડે એકાગ્ર અંતઃકરણવાળો [ થઈ ]. પોતાની ભ્રાંતિને દૂર કર. ૨૮૪

प्रतीतिर्जीवजगतोः स्वप्नवद्भाति यावता ।
तावन्निरन्तरं विद्वन्स्वाध्यासापनयं कुरु ॥ २८५ ॥

હે [ આત્માને પરોક્ષરીતે ] જાણનારા ! જ્યાંસુધી જીવ અને જગતની સ્વપ્નના જેવી [ મિથ્યારૂપે ] પ્રતીતિ થાય ત્યાંસુધી [ તું ] નિરંતર પોતાની ભ્રાંતિને દૂર કર. ૨૮૫

કેવી સાવધાનતા રાખી આત્માનું ચિંતન કરવું તે કહે છેઃ—

निद्राया लोकवार्तायाः शब्दादेरपि विस्मृतेः ।
क्वचिन्नावसरं दत्वा चिन्तयात्मानमात्मनि ॥ २८६ ॥

[ તામસી તથા રાજસી ] નિદ્રાને, લોકોની [ નિષ્પ્રયોજન ] વાર્તાને, શબ્દાદિ[ વિષય ]ને અને [ આત્મસ્વરૂપની ] વિસ્મૃતિને કોઇ વેળાએ અવકાશ નહિ આપીને અંતઃકરણમાં આત્માનું ધ્યાન કર. ૨૮૬

મલિન સ્થૂલશરીરમાંથી આત્મપણાની બુદ્ધિનો ત્યાગ કરી કૃતાર્થ થવાનો ઉપદેશ કરે છેઃ—

मातापित्रोर्मलोद्भूतं मलमांसमयं वपुः ।
त्यक्त्वा चाण्डालवद्दूरं ब्रह्मीभूय कृती भव ॥ २८७ ॥

માતાના [ લોહીરૂપ ] ને પિતાના [ વીર્યરૂપ ] મલથી ઉત્પન્ન થયેલું [ અને ] વિષ્ઠા ને માંસથી ભરેલું સ્થૂલશરીર ચાંડાલની પેઠે દૂર ત્યજીને ( તેમાંથી હુંપણું મૂકી દઇને ] બ્રહ્મસ્વરૂપ થઇને કૃતાર્થ થા. ૨૮૭

બ્રહ્મમાં અભેદભાવે સ્થિતિ કરી કુતર્કનો પરિત્યાગ કરવાનો ઉપદેશ કરે છેઃ—

घटाकाशं महाकाश इवात्मानं परात्मनि ।
विलाप्याखण्डभावेन तूर्ष्णीं भव सदा मुने ॥ २८८ ॥

હે મનનશીલ ! જેમ ઘટાકાશનો મહાકાશમાં [ તેમ ] આત્માનો બ્રહ્મમાં વિલય કરીને બ્રહ્મભાવવડે સર્વદા મૌન ( બ્રહ્મમાં વાણીની સ્થિરતાવાળો ) થા. ૨૮૮

સ્થૂલશરીરમાંથી તથા બ્રહ્માંડમાંથી મમતા લઈ દેવાનો ઉપદેશ કરે છેઃ—

स्वप्रकाशमधिष्ठानं स्वयं भूय सदात्मना ।
ब्रह्माण्डमपि पिण्डाण्डं त्यजतां मलभांडवत् ॥ २८९ ॥

સદ્‌રૂપ આત્માવડે પોતે સ્વપ્રકાશ [ ને ] અધિષ્ઠાનરૂપ [ બ્રહ્મ ] થઇ વ્યષ્ટિશરીરને તથા બ્રહ્માંડને વિષ્ઠાના વાસણની પેઠે ત્યજવાં જોઇએ. ૨૮૯

દેહાભિમાન લઈને અદ્વૈત આત્મભાવે રહેવાનો ઉપદેશ કરે છેઃ—

चिदात्मनि सदानन्दे देहारूढामहंधियम् ।
निवेश्य लिङ्गमुत्सृज्य केवलो भव सर्वदा ॥ २९० ॥

સ્થૂલશરીરમાં આરૂઢ થયેલી હું [ આત્મા ] એવી બુદ્ધિને સદ્‌રૂપ, આનંદરૂપ [ ને ] ચૈતનરૂપ આત્મામાં સારી રીતે સ્થાપન કરીને [ ને ] સૂક્ષ્મશરીરને ( સૂક્ષ્મશરીરમાં રહેલી આત્માની બુદ્ધિને ) ત્યજી દઇને સર્વદા કેવલરૂપે થા. ૨૯૦

બ્રહ્મમાં હુંપણાની બુદ્ધિ સ્થિર કરવાથી કૃતાર્થ થવાય છે એમ કહે છેઃ—

यत्रैष जगदाभासो दर्पणान्तःपुरं यथा ।
तद्ब्रह्माहमिति ज्ञात्वा कृतकृत्यो भविष्यसि ॥ २९१ ॥

જેમ દર્પણની અંતર [ પ્રતિબિંબરૂપ ] નગર [ પ્રતીત થાય છે, તેમ ] જેમાં ( જે બ્રહ્મમાં ) આ પ્રતીતિમાત્ર જગત્ [ પ્રતીત થાય છે ] તે બ્રહ્મ હું [ છું ] એમ જાણીને [ તું ] કૃતાર્થ થઈશ. ૨૯૧

કૃતાર્થ થવાની રીત કહે છેઃ—

यत्सत्यभूतं निजरूपमाद्यं, चिदद्वयानन्दमरूपमक्रियम् ।
तदेत्य मिथ्यावपुरुत्सृजेत, शैलूषवद्वेषमुपात्तमात्मनः ॥ २९२ ॥

જે સત્યરૂપ, [ સર્વનું ] આદિ, ચેતનરૂપ, અદ્વૈત, આનંદ-રૂપ, રૂપરહિત ને ક્રિયારહિત પોતાનું સ્વરૂપ [છે] તેનો સાક્ષાત્કાર કરીને ભવાયો જેમ લીધેલા વેષને [ત્યજી દે તેમ તે વિવેકી] પોતાના મિથ્યા શરીરના [ અભિમાનનો ] ત્યાગ કરે. ૨૯૨

હવે અહંપદના અર્થનું નિરૂપણ કરે છેઃ—

सर्वात्मना दृश्यमिदं मृषैव, नैवाहमर्थः क्षणिकत्वदर्शनात् ।
जानाम्यहं सर्वमिति प्रतीतिः, कुतोऽहमादेः क्षणिकस्य सिद्ध्येत्॥

આ [ સર્વ ] દૃશ્ય સર્વપ્રકારે મિથ્યાજ [ છે. તેના ] ક્ષણિક-પણાના અનુભવથી [તે] અહંપદના અર્થરૂપ (સાક્ષી) નથીજ. [ અહંકારાદિ સાક્ષીરૂપ છે એમ કહેવામાં આવે તો ] હું સર્વ જાણું છું એવું જ્ઞાન ક્ષણિક એવા અહંકારાદિને ક્યાંથી સિદ્ધ થાય? [ એ જ્ઞાન તો સર્વપ્રકાશક સાક્ષીનું સ્વરૂપ છે. ] ૨૯૩

અહંકારનું વાસ્તવિકસ્વરૂપ દેહાદિમાં થતી હું એવી વૃત્તિ ને તેનું જ્ઞાન નથી, પણ તેનું વાસ્તવિકસ્વરૂપ તો સાક્ષી છે એમ નીચેના બે શ્લોકાવડે કહે છેઃ—

अहंपदार्थस्त्वहमादिसाक्षी, नित्यं सुषुप्तावपि भावदर्शनात् ।
ब्रूते ह्यजो नित्य इति श्रुतिः स्वयं, तत्प्रत्यगात्मा सदसद्विलक्षणः ॥
विकारिणां सर्वविकारवेत्ता, नित्याविकारो भवितुं समर्हति ।
मनोरथस्वप्नसुषुप्तिषु स्फुटं, पुनः पुनर्दृष्टमसत्त्वमेतयोः ॥२९५॥

સુષુપ્તિમાં પણ [ સાક્ષીના ] હોવાના અનુભવથી 'હું' શબ્દનો અર્થ નિરંતર અહંકારાદિનો સાક્ષીજ [ છે. સાક્ષી ] અજન્મા [ ને ] નિત્ય [ છે. ] આ શ્રુતિ પોતે પણ [ એમજ ] કહે છે. તે અંતરાત્મા સ્થૂલશરીર ને અહંકાર બંનેથી વિલક્ષણ છે. ૨૯૪

વિકાર પામનારાઓના સર્વે વિકારોને જાણનારો નિત્ય ને અવિકારી હોવાને યોગ્ય [ છે. ] મનોરાજ્ય, સ્વપ્ન ને સુષુપ્તિમાં આ બંનેનું (દૃશ્ય પદાર્થોનું ને અહંકારનું) અસત્યપણું વારંવાર [ મનુષ્યોએ સાક્ષીવડે ] સ્પષ્ટ અનુભવ્યું [ છે. ] ૨૯૫

સ્થૂલશરીરમાંથી તથા અહંકારમાંથી આત્માની બુદ્ધિનો ત્યાગ કરીને શાંતિ મેળવવાનો ઉપદેશ કરે છેઃ—

अतोऽभिमानं त्यज मांसपिण्डे, पिण्डाभिमानिन्यपि बुद्धिकल्पिते ।
कालत्रयाबाध्यमखण्डबोधं, ज्ञात्वा स्वमात्मानमुपैहि शान्तिम् ॥

આથી (સ્થૂલશરીર ને અહંકાર આત્મા નહિ હોવાથી) સ્થૂલશરીરમાં [ અને ] બુદ્ધિએ કલ્પેલા સ્થૂલશરીરમાં [ હુંપણાનું ] અભિમાન કરનાર [ અહંકાર ]માં પણ આત્માની બુદ્ધિનો પરિત્યાગ કર ત્રણે કાલમાં સત્યરૂપ ને અખંડ જ્ઞાનરૂપ પોતાના આત્માને જાણીને [ વિષયતૃષ્ણાની નિવૃત્તિરૂપ ] શાંતિને પામે. ૨૯૬

સ્થૂલશરીરને આશરે રહેલાં અન્ય અભિમાનાદિને ત્યજીને પરમાનંદરૂપ થવાનો ઉપદેશ કરે છેઃ—

त्यजाभिमानं कुलगोत्रनामरूपाश्रमेष्वार्द्रशवाश्रितेषु ।
लिंगस्य धर्मानपि कर्तृतादींस्त्यक्त्वा भवाखण्डसुखस्वरूपः॥२९७॥

ભીના ( પ્રાણાદિવાળા ) મુડદાને ( સ્થૂલશરીરને ) આશરે રહેલાં કુલ, ગોત્ર, નામ, રૂપ ને આશ્રમના અભિમાનને [ તું ] ત્યજી દે, [ ને ] સૂક્ષ્મશરીરના કર્તાપણું આદિ ધર્મોને પણ ત્યજીને અખંડાનંદસ્વરૂપવાળો થા. ૨૯૭

દેહાદિમાં હુંપણાની બુદ્ધિજ મુખ્ય દોષ છે એમ કહે છેઃ—

सन्त्यन्ये प्रतिबन्धाः पुंसः संसारहेतवो दृष्टाः ।
तेषामेवं मूलं प्रथमविकारो भवत्यहंकारः ॥ २९८ ॥

[મોક્ષની ઇચ્છાવાળા] પુરુષને [જન્મમરણાદિરૂપ] સંસારના હેતુઓ [ ને મોક્ષમાં ] પ્રતિબંધ કરનારા બીજા [ હેતુઓ શાસ્ત્રાદિથી ] જાણ્યા છે, તેઓનું કારણ એવી રીતે ( ઉપર કહેલી રીતે ) [ અજ્ઞાનનું ] પ્રથમ કાર્ય અહંકાર છે. [અહંકારની ઉત્પત્તિવિના અજ્ઞાન કાંઈ કાર્ય કરી શકતું નથી. ] ૨૯૮

અહંકારનો સંબંધ હોય ત્યાંસુધી મુક્તિનો લાભ થતો નથી એમ કહે છેઃ—

यावत्स्यात्स्वस्य सम्बन्धोऽहंकारेण दुरात्मना ।
तावन्न लेशमात्रापि मुक्तिवार्ता विलक्षणा ॥ २९९ ॥

જ્યાંસુધી દુષ્ટસ્વભાવવાળા અહંકારની સાથે પોતાનો સંબંધ હોય ત્યાંસુધી અલૌકિક મુક્તિની વાર્તા લેશમાત્ર પણ [ સંભવતી ] નથી. ૨૯૯

અહંકારનો ત્યાગ થવાથી સ્વરૂપનું જ્ઞાન સુખપૂર્વક પ્રાપ્ત થાય છે એમ બે શ્લોકોવડે જણાવે છેઃ—

अहंकारग्रहान्मुक्तः स्वरूपमुपपद्यते ।
चन्द्रवद्विमलः पूर्णः सदानन्दः स्वयंप्रभः ॥ ३०० ॥

અહંકારરૂપ ગ્રહણ કરનારથી (રાહુની પેઠે આવરણ કરનારથી) મોકળો થયેલો [પુરુષ] ચંદ્રના જેવો નિર્મલ, અપરિચ્છિન્ન, સર્વદા આનંદરૂપ ને સ્વયંપ્રકાશ [થઈ] પોતાના સ્વરૂપને પ્રાપ્ત થાય છે. ૩૦૦

यो वा पुरे सोऽहमिति प्रतीतो,
बुद्ध्या प्रक्लृप्तस्तमसाऽतिमूढया ।
तस्यैव निःशेषतया विनाशे,
ब्रह्मात्मभावः प्रतिबन्धशून्यः ॥ ३०१ ॥

જે પ્રસિદ્ધ [અહંકાર] તમોગુણવડે અતિ ઢંકાયેલી બુદ્ધિવડે ઉપજ્યો છે, તે શરીરમાં હું એમ પ્રતીત [થાય છે.] તેનો બાકી નજ રહે એવો વિનાશ [થવાથી મુમુક્ષુને] બ્રહ્મ-રૂપ આત્માની પ્રાપ્તિ પ્રતિબંધરહિત [થાય છે.] ૩૦૧

બ્રહ્માનંદને ઢાંકનાર અહંકારનું નાગરૂપે વર્ણન કરે છે.—

ब्रह्मानंदनिधिर्महाबलवताहंकारघोराहिना,
संवेष्ट्यात्मनि रक्ष्यते गुणमयैश्चण्डैस्त्रिभिर्मस्तकैः ।
विज्ञानाख्यमहासिना श्रुतिमता विच्छिद्य शीर्षत्रयं,
निर्मूल्याहिमिमं निधिं सुखकरं धीरोऽनुभोक्तुं क्षमः ॥ ३०२ ॥

મોટા બલવાળા અહંકારરૂપ ભયંકર નાગે બ્રહ્માનંદરૂપ ભંડાર [સત્ત્વ, રજસ્ ને તમસ્ આ ત્રણ] ગુણનાં પરિણામો-

રૂપ ભય ઉપજાવનારી ત્રણ ફેણાઓવડે સારી રીતે વીંટીને પોતાને માટે રાખ્યો છે ધીરજવાળો [ પુરુષ ] ઉપનિષદોને સંમત વિજ્ઞાનનામની મોટી તરવારવડે [ તેની ] ત્રણ ફેણાઓને સારી રીતે કાપી નાંખીને આ નાગને [ અજ્ઞાનરૂપ ] મૂલથી રહિત કરીને આનંદ આપનાર [તે] ભંડારને વારંવાર ભોગવવાને સમર્થ થાય છે. કોઈ પ્રતિમાં શ્રુતિમતાને સ્થાને દ્યુતિમતા ( પ્રકાશવાળી ) એવું પાઠાંતર જોવામાં આવે છે. ૩૦૨

થોડો અહંકાર પણ વિષની પેઠે અપકાર કરનારો થાય છે એમ કહે છે:—

यावद्वा यत्किंचिद्विषदोषस्फूर्तिरस्ति चेद्देहे ।
कथमारोग्याय भवेत्तद्वदहन्तापि योगिनो मुक्त्यै ॥ ३०३ ॥

જેમ જ્યાંસુધી શરીરમાં થોડોક પણ વિષરૂપ દોષનો વેગ હોય ત્યાંસુધી [ તે પુરુષ ] સ્વસ્થપણામાટે કેવી રીતે [સમર્થ] થઈ શકે ? [ નજ સમર્થ થઇ શકે, ] તેમ [મુમુક્ષુ] યોગીને [ થોડો ] અહંકાર પણ મુક્તિને માટે [ કેવી રીતે સમર્થ કરી શકે ? નજ સમર્થ કરી શકે. ] ૩૦૩

અહંકારની નિવૃત્તિથી બ્રહ્મની પ્રાપ્તિ થાય છે એમ કહે છે:—

अहमोऽत्यन्तनिवृत्त्या तत्कृतनानाविकल्पसंहृत्या ।
प्रत्यक्तत्त्वविवेकादिदमहमस्मीति विन्दते तत्त्वम् ॥ ३०४ ॥

અહંકારની [ અજ્ઞાનરૂપ ] કારણસહિત નિવૃત્તિવડે તેણે (અહંકારે) કરેલા અનેક [ સંકલ્પ ]વિકલ્પના વિનાશવડે [ અને ] સર્વેથી અંતર રહેલ તત્ત્વના વિવેકવડે આ [ બ્રહ્મ ] હું છું એમજ બ્રહ્મને પામે છે. ૩૦૪

સંસારને પ્રાપ્ત કરનારા અહંકારનો પરિત્યાગ કરવાનો ઉપદેશ કરે છેઃ—

अहंकारे कर्तर्यहमिति मतिं मुञ्च सहसा,
विकारात्मन्यात्मप्रतिफलजुषि स्वस्थितिमुषि ।
यदध्यासात्प्राप्ता जनिमृतिजरादुःखबहुला,
प्रतीचश्चिन्मूर्तेस्तव सुखतनोः संसृतिरियम् ॥ ३०५ ॥

[ હે સૌમ્ય ! કર્તારૂપ, વિકારરૂપ, આત્માના પ્રતિબિંબવાળા, ને આત્મસ્વરૂપની સ્થિતિને ઢાંકનારા અહંકારમાં હું એવી બુદ્ધિનો [ તું ] શીઘ્ર ત્યાગ કર. જે[ અહંકાર ]ની ભ્રાંતિથી અંતરાત્મરૂપ, ચેતનસ્વરૂપ [ ને ] આનંદસ્વરૂપ તને જન્મ, મરણ ને વૃદ્ધાવસ્થા [ આદિ ] ઘણાં દુઃખોવાળો આ સંસાર પ્રાપ્ત થયો [ છે. ] ૩૦૫

અહંકારથીજ આત્માને સંસારની પ્રાપ્તિ થાય છે એમ કહે છેઃ—

सदैकरूपस्य चिदात्मनो विभोरानन्दमूर्तेरनवद्यकीर्तेः ।
नैवान्यथा क्वाप्यविकारिणस्ते, विनाऽहमध्यासममुष्य संसृतिः॥

સર્વદા એકરૂપ, ચેતનસ્વરૂપ, વ્યાપક, સુખરૂપ, નિર્દોષ કીર્તિવાળા, [ ને ] વિકારરહિત તને અહંકારની સાથે એકપણાની ભ્રાંતિવિના આ સંસાર બીજી રીતે કદીપણ નથીજ. ૩૦૬

આ અહંકારનો શીઘ્ર ત્યાગ કરવાના હેતુને કહે છેઃ—

तस्मादहंकारमिमं स्वशत्रुं, भोक्तुर्गले कण्टकवत्प्रतीतम् ।
विच्छिद्य विज्ञानमहासिना स्फुटं, भुंक्ष्वात्मसाम्राज्यसुखं यथेष्टं॥

[ અહંકાર મહાદુઃખનું કારણ છે. ] તેથી [ સ્વાદવાળું ] ભોજન કરનારના ગળામાં કાંટાના જેવા જણાતા આ અહંકારરૂપ પોતાના શત્રુને [ બ્રહ્મના ] અનુભવરૂપ મોટી તલવારવડે સારી રીતે કાપી નાંખીને પોતાના નિરતિશય આનંદને ઇચ્છાનુસાર સ્પષ્ટ ભોગવ. ૩૦૭

પોતાના નિરતિશય આનંદની પ્રાપ્તિ થયા પછી કંઈ કર્તવ્ય અવશેષ રહેતું નથી એમ કહે છે:—

ततोऽहमादेर्विनिवर्त्य वृत्तिं, संत्यक्तरागः परमार्थलाभात् ।
तूष्णीं समास्स्वात्मसुखानुभूत्या, पूर्णात्मना ब्रह्मणि निर्विकल्पः ॥

પછી અહંકારાદિ પ્રવાહનો સારી રીતે વિનાશ કરીને [ અને ] બ્રહ્મની પ્રાપ્તિથી વિષયેચ્છાને સારી રીતે ત્યજી દઈને પોતાના આત્મસુખના અનુભવવડે [ સંકલ્પ ]વિકલ્પરહિત મૌન [ થઈ તું ] બ્રહ્મમાં પૂર્ણરૂપે દૃઢસ્થિરતાવાળો થા. ૩૦૮

અવશેષ રહેલો થોડો અહંકાર પણ ઘણો અનર્થ કરનાર થાય છે એમ કહે છે:—

समूलकृत्तोऽपि महानहं पुनर्व्युल्लेखितः स्याद्यदि चेतसा क्षणम् ।
संजीव्य विक्षेपशतं करोति, नभस्वता प्रावृषि वारिदो यथा ॥३०९॥

બલવાન્ અહંકાર મૂલસહિત કાપી નાંખ્યો હોય તોપણ જો [ ભૂતભવિષ્યના પદાર્થોના ચિંતન કરનારા ] ચિત્તવડે થોડા સમય પુનઃ સંભારેલો થાય [ તો ] જેમ વર્ષાઋતુમાં વાયુવડે [ આણેલો ] વરસાદ [ ઘરોને પાડી નાંખવા આદિ ઘણો અનર્થ કરે છે, તેમ તે અહંકાર પાછો ] સારી રીતે જીવતો થઈને સેંકડો વિક્ષેપો ઉપજાવે છે. ૩૦૯

ક્ષીણ થઇ ગયેલા અહંકારને વિષયચિંતનવડે પુનઃ જીવતો ન કરવો એમ કહે છે:—

निगृह्य शत्रोरहमोऽवकाशः, क्वचिन्न देयो विषयानुचिन्तया।
स एव संजीवनहेतुरस्य, प्रक्षीणजम्बीरतरोरिवाम्बु ॥ ३१० ॥

અહંકારરૂપ શત્રુને અતિક્ષીણ કરીને વિષયના પુનઃ સ્મરણવડે કદીપણ [ તેને ફરીને જીવતા થવાનો] અવકાશ ન આપવો. તે[અવકાશ]જ આના ( આ અહંકારના ) પુનર્જીવનના કારણરૂપ [છે,] જેમ અતિ સૂકાઇ ગયેલા લિંબુના ઝાડને જલ [ પુનર્જીવનનું કારણ છે તેમ. ] ૩૧૦

વિષયોની ઇચ્છા થવામાં પણ દેહાદિમાં હુંપણાની બુદ્ધિ હેતુ છે એમ જણાવે છે:—

देहात्मना संस्थित एव कामी, विलक्षणः कामयिता कथं स्यात् ।
अतोऽर्थसन्धानपरत्वमेव, भेदप्रसक्त्या भवबन्धहेतुः ॥ ३११ ॥

[ ભ્રાંતિવડે ] દેહરૂપે સારી રીતે સ્થિત થયેલોજ વિષયોની ઇચ્છાવાળો [ હોય છે, તેનાથી ] વિલક્ષણ (દેહાદિમાં હુંપણાની બુદ્ધિવિનાનો ) વિષયોની ઇચ્છા કરનારો કેમ હોઇ શકે? આથી [ અહંકારરૂપ ] ભેદબુદ્ધિની ઉત્પત્તિવડે વિષયોના ચિંતનમાં તત્પર થવુંજ સંસારરૂપ બંધનો હેતુ [ થાય છે. ] ૩૧૧

વાસના ને પ્રવૃત્તિ બંને ત્યાગ કરવાયોગ્ય છે એમ દૃષ્ટાંત આપીને સમજાવે છે:—

कार्यप्रवर्धनाद्बीजप्रवृद्धिः परिदृश्यते ।
कार्यनाशाद्बीजनाशस्तस्मात्कार्यं निरोधयेत् ॥ ३१२ ॥

वासनाबृद्धितः कार्यं कार्यवृद्ध्या च वासना ॥
वर्धते सर्वथा पुंसः संसारो न निवर्तते ॥ ३१३ ॥

[વૃક્ષાદિરૂપ] કાર્યની અતિવૃદ્ધિથી [તેનાં] બીજની અતિવૃદ્ધિ સ્પષ્ટ જોવામાં આવે છે, ને [વૃક્ષરૂપ] કાર્યના નાશથી બીજનો નાશ [પણ સારી રીતે જોવામાં આવે છે,] તેથી [બીજના વિનાશમાટે] કાર્યનો વિનાશ કરે. ૩૧૨

[વિષય]વાસનાની વૃદ્ધિથી [સકામ]કર્મ [વધે છે, ને] [સકામ]કર્મની વૃદ્ધિવડે સર્વપ્રકારે વાસના વધે છે, [ને તેથી] પુરુષનો સંસાર નિવૃત્ત થતો નથી. ૩૧૩

વાસના, વિષયચિંતન ને વિષયપ્રાપ્તિમાટેની પ્રવૃત્તિ આ ત્રણેનો ત્યાગ કરવો જોઇએ એમ ત્રણ શ્લોકોવડે કહે છેઃ—

संसारबन्धविच्छित्त्यै तद्द्वयं प्रदहेद्यतिः ।
वासनावृद्धिरेताभ्यां चिन्तया क्रियया बहिः ॥ ३१४ ॥
ताभ्यां प्रवर्धमाना सा सूते संसृतिमात्मनः ।
त्रयाणां च क्षयोपायः सर्वावस्थासु सर्वदा ॥ ३१५ ॥
सर्वत्र सर्वतः सर्वं ब्रह्ममात्रावलोकनैः ।
सद्भाववासनादार्ढ्यात्त्रितयं लयमश्नुते ॥ ३१६ ॥

સંસારરૂપ બંધના વિનાશમાટે તે બંનેને (વાસના તથા વિષયની પ્રાપ્તિમાટે થતી પ્રવૃત્તિને) મોક્ષમાટે યત્ન કરનાર સારી રીતે બાળી નાંખે. [મનમાં વિષયનો] વિચાર કરવો [ને] બહાર ક્રિયા કરવી એ બેવડે [વિષય]વાસનાની [થાય છે.] ૩૧૪

તે બેવડે અત્યંત વધેલી તે [ વિષયવાસના ] આત્માને સંસારસાથે જોડે છે. [એ] ત્રણેના નાશનો ઉપાય પણ સર્વ અવસ્થાઓમાં સર્વદા [ કરવો જોઇએ.. ] ૩૧૫

સર્વત્ર, સર્વપ્રકારે, સર્વને બ્રહ્મરૂપેજ જોવાવડે બ્રહ્મભાવની વાસનાના દૃઢપણાથી [તે] ત્રણે નાશ પામે છે. ૩૧૬

વિષયવાસનાની અત્યંતનિવૃત્તિ થવાથી થનારી સ્થિતિ મોક્ષ કહેવાય છે એમ જણાવે છે:—

क्रियानाशे भवेच्चिन्तानाशोऽस्माद्वासनाक्षयः ।
वासनाप्रक्षयो मोक्षः सा जीवन्मुक्तिरिष्यते ॥ ३१७ ॥

[ વિષયની પ્રાપ્તિમાટે થનારી ] ક્રિયાનો નાશ થવાથી [ વિષયના ] વિચારનો નાશ થાય છે. આથી (વિષયના વિચારનો નાશ થવાથી) [ વિષયની ] વાસનાનો નાશ [ થાય છે વિષયની ] વાસનાનો અત્યંત નાશ મોક્ષ [ છે, ] તે જીવન્મુક્તિ કહેવાય છે. ૩૧૭

અહંકારાદિની વાસનાનો વિનાશ કરવાનો ઉપાય બતાવે છે:—

सद्वासनास्फूर्तिविजृम्भणे सत्यसौ विलीनाऽप्यहमादिवासना ।
अतिप्रकृष्टाऽप्यरुणप्रभायां, विलीयते साधु यथा तमिस्रा ॥३१८॥

જેમ ઘાટા અંધારાવાળી રાત બહુ જામેલી [હોય] છતાં પણ અરુણના અજવાળાથી [તે] યત્નવિના વિનાશ પામે છે, [તેમ] બ્રહ્મભાવનાના વેગનો ઉદય થવાથી આ અહંકારાદિની વાસના પણ વિનાશ [ પામે છે. ] ૩૧૮

બ્રહ્માનુભવથી બંધાદિની નિવૃત્તિ થાય છે એમ જણાવેલ છે:—

तमस्तमःकार्यमनर्थजालं, न दृश्यते सत्युदिते दिनेशे ।
तथाऽद्वयानन्दरसानुभूतौ, नैवास्ति बन्धो न च दुःखगन्धः ॥३१९॥

[જેમ] સૂર્યનો ઉદય થવાથી અંધારું [ ને ] અંધારાના કાર્યરૂપ [ ખાડામાં પડવુ ઇત્યાદિ ] અનર્થના સમૂહ જોવામાં આવતા નથી, તેમ અદ્વૈતાનંદરૂપ અમૃતનો અનુભવ થવાથી [ અહંકારાદિ ] બંધ નથીજ, ને દુ ખનો ગંધ [પણ] નથી ૩૧૯

જ્ઞાનીએ પ્રારબ્ધકર્મ પૂરું થતાસુધી કેમ વર્તવુ તે કહે છે —

दृश्यं प्रतीतं प्रविलापयन्स्वयं, सन्मात्रमानन्दघनं विभावयन् ।
समाहितः सन्बहिरन्तरं वा, कालं नयेथाः सति कर्मबन्धे ॥३२०॥

[ જો તને પ્રારબ્ધ ] કર્મરૂપ બંધ હોય તો [તું] પોતે પ્રતીત થતા બહારના વા અંતરના દૃશ્યને વિલીન કરતો છતો, આનંદઘન બ્રહ્માનીજ દૃઢ ભાવના કરતો છતો, [ ને પ્રત્યેક અનુકૂલપ્રતિકૂલ પ્રસંગમાં ] સાવધ રહ્યો છતો, [તારો] સમય વ્યતીત કર ૩૨૦

અત કરણને બ્રહ્મમા સ્થિર કરવામા લેશ પણ પ્રમાદ ન કરવો એમ કહે છે —

प्रमादो ब्रह्मनिष्ठायां न कर्तव्यः कदाचन ।
प्रमादो मृत्युरित्याह भगवान्ब्रह्मणः सुतः ॥ ३२१ ॥

અંત કરણને બ્રહ્મમાં સ્થિર રાખવામાં કદીપણ પ્રમાદ (ગફલત) ન કરવો પ્રમાદ મોત [ છે ] એમ બ્રહ્માના પુત્ર ભગવાન્ [ સનત્સુજાત ધૃતરાષ્ટ્રપ્રતિ ] કહેતા હવા ૩૨૧

આત્મસ્વરૂપનું વિસ્મરણ કરવારૂપ પ્રમાદ મહા અનર્થ કરનારો છે એમ કહે છેઃ—

न प्रमादादनर्थोऽन्यो ज्ञानिनः स्वस्वरूपतः ।
ततो मोहस्ततोऽहंधीस्ततो बंधस्ततो व्यथा ॥३२२॥

આત્મજ્ઞાનીને પોતાના સ્વરૂપના વિસ્મરણથી [ભિન્ન] બીજો [ કોઇ પણ મોટો ] અનર્થ નથી, તેથી (આત્મસ્વરૂપના વિસ્મરણથી ) અવિવેક, તેથી ( અવિવેકથી ) [ દેહાદિમાં ] હું એવું જ્ઞાન, તેથી (દેહાદિમાં હુંપણાના જ્ઞાનથી) [ જન્મમરણ-રૂપ ] સંસાર, [અને] તેથી ( સંસારથી ) [ તેને નાનાપ્રકારની પીડા [ થાય છે. ] ૩૨૨

આત્મસ્વરૂપનું વિસ્મરણ ચિત્તને વિક્ષેપવાળું કરે છે એમ જણાવે છેઃ—

विषयाभिमुखं दृष्ट्वा विद्वांसमपि विस्मृतिः ।
विक्षेपयति धीदोषैर्योषा जारमिव प्रियम् ॥ ३२३ ॥

જેમ સ્ત્રી [ પોતાના ] પ્રિય ઉપપતિને [ પોતાના સ્મરણ-વડે વિક્ષેપયુક્ત કરે છે, તેમ આત્મસ્વરૂપની ] વિસ્મૃતિ જ્ઞાનીને પણ વિષયની અભિમુખ થયેલો જોઇને [ અહંકારાદિ ] બુદ્ધિના દોષોવડે વિક્ષેપયુક્ત કરે છે. ૩૨૩

અવિદ્યા દૂર કરી હોય તોપણ પાછી બહિર્મુખ થયેલા અંતઃ-કરણવાળાનો આત્માને આવરણ કરે છે એમ દૃષ્ટાંત આપીને સમ-જાવે છેઃ—

यथाऽपकृष्टं शैवालं क्षणमात्रं न तिष्ठति ।
आवृणोति तथा माया प्राज्ञं वाऽपि पराङ्मुखम् ॥ ३२४॥

જેમ [ હાથવડે જલઉપરથી ] દૂર કરેલી લીલ [ અન્ય સ્થલે ] ક્ષણમાત્ર [ પણ ] રહેતી નથી, [ પણ પાછી હતી તે જગાએ આવીને તે જલને ] ઢાંકે છે, તેમજ [ આત્માઉપરથી દૂર કરેલી ] અવિદ્યા પણ બહિર્મુખ થયેલા જ્ઞાનીને ( જ્ઞાનીના આત્માને ) [ ઢાંકી દે છે, માટે જ્ઞાનીએ જ્ઞાનવડે અવિદ્યાને દૂર થયેલી માની આત્મસ્વરૂપનું વિસ્મરણ નજ કરવું, પણ સર્વદા સ્વરૂપાનુસંધાન રાખવું ] ૩૨૪

બહિર્મુખ થયેલું ચિત્ત અનર્થની પરંપરા વધારનારું થાય છે એમ કહે છેઃ—

लक्ष्यच्युतं चेद्यदि चित्तमीषद्बहिर्मुखं सन्निपतेत्ततस्ततः ।
प्रमादतः प्रच्युतकेलिकन्दुकः सोपानपङ्क्तौ पतितो यथा तथा ॥

જેમ પ્રમાદથી [ હાથમાંથી ] પડી ગયેલો રમવાનો દડો પગથીઆની હારપર પડીને ત્યાંથી ત્યાંથી નીચે [ નીચે ] પડતો જાય છે, તેમ [ પ્રમાદથી આત્મરૂપ ] લક્ષ્યમાંથી છૂટું પડેલું ચિત્ત જો થોડું [ પણ ] બહિર્મુખ [ થાય ] તો [ તે વિષયચિંતનાદિ અનર્થની પરંપરામાં પડતું પડતું અધોગતિને પામે છે. ] ૩૨૫

ચિત્તની એ અધોગતિનું નિરૂપણ કરે છેઃ—

विषयेष्वाविशच्चेतः संकल्पयति तद्गुणान् ।
सम्यक्संकल्पनात्कामः कामात्पुंसः प्रवर्तनम् ॥ ३२६ ॥

[ નેત્રાદિ ઇંદ્રિયોદ્વારા રૂપાદિ ] વિષયોમાં સંબંધવાળું થયેલું ચિત્ત તેના ( તે વિષયોના ) [ રમણીયપણાદિ ] ગુણોનું ચિંતન કરે છે, વારંવાર કરેલા [ તે ] ચિંતનથી [ તેમાં તે વિષય પ્રાપ્ત

કરવાની ] ઇચ્છા [ પ્રકટે છે, વિષયની ] ઇચ્છાથી [ તે વિષય મેળવવામાટે ] પુરુષની પ્રવૃત્તિ [ થાય છે, પછી તેનું સેવન થાય છે, એમ ચિત્ત ઉત્તરોત્તર પોતાની સ્થૂલતા ને ચંચલતામાં વધારો કરતું રહે છે. ] ૩૨૬

अतः प्रमादान्न परोऽस्ति मृत्युर्विवेकिनो ब्रह्मविदः समाधौ ।
समाहितः सिद्धिमुपैति सम्यक्समाहितात्मा भव सावधानः ॥

આથી વિવેકવાળા બ્રહ્મવેત્તાને [ આત્મસ્વરૂપના વિસ્મરણરૂપ ] પ્રમાદથી ભિન્ન મોત નથી. આત્મસ્વરૂપમાં [ ચિત્તની ] એકાગ્રતા કરનાર યથાર્થ સિદ્ધિને (જીવન્મુક્તિને) પામે છે, [ તેથી હે સૌમ્ય ! તું ] સાવધાન [ થઇ ] એકાગ્રચિત્તવાળો થા. ૩૨૭

પુનઃ પ્રમાદથી થતી હાનિનું નિરૂપણ કરે છે.—

ततः स्वरूपविभ्रंशो विभ्रष्टस्तु पतत्यधः ।
पतितस्य विना नाशं पुनर्नारोह ईक्ष्यते ॥ ३२८ ॥

તેથી ( પ્રમાદથી ) [ સદ્ગુરુએ તથા સત્શાસ્ત્રે ઉપદેશ કરેલું ] આત્મજ્ઞાન નાશ પામેલું [ થાય છે, ] અને [ આત્મજ્ઞાનના ] નાશવાળો નીચે પડે છે, ( વિષયચિંતનમાં ને વિષયસેવનમાં તત્પર થઈ જાય છે, ) [ નીચે ] પડેલાનો નાશવિના (ઉત્તરોત્તર અધોગતિવિના ) પુનઃ આરોહ ( ચડવું-આત્મામાં સ્થિર રહેવું ) જોવામાં આવતો નથી. ૩૨૮

સ્વરૂપનું વિસ્મરણ કરી ભેદબુદ્ધિવડે વિષયોમાં રમણીયપણાની બુદ્ધિ ન રાખવી એમ ઉપદેશ કરે છેઃ—

संकल्पं वर्जयेत्तस्मात्सर्वानर्थस्य कारणम् ।
जीवतो यस्य कैवल्यं विदेहे स च केवलः ।
यत्किंचित्पश्यतो भेदं भयं ब्रूते यजुःश्रुतिः ॥ ३२९ ॥

[ નિજાનંદની પ્રકટતા ને દુઃખની નિવૃત્તિ વિષયમાં રમણીયપણાની બુદ્ધિરૂપ સંકલ્પના ત્યાગવિના થાય નહિ. ] તેથી સર્વ દુઃખના કારણરૂપ સંકલ્પનો પરિત્યાગ કરે. જેને જીવતાં [ સંકલ્પના પરિત્યાગવડે ] મુક્તિપણું [ પ્રાપ્ત થયું હોય ] તેજ દેહના ત્યાગપછી [ વિદેહ ]મોક્ષનો ભાગી [ થાય છે. બ્રહ્મમાં ] થોડો પણ ભેદ જોનારને [ જન્મમરણાદિરૂપ ] ભયની [ પ્રાપ્તિ " यदा ह्येवैष एतस्मिन्नुदरमन्तरं कुरुतेऽथ तस्य भयं भवति ॥ "—જ્યારે આ પુરુષ બ્રહ્મમાં થોડો પણ ભેદ કરે છે ત્યારે તેને ભયની પ્રાપ્તિ થાય છે, આ ] યજુર્વેદની શ્રુતિ કહે છે. ૩૨૯

ઉપર જણાવેલી કૃષ્ણયજુર્વેદની તૈત્તિરીયોપનિષદ્‌ની શ્રુતિના અર્થને સ્પષ્ટ કરે છેઃ—

यदा कदा वाऽपि विपश्चिदेष, ब्रह्मण्यनन्तेऽप्यणुमात्रभेदम् ।
पश्यत्यथामुष्य भयं तदेव, यद्वीक्षितं भिन्नतया प्रमादात् ॥३३०॥

આ વિદ્વાન્ જો ક્યારેય પણ ભેદરહિત બ્રહ્મમાં થોડો પણ ભેદ જુએ છે તો [ ત્યારે ] આ [ ભેદ જોનારને અદ્વિતીય આત્માના ચિંતનના વિસ્મરણરૂપ ] પ્રમાદથી જે ભિન્નપણાવડે જોયું [ હોય ] તેજ ભયનો હેતુ [ થાય છે. ] ૩૩૦

ભેદદૃષ્ટિ દુઃખોની પરંપરામાં પણ કારણરૂપ થાય છે એમ કહે છેઃ—

श्रुतिस्मृतिन्यायशतैर्निषिद्धे, दृश्येऽत्र यः स्वात्ममतिं करोति ।
उपैति दुःखोपरि दुःखजातं निषिद्धकर्ता स मलिम्लुचो यथा ॥

સેંકડો શ્રુતિઓ, સ્મૃતિઓ ને યુક્તિઓવડે મિથ્યારૂપ કહેલા આ દૃશ્યમાં જે [ પુરુષ ] પોતાના આત્માની બુદ્ધિ કરે છે તે [ શાસ્ત્રે ] નિષેધ કરેલું [ ભેદદર્શનરૂપ કર્મ ] કરનાર ચોરની પેઠે દુઃખઉપર દુઃખના સમૂહને પામે છે. ૩૩૧

દેહાદિને આત્મા માનનારને ને શુદ્ધાત્માને આત્મા માનનારને થનારા ફલનો ભેદ દૃષ્ટાંત આપીને કહે છે.—

सत्याभिसन्धानरतो विमुक्तो, महत्त्वमात्मीयमुपैति नित्यम् ।
मिथ्याभिसन्धानरतस्तु नश्येद्दृष्टं तदेतद्यदचोरचोरयोः॥३३२॥

બ્રહ્મમાં [ હુંપણાના ] નિશ્ચયમાં પ્રીતિવાળો [ પુરુષ બંધથી ] અત્યંત મોકળો [ થઇ ] નિરંતર પોતાની [ બ્રહ્મરૂપ ] મોટાઇને પામે છે, પણ [ દેહાદિ ] મિથ્યામાં [ હુંપણાના ] નિશ્ચયમાં પ્રીતિવાળો નાશ પામે છે, ( વારંવાર જન્મમરણ પામે છે, ) તે આ જે અચોરમાં ને ચોરમાં જોયું છે. [ જેમ સત્યવાદી અચોરને ( ચોરી નહિ કરનારને ) રાજા પરીક્ષા કરીને છોડી મૂકે છે, ને તે માન પામે છે, અને મિથ્યાવાદી ચોરને રાજા પરીક્ષા કરીને શિક્ષા કરે છે, ને તે દુઃખી થાય છે તેમ પોતાને બ્રહ્મ સમજનાર સત્યવાદી બંધથી મોકળો થઈ પરમાનંદસ્વરૂપ થાય છે, ને પોતાને દેહ માનનાર મિથ્યાવાદી સંસારમાં ભ્રમણ કરી દુઃખી થાય છે. ૩૩૨

દૃષ્ટાંતથી સિદ્ધ થયેલા અર્થને ગ્રહણ કરાવે છેઃ—

અંતઃકરણની નિર્મલતા, અંતઃકરણની નિર્મલતાથી - બ્રહ્મથી અભિન્ન આત્માનો સાક્ષાત્કાર, [ને] તેના દૃઢ સાક્ષાત્કારથી સંસારરૂપ બંધનો નાશ [થાય છે, આવી રીતે] બહારનો (બહારના વિષયોના ચિંતનનો) નિરોધ મોક્ષનો ઉપાય [છે.] ૩૩૫

વિવેકી પુરુષો બહારના વિષયોનું ચિંતન કરતા નથી એમ જણાવે છેઃ—

कः पण्डितः सन्सदसद्विवेकी, श्रुतिप्रमाणः परमार्थदर्शी ।
जानन्हि कुर्यादसतोऽवलम्बं, स्वपातहेतोः शिशुवन्मुमुक्षुः॥३३६॥

સત્ય તથા મિથ્યાને સમજનારો, ઉપનિષદોને જાણનાર બ્રહ્મવેત્તા, સૂક્ષ્મ અર્થનું અવલોકન કરવામાં સમર્થ, [ને] મોક્ષની ઇચ્છાવાળો છતાં મિથ્યા[ વિષયો ]ને પોતાની અધોગતિના કારણરૂપ જાણતો છતો કયો વિવેકી પુરુષ અવિવેકીની પેઠે [તેનું-બહારના વિષયોનું] અવલંબન કરે ? ૩૩૬

દેહાદિમાં આસક્તિનો ને મુક્તિનો વિરોધ દેખાડે છેઃ—

देहादिसंसक्तिमतो न मुक्तिर्मुक्तस्य देहाद्यभिमत्यभावः ।
सुप्तस्य नो जागरणं न जाग्रतः, स्वप्नस्तयोर्भिन्नगुणाश्रयत्वात् ॥

તે બંનેના (જાગ્રત્‌ના ને સ્વપ્નના તથા મુક્તિના ને દેહાભિમાનના) વિપરીતધર્મના આશ્રયપણાથી [જેમ] સ્વપ્નવાળાને જાગ્રત્ નથી, [ને] જાગેલાને સ્વપ્ન નથી, [તેમ] દેહાદિમાં આસક્તિવાળાને મુક્તિ નથી, [ને] મુક્ત દેહાદિમાં અભિમાનનો અભાવ [છે.] ૩૩૭

यतिरसदनुसन्धिं बन्धहेतुं विहाय,
स्वयमयमहमस्मीत्यात्मदृष्ट्यैव तिष्ठेत् ।
सुखयति ननु निष्ठा ब्रह्मणि स्वानुभूत्या,
हरति परमविद्याकार्यदुःखं प्रतीतम् ॥ ३३३ ॥

[મોક્ષને માટે] યત્ન કરનાર [પુરુષ] બંધના કારણરૂપ [દેહાદિ] મિથ્યાનું અનુસંધાન મૂકી દઈને આ સાક્ષી હું છું આવી આત્મદૃષ્ટિવડેજ રહે. બ્રહ્મમાં પોતાના અનુભવવડે સ્થિરતા અવશ્ય સુખ આપે છે, [અને] પ્રતીત થતા અવિદ્યાના કાર્ય દુઃખને નિઃશેષ દૂર કરે છે. ૩૩૩

બહારના વિષયોનું અનુસંધાન તજીને આત્માનું અનુસધાન કરવાનો ઉપદેશ કરે છે:—

बाह्यानुसन्धिः परिवर्धयेत्फलं, दुर्वासनामेव ततस्ततोऽधिकाम्।
ज्ञात्वा विवेकैः परिहृत्य बाह्यं, स्वात्मानुसन्धिं विदधीत नित्यम्॥

બહારના [વિષયોનું] સ્મરણ તેથી તેથી (આગળનાથી ઉત્તરોત્તર) અધિક દુર્વાસનારૂપ ફલની વધારે વૃદ્ધિ કરે છે, [ને તેથી દુઃખની પ્રાપ્તિ થાય છે, આમ] વિવેકવડે જાણીને બહારના [વિષયોનો] પરિત્યાગ કરી [મુમુક્ષુએ] પોતાના આત્માનું ચિંતન નિરંતર કરવું. ૩૩૪

બહારના વિષયોનું ચિંતન રોકવાથી થનારું ફલ કહે છે:—

बाह्ये निरुद्धे मनसः प्रसन्नता, मनःप्रसादे परमात्मदर्शनम् ।
तस्मिन्सुदृष्टे भवबन्धनाशो, बहिर्निरोधः पदवी विमुक्तेः ॥३३५॥

બહારનો (બહારના વિષયોના ચિંતનનો) નિરોધ કરવાથી

અંતઃકરણની નિર્મલતા, અંત કરણની નિર્મલતાથી બ્રહ્મથી અભિન્ન આત્માનો સાક્ષાત્કાર, [ને] તેના દૃઢ સાક્ષાત્કારથી સંસારરૂપ બંધનો નાશ [ થાય છે, આવી રીતે ] બહારનો (બહારના વિષયોના ચિંતનનો) નિરોધ મોક્ષનો ઉપાય [ છે. ] ૩૩૫

વિવેકી પુરુષો બહારના વિષયોનું ચિંતન કરતા નથી એમ જણાવે છે:—

कः पण्डितः सन्सदसद्विवेकी, श्रुतिप्रमाणः परमार्थदर्शी ।
जानन्हि कुर्यादसतोऽवलम्बं, स्वपातहेतोः शिशुवन्मुमुक्षुः॥३३६॥

સત્ય તથા મિથ્યાને સમજનારો, ઉપનિષદોને જાણનાર બ્રહ્મવેત્તા, સૂક્ષ્મ અર્થનું અવલોકન કરવામાં સમર્થ, [ ને ] મોક્ષની ઇચ્છાવાળો છતાં મિથ્યા[ વિષયો ]ને પોતાની અધોગતિના કારણરૂપ જાણતો છતો કયો વિવેકી પુરુષ અવિવેકીની પેઠે [ તેનું–બહારના વિષયોનું ] અવલંબન કરે ? ૩૩૬

દેહાદિમાં આસક્તિનો ને મુક્તિનો વિરોધ દેખાડે છે—

देहादिसंसक्तिमतो न मुक्तिर्मुक्तस्य देहाद्यभिमत्यभावः ।
सुप्तस्य नो जागरणं न जाग्रतः, स्वप्नस्तयोर्भिन्नगुणाश्रयत्वात् ॥

તે બંનેના ( જાગ્રતના ને સ્વપ્નના તથા મુક્તિના ને દેહાભિમાનના ) વિપરીતધર્મના આશ્રયપણાથી [ જેમ ] સ્વપ્નવાળાને જાગ્રત્ નથી, [ ને ] જાગેલાને સ્વપ્ન નથી, [ તેમ ] દેહાદિમાં આસક્તિવાળાને મુક્તિ નથી, [ને] મુક્ત દેહાદિમાં અભિમાનનો અભાવ [ છે. ] ૩૩૭

હવે મુક્ત પુરુષનું લક્ષણ કહે છે:—

अन्तर्बहिः स्वं स्थिरजङ्गमेषु,ज्ञात्वाऽऽत्मनाऽऽधारतया विलोक्य।
त्यक्ताखिलोपाधिरखण्डरूपः, पूर्णात्मना यः स्थित एष मुक्तः॥

જેણે [ વિવેકવડે ] સમગ્ર ઉપાધિનો ત્યાગ કર્યો છે એવો [ ને ] અખંડસ્વરૂપવાળો જે [ પુરુષ ] સ્થાવરોમાં ને જંગમોમાં અંતર ને બહાર પોતાને જાણીને [ તથા વિવેકવાળા ] અંતઃકરણથી [ તે સર્વના ] અધિષ્ઠાનપણાવડે [ પોતાને ] નક્કી કરીને અપરિચ્છિન્નરૂપે રહ્યો છે આ [ પુરુષ ] મુક્ત [ છે. ] ૩૩૮

સર્વાત્મભાવની શ્રેષ્ઠતા જણાવે છે:—

सर्वात्मता बन्धविमुक्तिहेतुः, सर्वात्मभावान्न परोऽस्ति कश्चित्।
दृश्याग्रहे सत्युपपद्यतेऽसौ, सर्वात्मभावोऽस्य सदाऽऽत्मनिष्ठया॥

સર્વાત્મભાવ બંધમાંથી મોકળા થવાનું સાધન [ છે. ] સર્વાત્મભાવથી ભિન્ન [ મોક્ષનું બીજું ] કોઈ [ સાધન ] નથી. સર્વદા આત્મનિષ્ઠાવડે દૃશ્યનું અગ્રહણ થવાથી આ[ પુરુષ ]ને આ સર્વાત્મભાવ પ્રાપ્ત થાય છે. ૩૩૯

કયા ઉપાયથી દૃશ્યનું અગ્રહણ થાય તે કહે છે:—

दृश्यस्याग्रहणं कथं नु घटते देहात्मना तिष्ठतो,
बाह्यार्थानुभवप्रसक्तमनसस्तत्तत्क्रियाः कुर्वतः।
संन्यस्ताखिलधर्मकर्मविषयैर्नित्यात्मनिष्ठापरै-
स्तत्त्वज्ञैः करणीयमात्मनि सदानन्देच्छुभिर्यत्नतः॥३४०॥

દેહરૂપે રહેનારાને, બહારના પદાર્થોના અનુભવમાં બહુ

આસક્ત મનવાળાને, [ અને બહારના પદાર્થોમાટે ] તે તે કર્મો કરનારાઓને દશ્યનું અગ્રહણ કેવી રીતે સંભવી શકે ? [ નજ સંભવી શકે, તેથી ] જેણે [ વર્ણાશ્રમના ] સર્વ ધર્મો, [ વિહિત ને નિષિદ્ધ ] કર્મો, ને [ શબ્દાદિ ] વિષયોનો પરિત્યાગ કર્યો છે એવા, નિત્યરૂપ આત્મામાં અંત કરણની સ્થિરતા રાખવામાં તત્પર, બ્રહ્મને જાણનારા, [ અને ] અખંડાનંદને ઇચ્છનારા [ પુરુષો ]એ યત્નથી [ પોતાના ] અંતઃકરણમાં [ દશ્યનુ અગ્રહણ ] કરવુ જોઇએ ૩૪૦

માત્ર કર્મના ત્યાગથી દશ્યનું અગ્રહણ થઈ શકતુ નથી, પણ પોતાના અંત કરણને બ્રહ્મમા એકાગ્ર કરવાની અગત્ય છે એમ જણાવે છેઃ—

सर्वात्म्यसिद्धये भिक्षोः कृतश्रवणकर्मणः ।
समाधिं विदधात्येषा शान्तो दान्त इति श्रुतिः ॥ ३४१ ॥

[ વેદાંતના ] શ્રવણરૂપ કર્મ જેણે કર્યું છે એવા સંન્યાસીને સર્વાત્મભાવની સિદ્ધિમાટે "शांतो दान्त"-શમવાળો ને દમવાળો-("शांतो दांत उपरतस्तितिक्षु समाहितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्येत् ॥ "-શમવાળો, દમવાળો, ઉપરતિવાળો, સહનશીલ ને એકાગ્રચિત્તવાળો થઈ અંત કરણમાંજ આત્માને અનુભવે ) આ શ્રુતિ [ બ્રહ્મમાં ] ચિત્તની એકાગ્રતાનું વિધાન કરે છે ૩૪૧

ચિત્તની એકાગ્રતાવિના કેવલ પંડિતાઇથી અહંકારાદિની વાસના દૂર થતી નથી એમ કહે છે —

आरूढशक्तेरहमो विनाशः, कर्तुं न शक्यः सहसाऽपि पण्डितैः।
ये निर्विकल्पाख्यसमाधिनिश्चलास्तानन्तरानन्तभवा हि वासनाः॥

જેઓ નિર્વિકલ્પનામના સમાધિમાં નિશ્ચલ થયેલા છે તેનાથી ભિન્ન પંડિતોવડે પણ મહાબલવાળા અહંકારનો સહસા વિનાશ થવો શક્ય નથી, કેમકે વાસના અનેક જન્મોની [ છે. ] ૩૪૨

વિક્ષેપશક્તિની પ્રબલતા જણાવે છેઃ—

अहंबुद्ध्यैव मोहिन्या योजयित्वाऽऽवृतेर्बलात् ।
विक्षेपशक्तिः पुरुषं विक्षेपयति तद्गुणैः ॥ ३४३ ॥

વિક્ષેપશક્તિ આવરણના બલથી પુરુષને મોહ પમાડનારી હું એવી બુદ્ધિની સાથે જોડીને તેના (બુદ્ધિના) [ કર્તાપણું આદિ ] ધર્મોવડે વિક્ષેપ પમાડે છે. ૩૪૩

હવે આવરણશક્તિનું પ્રબલપણું જણાવે છેઃ—

विक्षेपशक्तिविजयो विषमो विधातुं,
निःशेषमावरणशक्तिनिवृत्त्यभावे ।
दृग्दृश्ययोः स्फुटपयोजलवद्विभागे,
नश्येत्तदावरणमात्मनि च स्वभावात् ॥
निःसंशयेन भवति प्रतिबन्धशून्यो,
विक्षेपणं नहि तदा यदि चेन्मृषार्थे ॥ ३४४ ॥

બાકી ન રહે એવી રીતે આવરણશક્તિની નિવૃત્તિના અભાવમાં વિક્ષેપશક્તિઓનો વિજય કરવો કઠિન [ છે, તેથી ]

દ્રષ્ટા ને દશ્યનો સ્પષ્ટ-દૂધ ને જલના જેવો વિભાગ થવાથી તે આવરણ આત્માના [ સ્વયંપ્રકાશ ] સ્વભાવથી નાશ પામે છે, પછી જ્યારે મિથ્યા પદાર્થમાં વિક્ષેપ ન [ થાય ] ત્યારે [ આ પુરુષ ] સંશયરહિત [ વિક્ષેપરૂપ ] પ્રતિબંધવિનાનો થાય છે. ૩૪૪

વિવેકનું માહાત્મ્ય વર્ણવે છેઃ—

सम्यग्विवेकः स्फुटबोधजन्यो, विभज्य दृग्दृश्यपदार्थतत्त्वम् ।
छिनत्ति मायाकृतमोहबन्धं, यस्माद्विमुक्तस्य पुनर्न संसृतिः॥३४५॥

દ્રષ્ટા ને દશ્ય પદાર્થના સ્વરૂપને પૃથક્ કરીને સંદેહ-રહિત જ્ઞાનથી ઉપજેલો યથાર્થ વિવેક અવિદ્યાએ કરેલા અ-વિવેકરૂપ બંધને છેદે છે, [ ને ] જેથી ( અવિવેકથી ) અત્યંત મોકળા થયેલાને પુન: સંસાર નથી. ૩૪૫

परावरैकत्वविवेकवह्निर्दहत्यविद्यागहनं ह्यशेषम् ।
किं स्यात्पुनः संसरणस्य बीजमद्वैतभावं समुपेयुषोऽस्य ॥ ३४६ ॥

પરમાત્માના અને જીવના એકપણાના જ્ઞાનરૂપ અગ્નિ અવશ્ય સમગ્ર અવિદ્યારૂપ વનને બાળી નાંખે છે, [ પછી ] અદ્વૈતભાવને પામેલા આ[ પુરુષ ]ને પુનઃ સંસારનું કારણ શું રહ્યું ? [ કાંઈ પણ ન રહ્યું ] ૩૪૬

પદાર્થના યથાર્થજ્ઞાનના ફલનું નિરૂપણ કરે છેઃ—

आवरणस्य निवृत्तिर्भवति च सम्यक्पदार्थदर्शनतः ।
मिथ्याज्ञानविनाशस्तद्विक्षेपजनितदुःखनिवृत्तिः ॥ ३४७ ॥

યથાર્થ રીતે પદાર્થનું જ્ઞાન થવાથી આવરણની નિવૃત્તિ

થાય છે, મિથ્યા જ્ઞાનનો વિનાશ [ થાય છે, ] અને તેથી વિક્ષેપથી ઉપજેલાં [ ભયકંપાદિ ] દુઃખોની નિવૃત્તિ થાય છે. ૩૪૭

જડ પદાર્થોમાં પણ આવી વ્યવસ્થા છે એમ કહે છેઃ—

एतत्त्रितयं दृष्टं सम्यग्रज्जुस्वरूपविज्ञानात् ।
तस्माद्वस्तुसतत्त्वं ज्ञातव्यं बन्धमुक्तये विदुषा ॥ ३४८ ॥

યથાર્થ રીતે દોરડીના સ્વરૂપના અનુભવથી આ ત્રણ (દોરડીપરના આવરણની નિવૃત્તિ, સર્પરૂપ મિથ્યાજ્ઞાનનો વિનાશ, ને સર્પના જ્ઞાનથી ઉપજેલાં ભયાદિ દુઃખોની નિવૃત્તિ) જોયાં છે, તેથી વિદ્વાને બંધથી મોકળા થવામાટે વસ્તુનું યથાર્થસ્વરૂપ જાણવું જોઈએ. ૩૪૮

જાગ્રતના દૃશ્યનું મિથ્યાપણું દૃષ્ટાંતો આપીને સમજાવે છેઃ—

अयोऽग्नियोगादिव सत्समन्वयान्मात्रादिरूपेण विजृम्भते धीः ॥
तत्कार्यमेतद्द्वितयं यतो मृषा, दृष्टं भ्रमस्वप्नमनोरथेषु ॥ ३४९ ॥

જેમ અગ્નિના સંબંધથી લોઢું [ અગ્નિના ધર્મોવાળું પ્રતીત થાય છે, તેમ ] આત્માના સંબંધથી બુદ્ધિ પ્રમાતાદિરૂપે (પ્રમાતા, પ્રમાણ ને પ્રમેયરૂપે) પ્રતીત થાય છે. જેથી ભ્રાંતિ, સ્વપ્ન ને મનોરાજ્યમાં તેનું (બુદ્ધિનું) [ પ્રમાતા, પ્રમાણ ને પ્રમેયરૂપ ] કાર્ય મિથ્યા જોયું છે, [ તેથી ] આ [ જાગ્રતનું ] દ્વૈત [ પણ મિથ્યાજ છે એમ જાણવું. ] ૩૪૯

દૃશ્યનું મિથ્યાપણું ને આત્માનું સત્પણું પુનઃ સમજાવે છેઃ—

ततो विकाराः प्रकृतेरहंमुखा,
देहावसाना विषयाश्च सर्वे
क्षणेऽन्यथा भावितया ह्यमीषा-
मसत्त्वमात्मा तु कदापि नान्यथा ॥ ३५० ॥

તેથી (બુદ્ધિનું કાર્ય હોવાથી) અહંકારથી માંડીને સ્થૂલશરીરપર્યંતના [પદાર્થો] ને સર્વે વિષયો [સાક્ષાત્ વા પરંપરાવડે] પ્રકૃતિનાં કાર્યો [છે.] ક્ષણમાં બીજી રીતે થઈ જવાવડે આમનું અસત્પણુંજ [છે,] પણ આત્મા કદી-પણ બીજી રીતે [થતો] નથી, [તેથી તેનું સત્યપણું છે.] ૩૫૦

હવે શુદ્ધાત્માના સ્વરૂપનું વર્ણન કરે છેઃ—

नित्याद्वयाखण्डचिदेकरूपो, बुद्ध्यादिसाक्षी सदसद्विलक्षणः ।
अहंपदप्रत्ययलक्षितार्थः, प्रत्यक्सदानन्दघनः परात्मा ॥ ३५१ ॥

શુદ્ધાત્મા ઉત્પત્તિ ને નાશથી રહિત, દ્વૈતરહિત, અપરિચ્છન્ન, કેવલ ચેતનરૂપ, બુદ્ધિ આદિનો સાક્ષી, સ્થૂલ ને સૂક્ષ્મથી વિપરીતસ્વભાવવાળો, હું એવા શબ્દના ને જ્ઞાનના લક્ષણાવડે જણાતા અર્થરૂપ, અંતરાત્મરૂપ, [ને] સર્વદા આનંદઘન [છે.] ૩૫૧

સત્ના તથા અસત્ના વિવેકવડે પુરુષ કૃતાર્થ થાય છે એમ કહે છેઃ—

इत्थं विपश्चित्सदसद्विभज्य, निश्चित्य तत्त्वं निजबोधदृष्ट्या ।
ज्ञात्वा स्वमात्मानमखण्डबोधं, तेभ्यो विमुक्तः स्वयमेव शाम्यति ॥

આવી રીતે વિદ્વાન્ સત્નો ને અસત્નો વિવેક કરીને, પોતાની જ્ઞાનદૃષ્ટિવડે બ્રહ્મનો નિશ્ચય કરીને, [ અને ] અખંડ-જ્ઞાનરૂપ પોતાના આત્માને જાણીને તેઓથી અત્યંત મોકળો થયેલો પોતાની મેળેજ શાંત થાય છે. ૩૫૨

અદ્વૈત આત્માના સાક્ષાત્કારથી ચેતનની ને ચિત્તની અભેદભ્રાંતિ નિવૃત્ત થઈ જાય છે એમ કહે છેઃ—

अज्ञानहृदयग्रन्थेर्निःशेषविलयस्तदा ।
समाधिनाऽविकल्पेन यदाऽद्वैतात्मदर्शनम् ॥ ३५३ ॥

જ્યારે નિર્વિકલ્પસમાધિવડે અદ્વૈત આત્માનો સાક્ષાત્કાર [થાય છે,] ત્યારે અજ્ઞાનથી ઉપજેલી હૃદયની ( આત્માના ને ચિત્તના એકપણાની ભ્રાંતિની ) ગાંઠનો નિઃશેષ વિલય [ થાય છે. ] ૩૫૩

નિર્વિકલ્પસમાધિનું સ્વરૂપ કહે છેઃ—

त्वमहमिदमितीयं कल्पना बुद्धिदोषा-
त्प्रभवति परमात्मन्यद्वये निर्विशेषे ।
प्रविलसति समाधावस्य सर्वो विकल्पो,
विलयनमुपगच्छेद्वस्तुतत्त्वावधृत्या ॥ ३५४ ॥

તું, હું [ ને ] આ એવી આ કલ્પનાઓ અંતઃકરણના [ અવિવેકરૂપ ] દોષથી ઉપજે છે. સમાધિમાં અદ્વિતીય [ ને નામાદિરૂપ ] વિશેષથી રહિત પરમાત્માનું સ્ફુરણ થવાથી બ્રહ્મસ્વરૂપના નિશ્ચયવડે આની (આ પુરુષની) [ ઉપર કહેલી ] સર્વે કલ્પનાઓ વિલયને પામે છે. ૩૫૪

નિર્વિકલ્પસમાધિનાં શમાદિ સાધનોનું નિરૂપણ કરે છે:—

शान्तो दान्तः परमुपरतः क्षान्तियुक्तः समाधिं,
कुर्वन्नित्यं कलयति यतिः स्वस्य सर्वात्मभावम्।
तेनाविद्यातिमिरजनितान्साधु दग्ध्वा विकल्पान्,
ब्रह्माकृत्या निवसति सुखं निष्क्रियो निर्विकल्पः ॥३५५॥

અંતઃકરણની એકાગ્રતાવાળો, ઇંદ્રિયોના નિગ્રહવાળો, [બહારના વિષયોથી જેનું ચિત્ત] અત્યંત ઉપરામ પામ્યું છે એવો, સહનશીલતાવાળો, [ને બ્રહ્મમાં] ચિત્તની એકાગ્રતા કરતો મુમુક્ષુ નિરંતર પોતાના સર્વાત્મભાવનું ચિંતન કરે છે, તેવડે અવિદ્યારૂપ અંધકારથી ઉત્પન્ન થયેલા [હું, તું ને આ એવા સર્વ] વિકલ્પોને અનાયાસે બાળીને ક્રિયારહિત [તથા પૂર્વોક્ત] કલ્પનાઓથી રહિત [થઈને] સુખપૂર્વક બ્રહ્મરૂપે સ્થિત થાય છે. ૩૫૫

કોણ મુક્ત થાય છે તે કહે છે:—

બુદ્ધિ આદિ ઉપાધિઓના વિલયમાટે નિર્વિકલ્પસમાધિની અગત્ય જણાવે છેઃ—

उपाधिभेदात्स्वयमेव भिद्यते, चोपाध्यपोहे स्वयमेव केवलः ।
तस्मादुपाधेर्विलयाय विद्वान्वसेत्सदाकल्पसमाधिनिष्ठया ॥३५७॥

[ અંતઃકરણાદિ ] ઉપાધિના ભેદથીજ પોતે [ બીજાથી ] ભેદ પામે છે, અને [ તે ] ઉપાધિનો બાધ કરવાથી ભેદરહિત પોતેજ [ સર્વરૂપે રહે છે, ] તેથી વિદ્વાન્ ઉપાધિના વિલયમાટે સર્વદા નિર્વિકલ્પસમાધિની સ્થિરતાવડે વસે. ૩૫૭

બ્રહ્મના ચિંતનથી બ્રહ્મભાવની પ્રાપ્તિ થાય છે એમ દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

सति सक्तो नरो याति सद्भावं ह्येकनिष्ठया ।
कीटको भ्रमरं ध्यायन्भ्रमरत्वाय कल्पते ॥ ३५८ ॥

એકજ નિષ્ઠાવડે બ્રહ્મમાં પ્રીતિવાળો પુરુષ બ્રહ્મભાવને પામે છે. કીડો ભમરાનું ધ્યાન કરવાથી ભમરાપણાને યોગ્ય થાય છે,-ભમરો થાય છે. ૩૫૮

क्रियान्तरासक्तिमपास्य कीटको
ध्यायन्नलित्वं ह्यलिभावमृच्छति ।
तथैव योगी परमात्मतत्त्वं,
ध्यात्वा समायाति तदेकनिष्ठया ॥ ३५९ ॥

[ જેમ ] કીડો [ જવા આવવા આદિ ] બીજી ક્રિયાઓમાંની પ્રીતિ ત્યજી દઈને ભમરાના સ્વરૂપનું ધ્યાન કરતો [ છતો ] ભમરાના સ્વરૂપનેજ પામે છે, તેમજ યોગી એક-

નિષ્ઠાવડે પરમાત્મસ્વરૂપનું ધ્યાન કરીને તેને [ અભેદભાવે ] પ્રાપ્ત થાય છે. ૩૫૯

અતિસૂક્ષ્મ પરમાત્મતત્ત્વ અતિસૂક્ષ્મવૃત્તિવડે જાણવામાં આવે છે એમ કહે છે:—

अतीव सूक्ष्मं परमात्मतत्त्वं, न स्थूलदृष्ट्या प्रतिपत्तुमर्हति ।
समाधिनाऽत्यन्तसुसूक्ष्मदृष्ट्या, ज्ञातव्यमार्यैरतिशुद्धबुद्धिभिः ॥

પરમાત્માનું સ્વરૂપ અતિસૂક્ષ્મ [ છે, તે ] સ્થૂલદૃષ્ટિવડે જાણવાને શક્ય નથી અત્યંત પવિત્ર બુદ્ધિવાળા સજ્જનોએ સમાધિરૂપ અત્યંત સૂક્ષ્મવૃત્તિથી [ તે ] જાણવાયોગ્ય [ છે. ] ૩૬૦

ધ્યાનવડે અંતઃકરણ નિર્મલ થતાં તે પરમાત્માને જાણી શકે છે એમ દૃષ્ટાંત આપીને સમજાવે છે:—

यथा सुवर्णं पुटपाकशोधितं, त्यक्त्वा मलं स्वात्मगुणं समृच्छति ।
तथा मनः सत्त्वरजस्तमोमलं, ध्यानेन संत्यज्य समेति तत्त्वम् ॥

જેમ ક્ષાર ને અગ્નિવડે શોધેલું સોનું મેલનો ત્યાગ કરીને પોતાના શુદ્ધ ગુણને પ્રાપ્ત થાય છે, તેમ અંતઃકરણ ધ્યાનવડે સત્ત્વગુણ, રજોગુણ ને તમોગુણરૂપ મેલનો સારી રીતે ત્યાગ કરીને બ્રહ્મનો અનુભવ કરે છે. ૩૬૧

નિર્વિકલ્પસમાધિની પ્રાપ્તિ ક્યારે થાય છે તે કહે છે:—

निरन्तराभ्यासवशात्तदित्थं, पक्वं मनो ब्रह्मणि लीयते यदा ।
तदा समाधिः सविकल्पवर्जितः, स्वतोऽद्वयानंदरसानुभावकः ॥

જ્યારે અંતઃકરણ અંતરાયરહિત અભ્યાસને લીધે આવી રીતે શુદ્ધ [ થઈ ] બ્રહ્મમાં લીન થાય છે, ત્યારે સવિકલ્પથી રહિત ( કલ્પનાઓવિનાનો ) અદ્વયાનંદરૂપ અમૃતનો અનુભવ કરાવનારો સમાધિ પોતાની મેળે [ થાય છે. ] ૩૬૨

નિર્વિકલ્પસમાધિનું માહાત્મ્ય જણાવે છેઃ—

समाधिनाऽनेन समस्तवासनाग्रन्थेर्विनाशोऽखिलकर्मनाशः ।
अन्तर्बहिः सर्वत एव सर्वदा, स्वरूपविस्फूर्तिरयत्नतः स्यात् ॥

આ [ નિર્વિકલ્પ ] સમાધિવડે સમગ્ર વાસનાની ગ્રંથિનો વિનાશ [ ને ] સર્વ કર્મનો નાશ [ થાય છે, અને ] અનાયાસે સર્વભણીથીજ સર્વદા અંતર ને બહાર આત્મસ્વરૂપનું સ્પષ્ટ ભાન થાય છે. ૩૬૩

श्रुतेः शतगुणं विद्यान्मननं मननादपि ।
निदिध्यासं लक्षगुणमनन्तं निर्विकल्पकम् ॥ ३६४ ॥

[ વેદાંતના ] શ્રવણથી [ બ્રહ્મનું ] મનન સોગણા [ ફલવાળું છે, ને ] મનનથી પણ [ બ્રહ્મનું ] દૃઢ ધ્યાન લાખગણા [ ફલવાળું છે, અને ] નિર્વિકલ્પ [ સમાધિ તો તેનાથી ] અનંત ( અનંત ફલવાળો ) [ છે. ] ૩૬૪

निर्विकल्पसमाधिना स्फुटं, ब्रह्मतत्त्वमवगम्यते ध्रुवम् ।
नान्यथा चलतया मनोगतेः, प्रत्ययान्तरविमिश्रितं भवेत् ॥

નિર્વિકલ્પસમાધિવડે સંદેહરહિત [ ને ] નિશ્ચિત બ્રહ્મતત્ત્વનો સાક્ષાત્કાર થાય છે, મનના સ્વભાવની ચંચલતાવડે બીજી રીતે ( નિર્વિકલ્પસમાધિવિના ) [ સંદેહરહિત ને નિશ્ચિત

બ્રહ્મનો સાક્ષાત્કાર થતો ] નથી. કદાચિત્ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય તો [ તે ] અન્ય જ્ઞાનોથી મિશ્રિત થાય છે. ૩૬૫

હવે તે શિષ્યને નિર્વિકલ્પસમાધિ કરવાનો ઉપદેશ કરે છે:—

अतः समाधत्स्व यतेन्द्रियः सन्निरन्तरं शान्तमनाः प्रतीचि ।
विध्वंसय ध्वान्तमनाद्यविद्यया, कृतं सदेकत्वविलोकनेन॥३६६॥

[ જેથી નિર્વિકલ્પસમાધિ સર્વોત્તમ ફલને આપનાર છે, ] આથી [ તું ] જિતેંદ્રિય [ તથા ] શાંતમનવાળો થઇને અંતરાત્મામાં નિરંતર નિર્વિકલ્પસમાધિ કર. બ્રહ્મના એકપણાના સાક્ષાત્કારવડે અનાદિ અજ્ઞાને કરેલા આવરણનો વિનાશ કર. ૩૬૬

હવે સમાધિનાં સાધનોનું નિરૂપણ કરે છે:—

योगस्य प्रथमद्वारं वाङ्निरोधोऽपरिग्रहः ।
निराशा च निरीहा च, नित्यमेकान्तशीलता ॥ ३६७ ॥

સમાધિનું પ્રથમ સાધન વાણીનો નિરોધ, મમતાનો પરિત્યાગ, આશાનો પરિત્યાગ, [ પ્રયોજનવિનાની ] ક્રિયાઓનો પરિત્યાગ, ને સર્વદા એકાંતમાં રહેવાનો સ્વભાવ [ આ છે. ] ૩૬૭

મનનશીલ પુરુષે બ્રહ્મમાં પોતાના ચિત્તને એકાગ્ર કરવાનો પ્રયત્ન કરવો જોઇએ એમ કહે છે:—

एकान्तस्थितिरिन्द्रियोपरमणे हेतुर्दमश्चेतसः,
संरोधे करणं शमेन विलयं यायादहंवासना ।

तेनानन्दरसानुभूतिरचला ब्राह्मी सदा योगिन-
स्तस्माच्चित्तनिरोध एव सततं कार्यः प्रयत्नो मुनेः ॥३६८॥

ઇંદ્રિયોની [પોતપોતાના વિષયોથી] ઉપરામતામાં એકાંત-[દેશ]માં નિવાસ [આ] સાધન [છે. ઇંદ્રિયોની પોત-પોતાના વિષયોથી ઉપરામતારૂપ] દમ ચિત્તના નિરોધમાં સાધન [છે,] ચિત્તના નિરોધવડે અહંકારની વાસના વિલય પામે છે, [અને] તેવડે (અહંકારની વાસનાના વિલયવડે) યોગીને સર્વદા બ્રહ્મસંબંધી અચલ આનંદરૂપ અમૃતનો અનુભવ [થાય છે,] તેથી મનનશીલે નિરંતર ચિત્તના નિરોધમાંજ પ્રયત્ન કરવો જોઇએ. ૩૬૮

નિર્વિકલ્પસમાધિના ક્રમનો ઉપદેશ કરે છે:—

वाचं नियच्छात्मनि तं नियच्छ, बुद्धौ धियं यच्छ च बुद्धिसाक्षिणि।
तं चापि पूर्णात्मनि निर्विकल्पे, विलाप्य शान्तिं परमां भजस्व ॥

વાણીનો મનમાં નિરોધ કર, તેનો બુદ્ધિમાં નિરોધ કર, ને બુદ્ધિનો બુદ્ધિના સાક્ષીમાં નિરોધ કર, અને તેનો પણ કલ્પનારહિત બ્રહ્મસ્વરૂપમાં વિલય કરીને ઉત્કૃષ્ટ શાંતિને પામ. ૩૬૯

નિર્વિકલ્પસમાધિના અભાવમાં યોગીને અનર્થની પ્રાપ્તિ દેખાડે છે:-

देहप्राणेन्द्रियमनोबुद्धयादिभिरुपाधिभिः ।
यैर्यैर्वृत्तेः समायोगस्तत्तद्भावोऽस्य योगिनः ॥ ३७० ॥

સ્થૂલશરીર, પ્રાણ, ઇંદ્રિયો, મન ને બુદ્ધિ આદિરૂપ ઉપાધિઓમાંથી જેમની જેમની [સાથે ચેતનના પ્રતિબિંબ-

વાળી ] વૃત્તિનો સંબંધ [ થાય છે, ] તે તે આકાર આ યોગીનો (યોગીના ચેતનનો) [ થાય છે, અર્થાત્ જડ પદાર્થને આકારે વૃત્તિ થવાથી તેને આત્મસ્વરૂપની વિસ્મૃતિ થાય છે. ] ૩૭૦ ,

એ ઉપાધિઓનો સંબંધ છૂટવાથી વૃત્તિ આત્માકાર થાય છે એમ કહે છેઃ—

तन्निवृत्त्या मुनेः सम्यक्सर्वोपरमणं सुखम् ।
संदृश्यते सदानन्दरसानुभवविप्लवः ॥ ३७१ ॥

તેની ( દેહાદિ ઉપાધિઓની સમાનરૂપતાની ) નિવૃત્તિવડે મુનિને સર્વ પ્રકારે સર્વ [ વિષયોથી ] ઉપરામતારૂપ સુખ અનુભવાય છે, [ અને ] અખંડાનંદરૂપ અમૃતના અનુભવની પ્રાપ્તિ [ થાય છે. ] ૩૭૧

મોક્ષની તીવ્ર ઇચ્છાવડે વિષયવાસનાનો ને વિષયોનો ત્યાગ થઇ શકે છે એમ જણાવે છેઃ—

अन्तस्त्यागो बहिस्त्यागो विरक्तस्यैव युज्यते ।
त्यजत्यन्तर्बहिःसङ्गं विरक्तस्तु मुमुक्षया ॥ ३७२ ॥

વૈરાગ્યવાળાથીજ અંતરનો ( વિષયોની વાસનાઓનો ) ત્યાગ [ ને ] બહારનો ( શબ્દાદિ વિષયોનો ) ત્યાગ થઇ શકે છે, કેમકે વૈરાગ્યવાળો મોક્ષની ઇચ્છાવડે અંતરના ને બહારનાની આસક્તિ ત્યજે છે. ૩૭૨

કહેલા અર્થને વિશેષ સ્પષ્ટ કરે છેઃ—

वहिस्तु विषयैः संगं तथाऽन्तरहमादिभिः ।
विरक्त एव शक्नोति त्यक्तुं ब्रह्मणि निष्ठितः ॥ ३७३ ॥

બ્રહ્મમાં ચિત્તની સ્થિરતાવાળો વિરક્તજ બહારના [શબ્દાદિ] વિષયોના અને અંતરના અહંકારાદિના સંબંધનો પરિત્યાગ કરવાને સમર્થ થાય છે. ૩૭૩

મોક્ષમાટે વૈરાગ્ય ને આત્મજ્ઞાન બંનેની અપેક્ષા છે એમ દષ્ટાંત આપીને કહે છે:—

वैराग्यबोधौ पुरुषस्य पक्षिवत्पक्षौ विजानीहि विचक्षण त्वम् ।
विमुक्तिसौधाग्रलताधिरोहणं, ताभ्यां विना नान्यतरेण सिध्यति॥

હે ચતુર! તું વૈરાગ્ય તથા જ્ઞાનને પુરુષની પક્ષીના જેવી બે પાંખો જાણ તે બંને વિના [માત્ર તે] બેમાંના એકવડે [મુમુક્ષુવડે] મુક્તિરૂપ મહેલના ઉપરના ભાગમાં રહેલી લતાની પ્રાપ્તિ સિદ્ધ થતી નથી. ૩૭૪

અખંડાનદનો અનુભવ અત્યંત વૈરાગ્યવાળાને થાય છે એમ કહે છે:—

अत्यन्तवैराग्यवतः समाधिः समाहितस्यैव दृढप्रबोधः ।
प्रबुद्धतत्त्वस्य हि बन्धमुक्तिर्मुक्तात्मनो नित्यसुखानुभूतिः। ३७५।

તીવ્રવૈરાગ્યવાળાને સમાધિ, સમાધિવાળાનેજ સંશયાદિરહિત આત્મસાક્ષાત્કાર, આત્મસાક્ષાત્કારવાળાનેજ [અવિદ્યાદિ] બંધથી મુક્તિ, [અને] મુક્ત અંતઃકરણવાળાને અખંડાનંદનો અનુભવ [થાય છે.] ૩૭૫

પુનઃ પણ વૈરાગ્યનું માહાત્મ્ય વર્ણવે છે:—

वैराग्यान्न परं सुखस्य जनकं पश्यामि वश्यात्मन-
स्तच्चेच्छुद्धतरात्मबोधसहितं स्वाराज्यसाम्राज्यधुक् ।
एतद्द्वारमजस्रमुक्तियुवतेर्यस्मात्त्वमस्मात्परं,
सर्वत्रास्पृहया सदात्मनि सदा प्रज्ञां कुरु श्रेयसे ॥ ३७६ ॥

જેણે પોતાના અંતઃકરણને વશ કર્યું છે એવા ને વૈરાગ્યથી ભિન્ન [ કોઇપણ ] સુખનું સાધન [ હું ] જોતો નથી. તે [ વૈરાગ્ય ] જો અતિશુદ્ધ આત્મજ્ઞાનસહિત [ હોય તો ] બ્રહ્માનંદરૂપ અનવધિ ઐશ્વર્ય આપનાર [ થાય છે. ] જેથી આ અખંડમુક્તિરૂપ સ્ત્રીનું (સ્ત્રીની પ્રાપ્તિનું) સાધન [ છે, તેથી ] તું મુક્તિમાટે આનાથી ભિન્ન સર્વમાં સ્પૃહારહિતપણાવડે સદ્રૂપ આત્મામાં સર્વદા સમાધિ કર. ૩૭૬

સર્વ અનાત્મપદાર્થોનો પરિત્યાગ કરીને આત્મસ્વરૂપને ઓળખવાનો બોધ કરે છેઃ—

आशां छिन्धि विषोपमेषु विषयेष्वेषैव मृत्योः कृति-
स्त्यक्त्वा जातिकुलाश्रमेष्वभिमतिं मुञ्चातिदूरात्क्रियाः ।
देहादावसति त्यजात्मधिषणां प्रज्ञां कुरुष्वात्मनि,
त्वं द्रष्टाऽस्यमनोऽसि निर्द्वयपरं ब्रह्मासि यद्वस्तुतः॥३७७॥

વિષના જેવા [ અપકારક શબ્દાદિ ] વિષયોમાં [ સ્વભાવથી ઉદય પામતી દુષ્ટ ] આશાને [ વૈરાગ્યરૂપ શસ્ત્રથી ] કાપી નાંખ. આ [ વિષયોની આશા ] જ [ શરીરમાં ] મોતનું રૂપ [ છે. ] જાતિ, કુલ ને આશ્રમમાં [ રહેલા ] અભિમાનને ત્યજીને [ સકામ ] કર્મોને અતિ દૂરથી છોડી દે, શરીર

મિથ્યામાં આત્માની બુદ્ધિનો ત્યાગ કર, [ અને ] આત્મામાં અંતઃકરણ એકાગ્ર કર. [ હે સૌમ્ય ! ] તું સાક્ષી છે, મનરહિત છે, [ ને ] જે વાસ્તવિક અદ્વિતીય શ્રેષ્ઠ બ્રહ્મ [ છે, તે તું ] છે. ૩૭૭

સર્વની ઉપેક્ષા કરીને બ્રહ્માનંદનો અનુભવ કરવાનો ઉપદેશ કરે છે:—

लक्ष्ये ब्रह्मणि मानसं दृढतरं संस्थाप्य बाह्येन्द्रियं,
स्वस्थाने विनिवेश्य निश्चलतनुश्चोपेक्ष्य देहस्थितिं ।
ब्रह्मात्मैक्यमुपेत्य तन्मयतया चाखण्डवृत्त्याऽनिशं,
ब्रह्मानंदरसं पिबात्मनि मुदा शून्यैः किमन्यैर्भृशम् ॥३७८॥

ઉપાધિરહિત બ્રહ્મમાં મનને નિશ્ચલ સ્થાપન કરીને, બહારની [ દશે ] ઇંદ્રિયોને પોતપોતાનાં ગોલકોમાં સ્થિર કરીને, [ પદ્માદિ આસનવડે ] અચલ શરીરવાળો [ થઈ, ] તથા શરીરના નિર્વાહની ચિંતાનો ત્યાગ કરી, બ્રહ્મના ને આત્માના એકપણાને જાણી તન્મયપણાવડે અખંડવૃત્તિથી [ તું ] બ્રહ્માનંદરૂપ અમૃતનું પ્રસન્નતાવડે નિરંતર [ પોતાના ] અંતઃકરણમાં પાન કર. અન્ય [ ફલ ]શૂન્ય [ સાધનો ]વડે શું વધારે મળવાનું છે ? ] કોઇ પ્રતિમાં भृशम्‌ને સ્થાને भ्रमैः એવું પાઠાંતર જોવામાં આવે છે. તેનો અર્થ અન્ય ફલરહિત ભ્રમોવડે શું મળવાનું છે એવો થાય છે. ૩૭૮

અનાત્માનું ધ્યાન સજીને આત્માનું ધ્યાન કરવાનો ઉપદેશ કરે છે:—

अनात्मचिन्तनं त्यक्त्वा कश्मलं दुःखकारणम् ।
चिन्तयात्मानमानन्दरूपं यन्मुक्तिकारणम् ॥३७९॥

[ સર્વે ] દુઃખના કારણરૂપ [ ને ] પાપરૂપ [ દેહાદિ ] અનાત્માનું ધ્યાન ત્યજીને મુક્તિના સાધનરૂપ જે આનંદરૂપ [ આત્મા તે ] આત્માનું [ તું ] ધ્યાન કર. ૩૭૯

એ આત્માનું કેવી રીતે ધ્યાન કરવું તે કહે છેઃ—

एष स्वयंज्योतिरशेषसाक्षी, विज्ञानकोशे विलसत्यजस्रम् ।
लक्ष्यं विधायैनमसद्विलक्षणमखण्डवृत्त्याऽऽत्मतयाऽनुभावय ॥

આ [ આત્મા ] સ્વયંપ્રકાશ, સર્વનો પ્રકાશક [ ને જે ] વિજ્ઞાનમયકોશમાં નિરંતર [ વિવર્તરૂપે વિવિધ ] ક્રીડા કરે છે. અસતથી વિલક્ષણ આને લક્ષ્યરૂપ કરીને [ તું આનું ] અખંડવૃત્તિવડે આત્મપણાથી ( અભેદભાવથી ) વારંવાર ધ્યાન કર. ૩૮૦

ધ્યાનથી થનારું ફલ કહે છેઃ—

एतमच्छिन्नया वृत्त्या प्रत्ययान्तरशून्यया ।
उल्लेखयन् विजानीयात्स्वस्वरूपतया स्फुटम् ॥ ३८१ ॥

બીજી પ્રતીતિવિનાની અવિચ્છિન્નવૃત્તિવડે આનું ( આ આત્માનું ) ધ્યાન કરતો [ છતો પુરુષ આ આત્માને ] સંશયરહિત પોતાને સ્વરૂપે જાણે. ૩૮૧

સાક્ષિરૂપ આત્મામાં હુંપણાની બુદ્ધિ દૃઢ કરી અન્યમાં ઉદાસીન રહેવાનો બોધ કરે છેઃ—

अत्रात्मत्वं दृढीकुर्वन्नहमादिषु संत्यजन् ।
उदासीनतया तेषु तिष्ठेत्स्फुटघटादिवत् ॥ ३८२ ॥

[ મુમુક્ષુ ] આમાં ( સાક્ષીમાં ) આત્મપણું દૃઢ કરતો [ છતો અને ] અહંકારાદિમાં [ આત્મપણું ] સારી રીતે ત્યજી દેતો [ છતો ] તેઓમાં ફૂટેલા ઘડા આદિની પેઠે ઉદાસીનપણાવડે રહે. ૩૮૨

બ્રહ્મના સાક્ષાત્કારનું સાધન કહે છેઃ—

विशुद्धमन्तःकरणं स्वरूपे, निवेश्य साक्षिण्यवबोधमात्रे ।
शनैः शनैर्निश्चलतामुपानयन्पूर्णं स्वमेवानुविलोकयेत्ततः॥३८३॥

[મોક્ષસાધક પોતાના] રજોગુણથી તથા તમોગુણથી રહિત અંતઃકરણનો સાક્ષી ને જ્ઞાનમાત્ર આત્મામાં પ્રવેશ કરાવીને [ તેને તેમાં ] ધીરે ધીરે સ્થિરતાને પમાડતો [ છતો ] પછી પોતાનેજ બ્રહ્મરૂપે અનુભવે. ૩૮૩

देहेन्द्रियप्राणमनोऽहमादिभिः, स्वाज्ञानक्लृप्तैरखिलैरुपाधिभिः ।
विमुक्तमात्मानमखण्डरूपं, पूर्णं महाकाशमिवावलोकयेत् ॥३८४॥

[ મોક્ષસાધક ] આત્માના અજ્ઞાનથી કલ્પેલી સ્થૂલશરીર, ઇંદ્રિયો, પ્રાણ, મન ને અહંકારાદિ સર્વ ઉપાધિઓથી અત્યંત મોકળા થયેલા આત્માને મહાકાશની પેઠે પૂર્ણ [ ને ] અખંડરૂપ અનુભવે. ૩૮૪

ઉપાધિઓનો પરિત્યાગ કરતાં બ્રહ્મ એકજ રહે છે એમ દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

[ આગળ ભ્રાંતિવડે ] જોયેલું સર્પનું સ્વરૂપ દોરડીરૂપ [જણાય છે,] તેમ [ ભ્રાંતિનો નાશ થવાથી ભ્રાંતિવડે કલ્પેલું ] જગત્ આત્મસ્વરૂપ [ જણાય છે. ] ૩૮૭

બ્રહ્માદિ સર્વ આત્માના વિવર્તકાર્યરૂપ હોવાથી આત્મરૂપજ છે એમ જણાવે છેઃ—

स्वयं ब्रह्मा स्वयं विष्णुः स्वयमिन्द्रः स्वयं शिवः ।
स्वयं विश्वमिदं सर्वं स्वस्मादन्यन्न किंचन ॥ ३८८ ॥

આત્મા બ્રહ્મા [ છે, ] આત્મા વિષ્ણુ [ છે, ] આત્મા ઇંદ્ર [ છે, ] આત્મા શિવ [ છે, અને ] આત્મા આ સર્વ જગત્ [ છે, ] આત્માથી ભિન્ન કાંઇ પણ નથી. ૩૮૮

अन्तः स्वयं चापि बहिः स्वयं च, स्वयं पुरस्तात्स्वयमेव पश्चात् ।
स्वयं ह्यवाच्यां स्वयमप्युदीच्यां, तथोपरिष्टात्स्वयमप्यधस्तात् ॥

આત્મ અંતરના–સ્વપ્નાદિના–[ પદાર્થોરૂપ છે, ] અને આત્માજ બહારના–જાગ્રત્‌ના–[ પદાર્થોરૂપ છે, ] અને આત્મા પૂર્વદિશાના [ પદાર્થોરૂપ છે, ] આત્માજ પશ્ચિમદિશાના [ પદાર્થોરૂપ છે, ] તથા આત્મા દક્ષિણદિશાના [ પદાર્થોરૂપ છે, ] આત્માજ ઉત્તરદિશાના [ પદાર્થોરૂપ છે, ] તથા આત્માજ ઉપરના [ પદાર્થોરૂપ ને ] નીચેના [ પદાર્થોરૂપ છે. ] ૩૮૯

ઉપર કહેલી વાતને દૃષ્ટાંત આપીને સ્પષ્ટ કરે છેઃ—

तरङ्गफेनभ्रमबुद्बुदादि, सर्वं स्वरूपेण जलं यथा तथा ।
चिदेव देहाद्यहमन्तमेतत्सर्वं चिदेवैकरसं विशुद्धम् ॥ ३९० ॥

જેમ તરંગ, ફીણ, ભમળ ને પરપોટા આદિ સર્વ વસ્તુતાએ

જલ [છે,] તેમ દેહથી માંડીને અહંકારપર્યંત [સર્વે] ચેતનજ [છે, અને] આ [શબ્દાદિ] સર્વ [વિષયો પણ] એકરસ [ને] અત્યંત નિર્મલ ચેતનજ [છે.] ૩૯૦

આ જગતને બ્રહ્મથી ભિન્ન જાણનાર ભ્રાંતિને વશ થયેલો છે એમ ઉપદેશ કરે છેઃ—

सदेवेदं सर्वं जगदवगतं वाङ्मनसयोः,
सतोऽन्यन्नास्त्येव प्रकृतिपरसीम्नि स्थितवतः ।
पृथक् किं मृत्स्नायाः कलशघटकुम्भाद्यवगतं,
वदत्येष भ्रान्तस्त्वमहमिति मायामदिरया ॥ ३९१ ॥

વાણીવડે ને મનવડે જાણેલું આ સર્વ જગત્ બ્રહ્મજ [છે.] પ્રકૃતિથી પર પ્રદેશરૂપ[ પોતાના મહિમા ]માં રહેલા બ્રહ્મથી ભિન્ન [અહીં કાંઇ પણ] નથીજ. કલશ, ઘડો ને કુંભાદિ-[શબ્દો]વડે જાણેલો [પદાર્થ] શું માટીથી ભિન્ન [હોય છે? નથીજ હોતો, તેમ આ જગત્ પણ વસ્તુતાએ બ્રહ્મથી ભિન્ન નથી, છતાં] આ ભ્રાંતિને વશ થયેલો [પુરુષ] તું [મારાથી ભિન્ન છે, ને] હું [તારાથી ભિન્ન છું,] એમ [જે] બોલે છે [તે] અવિદ્યારૂપ મદિરાવડે [ઉન્મત્ત થઇને બોલે છે એમ સમજવું.] ૩૯૧

શ્રુતિ પણ એ ભ્રાંતિ ટાળવામાટે ઉપદેશ કરે છે એમ જણાવે છેઃ—

क्रियासमभिहारेण यत्र नान्यदिति श्रुतिः ।
ब्रवीति द्वैतराहित्यं मिथ्याध्यासनिवृत्तये ॥ ३९२ ॥

[ત્રિપુટીની] મિથ્યા ભ્રાંતિને દૂર કરવામાટે "यत्र

नान्यत् [ पश्यति " ]-જ્યાં અન્ય જોતો નથી-આ શ્રુતિ પુનઃ પુનઃ કથનવડે [ બ્રહ્મમાં ] દ્વૈતરહિતપણું કહે છે. ૩૯૨

બ્રહ્મથી અભિન્ન આત્માજ જાણવાયોગ્ય છે એમ કહે છેઃ—

आकाशवन्निर्मलनिर्विकल्पं, निःसीमनिष्पन्दननिर्विकारम् ।
अन्तर्बहिः शून्यमनन्यमद्वयं, स्वयं परं ब्रह्म किमस्ति बोध्यम् ॥

[ માયાથી ] શ્રેષ્ઠ બ્રહ્મ આકાશના જેવું મેલરહિત, [ ભેદરૂપ ] કલ્પનાઓથી રહિત, અવધિરહિત, ક્રિયારહિત, વિકારથી રહિત, અંતરથી ને બહારથી રહિત, સર્વના આત્મરૂપ [ ને ] અદ્વૈત [ છે તેજ મારો ] આત્મા [ છે, આનાથી ભિન્ન ] જાણવાયોગ્ય શું છે ? [ કાંઇ પણ નથી. ] ૩૯૩

બ્રહ્મને જાણનાર બ્રહ્મરૂપે સ્થિતિ કરે છે એમ જણાવે છેઃ—

वक्तव्यं किमु विद्यतेऽत्र बहुधा ब्रह्मैव जीवः स्वयं,
ब्रह्मैतज्जगदाततं नु सकलं ब्रह्माद्वितीयं श्रुतिः ।
ब्रह्मैवाहमिति प्रबुद्धमतयः संत्यक्तबाह्याः स्फुटम्,
ब्रह्मीभूय वसन्ति सन्ततचिदानन्दात्मनैवद्ध्रुवम् ॥३९४॥

આમાં બહુ પ્રકારે શું કહેવાયોગ્ય [ છે ? ] જીવ પોતે બ્રહ્મજ [ છે, ] ને આ સઘળું વિસ્તૃત જગત્ પણ બ્રહ્મ [ છે. ] બ્રહ્મ અદ્વિતીય [ છે એવી ] શ્રુતિ [ છે. ] હું બ્રહ્મજ [ છું ] આવા દૃઢ જ્ઞાનયુક્ત બુદ્ધિવાળા [ ને ] જેમણે બહારના-[ વિષયો ]નો સારી રીતે ત્યાગ કર્યો છે એવા [ પુરુષો ] સંશયરહિત બ્રહ્મરૂપ થઈને નિરંતર ચિદાનંદરૂપે રહે છે આ નક્કી [ છે. ] ૩૯૪

હવે સ્થૂલશરીરની તથા સૂક્ષ્મશરીરની તૃષ્ણાનો પરિત્યાગ કરીને બ્રહ્મરૂપે સ્થિતિ કરવાનો ઉપદેશ કરે છેઃ—

जहि मलमयकोशेऽहंधियोत्थापिताशां,
प्रसभमनिलकल्पे लिङ्गदेहेऽपि पश्चात् ।
निगमगदितकीर्तिं नित्यमानन्दमूर्तिम्,
स्वयमिति परिचीय ब्रह्मरूपेण तिष्ठ ॥ ३९५ ॥

[ માતાપિતાના ] મેલના કાર્યરૂપ સ્થૂલશરીરમાં હું-પણાની બુદ્ધિએ ઉત્પન્ન કરેલી આશાને [ તું ] બલાત્કારે ત્યજી દે. પછી વાયુના જેવા [ ચંચલ ] સૂક્ષ્મશરીરમાં [ રહેલી આશાને ] પણ [ બલાત્કારે ત્યજી દે. ] વેદે જેનો મહિમા વર્ણવ્યો છે એવું, નિત્યરૂપ [ ને ] આનંદરૂપ [ બ્રહ્મ મારો ] આત્મા [ છે ] એમ અનુભવ કરીને [ તું ] બ્રહ્મરૂપે સ્થિત થા. ૩૯૫

જ્યારે સ્થૂલશરીરમાંથી હુંપણાની બુદ્ધિનો ત્યાગ કરીને આત્મામાં હુંપણાની બુદ્ધિ રાખે ત્યારેજ પુરુષ દુઃખોથી મોકળો થાય છે એમ કહે છેઃ—

शवाकारं यावद्भजति मनुजस्तावदशुचिः,
परेभ्यः स्यात्क्लेशो जननमरणव्याधिनिलयः ।
यदाऽऽत्मानं शुद्धं कलयति शिवाकारमचलं,
तदा तेभ्यो मुक्तो भवति हि तदाह श्रुतिरपि ॥ ३९६ ॥

જ્યાંસુધી મનુષ્ય મુડદાજેવાને (સ્થૂલશરીરને) [ હુંપણાની

બુદ્ધિથી ] સેવે છે, ત્યાંસુધી [ તે ] અપવિત્ર [ ને ] જન્મ, મરણ ને રોગના સ્થાનરૂપ [ રહે છે, તથા તેને ] બીજાઓથી ક્લેશ થાય છે. જ્યારે શુદ્ધ, કલ્યાણસ્વરૂપ [ ને ] અચલ આત્માને જાણે છે, ત્યારે [ તે ] તેઓથી મોકળો થાય છે. તે [ વાત છાંદોગ્યની "मघवन्मर्त्यं वा इदं शरीरम्"- હે ઇંદ્ર! આ શરીર મરણધર્મવાળું છે ઇત્યાદિ ] શ્રુતિ પણ સ્પષ્ટ રીતે કહે છે. ૩૯૬

કલ્પિતની નિવૃત્તિ થવાથી અધિષ્ઠાનરૂપ બ્રહ્મજ અવશેષ રહે છે એમ કહે છે:—

स्वात्मन्यारोपिताशेषाभासवस्तुनिरासतः ।
स्वयमेव परं ब्रह्म पूर्णमद्वयमक्रियम् ॥ ३९७ ॥

પોતાના આત્મામાં કલ્પિત સર્વ પ્રાતિભાસિક વસ્તુઓનો નિષેધ કરવાથી [ માયાથી ] પર, વ્યાપક, પૂર્ણ અદ્વૈત ને અક્રિય આત્માજ [ અવશેષ રહે છે. ] ૩૯૭

ચિત્તવૃત્તિ બ્રહ્મમાં સુસ્થિર થવાથી સંસાર નામમાત્રજ રહે છે એમ જણાવે છે:—

समाहितायां सति चित्तवृत्तौ, परात्मनि ब्रह्मणि निर्विकल्पे।
न दृश्यते कश्चिदयं विकल्पः, प्रजल्पमात्रः परिशिष्यते ततः॥

સદ્રૂપ, વ્યાપક, કલ્પનાઓથી રહિત, [ ને દેહાદિથી ] પર આત્મામાં અંતઃકરણની વૃત્તિસ્થિર થવાથી આ [ સંસારરૂપ ] કલ્પના કાંઈ પણ દેખાતી નથી, પછી [ તે ] કથનમાત્ર અવશેષ રહે છે. ૩૯૮

નામાદિરૂપ વિશેષથી રહિત બ્રહ્મમાં ભેદ સંભવતો નથી એમ નીચેના પાંચ શ્લોકોથી જણાવે છે:—

असत्कल्पो विकल्पोऽयं विश्वमित्येकवस्तुनि ।
निर्विकारे निराकारे निर्विशेषे भिदा कुतः ॥ ३९९ ॥

એક વસ્તુમાં આ જગત્ એવી કલ્પના મિથ્યાજેવી [ છે. પરિણામાદિ ] વિકારથી રહિત, આકારથી રહિત, [ ને નામાદિ ] વિશેષથી રહિતમાં ભેદ ક્યાંથી [ સંભવે ? ] ૩૯૯

द्रष्टृदर्शनदृश्यादिभावशून्यैकवस्तुनि ।
निर्विकारे निराकारे निर्विशेषे भिदा कुतः ॥ ४०० ॥

વિકારથી રહિત, આકારથી રહિત, વિશેષથી રહિત [-અને ] દ્રષ્ટા દર્શન ને દૃશ્યાદિના ભાવથી રહિત એક વસ્તુમાં ભેદ ક્યાંથી [ હોય ? ] ૪૦૦

कल्पार्णव इवात्यन्तपरिपूर्णैकवस्तुनि ।
निर्विकारे निराकारे निर्विशेषे भिदा कुतः ॥ ४०१ ॥

નિર્વિકાર, નિરાકાર, નિર્વિશેષ અને પ્રલયકાલના સમુદ્રના જેવી અત્યંત પરિપૂર્ણ એક વસ્તુમાં ભેદ ક્યાંથી [ હોય ? ] ૪૦૧

तेजसीव तमो यत्र प्रलीनं भ्रान्तिकारणम् ।
अद्वितीये परे तत्त्वे निर्विशेषे भिदा कुतः ॥ ४०२ ॥

પ્રકાશમાં અંધકારની પેઠે જેમાં ભ્રાંતિનું કારણ અત્યંત-લીન [ થઈ ગયું છે એવા ] અદ્વિતીય, [ અવિદ્યાથી ] પર,

[ને ભેદરૂપ] વિશેષથી રહિત બ્રહ્મમાં ભેદ ક્યાંથી [હોય ?] ૪૦૨

एकात्मके परेतत्त्वे भेदवार्ता कथं वसेत् ।
सुषुप्तौ सुखमात्रायां भेदः केनावलोकितः ॥ ४०३ ॥

એકસ્વરૂપ, [અવિદ્યાથી] પર, [ને] સત્ય વસ્તુમાં ભેદનું કથન કેમ સંભવી શકે ? આનંદમયસ્વરૂપવાળી સુષુપ્તિમાં ભેદ કોણે જોયા છે ? [કોઈએ જોયા નથી.] ૪૦૩

બ્રહ્મમાં ત્રણે કાલમાં જગત્નો અસંભવ છે એમ દૃષ્ટાંત આપીને કહે છે:—

न ह्यस्ति विश्वं परतत्त्वबोधात्सदात्मनि ब्रह्मणि निर्विकल्पे ।
कालत्रये नाप्यहिरीक्षितो गुणे, न ह्यम्बुबिन्दुर्मृगतृष्णिकायाम् ॥

પરબ્રહ્મના સાક્ષાત્કારથી [પૂર્વે પણ] સદ્રૂપ [ને] કલ્પનાઓથી રહિત બ્રહ્મમાં જગત્ નથીજ [હોતું. જેમ] દોરડીમાં જોયેલો સાપ ત્રણે કાલમાં પણ નથી, [ને] ઝાંઝવાના પાણીમાં જલનું ટીપું પણ [ત્રણે કાલમાં] નથી, [તેમ બ્રહ્મમાં જગત્ ત્રણે કાલમાં પણ નથી.] ૪૦૪

પ્રતિપાદન કરેલા અર્થમાં શ્રુતિનું ને અનુભવનું પ્રમાણ જણાવે છે:—

मायामात्रमिदं द्वैतमद्वैतं परमार्थतः ।
इति ब्रूते श्रुतिः साक्षात्सुषुप्तावनुभूयते ॥ ४०५ ॥

આ દ્વૈત માયામાત્ર [છે, અને] અદ્વૈત વાસ્તવિક [છે] એમ શ્રુતિ કહે છે, [અને] સુષુપ્તિમાં [દ્વૈતનો અભાવ સાક્ષીવડે] સાક્ષાત્ અનુભવ કરાય છે. ૪૦૫

ભેદની કલ્પના ભ્રાંતિથી ઉપજેલી છે એમ વર્ણવે છે:—

अनन्यत्वमधिष्ठानादारोप्यस्य निरीक्षितम् ।
पण्डितै रज्जुसर्पादौ विकल्पो भ्रान्तिजीवनः ॥ ४०६ ॥

આરોપિતનું અધિષ્ઠાનથી એકપણું દોરડી ને સાપ આદિમાં વિવેકીઓએ જોયું છે, [ ભેદની ] કલ્પના [ તો ] ભ્રાંતિરૂપ કારણવાળી [ છે. ] ૪૦૬

ભ્રાંતિ ચિત્તમાંથી ઉપજે છે, માટે આ સંસારરૂપ કલ્પના પણ ચિત્તરૂપ મૂલવાળી છે એમ કહે છે:—

चित्तमूलो विकल्पोऽयं चित्ताभावे न कश्चन ।
अतश्चित्तं समाधेहि प्रत्यग्रूपे परात्मनि ॥ ४०७ ॥

આ [ હું, તું ને આ એવી ] કલ્પના ચિત્તરૂપ કારણવાળી [ છે, ] ચિત્તના અભાવમાં કોઈ પણ [ કલ્પના ] નથી. આથી [ હે સૌમ્ય ! તું તારું ] ચિત્ત સાક્ષિરૂપ શુદ્ધ આત્મામાં એકાગ્ર કર. ૪૦૭

બ્રહ્મવેત્તા સમાધિમાં કેવા સ્વરૂપનો અનુભવ કરે છે તે નીચેના ત્રણ શ્લોકાવડે કહે છે:—

किमपि सततबोधं केवलानन्दरूपं,
निरुपममतिवेलं नित्यमुक्तं निरीहम् ।
निरवधिगगनाभं निष्कलं निर्विकल्पं,
हृदि कलयति विद्वान्ब्रह्म पूर्णं समाधौ ॥ ४०८ ॥

નિત્યજ્ઞાનરૂપ, વિષયરહિત આનંદરૂપ ઉપમાથી રહિત,

અપાર, નિત્યમુક્ત, ક્રિયાથી રહિત, અવધિરહિત, આકાશના જેવી, અવયવથી રહિત, કલ્પનાથી રહિત, પૂર્ણ [ ને ] બ્રહ્મ [ એવી ] કાંઈક પણ ( મનવાણીના અવિષયરૂપ ) [ વસ્તુને ] યોગી સમાધિમાં [ પોતાના ] હૃદયવિષે અનુભવે છે. ૪૦૮

प्रकृतिविकृतिशून्यं भावनातीतभावं,
समरसमसमानं मानसंबन्धदूरम् ।
निगमवचनसिद्धं नित्यमस्मत्प्रसिद्धम्,
हृदि कलयति विद्वान्ब्रह्म पूर्णं समाधौ ॥ ४०९ ॥

કારણભાવથી ને કાર્યભાવથી રહિત, કલ્પનાથી રહિત સ્વભાવવાળા, એકરસ, નિરુપમ, [ પ્રત્યક્ષાદિ ] પ્રમાણના અવિષયરૂપ, ઉપનિષદ્ના વચનથી સિદ્ધ, નિરંતર હુંના [ વિષયરૂપે ] પ્રસિદ્ધ, [ ને ] અપરિચ્છિન્ન બ્રહ્મનો સમાધિવિષે [ પોતાના ] હૃદયમાં યોગી સાક્ષાત્કાર કરે છે. ૪૦૯

अजरममरमस्ताभाववस्तुस्वरूपं,
स्तिमितसलिलराशिप्रख्यमाख्याविहीनम् ।
शमितगुणविकारं शाश्वतं शान्तमेकं,
हृदि कलयति विद्वान्ब्रह्म पूर्णं समाधौ ॥ ४१० ॥

વૃદ્ધાવસ્થાથી રહિત, મરણરહિત, [ સર્વ ] અભાવો [જો અસ્તાભાસ એવું પાઠાંતર સ્વીકારીએ તો સર્વ આભાસો] જેમાં લીન થયા છે એવા સત્યસ્વરૂપવાળા, નિશ્ચલ સાગરના જેવા, નામરહિત, ( શબ્દની શક્તિવૃત્તિના અવિષયરૂપ,) [ ત્રણ ] ગુણોના વિકારોનો જેમાં અભાવ છે એવા,

અનાદિ, વિક્ષેપથી રહિત, એક [ ને ] અપરિચ્છિન્ન બ્રહ્મનો સમાધિમાં યોગી [ પોતાના ] હૃદયવિષે સાક્ષાત્કાર કરે છે. ૪૧૦

કેવા ઉપાયથી પુરુષપણું સફલ કરવું તે કહે છેઃ—

समाहितान्तःकरणः स्वरूपे, विलोकयात्मानमखण्डवैभवम् ।
विच्छिन्धि बन्धं भवगन्धगन्धितं, यत्नेन पुंस्त्वं सफलीकुरुष्व ॥

[ હે સૌમ્ય ! તું ] એકાગ્ર અંતઃકરણવાળો [ થઈ ] આત્મસ્વરૂપમાં આત્માના અવિનાશી [ આનંદરૂપ ] વૈભવનો સાક્ષાત્કાર કર, [ અને ] સંસારની વાસનાના સંબંધવાળા બંધને અત્યંત કાપી નાંખ. તું [ આવા ] યત્નવડે [ તારું ] પુરુષપણું સફલ કર. ૪૧૧

સંસારના ભ્રમણથી મોકળા થવાનું સાધન જણાવે છેઃ—

सर्वोपाधिविनिर्मुक्तं सच्चिदानन्दमद्वयम् ।
भावयात्मानमात्मस्थं न भूयः कल्पसेऽध्वने ॥ ४१२ ॥

[ સ્થૂલાદિ ] સર્વ ઉપાધિથી અત્યંતરહિત, સચ્ચિદાનંદરૂપ, અદ્વય [ ને પોતાના ] હૃદયમાં રહેલા આત્માનું ધ્યાન કર. [ તે ધ્યાનવડે તેનો સાક્ષાત્કાર થવાથી તું ] પુનઃ [ સંસાર ]-માર્ગમાટે યોગ્ય નહિ રહે. ( તને પુનઃ સંસારની પ્રાપ્તિ નહિ થાય. ) ૪૧૨

બ્રહ્મનિષ્ઠ પોતાના શરીરનું રાગપૂર્વક સ્મરણ કરતા નથી એમ કહે છેઃ—

छायेव पुंसः परिदृश्यमानमाभासरूपेण फलानुभूत्या ।
शरीरमाराच्छववन्निरस्तं, पुनर्न सन्धत्त इदं महात्मा ॥ ४१३

બ્રહ્મનિષ્ઠ [ પુરુષે પ્રારબ્ધકર્મના ] ફલના ઉપભોગવડે પુરુષના શરીરની છાયાની પેઠે આભાસરૂપે દેખાતા [ આ ] શરીરને મુડદાની પેઠે દૂર ફેંકી દીધેલું [ છે. ] આનું [ તેઓ ] પુનઃ ધ્યાન કરતા નથી. ૪૧૩

આત્માનું અનુસંધાન રાખી દેહાદિનું વિસ્મરણ કરવાનો ઉપદેશ કરે છેઃ—

सततविमलबोधानन्दरूपं समेत्य,
त्यज जडमलरूपोपाधिमेतं सुदूरे ।
अथ पुनरपि नैष स्मर्यतां वान्तवस्तु,
स्मरणविषयभूतं कल्पते कुत्सनाय ॥ ४१४ ॥

નિરંતર નિર્મલજ્ઞાનરૂપ ને આનંદરૂપનો અનુભવ કરીને આ જડરૂપ ને મલરૂપ [ દેહાદિ ] ઉપાધિને અત્યંત દૂર ત્યજી દે. પછી પુનઃ પણ આનું સ્મરણ ન કરવું, [ કેમકે ] વમન કરેલી વસ્તુ સ્મરણના વિષયરૂપ થતાં નિંદાના હેતુરૂપ થાય છે. ૪૧૪

ઉત્તમ જ્ઞાનીની સ્થિતિનું વર્ણન કરે છેઃ—

समूलमेतत्परिदह्य वह्नौ, सदात्मनि ब्रह्मणि निर्विकल्पे ।
ततः स्वयं नित्यविशुद्धबोधानन्दात्मना तिष्ठति विद्वरिष्ठः ॥

આ [ જડપ્રપંચ ]ને [ અજ્ઞાનરૂપ ] મૂલસહિત સત્સ્વભાવવાળા [ ને ] કલ્પનારહિત બ્રહ્મરૂપ અગ્નિમાં સર્વ પ્રકારે બાળી નાંખીને પછી [ તે ] ઉત્તમ જ્ઞાની પોતે નિત્ય, અતિશુદ્ધ, જ્ઞાનરૂપ ને આનંદરૂપે સ્થિત થાય છે. ૪૧૫

અહંવેત્તા સ્થૂલશરીરના અભિમાનનો કેવી રીતે ત્યાગ કરે છે દૃષ્ટાંત આપીને સમજાવે છે:—

प्रारब्धसूत्रग्रथितं शरीरं, प्रयातु वा तिष्ठतु गोरिवास्रक् ।
न तत्पुनः पश्यति तत्त्ववेत्ताऽऽनन्दात्मनि ब्रह्मणि लीनवृत्तिः॥

પ્રારબ્ધકર્મરૂપ દોરાવડે ગુંથાયેલું સ્થૂલશરીર નાશ પામો, વા રહો. આનંદસ્વરૂપ બ્રહ્મમાં જેની વૃત્તિ લીન થઈ છે એવા બ્રહ્મવેત્તા ગાયના લોહીની પેઠે તેને પુનઃ જોતા નથી. ૪૧૬

અજ્ઞાનીની પેઠે બ્રહ્મજ્ઞાની દેહના પોષણમાં આદર રાખતા નથી એમ કહે છે:—

अखण्डानन्दमात्मानं विज्ञाय स्वस्वरूपतः ।
किमिच्छन्कस्य वा हेतोर्देहं पुष्णाति तत्त्ववित् ॥ ४१७ ॥

અખંડાનંદરૂપ આત્માને પોતાના સ્વરૂપે અનુભવીને [પછી તે] બ્રહ્મવેત્તા કયા[ભોગ્ય]ને ઇચ્છતો [છતો] વા કોના પ્રયોજનમાટે સ્થૂલશરીરનું [દીન થઇને] પોષણ કરે ? ૪૧૭

આત્માકારવૃત્તિ રાખનારને અનુભવમાં આવતા ફળનું નિરૂપણ કરે છે:—

संसिद्धस्य फलं त्वेतज्जीवन्मुक्तस्य योगिनः ।
बहिरन्तः सदानन्दरसास्वादनमात्मनि ॥ ४१८ ॥

દૃઢ આત્મજ્ઞાનવાળા [ને આત્મામાં પોતાના] એકાગ્ર રાખનારા જીવન્મુક્તને આત્મામાં બહાર

સદાનંદરૂપ અમૃતનો સ્વાદ લેવો આ પ્રસિદ્ધ ફલ [ પ્રાપ્ત થાય છે. ] ૪૧૮

હવે વૈરાગ્યાદિના ફલનું નિરૂપણ કરે છેઃ—

वैराग्यस्य फलं बोधो बोधस्योपरतिः फलम् ।
स्वानन्दानुभवाच्छान्तिरेषैवोपरतेः फलम् ॥ ४१९ ॥

વિષયોની ઇચ્છાની નિવૃત્તિનું ફલ આત્માનો સાક્ષાત્કાર [છે,] આત્મસાક્ષાત્કારનું ફલ બાહ્યવૃત્તિની નિવૃત્તિ [છે, અને] બાહ્યવૃત્તિની નિવૃત્તિનું ફલ આત્માના આનંદના અનુભવથી થનારી આ શાંતિજ (સર્વ ઇચ્છાઓની નિવૃત્તિજ) [છે.] ૪૧૯

બ્રહ્મજ્ઞાનના ફલાદિનું વર્ણન કરે છેઃ—

यद्युत्तरोत्तराभावः पूर्वपूर्वं तु निष्फलम् ।
निवृत्तिः परमा तृप्तिरानन्दोऽनुपमः स्वतः ॥ ४२० ॥
दृष्टदुःखेष्वनुद्वेगो विद्यायाः प्रस्तुतं फलम् ।
यत्कृतं भ्रान्तिवेलायां नाना कर्म जुगुप्सितम् ॥
पश्चान्नरो विवेकेन, तत्कथं कर्तुमर्हति ॥ ४२१ ॥

જો ઉત્તરોત્તરનો ( શાંતિનો, ઉપરતિનો ને આત્મજ્ઞાનનો ) અભાવ [ હોય ] તો પૂર્વપૂર્વનાં (ઉપરતિ, આત્મજ્ઞાન ને વૈરાગ્ય) ફલરહિત [ જાણવાં. બહારના વિક્ષેપોનો ] નાશ, અવધિરહિત તૃપ્તિ, વિષયસંબંધવિના ઉપમારહિત આનંદ [ને] સંસારનાં દુખોમાં ઉદ્વેગરહિતપણું [ આ ] બ્રહ્મજ્ઞાનનું ફલ કહેલું [ છે. ] ભ્રાંતિના સમયમાં [ અવિવેકવડે ] જે નાના

[ પ્રકારનું ] ગ્લાનિ ઉપજે એવું કર્મ કર્યું હોય તે પછી (જ્ઞાનના સમયમાં) વિવેકવડે મનુષ્ય કરવાને કેવી રીતે સમર્થ થાય? [ નજ થાય ] ૪૨૦-૪૨૧

આત્માના જ્ઞાનના અને આત્માના અજ્ઞાનના ફલને દૃષ્ટાંત આપીને કહે છેઃ—

विद्याफलं स्यादसतो निवृत्तिः, प्रवृत्तिरज्ञानफलं तदीक्षितम् ।
तज्ज्ञाज्ञयोर्यन्मृगतृष्णिकादौ, नोचेद्विदां दृष्टफलं किमस्मात् ॥

જ્ઞાનનું ફલ મિથ્યાથી નિવૃત્તિ છે, [ અને ] અજ્ઞાનનું ફલ [ મિથ્યામાં ] પ્રવૃત્તિ [ છે, ] તે [ બંને ] જેથી ઝાંઝવાના પાણી આદિમાં જાણનાર તથા નહિ જાણનારનાં જોયાં છે, [ તેથી ઉપર કહેલું સિદ્ધ થાય છે, ] નહિ તો આથી (આ આત્મજ્ઞાનથી) જ્ઞાનીને દેખીતું ફલ શું? [ કાંઇ નહિ ] ૪૨૨

જો જ્ઞાનવડે વિષયેચ્છાનો સંપૂર્ણ નાશ થઇ જાય તો પછી જડ વિષયો જ્ઞાનીને ખેંચી શકતા નથી એમ જણાવે છે—

अज्ञानहृदयग्रन्थेर्विनाशो यद्यशेषतः ।
अनिच्छोर्विषयः किं नु प्रवृत्तेः कारणं स्वतः ॥ ४२३ ॥

જો અજ્ઞાનથી ઉપજેલી હૃદયની ગ્રંથિનો (ચિત્તની કામાદિ વૃત્તિનો) બાકી ન રહે એવી રીતે નાશ [ થઇ જાય તો પછી ] શું [ વિષયોને ] નહિ ઇચ્છનારની પ્રવૃત્તિનું કારણ વિષય પોતાની મેળે [ થઈ શકે? નજ થઈ શકે ] ૪૨૩

હવે વૈરાગ્યાદિના અવધિનું સ્વરૂપ કહે છે—

वासनानुदयो भोग्ये वैराग्यस्य तदाऽवधिः ।
अहंभावोदयाभावो बोधस्य परमावधिः ॥
लीनवृत्तेरनुत्पत्तिर्मर्यादोपरतेस्तु सा ॥ ४२४ ॥

[ જ્યારે ] ભોગ્યમાં વાસનાના ઉદયનો અભાવ [થાય] ત્યારે વૈરાગ્યનો અવધિ [ જાણવો, દેહાદિમાં ] આત્મભાવનો ઉદય ન થાય [ તે ] જ્ઞાનનો શ્રેષ્ઠ અવધિ [ જાણવો, અને આત્મામાં ] લીન થયેલી વૃત્તિની ઉત્પત્તિ ન થાય તેજ ઉપરતિનો અવધિ [ જાણવો. ] ૪૨૪

જીવન્મુક્તની સ્થિતિનું વર્ણન કરે છેઃ—

ब्रह्माकारतया सदा स्थिततया निर्मुक्तबाह्यार्थधी-
रन्यावेदितभोग्यभोगकलनो निद्रालुवद्बालवत् ।
स्वमालोकितलोकवज्जगदिदं पश्यन्कचिल्लब्धधी-
रास्ते कश्चिदनन्तपुण्यफलभुग्धन्यः स मान्यो भुवि ॥ ४२५ ॥

[જે] કોઈ અનંત પુણ્યના ફલને ભોગવનાર [ જીવન્મુક્ત ] સર્વદા બ્રહ્મરૂપે રહેવાવડે જેની બહારના વિષયોની વૃત્તિ નિવૃત્ત થઈ છે એવા, નિદ્રાલુની પેઠે [ને] બાલકની પેઠે [રાગદ્વેષરહિત] બીજાઓએ અર્પણ કરેલા ભોગ્યનો ઉપભોગ કરવામાં પ્રવૃત્ત થનારા, [અને] આ જગતને સ્વપ્નમાં જોયેલા પદાર્થની પેઠે જોતા [છતા] કોઈ વેલા [ કોઈ વિષયમાં ] વૃત્તિના ઉદયવાળા રહે છે તે [ જીવન્મુક્ત ] કૃતાર્થ [ને] પૃથ્વીપર માન આપવા યોગ્ય [ છે. ] ૪૨૫

स्थितप्रज्ञो यतिरयं यः सदानन्दमश्नुते ।
ब्रह्मण्येव विलीनात्मा निर्विकारो विनिष्क्रियः ॥४२६॥

જે [ યોગી ] બ્રહ્મમાંજ વિલીન અંતઃકરણવાળો, [ કામાદિ ] વિકારથી રહિત [ ને સર્વે ] સકામકર્મોથી અત્યંત-રહિત સદાનંદનો અનુભવ કરે છે આ યોગી સ્થિતપ્રજ્ઞ ( જીવન્મુક્ત ) [ છે. ] ૪૨૬

હવે સ્થિતપ્રજ્ઞશબ્દમાંના પ્રજ્ઞાશબ્દનો અર્થ કહે છેઃ—

ब्रह्मात्मनोः शोधितयोरेकभावावगाहिनी ।
निर्विकल्पा च चिन्मात्रा वृत्तिः प्रज्ञेति कथ्यते ॥४२७॥

ઉપાધિરહિત કરેલા બ્રહ્મના ને આત્માના એકપણાને વિષય કરનારી, સંશયવિપર્યયથી રહિત, ને ચેતનનેજ વિષય કરનારી વૃત્તિ પ્રજ્ઞા એમ કહેવાય છે. ૪૨૭

હવે સ્થિતપ્રજ્ઞ વા જીવન્મુક્તનાં લક્ષણો નીચેના ચૌદ શ્લોકવડે કહે છેઃ—

सुस्थिताऽसौ भवेद्यस्य स्थितप्रज्ञः स उच्यते ।
यस्य स्थिता भवेत्प्रज्ञा यस्यानन्दो निरन्तरः ॥
प्रपञ्चो विस्मृतप्रायः स जीवन्मुक्त इष्यते ॥ ४२८ ॥

જેની આ [ પ્રજ્ઞા ] સારી રીતે સ્થિર થયેલી હોય તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. જેની પ્રજ્ઞા સ્થિર થઈ હોય, જેનો આનંદ અંતરાયરહિત [ હોય, ને જેને ભોક્તાભોગ્યાદિરૂપ ] પ્રપંચ વિસરી ગયાજેવો [હોય,] તે જીવન્મુક્ત કહેવાય છે. ૪૨૮

लीनधीरपि जागर्ति यो जाग्रद्धर्मवर्जितः ।
बोधो निर्वासनो यस्य स जीवन्मुक्त इष्यते ॥ ४२९ ॥

જે [ બ્રહ્મમાં ] લીનબુદ્ધિવાળો છતાં પણ જાગે છે, [ ને ઇંદ્રિયોવડે પદાર્થના જ્ઞાનના અભિમાનરૂપ ] જાગ્રતના ધર્મથી રહિત [ છે, ને ] જેનું જ્ઞાન વાસનાથી રહિત [ છે, ] તે જીવન્મુક્ત કહેવાય છે. ૪૨૯

शान्तसंसारकलनः कलावानपि निष्कलः ।
यस्य चित्तं विनिश्चिन्तं स जीवन्मुक्त इष्यते ॥ ४३० ॥

જેની સંસારસંબંધી કલ્પનાઓ નિવૃત્ત થઇ હોય, [જે] અવયવવાળો [ અથવા કલાઓને જાણનારો છતાં ] પણ અવયવોવિનાનો [ અથવા જાણેલી કલાઓના અભિમાનવિનાનો હોય, ને ] જેનું ચિત્ત [ જીવવામરવાની ] ચિંતાથી અત્યંતરહિત [ હોય, ] તે જીવન્મુક્ત કહેવાય છે. ૪૩૦

वर्तमानेऽपि देहेऽस्मिञ्छायावदनुवर्तिनि ।
अहन्ताममताभावो जीवन्मुक्तस्य लक्षणम् ॥ ४३१ ॥

છાયાની પેઠે અનુસરનારું આ સ્થૂલશરીર વિદ્યમાન [ છતાં ] પણ [ તેમાં જેને ] હુંપણાનો ને મારાપણાનો અભાવ [ હોય તે ] જીવન્મુક્તનું લક્ષણ [ છે. ] ૪૩૧

अतीताननुसन्धानं भविष्यदविचारणम् ।
औदासीन्यमपि प्राप्तं जीवन्मुक्तस्य लक्षणम् ॥ ४३२ ॥

ગયેલાના સ્મરણનો અભાવ, ભવિષ્યના વિચારનો અભાવ

[ને] પ્રાપ્તમાં પણ ઉદાસીનપણું [ આ ] જીવન્મુક્તનું લક્ષણ [ છે. ] ૪૩૨

गुणदोषविशिष्टेऽस्मिन्स्वभावेन विलक्षणे ।
सर्वत्र समदर्शित्वं जीवन्मुक्तस्य लक्षणम् ॥ ४३३ ॥

આ ગુણદોષવાળા[ પ્રાણિપદાર્થ ]માં [ ને ] સ્વભાવવડે વિલક્ષણ[ પ્રાણિપદાર્થ ]માં સર્વત્ર સરખી દૃષ્ટિવાળાપણું '[આ] જીવન્મુક્તનું લક્ષણ [ છે ] ૪૩૩

इष्टानिष्टार्थसंप्राप्तौ समदर्शितयाऽऽत्मनि ।
उभयत्राविकारित्वं जीवन्मुक्तस्य लक्षणम् ॥ ४३४ ॥

પ્રિય ને અપ્રિય પદાર્થની પ્રાપ્તિમાં સમદર્શીપણાવડે [ તે ] બંનેમાં [ જેના ] અંતઃકરણમાં વિકારરહિતપણું (હર્ષથી ને ખેદથી રહિતપણું) [રહે આ] જીવન્મુક્તનુ લક્ષણ [છે] ૪૩૪

ब्रह्मानन्दरसस्वादासक्तचित्ततया यतेः ।
अन्तर्बहिरविज्ञानं जीवन्मुक्तस्य लक्षणम् ॥ ४३५ ॥

બ્રહ્માનંદરૂપ અમૃતના સ્વાદમાં નિમગ્ન થયેલા ચિત્તવડે યોગીને અંતરના ને બહારના [ પદાર્થોના ] ભાનનો અભાવ [ થાય આ ] જીવન્મુક્તનું લક્ષણ [ છે ] ૪૩૫

देहेन्द्रियादौ कर्तव्ये ममाहंभाववर्जितः ।
औदासीन्येन यस्तिष्ठेत्स जीवन्मुक्तलक्षणः ॥ ४३६ ॥

જે સ્થૂલશરીરમાં ને ઇંદ્રિયાદિમાં તથા કર્તવ્યમાં [ વા ગૃહાદિમાં ] અહંતાથી ને મમતાથી રહિત [ થઇ, ] રાગદ્વેષથી રહિતપણાવડે રહે તે જીવન્મુક્તના લક્ષણવાળો [ છે ] ૪૩૬

विज्ञात आत्मनो यस्य ब्रह्मभावः श्रुतेर्बलात् ।
भवबन्धविनिर्मुक्तः स जीवन्मुक्तलक्षणः ॥ ४३७ ॥

જેણે [ "अयमात्मा ब्रह्म"-આ આત્મા બ્રહ્મ છે-ઇત્યાદિ ] શ્રુતિના વિચારથી આત્માનું ( પોતાનું ) બ્રહ્મપણું અનુભવ્યું છે, [ ને જે જન્મમરણાદિરૂપ ] સંસારના બંધનથી અત્યંત મોકળો થયેલો છે તે જીવન્મુક્તના લક્ષણવાળો [ છે. ] ૪૩૭

देहेन्द्रियेष्वहंभाव इदंभावस्तदन्यके ।
यस्य नो भवतः क्वापि स जीवन्मुक्त इष्यते ॥ ४३८ ॥

જેને સ્થૂલશરીરમાં ને ઇંદ્રિયોમાં હુંપણું [અને] તેનાથી ભિન્ન [ઘટાદિમાં] આપણું કદીપણ થતાં નથી તે જીવન્મુક્ત કહેવાય છે. ૪૩૮

न प्रत्यग्ब्रह्मणो भेदं कदापि ब्रह्मसर्गयोः ।
प्रज्ञया यो विजानाति स जीवन्मुक्तलक्षणः ॥ ४३९ ॥

જે [ પુરુષ ] યથાર્થજ્ઞાનવડે અંતરાત્માના ને બ્રહ્મના [તથા] બ્રહ્મના ને જગતના ભેદને કદીપણ જાણતો નથી તે [પુરુષ] જીવન્મુક્તના લક્ષણવાળો [ છે ] ૪૩૯

साधुभिः पूज्यमानेऽस्मिन्पीड्यमानेऽपि दुर्जनैः ।
समभावो भवेद्यस्य स जीवन्मुक्तलक्षणः ॥ ४४० ॥

આ [સ્થૂલશરીર] સજ્જનોવડે પૂજાવાથી [ને] દુર્જનોવડે પીડાવાથી પણ જેનું [મન] રાગદ્વેષના અભાવવાળું રહે છે તે જીવન્મુક્તના લક્ષણવાળો [ છે. ] ૪૪૦

यत्र प्रविष्टा विषयाः परेरिता, नदीप्रवाहा इव वारिराशौ ।
लीयन्ति सन्मात्रतया न विक्रियामुत्पादयन्त्येष यतिर्विमुक्तः ॥

જેમ સમુદ્રમાં નદીના પ્રવાહો [ પેસે છે, તેમ ] જેમાં બીજાએ અર્પણ કરેલા વિષયો પ્રાપ્ત થઇને બ્રહ્મસ્વરૂપેજ લીન થાય છે, [ પણ વિષયાનંદની ભ્રાંતિરૂપ ] વિકારને ઉપજાવતા નથી, આ યોગી જીવન્મુક્ત [ છે. ] ૪૪૧

બ્રહ્મનો ને આત્માનો અભેદ અનુભવનારની વિષયોમાં આસક્તિપૂર્વક પ્રવૃત્તિ થતી નથી એમ કહે છેઃ—

विज्ञातब्रह्मतत्त्वस्य यथापूर्वं न संसृतिः ।
अस्ति चेन्न स विज्ञातब्रह्मभावो बहिर्मुखः ॥ ४४२ ॥

જેણે બ્રહ્મસ્વરૂપને અનુભવ્યું છે તેની અજ્ઞાનદશાના જેવી [ વિષયમાં ] આસક્તિપૂર્વક પ્રવૃત્તિ થતી નથી. જો [ તેની આસક્તિપૂર્વક પ્રવૃત્તિ થાય ] છે [તો] તે બ્રહ્મસ્વરૂપને જાણનારો નથી, [પણ] બાહ્યદૃષ્ટિવાળો [ છે. ] ૪૪૨

પ્રારબ્ધકર્મના વેગથી જ્ઞાનીની વિષયોમાં આસક્તિપૂર્વક પ્રવૃત્તિ થાય છે એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

प्राचीनवासनावेगादसौ संसरतीति चेत् ।
न सदेकत्वविज्ञानान्मन्दीभवति वासना ॥ ४४३ ॥

પૂર્વની વાસનાઓના વેગથી આ [ જ્ઞાની વિષયોમાં ] આસક્તિપૂર્વક પ્રવૃત્ત થાય છે એમ [જો કહો] તો [તે સંભવે] નહિ, [કેમકે] બ્રહ્મના એકપણાના અનુભવથી [વિષય]વાસના [ આસક્તિ ઉપજાવવામાં ] અસમર્થ થઇ જાય છે. ૪૪૩

બ્રહ્મવેત્તાની વિષયોમાં આસક્તિપૂર્વક પ્રવૃત્તિ સંભવી શકતી નથી આ વાત દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

अत्यन्तकामुकस्यापि वृत्तिः कुण्ठति मातरि ।
तथैव ब्रह्मणि ज्ञाते पूर्णानन्दे मनीषिणः ॥ ४४४ ॥

[જેમ] અત્યંતકામીની ભોગેચ્છા પણ [પોતાની] માતામાં રોકાઇ જાય છે, તેમજ પૂર્ણાનંદરૂપ બ્રહ્મને અનુભવવાથી બ્રહ્મવેત્તાની [વૃત્તિ પણ મિથ્યા વિષયોમાં રાગપૂર્વક વેગવાળી થતી નથી.] ૪૪૪

બ્રહ્મવેત્તાનો જે લૌકિક ને વૈદિક વ્યવહાર થાય છે તે તેમના પ્રારબ્ધથી થાય છે, આસક્તિથી થતો નથી એમ જણાવે છેઃ—

निदिध्यासनशीलस्य बाह्यप्रत्यय ईक्ष्यते ।
ब्रवीति श्रुतिरेतस्य प्रारब्धं फलदर्शनात् ॥ ४४५ ॥

સ્વાભાવિકસમાધિવાળાનું [જે ભોજનવ્યાખ્યાનાદિને લગતું] બહારનું જ્ઞાન જોવામાં આવે છે [તેનાં કારણ] આના (આ બ્રહ્મવેત્તાના) પ્રારબ્ધને [" तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ संपत्स्ये "–તેને વિદેહમુક્તિમાં તેટલીજ ઢીલ છે કે જ્યાંસુધી તે પ્રારબ્ધથી મોકળો થતો નથી, પછી તે વિદેહકૈવલ્ય પામે છે. આ] શ્રુતિ કહે છે. [બ્રહ્મજ્ઞાન ને બાહ્યવ્યવહારરૂપ] ફલના દર્શનથી [તેમના પ્રારબ્ધનું અનુમાન પણ થાય છે.] ૪૪૫

જીવન્મુક્તના પ્રારબ્ધનો (જેણે ફલ દેવાનો આરંભ કરી દીધો છે એવા બલવાન્ સંસ્કારોનો) સદ્ભાવ યુક્તિપૂર્વક સિદ્ધ કરી બતાવે છેઃ—

सुखाद्यनुभवो यावत्तावत्प्रारब्धमिष्यते ।
फलोदयः क्रियापूर्वो निष्क्रियो न हि कुत्रचित् ॥४४६॥

જ્યાંસુધી [ સત્યરૂપે કે આભાસરૂપે ] સુખાદિનો અનુભવ [ થાય છે ] ત્યાંસુધી [ જીવના પ્રારબ્ધનો સ્વીકાર કરવામાં આવે છે, કેમકે [ સુખદુઃખના ભોગરૂપ ફલનો ઉદય પૂર્વ-કર્મથી [ છે, ] ક્યાંય પણ કર્મવિના [ ફલનો ઉદય ] નથી. ૪૪૬

જીવન્મુક્તના સચિતકર્મની ( વર્તમાનજન્મમાં ફલ નહિ આપનારા સંસ્કારોની ) નિવૃત્તિ થઇ જાય છે એમ દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

अहं ब्रह्मेति विज्ञानात्कल्पकोटिशतार्जितम् ।
संचितं विलयं याति प्रबोधात्स्वप्नकर्मवत् ॥ ४४७ ॥

હું બ્રહ્મ [ છું ] આ અનુભવથી સો કરોડ કલ્પમાં સંપાદન કરેલું સંચિતકર્મ વિનાશ પામે છે, [ જેમ ] જાગતથી સ્વપ્નનાં કર્મો [ વિનાશ પામે ] તેમ. ૪૪૭

ઉપર કહેલા સ્વપ્નના દૃષ્ટાંતને સ્પષ્ટ કરે છે.—

यत्कृतं स्वप्नवेलायां पुण्यं वा पापमुल्बणम् ।
सुप्तोत्थितस्य किं तत्स्यात्स्वर्गाय नरकाय वा ॥ ४४८ ॥

સ્વપ્નના સમયમાં જે [ યજ્ઞાદિરૂપ ] પુણ્ય અથવા [ બ્રહ્મ-હત્યાદિરૂપ ] ભયંકર પાપ કર્યું હોય [ તે ] તે સ્વપ્નમાંથી જાગેલાને શું સ્વર્ગને માટે અથવા નરકને માટે થાય છે? [ નથીજ થતું. ] ૪૪૮

ક્રિયમાણકર્મનો (જ્ઞાન થયા પછી કરેલાં કર્મનો) જીવન્મુક્તને સ્પર્શ થતો નથી એમ જણાવે છેઃ—

स्वमसङ्गमुदासीनं परिज्ञाय नभो यथा ।
न श्लिष्यति च यत्किंचित्कदाचिद्भाविकर्मभिः ॥ ४४९ ॥

આત્માને આકાશની પેઠે અસંગ [ને] ઉદાસીન અનુભવીને [જીવન્મુક્ત] ભવિષ્યનાં (જ્ઞાન થયા પછીનાં) કર્મોવડે કદીપણ લેશ પણ સ્પર્શ પામતો નથી. ૪૪૯

આપેલા આકાશના દૃષ્ટાંતને સ્પષ્ટ કરે છેઃ—

न नभो घटयोगेन सुरागन्धेन लिप्यते ।
तथाऽऽत्मोपाधियोगेन तद्धर्मैर्नैव लिप्यते ॥ ४५० ॥

[જેમ] આકાશ [સુરાથી ભરેલા] ઘડાના સંબંધવડે સુરાના ગંધથી સંબંધ પામતું નથી, તેમ આત્મા [દેહાદિરૂપ] ઉપાધિના સંબંધવડે તેના ધર્મોથી સંબંધ પામતો નથીજ. ૪૫૦

જ્ઞાનથી પ્રારબ્ધની નિવૃત્તિ થઇ શકતી નથી એમ જણાવે છેઃ—

ज्ञानोदयात्पुराऽऽरब्धं कर्म ज्ञानान्न नश्यति ।
अदत्त्वा स्वफलं लक्ष्यमुद्दिश्योत्सृष्टबाणवत् ॥ ४५१ ॥

જ્ઞાનના ઉદયથી પહેલાં [જેણે શરીરાદિરૂપ ફલ દેવાનો] આરંભ કર્યો [છે તે પ્રારબ્ધ] કર્મ નિશાનને ઉદ્દેશીને છોડેલા બાણની પેઠે પોતાનું ફલ આપ્યા વિના [આત્મ] જ્ઞાનથી નાશ પામતું નથી. ૪૫૧

ઉપર કહેલા બાણના દૃષ્ટાંતને સ્પષ્ટ કરે છેઃ—

व्याघ्रबुद्ध्या विनिर्मुक्तो बाणः पश्चात्तु गोमतौ ।
न तिष्ठति छिनत्त्येव लक्ष्यं वेगेन निर्भरम् ॥ ४५२ ॥

[ દૂર રહેલા કોઈ અન્ય પશુપર ] વાઘની બુદ્ધિવડે વેગથી છોડેલું બાણ પછી [ તેમાં ] ગાયની બુદ્ધિ [ થાય ] તોપણ સ્થિર થતું નથી, [ પરંતુ ] અત્યંતવેગવડે નિશાનને છેદેજ છે. ૪૫૨

અન્યની દૃષ્ટિએ જ્ઞાનીને પ્રારબ્ધનો ભોગ કહ્યો છે, તેમની દૃષ્ટિએ તો પ્રારબ્ધ ને તેનો ભોગ બંને બ્રહ્મથી ભિન્ન પ્રતીત થતાં નથી એમ કહે છેઃ—

प्रारब्धं बलवत्तरं खलु विदां भोगेन तस्य क्षयः,
सम्यग्ज्ञानहुताशनेन विलयः प्राक्संचितागामिनां ।
ब्रह्मात्मैक्यमवेक्ष्य तन्मयतया ये सर्वदा संस्थिता-
स्तेषां तत्त्रितयं नहि क्वचिदपि ब्रह्मैव ते निर्गुणम् ॥ ४५३ ॥

જ્ઞાનીઓને પણ પ્રારબ્ધ વધારે બળવાળું ( અવશ્ય ફલ આપનારું ) [ છે, તેથી ] તેનો ભોગવડે નાશ [ થાય છે, ને ] પૂર્વનાં સંચિત ને ક્રિયમાણનો યથાર્થજ્ઞાનરૂપ અગ્નિવડે વિનાશ [ ને અસ્પર્શ થાય છે, આ સર્વે કથન અન્યની દૃષ્ટિવડે છે. ] બ્રહ્મના ને આત્માના એકપણાનો સાક્ષાત્કાર કરીને જેઓ સર્વદા તે રૂપપણાવડે સારી રીતે સ્થિર થયેલા છે તેમને તે ત્રણ ( સંચિત, ક્રિયમાણ ને પ્રારબ્ધ ) કદીપણ નથી, [ કેમકે ] તેઓ નિર્ગુણબ્રહ્મજ [ છે. ] ૪૫૩

જીવન્મુક્તની દૃષ્ટિએ પ્રારબ્ધ નથી આ વાત દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

उपाधितादात्म्य विहीनकेवलब्रह्मात्मनैवात्मनि तिष्ठतो मुनेः।
प्रारब्धसद्भावकथा न युक्ता, स्वप्नार्थसम्बन्धकथेव जाग्रतः ॥

[અહંકારાદિરૂપ] ઉપાધિઓની સાથેના એકપણાની ભ્રાંતિથી અત્યંતરહિત અદ્વિતીય બ્રહ્મરૂપેજ હૃદયમાં રહેનારા જીવન્મુક્તને, જાગેલાને સ્વપ્નના પદાર્થના સંબંધની વાતની પેઠે, પ્રારબ્ધના સદ્ભાવની વાત યોગ્ય નથી. ૪૫૪

નીચેના બે શ્લોકોવડે ઉપર કહેલા દૃષ્ટાંતને સ્પષ્ટ કરે છેઃ—

न हि प्रबुद्धः प्रतिभासदेहे, देहोपयोगिन्यपि च प्रपञ्चे।
करोत्यहन्तां ममतामिदन्तां, किन्तु स्वयं तिष्ठति जागरेण ॥

જાગેલો [માણસ સ્વપ્નમાં] પ્રતીત થયેલા શરીરમાં અને [તે] દેહના ઉપયોગમાં આવેલી [પુત્રધનાદિ] સામગ્રીમાં અહંતા, મમતા [કે] ઇદંતા (આપણું) કરતો નથીજ, પરંતુ કેવલ જાગ્રત્વડે સ્થિત થાય છે. ૪૫૫

न तस्य मिथ्यार्थसमर्थनेच्छा, न संग्रहस्तज्जगतोऽपि दृष्टः।
तत्रानुवृत्तिर्यदि चेन्मृषार्थे, न निद्रया मुक्त इतीष्यते ध्रुवम् ॥

તેને (તે જાગેલા પુરુષને) [સ્વપ્નના] મિથ્યા પદાર્થની પ્રાર્થના કરવાની ઇચ્છા [થતી] નથી, [અને તે પુરુષવડે તે (સ્વપ્નના) પદાર્થનું રક્ષણ પણ જોયું નથી. જો [તે] મિથ્યા પદાર્થમાં [સ્વપ્નની પેઠે તેની] પછી પ્રવૃત્તિ [થાય] તો [તેને] નક્કી સ્વપ્ને છોડ્યો નથી એમ માનવું જોઇએ. ૪૫૬

દૃષ્ટાંતવડે સિદ્ધ થયેલા અર્થને સિદ્ધાંતમાં જોડે છેઃ—

तद्वत्परे ब्रह्मणि वर्तमानः, सदात्मना तिष्ठति नान्यदीक्षते ।
स्मृतिर्यथा स्वप्नविलोकितार्थे, तथा विदः प्राशनमोचनादौ ॥

તેવી રીતે ( જાગેલા પુરુષની પેઠે ) [ અવિદ્યાથી ] પર બ્રહ્મમાં રહેનારો [જ્ઞાની] બ્રહ્મરૂપે રહે છે, અન્યને ( કર્મ તથા તેના ફલને ) જોતો નથી. જેમ [ જાગેલા પુરુષને ] સ્વપ્નમાં જોએલા પદાર્થની સ્મૃતિ [મિથ્યા પદાર્થને વિષય કરનારી થાય છે,] તેમ બ્રહ્મવેત્તાને ભોજનમાં ને મલત્યાગાદિમાં [ મિથ્યા જાણીને પ્રવૃત્તિ થાય છે. ] ૪૫૭

આત્માની સાથે પ્રારબ્ધનો સંબંધ સંભવતો નથી એમ કહે છેઃ—

कर्मणा निर्मितो देहः प्रारब्धं तस्य कल्प्यताम् ।
नानादेरात्मनो युक्तं नैवात्मा कर्मनिर्मितः ॥ ४५८ ॥

સ્થૂલશરીર [ પ્રારબ્ધ ]કર્મે રચ્યું છે, [ તેથી ] તેનું પ્રારબ્ધ[ કર્મ ] કલ્પવું, [ પણ ] અનાદિ આત્માનું [ પ્રારબ્ધ-કર્મ ] યુક્ત નથી, [ કેમકે ] આત્મા [ પ્રારબ્ધ ]કર્મે રચ્યો નથીજ ૪૫૮

શ્રુતિએ અનાદિ કહેલા આત્માની સાથે અભેદભાવે રહેનારા જીવન્મુક્તને પ્રારબ્ધ સંભવતું નથી એમ કહે છેઃ—

अतो नित्यः शाश्वत इति ब्रूते श्रुतिरमोघवाक् ।
तदात्मना तिष्ठतोऽस्य कुतः प्रारब्धकल्पना ॥ ४५९ ॥

જન્મરહિત, નિત્ય ને અંતરહિત [ આત્મા છે, ] આ સત્યવચનવાળી શ્રુતિ [ આત્માને અનાદિ ] કહે છે, [ તેથી ] તે રૂપે રહેનાર આને પ્રારબ્ધની કલ્પના ક્યાંથી [ સંભવે ? નજ સંભવે. ] ૪૫૯

દેહાદિમાં આત્માની બુદ્ધિવાળાને પ્રારબ્ધ સંભવે, પણ આત્મામાં આત્મબુદ્ધિ રાખનારને પ્રારબ્ધ ન સંભવે એમ કહે છેઃ—

प्रारब्धं सिद्ध्यति तदा यदा देहात्मना स्थितिः ।
देहात्मभावो नैवेष्टः प्रारब्धं त्यजतामतः ॥ ४६० ॥

જો દેહરૂપે સ્થિતિ [ હોય ] તો [ આત્મજ્ઞાનીને પણ ] પ્રારબ્ધ સિદ્ધ થાય, [ પણ આત્મજ્ઞાનીનું ] દેહમાં આત્મપણું [શાસ્ત્રે] સ્વીકાર્યું નથીજ, આથી [તેમના સંબંધમાં] પ્રારબ્ધને છોડી દેવું. ૪૬૦

વિચારદૃષ્ટિથી જોઇએ તો મિથ્યા સ્થૂલશરીરને પણ પ્રારબ્ધ સંભવતું નથી, છતાં શ્રુતિમાં જે પ્રારબ્ધનો સદ્ભાવ કહ્યો છે તે અજ્ઞાનીઓને સમજાવવામાટે કહ્યો છે એમ નીચેના ત્રણ શ્લોકોવડે જણાવે છેઃ—

शरीरस्यापि प्रारब्धकल्पना भ्रांतिरेव हि ।
अध्यस्तस्य कुतः सत्त्वमसत्यस्य कुतो जनिः ॥ ४६१ ॥
अजातस्य कुतो नाशः प्रारब्धमसतः कुतः ।
ज्ञानेनाज्ञानकार्यस्य समूलस्य लयो यदि ॥ ४६२ ॥
तिष्ठत्ययं कथं देह इति शंकावतो जडान् ।
समाधातुं बाह्यदृष्ट्या प्रारब्धं वदति श्रुतिः ॥
न तु देहादिसत्यत्वबोधनाय विपश्चिताम् ॥ ४६३ ॥

સ્થૂલશરીરના પ્રારબ્ધની કલ્પના પણ ભ્રાંતિજ [ છે, ] કલ્પિતનું ( ભ્રાંતિથી કલ્પિત સ્થૂલશરીરનું ) હોવાપણું ક્યાંથી? [અને] અસત્યનો જન્મ પણ ક્યાંથી? [તથા] નહિ જન્મેલાનો

નાશ ક્યાંથી ? [ આમ હોવાથી ] મિથ્યાને ( મિથ્યા સ્થૂલશરીરને ) પ્રારબ્ધ ક્યાંથી [ સંભવે ? નજ સંભવે. ] જો જ્ઞાનવડે મૂલસહિત અજ્ઞાનના કાર્યનો નાશ [ થાય તો જ્ઞાનીનું ] આ સ્થૂલશરીર કેમ રહે ? એવી શંકાવાળા અજ્ઞાનીઓનું સમાધાન કરવાને શ્રુતિ બાહ્યદષ્ટિવડે ( અવિવેકીઓની સમજણવડે ) પ્રારબ્ધ કહે છે, પણ વિદ્વાનોના શરીરાદિનું સત્યપણું જણાવવામાટે [ તે એમ કહેતી ] નથી. ૪૬૧-૪૬૩

બાહ્યદષ્ટિવાળા અવિવેકીઓથી ભિન્ન અંતર્દષ્ટિવાળા જ્ઞાનીઓને તો એક બ્રહ્મનીજ પ્રતીતિ થાય છે, દેહાદિરૂપ ભેદની પ્રતીતિ થતી નથી એમ નીચેના સાત શ્લોકોવડે કહે છેઃ—

परिपूर्णमनाद्यन्तमप्रमेयमविक्रियम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किंचन ॥ ४६४ ॥

પરિચ્છેદથી રહિત, ઉત્પત્તિથી તથા નાશથી રહિત, પ્રમાણવડે અગમ્ય, વિકારથી રહિત, એકજ [ને] અદ્વિતીય બ્રહ્મ [છે,] આમાં કાંઈ પણ ભેદ નથી. ૪૬૪

सद्घनं चिद्घनं नित्यमानन्दघनमक्रियम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किंचन ॥ ४६५ ॥

સન્માત્ર, ચેતનમાત્ર, અવિનાશી, આનંદમાત્ર, ક્રિયાથી રહિત, એકજ [ને] અદ્વિતીય બ્રહ્મ [ છે, ] આમાં કાંઈ પણ ભેદ નથી. ૪૬૫

प्रत्यगेकरसं पूर्णमनन्तं सर्वतोमुखम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किंचन ॥ ४६६ ॥

[દેહાદિથી] અંતરમાં રહેલ, એકરસ, સર્વવ્યાપક, અપાર, સર્વના આત્મરૂપ, એકજ [ને] અદ્વિતીય બ્રહ્મ [છે,] આમાં કાંઈ પણ ભેદ નથી. ૪૬૬

अहेयमनुपादेयमनादेयमनाश्रयम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किंचन ॥ ४६७ ॥

[સર્વને આત્મા હોવાથી] ત્યજી શકાય નહિ એવું, [ઇંદ્રિયોને] ગ્રહણ કરી શકાય નહિ એવું, [મનવડે] વિષય કરી શકાય નહિ એવું, [સ્વસ્વરૂપમાં સ્થિત હોવાથી] આશ્રયરહિત, એકજ [ને] અદ્વિતીય બ્રહ્મ [છે,] આમાં કાંઈ પણ ભેદ નથી. ૪૬૭

निर्गुणं निष्कलं सूक्ष्मं निर्विकल्पं निरंजनम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किंचन ॥ ४६८ ॥

[માયાના ત્રણ] ગુણોથી રહિત, અવયવથી રહિત, [પરમ] સૂક્ષ્મ, [સર્વ પ્રકારની] કલ્પનાઓથી રહિત, આવરણથી રહિત, એકજ [ને] અદ્વિતીય બ્રહ્મ [છે,] આમાં કાંઈ પણ ભેદ નથી. ૪૬૮

अनिरूप्यस्वरूपं यन्मनोवाचामगोचरम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किंचन ॥ ४६९ ॥

[ઇદંરૂપે-આપણાવડે] જેના સ્વરૂપનું નિરૂપણ ન થઈ શકે એવું, જે મનના ને વાણીઓના અવિષયરૂપ, એકજ [ને]

અદ્વિતીય બ્રહ્મ [છે,] આમાં કાંઈ પણ ભેદ નથી. ૪૬૯

सत्समृद्धं स्वतःसिद्धं शुद्धं बुद्धमनीदृशम्
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किंचन ॥ ४७० ॥

સદ્રૂપ, [ સર્વેનું અધિષ્ઠાન હોવાથી ] સર્વ ઐશ્વર્યવાળું, પોતાની સિદ્ધિમાટે અન્યની અપેક્ષા નહિ કરનારું, પવિત્ર, ચેતનસ્વરૂપ, ઉપમારહિત, એકજ [ને] અદ્વિતીય બ્રહ્મ [છે,] આમાં કાંઇ પણ ભેદ નથી. ૪૭૦

આત્માકારવૃત્તિવડે જીવન્મુક્તો પરમાનંદનો અનુભવ કરે છે એમ જણાવે છેઃ—

निरस्तरागा विनिरस्तभोगाः, शान्ताः सुदान्ता यतयो महान्तः।
विज्ञाय तत्त्वं परमेतदन्ते, प्राप्ता परां निर्वृतिमात्मयोगात् ॥

જેમણે વિષયેચ્છા ત્યજી દીધી છે, જેમણે વિષયના ઉપભોગનો અત્યંત ત્યાગ કર્યો છે, મનને વશ રાખનારા, ઇંદ્રિયોને અત્યંત વશ વર્તાવનારા [ ને ] આત્મામાં મનને એકાગ્ર રાખનારા મહાત્માઓ અંતે આ પરબ્રહ્મને અનુભવીને આત્માના સંબંધથી પરમાનંદને પામેલા [ હોય છે. ] ૪૭૧

તું પણ તેવી સ્થિતિને પ્રાપ્ત કર એમ તે શરણાગત શિષ્યને કહે છેઃ—

भवानपीदं परतत्त्वमात्मनः, स्वरूपमानन्दघनं विचार्य ।
विधूय मोहं स्वमनःप्रकल्पितं, मुक्तः कृतार्थो भवतु प्रबुद्धः ॥

તું પણ પરમતત્ત્વરૂપ [ ને ] આનંદઘનરૂપ આત્માના સ્વરૂપનો વિચારવડે સાક્ષાત્કાર કરી, [ અને ] પોતાના અંતઃ-

કરણ કલ્પેલી ભ્રાંતિનો વિનાશ કરીને આત્મસાક્ષાત્કારવાળો [ ને ] જીવન્મુક્ત [ થઇને ] કૃતાર્થ થા. ૪૭૨

બ્રહ્મમાં અંતઃકરણને સારી રીતે એકાગ્ર કરીને આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરવાનો ઉપદેશ કરે છેઃ—

समाधिना साधुविनिश्चलात्मना, पश्यात्मतत्त्वं स्फुटवोधचक्षुषा ।
निःसंशयं सम्यगवेक्षितश्चेच्छ्रुतः पदार्थो न पुनर्विकल्पते ॥४७३॥

[ આત્મામાં ] અંતઃકરણની અતિદૃઢ એકાગ્રતારૂપ સમાધિવડે [ ને ] સંશયરહિત આત્માના સાક્ષાત્કારરૂપ નેત્રવડે [ તું ] આત્મસ્વરૂપનો અનુભવ કર. જો [ શ્રીસદ્‌ગુરુદ્વારા] સાંભળેલો પદાર્થ સંશયરહિત [ ને ] વિપર્યયરહિત અનુભવ્યો [ હોય તો તે ] પુનઃ સંશયનો વિષય થતો નથી. ૪૭૩

આત્મસ્વરૂપના અનુભવમાં પ્રમાણ કહે છેઃ—

स्वस्याविद्यावन्धसम्बन्धमोक्षात्सत्यज्ञानानन्दरूपात्मलब्धौ ।
शास्त्रं युक्तिर्देशिकोक्तिः प्रमाणं, चान्तःसिद्धा स्वानुभूतिः प्रमाणम्॥

પોતાના અવિદ્યારૂપ બંધના સંબંધની નિવૃત્તિથી સત્યરૂપ, જ્ઞાનરૂપ ને આનંદરૂપ આત્માની પ્રાપ્તિમાં શાસ્ત્ર, યુક્તિ ને શ્રીસદ્‌ગુરુનો ઉપદેશ પ્રમાણ [ છે, ] અને અંતરમાં સિદ્ધ થયેલો પોતાનો અનુભવ [ પણ ] પ્રમાણ [ છે. ] ૪૭૪

બંધાદિનો ( વિષયાનુરાગાદિનો ) અનુભવ પોતાને થાય છે એમ જણાવે છેઃ—

बन्धो मोक्षश्च तृप्तिश्च चिन्तारोग्यक्षुधादयः ।
स्वेनैव वेद्या यज्ज्ञानं परेषामानुमानिकम् ॥ ४७५ ॥

વિષયાનુરાગ, વિષયાનુરાગનો અભાવ, અભિલાષાનો અભાવ, ચિંતા, આરોગ્ય અને ભૂખ આદિ પોતાના [ અનુભવ ]-વડેજ જાણવાયોગ્ય [ છે, ] બીજાઓને [ તેનું ] જે જ્ઞાન [ તે ] અનુમાનથી ઉપજેલું [ છે. ] ૪૭૫

શ્રીસદ્‌ગુરુના ઉપદેશના શ્રવણાદિવડે શિષ્યે પોતાના અજ્ઞાનની નિવૃત્તિ કરવાની છે એમ કહે છેઃ—

तटस्थिता बोधयन्ति गुरवः श्रुतयो यथा ।
प्रज्ञयैव तरेद्विद्वानीश्वरानुगृहीतया ॥ ४७६ ॥

જેમ શ્રુતિઓ તટસ્થ રહીને ઉપદેશ કરે છે, [ તેમ ] સદ્‌ગુરુઓ [ પણ તટસ્થ રહીનેજ અદ્વૈત બ્રહ્મનો ઉપદેશ કરે છે, માટે વેદાંતશાસ્ત્રનાં પદોને તથા તેના અર્થોને ] જાણનાર ઈશ્વરના અનુગ્રહવાળી [ પોતાની ] બુદ્ધિવડેજ [ આ અવિદ્યા-રૂપ સાગરને ] તરે. ૪૭૬

મુમુક્ષુએ પોતાના પ્રયત્નવડે આત્માને જાણીને તેમાં સ્થિતિ કરવી જોઈએ એમ કહે છેઃ—

स्वानुभूत्या स्वयं ज्ञात्वा स्वमात्मानमखण्डितम् ।
संसिद्धः सन्मुखस्तिष्ठेन्निर्विकल्पात्मनाऽऽत्मनि ॥ ४७७॥

આત્માની ભાવનાવડે પોતે પોતાના અખંડિત આત્માનો સાક્ષાત્કાર કરીને ઇચ્છિતને પામેલો [ થઈને તથા તેમાં ] મનવાળો [ થઈને ] સંકલ્પરહિતસ્વરૂપે આત્મામાં રહે. ૪૭૭

જીવાદિના સ્વરૂપનું નિરૂપણ કરે છેઃ—

वेदान्तसिद्धांतनिरुक्तिरेषा, ब्रह्मैव जीवः सकलं जगच्च ।
अखण्डरूपस्थितिरेव मोक्षो, ब्रह्माद्वितीये श्रुतयः प्रमाणं ॥

ઉપનિષદોના સિદ્ધાંતનો ઉપદેશ આ [ છે:- ] જીવ અને સર્વ જગત્ [ વસ્તુતાએ ] બ્રહ્મજ [ છે, ને ] બ્રહ્મરૂપે સ્થિતિજ મોક્ષ [ છે. ] અદ્વિતીય બ્રહ્મમાં શ્રુતિઓ પ્રમાણ [ છે. ] ૪૭૮

અધિકારીને કરેલા ઉપદેશનું સફલપણું જણાવવામાટે જેને ઉપદેશ કરવામાં આવ્યો તે શિષ્યની ઉપદેશ થઈ રહ્યા પછીની સ્થિતિ જણાવે છે:—

इति गुरुवचनाच्छ्रुतिप्रमाणात्परमवगम्य सतत्त्वमात्मयुक्त्या ।
प्रशमितकरणः समाहितात्मा क्वचिदचलाकृतिरात्मनिष्ठितोऽभूत् ॥

ઇંદ્રિયોને અત્યંત વશ વર્તાવનારો [ ને ] એકાગ્ર અંતઃકરણવાળો [ તે શિષ્ય ] એવી રીતે શ્રીસદ્ગુરુના ઉપદેશથી, શ્રુતિરૂપ [ શબ્દ ] પ્રમાણથી, [ અને ] પોતાની યુક્તિથી બ્રહ્મના સ્વરૂપનો સાક્ષાત્કાર કરીને [ વનમાં કે ઘરમાં ] કોઈ સ્થલે નિશ્ચલ શરીરવાળો [થઈ] આત્મામાં [ અંતઃકરણની ] સ્થિરતાવાળો થયો. ૪૭૯

સમાધિના પ્રયક્ષ ફલને દેખાડવામાટે શિષ્યની ત્યારપછી જે પ્રવૃત્તિ થઈ તે દેખાડે છે:—

कञ्चित्कालं समाधाय परे ब्रह्मणि मानसम् ।
उत्थाय परमानन्दादिदं वचनमब्रवीत् ॥ ४८० ॥

[ તે શિષ્ય પોતાના ] અંતઃકરણને [ પોતાના અભ્યાસના બલપ્રમાણે ] કેટલોક સમય [ અવિદ્યાથી ] પર બ્રહ્મમાં સ્થિર

રાખીને [પછી પ્રારબ્ધના વેગથી] જાગ્રત્ થઈ પરમાનંદથી આ (હવે પછી કહેવાશે તે) વચન બોલ્યો. ૪૮૦

શિષ્યનાં તે વચનોને નીચેના ઓગણચાળીશ શ્લોકોવડે કહી દેખાડે છે:—

बुद्धिर्विनष्टा गलिता प्रवृत्तिर्ब्रह्मात्मनोरेकतयाऽधिगत्या ।
इदं न जानेऽप्यनिदं न जाने, किं वा कियद्वा सुखमस्त्यपारम् ॥

અભેદભાવે બ્રહ્મના અને આત્માના સાક્ષાત્કારવડે [મારી] બુદ્ધિ [બ્રહ્મમાં] વિલીન થઇ ગઇ [હતી, અંતરની ને બહારની] પ્રવૃત્તિ ગળી ગઇ [હતી, તેથી] પ્રત્યક્ષને જાણતો નહોતો, [ને] પરોક્ષને પણ જાણતો નહોતો, [અને કલ્પના-રહિત સમાધિમાં અનુભવેલું] સુખ કેવું તથા કેટલું છે [તે પણ જાણવાથી] બહાર [છે.] ૪૮૧

એ સુખને કાંઇક અંશે સ્પષ્ટ કરવા કહે છે:—

वाचा वक्तुमशक्यमेव मनसा मन्तुं न वा शक्यते,
स्वानन्दामृतपूरपूरितपरब्रह्माम्बुधेर्वैभवम् ।
अम्भोराशिविशीर्णवार्षिकशिलाभावं भजन्मे मनो,
यस्यांशांशलवे विलीनमधुनाऽऽनन्दात्मना निर्वृतम् ॥४८२॥

આત્માના આનંદરૂપ અમૃતના પૂરથી ભરેલા નિરુપાધિક બ્રહ્મરૂપ મહાસાગરનું ઐશ્વર્ય વાણીવડે કહેવાને અશક્ય જ [છે, અને] મનવડે વિચારવાને પણ શક્ય નથી. મારું અંતઃકરણ મહાસાગરમાં [આકાશમાંથી પડીને] વિલય પામતા વરસાદના કરાની સ્થિતિને (અભેદભાવને) પામતું [છતું]

જેના (બ્રહ્મરૂપ મહાસાગરના) અંશના (બ્રહ્મના અંશરૂપ ઈશ્વરના) અંશના (ઈશ્વરના અંશરૂપ સૂત્રાત્માના) કણમાં (સૂત્રાત્માના કણરૂપ હૃદયાકાશમાં) અત્યંતલીન [થયું હતું, તે] હમણાં આનંદસ્વરૂપે પરિતૃપ્ત [છે.] ४८२

જગત્‌ના નક્કી કરેલા અભાવને કહે છેઃ—

क्व गतं केन वा नीतं कुत्र लीनमिदं जगत् ।
अधुनैव मया दृष्टं नास्ति किं महदद्भुतम् ॥ ४८३ ॥

આ જગત્ ક્યાં ગયું [હતું ?] અથવા કોણે [ક્યાં દૂર] લઈ જવાયું [હતું ? કિંવા] ક્યાં લય પામ્યું [હતું ? આ જગત્] હમણાંજ (સમાધિમાંથી ઉઠ્યા પછીજ) મેં જોયું; [આ] શું મહાન્ આશ્ચર્ય નથી ? ४८३

સમાધિમાં ત્યાગ કરવાયોગ્ય કે ગ્રહણ કરવાયોગ્ય કાંઈ પણ પ્રતીત થતું નહોતું એમ કહે છેઃ—

किं हेयं किमुपादेयं किमन्यत्किं विलक्षणम् ।
अखण्डानन्दपीयूषपूर्णे ब्रह्ममहार्णवे ॥ ४८४ ॥

અખંડાનંદરૂપ અમૃતથી ભરેલા બ્રહ્મરૂપ મહાસાગરમાં ત્યજવાયોગ્ય શું ? ગ્રહણ કરવાયોગ્ય શું ? બીજું (અનુકૂલ) શું ? [અને] વિલક્ષણ (પ્રતિકૂલ) શું ? [તેમાં એ કાંઈ પણ નથી.] ४८४

પુનઃ પોતાના અનુભવનું વર્ણન કરે છેઃ—

न किंचिदत्र पश्यामि न शृणोमि न वेद्म्यहम् ।
स्वात्मनैव सदानन्दरूपेणास्मि विलक्षणः ॥ ४८५ ॥

અહીં ( મારા અંતઃકરણની આત્માકારસ્થિતિમાં ) [હું] કાંઈ પણ [ દશ્ય નેત્રવડે ] જોતો નથી, [ શ્રોત્રવડે સાંભળવા-યોગ્ય કાંઈ પણ ] સાંભળતો નથી, [ ને મનવડે જાણવાયોગ્ય કાંઈ પણ ] હું જાણતો નથી. [ હું તો ] સદાનંદરૂપ પોતાના આત્માવડેજ [ એ સર્વથી ] વિપરીતલક્ષણવાળો છું. ૪૮૫

પોતાના શ્રીમદ્ગુરુના મહાન્ ઉપકાર સ્મરણ કરીને તેઓશ્રીને વાણી તથા શરીરવડે પ્રણામ કરે છેઃ—

**नमो नमस्ते गुरवे महात्मने, विमुक्तसङ्गाय सदुत्तमाय ।**
**नित्याद्वयानन्दरसस्वरूपिणे, भूम्ने सदाऽपारदयाम्बुधाम्ने ॥**

ગંભીર અંતઃકરણવાળા, આસક્તિથી અત્યંત મોકળા થયેલા, સજ્જનોમાં ઉત્તમ નિત્ય ને અદ્વૈતાનંદરૂપ અમૃત-સ્વરૂપવાળા, સર્વવ્યાપક [અને] સર્વદા અપાર દયાના સાગરરૂપ શ્રીસદ્ગુરુ આપશ્રીને [મારા] નમસ્કાર, નમસ્કાર. ૪૮૬

પ્રણામ કરવાનુ કારણ જણાવે છે—

**यत्कटाक्षशशिसान्द्रचन्द्रिकापातधूतभवतापजश्रमः ।**
**प्राप्तवानहमखण्डवैभवानन्दमात्मपदमक्षयं क्षणात् ॥ ४८७ ॥**

જેમના [ કૃપા ]કટાક્ષરૂપ [ શરદૃઋતુના ] ચંદ્રની ઘાટી ચાંદનીના પડવાથી જેનો સંસારના દુઃખથી ઉપજેલો ખેદ નિવૃત્ત થયો છે એવો હું અખંડ ઐશ્વર્ય, આનંદ ને અવિનાશી આત્મસ્વરૂપને શીઘ્ર પ્રાપ્ત થયો [ છું, તેમને હું માનપૂર્વક પ્રણામ કરું છું. ] ૪૮૭

શ્રીસદ્ગુરુની કૃપાથી પ્રાપ્ત થયેલા અનુભવનું વર્ણન કરે છેઃ—

धन्योऽहं कृतकृत्योऽहं विमुक्तोऽहं भवग्रहात् ।
नित्यानन्दस्वरूपोऽहं पूर्णोऽहं त्वदनुग्रहात् ॥ ४८८ ॥

આપશ્રીની કૃપાથી હું ધન્ય [ છું, ] હું કૃતાર્થ [ છું, ] હું સંસારરૂપ મગરથી અત્યંત મોકળો થયેલો [ છું, ] હું સદાનંદસ્વરૂપ [ છું, અને ] હું પરિતૃપ્ત [ છું. ] ૪૮૮

असङ्गोऽहमनङ्गोऽहमलिङ्गोऽहमभङ्गुरः ।
प्रशान्तोऽहमनन्तोऽहममलोऽहं चिरंतनः ॥ ४८९ ॥

હું અસંગ [ છું, ] હું સ્થૂલદેહથી રહિત [ છું, ] હું સૂક્ષ્મશરીરથી રહિત [ છું, હું ] અવિનાશી [ છું, ] હું અત્યંતશાંત [ છું, ] હું પરિચ્છેદરહિત [ છું, ] હું નિર્મલ [ છું, અને હું ] સનાતન [ છું ] ૪૮૯

अकर्ताहमभोक्ताहमविकारोऽहमक्रियः ।
शुद्धबोधस्वरूपोऽहं केवलोऽहं सदाशिवः ॥ ४९० ॥

હું અકર્તા [ છું, ] હું અભોક્તા [ છું, ] હું [ છ ભાવ- ] વિકારથી રહિત [ છું, હું ] ક્રિયારહિત [ છું, ] હું શુદ્ધચેતનસ્વરૂપ [ છું, ] હું કેવલ ( નામાદિ રહિત ) [ છું, અને હું ] સર્વદા મંગલસ્વરૂપ [ છું. ] ૪૯૦

द्रष्टुः श्रोतुर्वक्तुः कर्तुर्भोक्तुर्विभिन्न एवाहम् ।
नित्यनिरंतरनिष्क्रियनिःसीमासङ्गपूर्णबोधात्मा ॥ ४९१ ॥

હું જોનારથી, સાંભળનારથી, બોલનારથી, કરનારથી, [ને] ભોગવનારથી અત્યંત ભિન્નજ [ છું; હું ] અંતરરહિત,

ભેદરહિત, ક્રિયારહિત, માપરહિત, નિર્લેપ [ ને ] અપરિચ્છિન્ન-ચેતનસ્વભાવવાળો [ છું. ] ૪૯૧

नाहमिदं नाहमदोऽप्युभयोरवभासकं परं शुद्धम् ।
बाह्याभ्यंतरशून्यं पूर्णंब्रह्माद्वितीयमेवाहम् ॥ ४९२ ॥

હું આ ( પ્રત્યક્ષજ્ઞાનનો વિષય ) નથી, હું તે ( પરોક્ષ-જ્ઞાનનો વિષય ) નથી, પણ તે બંનેનો પ્રકાશક, [ માયા ને માયાનાં કાર્યોથી] પર, પવિત્ર, બહારની ને અંતરની કલ્પનાથી રહિત, પૂર્ણ [ ને ] અદ્વિતીય બ્રહ્મજ [ છું. ] ૪૯૨

निरुपममनादितत्त्वं त्वमहमिदमद इति कल्पनादूरम् ।
नित्यानन्दैकरसं सत्यं ब्रह्माद्वितीयमेवाहम् ॥ ४९३ ॥

હું ઉપમારહિત, અનાદિસ્વરૂપવાળો, તું, હું, આ [ ને ] તે આવી કલ્પનાથી રહિત, નિત્ય, સુખરૂપ, એકરસ, સત્ય-રૂપ [ ને ] અદ્વિતીય બ્રહ્મજ [ છું ] ૪૯૩

नारायणोऽहं नरकान्तकोऽहं, पुरान्तकोऽहं पुरुषोऽहमीशः ।
अखण्डबोधोऽहमशेषसाक्षी, निरीश्वरोऽहं निरहं च निर्ममः ॥

હું નારાયણ [ છું, ] હું નરકાસુરનો નાશ કરનાર [ શ્રીકૃષ્ણ છું, ] હું ત્રિપુરાસુરનો નાશ કરનાર [ સદાશિવ છું, ] હું [ સર્વશરીરરૂપ ] પુરમાં રહેનાર, [ હું ] માયાનો નિયામક, હું નિત્યચેતનરૂપ, [ હું ] સર્વનો પ્રકાશક, હું નિયંતાવિનાનો, હું અહંકારરહિત અને [ હું ] મમતારહિત [ છું. ] ૪૯૪

सर्वेषु भूतेष्वहमेव संस्थितो, ज्ञानात्मनाऽन्तर्बहिराश्रयः सन् ।
भोक्ता च भोग्यं स्वयमेव सर्वं, यद्यत्पृथग्दृष्टमिदंतया पुरा ॥

હુંજ આશ્રય થઇને ચેતનરૂપે સર્વે પ્રાણીઓમાં અંતર ને બહાર સારી રીતે સ્થિત [ છું, ને ] હુંજ ભોક્તા, ભોગ્ય અને જે જે [ જ્ઞાનથી ] પૂર્વે ઇદંપણાવડે ( આપણાવડે ) ભિન્ન જોયું [ હતું તે તે ] સર્વે [ છું ] ૪૯૫

मय्यखण्डसुखाम्भोधौ बहुधा विश्ववीचयः ।
उत्पद्यन्ते विलीयन्ते मायामारुतविभ्रमात् ॥ ४९६ ॥

અખંડાનંદના મહાસાગરરૂપ મારામાં માયારૂપ પવનના ક્ષોભથી જગતરૂપ તરંગો બહુ પ્રકારે ઉપજે છે, [ ને ] વિનાશ પામે છે. ૪૯૬

स्थूलादिभावा मयि कल्पिता भ्रमादारोपितानुस्फुरणेन लोकैः।
काले यथा कल्पकवत्सरायनर्त्वादयो निष्कलनिर्विकल्पे ॥४९७॥

જેમ અવયવરહિત ને કલ્પનારહિત કાલમાં લોકોએ [ સૂર્યના પ્રતીત થતા ] વારંવારના ભ્રમણવડે કલ્પ, વર્ષ, અયન ને ઋતુ આદિ કલ્પ્યાં છે, [ તેમ નિરવયવ ને કલ્પનારહિત ] મારામાં [ અજ્ઞાની મનુષ્યોએ પોતાની ] ભ્રાંતિથી સ્થૂલાદિ પદાર્થો આરોપેલા [ છે. ] ૪૯૭

આરોપિત જગત્ અધિષ્ઠાનરૂપ આત્માને દૂષિત કરી શકે નહિ એમ દૃષ્ટાંત આપીને જણાવે છે.—

आरोपितं नाश्रयदूषकं भवेत्कदापि मूढैरतिदोषदूषितैः ।
नार्द्रीकरोत्यूषरभूमिभागं, मरीचिकावारिमहाप्रवाहः ॥४९८॥

[ અવિદ્યાદિ ] ઘણા દોષોથી દોષવાળા થયેલા અવિવેકીઓવડે [ જે ] કલ્પેલું [ હોય તે ] કદીપણ [ તેના ] આશ્રયને

દોષવાળું કરતું નથી. ઝાંઝવાના પાણીનો મોટો પ્રવાહ ખારી ભૂમિના ભાગને ભીની કરતો નથી [ એ પ્રસિદ્ધ છે. ] ૪૯૮

પુનઃ પોતાના સ્વરૂપનો અનુભવ વર્ણવે છેઃ—

आकाशवल्लेपविदूरगोऽहमादित्यवद्भास्यविलक्षणोऽहम् ।
अहार्यवन्नित्यविनिश्चलोऽहमम्भोधिवत्पारविवर्जितोऽहम् ॥

હું આકાશની પેઠે લેપથી અત્યંતરહિત [ છું, ] હું સૂર્યની પેઠે પ્રકાશ્યથી વિપરીતસ્વભાવવાળો [ છું, ] હું પર્વતની પેઠે નિત્ય અત્યંતનિશ્ચલ [ છું, અને ] હું સમુદ્રની પેઠે પારથી અત્યંતરહિત [ છું ] ૪૯૯

न मे देहेन सम्बन्धो मेघेनेव विहायसः ।
अतः कुतो मे तद्धर्मा जाग्रत्स्वप्नसुषुप्तयः ॥ ५०० ॥

જેમ આકાશનો વાદળાંની [ સાથે ] સંબંધ નથી, [ તેમ ] મારો [ સૂક્ષ્મ શરીરની [ સાથે સંબંધ નથી, ] આથી જાગ્રત્, સ્વપ્ન ને સુષુપ્તિ [ આ ] તેના ( સૂક્ષ્મશરીરમાં રહેલા મુખ્ય અંત કરણના ) ધર્મો મારા ક્યાંથી [ હોઈ શકે ? ] ૫૦૦

उपाधिरायाति स एव गच्छति, स एव कर्माणि करोति भुङ्क्ते ।
स एव जीर्यन्म्रियते सदाऽहं, कुलाद्रिवन्निश्चल एव संस्थितः ॥

[ સૂક્ષ્મશરીરરૂપ ] ઉપાધિજ [ કર્મવશાત્ આ સ્થૂલશરીરમાં ] આવે છે, [ અને પ્રારબ્ધની સમાપ્તિએ ] તે[ જ બીજા સ્થૂલશરીરમાં ] જાય છે, તેજ [ શુભાશુભ ] કર્મો કરે છે, [ અને તેજ સ્થૂલશરીરની સાથે સંબંધ પામી તેનું ફલ ] ભોગવે છે, [ તથા ] તેજ (સ્થૂલશરીરરૂપ ઉપાધિજ)

वृद्ध थईने मरे छे, हुं [ तो ] सर्वदा मोटा पर्वतनी पेठे अचलज रहेनारो [ छुं. ] ५०१

न मे प्रवृत्तिर्न च मे निवृत्तिः,सदैकरूपस्य निरंशकस्य ।
एकात्मको यो निबिडो निरंतरो, व्योमेव पूर्णः स कथं नु चेष्टते॥

सर्वदा एकरूप [ ने ] अवयवरहित मारी [ कोइ पण क्रियामां ] प्रवृत्ति [ थती ] नथी ने [ कोइ पण क्रिया के पदार्थथी मारी निवृत्ति [ पण थती ] नथी. जे एकरूप, एकरस, भेदरहित [ ने ] आकाशनी पेठे व्यापक [ होय ] ते केवी रीते क्रिया करे ? [ नज करे. ] ५०२

पुण्यानि पापानि निरिंद्रियस्य, निश्चेतसो निर्विकृतेर्निराकृतेः ।
कुतो ममाखण्डसुखानुभूतेर्ब्रूते ह्यनन्वागतमित्यपि श्रुतिः ॥५०३॥

[ बने प्रकारनी ] इंद्रियोथी रहित, अंतःकरणथी रहित, विकारथी रहित, आकारथी रहित [ ने ] अखंडानंदना अनुभवरूप मने पुण्यो [ ने ] पापो क्यांथी [ होइ शके ? ] श्रुति पण [ आत्मा पुण्यनी साथे ने पापनी साथे ] संबंध पामतो नथी एमज कहे छे. ५०३

छायया स्पृष्टमुष्णं वा शीतं वा सुष्ठु दुःष्ठु वा ।
न स्पृशत्येव यत्किंचित्पुरुषं तद्विलक्षणम् ॥ ५०४ ॥

[ पुरुषना शरीरनी ] छायाने स्पर्श करेलुं ऊनुं अथवा टाढुं किंवा सारुं के नठारुं तेनाथी विपरीतस्वभाववाळा पुरुषने लेश पण स्पर्श करी शकतुं नथीज. ५०४

न साक्षिणं साक्ष्यधर्माः संस्पृशन्ति विलक्षणम् ।
अविकारमुदासीनं गृहधर्माः प्रदीपवत् ॥ ५०५ ॥

જેમ ઘરના ધર્મો [ તેને પ્રકાશનાર ] દીવાને [ સ્પર્શ કરતા નથી, તેમ અંતઃકરણાદિથી ] વિપરીતસ્વભાવવાળા વિકારરહિત [ ને ] ઉદાસીન સાક્ષીને [ અંતઃકરણાદિરૂપ ] સાક્ષ્યના [ કર્તાપણું આદિ ] ધર્મો સ્પર્શ કરી શકતા નથી.

रवेर्यथा कर्मणि साक्षिभावो, वह्नेर्यथा दाहनियामकत्वम् ।
रज्जोर्यथाऽऽरोपितवस्तुसङ्गस्तथैव कूटस्थचिदात्मनो मे ॥ ५०६ ॥

જેમ સૂર્યનો [ મનુષ્યાદિનાં શુભાશુભ ] કર્મમાં સાક્ષિભાવ [ છે, ] જેમ [ બળવાયોગ્ય શુભાશુભમાં ] અગ્નિનું દાહ કરવાપણું [ છે, અને ] જેમ દોરડીનો કલ્પિત [ સર્પાદિરૂપ ] વસ્તુની સાથે [ કલ્પિત ] સંબંધ [ છે, ] તેમજ અવિકારી ને ચેતનસ્વરૂપવાળા મારો [ સૂક્ષ્મશરીર ને સ્થૂલશરીરાદિની સાથે કલ્પિત સંબંધ છે. ] ૫૦૬

कर्तापि वा कारयिताऽपि नाहं, भोक्ताऽपि वा भोजयिताऽपि नाहम्
द्रष्टाऽपि वा दर्शयिताऽपि नाहं सोऽहं स्वयंज्योतिरनीदृगात्मा । ५०७

હું કરનાર પણ નથી, અથવા કરાવનાર પણ [નથી,] હું ભોગવનાર પણ નથી, અથવા ભોગવાવનાર પણ [નથી,] હું જોનાર પણ નથી, અથવા જોવરાવનાર પણ [ નથી, પણ જે ] ઇંદ્રિયોના અવિષયરૂપ સ્વયંપ્રકાશ આત્મા [છે] તે હું [છું.]

चलत्युपाधौ प्रतिबिम्बलौल्यमौपाधिकं मूढधियो नयन्ति ।
स्वबिम्बभूतं रविवद्विनिष्क्रियं, कर्ताऽस्मि भोक्ताऽस्मि हतोस्मि हेति

જેમ [ જલરૂપ ] ઉપાધિ ચલાયમાન થવાથી ઉપાધિથી જણાતા [ સૂર્યના ] પ્રતિબિંબનું ચલાયમાનપણું મૂઢબુદ્ધિવાળાઓ તેના બિંબમાં ( સૂર્યમાં ) માને છે, [ તેમ ] સૂર્યના જેવા અત્યંત અક્રિય [ આત્મા ]ને [ હું ] કર્તા છું, [ હું ] ભોક્તા છું, અરે ! [ હું ] હણાયો છું એમ [ અવિવેકીઓ માને છે. ] ૫૦૮

जले वाऽपि स्थले वाऽपि लुठत्वेष जडात्मकः ।
नाहं विलिप्ये तद्धर्मैर्घटधर्मैर्नभो यथा ॥ ५०९ ॥

આ જડરૂપ [ સ્થૂલશરીર ] જલમાં અથવા તો સ્થલમાં લોટો, હું તેના ધર્મોવડે લેપાતો નથી, જેમ ઘડાના ધર્મોવડે આકાશ [ લેપાતું નથી તેમ. ] ૫૦૯

कर्तृत्वभोक्तृत्वखलत्वमत्तताजडत्वबद्धत्वविमुक्ततादयः ।
बुद्धेर्विकल्पा न तु सन्ति वस्तुतः, स्वस्मिन्परे ब्रह्मणि केवलेऽद्वये ॥

કર્તાપણું, ભોક્તાપણું, દુર્જનપણું, ગાંડાપણું, જડપણું, બદ્ધપણું ને વિમુક્તપણું આદિ બુદ્ધિની કલ્પનાઓ [છે, તે] ( અસંગ, અદ્વય [ને અવિદ્યાથી ] પર બ્રહ્મરૂપ આત્મામાં વસ્તુતાએ નથીજ. ૫૧૦

सन्तु विकाराः प्रकृतेर्दशधा शतधा सहस्रधा वाऽपि ।
किं मेऽसङ्गचितस्तैर्न घनः क्वचिदंबरं स्पृशति ॥ ५११ ॥

પ્રકૃતિનાં દશ પ્રકારનાં, સો પ્રકારનાં અથવા સહસ્ર પ્રકારનાં કાર્યો ભલે હોય, અસંગચેતનરૂપ મને તેઓવડે શી [ હાનિ છે ? ] વાદળું કદીપણ આકાશને સ્પર્શ કરતું નથી. ૫૧૧

अव्यक्तादिस्थूलपर्यन्तमेतद्विश्वं यत्राभासमात्रं प्रतीतम् ।
व्योमप्रख्यं सूक्ष्ममाद्यन्तहीनं, ब्रह्माद्वैतं यत्तदेवाहमस्मि ॥ ५१२ ॥

જેમાં માયાથી માંડીને સ્થૂલશરીરસુધીનું આ જગત્ આભાસમાત્ર દેખાય [છે,] જે આકાશના જેવું સૂક્ષ્મ, ઉત્પત્તિથી ને નાશથી રહિત [અને] અદ્વૈત બ્રહ્મ [છે,] તેજ હું છું. ૫૧૨

सर्वाधारं सर्ववस्तुप्रकाशं, सर्वाकारं सर्वगं सर्वशून्यम् ।
नित्यं शुद्धं निश्चलं निर्विकल्पं, ब्रह्माद्वैतं यत्तदेवाहमस्मि ॥५१३॥

જે સર્વના અધિષ્ઠાનરૂપ, સર્વ પદાર્થોના સ્ફુરણરૂપ, અપરિચ્છિન્નસ્વરૂપવાળું, સર્વવ્યાપક, સર્વથી રહિત, નિત્ય, નિર્મલ, અચલ, કલ્પનાથી રહિત [ને] અદ્વૈત બ્રહ્મ [છે,] તેજ હું છું. ૫૧૩

यत्प्रत्यस्ताशेषमायाविशेषं, प्रत्यग्रूपं प्रत्ययागम्यमानं ।
सत्यज्ञानानन्तमानन्दरूपं, ब्रह्माद्वैतं यत्तदेवाहमस्मि ॥ ५१४ ॥

જે [કારણ ને કાર્યરૂપ] સર્વ માયાનું સ્વરૂપ જેમાં લેશ પણ નથી એવું, સર્વની અંતર રહેલું, અંતઃકરણની વૃત્તિઓવડે ન જણાય એવું, સત્યરૂપ, જ્ઞાનરૂપ, અપરિચ્છિન્ન, આનંદરૂપ [ને] અદ્વૈત બ્રહ્મ [છે,] તેજ [બ્રહ્મ] હું છું. ૫૧૪

निष्क्रियोऽस्म्यविकारोऽस्मि निष्कलोऽस्मि निराकृतिः ।
निर्विकल्पोऽस्मि नित्योऽस्मि निरालम्बोऽस्मि निर्द्वयः ॥५१५॥

[હું] ક્રિયારહિત છું, [હું] વિકારથી રહિત છું, [હું]

અવયવથી રહિત છું, [ હું ] આકારથી રહિત [ છું, હું ] કલ્પનાઓથી રહિત છું, [ હું ] અવિનાશી છું, [ હું ] આશ્રયથી રહિત છું, [ અને ] અદ્વિતીય [ છું. ] ૫૧૫

सर्वात्मकोऽहं सर्वोऽहं सर्वातीतोऽहमद्वयः ।
केवलाखण्डबोधोऽहमानन्दोऽहं निरन्तरः ॥ ५१६ ॥

હું સર્વના આત્મરૂપ [ છું, ] હું સર્વરૂપ [ છું, ] હું [ વસ્તુતાએ ] સર્વથી પર [ છું, હું ] દ્વૈતથી રહિત [ છું, ] હું અસંગ ને અપરિચ્છિન્ન ચેતનરૂપ [ છું, ] હું આનંદરૂપ [ છું ને હું ] ભેદથી રહિત [ છું. ] ૫૧૬

પોતાના શ્રીસદ્ગુરુના મહાન્ ઉપકારનું સ્મરણ કરીને તેઓશ્રીને વાણીવડે ને શરીરવડે પ્રણામો નિવેદન કરે છે.—

स्वाराज्यसाम्राज्यविभूतिरेषा, भवत्कृपाश्रीमहिमप्रसादात् ।
प्राप्ता मया श्रीगुरवे महात्मने, नमो नमस्तेऽस्तु पुनर्नमोऽस्तु ॥

[ હે ભગવન્ ! ] આ બ્રહ્માનંદના નિરવધિ ઐશ્વર્યરૂપ વૈભવ મને આપશ્રીની કૃપાવડે થયેલા શ્રીઈશ્વરના અનુગ્રહથી પ્રાપ્ત થયો [ છે, તેથી એવા ] મારા ઉપકાર કરનાર શ્રીસદ્ગુરુરૂપ આપને [ મારા ] પ્રણામ [ હો, ] પ્રણામ [ હો, ] પુનઃ પ્રણામ હો. ૫૧૭

પોતાને દુઃખોથી મોકળો કર્યો તે માટે તે શિષ્ય પોતાના શ્રીસદ્ગુરુનો ઉપકાર માને છેઃ—

महास्वप्ने मायाकृतजनिजरामृत्युगहने,
भ्रमन्तं क्लिश्यन्तं बहुलतरतापैरनुदिनम् ।

अहंकारव्याघ्रव्यथितमिममत्यन्तकृपया,
प्रबोध्य प्रस्वापात्परमवितवान्मामसि गुरो ॥५१८॥

હે સદ્‌ગુરો! દીર્ઘ સ્વપ્નમાં અવિદ્યાએ કલ્પેલા જન્મ, વૃદ્ધાવસ્થા ને મૃત્યુરૂપ વનવિષે ભમતા, સર્વદા ઘણાં ઘણાં દુઃખોવડે ક્લેશ પામતા, [ તથા ] અહંકારરૂપ વાઘવડે પીડા પામતા આ મને કેવલ અત્યંત કૃપાવડે [ તે ] દીર્ઘસ્વપ્નથી સારી રીતે જગાડીને [ આપશ્રીએ મારું ] રક્ષણ કર્યું છે, [ તે આપશ્રીનો મારા ઉપર મોટો ઉપકાર થયો છે. ] ૫૧૮

પુનઃ એ મોટા ઉપકારના ઋણમાંથી કાંઇક અંશે છૂટવામાટે વાણીવડે ને શરીરવડે પ્રણામ કરે છેઃ—

नमस्तस्मै सदेकस्मै कस्मैचिन्महसे नमः ।
यदेतद्विश्वरूपेण राजते गुरुराज ते ॥ ५१९ ॥

હે ગુરુરાજ! આપને (આપના શરીરને) પ્રણામ. [ આપનું ] જે આ [ બ્રહ્મસ્વરૂપ ] જગતરૂપે શોભે છે, તે સર્વદા એકરૂપ, [ ને ] કોઇ ( મન ને વાણીના અવિષયરૂપ ) પ્રકાશરૂપને [ મારા ] પ્રણામ. ૫૧૯

શિષ્યનાં એવાં વચનો સાંભળી શ્રીસદ્‌ગુરુએ જે પ્રવૃત્તિ કરી તે કહે છેઃ—

इति नतमवलोक्य शिष्यवर्यं, समधिगतात्मसुखं प्रबुद्धतत्त्वम् ।
प्रमुदितहृदयं स देशिकेन्द्रः, पुनरिदमाह वचः परं महात्मा ॥

જેણે નિજાનંદનો અનુભવ કર્યો છે એવા, જેણે આત્મસ્વરૂપને સંશયવિપર્યયથી રહિત જાણ્યું છે એવા, [ ને ] શોક-

रहित अंतःकरणवाळा उत्तम शिष्यने एवी रीते प्रणाम करतो जोईने उदार अंतःकरणवाळा ते श्रेष्ठ सद्गुरु पुनः आ उत्तम वचन बोल्या. ५२०

ते श्रीसद्गुरुनां वचनोने जणावे छेः—

ब्रह्मप्रत्ययसन्ततिर्जगदतो ब्रह्मैव तत्सर्वतः
पश्याध्यात्मदृशा प्रशान्तमनसा सर्वास्ववस्थास्वपि ।
रूपादन्यदवेक्षितं किमभितश्चक्षुष्मतां दृश्यते,
तद्वद्ब्रह्मविदः सतः किमपरं बुद्धेर्विहारास्पदम् ॥ ५२१ ॥

[ जाग्रदादि ] सर्व अवस्थाओमां पण [ सर्व ] जगत् [ सदादिरूप ] ब्रह्मनी प्रतीतिना प्रवाहरूप [ छे, ] आथी सर्वभणीथी ब्रह्मज ते [ जगत् छे एम ] आत्माने विषय करनारी वृत्तिवडे [ ने ] रागद्वेषरहित मनवडे [ तुं ] अनुभव कर. [ जेम ] नेत्रवाळाओने सर्वभणी [ जे ] देखाय छे [ ते तेमणे ] रूपथी भिन्न शुं जोयुं छे ? [ कांई जोयुं नथी, ] तेम ब्रह्मवेत्ताने बुद्धिना विषयना स्थानरूप ब्रह्मथी भिन्न शुं [ छे ? कांइ नथी ] ५२१

ब्रह्मथी भिन्न दृश्यनी कल्पना करीने तेमां आसक्त थवुं विवेकीने उचित नथी एम कहे छेः—

कस्तां परानन्दरसानुभूतिमुत्सृज्य शून्येषु रमेत विद्वान् ।
चन्द्रे महाह्लादिनि दीप्यमाने, चित्रेन्दुमालोकयितुं क इच्छेत् ॥

कयो विवेकी [ पुरुष ] ते परमानंदरूप अमृतना अनुभवनो त्याग करीने कल्पित [ विषयो ]मां आसक्त थाय ?

અત્યંત આનંદ આપનાર ચંદ્ર પ્રકાશતો હોય [ તો ] ચિત્રેલા ચંદ્રને જોવાને કોણ ઇચ્છે ? ૫૨૨

असत्पदार्थानुभवेन किंचिन्न ह्यस्ति तृप्तिर्न च दुःखहानिः ।
तदद्वयानन्दरसानुभूत्या, तृप्तः सुखं तिष्ठ सदाऽऽत्मनिष्ठया ॥

મિથ્યા પદાર્થના અનુભવવડે [ મનુષ્યને ] કાંઇ પણ તૃપ્તિ [ થતી ] નથી, અને [ તેના ] દુઃખની નિવૃત્તિ [ પણ થતી ] નથી, તેથી [ તું ] અદ્વૈતાનંદરૂપ અમૃતના અનુભવવડે તૃપ્ત [ થઈ ] સર્વદા આત્મનિષ્ઠાવડે સુખપૂર્વક સ્થિત થા. ૫૨૩

શિષ્યે સમય કેવી રીતે વીતાડવો તે કહે છેઃ—

स्वमेव सर्वथा पश्यन्मन्यमानः स्वमद्वयम् ।
स्वानन्दमनुभुंजानः कालं नय महामते ॥ ५२४ ॥

હે વિશાલબુદ્ધિવાળા ! સર્વ પ્રકારે ( સર્વ સમયમાં ને સર્વ વસ્તુઓમાં ) આત્માનેજ અનુભવતો [ છતો, ] આત્માને અદ્વૈતરૂપ નક્કી કરતો [ છતો, અને ] આત્માના આનંદને વારંવાર ભોગવતો [ છતો, તું તારો ] સમય વ્યતીત કર. ૫૨૪

પુનઃ પણ પ્રકારાન્તરે એ ઉપદેશ કરે છેઃ—

अखण्डबोधात्मनि निर्विकल्पे, विकल्पनं व्योम्नि पुरप्रकल्पनं ॥
तदद्वयानन्दमयात्मना सदा, शान्तिं परामेत्य भजस्व मौनम् ॥

અખંડજ્ઞાનરૂપ [ ને ] કલ્પનાથી રહિતમાં [ ભેદની ] કલ્પના આકાશમાં નગરની કલ્પનાજેવી [ છે, ] તેથી અદ્વૈતાનંદમયસ્વરૂપે સર્વદા શ્રેષ્ઠ શાંતિને પામીને મૌનનો ( બાહ્યદૃષ્ટિના અભાવનો ) સ્વીકાર કર. ૫૨૫

ते मौनना स्वरूपनुं वर्णन करे छे:—

तूष्णीमवस्था परमोपशान्तिर्बुद्धेरसत्कल्पविकल्पहेतोः ।
ब्रह्मात्मना ब्रह्मविदो महात्मनो, यत्राद्वयानन्दसुखं निरन्तरम् ॥

मिथ्याजेवी कल्पनाओना उपादानकारणरूप बुद्धिनी [ ब्रह्ममां जे ] परम उपशांति ( विक्षेपरहित अवस्था ) [ते] मौनावस्था [ छे. ] जेमां ब्रह्मने जाणनार महात्माओ ब्रह्मरूपे निरंतर अद्वैतानंद सुखपूर्वक [ अनुभवे छे. ] ५२६

ते मौननुं माहात्म्य कहे छे:—

नास्ति निर्वासनान्मौनात्परं सुखकृदुत्तमम् ।
विज्ञातात्मस्वरूपस्य स्वानन्दरसपायिनः ॥ ५२७ ॥

जेणे आत्मस्वरूपनो अनुभव कर्यो छे एवा, [नि] निजानंदरूप अमृतनुं पान करनाराने वासनारहित [ पूर्वोक्त ] मौनथी भिन्न उत्तम सुख आपनारी [ वस्तु ] नथी. ५२७

आवा पुरुषने अमुकज नियमे रहेवुं जोइए एवो नियम नथी एम जणावे छे:—

गच्छंस्तिष्ठन्नुपविशञ्छयानो वाऽन्यथाऽपि वा ।
यथेच्छया वसेद्विद्वानात्मारामः सदा मुनिः ॥ ५२८ ॥

आत्मामांज आनंदनो अनुभव करनारा सदा मननशील ज्ञानी [ पोताना के अन्यना प्रारब्धथी उपजती ] पोतानी इच्छाप्रमाणे जता [ छता,] ऊभा रहेता [ छता,] बेसता [ छता,] सूता [छता] अथवा [ जनसंगथी दूर रहेवा ]

અન્યથા ( બીજી રીતે ) [ વર્તતા છતા આયુષ્ ] વ્યતીત કરે. ૫૨૮

न देशकालासन दिग्यमादिलक्ष्याद्यपेक्षाऽप्रतिबद्धवृत्तेः ।
संसिद्धतत्त्वस्य महात्मनोऽस्ति, स्ववेदने का नियमाद्यवस्था ५२९

પ્રતિબંધરહિત વૃત્તિવાળા [ને] આત્માને સારી રીતે જાણનાર મહાત્માને [ પવિત્ર ] દેશ, [ પવિત્ર ] કાલ, [પદ્માદિ] આસન, [ પૂર્વાદિ ] દિશા, [ અહિંસાદિરૂપ ] યમાદિ, [ ને ધારણાના વિષયભૂત સ્થૂલસૂક્ષ્મ પદાર્થોરૂપ ] લક્ષ્ય આદિની અપેક્ષા નથી. આત્માના જ્ઞાનમાં [ દેશકાલાદિના ] નિયમાદિની અવસ્થા શી [ હોય ? ] ૫૨૯

વ્યવહારની વસ્તુઓના જ્ઞાનમાં પણ નિયમની અપેક્ષા નથી એમ કહે છે.—

घटोऽयमिति विज्ञातुं नियमः कोऽन्वपेक्ष्यते ।
विनाप्रमाणसुष्ठुत्वं यस्मिन्सति पदार्थधीः ॥ ५३० ॥

આ ઘડો [ છે ] એમ જાણવાને, જેના હોવાથી પદાર્થનું જ્ઞાન [ થાય એવા નેત્રાદિરૂપ ] પ્રમાણના નિર્દોષપણાવિના, [ દેશકાલાદિના ] નિયમની કોણ અપેક્ષા કરે છે ? ૫૩૦

આત્માના જ્ઞાનમાટે પણ એમજ છે એમ કહે છે.—

अयमात्मा नित्यसिद्धः प्रमाणे सति भासते ।
न देशं नापि वा कालं न शुद्धिं वाऽप्यपेक्षते ॥ ५३१ ॥

આ આત્મા નિત્યસિદ્ધ [ છે. અંતઃકરણની અત્યંત પવિત્રતા તથા શ્રીસદ્ગુરુના ઉપદેશરૂપ નિર્દોષ ] પ્રમાણના

હોવાથી [તે] અનુભવનો વિષય થાય છે. [ આત્માનો અનુભવ ] દેશની અપેક્ષા કરતો નથી, અથવા કાલની પણ [ અપેક્ષા કરતો ] નથી, કિંવા [ શરીરની ] શુદ્ધિની પણ [ અપેક્ષા કરતો ] નથી. ૫૩૧

આત્માનું જ્ઞાન દેશકાલાદિની અપેક્ષા કરતું નથી આ વાત લૌકિક દૃષ્ટાંત આપીને સમજાવે છે:—

देवदत्तोऽहमित्येतद्विज्ञानं निरपेक्षकम् ।
तद्वद्ब्रह्मविदोऽप्यस्य ब्रह्माहमिति वेदनम् ॥ ५३२ ॥

[ જેમ ] હું દેવદત્ત [છું] એવું આ જ્ઞાન [દેશકાલાદિની] અપેક્ષાવિનાનું [છે,] તેમ આ બ્રહ્મવેત્તાનું હું બ્રહ્મ [ છું. ] આ જ્ઞાન પણ [ દેશકાલાદિની અપેક્ષાવિનાનું છે. ] ૫૩૨

આ આત્માને અન્ય પ્રકાશી શકે નહિ એમ જણાવે છે:—

भानुनेव जगत्सर्वं भासते यस्य तेजसा ।
अनात्मकमसत्तुच्छं किं नु तस्यावभासकम् ॥ ५३३ ॥

જેમ સૂર્યવડે સર્વ જગત્ પ્રતીત થાય છે, [તેમ] જેના સ્ફુરણવડે ( જ્ઞાનસ્વભાવવડે ) જડ, અસત્ [ ને ] તુચ્છ [ એવું સર્વ દૃશ્ય પ્રતીત થાય છે, તે દૃશ્ય ] શું તેનું ( આત્માનું ) પ્રકાશક હોઈ શકે ? [ નજ હોઇ શકે. ] ૫૩૩

वेदशास्त्रपुराणानि भूतानि सकलान्यपि ।
येनार्थवंति तं किं नु विज्ञातारं प्रकाशयेत् ॥ ५३४ ॥

[ ઋગાદિ ચાર ] વેદો, [ ન્યાયાદિ છ ] શાસ્ત્રો, [બ્રહ્માદિ ૧૮ ] પુરાણો, [ અને ] સઘળાં પ્રાણીઓ પણ જેવડે ( જે

વિજ્ઞાતારૂપ આત્માવડે ) અર્થવાળાં ( પોતાનો અર્થ પ્રતિપાદન કરવામાં ને કહેલો અર્થ જાણવામાં સમર્થ ) [ થાય છે, ] તે વિજ્ઞાતાને કોણ પ્રકાશે ? ૫૩૪

આત્માનું સ્વરૂપ તથા તેને જાણનારનું શ્રેષ્ઠપણું વર્ણવે છે—

एष स्वयंज्योतिरनन्तशक्तिरात्माऽप्रमेयः सकलानुभूतिः ।
यमेव विज्ञाय विमुक्तिबन्धो, जयत्ययं ब्रह्मविदुत्तमोत्तमः॥५३५॥

આ આત્મા સ્વયંપ્રકાશ, અનંત સામર્થ્યવાળો, [પ્રત્યક્ષાદિ] પ્રમાણનો અવિષય, [ ને ] સર્વના અનુભવરૂપ [ છે. ] જેને અનુભવીનેજ [ અવિદ્યા ને અવિદ્યાના કાર્યરૂપ ] બંધથી મોકળો થયેલો આ સર્વોત્તમ બ્રહ્મવેત્તા ઉત્કૃષ્ટપણે રહે છે. ૫૩૫

બ્રહ્મવેત્તા કેવી રીતે ઉત્કૃષ્ટપણે રહે છે તે જણાવે છે—

न खिद्यते नो विषयैः प्रमोदते, न सज्जते नापि विरज्यते च ।
स्वस्मिन्सदा क्रीडति नन्दति स्वयं, निरन्तरानन्दरसेन तृप्तः ॥

અખંડાનંદરૂપ અમૃતવડે તૃપ્ત [થયેલો બ્રહ્મવેત્તા પ્રતિકૂલ પ્રસંગમાં ] ખેદ પામતો નથી, [ અનુકૂલ ] વિષયોવડે પ્રસન્ન થતો નથી, [ સુખના સાધનોમાં ] આસક્ત થતો નથી અને [ દુઃખના સાધનોથી ] ઉદ્વેગ પણ પામતો નથી, સર્વદા આત્મામાં ક્રીડા કરે છે, [તથા આત્મામાંજ] પોતે આનંદ અનુભવે છે. ૫૩૬

क्षुधां देहव्यथां त्यक्त्वा बालः क्रीडति वस्तुनि ।
तथैव विद्वान् रमते निर्ममो निरहं सुखी ॥ ५३७ ॥

[ જેમ ] બાલક ભૂખને [ તથા ટાઢતડકા આદિવડે થતી] શરીરની પીડાને ભૂલી જઈને [ રમવાની ] વસ્તુઓની [ સાથે ]

રમે છે, તેમજ મમતારહિત, અહંકારરહિત [ને] સુખી બ્રહ્મવેત્તા [ભૂખને તથા શરીરની પીડાને ભૂલી જઇને બ્રહ્મરૂપ વસ્તુની સાથે પોતાની પવિત્ર ને એકાગ્રવૃત્તિવડે] રમે છે. ૫૩૭

चिन्ताशून्यमदैन्यभैक्षमशनं पानं सरिद्वारिषु,
स्वातन्त्र्येण निरंकुशा स्थितिरभीर्निद्रा श्मशाने वने।
वस्त्रं क्षालनशोषणादिरहितं दिग्वाऽस्तु शय्या मही,
संचारो निगमान्तवीथिषु विदां क्रीडा परे ब्रह्मणि ॥५३८॥

બ્રહ્મવેત્તાને ચિંતાથી રહિત [ને] દીનતાથી રહિત ભિક્ષાથી મળેલું ભોજન [છે,] નદીના જલનું પાન [છે,] સ્વતંત્રતાવડે પરાધીનતારહિત ભયવિનાની સ્થિતિ [છે, વૈરાગ્યને સર્વદા દઢ રાખનાર] મસાણમાં (મસાણની પાસેના સ્થાનમાં) [અથવા પવિત્ર ને મનુષ્યરહિત] વનમાં નિદ્રા [કરવાનું છે,] ધોવા ને સૂકવવા આદિથી રહિત દિશારૂપ અથવા [વલ્કલ કે સામાન્ય] વસ્ત્ર [છે,] પૃથ્વીપર શય્યા [છે,] વેદાંતરૂપ શેરીઓમાં ભ્રમણ [છે, ને અવિદ્યાથી] પર બ્રહ્મમાં રમત [છે.] ૫૩૮

विमानमालम्ब्य शरीरमेतद्भुनक्त्यशेषान्विषयानुपस्थितान् ।
परेच्छया बालवदात्मवेत्ता, योऽव्यक्तलिङ्गोऽननुषक्तबाह्यः ॥

જે આત્મજ્ઞાની [આશ્રમનાં] અપ્રકટ ચિહ્નવાળો [ને] બહારના વિષયોમાં આસક્તિવિનાનો [છે, તે] અભિમાન વિના આ શરીરને ધારણ કરીને [પ્રારબ્ધથી] પ્રાપ્ત થયેલા

[અન્નજલાદિ] સર્વે વિષયોને બાલકની પેઠે પરેચ્છાવડે ભોગવે છે. ૫૩૯

दिगम्बरो वाऽपि च साम्बरो वा, त्वगम्बरो वाऽपि चिदम्बरस्थः।
उन्मत्तवद्वाऽपि च बालवद्वा, पिशाचवद्वाऽपि चरत्यवन्याम् ॥

ચેતનરૂપ આકાશમાં રહેલો [બ્રહ્મવેત્તા] વસ્ત્રવિના, અથવા [પ્રારબ્ધથી પ્રાપ્ત થયેલાં] વસ્ત્રસહિત કિંવા [ઝાડની] છાલરૂપ વસ્ત્રસહિત, [મનુષ્યોથી દૂર રહેવા માટે] ગાંડાની પેઠે, અથવા [બ્રહ્મવેત્તાઓના સમાગમમાં] બાલકની પેઠે અથવા [લોકમાં પ્રસિદ્ધ ન થવામાટે] પિશાચની પેઠે [આ] પૃથ્વીપર વિચરે છે. ૫૪૦

कामान्निष्कामरूपी संचरत्येकचरो मुनिः।
स्वात्मनैव सदा तुष्टः स्वयं सर्वात्मना स्थितः ॥ ५४१ ॥

એકલો ફરનાર, આત્મસ્વરૂપવડેજ સર્વદા તૃપ્ત થયેલો, [ને] પોતાની મેળે સર્વરૂપે રહેલો મનનશીલ [બ્રહ્મવેત્તા] કામનારહિત થઇને વિષયોને ભોગવે છે. ૫૪૧

क्वचिन्मूढो विद्वान्क्वचिदपि महाराजविभवः,
क्वचिद्भ्रान्तः सौम्यः क्वचिदजगराचारकलितः।
क्वचित्पात्रीभूतः क्वचिदवमतः क्वाप्यविदित-
श्चरत्येवं प्राज्ञः सततपरमानन्दसुखितः ॥ ५४२ ॥

બ્રહ્મવેત્તા કોઈ ઠેકાણે [મૂર્ખોની દૃષ્ટિએ] મૂઢજેવા, વળી કોઇ ઠેકાણે [વિવેકી રાજાએ કે ધનાઢ્યે મહાપૂજન કરવાથી] મહારાજાના જેવા વૈભવવાળા, કોઇ ઠેકાણે [દેશોમાં] ભ્રમણ

કરતા, [ કોઇ ઠેકાણે ] પ્રિયદર્શનવાળા, કોઇ ઠેકાણે અજગરના જેવી રીત રાખીને રહેનારા, કોઇ ઠેકાણે [ જિજ્ઞાસુઓવડે ] સત્કાર પામેલા, કોઇ ઠેકાણે [ દુર્જનોવડે ] અપમાન પામેલા [ને] કોઇ ઠેકાણે જાણવામાં ન આવે એમ વિચરે છે, એવી રીતે [ તેમનો બાહ્યવ્યવહાર અનેક પ્રકારનો છતાં પણ તે ] બ્રહ્મવેત્તા [ પોતાના અંતઃકરણમાં ] નિરંતર પરમાનંદવડે સુખી [ રહે છે. ] ૫૪૨

निर्धनोऽपि सदा तुष्टोऽप्यसहायो महाबलः ।
नित्यतृप्तोऽप्यभुञ्जानोऽप्यसमः समदर्शनः ॥ ५४३ ॥

[ બ્રહ્મવેત્તા ] ધનરહિત છતાં પણ [ આત્મરૂપ ધનથી ] સર્વદા સંતોષવાળા [ રહે છે, સજાતીય ] સાહાય્ય નહિ કરનાર છતાં પણ [ વિવેકાદિરૂપ ] મોટા બલવાળા [ છે, બહારના ભોગોને ] નહિ ભોગવતાં છતાં પણ [ આત્માનંદના અનુભવવડે ] સર્વદા તૃપ્ત [ રહે છે, ને તેમના ] સમાન કોઈ નહિ છતાં પણ [ શત્રુમિત્રમાં ] સરખી દૃષ્ટિવાળા [ રહે છે. ] ૫૪૩

अपि कुर्वन्नकुर्वाणश्चाभोक्ता फलभोग्यपि ।
शरीर्यप्यशरीर्येष परिच्छिन्नोऽपि सर्वगः ॥ ५४४ ॥

આ [ બ્રહ્મવેત્તા અજ્ઞાનીની દૃષ્ટિએ કર્મ ] કરતા છતાં પણ [ પોતાની દૃષ્ટિએ કર્મ ] નહિ કરનારા [ છે, અજ્ઞાનીની દૃષ્ટિએ ] ફલને ભોગવનારા છતાં પણ [પોતાની દૃષ્ટિએ] અભોક્તા [છે, અજ્ઞાનીની દૃષ્ટિએ] શરીરવાળા છતાં પણ [પોતાની દૃષ્ટિએ] શરીરવિનાના [ છે, ] અને [ અજ્ઞાનીની દૃષ્ટિએ ] એકદેશમાં રહેનારા છતાં પણ [ પોતાની દૃષ્ટિએ ] સર્વવ્યાપક [ છે. ] ૫૪૪

अशरीरं सदा सन्तमिमं ब्रह्मविदं क्वचित् ।
प्रियाप्रिये न स्पृशतस्तथैव च शुभाशुभे ॥५४५॥

સર્વદા શરીરના અભિમાનરહિત રહેતા આ બ્રહ્મવેત્તાને કદીપણ પુણ્યપાપ તેમજ સુખદ:ખ પણ સ્પર્શ કરતાં નથી. ૫૪૫

સ્થૂલશરીરાદિના અભિમાનવાળાને પુણ્યપાપાદિનો સંબંધ થાય છે, પણ તેના અભિમાનવિનાના જ્ઞાનીને પુણ્યપાપાદિનો સ્પર્શ થતો નથી એમ કહે છે:—

स्थूलादिसम्बन्धवतोऽभिमानिनः, सुखं च दुःखं च शुभाशुभे च ।
विध्वस्तबन्धस्य सदात्मनो मुनेः, कुतः शुभं वाऽप्यशुभं फलं वा ॥

સ્થૂલશરીરાદિના સંબંધવાળા અભિમાનીને પુણ્યપાપનો તથા સુખનો ને દુઃખનો [ સંબંધ થાય છે, પણ ] જેના [ અભિમાનરૂપ] બંધનો નાશ થયો છે એવા બ્રહ્મરૂપ મુનિને પુણ્ય અથવા પાપ તથા [તેનું] ફલ [સુખદુઃખ] ક્યાંથી [સંભવે ?] ૫૪૬

અજ્ઞાનીઓ ભ્રાંતિવડે દેહાભિમાનવિનાના જીવન્મુક્તને દેહવાળા માને છે એમ નીચેના બે શ્લોકવડે દૃષ્ટાંત આપીને સમજાવે છે:—

तमसा ग्रस्तवद्भानादग्रस्तोऽपि रविर्जनैः ।
ग्रस्त इत्युच्यते भ्रांत्या ह्यज्ञात्वा वस्तुलक्षणम् ॥५४७॥
तद्वद्देहादिबन्धेभ्यो विमुक्तं ब्रह्मवित्तमम् ।
पश्यति देहवन्मूढाः शरीराभासदर्शनात् ॥५४८॥

જેમ [ સ્વચ્છ સૂર્યરૂપ ]. વસ્તુનું સ્વરૂપ નહિ જાણીને [અજ્ઞાની] મનુષ્યોવડે નહિ ઘેરાયેલો સૂર્ય પણ ઘેરાયેલાજેવો જણાવાથી ભ્રાંતિવડે [તે] રાહુથી ઘેરાયેલો છે એમ કહેવાય

છે, તેમ અજ્ઞાનીઓ દેહાદિ બંધથી અત્યંતરહિત ઉત્તમ બ્રહ્મવેત્તાને [ તેમના ] સ્થૂલશરીરનો આભાસ જણાવાથી [ પોતાના જેવા ] દેહવાળા જુએ છે ૫૪૭-૫૪૮

સ્થૂલશરીરમા અહતામમતાવિના પણ પોતાના કે જિજ્ઞાસુ આદિના પ્રારબ્ધના બલથી તેમના શરીરની ક્રિયા થતી જોવામાં આવે છે એમ જણાવે છે:—

अहिर्निर्ल्वयनीं वाऽयं मुक्त्वा देहं तु तिष्ठति ।
इतस्ततश्चाल्यमानो यत्किंचित्प्राणवायुना ।।५४९।।

જેમ સાપ ઉપત્વચાને ( કાંચળીને ) મૂકી દઇને રહે છે, તેમ આ ( બ્રહ્મવેત્તા ) સ્થૂલશરીરને ( સ્થૂલશરીરમાં રહેલી અહંતામમતાને ) [ મૂકી દઇને રહે છે. ] પ્રાણવાયુવડે [ તેમનું સ્થૂલશરીર ] અહીંતહીં કાંઇ ક્રિયા કરતું [પ્રતીત થાય છે ] ૫૪૯

स्रोतसा नीयते दारु यथा निम्नोन्नतस्थलम् ।
दैवेन नीयते देहो यथाकालोपभुक्तिषु ।।५५०।।

જેમ [ નદીના ] પ્રવાહવડે લાકડું નીચા ને ઊંચા સ્થલમાં લઈ જવાય છે, [ તેમ ] પ્રારબ્ધવડે [ જીવન્મુક્તનું ] સ્થૂલશરીર સમયને અનુસરીને [ અન્નપાનાદિના ] ઉપભોગમાં લઈ જવાય છે ૫૫૦

प्रारब्धकर्मपरिकल्पितवासनाभिः,
संसारिवच्चरति भुक्तिषु मुक्तदेहः ।
सिद्धः स्वयं वसति साक्षिवदत्र तूष्णीं,
चक्रस्य मूलमिव कल्पविकल्पशून्यः ॥ ५५१ ॥

જીવન્મુક્તનું સ્થૂલશરીર પ્રારબ્ધકર્મેજ કલ્પેલી વાસના-ઓવડે અજ્ઞાનીઓની પેઠે [ અન્નપાનાદિના ] ભોગોમાં [ અભિમાનવિના ] પ્રવૃત્ત થાય છે. જીવન્મુક્ત પોતે અહીં (સ્થૂલદેહમાં ) ચાકડાના મૂલની પેઠે સંકલ્પવિકલ્પથી રહિત [ અને ] સાક્ષીની પેઠે મૌન રહે છે. ૫૫૧

તે જીવન્મુક્તના સાક્ષીપણાનું વર્ણન કરે છેઃ—

नैवेन्द्रियाणि विषयेषु नियुङ्क्त एष,
नैवापयुङ्क्त उपदर्शनलक्षणस्थः ।
नैव क्रियाफलमपीषदवेक्षते स,
स्वानन्दसान्द्ररसपानसुमत्तचित्तः ॥ ५५२ ॥

આ તટસ્થસ્વરૂપમાં સ્થિત થયેલા [ ને ] નિજાનંદરૂપ ઘાટા અમૃતના પાનવડે ઉન્મત્ત અંતઃકરણવાળા [ જીવન્મુક્ત પોતાની ] ઇંદ્રિયોને [ રાગપૂર્વક ] વિષયોમાં પ્રવૃત્ત કરતા નથીજ, [ અને ] નિવૃત્ત [ પણ ] કરતા નથીજ, [ તથા ] તે [ તેમની ] ક્રિયાના [ સુખદુઃખરૂપ ] ફલને લેશ પણ જોતા નથીજ. ૫૫૨

સર્વોત્તમ બ્રહ્મવેત્તાનો મહિમા બે શ્લોકવડે કહે છેઃ—

लक्ष्यालक्ष्यगतिं त्यक्त्वा यस्तिष्ठेत्केवलात्मना ।
शिव एव स्वयं साक्षादयं ब्रह्मविदुत्तमः ॥ ५५३ ॥

નિર્ગુણનો ને સગુણનો [ અથવા આત્માનો ને જડનો ] વિચાર ત્યજી દઈને જે અદ્વૈતરૂપે સ્થિત થાય છે, આ સર્વોત્તમ બ્રહ્મવેત્તા પોતે સાક્ષાત્ શિવજ [ છે ] ૫૫૩

जीवन्नेव सदा मुक्तः कृतार्थो ब्रह्मवित्तमः ।
उपाधिनाशाद् ब्रह्मैव सन्ब्रह्माप्येति निर्द्वयम् ॥ ५५४ ॥

સર્વોત્તમ બ્રહ્મવેત્તા જીવતાંજ સર્વદા મુક્ત [ ને ] કૃતાર્થ [ છે, તે ] બ્રહ્મજ છતાં [ ત્રણ શરીરરૂપ ] ઉપાધિના નાશથી અદ્વય બ્રહ્મમાં સ્થિત થાય છે. ૫૫૪

शैलूषो वेषसद्भावाभावयोश्च यथा पुमान् ।
तथैव ब्रह्मविच्छ्रेष्ठः सदा ब्रह्मैव नापरः ॥ ५५५ ॥

જેમ ભવાયો [ પોતે ] કાઢેલા [ સ્ત્રી આદિના ] વેષના સદ્ભાવમાં ને [ તેના ] અભાવમાં પુરુષજ [ છે, ] તેમજ બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ સર્વદા બ્રહ્મજ [ છે, તેથી] ભિન્ન [શરીરાદિરૂપ] નથી. ૫૫૫

જ્ઞાનીને સ્થૂલશરીરના ત્યાગમાં દેશાદિની અપેક્ષા નથી એમ નીચેના બે શ્લોકવડે જણાવે છે:—

यत्र क्वापि विशीर्णं सत्पर्णमिव तरोर्वपुः पततात् ।
ब्रह्मीभूतस्य यतेः प्रागेव हि तच्चिदग्निना दग्धम् ॥५५६॥

બ્રહ્મરૂપ થયેલા યોગીનું શરીર ઝાડથી ખરી ગયેલા પાંદડાની પેઠે ગમે ત્યાં ( ગમે તે દેશમાં ને ગમે તે સમયમાં ) પડે, [ છતાં તેમાં તેમને કાંઇ હાનિલાભ નથી. તેમના શરીરને દાહસંસ્કારની પણ અગત્ય નથી, ] કેમકે તે [ શરીર ] પૂર્વેજ ચેતનરૂપ અગ્નિવડે દાહ પામેલું [ છે. ] ૫૫૬

सदात्मनि ब्रह्मणि तिष्ठतो मुनेः, पूर्णाद्वयानन्दमयात्मना सदा ।
न देशकालाद्युचितप्रतीक्षा, त्वङ्मांसविट्पिण्डविसर्जनाय ॥५५७॥

સદ્રૂપ બ્રહ્મમાં પૂર્ણ અદ્વૈત ને આનંદમયરૂપે સર્વદા રહેનાર જ્ઞાનીને ચામડી, માંસ ને વિષ્ઠારૂપ સ્થૂલશરીરના ત્યાગમાટે યોગ્ય દેશકાલાદિની અપેક્ષા નથી ૫૫૭

મોક્ષનું સ્વરૂપ કહે છેઃ—

देहस्य मोक्षो नो मोक्षो न दण्डस्य कमण्डलोः ।

अविद्याहृदयग्रन्थिमोक्षो मोक्षो यतस्ततः ॥ ५५८ ॥

શરીરનો ત્યાગ મોક્ષ નથી, [ તથા ] દંડનો [ને] કમંડળનો [ ત્યાગ પણ મોક્ષ નથી, ] અવિદ્યારૂપ હૃદયની ગ્રંથિની નિવૃત્તિ જેથી મોક્ષ [છે,] તેથી [ મોક્ષમાં દેશકાલાદિની અપેક્ષા નથી. ૫૫૮

સ્થૂલશરીરના પડવાની સાથે આત્માને કાંઈ સંબંધ નથી તેનું દૃષ્ટાંત આપે છેઃ—

कुल्यायामथ नद्यां वा शिवक्षेत्रेऽपि चत्वरे ।

पर्णं पतति चेत्तेन तरोः किं नु शुभाशुभम् ॥ ५५९ ॥

જો વહેળામાં, અથવા નદીમાં, કિંવા શિવમંદિરમાં કે ચૌટામાં [ ઝાડપરથી ખરી પડેલું ] પાંદડું પડે [ તો ] તેવડે ઝાડને શું સારું કે નઠારું [ થાય છે ? ] ૫૫૯

શરીરાદિના નાશથી આત્માનો નાશ થતો નથી, એમ દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

पत्रस्य पुष्पस्य फलस्य नाशवद्देहेन्द्रियप्राणधियां विनाशः ।
नैवात्मनः स्वस्य सदात्मकस्यानन्दाकृतेर्वृक्षवदस्ति चैषः ॥५६०॥

પાંદડાંના, ફૂલના ને ફલના નાશની પેઠે સ્થૂલશરીર, ઇંદ્રિયો, પ્રાણ ને બુદ્ધિનો વિનાશ [ થાય છે, ] સદ્રૂપ [ ને ]

આનંદરૂપ પોતાના આત્માનો [ વિનાશ ] નથીજ [થતો,] પણ આ [આત્મા] વૃક્ષની પેઠે [ નાશ પામ્યા વિના ] રહે છે. ૫૬૦

આત્માની ઉપાધિના નાશવડે ઉપાધિવાળા આત્માનો નાશ ભલે મનાય, પણ નિરુપાધિક આત્માનો નાશ થતો નથી એમ કહે છેઃ—

प्रज्ञानघन इत्यात्मलक्षणं सत्यसूचकम् ।
अनूद्यौपाधिकस्यैव कथयन्ति विनाशनम् ॥ ५६१ ॥

[ આત્માના ] અવિનાશીપણાને સૂચવનારું પ્રજ્ઞાનઘન એવું આત્માનું સ્વરૂપ કહીને ઉપાધિવાળાનોજ [ શ્રુતિઓ ] વિનાશ કહે છે, [ ઉપાધિરહિતનો નહિ. ] ૫૬૧

શ્રુતિ પોતેજ આત્માનું અવિનાશીપણું કહે છે એમ જણાવે છેઃ—

अविनाशी वा अरेऽयमात्मेति श्रुतिरात्मनः ।
प्रब्रवीत्यविनाशित्वं विनश्यत्सु विकारिषु ॥ ५६२ ॥

" अविनाशी वा अरेऽयमात्मा " (અરે મૈત્રેયિ ! આ આત્મા અવિનાશીજ છે,) આ શ્રુતિ [ દેહાદિ ] વિકારવાળા [ પદાર્થોનો ] વિનાશ થયા છતાં આત્માનું અવિનાશીપણું કહે છે. ૫૬૨

જ્ઞાનાગ્નિવડે શરીરાદિ દાહ પામીને બ્રહ્મરૂપ થઈ જાય છે એમ દૃષ્ટાંત આપીને કહે છેઃ—

पाषाणवृक्षतृणधान्यकडंकराद्या,
दग्धा भवन्ति हि मृदेव यथा तथैव ।
देहेन्द्रियासुमनआदिसमस्तदृश्यं,
ज्ञानाग्निदग्धमुपयाति परात्मभावम् ॥ ५६३ ॥

જેમ પથ્થર, ઝાડ, ખડ, ધાન્ય ને ભુસું આદિ બળ્યાં [ છતાં ] માટીજ થાય છે, તેમજ સ્થૂલશરીર, ઇંદ્રિયો, પ્રાણ ને મન આદિ સર્વ દશ્ય જ્ઞાનાગ્નિવડે બળ્યું [ છતું-મિથ્યા નક્કી થયું છતું ] બ્રહ્મભાવને પામે છે. ૫૬૩

આ સર્વ જગત્ બ્રહ્મમાં વિલીન થાય છે એમ દૃષ્ટાંત આપીને સ્પષ્ટ કરે છે.—

विलक्षणं यथा ध्वान्तं लीयते भानुतेजसि ।
तथैव सकलं दृश्यं ब्रह्मणि प्रविलीयते ॥ ५६४ ॥

જેમ [ સૂર્યના પ્રકાશથી ] વિલક્ષણ અંધારું [ સૂર્યનો ઉદય થયે ] સૂર્યના પ્રકાશમાં લીન થાય છે, તેમજ [ બ્રહ્મથી વિલક્ષણ ] સર્વ જગત્ [ જ્ઞાનની પ્રાપ્તિ થયે ] બ્રહ્મમાં અત્યંત લીન થાય છે. ૫૬૪

દેહાદિ ઉપાધિની નિવૃત્તિ થવાથી બ્રહ્મવેત્તા બ્રહ્મરૂપ થાય છે એમ ઉદાહરણ આપીને કહે છે:—

घटे नष्टे यथा व्योम व्योमैव भवति स्फुटम् ।
तथैवोपाधिविलये ब्रह्मैव ब्रह्मवित्स्वयम् ॥ ५६५ ॥

જેમ ઘડો નાશ પામવાથી [ તેની અંતર રહેલું ] આકાશ સ્પષ્ટરીતે આકાશજ થાય છે, તેમજ [ દેહાદિ ] ઉપાધિનો વિલય થવાથી બ્રહ્મવેત્તા પોતે બ્રહ્મજ [ થાય છે. ] ૫૬૫

આત્માને જાણનાર આત્મરૂપ થઇ જાય છે એમ ઉદાહરણો આપીને સમજાવે છે:—

क्षीरं क्षीरे यथा क्षिप्तं तैलं तैले जलं जले ।
संयुक्तमेकतां याति तथाऽऽत्मन्यात्मविन्मुनिः ॥ ५६६ ॥

જેમ દૂધમાં નાંખેલું દૂધ, તેલમાં [ નાંખેલું ] તેલ, [ ને ] જલમાં [ નાંખેલું ] જલ મળી જઈને એકપણાને પામે છે, તેમ આત્માને જાણનાર મુનિ આત્મામાં [એકપણાને પામે છે.] ५६६

વિદેહકૈવલ્ય પામેલ જ્ઞાનીને પુનઃ સંસારની પ્રાપ્તિ થતી નથી એમ કહે છેઃ—

एवं विदेहकैवल्यं सन्मात्रत्वमखण्डितम् ।
ब्रह्मभावं मपद्यैष यतिर्नावर्तते पुनः ॥ ५६७ ॥

આ જ્ઞાની એવી રીતે સન્માત્રપણારૂપ વિદેહકૈવલ્યને [ એટલે ] અખંડિત બ્રહ્મભાવને પામીને પુનઃ [ સંસારમાં ] ભમતો નથી. ५६७

બ્રહ્મવેત્તા બ્રહ્મરૂપ થયેલા હોવાથી તેમને પુનર્જન્મનો સંભવ નથી એમ કહે છેઃ—

सदात्मैकत्वविज्ञानदग्धाविद्यादिवर्ष्मणः ।
अमुष्य ब्रह्मभूतत्वाद्ब्रह्मणः कुत उद्भवः ॥ ५६८ ॥

બ્રહ્મના ને આત્માના એકપણાના અનુભવથી અવિદ્યાદિ [ત્રણે] શરીરો દાહ (બાધ) પામી ગયાં છે એવા આ[ બ્રહ્મવેત્તા ]ના બ્રહ્મસ્વરૂપપણાથી [ તે ] બ્રહ્મની ઉત્પત્તિ ક્યાંથી [ સંભવે ? ] ५६८

બંધ ને મોક્ષ આત્મામાં નથી એમ દૃષ્ટાંત આપીને કહે છેઃ—

मायाक्लृप्तौ बन्धमोक्षौ न स्तः स्वात्मनि वस्तुतः ।
यथा रज्जौ निष्क्रियायां सर्पाभासविनिर्गमौ ॥ ५६९ ॥

બંધ ને મોક્ષ અવિદ્યાએ કલ્પેલા [છે,] વસ્તુતાએ [તે બંને] પોતાના આત્મામાં નથી. જેમ ક્રિયારહિત દોરડીમાં [ પ્રાતિભાસિક ] સર્પની પ્રતીતિ ને નિવૃત્તિ [જણાય છે, તેમ અવિકારી આત્મામાં બંધ ને તેની નિવૃત્તિ જણાય છે] ૫૬૯

બ્રહ્મને આવરણનો અભાવ હોવાથી બંધ તથા મોક્ષ મિથ્યા છે એમ કહે છેઃ—

आवृतेः सदसत्त्वाभ्यां वक्तव्ये बन्धमोक्षणे ।
नावृतिर्ब्रह्मणः काचिदन्याभावादनावृतम् ॥
यद्यस्त्यद्वैतहानिः स्याद्द्वैतं नो सहते श्रुतिः ॥ ५७० ॥

[શુદ્ધબ્રહ્મને] આવરણ હોવાથી ને આવરણ નહિ હોવાથી બંધ ને મોક્ષ કહેવાયોગ્ય [ થાય, પણ] અન્ય[ વસ્તુ ]ના અભાવથી [ શુદ્ધ ]બ્રહ્મને કોઈ આવરણ નથી, [ તેથી તે ] આવરણથી રહિત [ છે. આવરણથી રહિત હોવાથી તેના મોક્ષનો પણ અભાવ છે ] જો [ શુદ્ધબ્રહ્મથી ભિન્ન કાંઇ ] છે [ એમ કહો તો ] અદ્વૈતની હાનિ થાય છે, [ અને એકજ અદ્વિતીય બ્રહ્મ છે એમ કહેનારી ] શ્રુતિ દ્વૈતને સહન કરતી નથી. ૫૭૦

સિદ્ધ થયેલા અર્થનું દૃષ્ટાંતસહિત નિરૂપણ કરે છેઃ—

बन्धं च मोक्षं च मृषैव मूढा, बुद्धेर्गुणं वस्तुनि कल्पयन्ति ।
दृगावृतिं मेघकृतां यथा रवौ, यतोऽद्वयासङ्गचिदेतदक्षरम् ॥५७१॥

જેમ અવિવેકીઓ વાદળાંએ કરેલા નેત્રના આવરણને [ સ્વયંપ્રકાશ ] સૂર્યમાં [ મિથ્યાજ કલ્પે છે, [ તેમ અવિવેકીઓ અવિદ્યાના કાર્યરૂપ ] બુદ્ધિના ગુણ બંધ તથા મોક્ષને [અસંગ] આત્મામાં મિથ્યાજ [ કલ્પે છે. ] જેથી આ અવિનાશી, અદ્વૈત, અસંગ ને ચૈતનરૂપ [ છે, તેથી તેમાં બંધમોક્ષનો સંભવ નથી. ] ૫૭૧

આત્મજ્ઞાન થયા પહેલાં આત્માને બંધ હતો, ને આત્મજ્ઞાન થવાથી તે બંધની નિવૃત્તિ થઈ એમ જે લોકમાં મનાય છે તે વાસ્તવિક નથી એમ કહે છે:—

अस्तीति प्रत्ययो यश्च यश्च नास्तीति वस्तुनि ।
बुद्धेरेव गुणावेतौ न तु नित्यस्य वस्तुनः ॥ ५७२ ॥

આત્મામાં [ જ્ઞાન થયા પહેલાં બંધ ] છે આવી જે પ્રતીતિ [છે,] અને [ જ્ઞાન થયા પછી આત્મામાં બંધ ] નથી આવી [ જે પ્રતીતિ છે, ] આ બંને ગુણો બુદ્ધિનાજ [ છે, ] પણ સત્ય આત્માના નથી. ૫૭૨

બંધમોક્ષની કલ્પના આત્મામાં સંભવતી નથી એમ પુનઃ ઉપદેશ કરે છે:—

अतस्तौ मायया क्लृप्तौ बन्धमोक्षौ न चात्मनि ।
निष्कले निष्क्रिये शान्ते निरवद्ये निरंजने ।
अद्वितीये परे तत्त्वे व्योमवत्कल्पना कुतः ॥ ५७३ ॥

આથી તે બંધમોક્ષ અવિદ્યાવડે [ આત્મામાં ] કલ્પાયેલા [છે,] પણ [ વસ્તુતાએ ] આત્મામાં નથી. નિરવયવ, ક્રિયા-રહિત, શાંત, ( રાગદ્વેષરહિત, ) નિર્દોષ, નિરાવરણ, અદ્વિતીય

[ ને અવિદ્યાથી ] પર આત્મામાં આકાશની પેઠે [ બંધમોક્ષની ] કલ્પના ક્યાંથી [ સંભવે ? ] ૫૭૩

હવે વાસ્તવિક સ્થિતિનું વર્ણન કરે છેઃ—

न निरोधो न चोत्पत्तिर्न वन्धो न च साधकः ।
न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥ ५७४ ॥

[ અહીં કોઈ વસ્તુની ] ઉત્પત્તિ નથી, [ કોઈ વસ્તુનો ] નાશ નથી, બંધ નથી, [ બંધની નિવૃત્તિમાટે પ્રયત્ન કરનારો ] જિજ્ઞાસુ નથી, મોક્ષની ઈચ્છાવાળો નથી, અને મુક્ત પણ નથી, એવી આ પરમાર્થતા ( ગુહ્યાર્થતા ) [ છે. ] ૫૭૪

કરેલો ઉપદેશ સપ્રમાણ છે એમ કહેતા છતા ઉપદેશની સમાપ્તિ કરે છેઃ—

सकलनिगमचूडास्वान्तसिद्धांतरूपं,
परमिदमतिगुह्यं दर्शितं ते मयाऽद्य ।
अपगतकलिदोषं कामनिर्मुक्तबुद्धिं,
स्वसुतवदसकृत्त्वां भावयित्वा मुमुक्षुम् ॥ ५७५ ॥

તમોગુણના દોષથી રહિત, કામનારહિત અંતઃકરણવાળા, [ને] મોક્ષની ઇચ્છાવાળા તને પોતાના પુત્રની પેઠે માનીને મેં સર્વઉપનિષદોના હૃદયના સિદ્ધાંતરૂપ, શ્રેષ્ઠ [ ને ] અતિગુહ્ય આ [ આત્મા ને અનાત્માનું વિવેચન ] તને આજ ઘણી વાર ઉપદેશ્યું [ છે. ] ૫૭૫

ઉપદેશના ગ્રહણનું ફલ કહે છેઃ—

इति श्रुत्वा गुरोर्वाक्यं प्रश्रयेण कृतानतिः ।
स तेन समनुज्ञातो ययौ निर्मुक्तबन्धनः ॥ ५७६ ॥

એવી રીતે [ પોતાના ] શ્રીસદ્‌ગુરુનો ઉપદેશ સાંભળીને તે [ શિષ્ય તેઓશ્રીને ] પ્રેમપૂર્વક પ્રણામ કરતો [છતો] તેઓશ્રીવડે અનુજ્ઞા ( રજા ) પામેલો બંધનથી મોકળો ( જીવન્મુક્ત ) થયેલો [ પોતાના પ્રારબ્ધાનુસાર કોઇ દેશભણી ] ગયો. ૫૭૬

શ્રીસદ્‌ગુરુ પણ ત્યાંથી સ્વતંત્રપણે વિચરવા લાગ્યા એમ કહે છેઃ-

गुरुरेव सदानन्दसिन्धौ निर्मग्नमानसः ।
पावयन्वसुधां सर्वां विचचार निरन्तरः ॥ ५७७ ॥

બ્રહ્માનંદરૂપ સાગરમાં જેમનું મન ડુબેલું છે એવા [અને] ભેદદૃષ્ટિવિનાના શ્રીસદ્‌ગુરુ પણ સર્વ પૃથિવીને ( પૃથિવીપરના મનુષ્યોને ) [ દર્શનાદિવડે ] પવિત્ર કરતા [ છતા પોતાના અનન્યજનોના પ્રારબ્ધાનુસાર ] વિચરવા લાગ્યા. ૫૭૭

આ ગ્રંથ રચવાનો હેતુ કહે છેઃ—

इत्याचार्यस्य शिष्यस्य संवादेनात्मलक्षणम् ।
निरूपितं मुमुक्षूणां सुखबोधोपपत्तये ॥ ५७८ ॥

મોક્ષ મેળવવાની ઇચ્છા રાખનારાઓને અનાયાસે જ્ઞાનની પ્રાપ્તિ થવામાટે સદ્‌ગુરુના [ ને ] શિષ્યના સંવાદવડે એવી રીતે આત્મસ્વરૂપનું નિરૂપણ કર્યું છે. ૫૭૮

આ ગ્રંથના અધિકારીના લક્ષણનું નિરૂપણ કરે છેઃ—

हितमिममुपदेशमाद्रियन्तां, विहितनिरस्तसमस्तचित्तदोषाः ।
भवसुखविरताः प्रशान्तचित्ताः, श्रुतिरसिका यतयो मुमुक्षवो ये ॥

જેઓ શાસ્ત્રોક્ત કર્મવડે અંતઃકરણના સર્વ દોષોથી રહિત થયેલા, સંસારનાં સુખોમાં ઇચ્છાવિનાના, અત્યંત શાંતચિત્તવાળા, ઉપનિષદોમાં પ્રીતિવાળા, [ને] મોક્ષની ઇચ્છાવાળા યતિઓ [ હોય તેઓ ] આ મોક્ષ આપનાર ઉપદેશનો આદર કરો. ૫૭૯

આ ગ્રંથ માત્ર પરોપકારમાટે રચેલો હોવાથી તેનું શ્રેષ્ઠપણું દર્શાવે છે:—

संसाराध्वनि तापभानुकिरणप्रोद्भूतदाहव्यथा-,
खिन्नानां जलकांक्षया मरुभुवि भ्रान्त्या परिभ्राम्यताम्।
अत्यासन्नसुधाम्बुधिं सुखकरं ब्रह्माद्वयं दर्शय-,
न्त्येषा शङ्करभारती विजयते निर्वाणसन्दायिनी ॥ ५८० ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छङ्कराचार्यविरचितः श्रीविवेकचूडामणिः संपूर्णः ॥ १६ ॥

સંસારરૂપ માર્ગમાં [ ત્રિવિધ ] તાપરૂપ સૂર્યનાં કિરણોથી ઉપજેલા દાહની પીડાથી ખેદ પામેલા, [ અને ] જલની અભિલાષાવડે ભ્રાંતિથી [ વિષયરૂપ ] જલરહિત ભૂમિમાં પરિભ્રમણ કરનારને અત્યંત સમીપમાં સુખ કરનાર અદ્વૈતબ્રહ્મરૂપ અમૃતના સાગરને દેખાડતી પરમશાંતિ આપનારી આ શ્રીશંકરની વાણી સર્વથી શ્રેષ્ઠ છે. ૫૮૦

એ પ્રમાણે બ્રહ્મવિદ્યાવાળા પરમહંસોના ને પરિવ્રાજકોના આચાર્ય શ્રીશંકરાચાર્યજીએ રચેલા શ્રીવિવેકચૂડામણિનામના પ્રકરણગ્રંથરૂપ સોળમા રત્નની શ્રીનાથશર્મપ્રણીત ભાવાર્થદીપિકાનામની ગુજરાતીભાષાની ટીકા પૂરી થઇ. ૧૬

———[*]———

॥ ૐ ॥

# ॥ ૧૭ શ્રીશતશ્લોકી ॥

## ભાવાર્થદીપિકાટીકાસહિત

### મંગલાચરણ ને ટીકાની પ્રતિજ્ઞા

દોહરો

બ્રહ્મર્ષિનું ધ્યાન ધરી, વંદી સદ્‍ગુરુપાય;
શતશ્લોકીની આ ટીકા, ગુર્જર-ગિરા લખાય. ૧

આ ગ્રંથમાં મંગલાચરણના પહેલા શ્લોકઉપરાંત બીજા સો શ્લોકો હોવાથી આ ગ્રંથનું નામ શતશ્લોકી રાખવામાં આવ્યું છે. આ ગ્રંથનું અન્ય નામ વેદાંતકેસરી ( ઉપનિષદ્‍ના સિદ્ધાંતરૂપ સિંહ ) છે. આ ગ્રંથના બધા શ્લોકો સ્રગ્ધરાવૃત્તરૂપ છે. ઉપનિષદો, ભગવદ્‍ગીતા ને બ્રહ્મસૂત્રના બહુ ઉપયોગી સારરૂપ આ ગ્રંથ છે. આ ગ્રંથમાં ચોસઠમા શ્લોકસુધી આત્માના તથા બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ, તેની પ્રાપ્તિનાં સાધનો, અને તેને લગતા કેટલાક પ્રસંગો છે, પાંસઠમા શ્લોકથી ચમોતેરમાં શ્લોકસુધી આનંદમયકોશને લગતું નિરૂપણ છે, પંચોતેરમા શ્લોકથી બ્યાશીમા શ્લોકસુધી જગતના મિથ્યાપણાનું કથન છે, અને ત્યાશીમા શ્લોકથી એક સો ને એકમા શ્લોકસુધી કર્મનું, પ્રાણનું, આત્મસ્વરૂપનું ને જીવન્મુક્તના સંબંધનું વર્ણન છે. શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ ને પરમકરુણાળુ સદ્‍ગુરુના અદ્‍ભુત ઉપદેશવિના અધિકારી મનુષ્ય સર્વ દુઃખરહિત પરમાનંદને પ્રાપ્ત કરી શકે નહિ, આવા પરમસમર્થ સદ્‍ગુરુનો મહિમા સમજ્યા વિના જિજ્ઞાસુઓને તેઓશ્રીમાં પરમપ્રેમ પ્રકટે નહિ, તેઓશ્રીમાં પરમપ્રેમ પ્રકટવાના

દેવો દેવોના દેવ ને દેવેન્દ્ર ઉપેન્દ્રનું મસ્તક નમસ્કાર-
પૂર્વક કરી શકે નહિ એવો તે મહિમા જગતને તેનો ખ્યાલ કરી શકે
નહિ, માટે આત્મસ્વરૂપ નિજાનુભવઉપર પ્રકાશ કરી નીચેના
બે શ્લોકમાં શ્રીસદ્ગુરુના મહિમાનું પોતાની સર્વોત્તમ વાણીવડે
વર્ણન કરે છે:—

दृष्टांतो नैव दृष्टस्त्रिभुवनजठरे सद्गुरोर्ज्ञानदातुः,
स्पर्शश्चेत्तत्र कल्प्यः स नयति यदहो स्वर्णतामश्मसारम् ।
न स्पर्शत्वं तथापि श्रितचरणयुगे सद्गुरुः स्वीयशिष्ये,
स्वीयं साम्यं विधत्ते भवति निरुपमस्तेन वालौकिकोऽपि ॥१॥

[ આત્માથી અભિન્ન બ્રહ્મના ] જ્ઞાનનો ઉપદેશ કરનાર
શ્રીસદ્ગુરુનું દૃષ્ટાંત ત્રણ લોકની અંતર [ ક્યાંઇ પણ ] જોયું
નથીજ; જો તેઓશ્રીમાં સ્પર્શમણિનું [ દૃષ્ટાંત ] કલ્પીએ [ તો તે
દૃષ્ટાંત સંભવે નહિ, કેમકે ] તે [ સ્પર્શમણિ-પારસમણિ ] લોહાને
સુવર્ણપણાને પમાડે છે, જે આશ્ચર્યરૂપ [ છે, ] તોપણ [ તે
લોહાને ] સ્પર્શમણિપણાને [ પમાડતો ] નથી, [ અને ] શ્રીસદ્ગુરુ
[તો પોતાનાં] બંને ચરણકમલનો આશ્રય કરેલા પોતાના શિષ્યમાં
પોતાનું સમપણું ધારણ કરે છે, [ અર્થાત્ તેને પોતાના જેવો
કરે છે, ] તેવડે [ તેઓશ્રી ] ઉપમારહિત આપવા [ પ્રકારના
હોવાથી ] અલૌકિકજ [ છે. ] ૧

यद्वच्छ्रीखण्डवृक्षप्रसृतपरिमलेनाभितोऽन्येऽपि वृक्षाः,
शश्वत्सौगन्ध्यभाजोऽप्यतनुतनुभृतां तापमुन्मूलयन्ति ।

आचार्याल्लब्धबोधा अपि विधिवशतः सन्निधौ संस्थितानाम्,
त्रेधा तापं च पापं सकरुणहृदयाः स्वोक्तिभिः क्षालयन्ति॥२॥

જેમ મુખ્ય ચંદનના વૃક્ષમાંથી ફેલાયેલા સુગંધવડે, આસપાસનાં અન્ય વૃક્ષો પણ સ્થાયી સુગંધવાળાં [ થઇ જાય છે એટલુંજ નહિ. ] પણ [ તેઓ ] શરીરરહિતના ને શરીરવાળાંના [ એક પ્રસિદ્ધ ] તાપને નિર્મૂલ કરે છે [ તેમ ] સદ્ગુરુથી જ્ઞાન પામેલા [ ને ] કરુણાયુક્ત હૃદયવાળા [ શિષ્યો ] પણ પ્રારબ્ધકર્મને લીધે [ પોતાની ] સમીપમાં રહેલાના [ આધ્યાત્મિકાદિ ]. ત્રણ પ્રકારના તાપને ને [ માનસાદિ ત્રણ પ્રકારનાં ] પાપને પોતાનાં વચનોવડે ધોઇ નાંખે છે, [ તેથી મુખ્યચંદનના કરતાં પણ શ્રીસદ્ગુરુ શ્રેષ્ઠ છે. ] ૨

હવે જડની તથા ચેતનની પ્રતીતિનું નિરૂપણ કરે છેઃ—

आत्मानात्मप्रतीतिः प्रथममभिहिता सत्यमिथ्यात्वयोगात्,
द्वेधा ब्रह्मप्रतीतिर्निगमनिगदिता स्वानुभूत्योपपत्त्या ।
आद्या देहानुबंधाद्भवति तदपरा सा च सर्वात्मकत्वा-,
दादौ ब्रह्माहमस्मीत्यनुभव उदिते खल्विदं ब्रह्म पश्चात् ॥ ३ ॥

પ્રથમ ( આત્માના વિચારના આરંભમાં ) સત્યપણાના ને મિથ્યાપણાના સંબંધથી આત્માનું ને જડનું જ્ઞાન [ વેદમાં ] કહેલું છે. સ્વાનુભવવડે [ ને ] યુક્તિવડે [ એમ ] બ્રહ્મની પ્રતીતિ બે પ્રકારની વેદમાં કહી છે. [ તેમાં ] પહેલી [ પ્રતીતિ ] દેહના સંબંધથી થાય છે, અને તેથી ભિન્ન તે [ બીજી પ્રતીતિ ] સર્વાત્મકપણાથી [ થાય છે. ] પ્રથમ બ્રહ્મ હું છું આવા અનુ-

ભવનો ઉદય થયા પછી નિશ્ચય આ [ સર્વ ] બ્રહ્મ [ છે એવો યુક્તિવડે બ્રહ્મનો અનુભવ થાય છે. ] ૩

સ્થૂલશરીરના તથા આત્માના ભેદનું નિરૂપણ કરે છે—

आत्मा चिद्वित्सुखात्मानुभवपरिचितः सर्वदेहादियंता,
सत्येवं मूढबुद्धिर्भजति ननु जनोऽनित्यदेहात्मबुद्धिं ।
बाह्येऽस्थिस्नायुमज्जापलरुधिरवसाचर्ममेदोयुगंत_,
विण्मूत्रश्लेष्मपूर्णं स्वपरवपुरहो संविदित्वाऽपि भूयः ॥ ४ ॥

આત્મા [ જાગ્રતમાં દેહાદિનો પ્રવર્તક હોવાથી ] ચેતનરૂપ, [ સ્વપ્નમાં તે વેલાના પ્રપંચનો પ્રકાશનારો હોવાથી ] જ્ઞાનસ્વરૂપ, [ ને સુષુપ્તિમાં ] આનંદરૂપ [ છે એમ ] અનુભવથી જ્ઞાત [ છે તથા તે ] સર્વ શરીરાદિનો નિયંતા [ છે. ] નિશ્ચય એમ છતાં [પણ] મૂઢબુદ્ધિવાળો મનુષ્ય અનિત્ય સ્થૂલશરીરમાં આત્માની બુદ્ધિ કરે છે [ એ ] આશ્ચર્ય [ છે. ] પોતાનું તથા અન્યનું સ્થૂલશરીર બહાર હાડકાં, સ્નાયુ, મજ્જા, માંસ, લોહી, માંસમાં રહેલી ચરબી, ચામડી ને ઉદરમાં રહેલી ચરબીથી યુક્ત [ છે, તથા ] અંતર વિષ્ઠા, મૂત્ર ને શ્લેષ્મથી ભરેલું [ છે એમ ] સારી રીતે જાણીને પણ પુન: [ સ્થૂલશરીરમાં આત્માની બુદ્ધિ કરે છે એ મોટું આશ્ચર્ય છે. ] ૪

મૂઢબુદ્ધિવાળાને સ્થૂલશરીરમાં તથા અહંપણાના સંબંધમાં આશ્ચર્ય દેખાડીને હવે પોતાના તથા પરના માંસમય શરીરમાં થતા મારાપણાના સંબંધમાં આશ્ચર્ય દેખાડે છે:—

देहस्त्रीपुत्रमित्रानुचरहयवृषास्तोषहेतुर्ममेत्थं,
सर्वे स्वायुर्नयन्ति प्रथितमलममी मांसमीमांसयेह ।
एते जीवन्ति येन व्यवहृतिपटवो येन सौभाग्यभाज-,
स्तं प्राणाधीशमन्तर्गतममृतममुं नैव मीमांसयन्ति ॥ ५ ॥

સ્થૂલશરીર, સ્ત્રી, પુત્ર, મિત્ર સેવક, ઘોડા ને બળદો અને સંતોષના હેતુરૂપ [છે,] આમ આ સર્વે [મનુષ્યો] પોતાનું પ્રસિદ્ધ સંપૂર્ણ જીવન અહીં (આ જગતમાં) માંસના વિચારમાં વ્યતીત કરે છે, [પરંતુ] આ [બધાં શરીરો] જેવડે જીવે છે, [પોતપોતાના] વ્યવહારમાં કુશલ [થાય છે, અને]જેની સત્તાવડે મંગલરૂપ [થાય છે, એવા] તે અંતર્યામિરૂપે રહેલ, અમૃતરૂપ, અનુભવસિદ્ધ [ને] પ્રાણના નિયંતાસંબંધી વિચારજ નથી [કરતા એ મોટું આશ્ચર્ય છે] ૫

જીવ પ્રારબ્ધકર્મોવડે સ્થૂલશરીરની સાથે જોડાઇને આ સમાગમા ભમે છે એમ દૃષ્ટાંત આપીને સમજાવે છે—

कश्चित्कीटः कथचित्पटुमतिरभितः कंटकानां कुटीरम्,
कुर्वंस्तेनैव साकं व्यवहृतिविधये चेष्टते यावदायुः ।
तद्वज्जीवोऽपि नानाचरितसमुदितैः कर्मभिः स्थूलदेहम्,
निर्मायात्रैव तिष्ठन्ननुदिनममुना साकमभ्येति भूमौ ॥ ६ ॥

[જેમ] કોઇ ચંચલબુદ્ધિવાળો [ડાસીનામનો] કીડો કોઇ પ્રકારે (પોતાની લાળવડે] [પોતાની] સર્વભણી કાંટાની [વિશેષે બાવળની શૂળોની) કોટડી બનાવીને તેની સાથેજ [પોતાના] વ્યવહારની સિદ્ધિમાટે જીવતાંસુધી ભ્રમણ કરે છે,

મ જીવ પણ અનેક ક્રિયાઓવડે સારી રીતે ઉપજેલાં કર્મોવડે પ્રારબ્ધકર્મોવડે ) સ્થૂલદેહને રચીને તેમાંજ રહેતો [ છતો ] માની સાથે નિરંતર પૃથિવીપર ભ્રમણ કરે છે. ૬

સ્થૂલશરીર કલ્પિત હોવાથી તેને અનુસરીને વર્તવું યોગ્ય નથી એમ દૃષ્ટાંત આપીને ઉપદેશ કરે છે —

स्वीकुर्वन्व्याघ्रवेषं स्वजठरभृतये भीषयन्यश्च मुग्धान्,
मत्वा व्याघ्रोऽहमित्थं स नरपशुमुखान् बाधते किं नु सत्त्वान् ।
मत्वा स्त्रीवेषधारी स्त्र्यहमिति कुरुते किं नटो भर्तुरिच्छां,
तद्वच्छारीर आत्मा पृथगनुभवतो देहतोयः स साक्षी ॥ ७ ॥

જે [ વેષ કાઢનાર પુરુષ ] પોતાના ઉદરપોષણમાટે વાઘનો વેષ ધારણ કરે છે, અને બાલકોને બીવરાવે છે, તે [ પુરુષ ] હું વાઘ [ છું ] આમ માનીને મનુષ્ય ને પશુ આદિ પ્રાણીઓને શું પીડા કરે છે ? [ નથીજ કરતો, તથા ] સ્ત્રીનો વેષ ધરનારો ભવાયો હું સ્ત્રી [ છું ] એમ માનીને શું પતિની ઈચ્છા કરે છે ? [ નથીજ કરતો, ] તેવી રીતે શરીરમાં રહેલો આત્મા જે અનુભવવડે શરીરથી ભિન્ન [ છે ] તે સાક્ષી [ છે, શરીર નથી. ] ૭

શ્રુતિઓ જીવોના અધિકારાનુસાર ભિન્ન ભિન્ન પ્રકારે આત્માનો બોધ કરે છે એમ જણાવે છેઃ—

स्वं बालं रोदमानं चिरतरसमयं शांतिमानेतुमग्रे,
द्राक्षं खार्जूरमाम्रं सुकदलमथवा योजयत्यंबिकास्य ।
तद्वच्चेतोऽतिमूढं बहुजननभवान्मौढ्यसंस्कारयोगाद्,
बोधोपायैरनेकैरवशमुपनिषद्बोधयामास सम्यक् ॥ ८ ॥

[ જેમ ] ઘણા સમયથી રોતા પોતાના બાલકને શાંતિ આપવામાટે [ તે બાલકની ] મા આની આગળ દ્રાક્ષ, ખજૂર, કેરી અથવા સારું કેળું મૂકે છે, તેમ ઘણા જન્મોમાં ઉપજેલા અજ્ઞાનના સંસ્કારના સંબંધથી પરવશ [ થયેલા ] અત્યંતમૂઢ ચિત્તને [ શાંતિ આપવા માટે ] ઉપનિષત્ સમ્યક્ અધિકારપ્રમાણે) [આત્મ]જ્ઞાનનાં અનેક સાધનોવડે ઉપદેશ કરે છે ૮

હવે આત્મા સૌથી વધારે પ્રિય છે એમ નિરૂપણ કરે છે—

यत्प्रीत्या प्रीतिपात्रं तनुयुवतितनूजार्थमुख्यं स तस्मात्,
प्रेयानात्माथ शोकास्पदमितरदतः प्रेय एतत्कथं स्यात् ।
भार्याद्यं जीवितार्थी वितरति च वपुः स्वात्मनः श्रेय इच्छं-,
स्तस्मादात्मानमेव प्रियमधिकमुपासीत विद्वान्न चान्यत् ॥ ९ ॥

જેની પ્રીતિવડે [ પોતાનુ ] શરીર, સ્ત્રી, પુત્ર ને દ્રવ્ય આદિ પ્રીતિનાં સ્થાન [ થાય છે, ] તે આત્મા તેથી ( શરીરાદિથી ) અધિક પ્રિય [ છે, ] અને [ આત્માથી ] ભિન્ન [ સર્વ વિષય ] શોકનું સ્થાન [ છે, ] આથી આ [ વિષય ] અધિક પ્રિય કેમ હોઈ શકે ? જીવવાની ઇચ્છાવાળો [ પુરુષ આપત્કાલમાં ] સ્ત્રી આદિનો ત્યાગ કરે છે, [ અને ] પોતાના જીવાત્માનું [ પરલોકમાં ] ભલું ઇચ્છનાર [ પુરુષ ગંગાપ્રવેશાદિવડે પોતાના ] શરીરનો [ ત્યાગ કરે છે, ] તેથી વિવેકી અધિક પ્રિય આત્માનેજ ઉપાસે, પણ અન્યને ન [ઉપાસે ] ૯

વિષયો સર્વદા પ્રિય નથી, ને આત્મા તો સર્વદા પ્રિય છે એમ કહે છે:—

यस्माद्यावत्प्रियं स्यादिह हि विषयतस्तावदस्मिन्प्रियत्वं,
यावद्दुःखं च यस्माद्भवति खलु ततस्तावदेवाप्रियत्वम् ।
नैकस्मिन्सर्वकालेऽस्त्युभयमपि कदाप्यप्रियोऽपि प्रियः स्यात् ।
प्रेयानप्यप्रियो वा सततमपि यतः प्रेय आत्माख्यवस्तु ॥ १० ॥

આમાં (આત્માથી ભિન્ન વિષયમાં) જે વિષયથી જ્યાંસુધી સુખ થાય છે ત્યાંસુધી તેમાં (તે વિષયમાં) પ્રિયપણું [જણાય છે,] અને જે[ વિષય ]થી જ્યાંસુધી દુઃખ થાય છે ત્યાંસુધીજ નક્કી તેમાં અપ્રિયપણું [જણાય છે, આવી રીતે પ્રિયપણું ને અપ્રિયપણું આ] બંને એકમાં (એક વિષયમાં) સર્વ સમયમાં [જણાતાં] નથી; ક્યારેક અપ્રિય પણ [પ્રયોજનને લીધે] પ્રિય થાય છે, અથવા અધિક પ્રિય પણ [કોઈ કારણથી] અપ્રિય [થાય છે.] જેથી [અનાત્મવસ્તુમાં રહેલી પ્રીતિ સર્વદા રહેનારી નથી, તેથી] આત્માનામવાળી વસ્તુ સર્વદાજ [પ્રિય છે.] ૧૦

કઠવલ્લીનામની ઉપનિષદ્‌માં પણ આત્મા સર્વથી અધિક પ્રિય છે એમ કહ્યું છે એમ જણાવે છેઃ—

श्रेयः प्रेयश्च लोके द्विविधमभिहितं काम्यमात्यंतिकं च,
काम्यं दुःखैकबीजं क्षणलवविरसं तच्चिकीर्षंति मंदाः ।
ब्रह्मैवात्यंतिकं यन्निरतिशयसुखस्यास्पदं संश्रयंते,
तत्त्वज्ञास्तच्च काठोपनिषदभिहितं षड्विधायां च वल्याम् ॥११॥

જગત્‌માં પ્રિય ને નિઃશ્રેયસ્ [એ] કામ્ય ને આત્યંતિક [એમ] બે પ્રકારનું કહેલું [છે, તેમાં] કામ્ય( આ લોક વા

પરલોકનું વિષયસુખ ) દુઃખનુંજ કારણ, [ ને ] ક્ષણમાત્રમાં સુખરહિત થનારું [છે,] તેને અજ્ઞાનીઓ ઇચ્છે છે. આત્યંતિક બ્રહ્મજ [છે,] જે નિરતિશયસુખનું સ્થાન [ છે, ને તેનો ] બ્રહ્મવેત્તાઓ આશ્રય કરે છે; અને તે ( નિઃશ્રેયસ્ ને પ્રિય ) ૭ પ્રકારની વલ્લીવાળી કઠોપનિષદ્માં કહ્યું [ છે. ] ૧૧

અંતરાત્મામાં અંતઃકરણની સ્થિરતાવાળા પુરુષના અંતઃકરણની ત્રણે અવસ્થાના વ્યવહાર આત્માના અનુસંધાનવાળા છે એમ જણાવે છેઃ—

आत्माम्भोधेस्तरंगोऽस्म्यहमिति गमने भावयन्नासनस्थः,
संवित्सूत्रानुविद्धो मणिरहमिति वार्चेद्रियार्थप्रतीतौ ।
दृष्टोऽस्म्यात्मावलोकादिति शयनविधौ मग्न आनंदसिंधा-
वैतर्निष्ठो मुमुक्षुः स खलु तनुभृतां यो नयत्येवमायुः ॥ १२ ॥

ચાલતી વેલાએ હું આત્મરૂપ સમુદ્રનો તરંગ છું એમ ભાવના કરતો [ છતો, ] અથવા આસનઉપર બેઠો હોઉં ત્યારે હું જ્ઞાનરૂપ સૂત્રમાં પરોવાયેલો પારો [ છું ] એમ [ ભાવના કરતો છતો, ] વા ઇંદ્રિયોના વિષયોની પ્રતીતિમાં [ હું ] આત્માના દર્શનથી હર્ષ પામ્યો છું એમ [ ભાવના કરતો છતો, અને ] સૂવાના સમયમાં [ હું ] સુખસાગરમાં ડુબી ગયો [ છું એમ ભાવના કરતો છતો, ] જે મુમુક્ષુ એવી રીતે [ પોતાનું આયુષ્ વ્યતીત કરે છે તે [ મુમુક્ષુ ] નક્કી શરીરધારીઓમાં અંતરાત્મામાં સ્થિરતાવાળો [ છે ] ૧૨

અંતરાત્મામાં અંતઃકરણની સ્થિરતાવાળા પુરુષની સ્થિતિનું પુનઃ પ્રકારાંતરે નિરૂપણ કરે છેઃ—

वैराजव्यष्टिरूपं जगदखिलमिदं नामरूपात्मकं स्या-,
दंतःस्थप्राणमुख्यात्प्रचलति च पुनर्वेत्ति सर्वान् पदार्थान् ।
नायं कर्ता न भोक्ता सवितृवदिति यो ज्ञानविज्ञानपूर्णः,
साक्षादित्थं विजानन्व्यवहरति परात्मानुसंधानपूर्वम् ॥ १३ ॥

આ સર્વ નામરૂપવાળું જગત્ વિરાટ્નું ( સ્થૂલસમષ્ટિના અભિમાની બ્રહ્મનું ) વ્યષ્ટિરૂપ ( અંશરૂપ ) છે, અને પુનઃ અંતરમાં રહેલ પ્રાણના કરતાં શ્રેષ્ઠથી ( ચેતનથી ) વ્યવહાર કરે છે, [ તથા તેથીજ ] સર્વે પદાર્થોને જાણે છે. સૂર્યની પેઠે આ કર્તા નથી, [ ને ] ભોક્તા [ પણ ] નથી, એમ જે શાસ્ત્રજ્ઞાન ને અનુભવથી પૂર્ણ [થાય છે, તે] સાક્ષાત્ આવી રીતે અનુભવતો [છતો] શુદ્ધાત્માના અનુસંધાનપૂર્વક વ્યવહાર કરે છે. ૧૩

બે પ્રકારના વૈરાગ્યનું પ્રતિપાદન તથા બે પ્રકારના સંન્યાસનું પ્રતિજ્ઞારૂપે કથન કરે છેઃ—

नैर्वेद्यं ज्ञानगर्भं द्विविधमभिहितं तत्र वैराग्यमाद्यं,
प्रायो दुःखावलोकाद्भवति गृहसुहृत्पुत्रवित्तैषणादेः ।
अन्यज्ज्ञानोपदेशाद्यदुदितविषये वांतवद्धेयता स्यात्,
प्रव्रज्यापि द्विधा स्यान्नियमितमनसां देहतो गेहतश्च ॥ १४ ॥

દુઃખથી ઉપજેલો [ ને ] જ્ઞાનથી ઉપજેલો [ એમ ] બે પ્રકારનો વિરાગ કહ્યો [ છે ] તેમાં પ્રથમ ( દુઃખથી ઉપજેલો ) બહુધા ઘર, મિત્ર, પુત્ર ને દ્રવ્યની તૃષ્ણાથી થતા દુઃખના અનુભવથી થાય છે, [અને] બીજો ( જ્ઞાનથી ઉપજેલો ) જ્ઞાનના ઉપદેશથી [થાય છે,] જેથી કહેલા [ ઘર આદિ ] વિષયમાં વમન

કરેલાના જેવી ત્યાગની બુદ્ધિ થાય છે. મનને નિયમમાં રાખનારાઓને શરીરથી ને ઘરથી [ એમ ] સંન્યાસ પણ બે પ્રકારનો થાય છે. ૧૪

અહંતા તથા મમતા દુઃખના સ્થાનરૂપ હોવાથી તેના ત્યાગનો ઉપદેશ કરે છેઃ—

यः कश्चित्सौख्यहेतोस्त्रिजगति यतते नैव दुःखस्य हेतो-,
र्देहेऽहंता तदुत्था स्वविषयममता चेति दुःखास्पदे द्वे ।
जानन्रोगाभिघाताद्यनुभवति यतोऽनित्यदेहात्मबुद्धि-,
र्भार्यापुत्रार्थनाशे विपदमथ परामेति नाराविनाशे ॥ १५ ॥

ત્રણ લોકમાં જે ( સૌ ) કોઈ સુખની પ્રાપ્તિમાટે યત્ન કરે છે, દુઃખને માટે [ કોઈ યત્ન ] નથીજ [ કરતું. ] શરીરમાં હુંપણું ને તેથી ઉત્પન્ન થતું પોતાના [ મનાતા ] વિષયોમાં મારાપણું આ બે દુઃખનાં સ્થાન [ છે, આમ ] જાણતો [છતો પણ મનુષ્ય ] જેથી અનિત્ય શરીરમાં આત્માની બુદ્ધિવાળો [ રહે છે, તેથી ] રોગ ને માર આદિ [ દુઃખને ] અનુભવે છે, તથા સ્ત્રી, પુત્ર ને દ્રવ્યના નાશમાં [ તેઓમાં મારાપણાની બુદ્ધિ હોવાને લીધે ] મોટા દુઃખને પ્રાપ્ત થાય છે, [ પણ શત્રુમાં મારાપણાની બુદ્ધિ ન હોવાથી શત્રુના નાશમાં [ તે દુઃખને પ્રાપ્ત થતો ] નથી. ૧૫

ગૃહસ્થ ઘરમાં રહીને પણ વિવેકવડે અહંતામમતાને તજી શકે છે એમ જણાવે છે.—

तिष्ठन् गेहे गृहेशोऽप्यतिथिरिव निजं धाम गंतुं चिकीर्षु-
र्गेहस्थं दुःखसौख्यं न भजति सहसा निर्ममत्वाभिमानः ।

आयात्यायास्यतीदं जलदपटलवद्यात् यास्यत्यवश्यं,
देहाद्यं सर्वमेव प्रविदितविषयो यत्र तिष्ठत्ययत्नः ॥ १६ ॥

પોતાના નિવાસસ્થાને જવાની ઇચ્છાવાળા અતિથિની પેઠે [ પોતાના મનાતા ] ઘરમાં રહેતાં [ છતાં ] પણ મારાપણાથી ને હુંપણાથી રહિત ગૃહસ્થ ઘરસંબંધી દુઃખસુખને વેગથી પ્રાપ્ત થતો નથી, [ કિંતુ ] વાદળાની પેઠે આ શરીરાદિ સર્વેજ [ વિષયો ] આવનાર અવશ્ય આવશે, [ અને ] જવાના [ અવશ્ય ] જશે, [ આમ ] વિષયોના સ્વરૂપને યથાર્થ જાણનાર [ તે ] યત્નરહિત [ થયો છતો ] જેમાં ( ઘરમાં ) રહે છે. ૧૬

આગળ જે બે પ્રકારનાં સંન્યાસનાં નામ કહ્યાં હતાં તેનાં લક્ષણો કહે છેઃ—

शक्त्या निर्मोकतः स्याद्बहिरहिरिव यः प्रव्रजन् स्वीयगेहा-
च्छायां मार्गद्रुमोत्थां पथिक इव मनाक् संश्रयेद्देहसंस्थाप्‌ ।
क्षुत्पर्याप्तं तरुभ्यः पतितफलमयं प्रार्थयेद्भक्ष्यमन्नं,
स्वात्मारामं प्रवेष्टुं स खलु सुखमयं प्रव्रजेद्देहतोऽपि ॥ १७ ॥

[ પોતાના ] સામર્થ્યવડે પોતાની કાંચળીમાંથી બહાર [ નીકળી જતા ] સર્પની પેઠે જે [ પુરુષ વૈરાગ્યના બલવડે ] પોતાના ઘરમાંથી નીકળી જતો [ છતો ] માર્ગનાં ઝાડોની પડેલી છાયાનો [ આશ્રય કરતા ] પ્રવાસીની પેઠે થોડો સમય શરીરની સ્થિતિના ઉપાયનો આશ્રય કરે. આ ભૂખ મટે તેટલાં ઝાડોમાંથી ખરી પડેલાં ફલરૂપ ભિક્ષાન્નની ઇચ્છા કરે, અને સુખરૂપ પોતાના આત્મસ્વરૂપમાં પ્રવેશ કરવામાટે તે

નિશ્ચય શરીરથી પણ બહાર નીકળી જાય. ( દેહાભિમાનનો પરિત્યાગ કરે. ) ૧૭

વૈરાગ્યને અભાવે ઉત્પન્ન થતા કામ, ક્રોધ ને લોભના ત્યાગની અગત્ય તથા તેમના ત્યાગના ઉપાયનું નિરૂપણ કરે છેઃ—

कामो बुद्धावुदेति प्रथममिह मनस्युद्दिशत्यर्थजातं,
तद्गृह्णातींद्रियास्यैस्तदनधिगमतः क्रोध आविर्भवेच्च ।
प्राप्तावर्थस्य संरक्षणमतिरुदितो लोभ एतत् त्रयं स्यात्,
सर्वेषां पातहेतुस्तदिहमतिमता त्याज्यमध्यात्मयोगात् ॥ १४ ॥

અહીં ( આ જગતમાં ) પ્રથમ [ મનુષ્યાદિની ] બુદ્ધિમાં વિષયતૃષ્ણા ઉપજે છે, [ પછી તે ] મનમાં વિષયસમૂહ મેળવવામાટે યત્ન કરે છે, [ ને ] તેને ( તે વિષયને ) ઇંદ્રિયોરૂપ મુખોવડે ગ્રહણ કરે છે, અને તેની અપ્રાપ્તિથી [ મનમાં ] ક્રોધ આવિર્ભાવ પામે છે. વિષયની પ્રાપ્તિમાં [ જે તેના ] સંરક્ષણની બુદ્ધિ[ તે ]રૂપ લોભ ઉદય પામે છે. આ ત્રણ સર્વેના ( સર્વે જીવોના ) પતનના હેતુરૂપ [ છે, ] તેથી અહીં બુદ્ધિમાને [ પોતાના ચિત્તને ] આત્મામાં સુસ્થિર કરવાવડે [ તે ત્રણે ] ત્યજી દેવાયોગ્ય [ છે. ] ૧૮

દાનાદિ ઉપાયોવડે મોક્ષમાં પ્રતિબંધ કરનાર અદાનાદિનો પરિત્યાગ કરવાનો ઉપદેશ કરે છેઃ—

दानं ब्रह्मार्पणं यत्क्रियत इह नृभिः स्यात्क्षमाक्रोधसंज्ञा,
श्रद्धाऽऽस्तिक्यं च सत्यं सदिति परमतः सेतुसंज्ञं चतुष्कम् ।

तत्स्याद्बंधाय जंतोरिति चतुर इमान्दानपूर्वैश्चतुर्भि-,
स्तीर्त्वा श्रेयोऽमृतं च श्रयत इह नरः स्वर्गतिंज्योतिराप्तिम् ॥ १९॥

અહીં ( આ પૃથ્વીપર ) મનુષ્યોવડે જે બ્રહ્મને અર્પણ કરાય છે [ તે ] દાન, અક્રોધનામવાળી ક્ષમા, આસ્તિકપણારૂપ ( વિશ્વાસરૂપ ) શ્રદ્ધા, [ને] બ્રહ્મ સત્ય આ [ ચાર મોક્ષનાં સાધન છે. ] આથી ભિન્ન [ અદાન, ક્રોધ, અશ્રદ્ધા ને અસત્ય આ ] ચાર સેતુનામવાળાં [ છે. ] તે પ્રાણીને બંધને માટે થાય છે, તેથી વિવેકી [ પુરુષ ] આ [ ચારને ] દાનાદિ ચારવડે તરીને કલ્યાણને, અમૃતને, ઉત્તમગતિને ને ચેતનની પ્રાપ્તિનો આશ્રય કરે છે. ૧૯

અંતઃકરણની પવિત્રતા વધારવામાટે ગૃહસ્થ મુમુક્ષુએ વૈશ્વદેવ તથા પ્રાણાગ્નિહોત્ર કરવાં જોઇએ એમ જણાવે છેઃ—

अन्नं देवातिथिभ्योऽर्पितममृतमिदं चान्यथा मोघमन्नं,
यश्चात्मार्थं विधत्ते तदिह निगदितं मृत्युरूपं हि तस्य ।
लोकेऽसौ केवलाघो भवति तनुभृतां केवलादी च यः स्यात्,
त्यक्त्वा प्राणाग्निहोत्रं विधिवदनुदिनं योऽश्नुते सोऽपि मर्त्यः ॥

દેવોને ને અતિથિઓને આપેલું આ અન્ન અમૃતરૂપ [ થાય છે. ] અને બીજી રીતે ( વૈશ્વદેવમાં દેવોને તથા વૈશ્વદેવને અંતે અતિથિને નહિ આપેલું ) અન્ન નિષ્ફલ [ થાય છે, ] તથા જે પોતાને માટે [ અન્ન ] રાંધે છે, તે [ અન્ન ] નિશ્ચય તેના મૃત્યુરૂપ અહીં ( શાસ્ત્રમાં ) કહ્યું છે. લોકમાં જે એકલો ભક્ષણ કરનારો થાય છે તે મનુષ્યમાં કેવલ પાપરૂપ થાય છે અને

વિધિપૂર્વક પ્રાણાગ્નિહોત્રનો ત્યાગ કરીને જે નિત્ય ભક્ષણ કરે છે તે પણ મરવાના ધર્મવાળો [ રહે છે. ] ૨૦

પ્રસંગ આવતાં અન્નદાનનું માહાત્મ્ય કહે છેઃ—

लोके भोजः स एवार्पयति गृहगतायार्थिनेऽन्नं कृशाय,
यस्तस्मै पूर्णमन्नं भवति मखविधौ जायतेऽजातशत्रुः ।
सख्ये नान्नार्थिने योऽर्पयति न स सखा सेवमानाय नित्यं,
संसक्तायान्नमस्माद्विमुख इव परावृत्तिमिच्छेत्कदर्यात् ॥ २१ ॥

જે [ મનુષ્ય પોતાને ] ઘેર આવેલા દુઃખી યાચકને અન્ન આપે છે તેજ લોકમાં વાસ્તવિક દાતા [ છે, ] તેને યજ્ઞવિધિમાં પૂર્ણ અન્ન [ પ્રાપ્ત ] થાય છે, [ ને તે ] અજાતશત્રુ થાય છે. નિત્ય સેવા કરનારા ને અન્યના આશ્રયવિનાના અન્નની યાચના કરનાર મિત્રને જે અન્ન આપતો નથી [ તેનો ] તે મિત્ર [ થતો ] નથી. [તે] આ કૃપણથી વિમુખના જેવો [ થઇ તેનાથી ] પાછો ફરવાને ઇચ્છે છે. ૨૧

આ જગતના સ્વરૂપનો વિવેક કરવા પ્રથમ જગતના કારણ અજ્ઞાનનું કથન કરે છેઃ—

स्वाज्ञानज्ञानहेतू जगदुदयलयौ सर्वसाधारणौ स्तौ,
जीवेष्वास्वर्णगर्भं श्रुतय इति जगुर्हूयते स्वप्रबोधे ।
विश्वं ब्रह्मण्यबोधे जगति पुनरिदं हूयते ब्रह्म तद्व-,
च्छुक्तौ रौप्यं च रौप्येऽधिकरणमथवा हूयतेऽन्योन्यमोहात् ॥

આત્માના અજ્ઞાનરૂપ ને [આત્માના] જ્ઞાનરૂપ કારણવાળા જગત્‌ની ઉત્પત્તિ ને લય હિરણ્યગર્ભપર્યંત જીવોમાં સર્વને સાધા-

રણ છે એમ શ્રુતિઓ કહે છે. [ જેમ ] પરસ્પરના અવિવેકથી છીપમાં રૂપું અથવા રૂપામાં અધિકરણ (છીપ) હોમાઈ-અપ્રતીતિનો વિષય થઇ-જાય છે તેમ આત્માના જ્ઞાનના સમયમાં વિશ્વ બ્રહ્મમાં હોમાઈ જાય છે અને [ આત્માના ] અજ્ઞાનમાં આ બ્રહ્મ જગતમાં હોમાઇ જાય છે. ૨૨

આ જગતનું કારણ સતથી તથા અસતથી વિલક્ષણ છે એમ કહે છેઃ—

तुच्छत्वान्नासदासीद्गगनकुसुमवद्भेदकं नो सदासीत्,
किंत्वाभ्यामन्यदासीद्व्यवहृतिगतिसन्नास लोकस्तदानीम्।
किंत्वर्वागेव शुक्तौ रजतवदपरो नो विराड् व्योमपूर्वः,
शर्मण्यात्मन्यथैतत्कुहकसलिलवत्किं भवेदावरीवः ॥ २३ ॥

આકાશના ફૂલની પેઠે તુચ્છપણાથી (કારણપણાની અયોગ્યતાથી) [ જગતની ઉત્પત્તિની પૂર્વે તેના ઉપાદાનકારણરૂપે ] અસત્ નહોતું, [ અને ] ભેદ કરનાર [ બ્રહ્મથી ભિન્ન ] સત્ [ પણ જગતની પૂર્વે તેના ઉપાદાનકારણરૂપે ] નહોતું, પરંતુ આ બેથી ભિન્ન (અસત્થી ને સત્થી વિલક્ષણ)[જગતના ઉપાદાનકારણરૂપે] હતું તે વેલા વ્યાવહારિકસત્તાવાળો લોક નહોતો, સૂત્રાત્મરૂપ કારણવાળો બીજો વિરાટ્ [પણ] નહોતો, કિંતુ છીપમાં રૂપાની પેઠે પછીજ ( વચલ્યા સમયમાંજ ) [તે સર્વે વ્યાવહારિક સત્ની પ્રતીતિ થાય છે] હવે ઐંદ્રજાલિકે દેખાડેલા મિથ્યા જલની પેઠે આ [ જગત્ ] આનંદરૂપ આત્માને આવરણ કરનારું થાય છે શું? [ નથીજ થતું. ] ૨૩

બંધ ને મોક્ષ બંને વાસ્તવિક નથી, પણ કલ્પિત છે એમ કહે છેઃ-

वंधो जन्मात्ययात्मा यदि न पुनरभूत्तर्हि मोक्षोऽपि नासीद्,
यद्वद्रात्रिदिनं वा न भवति तरणौ किंतु दृग्दोष एषः।
अमाणं शुद्धमेकं समभवदथ तन्मायया कर्तृसंज्ञं,
तस्मादन्यच्च नासीत्परिवृतमजया जीवभूतं तदेव ॥ २४ ॥

જેમ રાત્રિ વા દિવસ સૂર્યમાં નથી થતાં, પરંતુ [ પૃથિવી-રૂપ ઉપાધિને લીધે ] આ દૃષ્ટિનો દોષ [ છે, તેમ ] જો જન્મમરણરૂપ બંધ નથી, તો પુનઃમોક્ષ પણ નથી. [સૃષ્ટિના પૂર્વકાલમાં ] શુદ્ધ, પ્રાણરહિત [ને] એક [ બ્રહ્મ ] હતું. પછી. તે માયાવડે કર્તાનામવાળું (ઈશ્વર) [ થયું. તે ] તેનાથી ભિન્ન પણ નહોતું. તેજ [ બ્રહ્મ ] અવિદ્યાવડે આચ્છાદિત થઈને જીવરૂપ [ થયું. ] ૨૪

આ જગતના ઉપાદાનકારણ અજ્ઞાનનું નિરૂપણ કરે છેઃ—

प्रागासीद्भावरूपं तम इति तमसा गूढमस्मादतर्क्यं,
क्षीरांतर्यद्वदंभो जनिरिह जगतो नामरूपात्मकस्य।
कामाद्धातुः सिसृक्षोरनुगतजगतः कर्मभिः संप्रवृत्ताद्,
रेतोरूपैर्मनोभिः प्रथममनुगतैः संततैः कार्यमाणैः ॥ २५ ॥

[ આ જગતની ઉત્પત્તિની ] પૂર્વે [ આ જગતના ઉપાદાનકારણભૂત] ભાવરૂપ અજ્ઞાન હતું. આ અજ્ઞાનમાં [ જગત ] ન જણાય એવું [ હતું. ] આથી જેમ દૂધની અંતર જલ જાણવામાં ન આવે એમ [ રહે છે તેમ આ જગત્ અજ્ઞાન-ની અંતર જાણવામાં ન આવે એમ રહેલું હતું. પછી

જગત્‌ના ] બીજરૂપ વાસનાઓથી અનાદિ પ્રવાહવડે આવેલાં, નિરંતર કરાતાં [ને] પ્રવાહથી ચાલ્યા આવતા જગત્‌નાં કર્મોવડે સારી રીતે પ્રવૃત્ત થયેલા [ જગતને ] ઉત્પન્ન કરવાની ઇચ્છાવાળા પરમાત્માની ઇચ્છાથી નામરૂપાત્મક જગત્‌ની આમાં ( આ અજ્ઞાનમાં ) ઉત્પત્તિ [ થઈ. ] ૨૫

હવે માયાના ચાર પ્રકારના તુચ્છ ધર્મોનું નિરૂપણ કરે છેઃ—

चत्वारोऽस्याः कपर्दा युवतिरथ भवेन्नूतना नित्यमेषा,
माया वा पेशला स्यादघटनघटनापाटवं याति यस्मात् ।
स्यादारंभे घृतास्या श्रुतिभवनयुनान्येवमाच्छादयन्ती,
तस्यामेतौ सुपर्णाविव परपुरुषौ तिष्ठतोऽर्थप्रतीत्या ॥ २६ ॥

આના ( આ માયાના ) ચાર તુચ્છ ધર્મો [ છે. ] પ્રથમ [ તુચ્છ ધર્મ ] આ માયા નિત્ય નવી ( એકરૂપે રહેનારી ) [ હોવાથી ] યુવતી ( જૂની નહિ થનારી ) [ છે; ] જેથી [તે] ન ઘટી શકે એવું કરવામાં કુશલપણાને પામે છે, [ તેથી તે ] કુશલ [છે, આ તેનો બીજો તુચ્છ ધર્મ છે;] વળી[તે] આરંભમાં ઘીના જેવા મુખવાળી ( ઉપરથી રમણીય જણાનારી ) છે [ આ તેનો ત્રીજો તુચ્છ ધર્મ છે; તથા ] ઉપનિષદે પ્રતિપાદન કરેલાં જ્ઞાનોને [ તે પોતાની આવરણશક્તિવડે ] એમ ઢાંકી દેનારી [ છે, આ તેનો ચોથો તુચ્છ ધર્મ છે. ] તેમાં (ઉપર કહેલી માયામાં) પદાર્થોના પ્રકાશકપણાવડે આ પરમાત્મા ને જીવ પક્ષીની પેઠે રહ્યા છે. [ માયા જડ હોવાથી પદાર્થોને પ્રકાશી શકે નહિ પદાર્થોને પ્રકાશવાનું કામ તો ચેતનસ્વભાવવાળા ઈશ્વર ને જીવ કરે છે. ] ૨૬

જીવાત્માનો ને પરમાત્માનો ભેદ ઉપાધિને લીધે પ્રતીત થાય છે, વસ્તુતાએ તેમનો ભેદ નથી એમ જણાવે છે:—

एकस्तत्रास्त्यसंगस्तदनु तदपरोऽज्ञानसिंधुं प्रविष्टो,
विस्मृत्यात्मस्वरूपं स विविधजगदाकारमाभासमैक्षत् ।
बुद्ध्यांतर्यावदैक्षद्विसृजति तमजा सोऽपि तामेवमेक-
स्तावद्विमास्तमेकं कथमपि बहुधा कल्पयन्ति स्ववाग्भिः ॥

તેમાં એક (પરમાત્મા) અસંગ છે, [અને] તેની પછીનો તેનાથી ભિન્ન [જીવાત્મા] અજ્ઞાનસાગરમાં ડુબેલો [છે, અને] તે પોતાના સ્વરૂપનું વિસ્મરણ કરીને નાનાપ્રકારના જગતના આકારરૂપ [આભાસને જુએ છે જ્યારે [તે જીવ] બુદ્ધિવડે અંતરાત્માનો સાક્ષાત્કાર કરે છે ત્યારે અવિદ્યા તેનો પરિત્યાગ કરે છે, [ને] તે [જીવ] પણ તે[ અવિદ્યા ]નો [પરિત્યાગ કરે છે.] એવી રીતે [પરમાત્મા ને જીવાત્મા] એક [છતાં પણ] વિદ્વાનો તે એકને કોઈ પણ પ્રકારે પોતાનાં વચનોવડે [જિજ્ઞાસુઓને સમજાવવામાટે] બહુ પ્રકારે કલ્પે છે. ૨૭

અંતરાત્માને જન્મમરણનો સંબંધ નથી એમ કહે છે:—

नायाति प्रत्यगात्मा प्रजननसमये नैव यात्यंतकाले,
यत्सोऽखण्डोऽस्ति लैंगं मन इह विशति प्रव्रजत्यूर्ध्वमर्वाक् ।
तत्कार्श्यं स्थूलतां वा न भजति विपुषः किंतु संस्कारजातै-
स्तेजोमात्रा गृहीत्वा व्रजति पुनरिहायाति तैस्तैः सहैव ॥२८॥

અંતરાત્મા જન્મના સમયમાં [ક્યાંઇથી] આવતો

નથી, [ અને ] મરણના સમયમાં [ ક્યાંઈ ] નથીજ જતો, કેમકે તે વ્યાપક છે, સૂક્ષ્મશરીરમાં રહેલું અંતઃકરણ અહીં, ( આ લોકમાં, ) ઉપર, ( સ્વર્ગાદિમાં, ) [ અથવા ] નીચે ( નીચેના લોકમાં ) પ્રવેશ કરે છે, [ તથા બીજા શરીરમાટે ] જાય છે. તે [ અંતઃકરણ ] સ્થૂલશરીરના દુર્બલપણાને અથવા સ્થૂલપણાને સેવતું નથી, પરંતુ [ મરણકાલે ] સંસ્કારના સમૂહોની સાથે તેજોમાત્રાને ( ઇન્દ્રિયોને તથા પ્રાણને ) ગ્રહણ કરીને જાય છે, [ અને ] પુનઃ [ જન્મકાલે ] તેમની તેમની સાથેજ અહીં ( નવા શરીરમાં ) આવે છે. ૨૮

માતાના ગર્ભમાં પ્રવેશ કરવો તથા મરણના સમયમાં શરીરમાંથી નીકળી જવું એ અંતઃકરણમાં સંભવે છે, આત્મામાં સંભવતું નથી, આ વાતને એક વેદોક્ત આખ્યાયિકાદ્વારા સિદ્ધ કરી બતાવે છે:–

आसीत्पूर्वं सुबंधुर्भूशमवनिसुरो यः पुरोधाः सनाते-
र्ब्राह्मयात्कूटाभिचारात्स खलु मृतिमितस्तन्मनोऽगात्कृतांतं ।
तद्भ्राता श्रौतमंत्रैः पुनरनयदिति प्राह सूक्तेन वेद-
स्तस्मादात्माभियुक्तं व्रजति ननु मनः कर्हिचिन्नांतरात्मा ॥

પૂર્વે સુબંધુનામનો શ્રેષ્ઠ બ્રાહ્મણ હતો. જે સનાતિ[નામના રાજા ]નો પુરોહિત [ હતો. ] તે [ કોઈ ] બ્રાહ્મણે કપટથી કરેલા મરણના પ્રયોગથી પ્રકટરીતે મરણ પામ્યો. તેનું અંતઃકરણ યમની પાસે ગયું. [ પછી ] તેના ભાઈએ વેદના મંત્રોવડે [ તે અંતઃકરણને ] પાછું આણ્યું, આમ [ ઋગ્ ]વેદ સૂક્તવડે કહે છે, તેથી જીવાત્માસહિત અંતઃકરણજ [ મરણકાલે ] જાય છે, અંતરાત્મા કદીપણ [ જતો ] નથી. ૨૯

ક્રિયા આદિ ધર્મો અંતઃકરણના છે, આત્માના નથી એમ કહે છેઃ-

एको निष्कंप आत्मा प्रचलति मनसा धावमानेन तस्मिं-
स्तिष्ठन्नग्रेऽथ पश्चान्न हि तमनुगतं जानते चक्षुराद्याः ।
यद्वत्पाथस्तरङ्गैः प्रचलति परितो धावमानैस्तदंतः,
प्राक् पश्चादस्ति तेषां पवनसमुदितैस्तैः प्रशांतैर्यथावत् ॥३०॥

એક [ ને ] ચલાયમાનપણાથી રહિત આત્મા ચલાયમાન થતા મનની [ સાથે ] ચલન કરતો જણાય છે, [ અને તે ] તેમાં ( તે મનમાં ) રહેતો [ છતો ] વળી [ તેની ] આગળ [ તથા ] પાછળ [ પણ રહે છે. ] તે અનુગતને ( મનમાં રહેલા આત્માને ) નેત્રાદિ નથીજ જાણતાં. જેમ જલ વાયુથી ઉપડેલા [ ને ] ચારે બાજુ દોડતા તરંગોની [ સાથે ] ચાલે છે; તેઓની અંતર, આગળ [ ને ] પાછળ [ પણ ] તે ( જલ ) રહેલું છે, તે [ તરંગો ] શાંત થવાથી [ તે જલ ] પૂર્વની પેઠે [ સ્થિર પ્રતીત થાય છે, તેમ આત્મા પણ મનની ક્રિયાઓની સાથે ક્રિયા કરતો, ને મનની સ્થિરતામાં અક્રિય પ્રતીત થાય છે. ] ૩૦

હવે જીવાત્મા અંતઃકરણની બહિર્મુખતાવડે બહારના વિષયોમાં રાગવાળો થાય છે એમ કહે છેઃ—

एकाक्यासीत्स पूर्वं मृगयति विषयानानुपूर्व्यांतरात्मा,
जाया मे स्यात्प्रजा वा धनमुपकरणं कर्म कुर्वंस्तदर्थम् ।
क्लेशैः प्राणावशेषैर्महदपि मनुते नान्यदस्माद्वरीय-
स्त्वेकालाभेऽप्यकृत्स्नो मृत इव विरमत्येकहान्याऽकृतार्थः ॥३१॥

તે અંતરાત્મા પૂર્વે એકલો હતો. [ પછી તે ] મને સ્ત્રી

પ્રાપ્ત થાય, [ તથા મને ] સંતાન અને [ નિર્વાહના ને કર્મના ] સાધનરૂપ ધન [ પ્રાપ્ત થાય, આવી રીતે ] અનુક્રમે વિષયોને શોધે છે. પ્રાણ બાકી રહે એવા શ્રમોવડે [ કે ] તેને ( વિષયોને ) માટે કર્મ કરતો [ છતો ] બીજી શ્રેષ્ઠ [ વસ્તુને ] પણ આનાથી ચઢિયાતી માનતો નથી. વળી [ તેમાંના ] એકના અલાભમાં પણ [ પોતાને ] અપૂર્ણ [માનીને] મુએલાના જેવો [ થઇને ] થંભી જાય છે, [ તથા પ્રાપ્ત થયેલા વિષયોમાંના ] એકની હાનિવડે [પોતાને] અકૃતાર્થ [માને છે.] ૩૧

જીવ નિજાનંદનું વિસ્મરણ કરી વિષયપરાયણ થાય છે તે અવિદ્યાની આવરણશક્તિને લીધે થાય છે. નીચેના શ્લોકમા અવિદ્યાની તે આવરણશક્તિનું સ્વરૂપ દર્શાવે છેઃ—

नासीत्पूर्वं न पश्चादतनुदिनकराच्छादको वारिवाहो,
दृश्यः किंत्वंतरासौ स्थगयति स दृशं पश्यतो नार्कबिम्बम् ।
नोचेदेवं विनार्कं जलधरपटलं भासते तर्हि कस्मात्,
तद्वद्विश्वं पिधत्ते दृशमथ न परं भासकं चालकं स्वम् ॥ ३२ ॥

મ્હોટું વિસ્તારવાળા સૂર્યને ઢાંકનારું [ પ્રતીત થાય છે. તે વાદળું ] પૂર્વે ( ઉનાળામાં ) નહોતું, [ તથા ] પછી ( શરદ-ઋતુના અંતમાં ) [ પણ તે હોતું ] નથી, પરંતુ આ મધ્યમાં ( વર્ષાઋતુમાં ) દેખાય [ છે. ] તે [ વાદળું સૂર્યને ] જોનારાની દ્દષ્ટિને રોકે છે, સૂર્યના બિંબને [ આવરણ કરતું ] નથી. જો એમ ન હોય તો સૂર્યવિના વાદળું કેનાથી પ્રતીત થાય છે? તેમ જગત [ જોનારના ] અંતઃકરણને આવરણ કરે છે

પોતાને પ્રકાશનાર [ ને ] પ્રવૃત્ત કરનાર પરમાત્માને [ આવરણ કરતું ] નથી. ૩૨

સ્વપ્નના દૃષ્ટાંતવડે જાગ્રત્ના પ્રપંચના મિથ્યાપણાનું વર્ણન કરે છે:—

भुंजानः स्वप्नराज्यं ससकलविभवो जागरं प्राप्य भूयो,
राज्यभ्रष्टोऽहमित्थं न भजति विषमं तन्मृषामन्यमानः ।
स्वप्ने कुर्वन्नगम्यागमनमुखमघं तेन न प्रत्यवायी,
तद्वज्जाग्रद्दशायां व्यवहृतिमखिलां स्वप्नवद्विस्मरेचेत् ॥ ३३ ॥

[ સૈન્ય ને ભંડાર આદિ ] સર્વ વૈભવસહિત સ્વપ્નના રાજ્યને ભોગવનારો [ પુરુષ ] પુનઃ જાગ્રતને પામીને હું રાજ્યથી ભ્રષ્ટ [ થયો ] આવા પ્રકારના શોકને પ્રાપ્ત થતો નથી, [ કેમકે તે ] તેને મિથ્યા માનનારો [ છે. ] સ્વપ્નમાં નહિ સંગ કરવાયોગ્યનો સંગ કરવા આદિ પાપને કરતો [ છતો ] તેવડે [તે] દોષવાળો [ થતો ] નથી, [ કેમકે સ્વપ્નના કર્મને તે મિથ્યા માને છે. એવી રીતે ] જાગ્રદવસ્થામાં [ પણ ] સઘળા વ્યવહારને જો સ્વપ્નની પેઠે વિસરી જાય [ તો ] તેની પેઠે ( સ્વપ્નની પેઠે ) [ તે દોષનો ભાગી થતો નથી.] ૩૩

જાગ્રત્ તથા સ્વપ્ન એ બંને અવસ્થાઓ મિથ્યા છે એમ નીચેના બે શ્લોકોથી જણાવે છે:—

स्वप्नावस्थानुभूतं शुभमथ विषमं तन्मृषा जागरे स्या-
ज्जागृत्यां स्थूलदेहव्यवहृतिविषयं तन्मृषा स्वप्नकाले ।
इत्थं मिथ्यात्वसिद्धावनिशमुभयथा सज्जते तत्र मूढः,
सत्येतद्भासकेऽस्मिन्निह हि कुत इदं तन्न विद्मो वयं हि ॥३४॥

स्वप्नावस्थामां अनुभवेलुं [जे] शुभ अने अशुभ ते जाग्रत्मां मिथ्या थाय छे, [ तथा ] जाग्रत्मां [ जे ] स्थूलशरीरना व्यवहारना [ शुभ ने अशुभ ] विषय ते स्वप्नना समयमां मिथ्या [ थाय छे. ] आवी रीते बंने प्रकारे निरंतर [ तेमना ] मिथ्यापणानी सिद्धिमां [ तथा ] अहींज आ तेनो प्रकाशक विद्यमान छतां [ पण ] तेमां ( ते बंने अवस्थाना शुभाशुभ व्यवहारमां ) अविवेकी [जे] आसक्तिवाळो थाय छे, आ शाथी [ थाय छे ] ते अमे जाणता नथी. ३४

जीवन्तं जाग्रतीह स्वजनमथ मृतं स्वप्नकाले निरीक्ष्य,
निर्वेदं यात्यकस्मान्मृतममृतममुं वीक्ष्य हर्षं प्रयाति ।
स्मृत्वाप्येतस्य जंतोर्निधनमसुयुतिं भाषते तेन सार्कं,
सत्येवं भाति भूयोऽल्पकसमयवशात्सत्यता वा मृषात्वम् ॥३५॥

अहीं (आ लोकमां) जाग्रतविषे जीवता पोताना संबंधीने पछी स्वप्नना समयमां मुएलो जोइने अकस्मात दुःखने पामे छे. [ अथवा जाग्रत्मां ] मुएला आने [स्वप्नमां] जीवतो जोइने हर्ष पामे छे. [जाग्रत्मां] आ प्राणीना मरणनुं [स्मरण करीने पण [ अथवा जीवताना ] जीवननुं [ स्मरण करीने पण ] तेनी साथे [ मनोराज्यने वश थइ.] बोलवा लागे छे, आम छतां लांबा समय ने टुंका समयने लीधे [ जाग्रत्मां ] सत्यपणुं किंवा [ स्वप्नमां ] मिथ्यापणुं भासे छे, [ पण विचारदृष्टिथी बंनेनुं मिथ्यापणुं छे. ] ३५

आ जगतना व्यावहारिक सत्यपणाने जणावे छेः—

स्वाप्नस्त्रीसंगसौख्यादपि भृशमसतो या च रेतश्च्युतिः स्यात्,
सादृश्यात्तद्वदेतत्स्फुरति जगदसत्कारणं सत्यकल्पम् ।
स्वप्ने सत्यः पुमान्स्याद्युवतिरिह मृषैवानयोः संयुतिश्च,
प्रातः शुक्रेण वस्त्रोपहतिरिति यतः कल्पनामूलमेतत् ॥ ३६ ॥

[ જેમ ] અત્યંત અસત્ [ છતાં ] પણ સ્વપ્નમાં પ્રતીત થયેલી સ્ત્રીના સંગવડે થતા સુખથી જે વીર્યનું સ્ખલન થાય છે, તેમ અસત્કારણવાળું આ જગત્ [ સતના ] સદૃશપણાથી સત્યના જેવું જણાય છે. આ સ્વપ્નમાં પુરુષ સત્ય છે, [અને] સ્ત્રી તથા આ બંનેનો ( પુરુષસ્ત્રીનો ) સંયોગ મિથ્યાજ [છે, પરંતુ ] પ્રાતઃકાળે વીર્યવડે વસ્ત્રની મલિનતા [ પ્રત્યક્ષપણાવડે સિદ્ધ છે. ] જેથી આવી રીતે [છે તેથી] આ [ સર્વે ] કલ્પનાથી ઉપજેલું [ છે એમ નક્કી થાય છે. ] ૩૬

જાગ્રદાદિ ત્રણે અવસ્થાવિષે અનુભવમાં આવતા આત્માને કોઈ જાણતું નથી એ આશ્ચર્ય છે એમ જણાવે છેઃ—

पश्यन्त्यारामस्य प्रतिदिवसममी जंतवः स्वापकाले,
पश्यत्येनं न कश्चित्करणगणमृते मायया क्रीडमानम् ।
जाग्रत्यर्थव्रजानामथ च तनुभृतां भासकं चालकं वा,
नो जानीते सुषुप्तौ परमसुखमयं कश्चिदाश्चर्यमेतत् ॥ ३७ ॥

આ પ્રાણીઓ પ્રતિદિન સ્વપ્નના સમયમાં આના ( આ આત્માના ) આનંદને જુએ છે, [ પરંતુ ] ઇંદ્રિયોના સમૂહ વિના માયાવડે ક્રીડા કરતા આને કોઈ જોતું નથી; વળી જાગ્રત્‌માં પણ વિષયના સમૂહોના પ્રકાશક અથવા પ્રાણીઓના

પ્રવર્તકને [ કોઈ જોતું નથી; તથા ] સુષુપ્તિમાં પરમાનંદમયને કોઈ જાણતું નથી, આ આશ્ચર્ય [ છે. ] ૩૭

વ્યાવહારિકસત્તાવાળા શ્રીસદ્‌ગુરુથી ને શાસ્ત્રથી પારમાર્થિકસત્તાવાળા બ્રહ્મની પ્રાપ્તિ થઈ શકે છે એમ યુક્તિપૂર્વક સમજાવે છેઃ—

स्वप्ने मंत्रोपदेशः श्रवणपरिचितः सत्य एव प्रबोधे,
स्वाप्नादेव प्रसादादभिलषितफलं सत्यतां प्रातरेति ।
सत्यप्राप्तिस्त्वसत्यादपि भवति तथा किंच तत्स्वप्रकाशम्,
येनेदं भाति सर्वं चरमचरमथोच्चावचं दृश्यजातम् ॥ ३८ ॥

સ્વપ્નમાં મંત્રનો ઉપદેશ શ્રોત્રેંદ્રિયનો વિષય થયો હોય આ જાગ્રતમાં સત્યરૂપ [ થાય છે, તથા ] સ્વપ્નમાંજ [ ઈશ્વરની ] કૃપાથી [ પ્રાપ્ત થયેલું ] ઇચ્છિત ફલ પ્રાતઃકાલે સત્યપણાને પામે છે એવી રીતે સત્યની પ્રાપ્તિ તો અસત્યથી પણ થાય છે [ આમ હોવાથી વ્યાવહારિક સદ્‌ગુરુએ કરેલો સત્ય બ્રહ્મનો ઉપદેશ પણ ફલીભૂત થાય છે. ] વળી તે [બ્રહ્મ] સ્વપ્રકાશ [ છે, ] જેવડે આ સર્વ સ્થાવરજંગમ અને ઊંચનીચ દૃશ્યનો સમૂહ પ્રતીત થાય છે, [ તેથી તે બ્રહ્મનું જ્ઞાન સુલભ છે. ] ૩૮

જાગ્રદવસ્થામાં દૃશ્ય પદાર્થોના મિથ્યાપણાનું તથા શ્રુતિમાં કહેલા પ્રાણાયામવ્રતનું નિરૂપણ કરે છે —

भक्ष्यमाणं सुषुप्तौ स्वजनिमनुविशन्त्यग्निसूर्यादयोऽमी,
वागाद्याः प्राणवायुं तदिह निगदिता ग्लानिरेषां न वायोः ।

तेभ्यो दृश्यावभासो भ्रम इति विदितः शुक्तिकारौप्यकल्पः,
प्राणायामव्रतं तच्छ्रुतिशिरसि मतं स्वात्मलब्धौ न चान्यत् ॥ ३९ ॥

સુષુપ્તિમાં [ વાણી ને નેત્ર આદિના દેવો ] આ અગ્નિ ને સૂર્ય આદિ પોતાના કારણરૂપ વિરાટ્‌માં અભેદભાવે પ્રવેશ કરે છે, [ અને ] વાણી આદિ [ ઇંદ્રિયો ] પ્રાણવાયુમાં [અભેદ-ભાવે પ્રવેશ કરે છે. ] તેથી આમાં ( સુષુપ્તિમાં ) એમનો ( દેવોસહિત ઇંદ્રિયોનો ) લય [ ઉપનિષદ્‌માં ] નિરૂપણ કરેલો છે, [પણ પ્રાણ]વાયુનો [લય નિરૂપણ કર્યો] નથી. [ જાગ્રત્‌માં પણ ] તેઓવડે ( ઇંદ્રિયાદિવડે ) [જે] દૃશ્યની પ્રતીતિ [ તે ] છીપમાં રૂપાના જેવી ભ્રાંતિ [ છે ] એમ જ્ઞાત [ છે. ] તેથી પોતાના આત્માના સાક્ષાત્કારમાટે પ્રાણાયામનું ( ત્રણે અવસ્થામાં અવિકારી રહેનાર પ્રાણના જેવા આત્માનું ) વ્રત ઉપનિષદ્‌માં માનેલું છે, પણ અન્યનું ( ઇંદ્રિયોનું ) નહિ. ૩૯

વૈરાગ્યની પ્રાપ્તિવડે જ્ઞાનની પ્રાપ્તિ થાય છે એમ દૃષ્ટાંત આપીને કહે છેઃ—

नोऽकस्मादार्द्रमेधः स्पृशति च दहनः किंतु शुष्कं निदाघा-
दार्द्रं चेतोऽनुबंधैः कृतसुकृतमपि स्वोक्तकर्मप्रजार्थैः ।
तद्वज्ज्ञानाग्निरेतत्स्पृशति न सहसा किंतु वैराग्यशुष्कं,
तस्माच्छुद्धो विरागः प्रथममभिहितस्तेन विज्ञानसिद्धिः ॥४०॥

[જેમ] અગ્નિ ભીનાં લાકડાંને તુરત સ્પર્શ કરતો નથી, કિંતુ તાપથી સુકાયેલાને [ તે તુરત સ્પર્શ કરે છે, ] તેમ [વિષયોના] દૃઢ રાગોવડે ભીના થયેલા આ ચિત્તને, પોતાનાં

[શાસ્ત્રમાં] કહેલાં કર્મોવડે, સંતાનોવડે કે દ્રવ્યવડે શુભસંસ્કાર-વાળું કર્યું હોય તોપણ જ્ઞાનરૂપ અગ્નિ તેને તુરત સ્પર્શ કરતો નથી, કિંતુ વૈરાગ્યવડે મુકાયેલા [ચિત્તને તે જ્ઞાનરૂપ અગ્નિ તુરત સ્પર્શ કરે છે,] તેથી પ્રથમ શુદ્ધવૈરાગ્ય કહેલો છે, તેવડે વિજ્ઞાનની સિદ્ધિ [થાય છે.] ૪૦

ઉપરના શ્લોકમાં વૈરાગ્યની પ્રાપ્તિ થયા પછી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે એમ કહ્યું તેમાં પ્રમાણરૂપે કંઠા વાક્ય ઉપનિષદ્‌ના પહેલા મંત્રરૂપ શ્રુતિને અર્થથી કહે છેઃ—

यत्किंचिन्नामरूपात्मकमिदमसदेवोदितं भाति भूमौ,
येनानेकप्रकारैर्व्यवहरति जगद्येन तेनेश्वरेण।
तद्वत्सच्छादनीयं निभृतरशनया यद्वदेव द्विजिह्व-
स्तेन त्यक्तेन भोज्यं सुखमनतिशयं मा गृधोऽन्यद्धनाद्यम् ॥ ४१ ॥

જે કાંઈ અસત્‌જ ઉપજેલું આ નામરૂપાત્મક [જગત્ વ્યવહારની] ભૂમિમાં જેવડે પ્રતીત થાય છે, [અને] જેવડે [આ] જગત્ અનેક પ્રકારે વ્યવહાર કરે છે, તે ઈશ્વરવડે, જેમ સારી રીતે જાણેલી દોરડીવડે આ [ભ્રાંતિથી પ્રતીત થયેલો] સર્પ [ઢંકાઈ જાય છે] તેમ [આ જગત્] સારી રીતે ઢાંકી દેવાને યોગ્ય [છે.] તેના (તે જગતના) ત્યાગવડે [વિવેકીએ] નિરતિશય સુખ ભોગવવું, [અને તેનાથી] વિલક્ષણ ધનાદિની ઇચ્છા ન કરવી. ૪૧

બે પ્રકારની મુક્તિનું, તે મુક્તિનાં સાધનોનું તથા જ્ઞાનશ્રેષ્ઠતાનું નિરૂપણ કરે છેઃ—

जीवन्मुक्तिर्मुमुक्षोः प्रथममथ ततो मुक्तिरात्यंतिकी च,
तेऽभ्यासज्ञानयोगाद्गुरुचरणकृपापांगसंगेन लब्धात् ।
अभ्यासोऽपि द्विधा स्यादधिकरणवशाद्दैहिको मानसश्च,
शारीरस्त्वासनाद्यो ह्युपरतिरपरो ज्ञानयोगः परोक्तः ॥ ४२ ॥

હવે મુમુક્ષુને પ્રથમ જીવન્મુક્તિ [ છે, ] અને પછી વિદેહમુક્તિ [ છે. ] તે ( બંને પ્રકારની મુક્તિ ) શ્રીસદ્ગુરુના ચરણની કૃપાના કટાક્ષના સંબંધવડે પ્રાપ્ત થયેલા અભ્યાસથી ને જ્ઞાનયોગથી [ પ્રાપ્ત થાય છે. શરીરરૂપ ને અંતઃકરણરૂપ ] આધારના સંબંધથી અભ્યાસ પણ શારીરિક ને માનસ [ એમ ] બે પ્રકારનો છે. [ તેમાં ] આસનાદિ તો શારીરિક [ છે, અને ] બીજો ઉપરામ [ માનસ છે. તેમાં ] જ્ઞાનયોગ શ્રેષ્ઠ કહેલો છે. ૪૨

હવે જીવન્મુક્તિને પામેલા જીવન્મુક્તના સ્વરૂપનું નિરૂપણ નીચેના બે શ્લોકોવડે કરે છેઃ—

सर्वानुन्मूल्य कामान् हृदि कृतनिलयान्क्षिप्तशंकूनिवोच्चै-
र्दग्धदेहाभिमानस्त्यजति चपलतामात्मदत्तावधानः ।
यात्यूर्ध्वस्थानमुच्चैः कृतसुकृतभरो नाडिकाभिर्विचित्रं,
नीलश्वेतारुणाभिः स्रवदमृतभरं

બલપૂર્વક નાંખેલા ખીલાઓની પેઠે
રહેલી સર્વ કામનાઓને મૂલસહિત ઉ
ભિમાનનો નાશ કર્યો છે એવો [
એકાગ્રતા રાખી છે એવો [

ચપલપણાનો ત્યાગ કરે છે. [ પૂર્વે ] જેણે ઘણાં પુણ્યો કર્યાં છે એવો [ અને ] આત્માનંદનો અનુભવ કરનારો [ જીવન્મુક્ત ] નીલરંગની, ધોળા રંગની ને રાતા રંગની નાડીઓવડે વિચિત્ર [ તથા ] ઘણું અમૃત ઝરાવતા [ બ્રહ્મરંધ્રરૂપ ] સર્વથી ઉત્તમ સ્થાનને પામે છે. ૪૩

प्रापश्यद्विश्वमात्मेत्ययमिह पुरुषः शोकमोहाद्यतीतः,
शुक्रं ब्रह्माभ्यगच्छत्स खलु सकलवित्सर्वसिद्ध्यास्पदं हि ।
विस्मृत्य स्थूलसूक्ष्मप्रभृतिवपुरसौ सर्वसंकल्पशून्यो,
जीवन्मुक्तस्तुरीयं पदमधिगतवान्पुण्यपापैर्विहीनः ॥ ४४ ॥

અહીં ( વર્તમાનશરીરમાં ) શોક તથા મોહ આદિથી રહિત આ પુરુષ સર્વને આત્મા એમ જુએ છે, [ તથા તે ] નિર્મલ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. [ વળી ] તે નિશ્ચય સર્વને જાણનાર [ને] સર્વ સિદ્ધિઓના સ્થાનરૂપ પણ [ થાય છે. ] આ સ્થૂલ ને સૂક્ષ્મ આદિ શરીરનું વિસ્મરણ કરીને સર્વ સંકલ્પથી રહિત થયો [ છતો ] ચોથા પદને ( બ્રહ્મસ્વરૂપને ) પામે છે, [ તેથી તે ] પુણ્યપાપોથી રહિત જીવન્મુક્ત [ થાય છે. ] ૪૪

તે જીવન્મુક્તો અંતર્મુખવૃત્તિવડે પોતાના જીવાત્માને બ્રહ્મરંધ્રમાં લઈ જાય છે એમ કહે છેઃ—

यः सत्त्वाकारवृत्तौ प्रतिफलति युवा देहमात्रावृतोऽपि,
तद्धर्मैर्बाल्यवार्द्धक्यादिभिरनुपहतः प्राण आविर्बभूव ।

श्रेयान्साध्यस्तमेतं सुनिपुणमतयः सत्यसंकल्पभाजोऽ-
प्यभ्यासादेवयंतः परिणतमनसा साकमूर्ध्वं नयन्ति ॥ ४५ ॥

જે [ આત્મા ] સાત્ત્વિકીવૃત્તિમાં પ્રતિબિંબવાળો થાય છે, [ તે ] મુખ્યપ્રાણરૂપ [ જીવ ] થાય છે. [ તે ] શરીરમાત્રવડે ઢંકાયેલો [ છતાં ] પણ તેના ધર્મોરૂપ બાલ્યાવસ્થા ને વૃદ્ધાવસ્થા આદિથી પરાભવ નહિ પામેલો, કલ્યાણરૂપ [ ને ઉત્તમ ગતિને ] પમાડવાયોગ્ય [છે ] તે આને અત્યંત કુશલબુદ્ધિવાળા, બ્રહ્મમાં મનની ગતિવાળા, તથા અભ્યાસથી બ્રહ્મભાવને પમાડવાની ઈચ્છા રાખતા, વિવેકયુક્ત મનસહિત ઊંચે ( બ્રહ્મરંધ્રમાં ) લઇ જાય છે. ૪૫

હવે વિદેહમુક્તિનું સ્વરૂપ વર્ણવે છે.—

प्रायोऽकामोऽस्तकामो निरतिशयसुखायात्मकामस्तदासौ,
तत्माप्त्यावाप्तकामः स्थितचरमदशस्तस्य देहावसाने ।
प्राणा नैवोत्क्रमन्ति क्रमविरतिमिताः स्वस्वहेतौ तदानीं,
क्वायं जीवो विलीनो लवणमिव जलेऽखण्ड आत्मैव पश्चात् ॥

આ [ જીવન્મુક્ત ] બહુધા કામનાવિનાનો [ ને ] નાશ પામેલી કામનાવાળો [ છે. ] ત્યારે [ તે ] નિરતિશયસુખને માટે આત્માની કામનાવાળો [ હોય છે ] તેની પ્રાપ્તિમાં [તે] પૂર્ણકામ [તથા] છેલ્લી દશામાં રહેલો [હોય છે.] તેના શરીરના અંતમાં [તેના] પ્રાણો લોકાંતરમાં જતા નથીજ, [ કિંતુ ] ક્રમથી ઉપરામ પામેલા પોતપોતાના કારણમાં લય પામે છે. ત્યારે આ જીવભાવ ક્યાં ? [ તે વેલા જીવભાવ રહેતો નથી.]

જલમાં મીઠાની પેઠે [ જીવભાવ ] વિલીન [ થાય છે. ] પછી [તે] અખંડ આત્માજ [ છે. ] ૪૬

જલમાં મીઠાની પેઠે જીવભાવ વિલીન થાય છે એમ કહ્યું તેને સ્પષ્ટ કરીને સમજાવે છેઃ—

पिण्डीभूतं यदंतर्जलनिधिसलिलं याति तत्सैंधवाख्यं,
भूयः प्रक्षिप्तमस्मिन्विलयमुपगतं नामरूपे जहाति ।
प्राज्ञस्तद्वत्परात्मन्यथ भजति लयं तस्य चेतो हिमांशौ,
वागग्नौ चक्षुरर्के पयसि पुनरसृग्रेतसी दिक्षु कर्णौ ॥ ४७ ॥

[ જેમ ] સમુદ્રનું જલ જે અંતરમાં જામી ગયું તે મીઠાના નામને પામે છે, પુનઃ [ તે ] આમાં ( સમુદ્રના જલમાં ) નાંખેલું વિલયને પામેલું [ થઇ પોતાના ] નામનો ને રૂપનો ત્યાગ કરે છે, તેમ જીવ પરમાત્મામાં લય પામે છે, તે વેલા તેનું ચિત્ત ( મન ) ચંદ્રમાં, વાણી અગ્નિમાં, નેત્ર સૂર્યમાં, લોહી ને વીર્ય જલમાં અને કાનો દિશાઓમાં [ લય પામે છે ]

બ્રહ્મના સ્વરૂપને તથા તેનાથી ભિન્નની દુઃખરૂપતાને કહે છેઃ—

क्षीरान्तर्यद्वदाज्यं मधुरिमविदितं तत्पृथग्भूतमस्मा-
द्भूतेषु ब्रह्म तद्वद्व्यवहृतिविदितं श्रांतविश्रांतिबीजम् ।
यं लब्ध्वा लाभमन्यत्तृणमिव मनुते यत्र नोदेति भीतिः,
सान्द्रानन्दं यदन्तः स्फुरति तदमृतं विद्ध्यतो ह्यन्यदार्तम् ॥४८॥

જેમ દૂધમાં રહેલું ઘી મધુરપણાવડે જણાયેલું તે આથી ( દૂધથી ) ભિન્ન [ છે ] તેમ પ્રાણીઓમાં બ્રહ્મ [ તેમના ]

વ્યવહારથી જણાયેલું [ તે પ્રાણીઓથી ભિન્ન છે. જાગ્રત્‌માં ] થાકેલાને [ તે સુષુપ્તિમાં ] વિશ્રાંતિનું કારણ [ છે. ] જેનો લાભ મેળવીને બીજા [ લાભ ]ને [ જ્ઞાની ] તણખલા જેવો માને છે. જેમાં ભયનો ઉદય થતો નથી. જે ઘાટો આનંદ અંતરમાં સ્ફુરે છે તેને [ તું ] અવિનાશી જાણ. આનાથી ભિન્નને દુ:ખરૂપજ જાણ. ૪૮

આ સર્વ જગત્‌ બ્રહ્મમાં પરોવાયેલું છે એમ જણાવે છે:—

ओतः प्रोतश्च तंतुष्विह विततपटश्चित्रवर्णेषु चित्र-
स्तस्मिञ्जिज्ञास्यमाने ननु भवति पटः सूत्रमात्रावशेषः ।
तद्वद्विश्वं विचित्रं नगनगरनरग्रामपश्वादिरूपं,
प्रोतं वैराजरूपे स वियति तदपि ब्रह्मणि प्रोतमोतम् ॥४९॥

[ જેમ ] અહીં નાના પ્રકારના રંગવાળા તાંતણાઓમાં વિવિધ [ રંગયુક્ત ] વિસ્તારવાળું લુગડું પરોવાયેલું [ દેખાય છે, ને ] તેનો યથાર્થ વિચાર કરવાથી નક્કી લુગડું કેવલ સૂત્રરૂપજ બાકી રહે છે, તેમ પર્વત, નગર, મનુષ્ય, ગામ ને પશુ આદિરૂપ નાનાપ્રકારનું જગત્‌ વિરાટ્‌સ્વરૂપમાં પરોવાયેલું [ છે, ] તે [ વિરાટ્‌ ] સૂત્રાત્મામાં [ પરોવાયેલા છે, ને ] [ સૂત્રાત્મા ] પણ બ્રહ્મમાં પરોવાયેલા [ છે. ] ૪૯

હવે બિંબપ્રતિબિંબન્યાયવડે આત્માનો સર્વાત્મભાવ દેખાડે છે:—

रूपं रूपं प्रतीदं प्रतिफलनवशात्प्रातिरूप्यं प्रपेदे,
ह्येको द्रष्टा द्वितीयो भवति च सलिले सर्वतोऽनंतरूपः ।

इन्द्रो मायाभिरास्ते श्रुतिरिति वदति व्यापकं ब्रह्म तस्मा-
ज्जीवत्वं यात्यकस्मादतिविमलतरे विम्बितं बुद्धयुपाधौ ॥५०॥

આ [ બ્રહ્મ ] પ્રતિબિંબને લીધે રૂપ રૂપમાં તેવા તેવાં રૂપવાળું થયું; એકજ જોનારો પાણીમાં [ પ્રતિબિંબરૂપે ] બીજો થાય છે, અને પરમાત્મા [ પોતાની ] શક્તિઓવડે સર્વભણીથી અનેકરૂપે થાય છે એમ શ્રુતિ કહે છે, તેથી વ્યાપક બ્રહ્મ અત્યંત નિર્મલ એવી બુદ્ધિરૂપ ઉપાધિમાં પ્રતિબિંબવાળું [ થઇ ] તુરત જીવપણાને પામે છે. ૫૦

બુદ્ધિના સ્વરૂપપ્રમાણે તેમાં પડેલા બ્રહ્મનું પ્રતિબિંબ જણાય છે એમ કહે છે:—

तज्ज्ञाः पश्यन्ति बुद्धया परमवलवतो माययार्क्त पतङ्गम्,
बुद्धावंतः समुद्रे प्रतिफलितमरीच्यास्पदं वेधसस्तम् ।
यादृग्यावानुपाधिः प्रतिफलति तथा ब्रह्म तस्मिन्यथाऽऽस्यं,
प्राप्तादर्शानुरूपं प्रतिफलति यथावस्थितं तत्सदैवम् ॥ ५१ ॥

બ્રહ્મવેત્તાઓ પરમ બલવાનની ( ઈશ્વરની ) માયાવડે મોહ પામેલા તે જીવને બુદ્ધિરૂપ સમુદ્રમાં પરમાત્માનાં પ્રતિબિંબિત કિરણોરૂપે નિશ્ચયવાળી અંતઃકરણની વૃત્તિવડે જુએ છે. જેમ મુખ પ્રાપ્ત થયેલા દર્પણના જેવા પ્રતિબિંબવાળું થાય છે, [ પરંતુ ] તે [ મુખ ] સર્વદા પોતાના મૂલરૂપેજ રહેલું [ છે, ] [તેમ] જેવી ( તામસી, રાજસી કે સાત્ત્વિકી ) ને જેટલી [ બુદ્ધિરૂપ] ઉપાધિ તેવું તેમાં બ્રહ્મ પ્રતિબિંબવાળું થાય છે. ૫૧

ઉપર કહેલા અર્થને સૂર્યના દૃષ્ટાંતથી સ્પષ્ટ કરી દેખાડે છેઃ—

एको मानुस्तदर्थप्रतिफलनवशाद्यस्त्वनेकोदकांत-
र्नानात्वं यात्युपाधिस्थितिविगतिसमतां चापि तद्वत्परात्मा ।
भूतेषूच्चावचेषु प्रतिफलित इवाभाति तावत्स्वभावा-
वच्छिन्नो यः परंतु स्फुटमनुपहतो भाति तावत्स्वभावैः ॥५२॥

જે એક પ્રસિદ્ધ સૂર્ય તેવડે થનારા પ્રતિબિંબને લીધે જલનાં અનેક પાત્રોમાં અનેકપણાને પામે છે, અને [પાત્રરૂપ] ઉપાધિની સ્થિતિના તથા ગતિના સમભાવને [ પામે છે, ] એવી રીતે શુદ્ધાત્મા ઊંચ ને નીચ પ્રાણીઓમાં પ્રતિબિંબ પામેલા-જેવો દેખાય છે, [ અને ] તેના સ્વભાવવાળો [ હોય એવો ભાસે છે, ] પરંતુ જે તેના સ્વભાવોવડે પરાભવ નહિ પામેલો સ્પષ્ટ જણાય છે. ૫૨

ઉપર આપેલા દૃષ્ટાંતમાં એવી શંકા થાય કે જલ આદિમાં સૂર્યનું પ્રતિબિંબ પડે છે તે પોતાના રૂપનેજ જણાવે છે, પણ બીજી વસ્તુઓને પ્રકાશી શકતું નથી, અને આત્માના પ્રતિબિંબરૂપ જીવ તો બીજી વસ્તુઓને પણ પ્રકાશે છે તે કેમ સંભવી શકે ? તો તે શંકાનું સમાધાન બે દૃષ્ટાંતો આપીને કરે છેઃ—

यद्वत्पीयूषरश्मौ दिनकरकिरणैर्विबितैरेति सान्द्रं,
नाशं नैशं तमिस्रं गृहगतमथवा मूर्छितैः कांस्यपात्र ।
तद्वद्बुद्धौ परात्मद्युतिभिरनुपदं बिंबिताभिः समंता-
द्भासन्ते हींद्रियास्यमलतिमिरनशं रूपमुख्याः पदार्थाः ॥५३॥

જેમ ચંદ્રમાં પ્રતિબિંબિત થયેલા સૂર્યનાં કિરણોવડે ઘાટું

રાત્રિનું અંધારું નાશ પામે છે, અથવા કાંસાના વાસણમાં પ્રતિબિંબભાવ પામેલાં [ સૂર્યનાં કિરણોવડે ] ઘરમાં રહેલું [ અંધારું નાશ પામે છે, ] તેમ બુદ્ધિમાં પ્રતિબિંબિત થયેલી [ તે ] ક્રમપૂર્વક ઇંદ્રિયોરૂપ સુખદ્વારા સાધનદ્વારા ( નીકળતી ) પરમાત્મજ્યોતિવડે સર્વેબણીથી રૂપ આદિ પદાર્થો નિરંતર પ્રતીત થાય છે. ૫૩

ઉપાધિમાં ત્રણ પ્રકારથી બ્રહ્મની પ્રતીતિ થાય છે એમ જણાવે છેઃ—

पूर्णात्मानात्मभेदात्त्रिविधमिह परं बुद्धयवच्छिन्नमन्यत्,
तत्रैवाभासमात्रं गगनमिव जले त्रिप्रकारं विभाति ।
अम्भोऽवच्छिन्नमस्मिन्प्रतिफलितमतः पाथसोऽन्तर्बहिश्च,
पूर्णावच्छिन्नयोगे व्रजति लयमविद्या स्वकार्यैः सहैव ॥ ५४ ॥

જલે રોકેલું, આમાં ( આ જલમાં ) પ્રતિબિંબિત થયેલું [અને] આ જલની અંતર તથા બહાર રહેલું, એમ જલમાં ત્રણ પ્રકારના આકાશની પેઠે [ વ્યાપક ] બ્રહ્મ, બુદ્ધિએ રોકેલું [ બ્રહ્મ, અને તેથી ] ભિન્ન તેમાંજ ( બુદ્ધિમાંજ ) કેવલ પ્રતિબિંબરૂપ [ બ્રહ્મ, ] એમ પૂર્ણ, જીવાત્મા ને અનાત્માના ભેદથી અહીં ( બુદ્ધિરૂપ ઉપાધિમાં ) ત્રણ પ્રકારનું [બ્રહ્મ] પ્રતીત થાય છે. [ એવી રીતે ] પૂર્ણ ને [ બુદ્ધિવડે ] પરિચ્છિન્નના અભેદના સાક્ષાત્કારમાં અવિદ્યા પોતાનાં કાર્યોસાથેજ લય પામે છે. ૫૪

હવે સૂત્રરૂપ સર્વાત્મક બ્રહ્મનું નિરૂપણ કરે છેઃ—

दृश्यन्ते दारुनार्यो युगपदगणिताः स्तंभसूत्रप्रयुक्ताः,
संगीतं दर्शयन्त्यो व्यवहृतिमपरां लोकसिद्धां च सर्वाम् ।

सर्वत्रानुप्रविष्टादभिनवविभवाद्यावदर्थानुबंधात्,
तद्वत्सूत्रात्मसंज्ञाद्व्यवहरति जगद्भूर्भुवःस्वर्महान्तम् ॥ ५५ ॥

[ જેમ ] થાંભલામાં ગોઠવેલા દોરાવડે ક્રિયા કરતી અનેક લાકડાની પુતળીઓ [ નાચવા તથા વાજાં વગાડવારૂપ ] સંગીત અને [ મલ્લયુદ્ધ આદિ ] બીજા લોકપ્રસિદ્ધ સર્વ વ્યવહાર એકસાથે કરી દેખાડતી જોવામાં આવે છે, તેમ સર્વમાં પરોવાઈને રહેલા, ન કળી શકાય એવા સામર્થ્યવાળા [ અને સર્વ પ્રાણીઓને તેમનાં ] કર્મોપ્રમાણે ફલ આપનારા સૂત્રાત્મનામવાળાથી ( પરમાત્માથી ) ભૂર્, ભુવર્, સ્વર્ ને મહર્લોક સુધીનું ( સત્યલોકસુધીનું ) જગત્ વ્યવહાર કરે છે. ૫૫

હવે સત્યરૂપ બ્રહ્મના સ્વરૂપનું વર્ણન કરે છે:—

तत्सत्यं यत्त्रिकालेष्वनुपहतमदः प्राणदिग्व्योममुख्यम्,
यस्मिन्विश्रान्तमास्ते तदिह निगदितं ब्रह्म सत्यस्य सत्यम्, ।
नास्त्यन्यत्किंच यद्वत्परमधिकमतो नाम सत्यस्य सत्यम्,
सच्च त्यच्चेति मूर्तांद्युपहितमवरं सत्यमस्यापि सत्यम् ॥ ५६ ॥

પ્રાણ, દિશા ને આકાશાદિ આ [ આકારરહિત પદાર્થો ] જે ત્રણે કાલમાં [ લૌકિક રીતે ] નાશ નહિ પામનારા [જણાય છે, ] તે સત્ય [ છે, તે સર્વ ] જેમાં આશ્રય કરીને રહેલા છે તે બ્રહ્મને અહીં ( શ્રુતિમાં ) સત્યનું સત્ય કહેલું [ છે. ] વળી આના જેવું [ અથવા ] આથી શ્રેષ્ઠ [નો] મહાન્ સત્યનું સત્ય એવા નામવાળું બીજું નથી. સત્ ( પૃથિવી, જલ ને તેજોરૂપ આકારવાળા પદાર્થ ) ને ત્યત્ ( વાયુ ને આકાશરૂપ

આકારરહિત પદાર્થ ) આ આકારાદિ ઉપાધિવાળું સગુણબ્રહ્મ સત્ય [ છે, ને નિર્ગુણબ્રહ્મ તો] આનું ( આ સત્યનું ) પણ સત્ય [ છે. ] ૫૬

બ્રહ્મના સત્યના સત્ય એ સ્વરૂપને દૃષ્ટાંત આપીને સમજાવે છે:—

यत्किंचिद्भात्यसत्यं व्यवहृतिविषये रौप्यसर्पाम्बुमुख्यं,
तद्वै सत्याश्रयेणेत्ययमिह नियमः सावधिर्लोकसिद्धिः ।
तद्वत्सत्यस्य सत्ये जगदखिलमिदं ब्रह्मणि प्राविरासी-
न्मिथ्याभूतं प्रतीतं भवति खलु यतस्तच्च सत्यं वदन्ति ॥५७॥

[જેમ] વ્યવહારમાં વિષયવિષે [ છીપમાં ] રૂપું, [ દોરડી-માં ] સર્પ, ને [ સૂર્યનાં કિરણોમાં ] જલ આદિ જે કાંઈ અસત્ય પ્રતીત થાય છે-તે [ છીપ, દોરડી ને સૂર્યનાં કિરણો-રૂપ વ્યાવહારિક ] સત્યને આશરેજ [ પ્રતીત થાય છે ] એવો આ નિયમ અવધિવાળો (અધિષ્ઠાનનું ભાન ન થાય ત્યાં-સુધી રહેનારો) લોકપ્રસિદ્ધ [ જોયો છે, ] તેમ સત્યના સત્યરૂપ બ્રહ્મમાં આ સર્વ જગત્ પ્રાદુર્ભાવ પામેલું [ છે, ] અને મિથ્યા છતાં જેવડે પ્રતીત થાય છે તેને નિશ્ચય સત્ય કહે છે. ૫૭

હવે પૂર્ણરૂપ બ્રહ્મનું નિરૂપણ કરે છે:—

यत्राकाशावकाशः कलयति च कलामात्रतां यत्र कालो,
यत्रैवाशावसानं बृहदिह हि विराट् पूर्वमर्वागिवास्ते ।
सूत्रं यत्राविरासीन्महदपि महतस्तद्धि पूर्णाच्च पूर्णं,
संपूर्णादर्णवादेरपि भवति यथा पूर्णमेकार्णवांभः ॥ ५८ ॥

જેમ સંપૂર્ણ સમુદ્રાદિથી પણ એક [ થયેલું સર્વ ] સમુદ્રનું જલ પૂર્ણ થાય છે, [ તેમ ] જેમાં આકાશને અવકાશ [ મળેલો છે, ] ને જેમાં કાલ કલામાત્રપણાને પામે છે, તથા જેમાં દિશાઓનો અંત [ થયેલો છે, ] અને અહીં મહાન્ વિરાટ્ પૂર્વે છે [ એવો સર્વ સ્થૂલ પ્રપંચ ] અર્વાચીનજેવો થઇ રહે છે, [ તથા ] જેમાં મોટાથી ( વિરાટ્થી ) પણ મોટો સૂત્રાત્મા પ્રાદુર્ભાવ પામેલો છે તેજ પૂર્ણથી [પણ] પૂર્ણ [છે.] ૫૮

અંતર્યામિરૂપ બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ કરે છેઃ—

अंतः सर्वौषधीनां पृथगमितरसैर्गंधवीर्यैर्विपाकै-
रेकं पाथोदपाथ परिणमति यथा तद्वदेवान्तरात्मा ।
नानाभूतस्वभावैर्वहति वसुमती येन विश्वं पयोदो,
वर्षत्युच्चैर्हुताशः पचति दहति वा येन सर्वांतरोऽसौ ॥ ५९ ॥

જેમ એકરૂપવાળું વરસાદનું જલ સર્વ ઔષધીઓની અંતર અગણિત રસોવડે, ગંધોવડે, સામર્થ્યોવડે [ ને ] ફલોવડે ભિન્ન ભિન્ન પરિણામને પામે છે, તેમજ [ એકરૂપવાળો ] અંતરાત્મા અનેક ભૂતોના સ્વભાવોવડે [ ભિન્ન ભિન્ન પરિણામ પામે છે. ] જેવડે પૃથિવી સર્વને ધારણ કરે છે, [ જેવડે ] વરસાદ ઊંચેથી વરસે છે, [ ને ] જેવડે અગ્નિ પાકની સિદ્ધિ કરે છે, અથવા બાળે છે, આ સર્વની અંતર [ છે. ] ૫૯

एकं ब्रह्माद्वितीयं श्रुतिशिरसि मतं नेह नानास्ति किंचि-
न्मृत्योराप्नोति मृत्युं स इह जगदिदं यस्तु नानेव पश्येत् ॥६०॥

१ જલના ને તરંગના અન્વયની પેઠે ( જેમ જલમાં તરંગ ને તરંગમા જલ રહે છે તેમ ) પ્રાણીઓમાં આત્માને [ ને ] આત્મામાં રહેલ સમગ્ર ભૂતસમૂહને બહુધા જુએ, પછી લાંબા સમયસુધી સર્વને આત્માજ જુએ. [ એવી રીતે ] બ્રહ્મ એક [ ને ] અદ્વિતીય [ છે એમ ] ઉપનિષદ્માં માનેલું [ છે. ] અહીં ( આ બ્રહ્મમાં ) કાંઇ ભેદ નથી, છતાં જે અહીં ( આ બ્રહ્મમાં ) આ જગત્ ભેદના જેવું ( બ્રહ્મથી ભિન્નના જેવું ) જુએ છે તે મૃત્યુથી મૃત્યુને પામે છે. ૬૦

ઉપર કહેલા અર્થને દૃષ્ટાંત આપીને સમજાવે છે:—

प्राक् पश्चादस्ति कुंभाद्गगनमिदमिति प्रत्यये सत्यपीदं,
कुम्भोत्पत्तावुदेति प्रलयमुपगते नश्यतीत्यन्यदेशम् ।
नीते कुंभेन साकं व्रजति भजति वा तत्प्रमाणानुकारं,
इत्थं मिथ्या प्रतीतिः स्फुरति तनुभृतां विश्वतस्तद्वदात्मा ॥६१॥

આ આકાશ ઘડાની ( ઘડાની ઉત્પત્તિની ) પહેલાં [ને] પછી ( નાશની પછી ) છે, આવું જ્ઞાન છતાં પણ આ ( ઘટાકાશ ) ઘડાની ઉત્પત્તિ થાય ત્યારે ઉત્પન્ન થાય છે, [ ને ઘડાનો ] નાશ થાય ત્યારે નાશ પામે છે, અને [ ઘડાને ] અન્ય દેશમાં લઇ જાય [ ત્યારે તે ] ઘડાની સાથે જાય છે, અથવા તેના ( ઘડાના ) પ્રમાણના જેવા પ્રમાણને [ તે ] ગ્રહણ કરે છે, આવી રીતે મનુષ્યોને મિથ્યાજ્ઞાન સ્ફુરે છે, તેમ જગતની

[ પૂર્વે તથા પછી ] આત્મા [ છે, છતાં આત્મામાં ઉત્પત્તિ, નાશ, ક્રિયા ને આકારનું જે જ્ઞાન થાય છે તે મિથ્યા છે.] ६१

હવે બીજી રીતે બ્રહ્મના સર્વાત્મભાવને વર્ણવે છે.—

यावान्पिण्डो गुडस्य स्फुरति मधुरिमैवास्ति सर्वोऽपि तावान्,
यावान्कर्पूरपिण्डः परिणमति सदामोद एवात्र तावान् ।
विश्वं यावद्विभाति द्रुमनगनगरारामचैत्याभिरामं,
तावच्चैतन्यमेकं प्रविकसति यतस्तत्तदात्मावशेषम् ॥ ६२॥

[ જેમ ] જેટલો ગોળનો પિંડ જણાય છે તેટલો બધો પણ મધુરતારૂપજ છે, [ તથા ] જેટલો કપૂરનો ગાંગડો [ જણાય છે ] તેટલો આમાં સર્વદા સુગંધજ પરિણામ પામે છે, [ તેમ ] સુંદર વૃક્ષ, પર્વત નગર, ફૂલવાડી ને દેવમંદિરરૂપ જેટલું જગત્ પ્રતીત થાય છે તેટલું એક ચૈતન્ય વિવર્તરૂપે વિકાસ પામે છે, કેમકે તે તે [ પદાર્થ ] આત્મરૂપ અવશેષવાળા [ છે ] ६२

બ્રહ્મના સર્વાત્મભાવને દુંદુભિનું દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

वाद्यान्नादानुभूतिर्यदपि तदपि सा नूनमाघातगम्या,
वाद्याघातध्वनीनां पृथगनुभवतः किंतु तत्साहचर्यात् ।
मायोपादानमेतत्सहचरितमिव ब्रह्मणा भाति तद्वत्,
तस्मिन्प्रत्यक्प्रतीते न किमपि विषयीभावमाप्नोति यस्मात् ॥६३॥

જો કે વાજાથી નાદનો અનુભવ [ થાય છે, ] તોપણ નિશ્ચય તે [ નાદનો સામાન્ય અનુભવ દાંડી આદિના ] ઘાવડે જણાવનારો [ છે, ને ] વાજાના આઘાતના તથા ધ્વનિના [ વિશેષ ] અનુભવથી, ભિન્ન [ છે, ] પરંતુ તે [ જેમ સામાન્ય

અનુભવ ]સાથે રહેલો હોવાથી [ જણાય છે, ] તેમ આ માયારૂપ ઉપાદાનકારણવાળું [ જગત્ ભિન્ન છતાં ] બ્રહ્મની સાથે એકપણું પામેલાજેવું જણાય છે. જેથી તેની (તે બ્રહ્મની) અંતરાત્મરૂપે પ્રતીતિ થાય ત્યારે કાંઈ પણ અનુભવનો વિષય થતું નથી. ૬૩

હવે આ વિષયનો ઉપસંહાર કરે છેઃ—

दृष्टः साक्षादिदानीमिह खलु जगतामीश्वरः संविदात्मा,
विज्ञानस्थाणुरेको गगनवदभितः सर्वभूतान्तरात्मा ।
दृष्टं ब्रह्मातिरिक्तं सकलमिदमसद्रूपमाभासमात्रं,
शुद्धं ब्रह्माहमस्मीत्यविरतमधुनाऽत्रैव तिष्ठेदनीहः ॥ ६४ ॥

અહીં ( આ શરીરમાં ) નક્કી જ્ઞાનસ્વરૂપ, અનુભવના થાંભલારૂપ, અદ્વૈત, આકાશની પેઠે વ્યાપક, સર્વ પ્રાણીઓના અંતરાત્મા [ને] જગતના નિયામકનો હમણાં સાક્ષાત્ અનુભવ થયો; [ અને ] બ્રહ્મથી ભિન્ન આ સર્વ [ જગત્ ] અસદ્રૂપ [ને] આભાસમાત્ર [ છે એમ પણ ] જાણ્યું. હું શુદ્ધ બ્રહ્મ છું તેથી હવે ક્રિયારહિત [ છું, ] અહીંજ ( આ સ્વરૂપમાંજ ) સર્વદા સ્થિત થાય. ૬૪

હવે આનંદમયકોશનું તથા સુષુપ્તિ-અવસ્થાનું નિરૂપણ કરે છેઃ—

इन्द्रेन्द्राण्योः प्रकामं सुरतसुखजुषोः स्याद्रतान्तः सुषुप्ति-
स्तस्यामानन्दसान्द्रं पदमतिगहनं यत्स आनंदकोशः ।
तस्मिन्नो वेद किंचिन्निरतिशयसुखाभ्यंतरे लीयमानो,
दुःखी स्याद्बोधितः सन्निति कुशलमतिर्बोधयेन्नैव सुप्तम्

યથેચ્છ સમાગમસુખની ઇચ્છા રાખનારાં જીવાત્માના ને અંતઃકરણની વૃત્તિના સમાગમની સમાપ્તિ [ તે ] સુષુપ્તિ છે. તેમાં અતિગહન [નો] આનંદઘન જે સ્થાન તે આનંદમયકોશ [ છે. ] તેમાં નિરતિશયસુખવિષે લીન થયેલો [ પુરુષ ] કાંઈ પણ જાણતો નથી. [ તે અવસ્થામાંથી એકદમ ] જગાડવાથી [ તે પુરુષ ] દુઃખી થાય છે, તેથી કુશલબુદ્ધિવાળો [ પુરુષ ] સૂતેલાને [સહસા] નજ જગાડે. ૬૫

જીવને સુષુપ્તિ અવસ્થામાં સુખ છે, ને જાગ્રત્‌માં બહુધા દુઃખ છે એમ જણાવે છેઃ—

વિષયોવડે પ્રાપ્ત થનારા સુખના કરતાં આત્મસુખનું શ્રેષ્ઠપણું વર્ણવે છેઃ—

जागृत्यामन्तरात्मा विषयसुखकृतेऽनेकयत्नान्विधास्यन्,
श्राम्यत्सर्वेंद्रियौघोऽधिगतमपि सुखं विस्मरन्याति निद्राम्।
विश्रामाय स्वरूपे त्वतितरसुलभं तेन चातींद्रियं हि,
सौख्यं सर्वोत्तमं स्यात्परिणतिविरसादिंद्रियोत्थात्सुखाच्च॥६७॥

જાગ્રતમાં અંતરાત્મા વિષયસુખને માટે અનેક યત્નો કરીને જેની સર્વ ઇંદ્રિયોનો સમૂહ થાકી ગયો છે એવો પ્રાપ્ત થયેલા સુખનું પણ વિસ્મરણ કરીને સ્વરૂપમાં વિશ્રાંતિ લેવામાટે નિદ્રાને પ્રાપ્ત થાય છે, તેવડે [ નક્કી થાય છે કે ] પરિણામે દુઃખરૂપ ને ઇંદ્રિયોથી ઉપજતા સુખના કરતાં ઇંદ્રિયોની અપેક્ષાવિનાનું પ્રસિદ્ધ સુખજ સર્વેથી ઉત્તમ ને બહુ સુલભ છે. ૬૭

ઉપર જણાવેલા અર્થને દૃષ્ટાંત આપીને સિદ્ધ કરી બતાવે છેઃ-

पक्षावभ्यस्य पक्षी जनयति मरुतं तेन यात्युच्चदेशं,
लब्ध्वा वायुं महान्तं श्रममपनयति स्वीयपक्षौ प्रसार्य।
दुःसंकल्पैर्विकल्पैर्विषयमनुकदर्थीकृतं चित्तमेतत्,
खिन्नं विश्रामहेतोः स्वपिति चिरमहो हस्तपादान्प्रसार्य॥६८॥

[ જેમ ] પક્ષી પાંખો હલાવીને વાયુને ગતિવાળો કરે છે, [ને] તેવડે [તે] ઊંચા દેશમાં જાય છે, [ ત્યાં તે ] મહાન્ વાયુને પામી [ પછી ] પોતાની પાંખો ફેલાવીને શ્રમને દૂર કરે

છે, [ તેમ ] દુષ્ટ સંકલ્પોવડે [ને] વિકલ્પોવડે વિષયની પછવાડે દીન થઈ ગયેલું આ ચિત્ત શ્રમવાળું [ થયું છતું ] વિશ્રાંતિ-માટે [ સંકલ્પવિકલ્પરૂપ ] હાથપગને મોકળા કરીને [ સુખ-પૂર્વક ] લાંબો સમય સૂવે છે, [ એ ] આશ્ચર્ય [ છે ? ] ૬૮

હવે ગાઢસુષુપ્તિના સ્વરૂપનું નિરૂપણ કરે છેઃ—

आश्लिष्यात्मानमात्मा न किमपि सहसैवांतरं वेद बाह्यं,
यद्वत्कामी विदेशात्सदनमुपगतो गाढमाश्लिष्य कांताम् ।
यात्यस्तं तत्र लोकव्यवहृतिरखिला पुण्यपापानुबंधः,
शोको मोहो भयं वा समविषममिदं न स्मरत्येव किंचित् ॥६९॥

જેમ પરદેશથી [ પોતાને ] ઘેર આવેલો કામી [ પુરુષ પોતાની ] પ્રિયાને [પ્રીતિપૂર્વક] ગાઢ આલિંગન કરીને બહારનું [ ને ] અંતરનું કાંઈ પણ જાણતો નથી, [ તેમ સુષુપ્તિમાં ] જીવાત્મા પરમાત્માને સહસાજ આલિંગન કરીને [ બહારનું ને અંતરનું કાંઈ પણ જાણતો નથી. ] તેમાં ( તે સુષુપ્તિ અવ-સ્થામાં ) સર્વલોકવ્યવહાર અસ્ત થઈ જાય છે, [ અર્થાત્ તે ] પુણ્યપાપનો સંબંધ, શોક, મોહ, ભય, અથવા આ સમ તથા વિષમ [ એનું ] કાંઈજ સંભારતો નથી. ૬૯

જીવન્મુક્તિના તથા સુષુપ્તિના સમપણાને અને વિષમપણાને જણાવે છેઃ—

अल्पानल्पप्रपंचप्रलय उपरतिश्चेंद्रियाणां सुखाप्ति-
र्जीवन्मुक्तौ सुषुप्तौ त्रितयमपि समं किंतु तत्रास्ति भेदः ।

प्राक्संस्कारात्प्रसुप्तः पुनरपि च परावृत्तिमेति प्रबुद्धो,
नश्यत्संस्कारजातो न स किल पुनरावर्तते यश्च मुक्तः ॥७०॥

સૂક્ષ્મ ને સ્થૂલ પ્રપંચનો વિલય, ઇંદ્રિયોનું ઉપરામપણું, ને સુખની પ્રાપ્તિ [આ] ત્રણેય જીવન્મુક્તિમાં [ને] સુષુપ્તિમાં સમાન [છે;] પરંતુ તેમાં ભેદ છે. સુષુપ્તિને પામેલો પૂર્વના સંસ્કારથી પુનઃ પણ જાગ્રદાદિને પામે છે, અને જે જ્ઞાની [છે] તે મુક્ત [તથા] જેનો સંસ્કારસમૂહ નાશ પામ્યો છે એવો [થઇને] નિશ્ચય પુનઃ [સંસારમાં] આવતો નથી. ૭૦

હવે આત્માનંદના નિરતિશયપણાનું યુક્તિથી વર્ણન કરે છે:—

आनन्दान्यश्च सर्वाननुभवति नृपः सर्वसंपत्समृद्ध-
स्तस्यानन्दः स एकः स खलु शतगुणः संमतिष्टः पितॄणाम् ।
आदेवब्रह्मलोकं शतशतगुणितास्ते यदन्तर्गताः स्यु-
र्ब्रह्मानन्दः स एकोऽस्त्यथ विषयसुखान्यस्य मात्रा भवन्ति॥७१॥

[હવે] જે સર્વ સંપત્તિવડે સમૃદ્ધિવાળો રાજા સર્વ આનંદોનો અનુભવ કરે છે તે તેનો એક આનંદ [છે,] તેજ સોગુણો કરેલો પિતૃઓનો [એક આનંદ છે, તેવી રીતે] દેવલોકથી માંડીને બ્રહ્મલોકસુધી સો સો ગણા [અધિક અધિક આનંદો છે] તે [સર્વે આનંદો] જેમાં અંતર્ગત થાય છે તે એક બ્રહ્મરૂપ આનંદ છે, અને વિષયનાં સુખો આના લેશરૂપ છે. ૭૧

શ્રુતિઓ પણ એ પ્રમાણે કહે છે એમ જણાવે છે:—

यत्रानंदाश्च मोदाः प्रमुद इति मुदश्चासते सर्व एते,
यत्राप्ताः सर्वकामाः स्युरखिलविरमात्केवलीभाव आस्ते ।
मां तत्रानन्दसांद्रे कृधि चिरममृतं सोम पीयूषपूर्णां,
धारामिन्द्राय देहीत्यपि निगमगिरो भ्रूयुगांतर्गताय ॥ ७२ ॥

[ મનુષ્યના, પિતૃના ને દેવના ] મોદ, પ્રમુદ ને મુદ એવા આ સર્વે આનંદો જેમાં ( જે બ્રહ્માનંદમાં ) રહેલા છે, જેમાં સર્વ કામનાઓ પરિપૂર્ણ થાય છે, [ અને જેમાં ] સર્વનો લય થવાથી અદ્વૈતપણું છે, તે આનંદઘનમાં હે ચંદ્ર ! ( શીતલ પરમાત્મન્ ! ) મને લાંબા સમયસુધી મરણધર્મથી રહિત કરો, [ અને ] બે ભ્રમરના મધ્યમાં રહેલ જીવાત્માને અમૃતથી ભરેલી ધારા આપો. આવી રીતે પણ વેદની શ્રુતિઓ [ કહે છે. ] ७२

વિષયથી અનુભવાતું સુખ નિજાનંદના લેશરૂપ છે એમ બે શ્લોકોવડે જણાવે છેઃ—

आत्माकम्पः सुखात्मा स्फुरति तदपरा त्वन्यथैव स्फुरंती,
स्थैर्यं वा चंचलत्वं मनसि परिणतिं याति तत्रत्यमस्मिन् ।
चांचल्यं दुःखहेतुर्मनस इदमहो यावदिष्टार्थलब्धि-
स्तस्यां यावत्स्थिरत्वं मनसि विषयजं स्यात्सुखं तावदेव ॥ ७३ ॥

આત્મા સ્થિર [ ને ] સુખરૂપ અનુભવાય છે, [ અને ] તેથી ભિન્ન [ માયા ] તો બીજા પ્રકારવાળીજ અનુભવાય છે. તેમાં ( આત્મામાં ને માયામાં ) રહેલું સ્થિરપણું અને ચંચલપણું આ મનમાં પરિણામ પામે છે. આશ્ચર્ય છે કે જ્યાં-

સુધી [પ્રિય પદાર્થની પ્રાપ્તિ [ થાય ત્યાંસુધી સેંકડો પ્રયત્નથી વ્યાકુલ થયેલા ] મનનું આ ચંચલપણું દુઃખનો હેતુ [ થાય છે, અને ] તેની [પ્રાપ્તિ થવાથી જ્યાંસુધી મનમાં સ્થિરપણું [રહે] ત્યાંસુધીજ વિષયથી થનારું સુખ થાય છે ૭૩

यद्वत्सौख्यं रतान्ते निमिषमिह मनस्येकताने रसे स्यात्,
स्थैर्यं यावत्सुषुप्तौ सुखमनतिशयं तावदेवाथ मुक्तौ ।
नित्यानंदः प्रशांते हृदि तदिह सुखस्थैर्ययोः साहचर्यं,
नित्यानंदस्य मात्रा विषयसुखमिदं युज्यते तेन वक्तुम् ॥ ७४ ॥

જેમ આ સંભોગના અંતવિષે [ કામ ]સુખમાં મન એકાગ્ર [ થવાથી ] અલ્પ સમય સુખ થાય છે, [ તથા જેમ ] સુષુપ્તિમાં જ્યાંસુધી [ મનમાં ] સ્થિરપણું [ રહે છે ] ત્યાંસુધીજ ઘણું સુખ [ થાય છે. ] તેમ મુક્તિમાં અંતઃકરણ અત્યંત શાંત [ થવાથી ] બ્રહ્માનંદ [ પ્રાપ્ત થાય છે, ] તેથી અહીં ( વ્યવહારમાં ) સુખનું ને સ્થિરતાનું સાથે રહેવાપણું [ અનુભવસિદ્ધ છે, ] માટે આ વિષયસુખ બ્રહ્માનંદના લેશરૂપ [ છે એમ ] કહેવું યોગ્ય થાય છે. ૭૪

જાગ્રતના તથા સ્વપ્નના વ્યવહારોને તજીને મન આત્મસુખમાટે સુષુપ્તિમાં પ્રવેશ કરે છે એમ જણાવે છે.—

श्रांतं स्वांतं सवाह्यव्यवहृतिभिरिदं ताः समाकृष्य सर्वा-
स्तत्तत्संस्कारयुक्तं ह्युपरमति परावृत्तमिच्छन्निदानम् ।
स्वाप्नान्संस्कारजातप्रजनितविषयान् स्वाप्नदेहेऽनुभूतान्,
प्रोत्स्यांतः प्रत्यगात्मप्रवणमिदमगाद्भूरि विश्राममस्मिन् ॥७५॥

બહારના સહિત [ સ્વપ્નના ] વ્યવહારોથી થાકેલું [ ને પોતાના ] કારણને ( આત્મરૂપ પોતાના વિવર્તોપાદાનકારણને ) ઇચ્છતું આ અંતઃકરણ તે સર્વે [ વ્યવહારોને ] સારી રીતે રોકીને તે તે સંસ્કારોસહિત જ પાછું વળીને વ્યવહારરહિત થાય છે. સ્વપ્નના શરીરમાં અનુભવેલા સ્વપ્નોના સંસ્કાર-સમૂહથી ઉપજેલા વિષયોનો ત્યાગ કરીને અંતરમાં અંતરાત્માને મળવા માટે વેગવાળું થયેલું આ [ અંતઃકરણ સુષુપ્તિ-વિષે ] આમાં ( આ અંતરાત્મામાં ) અત્યંત વિશ્રાંતિ પામે છે. ૭૫

સ્વપ્નના શરીરસંબંધી શંકાસમાધાન નીચેના બે શ્લોકાવડે વર્ણવે છેઃ—

स्वप्ने भोगः सुखादेर्भवति ननु कुतः साधने मूर्च्छमाने,
स्वाप्नं देहांतरं तद्व्यवहृतिकुशलं नव्यमुत्पद्यते चेत् ।
तत्सामग्र्या अभावात्कुत इदमुदितं तद्धि सांकल्पितं चेत्,
तर्त्कि स्वाप्ने रतांते वपुषि निपतिते दृश्यते शुक्रमोक्षः ॥ ७६ ॥

શંકા-[ સ્થૂલશરીરાદિ ભોગનું ] સાધન ક્રિયારહિત થયા છતાં સ્વપ્નમાં સુખાદિનો ભોગ શાથી થાય છે ? તેના (સ્વપ્નના) વ્યવહારને યોગ્ય સ્વપ્નનું નવું બીજું શરીર ઉપજે છે [એમ] જો [ કહો તો ] તેની ( સ્વપ્નના શરીરની ) [ ઉત્પત્તિના હેતુભૂત રજસ્ ને વીર્યરૂપ ] સામગ્રીના અભાવથી આ [શરીર] ક્યાંથી ઉપજ્યું ? તે માત્ર સંકલ્પથી ઉપજેલું [ છે એમ ] જો [ કહો તો ] તે સ્વપ્નમાં સંભોગની સમાપ્તિમાં વીર્યનો પાત ક્રિયારહિત શરીરમાં કેમ જોવામાં આવે છે ? ૭૬

भीत्या रोदित्यनेन भवदति हसति श्लाघते नूनमस्मात् ,
स्वप्नेऽप्यङ्गेऽनुबंधं त्यजति न सहसा मूर्च्छितेऽप्यंतरात्मा ।
पूर्वं ये येऽनुभूतास्तनुयुवतिहयव्याघ्रदेशादयोऽर्था-
स्तत्संस्कारस्वरूपान्सृजति पुनरमून्श्रित्य संस्कारदेहम् ॥ ७७ ॥

[ સ્વપ્નમાં ] ભયવડે આથી ( સ્થૂલશરીરથી ) રોવે છે, [ તથા આ 'સ્થૂલશરીરવડેજ' ] બોલે છે, હસે છે, [ને] વખાણ કરે છે, આથી નક્કી અંતરાત્મા સ્વપ્નમાં પણ સ્થૂલશરીર ક્રિયારહિત છતાં પણ તુરત [ તેના ] સંબંધને ત્યજી દેતો નથી. [ સમાધાનઃ- ] આગળ ( અનાદિ કાલની જાગ્રદવસ્થાઓમાં ) શરીર, સ્ત્રી, ઘોડા, વાઘ ને દેશ આદિ જે જે પદાર્થો અનુભવેલા છે તેના સંસ્કારરૂપ એવા તેમને સૂક્ષ્મશરીરનો આશ્રય કરીને ફરી રચે છે ૭૭

પુનઃ સ્વપ્નાવસ્થાની સ્થિતિનું નીચેના ત્રણ શ્લોકોવડે નિરૂપણ કરે છેઃ—

सन्धौ जाग्रत्सुषुप्त्योरनुभवविदिता स्वाप्यवस्था द्वितीया,
तत्रात्मज्योतिरास्ते पुरुष इह समाकृष्य सर्वेन्द्रियाणि ।
संवेश्य स्थूलदेहं समुचितशयने स्वीयभासांतरात्मा,
पश्यन्संस्काररूपानभिमतविषयान्याति कुत्रापि तद्वत् ॥ ७८ ॥

જાગ્રતના ને સુષુપ્તિના સંબંધમાં અનુભવવડે જણાયેલી સ્વપ્નરૂપ બીજી અવસ્થા [ છે, ] તેમાં ( તે સ્વપ્નાવસ્થામાં ) આને વિષે ( આત્મસ્વરૂપને વિષે ) સર્વ ઇંદ્રિયોને સારી રીતે ખેંચી લઇને પુરુષ આત્મરૂપ પ્રકાશવાળો રહે છે. [ પોતાના ]

મધુર અન્ન ખાય છે, કોઈ સ્થલે હું મ્લેચ્છપણું પામ્યો છું એમ [ જાણી ] પોતાના સંબંધવાળા મનુષ્યથી શંકા પામેલો રહે છે, [અને] કોઈ સ્થલે વાઘ આદિના ભયવડે દોડે છે, [ તથા તેમણે મુખમાં ] પકડ્યો છતો રોવે છે. ૮૦

જાગ્રત્માં પ્રતીત થતા પદાર્થો તેના જ્ઞાનકાલેજ સત્તાવાળા છે એમ જણાવે છે:—

यो यो दृग्गोचरोऽर्थो भवति स स तदा तद्गतात्मस्वरूपा-
विज्ञानोत्पद्यमानः स्फुरति ननु यथा शुक्तिकाज्ञानहेतुः ।
रौप्याभासो मृषैव स्फुरति च किरणाज्ञानतोऽम्भो भुजंगो,
रज्ज्वज्ञानान्निमेषं सुखमयकृदतो दृष्टसृष्टं किलेदम् ॥ ८१ ॥

જેમ છીપના અજ્ઞાનરૂપ કારણવાળો રૂપાનો આભાસ, [ સૂર્યનાં ] કિરણોના અજ્ઞાનથી [ પ્રતીત થતું મૃગ]જલ, [ને] દોરડીના અજ્ઞાનથી [ પ્રતીત થતો ] સર્પ, ક્ષણમાત્ર સુખ ભય કરનારાં મિથ્યાજ જણાય છે, તેમ [ જાગ્રત્માં ] જે જે પદાર્થ દૃષ્ટિનો વિષય થાય છે તે તે [ પદાર્થ ] ત્યારે તેમાં રહેલા આત્મસ્વરૂપના અજ્ઞાનથી ઉપજીને જણાય છે, આથી આ [ સર્વ ] નક્કી [ તેના ] જ્ઞાનકાલે ઉપજ્યું [છે.] ૮૧

ઉપર કહેલા અર્થમાં, શ્રીકૃષ્ણભગવાને શ્રીમદ્ભાગવદ્ગીતાના નવમા અધ્યાયના ચોથા શ્લોકમાં કહેલા અર્થને, અર્થથી પ્રમાણરૂપે કહે છે:—

मयिततमखिलं यन्मया तेन गतदृगा-
ने हि रजतं भाति शुक्तौ न रौप्ये ।

યોગ્ય બીછાનામાં સ્થૂલશરીરને રાખી દઇને સૂક્ષ્મરૂપ ઇચ્છિત વિષયોને પોતાના પ્રકાશવડે જોતો છતો અંતરાત્મા કોઈ પણ [ સ્થલે ] તે વાળો ( તે સૂક્ષ્મરૂપવાળો ) [ જાણે ] જાય છે. ( સ્થૂલનું અભિમાન ત્યજે છે. ) ૭૮

रक्षन्प्राणैः कुलायं निजशयनगतं श्वासमात्रावशेषै-
र्मा भूत्तत्प्रेतकल्पाकृतकमिति पुनः सारमेयादिभक्ष्यम् ।
स्वप्ने स्वीयप्रभावात्सृजति हयरथान्निम्नगाः पल्वलानि,
क्रीडास्थानान्यनेकान्यपि सुहृदबलापुत्रमित्रानुकारान् ॥ ७९ ॥

તે [ શરીર ] પ્રેતજેવા આકારવાળું અને કૂતરા આદિવડે ભક્ષણ કરવા યોગ્ય ન થાય માટે પોતાના બીછાનામાં પડેલા શરીરનું માત્ર શ્વાસરૂપે બાકી રહેલા પ્રાણોવડે રક્ષણ કરીને [ તેનું અભિમાન ત્યજે છેઃ ] સ્વપ્નમાં પોતાના સામર્થ્યથી ઘોડા, રથો, નદીઓ, તળાવડાં, અનેક રમવાનાં સ્થાનો તથા આગળ અનુભવેલા સુહૃદ્, સ્ત્રી, પુત્ર ને મિત્રના આકારોને રચે છે. ૭૯

मातंगव्याघ्रदस्युद्विपदुरगकपीन्कुत्रचित्प्रेयसीभिः,
क्रीडन्नास्ते हसन्वा विहरति कुहचिन्मृष्टमश्नाति चान्नम् ।
म्लेच्छत्वं मास्त्वनस्म्यहमिति कुहचिच्छंकितः स्वीयलोका-
दास्ते व्याघ्रादिभीत्या प्रचलति कुहचिद्रोदिति ग्रस्यमानः ॥८०॥

[વળી તે] હાથી, વાઘ, ચોર, શત્રુ, સાપ ને વાનરોને [ રચે છે, ] કોઈ સ્થલે પ્રિયાઓની સાથે ક્રીડા કરતો [છતો] અથવા હસતો [ છતો ] રહે છે, કોઈ સ્થલે વિહાર કરે છે, અને

[અજ્ઞાની] કર્મ કર્યા વિના રહી શકતો નથી. ઇતિ. ૮૩

કર્મ, જડ હોવાથી તે પોતે સ્વતંત્રરીતે ફલ આપી શકતું નથી, પણ કર્મના ફલના દાતા પરમેશ્વરથી પ્રેરાઈ તે ફલ આપી શકે છે એમ દૃષ્ટાંત આપીને જણાવે છેઃ—

वृक्षच्छेदे कुठारः प्रभवति यदपि प्राणिनोद्यस्तथापि,
प्रायोऽन्नं तृप्तिहेतुस्तदपि निगदितं कारणं भोक्तृयत्नः ।
प्राचीनं कर्म तद्वद्विषमसमफलप्राप्तिहेतुस्तथापि,
स्वातंत्र्यं नश्वरेऽस्मिन्न हि खलु घटते प्रेरकोऽस्यांतरात्मा ॥८४॥

જોકે ઝાડને કાપવામાં કુહાડો શક્તિવાળો છે, તોપણ પુરુષથી પ્રેરાઈને [શક્તિવાળો છે, સ્વતંત્રરીતે નહિ.] અન્ન બહુધા તૃપ્તિનું કારણ [છે,] તોપણ [તેમાં] ભોજન કરનારના પ્રયત્નને કારણરૂપ કહ્યો છે; તેવી રીતે પૂર્વનું કર્મ પ્રતિકૂલ તથા અનુકૂલ ફલની પ્રાપ્તિનું કારણ [છે,] તોપણ વિનાશ (પોતાના અંતમાં સંસ્કાર મૂકી વિનાશ) પામનારા આ [કર્મ]-માં [ફલ આપવામાં] સ્વતંત્રપણું નથીજ સંભવતું. [પરંતુ] આના પ્રેરક અંતરાત્મા [છે.] ૮૪

નિત્યાદિ કર્મના અનુષ્ઠાનમાં અન્ય દેવતાનું આરાધન કરવામાં આવે છે તે પણ બ્રહ્મનેજ અર્પણ થાય છે એમ કહે છેઃ—

स्मृत्या लोकेषु वर्णाश्रमविहितमदो नित्यकाम्यादिकर्म,
सर्वं ब्रह्मार्पणं स्यादिति निगमगिरः संगिरन्तेऽतिरम्यम् ।
यन्नासानेत्रजिह्वाकरचरणशिरः श्रोत्रसंतर्पणेन,
तुप्येदंगीव साक्षात्तरुरिव सकलो मूलसंतर्पणेन ॥ ८५ ॥

शुक्त्यंशस्तेन भूतान्यपि मयि निवसन्तीति विष्वग्विनेता,
प्राहास्माद्दृश्यजातं सकलमपि मृषैवेंद्रजालोपमेयम् ॥ ८२ ॥

જેથી મિથ્યા અધ્યાસના આશ્રયવડે મેં સમગ્ર [ જગત ] વિસ્તારેલું છે, તેથી આ [ ભૂતો ] મારામાં રહેલાં [છે,] પણ હું તેઓમાં [ રહેલો ] નથી. જોકે છીપમાં રૂપું જણાય છે, પરંતુ રૂપામાં છીપનો અંશ [ જણાતો ] નથી, તેથી ભૂતોજ મારામાં રહે છે એમ જગદ્‌ગુરુ [ શ્રીકૃષ્ણે ] કહેલું છે. આ- [ કારણ ] થી સઘળોજ દશ્યસમૂહ ઇંદ્રજાલના જેવો મિથ્યાજ [છે. ] ૮૨

સર્વ પ્રાણીઓને સુખદુઃખરૂપ ફલની પ્રાપ્તિમાં તેમનાં કર્મો હેતુભૂત છે એમ જણાવે છેઃ—

हेतुः कर्मैव लोके सुखतदितरयोरेवमज्ञोऽविदित्वा,
मित्रं वा शत्रुरित्थं व्यवहरति मृषा याज्ञवल्क्यार्तभागौ ।
यत्कर्मैवोचतुः प्राक् जनकनृपगृहे चक्रतुस्तत्प्रशंसां,
वंशोत्तंसो यदूनामिति वदति न कोऽप्यत्र तिष्ठत्यकर्मा ॥ ८३ ॥

- - લોકમાં સુખ ને તેથી ભિન્નનું ( દુઃખનું ) કારણ કર્મજ [ છે. ] અજ્ઞાની એવી રીતે નહિ જાણીને મિત્ર [ સુખનું કારણ છે, ] કિંવા શત્રુ [ દુઃખનું કારણ છે, ] આવી રીતનો મિથ્યા વ્યવહાર કરે છે. જેથી પૂર્વે જનકરાજાની સભામાં યાજ્ઞવલ્ક્ય ને આર્તભાગ [સુખદુઃખના કારણરૂપે] કર્મજ કહેતા હવા, [તથા] તેની સ્તુતિ કરતા હવા. [ વળી ] જાદવોના વંશના અલંકારરૂપ [ શ્રીકૃષ્ણ ] પણ કહે છેઃ-અહીં ( આ જગતમાં ) કોઈ પણ

[અજ્ઞાની] કર્મ કર્યા વિના રહી શકતો નથી. ઇતિ. ૮૩

કર્મ જડ હોવાથી તે પોતે સ્વતંત્રરીતે ફલ આપી શકતું નથી, પણ કર્મના ફલના દાતા પરમેશ્વરથી પ્રેરાઈ તે ફલ આપી શકે છે એમ દૃષ્ટાંત આપીને જણાવે છે:—

वृक्षच्छेदे कुठारः प्रभवति यदपि प्राणिनोद्यस्तथापि,
प्रायोऽन्नं तृप्तिहेतुस्तदपि निगदितं कारणं भोक्तृयत्नः ।
प्राचीनं कर्म तद्वद्विषमसमफलप्राप्तिहेतुस्तथापि,
स्वातंत्र्यं नश्वरेऽस्मिन्न हि खलु घटते प्रेरकोऽस्यांतरात्मा ॥८४॥

જોકે ઝાડને કાપવામાં કુહાડ શક્તિવાળો છે, તોપણ પુરુષથી પ્રેરાઇને [શક્તિવાળો છે, સ્વતંત્રરીતે નહિ.] અન્ન બહુધા તૃપ્તિનું કારણ [છે,] તોપણ [તેમાં] ભોજન કરનારના પ્રયત્નને કારણરૂપ કહ્યો છે; તેવી રીતે પૂર્વનું કર્મ પ્રતિકૂલ તથા અનુકૂલ ફલની પ્રાપ્તિનું કારણ [છે,] તોપણ વિનાશ (પોતાના અંતમાં સંસ્કાર મૂકી વિનાશ) પામનારા આ [કર્મ]-માં [ફલ આપવામાં] સ્વતંત્રપણું નથીજ સંભવતું. [પરંતુ] આના પ્રેરક અંતરાત્મા [છે.] ૮૪

નિત્યાદિ કર્મના અનુષ્ઠાનમાં અન્ય દેવતાનું આરાધન કરવામાં આવે છે તે પણ બ્રહ્મનેજ અર્પણ થાય છે એમ કહે છે:—

सृष्टा लोकेषु वर्णाश्रमविहितमदो नित्यकाम्यादिकर्म,
सर्वं ब्रह्मार्पणं स्यादिति निगमगिरः संगिरन्तेऽतिरम्यम् ।
यन्नासानेत्रजिह्वाकरचरणशिरः श्रोत्रसंतर्पणेन,
तुष्येदंगीव साक्षात्तरुरिव सकलो मूलसंतर्पणेन ॥ ८५ ॥

સૂર્યચંદ્રાદિ ઘટાદિ પદાર્થોને પ્રકાશવામાં સ્વતંત્ર નથી એમ જણાવે છે:—

सूर्याद्यैरर्थभानं न हि भवति पुनः केवलैर्नात्र चित्रं,
सूर्यात्सूर्यप्रतीतिर्न भवति सहसा नापि चंद्रस्य चंद्रात् ।
अग्नेरग्नेश्च किंतु स्फुरति रविमुखं चक्षुषश्चित्प्रयुक्ता-
दात्मज्योतिस्ततोऽयं पुरुष इह महो देवतानां च चित्रम् ॥८७॥

કેવલ સૂર્યાદિવડે [ ઘટાદિ ] પદાર્થનું જ્ઞાન નથી જ થતું તેમાં આશ્ચર્ય નથી. સૂર્યથી સૂર્યનું ભાન સહસા નથી થતું, ચંદ્રથી પણ ચંદ્રનું [જ્ઞાન સહસા] નથી [થતું,] અને અગ્નિથી અગ્નિનું [જ્ઞાન પણ નથી થતું,] પરંતુ ચેતનથી પ્રેરણા પામેલ નેત્રથી સૂર્યાદિ જણાય છે, તેથી આ પુરુષ આત્મરૂપ પ્રકાશવાળો [ છે, ] અને અહીં ( વ્યવહારકાલમાં ) [ નેત્રાદિના ] દેવોનું તેજ વિચિત્ર [ છે. ] ૮૭

પ્રાણના પ્રવર્તકરૂપે આત્માને જણાવવામાટે પ્રાણની પાચ વૃત્તિમાંથી પ્રાણ, વ્યાન ને અપાનની ક્રિયા દર્શાવે છે:—

प्राणेनांभांसि भूयः पिबति पुनरसावन्नमश्नाति तत्र,
तत्पाकं जाठरोऽग्निस्तदुपहितबलो द्राक् शनैर्वा करोति ।
व्यानः सर्वांगनाडीष्वथ नयति रसं प्राणसंतर्पणार्थं,
निःसारं पूतिगंधं त्यजति बहिरयं देहतोऽपानसंज्ञः ॥ ८८ ॥

આ [ આત્મા ] પ્રાણવડે વારંવાર જલ પીએ છે, તથા અન્નનું [ પણ ] ભક્ષણ કરે છે, ત્યારે તે રૂપ ( પ્રાણરૂપ ) ઉપાધિથી બલવાળો થયેલો જઠરાગ્નિ ઊતાવળે અથવા ધીમે

લોકોમાં સ્મૃતિવડે વર્ણ ને આશ્રમમાટે વિધાન કરેલું આ નિત્ય ને કામ્ય આદિ કર્મ [ છે તે ] સર્વ [ કર્મ ] બ્રહ્મને અર્પણ થાય છે એમ વેદનાં વચનો બહુ સુંદરરીતે જણાવે છે, કેમકે [ વૃક્ષના ] મૂલને સારી રીતે તૃપ્ત કરવાવડે સર્વ વૃક્ષ [ તૃપ્ત થાય છે ] વળી નાસિકા નેત્ર, જીભ, હાથ, પગ, માથું ને કાનને સારી રીતે તૃપ્ત કરવાવડે સાક્ષાત્ અંગવાળાની (જીવની) પેઠે [ અન્ય દેવોને અર્પણ કરેલું બ્રહ્મને અર્પણ થાય છે, ને તેવડે તે ] સંતોષ પામે છે ૮૫

આત્માને નહિ જાણનારને કર્મનું ફલ અલ્પ થાય છે, ને આત્માને જાણનારને કર્મનું ફલ મહાન્ થાય છે એમ કહે છે—

यः मैत्यात्मानभिज्ञः श्रुतिविदपि तथा कर्मकृत्कर्मणोऽस्य,
नाशः स्यादल्पभोगात्पुनरवतरणे दुःखभोगो महीयान् ।
आत्माभिज्ञस्य लिप्सोरपि भवति महान्शाश्वतः सिद्धिभोगो,
ह्यात्मा तस्मादुपास्यः खलु तदधिगमे सर्वसौख्यान्यलिप्सोः॥८६॥

જે વેદને જાણનારો છતાં પણ તથા કર્મ કરનારો [ છતાં પણ ] આત્માને નહિ જાણનારો [ હોઇ ] મરણ પામે છે તેના કર્મનો અલ્પભોગથી નાશ થાય છે; [ વળી તેનો ] ફરીને જન્મ થાય ત્યારે [ તેને ] ઘણા વધારે દુ ખનો ભોગ [થાય છે.] આત્માને જાણનાર [ ફલની ] ઇચ્છાવાળો હોય તોપણ [ તેને સ્વર્ગથી પણ ] અધિક [ ને ] ઘણા સમયસુધી ભોગવાય એવો [ અણિમાદિ ] સિદ્ધિનો ભોગ થાય છે, [ અને કર્મના ફલની ] ઇચ્છાવિનાનાને તેના (આત્માના) સાક્ષાત્કારમાં નક્કી સર્વ સુખો [પ્રાપ્ત થાય છે,] તેથી આત્માજ ઉપાસન કરવાયોગ્ય [છે.] ૮૬

સૂર્યચંદ્રાદિ ઘટાદિ પદાર્થોને પ્રકાશવામાં સ્વતંત્ર નથી એમ જણાવે છે:—

सूर्याद्यैरर्थभानं न हि भवति पुनः केवलैर्नात्र चित्रं,
सूर्यात्सूर्यप्रतीतिर्न भवति सहसा नापि चंद्रस्य चंद्रात् ।
अग्नेरग्नेश्च किंतु स्फुरति रविमुखं चक्षुषश्चित्प्रयुक्ता-
दात्मज्योतिस्ततोऽयं पुरुष इह महो देवतानां च चित्रम् ॥८७॥

કેવલ સૂર્યાદિવડે [ ઘટાદિ ] પદાર્થનું જ્ઞાન નથી જ થતું તેમાં આશ્ચર્ય નથી. સૂર્યથી સૂર્યનું ભાન સહસા નથી થતું, ચંદ્રથી પણ ચંદ્રનું [જ્ઞાન સહસા] નથી [થતું,] અને અગ્નિથી અગ્નિનું [જ્ઞાન પણ નથી થતું,] પરંતુ ચેતનથી પ્રેરણા પામેલ નેત્રથી સૂર્યાદિ જણાય છે, તેથી આ પુરુષ આત્મરૂપ પ્રકાશવાળો [ છે, ] અને અહીં ( વ્યવહારકાલમાં ) [ નેત્રાદિના ] દેવોનું તેજ વિચિત્ર [ છે. ] ૮૭

પ્રાણના પ્રવર્તકરૂપે આત્માને જણાવવામાટે પ્રાણની પાંચ વૃત્તિમાંથી પ્રાણ, વ્યાન ને અપાનની ક્રિયા દર્શાવે છે:—

प्राणेनांभांसि भूयः पिबति पुनरसावन्नमश्नाति तत्र,
तत्पाकं जाठरोऽग्निस्तदुपहितबलो द्राक् शनैर्वा करोति ।
व्यानः सर्वांगनाडीष्वथ नयति रसं प्राणसंतर्पणार्थं,
निःसारं पूतिगंधं त्यजति बहिरयं देहतोऽपानसंज्ञः ॥ ८८ ॥

આ [ આત્મા ] પ્રાણવડે વારંવાર જલ પીએ છે, તથા અન્નનું [ પણ ] ભક્ષણ કરે છે, ત્યારે તે રૂપ ( પ્રાણરૂપ ) ઉપાધિથી બલવાળો થયેલો જઠરાગ્નિ ઊતાવળે અથવા હળવે

હળવે તેનું ( અન્નજલનું ) પાચન કરે છે. પછી ઇંદ્રિયોને સારી રીતે તૃપ્ત કરનામાટે વ્યાન શરીરની સર્વે નાડીઓમાં [ પચી ગયેલા અન્નજલના સારભાગરૂપ ] રસને લઈ જાય છે, [ અને ] આ અપાનનામનો [ વાયુ તે અન્નજલના ] સાર-રહિત દુર્ગંધને ( મલમૂત્રને ) શરીરથી બહાર કાઢે છે. ८८

હવે પ્રાણના પ્રાણરૂપ ને નેત્રના નેત્રરૂપ આત્માનું સ્વરૂપ વર્ણવે છેઃ—

व्यापारं देहसंस्थः प्रतिवपुरखिलं पंचवृत्त्यात्मकोऽसौ,
प्राणः सर्वेंद्रियाणामधिपतिरनिशं सत्तया निर्विवादम् ।
यस्येत्थं चिद्घनस्य स्फुटमिह कुरुते सोऽस्मि सर्वस्य साक्षी,
प्राणस्य प्राण एषोऽप्यखिलतनुभृतां चक्षुषश्चक्षुरेषः ॥ ८९ ॥

આમાં ( આ શરીરમાં ) જે ચેતનઘનની સત્તાવડે [ પ્રાણાપાનાદિ ] પાંચ વૃત્તિરૂપ, શરીરમાં રહેલો [અને] સર્વે ઇંદ્રિયોનો સ્વામી આ પ્રાણ પ્રત્યેક શરીરમાં આમ નિરંતર નિર્વિવાદપણે સર્વે વ્યવહારને સ્પષ્ટરીતે કરે છે તે સર્વેનો સાક્ષી [ હું ] છું. સર્વે શરીરધારીઓના પ્રાણનો પણ પ્રાણ આ [ છે, ને ] નેત્રનું નેત્ર [પણ] આ [ છે. ] ८९

આ આત્મા સર્વેને પ્રકાશનારો છે એમ નિરૂપણ કરે છે.—

यं भांतं चिद्घनैकं क्षितिजलपवनादित्यचन्द्रादयो ये,
भासा तस्यैव चानु प्रविरलगतयो भान्ति तस्मिन्वसन्ति ।
विद्युत्पुंजोऽग्निसंचोऽप्युडुगणविततिर्भासयेत्किं परेशं,
ज्योतिः शान्तं ह्यनन्तं कविमजममरं शाश्वतं जन्मशून्यम् ॥९०॥

ભિન્નભિન્ન ગતિવાળા જે પૃથિવી, જલ, પવન, સૂર્ય ને

ચંદ્ર આદિ [ પદાર્થો છે તે ] જે ચેતનઘન, એક [ને] પ્રકાશેલા [ આત્મા ]ની પછી તેના પ્રકાશવડેજ પ્રકાશે છે, ને તેમાં રહે છે, [તે] પરમેશ્વર, શાંત, પ્રકાશરૂપ, અંતરરહિત, સર્વજ્ઞ, અનાદિ, અવિનાશી, સનાતન ને જન્મરહિતને શું વીજળીનો સમૂહ, અગ્નિનો સમૂહ ને તારાગણનો વિસ્તાર પ્રકાશી શકે શું ? [ નજ પ્રકાશી શકે. ] ૯૦

આત્માના અનુભવવડે જીવન્મુક્તિ ને વિદેહમુક્તિ થાય છે એમ કહે છેઃ—

तद्ब्रह्मैवाहमस्मीत्यनुभव उदितो यस्य कस्यापि चेद्वै,
पुंसः श्रीसद्गुरूणामतुलितकरुणापूर्णपीयूषदृष्ट्या ।
जीवन्मुक्तः स एव भ्रमविधुरमना निर्गतेऽनाद्युपाधौ,
नित्यानंदैकधाम प्रविशति परमं नष्टसंदेहवृत्तिः ॥ ९१ ॥

જે કોઇ પણ પુરુષને શ્રીસદ્ગુરુની અપાર કૃપાથી ભરેલી અમૃતદૃષ્ટિવડે તે બ્રહ્મજ હું છું આવો અનુભવ જો ઉદય થયો તો [ તે ] ભ્રાંતિરહિત મનવાળો [ને] સંશયરહિત વૃત્તિવાળો [ થઈ ] જીવન્મુક્ત [ થાય છે. ] તે[ જીવન્મુક્ત ]જ [ પોતાના પ્રારબ્ધની સમાપ્તિ થયે ] અનાદિ ઉપાધિરૂપ [ અવિદ્યાની ] નિવૃત્તિ થવાથી ઉપાધિરહિત, અવિનાશી, આનંદરૂપ ને એક રૂપમાં પ્રવેશ કરે છે. ૯૧

હવે તે જીવન્મુક્તનો નિશ્ચય દેખાડે છેઃ—

नो देहो नेंद्रियाणि क्षरमतिचपलं नो मनो नैव बुद्धिः,
प्राणो नैवाहमस्मीत्यखिलजडमिदं वस्तुजातं कथं स्याम् ।

नाहंकारो न दारागृहसुतसुजनक्षेत्रवित्तादि दूरं,
साक्षी चित्प्रत्यगात्मा निखिलजगदधिष्ठानभूतः शिवोऽहम् ॥९२॥

હું સ્થૂલશરીર નથી, ઇંદ્રિયો નથી, વિનાશી [ને] અતિચપલ મન નથી, બુદ્ધિ પણ નથી, [ને] પ્રાણ પણ નથી, એવી રીતે આ સમગ્ર જડ વસ્તુનો સમૂહ [ હું ] કેમ હોઈ શકું? [ હું ] અહંકાર નથી, સ્ત્રી, ઘર, પુત્ર, સજ્જન, ક્ષેત્ર ને દ્રવ્યાદિ [ જે આત્માની અપેક્ષાએ ] દૂર [ રહેલાં છે તે હું ] નથી, [ પરંતુ આ સર્વ જડ વસ્તુનો ] સાક્ષી, ચેતનરૂપ, અંતરાત્મા, સર્વ જગતના અધિષ્ઠાનરૂપ [ ને ] કલ્યાણરૂપ હું [ છું. ] ૯૨

આત્માનું વાસ્તવિક દ્રષ્ટાપણું સિદ્ધ કરી બતાવે છે:—

दृश्यं यद्रूपमेतद्भवति च विशदं नीलपीताद्यनेकं,
सर्वस्यैतस्य दृग्वै स्फुरदनुभवतो लोचनं चैकरूपं ।
तद्दृश्यं मानसं दृक् परिणतविषयाकारधीवृत्तयोऽपि,
दृश्या दृग्रूप एव प्रभुरिह स तथा दृश्यते नैव साक्षी ॥ ९३ ॥

દૃષ્ટિના વિષયરૂપ આ રૂપ જે આસમાની ને પીળું આદિ અનેક [છે,] ને સ્પષ્ટ જણાય છે, આ સર્વના દ્રષ્ટારૂપ સ્પષ્ટ જણાતા અનુભવથી નેત્ર [ છે, ] અને [ તે નેત્ર ] એકરૂપ [છે,] તે [નેત્ર] દૃશ્ય [ને] મન દ્રષ્ટા [ છે તે મન દૃશ્ય ને બુદ્ધિ દ્રષ્ટા છે. ] વિષયોને આકારે પરિણામ પામેલી બુદ્ધિની વૃત્તિઓ પણ દૃશ્ય [ છે ] આમાં ( આ સર્વ જડમાં ) [ સર્વનો ] નિયંતા [ને] સાક્ષી [ આત્મા ] દ્રષ્ટારૂપજ [ છે. ] તે એવી રીતે ( અન્ય જડની પેઠે ) દૃશ્ય નથીજ થતો. ૯૩

પોતાના શ્રીસદ્ગુરુના ઉપદેશમાં વિશ્વાસ રાખી, જીવભાવનો બાધ કરી, આત્મસ્વરૂપનું અનુસંધાન કરવું એમ કહે છેઃ—

रज्ज्वज्ञानाद्भुजंगस्तदुपरि सहसा भाति मन्दान्धकारे,
स्वात्माज्ञानात्तथासौ भृशमसुखमभूदात्मनो जीवभावः ।
आप्तोक्त्याहि भ्रमान्ते स खलु विदिता रज्जुरेका तथाहं,
कूटस्थो नैव जीवो निजगुरुवचसा साक्षीभूतः शिवोऽहम् ॥ ९४ ॥

[જેમ] મંદ અંધકારમાં દોરડીના અજ્ઞાનથી તે ઉપર (તે દોરડીની જગાએ) સહસા સર્પ પ્રતીત થાય છે, તેમ પોતાના આત્માના અજ્ઞાનથી આત્માનો આ અત્યંત દુઃખરૂપ જીવભાવ [પ્રતીત] થાય છે. [જેમ] પ્રામાણિક [પુરુષ]ના વચનવડે સર્પની ભ્રાંતિ નિવૃત્ત થયે તે [સર્પ]જ નક્કી જાણેલી એક દોરડીરૂપ [થાય છે] તેમ પોતાના સદ્ગુરુના વચનવડે [જીવપણાની ભ્રાંતિની નિવૃત્તિ થયે] હું જીવ નથીજ, હું સાક્ષિરૂપ, વિકારરહિત [ને] મંગલરૂપ [છું એમ અનુભવાય છે.] ૯૪

હવે પ્રશ્નોત્તરરૂપે જીવન્મુક્તના પરમજ્યોતિસ્વરૂપના અનુભવનું વર્ણન કરે છેઃ—

किं ज्योतिस्ते वदस्वाहनि रविरिह मे चंद्रदीपादि रात्रौ,
स्यादेवं भानुदीपादिकपरिकलने किं तव ज्योतिरस्ति ।
चक्षुस्तन्मीलने किं भवति च सुतरां धीर्धियः किं प्रकाशे,
तत्रैवाहं ततस्त्वं तदसि परमकं ज्योतिरस्मि प्रभोऽहम् ॥ ९५ ॥

["દિવસમાં ને રાતમાં તારો વ્યવહાર સિદ્ધ કરનાર તારો કયો પ્રકાશ [છે? તે તું] કહે." "અહીં દિ

સૂર્ય [ને] રાત્રિમાં ચંદ્ર ને દીપક આદિ [ મારો પ્રકાશ છે." "ભલે ] એમ હો, [પણ સૂર્ય ને દીપક આદિને પ્રકાશવામાં તારો કયો પ્રકાશ છે?" "નેત્ર," "અને તેના ( નેત્રના ) વીંચાવામાં [ તારો ] કયો [ પ્રકાશ ] છે?" સારી રીતે [ પ્રકાશનારી ] બુદ્ધિ." "બુદ્ધિના પ્રકાશમાં કયો [ પ્રકાશ છે?" "હું, ( અહંકાર. ) "] તેમાં પણ [ તારો કયો પ્રકાશ છે?" "હું, ( આત્મા. ) " "તેથી તે [ પ્રકાશરૂપ ] તું છે." "હે પ્રભો ! [ તે ] પરમપ્રકાશરૂપ હું છું." ૯૫

જીવન્મુક્તપુરુષનો વ્યવહાર બાધિતાનુવૃત્તિથી ચાલે છે એમ જણાવે છેઃ—

कंचित्कालं स्थितः कौ पुनरिह भजते नैव देहादिसंघं,
यावत्प्रारब्धभोगं कथमपि स सुखं चेष्टतेऽसंगबुद्धया ।
निर्द्वंद्वो नित्यशुद्धो विगलितममताहंकृतिर्नित्यतृप्तो,
ब्रह्मानंदस्वरूपः स्थिरमतिरचलो निर्गताशेषमोहः ॥ ९६ ॥

તે [ જીવન્મુક્ત ] કેટલોક સમય પૃથિવીપર સ્થિત [ છતાં પણ ] અહીં ( આ જગતમાં ) પુનઃ શરીરાદિના સમૂહમાં [ આત્માની બુદ્ધિ ] નથીજ કરતો. જ્યાંસુધી પ્રારબ્ધનો ભોગ [ હોય ત્યાંસુધી ] કોઇ પણ [ પ્રકારે ] અસંગ [ બ્રહ્મ હું છું એવી ] બુદ્ધિવડે દ્વંદ્વથી રહિત, નિત્યપવિત્ર, અત્યંત ગળી ગયેલી મમતા તથા અહંતાવાળો, નિત્યતૃપ્ત, પૂર્ણાનંદસ્વરૂપ, [ બ્રહ્મમાં ] સ્થિરબુદ્ધિવાળો, અચલ [ ને ] સર્વે મોહથી રહિત [ થયો છતો ] સુખપૂર્વક વિચરે છે. ૯૬

આત્મજ્ઞાનવડે માયાની આત્યંતિક નિવૃત્તિ થાય છે એમ કહે છે:–

जीवात्मब्रह्मभेदं दलयति सहसा यत्प्रकाशैकरूपं,
विज्ञानं तच्च बुद्धौ समुदितमतुलं यस्य पुंसः पवित्रम् ।
माया तेनैव तस्य क्षयमुपगमिता संसृतेः कारणं या,
नष्टा सा कार्यकर्त्री पुनरपि भविता नैव विज्ञानमात्रात् ॥ ९७ ॥

કેવલ પ્રકાશરૂપવાળું જે વિજ્ઞાન તુરત (પોતાની ઉત્પત્તિની સાથે) જીવાત્માના ને બ્રહ્મના ભેદનો નાશ કરે છે, તે પવિત્ર ને ઉપમારહિત [વિજ્ઞાન] જે પુરુષની બુદ્ધિમાં સારી રીતે ઉદય પામ્યું તેને સંસારનું કારણ જે માયા [તે માયા] તેવડેજ (વિજ્ઞાનવડેજ) નાશ પામેલી [થાય છે.] વિજ્ઞાનમાત્રથી નાશ પામેલી તે [માયા] પુનઃ [ફરી] પણ [ભ્રાંતિરૂપ] કાર્ય કરનારી નથીજ થતી. ૯૭

જીવન્મુક્ત કેવી રીતે આ જગતનો ત્યાગ કરે છે તે દૃષ્ટાંત આપીને સમજાવે છે:—

विश्वं नेति प्रमाणाद्विगलितजगदाकारभानस्त्यजेद्वै,
पीत्वा यद्वत्फलांभस्त्यजति च सुतरां तत्फलं सौरभाढ्यम् ।
सम्यक्सचिद्घनैकामृतसुखकवलास्वादपूर्णो हृदासौ,
ज्ञात्वा निःसारमेवं जगदखिलमिदं स्वप्रभः शांतचित्तः ॥९८॥

જેમ [રસનાળા] ફલના રસને સારી રીતે પીને તે ફલ સુગંધથી ભરેલું [હોય તો]પણ [તેનો મનુષ્ય] ત્યાગ કરે છે તેમ [नेह नानाऽस्ति-બ્રહ્મમાં] જગત્ નથી, આ [શ્રુતિના] પ્રમાણથી જેનું જગતના આકારનું જ્ઞાન અત્યંત

ગળી ગયું છે એવા, અંતઃકરણવડે યથાર્થરીતે ચૈતન્યઘન, એક, અમૃત ને આનંદના કોળીઆના સ્વાદથી તૃપ્ત, સ્વયંપ્રકાશ [ ને ] શાંતચિત્તવાળા આ [ જીવન્મુક્ત પુરુષ ] આ સર્વ જગત્ સારરહિત જાણીને ત્યજે છે. ૯૮

જીવન્મુક્તને બાધ પામીને જગતની પ્રતીતિ થાય છે તોપણ તેને કર્મો બંધન કરી શકતાં નથી એમ કહે છેઃ—

क्षीयन्ते चास्य कर्माण्यपि खलु हृदयग्रंथिरुद्भिद्यते वै,
छिद्यन्ते संशया ये जनिमृतिफलदा दृष्टमात्रे परेशे ।
तस्मिंश्चिन्मात्ररूपे गुणमलरहिते तत्त्वमस्यादिलक्ष्ये,
कूटस्थे प्रत्यगात्मन्यखिलविधिमनोऽगोचरे ब्रह्मणीशे ॥ ९९ ॥

તે કેવલ ચૈતનરૂપ, ગુણરૂપ મેલથી રહિત, तत्त्वमसि (તે તું છે) આદિના લક્ષ્યરૂપ. નિર્વિકાર, અંતરાત્મા, સર્વ વિધિવાક્યોના ને મનના અવિષયરૂપ, પરિચ્છેદથી રહિત, નિયંતા [ ને ] પરમેશ્વરનો સાક્ષાત્કાર થવાથી આનાં ( આ જીવન્મુક્તનાં ) કર્મો નાશ પામી જાય છે, હૃદયની ( આત્માના ને અહંકારના કલ્પિત એકપણાની ) [ ભ્રાંતિરૂપ ] ગાંઠ નક્કી ભેદાઇ જાય છે, અને જન્મમરણરૂપ ફલ આપનારા જે સંશયો [ છે તે ] નક્કી છેદાઈ જાય છે. ૯૯

વિવેકીએ વૈરાગ્યવડે સંસારનું ચિંતન લઇ બ્રહ્મનું ચિંતન કરવું જોઇએ એમ કહે છેઃ—

आदौ मध्ये तथांते जनिमृतिफलदं कर्ममूलं विशालं,
ज्ञात्वा संसारवृक्षं भ्रममदमुदितायोकृतानेकपत्रम् ।

कामक्रोधादिशाखं सुतपशुवनिताकन्यकापक्षिसंघं,
छित्त्वासंगासिनैनं पटुमतिरभितश्चिन्तयेद्वासुदेवं ॥ १०० ॥

આદિમાં, મધ્યમાં અને અંતમાં [ અસદ્રૂપ છતાં પણ ] જન્મમરણરૂપજ ફલને દેનારા, કર્મરૂપ મૂલવાળા, વિસ્તારવાળા, ભ્રાંતિ, અહંકાર, હર્ષ ને શોક આદિ અનેક પાનડાંવાળા, કામ ને ક્રોધાદિરૂપ શાખાવાળા, [અને] પુત્ર, પશુ, સ્ત્રી ને કન્યારૂપ પક્ષીઓના સમૂહવાળા સંસારરૂપ વૃક્ષને [અસદ્રૂપ] જાણીને એને અસંગરૂપ ( પોતાના અસંગસ્વભાવના નિશ્ચયરૂપ ) તરવારવડે છેદી કુશલબુદ્ધિવાળો [પુરુષ] સર્વદા વાસુદેવનું ધ્યાન કરે. १००

પોતાના બ્રહ્મસ્વરૂપના અનુસંધાનપૂર્વક પોતાના બ્રહ્મસ્વરૂપને જીવભાવે પ્રણામ કરી આ ગ્રંથની સમાપ્તિ કરે છેઃ—

जातं मय्येव सर्वं पुनरपि मयि तत्संस्थितं चैव विश्वं,
सर्वं मय्येव याति प्रविलयमिति तद्ब्रह्म चैवाहमस्मि ।
यस्य स्मृत्या च यज्ञाद्यखिलशुभविधौ सुप्रयातीह कार्यम्,
न्यूनं संपूर्णतां वै तमहमतिमुदैवाच्युतं सन्नतोऽस्मि ॥ १०१ ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचिता
शतश्लोकी संपूर्णा ॥ १७ ॥

સર્વ જગત્ મારામાંજ ઉપજ્યું [છે,] અને પુનઃ પણ તે [ જગત્ ] મારામાંજ સારી રીતે સ્થિત [ છે, તથા તે ] સર્વ [ જગત્ ] અહીં મારામાંજ પ્રલય પામે છે, [ તેથી ] તે બ્રહ્મજ હું છું. વળી જેના સ્મરણવડે યજ્ઞાદિ સર્વ શુભ કર્મમાં [જે]

## ૧ શિષ્યપ્રતિબોધનવિધિ

ॐ ॥ अथ मोक्षसाधनज्ञानोपदेशविधिं व्याख्यास्यामः
मुमुक्षूणां श्रद्दधानानामर्थिनामर्थाय । तदिदं मोक्षसाधनं ज्ञानं
साधनसाध्यादनित्यात्सर्वस्माद्विरक्ताय त्यक्तपुत्रवित्तलोकैषणाय
तिपन्नपरमहंसपारिव्राज्याय शमदमदयादियुक्ताय शास्त्रप्रसिद्ध-
न्नाय शुचये ब्राह्मणाय विधिवदुपसन्नाय शिष्याय
भिजनैः परीक्षिताय ब्रूयात्पुनः पुनर्यावद्-

ન્યૂન કાર્ય [ હોય તે ] નક્કી સારી રીતે સંપૂર્ણપણાને પામે છે તે અવિનાશીનેજ હું ['જીવભાવે ] અતિપ્રસન્નતાવડે સારી રીતે નમેલો છું. ૧૦૧

એ પ્રમાણે બ્રહ્મવિદ્યાવાળા પરમહંસોના ને પરિવ્રાજકોના આચાર્ય શ્રીશંકરાચાર્યજીએ રચેલા શતશ્લોકીનામના પ્રકરણ-ગ્રંથરૂપ સત્તરમા રત્નની શ્રીનાથશર્મવિરચિત ભાવાર્થદીપિકા-નામની ગુજરાતીભાષાની ટીકા પૂરી થઈ. ૧૭

———[ * ]———

ૐ

## ॥ ૧૮ શ્રીઉપદેશસહસ્રી–ગદ્યબંધ ॥

### ભાવાર્થદીપિકાટીકાસહિત

### મંગલાચરણ ને ટીકાની પ્રતિજ્ઞા

#### દોહરો

પ્રહ્લદંશિનું ધ્યાન ધરી, વંદી સદ્‌ગુરુ પાય;
ઉપદેશસહસ્રીની ટીકા, ગુર્જરગિરા લખાય. ૧

ભગવાન્ ભાષ્યકાર સર્વે ઉપનિષદોના અર્થના સારનો સંગ્રહ કરનારી ઉપદેશસહસ્રીના. ( અનેક ઉપદેશોના ) ગદ્યબંધને મુમુક્ષુઓના હિતમાટે રચવાને ઇચ્છતા છતા આ ગ્રંથની નિર્વિઘ્ને સમાપ્તિ થવા શિષ્ટાચારથી પ્રાપ્ત મંગલાચરણ કરી, પછી આ ગ્રંથ રચવાની પ્રતિજ્ઞા તથા મુમુક્ષુનાં લક્ષણો ને તેમને સદ્‌ગુરુએ ક્યાંસુધી ઉપદેશ કરવો તે જણાવે છે:—

## ૧ શિષ્યપ્રતિબોધનવિધિ

ॐ ॥ अथ मोक्षसाधनज्ञानोपदेशविधिं व्याख्यास्यामः मुमुक्षूणां श्रद्दधानानामर्थिनामर्थाय । तदिदं मोक्षसाधनं ज्ञानं साधनसाध्यादनित्यात्सर्वस्माद्विरक्ताय त्यक्तपुत्रवित्तलोकैषणाय प्रतिपन्नपरमहंसपारिव्राज्याय शमदमदयादियुक्ताय शास्त्रप्रसिद्ध-शिष्यगुणसंपन्नाय शुचये ब्राह्मणाय विधिवदुपसन्नाय शिष्याय जातिकर्मवृत्तविद्याभिजनैः परीक्षिताय ब्रूयात्पुनः पुनर्यावद्-ग्रहणं दृढीभवति ॥ १ ॥

ॐ અથ મોક્ષના સાધનરૂપ જ્ઞાનના ઉપદેશના પ્રકારને મુમુક્ષુઓના, શ્રદ્ધાલુઓના [ ને આ શાસ્ત્રનો વિષય જાણવાના ] પ્રયોજનવાળાઓના ઉપકારમાટે કહીએ છીએ તે આ મોક્ષનું સાધન જ્ઞાન સાધનસાધ્યરૂપ- સર્વ અનિત્યથી વિરક્ત, પુત્ર દ્રવ્ય ને લોકની તૃષ્ણાવિનાના, પરમહંસસંન્યાસપણાને પામેલા, શમ દમ ને દયાદિથી યુક્ત, શાસ્ત્રમાં પ્રસિદ્ધ શિષ્યના ગુણથી સંપન્ન, પવિત્ર, મુમુક્ષુ, વિધિવત્ શરણે આવેલા, શિષ્ય તથા જાતિ કર્મ આચાર વિદ્યા ને કુલવડે પરીક્ષા કરેલાને જ્યાંસુધી ગ્રહણ કરેલું દૃઢ થાય [ ત્યાંસુધી ] પુનઃ પુનઃ કહે.

સૃષ્ટિના આરંભકાલમાં ॐ ને અથ એ શબ્દો બ્રહ્મના મુખમાંથી પ્રથમ-બહાર પડેલા હોવાથી મંગલરૂપ ગણાય છે. અહીં અથશબ્દવડે મંગલાચરણ કર્યું છે એમ સમજવું. અથનો અર્થ પછી કરીએ તો અર્થના વિસ્તારવડે શાસ્ત્રના અર્થનું નિરૂપણ કર્યા પછી એવો અથશબ્દનો વિસ્તાર-વાળો અર્થ થાય છે. દુઃખરહિત પરમાનંદની અભેદભાવે પ્રાપ્તિ તે

મોક્ષ કહેવાય છે. એ મોક્ષનું સાક્ષાત્ સાધન અદ્વિતીય બ્રહ્મનું જ્ઞાન છે. માત્ર મોક્ષનેજ ઇચ્છનારો હોય તે મુમુક્ષુ કહેવાય છે. ખેતી આદિ દૃષ્ટ સાધનથી ને યાગાદિ અદૃષ્ટ સાધનથી સાધ્ય આ લોકના ને પરલોકના ભોગનો સમૂહ છે. એ સાધન ને સાધ્ય અનિત્ય હોવાથી મુમુક્ષુ તેમાં વૈરાગ્યવાળો જોઇએ, અર્થાત્ તે બ્રહ્મલોકસુધીના ભોગોમાં અભિલાષારહિત હોવો જોઇએ. પુત્રની તૃષ્ણાના અભાવવડે સ્ત્રીની તૃષ્ણાનો અભાવ પણ સમજવો. દ્રવ્યશબ્દવડે સગુણબ્રહ્મની ઉપાસના તથા ગાય આદિ સમજવાં. લોકશબ્દવડે 'આ લોક, પિતૃલોક ને દેવલોક સમજવા. આત્માથી ભિન્ન વિષયોમાંથી અંતઃકરણને પાછું વાળવાનું બલ તે શમ, દશ ઇંદ્રિયોના અનાત્મ પદાર્થોભણીના રાગ-દ્વેષવાળા વેગોને રોકવાનું બલ તે દમ, ને પ્રાણીઓપર કરુણા તે દયા કહેવાય છે. આદિપદવડે ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા ને સમાધાનનું ગ્રહણ થાય છે. શાસ્ત્રમાં પ્રસિદ્ધ શિષ્યના ગુણથી સંપન્ન એટલે અમાનીપણું, આદિ જ્ઞાનનાં સાધનોથી ને અભયાદિ દૈવીસંપત્તિથી યુક્ત પવિત્ર એટલે બહારની ને અંતઃકરણની પવિત્રતાવાળો. મુમુક્ષુ એટલે બ્રહ્મરૂપે સ્થિતિ કરવાની તીવ્ર ઇચ્છાવાળો. વિધિવત્ શરણે આવેલો એટલે બ્રહ્મવિદ્યાના ગ્રહણમાટે સદ્ગુરુના ચરણકમલના ગ્રહણપૂર્વક "હે પ્રભો ! મને બ્રહ્મનો ઉપદેશ કરો" ઇત્યાદિ પ્રાર્થનાવચનો બોલી સદ્ગુરુને શરણે ગયેલો. શિષ્ય એટલે ઉપદેશ કરવાને યોગ્ય અર્થાત્ વિનયવાળો, ઉત્તમ જાતિવાળાને, ઉત્તમ કર્મવાળાને, ઉત્તમ આચરણવાળાને, અધ્યયનવાળાને વા સગુણબ્રહ્મની ઉપાસનાવાળાને, ને ઉત્તમકુલવાળાને કરેલો બ્રહ્મોપદેશ થોડા સમયમાં ફલીભૂત થવાનો સંભવ હોવાથી જાતિ, કર્મ, આચાર, વિદ્યા ને કુલની પરીક્ષા કરવાનું કહ્યું છે. સદ્ગુરુએ શિષ્યને એક વારજ બ્રહ્મોપદેશ કરવાનો નથી, પણ

જ્યાંસુધી તે શિષ્યને બ્રહ્મના સ્વરૂપનું સ્પષ્ટ ભાન થાય ત્યાંસુધી તેમણે બ્રહ્મનો ઉપદેશ વારંવાર કરવો જોઇએ. ૧

શિષ્યે સદ્ગુરુને શરણે જવું જોઇએ, ને સદ્ગુરુએ તે શિષ્યને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો જોઇએ એમ કહ્યું, તેમાં શ્રુતિનું પ્રમાણ બતાવી તે બ્રહ્મવિદ્યાનું માહાત્મ્ય વર્ણવે છેઃ—

**श्रुतिश्च परीक्ष्य....तत्त्वतो ब्रह्मविद्यां इति । दृढगृहीता हि विद्याऽऽत्मनः श्रेयसे संतत्यै च भवति, विद्यासंततिश्च प्राण्यनुग्रहाय भवति नौरिव नदीं वितीर्षोः । शास्त्रं च यद्यप्यस्मा इमामद्भिःपरिगृहीतां धनस्य पूर्णां दद्यादेतदेव ततो भूय इति ॥ २ ॥**

અને શ્રુતિ પરીક્ષા કરીને [ ત્યાંથી ] વાસ્તવિકરીતે બ્રહ્મવિદ્યાને [ કહેતા હવા. ] ત્યાંસુધી દૃઢ ગ્રહણ કરેલી વિદ્યાજ પોતાના શ્રેયસ્‌ને માટે તથા સંતતિને માટે થાય છે. વળી નદીને તરવાની ઇચ્છાવાળાને વહાણની પેઠે વિદ્યાની સંતતિ ( શિષ્ય-પ્રશિષ્યાદિદ્વારા રક્ષા ) પ્રાણીના અનુગ્રહમાટે થાય છે. શાસ્ત્ર પણ [છે.] જોકે આને આ જલોવડે ધારણ કરેલી ધનથી પૂર્ણ [ પૃથિવી ] આપે, આજ તેથી વધારે [ છે ] ઇતિ.

શિષ્યે સદ્ગુરુનું શરણ ગ્રહણ કરવું જોઇએ, અને સદ્ગુરુએ તેને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો જોઇએ આ અર્થમાં **" परीक्ष्य लोकान् कर्मचितान् ब्रह्मणो निर्वेदमायात् "** ( મુમુક્ષુ કર્મવડે પ્રાપ્ત કરેલા લોકોને જાણીને વૈરાગ્યને પામે, ) ત્યાંથી આરંભીને **" येनाक्षरं पुरुषं वेद सत्यं प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्याम् "** ( જેવડે અવિનાશી ને સત્ય આત્માને

મુમુક્ષુ જાણે છે તે બ્રહ્મવિદ્યાને સદ્‌ગુરુ વાસ્તવિકરીતે કહેતા હવા, )' ત્યાંસુધીની આ શ્રુતિ પણ છે. શિષ્યને બ્રહ્મવિદ્યાનું દઢ ગ્રહણ થાય ત્યાંસુધી સદ્‌ગુરુએ પુનઃ પુનઃ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ તેને શામાટે કરવો જોઇએ એમ શંકા થાય તો તેનું સમાધાન કહે છેઃ-દઢ ગ્રહણ કરેલી બ્રહ્મવિદ્યાજ પોતાના અવિદ્યાદિ દોષરૂપ બંધની નિવૃત્તિમાટે તથા શિષ્યપ્રશિષ્યાદિમાં ચલાવવામાટે સમર્થ થાય છે; અને નદીનો પાર પામવા ઇચ્છનાર મનુષ્યને જેમ તે નદીનો પાર પામવામાં વહાણુ ઉપયોગી થાય છે તેમ બ્રહ્મવિદ્યાનું શિષ્યપ્રશિષ્યાદિદ્વારા સંરક્ષણ સંસારસાગરમાં ડુબતા પ્રાણીઓને બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ કરાવવારૂપ તેમના અનુગ્રહમાટે થાય છે. આ બ્રહ્મવિદ્યા આગળ કહેલા લક્ષણવાળા શિષ્યને આપવાની છે, પણ ગમે તે રીતે આવેલાને ધનાદિના લોભથી તે આપવાયોગ્ય નથી. એમાં શ્રુતિવચન પણ છે. જો કોઇ અપાત્ર આ સમુદ્રથી વીંટાયેલી ને ધનવડે પરિપૂર્ણ પૃથિવી આપે તોપણ તેને આ બ્રહ્મવિદ્યા ન આપવી, તેથી ધનથી પૂર્ણ પૃથિવીના દાનથી પણ આ બ્રહ્મવિદ્યા બહુ શ્રેષ્ઠ છે એમ જાણવું. ૨

જિજ્ઞાસુ મનુષ્ય વિદ્યાના અધ્યયનવડે બ્રહ્મને જાણી શકશે, માટે તેને સદ્‌ગુરુને શરણે જવાની અગત્ય નથી એમ કોઇ શંકા કરે તો તેના સમાધાનમાં કહે છેઃ—

**अन्यथा च ज्ञानप्राप्त्यभावात् आचार्यवान् पुरुषो वेद। आचार्याद्धैव विद्या विदिता। आचार्यः प्लावयिता, तस्य सम्यग्ज्ञानं प्लव इहोच्यत इत्यादिश्रुतिभ्यः। उपदेक्ष्यंति ते ज्ञानमित्यादिस्मृतिभ्यश्च ॥ ३ ॥**

**અને બીજી રીતે જ્ઞાનની પ્રાપ્તિનો અભાવ હોવાથી આચાર્યવાળો પુરુષ જાણે છે, આચાર્યથીજ જાણેલી વિદ્યા [પરમહિતને પ્રાપ્ત કરે છે,] આચાર્ય તારનાર છે. તેમણે આપેલું યથાર્થ જ્ઞાન અહીં હોડી કહેવાય છે, ઇત્યાદિ શ્રુતિઓથી; અને [તેઓ] તને જ્ઞાનનો ઉપદેશ કરશે, ઇત્યાદિ સ્મૃતિઓથી.**

શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુવિના જિજ્ઞાસુને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થતી નથી. આમાં શ્રુતિઓ તથા સ્મૃતિઓ પ્રમાણરૂપ છે. "આચાર્યવાળો જિજ્ઞાસુ પુરુષ બ્રહ્મને જાણે છે," "આચાર્યથીજ પ્રાપ્ત કરેલી બ્રહ્મવિદ્યા પરમહિતને પ્રાપ્ત કરે છે," "આચાર્ય તારનાર છે. તેમણે આપેલું યથાર્થ બ્રહ્મજ્ઞાન આ જગતમાં અવિદ્યારૂપ નદી તરવાની હોડી કહેવાય છે." ઇત્યાદિ શ્રુતિઓથી, અને "શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ પુરુષ તને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરશે," ઇત્યાદિ સ્મૃતિઓથી ઉપર કહેલી વાત સિદ્ધ થાય છે. ૩

બ્રહ્મને જાણવાની ઇચ્છાવાળા શિષ્યને એકવાર બ્રહ્મનો ઉપદેશ કરવાથી તે શિષ્ય બ્રહ્મને જાણી શકશે, માટે સદ્‌ગુરુએ તેને પુનઃ પુનઃ બ્રહ્મનો ઉપદેશ કરવાની આવશ્યક્તા નથી એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

शिष्यस्य ज्ञानाग्रहणं च लिंगैर्बुद्ध्वा अग्रहणहेतूनधर्मलौकिकप्रमादनित्यानित्यवस्तुविवेकविषयासंजातदृढपूर्वश्रुतत्वलोकचिंतावेक्षणजात्याद्यभिमानादींस्तत्प्रतिपक्षैः श्रुतिस्मृतिविहितैरपनयेदक्रोधादिभिः अहिंसादिभिश्च यमैर्ज्ञानाविरुद्धैश्च नियमैः। अमानित्वादिगुणं च ज्ञानोपायं सम्यग्ग्राहयेद् ॥ ४ ॥

મુમુક્ષુ જાણે છે તે બ્રહ્મવિદ્યાને સદ્‌ગુરુ વાસ્તવિકરીતે કહેતા હવા, )' ત્યાંસુધીની આ શ્રુતિ પણ છે. શિષ્યને બ્રહ્મવિદ્યાનું દૃઢ ગ્રહણ થાય ત્યાંસુધી સદ્‌ગુરુએ પુનઃ પુનઃ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ તેને શામાટે કરવો જોઇએ એમ શંકા થાય તો તેનું સમાધાન કહે છે:-દૃઢ ગ્રહણ કરેલી બ્રહ્મવિદ્યાજ પોતાના અવિદ્યાદિ દોષરૂપ બંધની નિવૃત્તિમાટે તથા શિષ્યપ્રશિષ્યાદિમાં ચલાવવામાટે સમર્થ થાય છે; અને નદીનો પાર પામવા ઇચ્છનાર મનુષ્યને જેમ તે નદીનો પાર પામવામાં વહાણું ઉપયોગી થાય છે તેમ બ્રહ્મવિદ્યાનું શિષ્યપ્રશિષ્યાદિદ્વારા સંરક્ષણ સંસારસાગરમાં ડુબતા પ્રાણીઓને બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ કરાવવારૂપ તેમના અનુગ્રહમાટે થાય છે. આ બ્રહ્મવિદ્યા આગળ કહેલા લક્ષણવાળા શિષ્યને આપવાની છે, પણ ગમે તે રીતે આવેલાને ધનાદિના લોભથી તે આપવાયોગ્ય નથી. એમાં શ્રુતિવચન પણ છે. જો કોઇ અપાત્ર આ સમુદ્રથી વીંટાયેલી ને ધનવડે પરિપૂર્ણ પૃથિવી આપે તોપણ તેને આ બ્રહ્મવિદ્યા ન આપવી, તેથી ધનથી પૂર્ણ પૃથિવીના દાનથી પણ આ બ્રહ્મવિદ્યા બહુ શ્રેષ્ઠ છે એમ જાણવું. ૨

જિજ્ઞાસુ મનુષ્ય વિદ્યાના અધ્યયનવડે બ્રહ્મને જાણી શકશે, માટે તેને સદ્‌ગુરુને શરણે જવાની અગત્ય નથી એમ કોઇ શંકા કરે તો તેના સમાધાનમાં કહે છે:—

**अन्यथा च ज्ञानमाप्त्यभावात् आचार्यवान् पुरुषो वेद। आचार्याद्धैव विद्या विदिता। आचार्यः प्लावयिता, तस्य सम्यग्ज्ञानं प्लव इहोच्यत इत्यादिश्रुतिभ्यः। उपदेक्ष्यंति ते ज्ञानमित्यादिस्मृतिभ्यश्च ॥ ३ ॥**

અને બીજી રીતે જ્ઞાનની પ્રાપ્તિનો અભાવ હોવાથી આચાર્યવાળો પુરુષ જાણે છે, આચાર્યથીજ જાણેલી વિદ્યા [પરમહિતને પ્રાપ્ત કરે છે,] આચાર્ય તારનાર છે. તેમણે આપેલું યથાર્થ જ્ઞાન અહીં હોડી કહેવાય છે, ઇત્યાદિ શ્રુતિઓથી; અને [તેઓ] તને જ્ઞાનનો ઉપદેશ કરશે, ઇત્યાદિ સ્મૃતિઓથી.

શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુવિના જિજ્ઞાસુને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થતી નથી. આમાં શ્રુતિઓ તથા સ્મૃતિઓ પ્રમાણરૂપ છે. " આચાર્યવાળો જિજ્ઞાસુ પુરુષ બ્રહ્મને જાણે છે, " " આચાર્યથીજ પ્રાપ્ત કરેલી બ્રહ્મવિદ્યા પરમહિતને પ્રાપ્ત કરે છે, " " આચાર્ય તારનાર છે. તેમણે આપેલું યથાર્થ બ્રહ્મજ્ઞાન આ જગતમાં અવિદ્યારૂપ નદી તરવાની હોડી કહેવાય છે. " ઇત્યાદિ શ્રુતિઓથી, અને " શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ પુરુષ તને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરશે, " ઇત્યાદિ સ્મૃતિઓથી ઉપર કહેલી વાત સિદ્ધ થાય છે. ૩

બ્રહ્મને જાણવાની ઇચ્છાવાળા શિષ્યને એકવાર બ્રહ્મનો ઉપદેશ કરવાથી તે શિષ્ય બ્રહ્મને જાણી શકશે, માટે સદ્‌ગુરુએ તેને પુનઃ પુનઃ બ્રહ્મનો ઉપદેશ કરવાની આવશ્યક્તા નથી એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

शिष्यस्य ज्ञानाग्रहणं च लिंगैर्बुद्ध्वा अग्रहणहेतूनधर्मलौकिकप्रमादनित्यानित्यवस्तुविवेकविषयासंजातदृढपूर्वश्रुतत्वलोकचिंतावेक्षणजात्याद्यभिमानादींस्तत्प्रतिपक्षैः श्रुतिस्मृतिविहितैरपनयेदक्रोधादिभिः अहिंसादिभिश्च यमैर्ज्ञानाविरुद्धैश्च नियमैः। अमानित्वादिगुणं च ज्ञानोपायं सम्यग्ग्राहयेत् ॥ ४ ॥

**વળી શિષ્યના જ્ઞાનના અગ્રહણને લિંગોવડે જાણીને અગ્રહણના હેતુઓ અધર્મ, હમણાનો પ્રમાદ, નિત્ય ને અનિત્ય વસ્તુના વિવેકના વિષયસુધી નહિ પહોંચેલું દૃઢ પૂર્વશ્રુતપણું, લોકચિંતાનો વિચાર, [ને] જાતિ આદિના અભિમાન આદિને શ્રુતિએ ને સ્મૃતિએ વિધાન કરેલા તેના પ્રતિપક્ષોવડે દૂર કરે. અક્રોધાદિવડે, અહિંસાદિ યમોવડે, ને જ્ઞાનના અવિરોધવાળા નિયમોવડે, [ દૂર કરે. ] વળી અમાનીપણાદિ ગુણરૂપ જ્ઞાનના ઉપાયને સારી રીતે ગ્રહણ કરાવે.**

શિષ્યના બ્રહ્મજ્ઞાનના ગ્રહણના અભાવને અને અવળા ગ્રહણને તેના મુખાદિની ચેષ્ટા ને બોલવાની રીતભાતરૂપ ચિહ્નોવડે જાણીને તે ગ્રહણના અભાવના અને વિપરીત ગ્રહણના હેતુઓને શ્રુતિએ ને સ્મૃતિએ વિધાન કરેલા તેને દૂર કરનારા પ્રતિપક્ષોવડે દૂર કરે. અધર્મને એટલે પાપના સંસ્કારોને સૂર્યાદિ દેવોની ઉપાસનાદિના નિયમના ઉપદેશવડે દૂર કરાવવાયોગ્ય છે. શાસ્ત્રાજ્ઞાનો વિચાર નહિ કરતાં ઇચ્છામાં આવે તેમ વર્તવું, ઇચ્છામાં આવે તેમ બોલવું, ને ઇચ્છામાં આવે તે ખાવું, એ રૂપ પ્રમાદ ત્યાગ કરવાયોગ્યના ઉપદેશવડે વા સાવધાનતાવડે દૂર કરાવવાયોગ્ય છે. નિત્ય ને અનિત્ય વસ્તુના વિવેકનો વિષય જે ચેતન ને અચેતનરૂપ ત્યાંસુધી જે પૂર્વે સાંભળેલું વેદાંતશાસ્ત્ર દૃઢ ન થયું હોય તેને નાનાપ્રકારની યુક્તિઓના નિરૂપણવડે દૂર કરીને તે શ્રવણને વિવેક-સુધી પહોંચાડવું. લોકોના વ્યવહારના સારાપણાનો ને નઠારાપણાનો વિચાર ચિત્તના વિક્ષેપનો હેતુ હોવાથી તે ત્યજવાયોગ્ય છે એમ સમજાવી તેનો, ત્યાગ કરાવવો. જાતિ,' કુલ ને વિદ્યા આદિનું અભિમાન આત્મસ્વરૂપના ઉપદેશવડે ત્યજાવવું. અભિમાન આદિને એમાં આદિ એ શબ્દવડે તેની સાથે સંબંધ રાખનારા અન્યને ધિક્કારવું ઇત્યાદિ

વ્યવહારો જાણવા. અક્રોધાદિમાંના આદિ શબ્દવડે અકામાદિનું ગ્રહણ કરાય છે. અહિંસાદિમાંના આદિ શબ્દવડે સત્ય, અસ્તેય, ( ચોરી ન કરવી, ) બ્રહ્મચર્ય ને અપરિગ્રહનું ( મમતાના અભાવનું ) ગ્રહણ કરાય છે. પવિત્રતા, સંતોષ, તપ, સ્વાધ્યાય ને ઈશ્વરભક્તિ નિયમો કહેવાય છે. જ્ઞાનનાં 'અવિરોધવાળાં' આ વિશેષણવડે તીર્થયાત્રા, ચાંદ્રાયણ ને ઉપવાસાદિ જ્ઞાનનિષ્ઠામાં વિક્ષેપ કરનારા નિયમોનું અનાદરણીયપણું દર્શાવ્યું છે. યમ ને નિયમનો ઉપદેશ સર્વ દોષને દૂર કરવાનો સાધારણ ઉપાય છે એમ જાણવું. એવી રીતે બ્રહ્મજ્ઞાનમાં પ્રતિબંધ કરનારને દૂર કરનારાં સાધનોનો ઉપદેશ કરીને હવે જ્ઞાનના ઉદયનાં સાધનોનો ઉપદેશ કરે છેઃ—અમાનીપણું આદિ જ્ઞાનનાં વીશ સાધનોરૂપ જ્ઞાનના સાધનને સારી રીતે દઢ કરાવે. જ્યાંસુધી શિષ્ય કૃતાર્થ ન થાય ત્યાંસુધી સદ્‌ગુરુએ બ્રહ્મનો ઉપદેશ ચાલુ રાખવો જોઇએ. અહીં શિષ્યનાં લક્ષણોનું નિરૂપણ પૂરું થયું. ૪

એવી રીતે આચાર્યના કર્તવ્યને કહીને હવે તત્ત્વજિજ્ઞાસુએ કેવા આચાર્યને શરણે જવું જોઇએ તે જણાવવા આચાર્યનાં લક્ષણોને કહે છેઃ—

आचार्यस्तूहापोहग्रहणधारणशमदमदयानुग्रहादिसम्पन्नो लब्धागमो दृष्टादृष्टभोगेष्वनासक्तस्त्यक्तसर्वकर्मसाधनो ब्रह्मविद् ब्रह्मणि स्थितोऽभिन्नवृत्तो दंभदर्पकुहकशाठ्यमायामात्सर्यानृताहंकारममत्वादिदोषविवर्जितः। केवलपरानुग्रहप्रयोजनो विद्योपयोगार्थी पूर्वमुपदिशेत् ॥ ५ ॥

આચાર્ય તો ઊહથી, અપોહથી, ગ્રહણથી,

**શમથી, દમથી, દયાથી ને અનુગ્રહ આદિથી સંપન્ન; શાસ્ત્ર જાણનાર; દૃષ્ટ (આ લોકના) ને અદૃષ્ટ (પરલોકના) ભોગોમાં આસક્તિરહિત; 'કર્મોનાં [સ્ત્રી આદિ] સર્વે સાધનોને જેમણે ત્યજી દીધાં છે એવા; બ્રહ્મને જાણનારા; બ્રહ્મમાં [અભેદભાવે] સ્થિત; [શાસ્ત્રે કહેલા] આચારનું ઉલ્લંઘન નહિ કરનારા; દંભ, (ધર્મનો ખોટો ડોળ,) ગર્વ, અન્યને ઠગવું, નિષ્ઠુરતા, બીજાને ભ્રાંતિ ઉપજાવવી, કોઇના ગુણોમાં દોષનું કથન કરવું, મિથ્યાભાષણ, દેહાભિમાન ને [શિષ્યાદિમાં] મમતાદિ દોષથી અત્યંતરહિત; કેવલ [સંસારથી ઉદાસ થયેલા] અન્યના અનુગ્રહરૂપ પ્રયોજનવાળા; [ને] વિદ્યાનો [સુપાત્રે] વિનિયોગ 'કરવાની ઇચ્છાવાળા [હોવા જોઇએ. તેઓ] આગળ કહેલું [શિષ્યને] ઉપદેશે.**

ઊહ—શિષ્યની સમજણને અનુકૂલ આવે એવી અપૂર્વ યુક્તિની કલ્પના. અપોહ—શિષ્યે જે મિથ્યા ગ્રહણ કર્યું હોય તેને દૂર કરવાનું સામર્થ્ય, અથવા સિદ્ધાંતના સામા પક્ષના નિરાકરણનું સામર્થ્ય. ગ્રહણ-શિષ્યે કરેલા પ્રશ્નોને શીઘ્ર પોતાની બુદ્ધિમાં લઈ લેવાનું સામર્થ્ય. ધારણ—ગ્રહણ કરી લીધેલા તે પ્રશ્નોના સારાસારના નિશ્ચયપૂર્વક ઉત્તર આપતી વેલા સ્મરણની યોગ્યતાની પ્રાપ્તિ. શમદમનાં લક્ષણ કહેવાઈ ગયાં છે. દયા—દુઃખી પ્રાણીઓપર કરુણા. અનુગ્રહ—દુઃખી પ્રાણીઓનું દુઃખ દૂર કરવાની પ્રવૃત્તિ. અનુગ્રહાદિમાંના આદિ શબ્દથી શરણે આવેલા, વિનયવાળા ને અનુગ્રહ કરેલાના ત્યાગનો અભાવ ગ્રહણ કરાય છે. આગળ કહેલું-હવે પછી કહેવાશે તે વાક્યો. ૫

હવે શરણે આવેલા શિષ્યને ઉપદેશ કરવાનાં વાક્યો કહે છે:—

सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयं यत्र नान्यत् पश्यति आत्मैवेदं सर्वं ब्रह्मैवेदं सर्वं आत्मा वा इदमेक एवाग्र आसीत्सर्वं खल्विदंब्रह्मेत्याद्या आत्मैक्यप्रतिपादनपराः श्रुतिरुपदिश्य च ग्राहयेद्ब्रह्मणो लक्षणम् । य आत्माऽपहतपाप्मा यत्साक्षादपरोक्षाद्ब्रह्म योऽशनायापिपासे नेति नेति अस्थूलमनणु स एष नेति नेति । अदृष्टं द्रष्टृ विज्ञानमानन्दं ब्रह्म सत्यं ज्ञानमनन्तं अदृश्येऽनात्म्ये स वा एष महानज आत्मा अप्राणो ह्यमनाः सबाह्याभ्यंतरो ह्यजः । विज्ञानघन एवानन्तरमबाह्यम् अन्यदेव तद्विदितादथो अविदितादधि आकाशो वै नामेत्यादिश्रुतिभिः ॥ ६ ॥

હે પ્રિયદર્શન ! આ [ જગત્ ઉત્પત્તિની ] પૂર્વે સદ્રૂપજ હતું, એકજ અદ્વિતીય [હતું,] જ્યાં બીજું જોતા નથી, આત્માજ આ સર્વ [છે,] બ્રહ્મજ આ સર્વ [છે,] આગળ આ એક પ્રસિદ્ધ આત્મરૂપજ હતું, નક્કી આ સર્વ બ્રહ્મ [ છે, ] ઇત્યાદિ [ બ્રહ્મનું ને ] આત્માનું એકપણું પ્રતિપાદન કરનારી શ્રુતિઓનો ઉપદેશ કરીને બ્રહ્મનું લક્ષણ ગ્રહણ કરાવે. જે આત્મા પાપથી રહિત [છે,] જે સાક્ષાત્ અપરોક્ષ બ્રહ્મ [છે,] જે ભૂખ ને તરસથી [ રહિત છે, ] આ ( કાર્ય ) નથી, આ ( કારણ ) નથી, સ્થૂલથી વિપરીત [ને] સૂક્ષ્મથી વિપરીત, તે આ [ આત્મા, ] આ ( સાકાર દ્રવ્ય ) નથી, આ ( નિરાકાર દ્રવ્ય ) નથી, અદૃષ્ટ [ છે, આનાથી ભિન્ન ] દ્રષ્ટા [ નથી, ]

વિજ્ઞાનરૂપ [ને] આનંદરૂપ બ્રહ્મ [છે,] સત્યરૂપ, જ્ઞાનરૂપ [ને] અનંતરૂપ [ બ્રહ્મ છે, ] અદૃશ્ય [ ને સ્વરૂપપણાવડે ] સ્વકીયપણાથી રહિત, તેજ આ મહાન્ અજન્મા આત્મા, પ્રાણરહિત, મનથી રહિત, બાહ્ય ને અભ્યંતરસહિત અને અજન્મા, વિજ્ઞાનઘનજ કાર્યરહિત [ને] કારણરહિત, તે જાણેલાથી ભિન્નજ [છે,] અને નહિ જાણેલાથી ઉપર [છે,] આકાશજ નામ[રૂપનો નિર્વાહ કરનાર છે,] ઇત્યાદિ શ્રુતિઓવડે. ૬

પુનઃ પણ નીચેનાં સ્મૃતિવાક્યોવડે બ્રહ્મનું નિરૂપણ કરે છેઃ—

स्मृतिभिश्च न जायते म्रियते वा नादत्ते कस्यचित्पापं यथाकाशस्थितो नित्यं क्षेत्रज्ञं चापि मां विद्धि न सत्तन्नासदुच्यते अनादित्वान्निर्गुणत्वात्समं सर्वेषु भूतेषु उत्तमः पुरुष इत्यादिभिः श्रुत्युक्तलक्षणाविरुद्धाभिः । परमात्मासंसारित्वप्रतिपादनपराभिस्तस्य सर्वेणानन्यत्वप्रतिपादनपराभिश्च ॥ ७ ॥

અને [આત્મા] જન્મતો નથી, મરતો [નથી,] કોઈનું પાપ ગ્રહણ કરતો નથી, જેવી રીતે આકાશમાં રહેલો નિત્ય, વળી મને ક્ષેત્રજ્ઞ જાણ, તે [તત્ત્વ] પ્રકટ કહેવાતું નથી, [ને] અપ્રકટ [પણ કહેવાતું] નથી, અનાદિપણાથી [ને] નિર્ગુણપણાથી, સર્વે ભૂતોમાં સમ [છે, અને] ઉત્તમ પુરુષ [બીજો છે,] ઇત્યાદિ શ્રુતિમાં કહેલાં લક્ષણથી અવિરોધવાળી, પરમાત્માનું અસંસારીપણું પ્રતિપાદન કરનારી, અને તેનું સર્વની [સાથે] અનન્યપણું પ્રતિપાદન કરનારી સ્મૃતિઓવડે [બ્રહ્મનું લક્ષણ ગ્રહણ કરાવે. શ્રુતિએ કહેલા અર્થમાં સ્મૃતિનું ઉદાહરણ

નિશ્ચયની દૃઢતામાટે છે, પણ પ્રમાણપણાની સિદ્ધિને માટે નથી ]

અસંસારીપણું—ત્રણ શરીરથી ને અંતઃકરણની ત્રણ અવસ્થાઓથી રહિતપણું. અનન્યપણું—સર્વના અધિષ્ઠાનરૂપ બ્રહ્મની સાથે એકરૂપપણું. ૭

એવી રીતે ઉપદેશ કરેલા શિષ્યને તેના અજ્ઞાન, સંશય ને વિપર્યયને દૂર કરવાવડે ઉપદેશ કરેલા અર્થમાં બુદ્ધિના નિશ્ચલપણામાટે પુનઃ આચાર્ય પૂછે એમ આચાર્યના કર્તવ્યને કહે છેઃ—

एवं श्रुतिस्मृतिभिर्गृहीतपरमात्मलक्षणं शिष्यं संसारसागरादुत्तितीर्षुं पृच्छेत् । कस्त्वमसि सोम्येति स यदि ब्रूयाद्ब्राह्मणपुत्रोऽदोऽन्वयो ब्रह्मचार्यासं गृहस्थो वेदानीमस्मि परमहंसपरिव्राट्संसारसागराज्जन्ममृत्युमहाग्राहादुत्तितीर्षुरित्याचार्यो ब्रूयात् । इहैव ते सोम्य मृतस्य शरीरं वयोभिरद्यते मृद्भावं वापद्यते ॥ ८ ॥

એવી રીતે શ્રુતિઓવડે ને સ્મૃતિઓવડે જેણે પરમાત્માનું લક્ષણ ગ્રહણ કર્યું છે એવા [ અને ] સંસારસાગરને તરવાને ઇચ્છતા શિષ્યને [ આચાર્ય ] પૂછેઃ–" હે પ્રિયદર્શન ! તું કોણ છે ?" ઇતિ. જો તે કહેઃ–" [ હું ] બ્રાહ્મણનો પુત્ર, આ વંશવાળો, બ્રહ્મચારી વા ગૃહસ્થ હતો, હમણાં પરમહંસ પરિવ્રાજક છું. જન્મમરણરૂપ મોટા મગરવાળા સંસારસાગરને તરવાની ઇચ્છાવાળો છું." ઇતિ. [ તેને ] આચાર્ય કહેઃ–" હે પ્રિયદર્શન ! અહીંજ મરણ પામેલા તારા શરીરને [ ગીધ

આદિ ] પક્ષીઓવડે ભક્ષણ કરાય છે, અથવા [ તે ] માટીના ભાવને પામે છે. ૮

तत्कथं संसारसागरादुत्तिवर्तुमिच्छसीति न हि नद्या अवरे कूले भस्मीभूतो नद्याः पारं तरीष्यतीति । स यदि ब्रूयादन्योऽहं शरीराच्छरीरं तु जायते म्रियते वयोभिरद्यते मृद्भावं चापद्यते शस्त्राग्न्यादिभिश्च विनाश्यते व्याध्यादिभिश्च प्रयुज्यते । तस्मिन्नहं स्वकृतधर्माधर्मवशात्पक्षी नीडमिव प्रविष्टः पुनः पुनः शरीरविनाशे धर्माधर्मवशाच्छरीरांतरं यास्यामि पूर्वनीडविनाशे पक्षीव नीडांतरम् । एवमेवाहमनादौ संसारे देवमनुष्यादितिर्यङ्निरयस्थानेषु स्वकर्मवशादुपात्तमुपात्तं शरीरं त्यजन्नवं नवं चान्यदुपाददानो जन्ममरणप्रबन्धचक्रे घटीयंत्रवत्स्वकर्मणा भ्राम्यमाणः क्रमेणेदं शरीरमासाद्य संसारचक्रभ्रमणादस्मान्निर्विण्णो भगवंतमुपसन्नोऽस्मि संसारचक्रभ्रमणप्रशमायेति । तस्मान्नित्य एवाहं शरीरादन्यः शरीराण्यागच्छन्त्यपगच्छन्ति च वासांसीव पुरुषस्येतीत्याचार्यो ब्रूयात् साध्ववादीः सम्यक्पश्यसि,

તેને કેવી રીતે સંસારસાગરથી તારવાને ઇચ્છે છે ? ઇતિ. નદીને આ કાંઠે રાખરૂપ થયેલો નદીના પારને પામશે નહિજ." ઇતિ. જો તે કહેઃ—"હું શરીરથી ભિન્ન [ છું. ] શરીર તો જન્મે છે, મરે છે, [ ગીધ આદિ] પક્ષીઓવડે ભક્ષણ કરાય છે, અથવા માટીના ભાવને પ્રાપ્ત થાય છે,

તથા શસ્ત્ર ને અગ્નિ આદિવડે વિનાશ પમાડાય છે, અને રોગ આદિની [ સાથે ] જોડાય છે, તેમાં હું પોતાના કરેલા ધર્મને ને અધર્મને લીધે માળામાં પક્ષીની પેઠે પ્રવેશ પામેલો પુનઃ પુનઃ શરીરના વિનાશમાં ધર્મને ને અધર્મને લીધે બીજા શરીરમાં જઇશ, જેમ પૂર્વના માળાના નાશમાં પક્ષી બીજા માળામાં [ જાય તેમ. ] એવી રીતેજ હું અનાદિ સંસારમાં દેવ, મનુષ્યાદિ, પેટે ચાલનાર ને નરકનાં સ્થાનોમાં પોતાનાં કર્મોને લીધે મળેલા મળેલા શરીરને ત્યજતો [ છતો ] ને નવા નવા અન્યને ગ્રહણ કરતો [ છતો ] જન્મમરણના સંબંધવાળા ચક્રમાં ઘડાઓના યંત્રની પેઠે પોતાના કર્મવડે ભમાવાતો ક્રમવડે આ શરીરને પામીને આ સંસારચક્રના ભ્રમણથી કંટાળી ગયેલો સંસારચક્રના ભ્રમણની અત્યંતનિવૃત્તિમાટે ભગવાનને ( આપશ્રીને ) શરણે આવેલો છું. ઇતિ. તેથી હું નિત્યજ [ છું, ] શરીરથી ભિન્ન [ છું, ] પુરુષનાં વસ્ત્રોની પેઠે શરીરો આવે છે, અને જાય છે." ઇતિ. [ તેને ] આચાર્ય કહેઃ-" સારું કહ્યું. યથાર્થ જાણે છે. ૯

તું આવા વિવેકવાળો છતાં તારામાં જે વર્ણ ને આશ્રમ આદિનું અભિમાન છે, તે ભ્રાંતિને લીધે છે એમ કહી શિષ્યના પ્રશ્નને તથા તેના સમાધાનને કહે છેઃ—

कथं मृषाऽवादीर्ब्राह्मणपुत्रोऽद्वोऽन्वयो ब्रह्मचार्यासं गृहस्थो वेदानामस्मि परमहंसपरिव्राडिति स यदि ब्रूयाद्भगवन् कथमहं मृषाऽवादिषमिति । तं प्रति ब्रूयादाचार्यो यतस्त्वं भिन्नजात्यन्वयसंस्कारं शरीरं जात्यन्वयसंस्कारवर्जितस्यात्मनः

प्रत्यभिज्ञासीत्ब्राह्मणपुत्रोऽदोन्वय इत्यादिना वाक्येनेति । स यदि पृच्छेत्कथं भिन्नजात्यन्वयसंस्कारं शरीरं कथं वाऽहं जात्यन्वयसंस्कारवर्जित इत्याचार्यो ब्रूयात् । शृणु सोम्य तदेव यथेदं शरीरं त्वत्तो भिन्नं भिन्नजात्यन्वयसंस्कारं त्वं च जात्यन्वयसंस्कारवर्जित इत्युक्त्वा तं स्मारयेत् स्मर्तुमर्हसि सोम्य परमात्मानं सर्वात्मानं यथोक्तलक्षणं श्रावितोऽसि सदेव सोम्येदमग्र आसीदित्यादिश्रुतिभिः स्मृतिभिश्च लक्षणं च तस्य श्रुतिभिः स्मृतिभिश्च ॥ १० ॥

કેમ મિથ્યા બોલ્યો ? ' [ હું ] બ્રાહ્મણનો પુત્ર, આ વંશવાળો, બ્રહ્મચારી વા ગૃહસ્થ હતો, હમણાં પરમહંસપરિવ્રાજક છું,' એ પ્રમાણે." જો તે કહેઃ-" પ્રભો ! હું કેવી રીતે મિથ્યા બોલ્યો ?" ઇતિ તેના પ્રતિ આચાર્ય કહેઃ-" જેથી તેં [ આત્માથી ] ભિન્ન જાતિ, વંશ ને સંસ્કારવાળા શરીરને જાતિ,-વંશ ને સંસ્કારરહિત આત્મારૂપે [ હું ] બ્રાહ્મણનો પુત્ર આ વંશવાળો, ઇત્યાદિ વાક્યવડે જણાવ્યું." ઇતિ. જો તે પૂછેઃ-" [ આત્માથી ] ભિન્ન જાતિ, વંશ ને સંસ્કારવાળું શરીર કેવી રીતે ? અથવા હું જાતિ, વંશ ને સંસ્કારથી રહિત કેવી રીતે ?" ઇતિ. [ તેને ] આચાર્ય કહેઃ-" તેજ સાંભળ. હે પ્રિયદર્શન ! જેવી રીતે આ શરીર તારાથી ભિન્ન જડતાવાળું, જાતિવાળું, વંશવાળું, ને સંસ્કારવાળું [ છે, ] અને તું જાતિથી, વંશથી ને સંસ્કારથી રહિત [ છે તે કહેવાય છે. ]" એમ કહીને તેને [ આગળ કહેલું ] સ્મરણ કરાવે. " હે

પ્રિયદર્શન ! પૂર્વે કહેલા લક્ષણવાળા સર્વાત્મરૂપ પરમાત્માનું [ તું ] સ્મરણ કરવાને યોગ્ય છે. ' હે પ્રિયદર્શન ! આ [ જગત્] આગળ સદ્રૂપજ હતું, ' ઇત્યાદિ શ્રુતિઓવડે ને સ્મૃતિઓવડે [ તને ] સંભળાવ્યું છે; તથા [ ' જે આત્મા પાપરહિત છે, ' ઇત્યાદિ ] શ્રુતિઓવડે અને [ ' તે આત્મા કદીપણ જન્મ પામતો નથી' ઇત્યાદિ ] સ્મૃતિઓવડે તેનું લક્ષણ [ પણ તને સંભળાવ્યું છે ] ૧૦

કહેલા સ્વરૂપનું સ્મરણ કરાવીને શરીરનું જડપણું, જાતિવાળાપણું, વર્ણવાળાપણું ને સંસ્કારવાળાપણું જણાવવા માટે તેની ઉત્પત્તિના પ્રકારનો ઉપદેશ કરે એમ કહે છેઃ—

लब्धपरमात्मलक्षणस्मृतये ब्रूयात् योऽसावाकाशनामा नामरूपाभ्यामर्थांतरभूतोऽशरीरः । अस्थूलादिलक्षणोऽपहत-पाप्मादिलक्षणश्च सर्वैः संसारधर्मैरनागंधितः ॥ ११ ॥

પરમાત્માના લક્ષણની સ્મૃતિને પામેલા[ તે શિષ્ય ]ને [ આચાર્ય ] કહેઃ-"જે આ આકાશનામવાળો, નામરૂપથી ભિન્ન પદાર્થરૂપ, શરીરરહિત, સ્થૂલ આદિથી ભિન્ન લક્ષણવાળો અને પાપથી રહિત ઇત્યાદિ લક્ષણવાળો, સર્વ સંસારના ધર્મોથી સંબંધ નહિ પામેલ. ૧૧

જેમ પરમાત્મા શરીરાદિથી ભિન્ન છે તેમ જીવ પણ શરીરાદિથી ભિન્ન છે, કેમકે શ્રુતિમાં તે બન્નેનો અભેદ કહ્યો છે, એવા અભિપ્રાયથી આત્માનું સ્વરૂપ કહીને અનાત્માના સ્વભાવનું નિરૂપણ કરે છેઃ—

यत्साक्षादपरोक्षाद्ब्रह्म य आत्मा सर्वांतरोऽदृष्टो द्रष्टाऽश्रुतः श्रोताऽमतो मंताऽविज्ञातो विज्ञाता नित्यविज्ञानस्वरूपोऽनंतरोऽबाह्यो विज्ञानघन एव परिपूर्ण आकाशवदनंतशक्तिरात्मा सर्वस्याशनायादिवर्जित आविर्भावतिरोभाववर्जितश्च । स्वात्मविलक्षणयोर्नामरूपयोर्जगद्बीजभूतयोः स्वात्मस्थयोस्तत्त्वानन्यत्वाभ्यामनिर्वचनीययोः स्वसंवेद्ययोः सद्भावमात्रेणाचिंत्यशक्तित्वाद्व्याकर्ताऽव्याकृतयोः ॥ १२ ॥

જે સાક્ષાત્ અપરોક્ષ બ્રહ્મ [ છે. ] જે આત્મા સર્વની અંતર [ છે. તે ] અદૃષ્ટ [ છતાં ] દ્રષ્ટા, શ્રવણનો અવિષય [ છતાં ] શ્રોતા, મનનો અવિષય [ છતાં ] મનન કરનાર, બુદ્ધિનો વિષય નહિ [ છતાં ] જાણનાર, નિત્યવિજ્ઞાનસ્વરૂપવાળો, કાર્યથી ભિન્ન, કારણથી ભિન્ન, વિજ્ઞાનઘનજ, આકાશની પેઠે પરિપૂર્ણ, અનંતશક્તિવાળો, સર્વનું ( સ્થાવરજંગમ સર્વ જગતનું ) સ્વરૂપ. ભૂખ આદિથી રહિત, ને આવિર્ભાવ તથા તિરોભાવથી રહિત [ છે. તે ] પોતાના સ્વરૂપથી વિલક્ષણ, ( જડ ) જગતના કારણરૂપ, પોતાના સ્વરૂપમાં રહેલ, તત્ત્વથી અનન્યપણાવડે સત્ય ને અસત્યથી વિલક્ષણ પોતાના અનુભવના વિષયરૂપ, [ અને ] અપ્રકટ નામરૂપને સદ્ભાવમાત્રવડે અચિંત્યશક્તિપણાથી પ્રકટ કરનાર [ છે. ] ૧૨

એ આત્મામાં પ્રથમ આકાશ એવું નામ ને રૂપ કલ્પાય છે એમ કહે છેઃ—

ते नामरूपेऽव्याकृते सती व्याक्रियमाणे तस्मादेतस्मा-

दात्मन आकाशनामाकृती संवृत्ते । तथाऽऽकाशाख्यं भूतमनेन प्रकारेण परमात्मनः संभूतं प्रसन्नादिव सलिलान्मलमिव फेनं न सलिलं न च सलिलादत्यन्तं भिन्नं फेनम् सलिलव्यतिरेकेणादर्शनात् । सलिलं तु स्वच्छमन्यच्च फेनान्मलरूपादेवं परमात्मा नामरूपाभ्यामन्यः फेनस्थानीयाभ्यां शुद्धः प्रसन्नः तद्विलक्षणः ते नामरूपेऽव्याकृते सती व्याक्रियमाणे फेनस्थानीये आकाशनामरूपाकृती संवृत्ते ॥ १३ ॥

અપ્રકટ તે નામરૂપ પ્રકટ થવા માંડયાં ત્યારે તે આ આત્માથી આકાશ એવું નામ ને રૂપ થયાં, તેવી રીતે આકાશનામનું ભૂત આ પ્રકારે પરમાત્માથી થયું. જેમ નિર્મલ જલથી મલરૂપ ફીણ તેમ. ફીણ જલ નથી, અને જલના અભાવમાં નહિ દેખાવાથી [ તે ] જલથી અત્યંત ભિન્ન નથી. જેમ જલ મેલરૂપ ફીણથી સ્વચ્છ ને ભિન્ન [ છે, ] તેમ પરમાત્મા ફીણરૂપ નામરૂપથી ભિન્ન, શુદ્ધ, નિર્મલ [ને] તેનાથી વિલક્ષણ [છે.] તે અપ્રકટ નામરૂપ પ્રકટ થવા માંડયાં ત્યારે ફીણરૂપ આકાશ એવું નામ ને રૂપ ઉપજ્યાં. ૧૩

પછી વાયુ આદિ ઉત્પન્ન થયાં એમ કહે છેઃ—

ततोऽपि स्थूलभावमापद्यमाने नामरूपे व्याक्रियमाणे वायुभावमापद्येते ततोऽप्यग्निभावमग्नेरबभावं ततः पृथिवीभावमित्येवंक्रमेण पूर्वपूर्वोत्तरोत्तरानुप्रवेशेन पंचमहाभूतानि पृथिव्यंतानि

समुत्पन्नानि ततः पंचमहाभूतगुणविशिष्टा पृथिवी । पृथिव्याश्च पंचात्मक्यो व्रीहियवाद्या ओषधयो जायन्ते ताभ्यो भक्षिताभ्यो लोहितं शुक्रं च स्त्रीपुंशरीरसंबंधि संभूय तदुभयमृतुकालेऽविद्याप्रयुक्तं बीजं कामखजनिर्मथनोद्भूतं मंत्रसंस्कृतं गर्भाशये निषिच्यते तत्स्वयोनिरसानुप्रवेशेन वर्धमानं गर्भीभूतं नवमे दशमे वा मासि संजायते ॥ १४ ॥

પછી પણસ્થૂલ ભાવને પામેલાં ને પ્રકટ થયેલાં નામરૂપ વાયુભાવને પામે છે. પછી પણ અગ્નિભાવને, અગ્નિથી જલભાવને, પછી પૃથિવીભાવને. એવી રીતે ક્રમવડે પૂર્વપૂર્વના ઉત્તરઉત્તરમાં અનુપ્રવેશ થવાવડે પૃથિવીસુધીનાં પાંચ મહાભૂતો ઉત્પન્ન થયાં. પછી પાંચ મહાભૂતોના ગુણોવાળી પૃથિવી [ ઉપજી. ] પછી પાંચરૂપ ( પંચીકૃત થયેલી ) પૃથિવીથી ડાંગર ને જવ આદિ ઓષધિઓ ઉત્પન્ન થાય છે. ભક્ષણ કરેલી તેઓથી સ્ત્રીના ને પુરુષના સંબંધવાળું લોહી ને વીર્ય ઉપજીને તે બંને ( સ્ત્રીનું લોહી ને પુરુષનું વીર્ય ) ઋતુકાલે અવિદ્યાયુક્ત, બીજરૂપ, કામરૂપ રવૈયાના મથનથી ઉપજેલાં [ ને ] મંત્રવડે સંસ્કારવાળાં કરેલાં ગર્ભાશયમાં સિંચવામાં આવે છે. તે પોતાની યોનિના રસના અનુપ્રવેશવડે વધેલા ગર્ભરૂપ થઈ નવમા અથવા દશમા માસમાં જન્મે છે. ૧૪

પ્રથમ સ્થૂલશરીરનું નિરૂપણ કરીને પછી સૂક્ષ્મશરીરનું ભૌતિકપણું વર્ણવે છેઃ—

तज्जातं लब्धनामाकृतिकं जातकर्मादिभिर्मंत्रैः संस्कृतं पुन-

रुपनयनसंस्कारयोगेन ब्रह्मचारिसंज्ञं भवति। तदेव शरीरं पत्नीसंयोगसंस्कारयोगेन गृहस्थसंज्ञं भवति। तदेव वनस्थसंस्कारेण तापससंज्ञं भवति। तदेव क्रियाविनिवृत्तिनिमित्तसंस्कारेण परिव्राट्संज्ञं भवति। इत्येवं त्वत्तो भिन्नं भिन्नजात्यन्वयसंस्कारं शरीरम्। मनश्चेंद्रियाणि च नामरूपात्मकान्येव अन्नमयं हि सोम्य मन इत्यादिश्रुतिभ्यः कथं चाहं भिन्नजात्यन्वयसंस्कारवर्जित इत्येतच्छृणु योऽसौ नामरूपयोर्व्याकर्ता नामरूपधर्मविलक्षणः स एव नामरूपे व्याकुर्वन् सृष्ट्वेदं शरीरं स्वयं संस्कारधर्मवर्जितो नामरूपे इह प्रविष्टः॥१८॥

જન્મેલું તે નામ ને આકૃતિને પામેલું જાતકર્માદિ મંત્રોવડે સંસ્કાર કરેલું પુનઃ ઉપનયનસંસ્કારના યોગવડે બ્રહ્મચારીનામવાળું થાય છે. તેજ શરીર પત્નીના સંબંધના સંસ્કારના યોગવડે ગૃહસ્થના નામવાળું થાય છે. તેજ વનસ્થના સંસ્કારવડે તપસ્વીના નામવાળું થાય છે. તેજ [ શરીર ] કર્મની અત્યંતનિવૃત્તિના નિમિત્તના સંસ્કારવડે પરિવ્રાજકના નામવાળું થાય છે. ઇતિ. એવી રીતે તારાથી ભિન્ન, જડ જન્મવાળું, વંશવાળું ને સંસ્કારવાળું [ સ્થૂલ ] શરીર [ છે. ] મન તથા ઇંદ્રિયો નામરૂપાત્મકજ ( ભૌતિકજ ) [ છે. ] ' હે પ્રિયદર્શન ! મન અન્નના કાર્યરૂપજ [ છે, ] ' ઇત્યાદિ શ્રુતિઓથી. ' હું કેવી રીતે જડ, જન્મવાળો, વંશવાળો ને સંસ્કારરહિત [ છું ? ] ' એવા આ [ તારા પ્રશ્નનું ઉત્તર ] સાંભળ. જે આ નામરૂપનો

પ્રકટ કરનાર નામરૂપના ધર્મથી વિલક્ષણ [ છે ] તેજ નામરૂપને પ્રકટ કરતો [ છતો ] આ શરીરને રચીને પોતે સંસ્કારના ધર્મથી રહિત અહીં નામરૂપમાં પ્રવેશ પામેલો [ છે. ] ૧૫

પરમાત્માજ જો અહીં પ્રવેશ પામેલા હોય તો તે સર્વને કેમ જણાતા નથી એમ જો શંકા થાય તો તેના સમાધાનમાં કહે છે.-

अन्यैरदृष्टः स्वयं पश्यंस्तथाऽश्रुतः शृण्वन्नमतो मन्वानोऽविज्ञातो विजानन्। सर्वाणि रूपाणि विचित्य धीरो नामानि कृत्वाऽभिवदन्यदास्ते इत्यस्मिन्नर्थे श्रुतयः सहस्रशः। तत्सृष्ट्वा तदेवानुप्राविशदंतः प्रविष्टः शास्ता जनानां स एष इह प्रविष्टः। एष त आत्मा स एतमेव सीमानं विदार्यैतया द्वारा प्रापद्यत एष च सर्वेषु भूतेषु गूढोत्मा सेयं देवतैक्षत हंताहमिमास्तिस्रो देवता इत्याद्याः श्रुतयः। स्मृतयोऽपि। आत्मैव देवताः सर्वाः। नवद्वारे पुरे देही क्षेत्रज्ञं चापि मां विद्धि समं सर्वेषु भूतेषु उपद्रष्टानुमंता च उत्तमः पुरुषस्त्वन्यः अशरीरं शरीरेषु इत्याद्याः स्मृतयः। तस्माज्जात्यन्वयसंस्कारवर्जितस्त्वमिति सिद्धम्॥ १६॥

અન્યોવડે નહિ જણાયેલો પોતે જોતો [ છતો, ] તથા શ્રોત્રનો વિષય નહિ થયેલો સાંભળતો [ છતો, ] મનનો વિષય નહિ થયેલો મનન કરતો [ છતો, ને ] બુદ્ધિનો વિષય નહિ થયેલો જાણતો [ છતો, ] સર્વે શરીરોને રચીને, સર્વનાં નામોને કરીને, [ હું મનુષ્ય એમ ] બોલતો [ છતો ] જે રહે છે, [ આ હું છું એમ તેને જાણ. રચનારનોજ જીવરૂપે પ્રવેશ છે ]

આ અર્થમાં હજારો શ્રુતિઓ [ પ્રમાણરૂપ છે. ] 'તેને રચીને તેમાંજ પ્રવેશ કરતો હવો.' 'અંતરમાં પ્રવેશ પામેલો પ્રાણીઓનો નિયામક [છે.]' 'તે આ આમાં પ્રવેશ પામેલો [છે.]' 'આ તારો આત્મા [અંતર્યામી ને અવિનાશી છે,]' 'તે આ [મસ્તકના ને કપાલના] સંધિનેજ ભેદીને આ (બ્રહ્મરંધ્ર) દ્વારા [દેહમાં] પ્રવેશ પામ્યો.' 'આ સર્વે ભૂતોમાં ગુપ્તરૂપ આત્મા [છે.]' 'તે આ દેવતા અવલોકન કરતી હવી.' 'પ્રિય ! હું આ ત્રણ દેવતા [ છું.]' ઇત્યાદિ શ્રુતિઓ [છે. પરમાત્માજ ક્ષેત્રજ્ઞ છે, આ શ્રુતિએ કહેલા અર્થમાં] સ્મૃતિઓ પણ [છે.] 'આત્માજ સર્વ દેવો [છે.]' 'આત્મા નવ બારણાંવાળા [શરીરરૂપ] નગરમાં.' 'મનેજ ક્ષેત્રને જાણનારો જાણ.' સર્વ ભૂતોમાં સમ [રહેલા.]' 'સમીપ રહીને દ્રષ્ટા ને અનુમતિ આપનાર.' 'ઉત્તમ પુરુષ તો બીજો.' [ને] 'શરીરોમાં શરીરરહિત,' ઇત્યાદિ સ્મૃતિઓ [છે.] તેથી જન્મ, વંશ ને સંસ્કારથી રહિત તું [છે,] આ સિદ્ધ [થયું.]'' ૧૬

કહેલા ઈશ્વરના સ્વરૂપમાં શિષ્યની શંકા તથા તેનું સમાધાન કહે છેઃ—

स यदि ब्रूयादन्य एवाहमज्ञः सुखी दुःखी बद्धः संसार्यन्योऽसौ मद्विलक्षणोऽसंसारी देवस्तमहं बल्युपहारनमस्कारादिभिर्वर्णाश्रमकर्मभिश्चाराध्य संसारसागरादुत्तितीर्षुरस्मि कथमहं स एवेति आचार्यो ब्रूयात् नैवं सोम्य प्रतिपत्तुमर्हसि प्रतिषिद्धत्वाद्भेदप्रतिपत्तेः । कथं प्रतिषिद्धा भेदप्रतिपत्तिरित्यत आह :

ऽसावन्योऽहमस्मीति न स वेद ब्रह्म तं परादाद्योन्यत्रात्मनो ब्रह्म वेद मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यतीत्येवमाद्याः ॥ १७ ॥

જો તે [ શિષ્ય ] કહેઃ–" હું [ પરમાત્માથી ] ભિન્નજ અજ્ઞાની, સુખી, દુઃખી, બંધન પામેલો [ ને ] સંસારી [ છું, અને ] આ પરમાત્મા [ મારાથી ] ભિન્ન, મારાથી વિલક્ષણ [ને] અસંસારી [ છે, ] તેમનું હું બલિ, ભેટ ને નમસ્કારાદિવડે અને વર્ણનાં તથા આશ્રમનાં કર્મોવડે આરાધન કરીને સંસારરૂપ સાગરથી તરવાની ઇચ્છાવાળો છું. હું કેવી રીતે તેજ [ છું ? ] " તો [ તેને ] આચાર્ય કહેઃ–" હે પ્રિયદર્શન ! ભેદજ્ઞાનના નિષિદ્ધપણાથી [ તું ] એવી રીતે જાણવાને યોગ્ય નથી." ભેદનું જ્ઞાન કેવી રીતે નિષિદ્ધ [ છે ? ] આમ [ શંકા થાય ] આથી કહે છેઃ—' આ [ ઉપાસ્ય 'પરમાત્મા ] અન્ય [ છે, અને ઉપાસક ]' હું, અન્ય છું, આમ [ જે જાણે છે ] તે [ વાસ્તવિક ] જાણતો નથી, ' જે પોતાનાથી અન્ય સ્થલે બ્રાહ્મણજાતિને જાણે છે તેને બ્રાહ્મણજાતિ દૂર કરે છે,' [ ને ] ' જે અહીં ( આ બ્રહ્મમાં ) ભેદની પેઠે જાણે છે તે મૃત્યુથી મૃત્યુને પામે છે,' ઇત્યાદિ પ્રકારની [ શ્રુતિઓ ભેદનો નિષેધ કહે છે. ] ૧૭

ભેદદૃષ્ટિવાળાને સંસારની પ્રાપ્તિ થાય છે, અને અભેદદૃષ્ટિવાળાને મોક્ષલાભ થાય છે એમ કહે છેઃ—

१. एता एव श्रुतयो भेदमतिश्चेः संसारगमनं दर्शयंति ।

अभेदप्रतिपत्तेश्च मोक्षं दर्शयंति सहस्रशः । स आत्मा तत्त्वमसीति परमात्मभावं विधायाचार्यवान् पुरुषो वेदेत्युक्त्वा तस्य तावदेव चिरमिति मोक्षं दर्शयंति । अभेदविज्ञानादेव तस्य सत्याभिसंधस्यातस्करस्येव दाहाद्यभाववत्संसाराभावं दर्शयंति दृष्टांतेन भेददर्शनादसत्याभिसंधस्य संसारगमनं दर्शयंति तस्करस्येव दाहादिदृष्टांतेन ॥ १८ ॥

પ્રસિદ્ધ આ શ્રુતિઓ ભેદજ્ઞાનથી સંસારની પ્રાપ્તિ દેખાડે છે, અને હજારો [ શ્રુતિઓ ] અભેદજ્ઞાનથી મોક્ષ દેખાડે છે. 'તે આત્મા [ છે, ' ] ' તે તું છે, ' એમ પરમાત્મભાવને દેખાડીને ' આચાર્યવાળો પુરુષ [ બ્રહ્મને ] જાણે છે, ' એમ કહીને તેને [ ' વિદેહકૈવલ્યમાં ] ત્યાંસુધીજ ઢીલ [ છે, કે જ્યાંસુધી તેનું પ્રારબ્ધ પૂરું થયું નથી, ] ' એમ મોક્ષ દેખાડે છે. અભેદના અનુભવથીજ તે સત્યપ્રતિજ્ઞાવાળાને ચોરી નહિ કરનારાને દાહાદિના અભાવની પેઠે સંસારનો અભાવ દૃષ્ટાંતવડે દેખાડે છે, [ અને ] ભેદદર્શનથી અસત્યપ્રતિજ્ઞાવાળાને ચોરની પેઠે દાહ આદિના દૃષ્ટાંતવડે સંસારમાં ગમન દેખાડે છે. ૧૮

સુષુપ્તિમાં પરમાત્માની સાથે અભેદની પ્રાપ્તિ થયા છતાં પણ તેવા જ્ઞાનના અભાવથી પુનઃ વ્યાઘ્ર આદિ ભાવવડે ઊઠેલાના સંસારના વિચ્છેદનો અભાવ શ્રુતિ દેખાડે છે; ને પરમાત્માની સાથેનું અભેદજ્ઞાનજ મોક્ષનો હેતુ થાય છે એમ પણ તે સૂચવે છે, એવા અભિપ્રાયથી કહે છેઃ—

त इह व्याघ्रो वेत्यादिना चाभेददर्शनात्स स्वराड् भवती-

त्युक्त्वा तद्विपरीतेन भेददर्शनेन संसारगमनं दर्शयंति अथ येऽन्यथाऽतो विदुरन्यराजानस्ते क्षय्यलोका भवंतीति प्रतिशाखम् । तस्मान्मृषैवावादीर्ब्राह्मणपुत्रोऽद्दोऽन्वयः संसारी परमात्मविलक्षण इति । तस्मात्प्रतिषिद्धत्वाद्भेददर्शनस्य भेदविषयत्वाच्च कर्मोपादानस्य कर्मसाधनत्वाच्च यज्ञोपवीतादेः कर्मसाधनोपादानस्य परमात्माभेदप्रतिपत्त्या प्रतिषेधः कृतो वेदितव्यः ॥ १९ ॥

તે અહીં વાઘ અથવા [ સિંહ ] ઇત્યાદિવડે અભેદદર્શનથી તે ચક્રવર્તી થાય છે એમ કહીને તેનાથી વિપરીત ભેદદર્શનવડે સંસારમાં જવું દેખાડે છે. હવે જેઓ આથી બીજી રીતે જાણે છે તેઓ અન્ય રાજાઓવાળા [ ને ] વિનાશી લોકવાળા થાય છે એમ પ્રત્યેક શાખાની [ શ્રુતિઓ કહે છે. ] તેથી [ હું ] બ્રાહ્મણનો પુત્ર, આ વંશવાળો, સંસારી [ ને ] પરમાત્માથી વિલક્ષણ [છું] એમ [તું] મિથ્યાજ બોલ્યો છે. તેથી ભેદદર્શનના તે નિષિદ્ધપણાથી અને કર્મના [સાધનના] ગ્રહણના ભેદને વિષય કરનારપણાથી, તથા યજ્ઞોપવીત આદિના કર્મના સાધનપણાથી, [ તારું કથન મિથ્યા છે. ] કર્મના સાધનના ગ્રહણનો પરમાત્માના અભેદજ્ઞાનવડે નિષેધ કર્યો છે [ એમ ] જાણવું. ૧૯

અભેદના જ્ઞાનમાત્રવડે કેવી રીતે કર્મ ને તેના સાધનના નિષેધની સિદ્ધિ છે ? કર્મથી પણ અભેદનું જ્ઞાન સંભવી શકે છે એમ શંકા કરીને તેનું સમાધાન કહે છે:—

कर्मणां तत्साधनानां च यज्ञोपवीतादीनां परमात्माभेद-

प्रतिपत्तिविरुद्धत्वात् । संसारिणो हि कर्माणि विधीयंते तत्साधनानि च यज्ञोपवीतादीनि न परमात्मनोऽभेददर्शिनः, भेददर्शनमात्रेण च ततोऽन्यत्वम्, यदि कर्माणि कर्तव्यानि न निवर्तयिषितानि तदा कर्मसाधनासंबंधिनः कर्मनिमित्तजात्याश्रमाद्यसंबंधिनश्च परमात्मनश्चात्मनैवाभेदप्रतिपत्तिं नावक्ष्यत्स आत्मा तत्त्वमसीत्येवमादिभिर्निश्चितरूपैर्वाक्यैः भेदप्रतिपत्तिनिंदां च नाभ्यधास्यदेष नित्यो महिमा ब्राह्मणस्यानन्वागतं पुण्येनानन्वागतं पापेनात्र स्तेनोऽस्तेन इत्यादिना ॥ २० ॥

કર્મોના અને તેનાં સાધનો યજ્ઞોપવીત આદિના પરમાત્માના અભેદજ્ઞાનના વિરુદ્ધપણાથી સંસારીઓનેજ (જાતિ આદિના અભિમાનવાળાનેજ) કર્મો અને તેનાં સાધનો યજ્ઞોપવીત આદિ વિધાન કરાય છે, અભેદદર્શી પરમાત્માને નહિ. ભેદદર્શનમાત્રવડેજ [ સંસારીનું ] તેથી (પરમાત્માથી) ભિન્નપણું [છે.] જો કરવાયોગ્ય કર્મો નિવૃત્ત કરવાને ઈચ્છિત ન હોત તો કર્મના સાધનના સંબંધવિનાના અને કર્મમાં નિમિત્તરૂપ જાતિ ને આશ્રમ આદિના સંબંધવિનાના પરમાત્માનું આત્માનીજ સાથે અભેદજ્ઞાન 'તે આત્મા [છે,'] 'તે તું છે,' ઈત્યાદિ નિશ્ચિતરૂપવાળાં વાક્યોવડે ન કહેત, અને '[તે ભેદજ્ઞાની મૃત્યુથી મૃત્યુને પામે છે,' ઈત્યાદિ વાક્યોવડે] ભેદજ્ઞાનની નિંદા ન કહેત 'બ્રહ્મવેત્તાનો આ નિત્ય મહિમા [છે,]' 'પુણ્યની સાથે નહિ સંબંધ પામેલાને', [તથા] 'પાપની સાથે નહિ સંબંધ પામેલાને,' 'અહીં

ઘોર અઘોર' [ થાય છે, ] ઇત્યાદિવડે [ શ્રુતિ પરમાત્માને કર્મો તથા તેનાં ફ્ળોના સંબંધવિનાના પણ ન કહેત. ] ૨૦

કહેલાં વાક્યોનું ક્રમવડે તાત્પર્ય કહે છેઃ—

कर्मासंबंधिस्वरूपत्वं कर्मनिमित्तवर्णाद्यसंबंधरूपतां च नाभ्यधास्यत्कर्माणि च कर्मसाधनानि च यज्ञोपवीतादीनि यद्यपरितित्याजयिषितानि तस्मात्ससाधनं कर्म परित्यक्तव्यं मुमुक्षुणा परमात्माभेददर्शनविरोधादात्मा च परम एव प्रतिपत्तव्यो यथाश्रुत्युक्तलक्षणः । स यदि ब्रूयात् भगवन्दह्यमाने छिद्यमाने वा देहे प्रत्यक्षा वेदनाऽशनायादिनिमित्तं च प्रत्यक्षं दुःखं मम, परश्चात्माऽयमात्माऽपहतपाप्मा विरजो विमृत्युर्विशोकोऽविजिघत्सोऽपिपासः सर्वसंसारधर्मविवर्जितः श्रूयते सर्वश्रुतिस्मृतिषु। कथं तद्विलक्षणोऽनेकसंसारधर्मसंयुक्तः परमात्मानमात्मत्वेन मां च संसारिणं परमात्मत्वेनाग्निमिव शीतत्वेन प्रतिसंपद्येयं ? संसारी च सन्सर्वाभ्युदयनिःश्रेयससाधनेऽधिकृतोऽभ्युदयनिःश्रेयससाधनानि कर्माणि तत्साधनार्थादीनि यज्ञोपवीतादीनि कथं परित्यजेयमिति तं प्रति ब्रूयाद्यदवोचो दह्यमाने छिद्यमाने वा देहे प्रत्यक्षा वेदनोपलभ्यते ममेति ॥ २१ ॥

[ આત્માના ] કર્મના અસંબંધરૂપપણાને તથા કર્મના નિમિત્તરૂપ વર્ણ આદિના અસંબંધરૂપપણાને [ પણ શ્રુતિ ] ન કહેત. કર્મો તથા યજ્ઞોપવીત આદિ કર્મનાં સાધનો જો પરિત્યાગ

કરાવવાને ઇચ્છિત ન હોત તો [ શ્રુતિ એ સર્વ ન કહેત. ] તેથી સાધનસહિત કર્મ પરમાત્માના અભેદજ્ઞાનના વિરોધથી મુમુક્ષુએ પરિત્યાગ કરવાયોગ્ય [ છે, ] અને આત્મા શ્રુતિમાં કહેલાં લક્ષણવાળો પરમ[ આત્મા ]જ જાણવો જોઇએ." તે જો કહેઃ—" હે ભગવન્! શરીર બળવાથી વા છેદાવાથી પ્રત્યક્ષ વેદના અને ભૂખ આદિ નિમિત્તવાળું પ્રત્યક્ષ દુઃખ મને [ થાય છે, ] અને પરમાત્મા 'આ આત્મા પાપરહિત, રજોગુણરહિત, મૃત્યુરહિત, શોકરહિત, ભૂખરહિત, તરસરહિત [ ને ] સર્વ સંસારધર્મથી અત્યંતરહિત' [ એમ ] સર્વ શ્રુતિઓમાં ને સ્મૃતિઓમાં સંભળાય છે. તેનાથી વિલક્ષણ અનેક સંસારધર્મવાળો [ હું ] પરમાત્માને આત્મપણાવડે કેવી રીતે [ જાણું ? ] અને અગ્નિના શીતપણાની પેઠે મને સંસારીને પરમાત્મપણાવડે [ કેમ ] જાણું ? વળી [ હું ] સંસારી હોઇને સર્વ અભ્યુદયના ને નિઃશ્રેયસના સાધનમાં અધિકારવાળો અભ્યુદય ને નિશ્રેયસનાં સાધનો કર્મોનો [ તથા ] તેના સાધનરૂપ પ્રયોજનવાળાં યજ્ઞોપવીત આદિનો કેવી રીતે પરિત્યાગ કરું ? " ઇતિ. તેના પ્રતિ આચાર્ય ] કહેઃ-" [ તેં ] જે કહ્યું [ કેઃ- ] શરીર બળવાથી વા છેદાવાથી મને પ્રત્યક્ષ પીડા પ્રતીત થાય છે. ઇતિ. ૨૨

બળવા આદિની વેદના શરીરમાં છે આત્મામાં નથી એમ કહે છેઃ–

तदसत्, कस्माद्दह्यमाने छिद्यमान इव वृक्ष उपलब्धुरुपलभ्यमाने कर्मणि शरीरे दाहच्छेदवेदनाया उपलब्धुरुपलभ्यमानत्वाद्दाहादिसमानाश्रयैव वेदना। यत्र हि दाहश्छेदो वा क्रियते तत्रैव व्यपदिशति दाहादिवेदनां लोको न वेद-

दाहाद्युपलब्धरीति । कथं, क ते वेदनेति पृष्टः शिरसि मे वेदनोरस्युदर इति वा यत्र दाहादिस्तत्रैव व्यपदिशति न तु व्यपदिशत्युपलब्धरीति । यद्युपलब्धरि वेदना स्यात्तदा वेदनानिमित्तदाहच्छेदादिवेदनाश्रयत्वेनोपदिशेद्दाहाद्याश्रयवत् ॥ २२॥

[ તારું કહેલું ] તે અસત્ [ છે. ] શાથી [ અસત્ છે તે સાંભળ. ] જોનારને જોવામાં આવતા વૃક્ષની પેઠે [ દાહાદિના ] વિષયરૂપ શરીરના બળવાવડે [ વા ] છેદાવાવડે દાહની ને છેદનની પીડાનો જાણનારને અનુભવ થવાથી દાહાદિના સમાન આશ્રયવાળીજ [ તે ] પીડા છે, [ આત્મામાં તે પીડા નથી. ] જ્યાં પ્રસિદ્ધ દાહ અથવા છેદ કરાય છે ત્યાંજ દાહાદિની વેદનાને લોક કથન કરે છે, [ તેથી ] દાહાદિના જાણનારમાં વેદના નથી. ઇતિ. 'તને કયાં કેવી રીતની પીડા [ છે ? ]' એમ પૂછેલો [ મનુષ્ય ] માથામાં અને વેદના [ છે, ] છાતીમાં અથવા પેટમાં [ પીડા છે, ] એમ જ્યાં દાહ આદિ [ હોય છે ] ત્યાંજ કથન કરે છે, પણ જાણનારમાં કથન કરતો નથી. ઇતિ. જો જાણનારમાં પીડા હોય તો દાહાદિના આશ્રયની (શરીરના એક ભાગની) પેઠે પીડાના નિમિત્ત દાહ ને છેદ આદિની પીડાના આશ્રયપણાવડે [ લોક જ્ઞાતાનું ] કથન કરત, [ પણ લોક એવી રીતે કથન કરતા હોય એમ જોવામાં આવતું નથી. આથી દાહ ને છેદાદિની પીડા શરીરના સંબંધવાળી છે. ] ૨૨

ઉપર કહેલી વાતનેજ વિશેષ સ્પષ્ટ કરે છેઃ—

स्वयं च नोपलभ्येत चक्षुर्गतरूपवत्तस्माद्दाहच्छेदादिसमानाश्रयत्वेनोपलभ्यमानत्वाद्दाहादिवत्कर्मभूतैव वेदना भावरूपत्वाच्च साश्रया तंदुलपाकवद्वेदनासमानाश्रय एव तत्संस्कारः। स्मृतिसमानकाल एवोपलभ्यमानत्वाद्वेदनाविषयः। तन्निमित्तविषयश्च द्वेषोऽपि संस्कारसमानाश्रय एव। तथा चोक्तं, "रूपसंस्कारतुल्याधी रागद्वेषौ भयं च यत्। गृह्यते धीश्रयं तस्माज्ज्ञाता शुद्धोऽभयः सदा॥" किमाश्रयाः पुनः रूपादिसंस्कारादय इत्युच्यते यत्र कामादयः, क्व पुनस्ते कामादयः? कामः संकल्पो विचिकित्सेत्यादिश्रुतेर्बुद्धावेव॥ २३॥

જેમ નેત્રમાં રહેલું રૂપ [ નેત્રને પ્રતીત થતું નથી તેમ આત્મામાં રહેલું દુઃખ ] આત્મા નજ ગ્રહણ કરી શકે, તેથી દાહ ને છેદ આદિ સમાનાશ્રયપણાવડે પ્રતીત થનાર હોવાથી દાહ આદિની પેઠે કર્મની (કર્તાના વિષયભૂત શરીરની) સાથે સંબંધ રાખનારી પીડા [ છે. ] વળી ભાવરૂપપણાથી (કાર્યપણાથી) ચોખાના પાકની પેઠે [ વેદના ] આશ્રયવાળી [ છે. તે ] પીડાના સમાનાશ્રયવાળોજ તેનો સંસ્કાર [ છે. ] પીડાનો વિષય સ્મૃતિના તુલ્યકાલમાંજ પ્રતીત થતો હોવાથી [પીડાનો વિષય, આશ્રય, ને સંસ્કાર જડજ છે. ] તેનું (તે પીડાનું) [ જે દાહ ને છેદ આદિ] નિમિત્ત અને [તેનો ] સંબંધનો દ્વેષ પણ સંસ્કારના તુલ્ય આશ્રયવાળોજ (જડના આશ્રયવાળોજ) [ છે. ] વળી [ વૃદ્ધે પણ ] તેમ કહ્યું છેઃ-" રાગ,-દ્વેષ ને જે ભય [ તે ] રૂપના સંસ્કારના

આશ્રયવાળાં ગ્રહણ કરાય છે તેથી જ્ઞાતા [ આત્મા ] સર્વદા પવિત્ર [ ને ] અભય [ છે. ]" પુનઃ રૂપાદિના સંસ્કાર આદિ કયા આશ્રયવાળા [ છે? ] જેમાં કામાદિ [ છે ત્યાં છે ] આ કહેવાય છેઃ- પુનઃ તે કામાદિ ક્યાં [ છે? અનાત્મ પદાર્થની ] ઇચ્છા, સંકલ્પ [ ને ] સંશય ઇત્યાદિ શ્રુતિથી [ તે સર્વ ] બુદ્ધિમાંજ [ છે. ] ૨૩

રૂપાદિના સંસ્કારો બુદ્ધિને આશરે રહ્યા છે એમાં પ્રમાણ કહે છેઃ-

तत्रैव रूपादिसंस्कारादयोऽपि कस्मिन् नु रूपाणि प्रतिष्ठितानीति हृदय इति श्रुतेः। कामा येऽस्य हृदि श्रिताः। तीर्णो हि। असंगो ह्ययं। तद्वा अस्यैतदतिच्छंदा इत्यादिश्रुतिशतेभ्योऽविकार्योऽयमुच्यते अनादित्वान्निर्गुणत्वादित्यादि इच्छाद्वेषादि च क्षेत्रस्यैव विषयस्य धर्मो नात्मन इति स्मृतिभ्यश्च कर्मस्थैवाशुद्धिर्नात्मस्थेति ॥ २४ ॥

'શામાં રૂપો સ્થિત [ છે? ]' એમ [ પૂછે સતે ] 'હૃદયમાં' એમ [ કહ્યું, આ ] શ્રુતિથી તેમાંજ (હૃદયમાંજ) રૂપાદિના સંસ્કારાદિ પણ [ છે. ] 'જે ઇચ્છાઓ આના હૃદયમાં રહેલી [ છે,' 'ત્યારે સર્વે શોકોને ] તરેલોજ [ થાય છે, ]' 'આ [ આત્મા ] અસંગજ [ છે, ]' 'આનું (આ આત્માનું) તે આ પ્રસિદ્ધ કામાદિદોષથી રહિત [ રૂપ છે, ]' ઇત્યાદિ સેંકડો શ્રુતિઓવડે અને 'આ અવિકારી કહેવાય છે,' 'અનાદિપણાથી [ ને ] નિર્ગુણપણાથી,' ઇત્યાદિ સ્મૃતિઓથી ઇચ્છા ને દ્વેષ આદિ વિષયરૂપ ક્ષેત્રનોજ ધર્મ [ છે, ] આત્માનો

[ધર્મ] નથી, આથી [દાહાદિ] અશુદ્ધિ [શરીરાદિરૂપ] વિષયમાંજ રહેલી છે, આત્મામાં રહેલી નથી. ઇતિ. ૨૪

- હવના તથા પરમાત્માનાં અભેદના પ્રકરણનો ઉપસંહાર કરે છે:—

अतो रूपादिसंस्काराद्यशुद्धिसंबंधाभावात्र परस्मादात्मनो विलक्षणस्त्वमिति प्रत्यक्षादिविरोधाभावाद्युक्तं पर एवाहमिति प्रतिपत्तुं । तदात्मानमेवावेदहं ब्रह्मास्मीति । एकधैवानुद्रष्टव्यम् । अहमेवाधस्तात् । आत्मैवाधस्तात् । सर्वमात्मानं पश्येत् । यत्र त्वस्य सर्वं आत्मैवेदं सर्वं यदयमात्मा स एषोऽकलः ॥ २५ ॥

રૂપાદિના સંસ્કાર આદિની અશુદ્ધિના સંબંધના અભાવથી [અને] પ્રત્યક્ષ આદિના વિરોધના અભાવથી પરમાત્માથી તું વિલક્ષણ નથી, આથી પરમાત્માજ હું [છું] એમ જાણવું યુક્ત [છે." તેમાં શ્રુતિવાક્યો કહે છે:-] "તે [બ્રહ્મરૂપ] આત્માનેજ હું બ્રહ્મ છું એમ જાણ્યો,' 'એકસ્વરૂપેજ જાણવાયોગ્ય [છે,]' 'હુંજ નીચે [છું,]' 'આત્માજ નીચે [છે,]' 'તે સર્વરૂપ આત્માને જુએ,' 'જ્યાં (જે અવસ્થામાં) આને સર્વ આત્માજ [થયું,]' 'જે આ સર્વ [તે] આ આત્મા [છે,]' 'તેજ આ [પ્રાણાદિ] કલારહિત [આત્મા.]' ૨૫

अनंतरमबाह्यं । सबाह्याभ्यंतरो ह्यजः । ब्रह्मैवेदं । एतया द्वारा प्रापद्यत । ब्रह्मानस्य नामधेयानि । सत्यं ...

ब्रह्म। तस्माद्वा एतस्मात्। तत्सृष्ट्वा तदेवानुप्राविशत्। एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा ॥ २६ ॥

'કાર્યથી રહિત, કારણથી રહિત,' 'બહાર ને અભ્યંતર-સહિત અજન્માજ [છે,]' 'આ [સર્વે] બ્રહ્મજ [છે,]' 'આ( મસ્તક ને કપાલના સંધિમાં રહેલા છિદ્ર)દ્વાર[illegible] થયો,' 'પ્રજ્ઞાનનાં'નામો [છે,]' 'સત્ય, જ્ઞાન [[illegible] બ્રહ્મ [છે,]' 'તે આ[આત્મા]થી [આકાશ ઉ[illegible] રચીને તેમાંજ અનુપ્રવેશ કરતો હવો,' 'એક[illegible] ગૂઢ, સર્વવ્યાપી [ને] સર્વભૂતોનો અંતરાત્મા

'અંતર પ્રવેશ પામેલો [ને] મનુષ્યોનો નિયામક,' 'હે પ્રિયદર્શન! [ઉત્પત્તિની પૂર્વે આ સર્વ] બ્રહ્મજ [હતું,]' 'તે સત્ય, તે આત્મા, તે તું છે,' ઇત્યાદિ શ્રુતિઓવડે [જીવ તથા બ્રહ્મનો અભેદ સિદ્ધ થાય છે.] ૨૭

કહેલા અર્થમાં સ્મૃતિઓ પણ છે એમ કહે છેઃ—

स्मृतिभ्यश्च पूः माणिनः सर्व एव गुहाशयस्य, आत्मैव देवताः, नवद्वारे पुरे, समं सर्वेषु भूतेषु, विद्याविनयसंपन्ने, अविभक्तं विभक्तेषु, वासुदेवः सर्वमित्यादिभ्यः एक एवात्मा परं ब्रह्म सर्वसंसारधर्मविनिर्मुक्तस्त्वमिति सिद्धम्। स यदि ब्रूयाद्यदि भगवन्ननंतरोऽबाह्यः सबाह्याभ्यंतरो ह्यजः कृत्स्नः प्रज्ञानघन एव सैंधवघनवदात्मा सर्वमूर्तिभेदवर्जित आकाशवदेकरसः तर्हि किमिदं दृश्यते श्रूयते वा साध्यं साधनं साधकश्चेति। श्रुतिस्मृतिलोकप्रसिद्धं वादिशतविप्रतिपत्तिविषय इति ॥२८॥

'[સર્વે] પ્રાણીઓના અંતઃકરણમાં રહેલા [એકજ આત્મા]નાં શરીરો [છે,]' 'આત્માજ દેવતાઓ [છે,]' 'નવદ્વારવાળા શરીરમાં ['રહ્યો છતો,]' 'સર્વે ભૂતોમાં સમ [છે,]' 'વિદ્યા ને વિનયવાળામાં,' 'વિભાગ પામેલાઓમાં વિભાગ નહિ પામેલ,' ને 'વાસુદેવ સર્વે [છે,]' ઇત્યાદિ સ્મૃતિઓવડે એકજ, આત્મા, પરબ્રહ્મ, સર્વે સંસારધર્મથી અત્યંતરહિત તું [છે] એમ સિદ્ધ થયું. તે જો કહેઃ–"હે

ભગવન્ ! 'કાર્યથી રહિત, કારણથી રહિત,' 'બાહ્ય ને અભ્યંતરસહિત અજન્માજ,' 'સૈંધવના ગાંગડાની પેઠે સમગ્ર પ્રજ્ઞાનઘનજ આત્મા,' 'સર્વ આકારના ભેદથી રહિત.' 'આકાશની પેઠે એકરસ [છે,]' તો સાધ્ય, (ગૃહક્ષેત્રાદિ ને સ્વર્ગાદિ,) સાધન, (પ્રતિગ્રહસેવાદિ ને યાગાદિ) ને સાધક (બ્રાહ્મણાદિ) આ કેમ દેખાય છે? વા સંભળાય છે? આથી [આ] શ્રુતિ, સ્મૃતિ ને લોકપ્રસિદ્ધ [ભેદવાળો તથા] સેંકડો વાદીઓના વિવાદનો વિષય [છે.]" ઇતિ. ૨૮

વ્યવહાર અવિદ્યાનો વિષય હોવાથી તેવડે પારમાર્થિક એવું બ્રહ્મ ને આત્માનું એકપણું વિરોધ પામતું નથી એમ સમાધાન આપે છે:—

आचार्यो ब्रूयादविद्याकृतमेतद्यदिदं दृश्यते श्रूयते वा परमार्थतस्त्वेक एवात्मा अविद्यादृष्टेरनेकवदवभासते तिमिरदृष्ट्यानेकचंद्रवत् । यत्र वा अन्यदिव स्यात्, यत्र हि द्वैतमिव भवति तदितर इतरं पश्यति, मृत्योः स मृत्युमाप्नोति अथ यत्रान्यत्पश्यत्यन्यच्छृणोत्यन्यद्विजानाति तदल्पमथ यदल्पं तन्मर्त्यमिति, वाचारंभणं विकारो नामधेयं अनृतं । अन्योऽसावन्योऽहमिति भेददर्शने निंदोपपत्तेरविद्याकृत द्वैतम् । एकमेवाद्वितीयं यत्र त्वस्य को मोहः कः शोक इत्याद्येकत्वविधिश्रुतिभ्यश्चेति यद्येवं भगवन् किमर्थं श्रुत्या साध्यसाधनादिभेद उच्यते । उत्पत्तिः प्रलयश्चेति ॥ २९ ॥

[તેના ઉત્તરમાં] આચાર્ય કહે:-" જે આ દેખાય છે,

વા સંભળાય છે, આ અવિદ્યાનું કાર્ય [ છે. ] પરમાર્થથી તો એકજ આત્મા અવિદ્યાની દૃષ્ટિથી અનેકજેવો પ્રતીત થાય છે. [ જેમ ] પડળવાળી દૃષ્ટિવડે અનેક ચંદ્ર [ જણાય ] તેમ. 'જેમાં અન્યના જેવું થાય,' 'જ્યારે દ્વૈતના જેવું થાય છે ત્યારે બીજો, બીજાને જુએ છે,' 'તે મૃત્યુથી મૃત્યુને પામે છે,' 'પછી જ્યારે અન્યને જુએ છે,'અન્યને સાંભળે છે, [ ને ] અન્યને જાણે છે, તે અલ્પ [ છે, ] અને જે અલ્પ તે મરણધર્મવાળું [ છે. ]' ઇતિ. 'વાણીવડે આરંભ થતું કાર્ય નામમાત્ર [ છે. ]' 'મિથ્યા [ છે. ]' 'આ અન્ય [ છે, ને ] હું અન્ય [ છું, ] એમ ભેદદર્શનમાં નિંદાના સંભવથી અવિદ્યાનું કાર્ય દ્વૈત [ છે. ]' 'એકજ અદ્વિતીય.' 'જ્યારે આને [ સર્વ આત્મા થયું ત્યારે ] શો મોહ? [ ને ] શો શોક?' ઇત્યાદિ એકપણાની વિધિની શ્રુતિઓવડે [ પણ દ્વૈત અવિદ્યાનું કાર્ય છે. ]" [ શિષ્ય પૂછે છેઃ- ] "હે ભગવન! જો એમ [ છે તો ] શ્રુતિવડે શામાટે સાધ્ય ને સાધનાદિનો ભેદ કહેવાય છે? અને ઉત્પત્તિ [ તથા ] પ્રલય [ કહેવાય છે? ]" ઇતિ. ૨૯

તેના સમાધાનમાં કહે છેઃ—

अत्रोच्यते अविद्यावत उपपत्तेः शरीरादिभेदस्येष्टानिष्टयोगिनमात्मानं मन्यमानस्य साधनैरेवेष्टानिष्टप्राप्तिपरिहारोपायविवेकमजानत इष्टप्राप्तिं वानिष्टपरिहारं चेच्छतः शनैस्तद्विषयमज्ञानं निवर्तयितुं शास्त्रम् ॥ ३० ॥

અહીં કહેવાય છેઃ-અવિદ્યાવાળાને [ તેના ] સંભવથી

સહિત અજન્મા, સૈંધવના ગાંગડાની પેઠે પ્રજ્ઞાનઘનજ, [નિ] એકરસ આત્મા આકાશની પેઠે પરિપૂર્ણ [છે,] એવી અહીં એકજ પ્રજ્ઞા પરમાર્થદર્શીની સ્થિર થાય છે. સાધ્ય, સાધન, ઉત્પત્તિ ને પ્રલયાદિના ભેદવડે અપવિત્રતાનો ગંધ પણ [તેમાં] સંભવતો નથી. ૩૧

મુમુક્ષુને કર્મના તથા તેના સાધનના પરિત્યાગમાં કાંઈ પણ અડચણ નથી એમ જણાવે છે:—

तच्चैतत्परमार्थदर्शनं प्रतिपत्तुमिच्छता वर्णाश्रमाद्यभिमानकृतपांक्तरूपपुत्रवित्तलोकैषणादिभ्यो व्युत्थानं कर्तव्यं सम्यक्प्रत्ययविरोधात्तदभिमानस्य भेददर्शनप्रतिषेधार्थोपपत्तिश्चोपपद्यते न ह्येकस्मिन्नात्मन्यसंसारित्वबुद्धौ शास्त्रन्यायोत्पादितायां तद्विपरीता बुद्धिर्भवति न ह्यग्नौ शीतत्वबुद्धिः शरीरे वाऽजरामरणबुद्धिस्तस्मादविद्याकार्यत्वात्सर्वकर्मणां तत्साधनानां च यज्ञोपवीतादीनां परमार्थदर्शननिष्ठेन त्यागः कर्तव्यः ॥ ३२ ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचितायां श्रीउपदेशसहस्र्यां गद्यबन्धे शिष्यप्रतिबोधनविधिर्नाम प्रथमं प्रकरणम् ॥ १ ॥

તે આ યથાર્થજ્ઞાનને પ્રાપ્ત કરવાને ઇચ્છનારે વર્ણ ને આશ્રમ આદિના અભિમાને કરેલ પાંચરૂપ પુત્રની, [સ્ત્રીની, દેવવિત્તની, માનુષ]દ્રવ્યની અને લોકની (આ લોકની, પિતૃલોકની, ને દેવલોકની) વાસનાઓથી રહિતપણું કરવાયોગ્ય [છે,] યથાર્થજ્ઞાનના વિરોધથી તેના (વર્ણાશ્રમાદિના) અભિ-

માનરૂપ ભેદદર્શનના નિષેધના અર્થનો સંભવ સંભવી શકે છે. એક આત્મામાં શાસ્ત્રે ને યુક્તિએ ઉપજાવેલી અસંસારીપણાની બુદ્ધિમાં તેનાથી વિપરીત બુદ્ધિ નથીજ થતી, જેમ અગ્નિમાં શીતપણાનું જ્ઞાન અથવા શરીરમાં વૃદ્ધાવસ્થાથી રહિતતાનું ને મરણથી રહિતતાનુ જ્ઞાન [ થતું ] નથી, તેથી અવિદ્યાના કાર્યપણાથી સર્વ કર્મોનો ને યજ્ઞોપવીત આદિ તેનાં સાધનોનો પરમાર્થજ્ઞાનની નિષ્ઠાવાળાએ ત્યાગ કરવાયોગ્ય [ છે. ] ૩૨

એ પ્રમાણે બ્રહ્મવિદ્યાવાળા પરમહંસોના ને પરિવ્રાજકોના આચાર્ય શ્રીશંકરાચાર્યજીએ રચેલા શ્રીઉપદેશસહસ્રીના ગદ્યબંધમાં શિષ્યના પ્રતિબોધનનો વિધિ એ નામના પહેલા પ્રકરણની શ્રીનાથશર્મવિરચિત ભાવાર્થદીપિકાનામની ગુજરાતી ભાષાની ટીકા પૂરી થઈ. ૧

---

## ૨ અવગતિપ્રકરણ

કોઇ શિષ્ય પોતાના શ્રીસદ્દગુરુને શરણે જઇને તેમને સંસારરૂપ બંધમાંથી મોકળા થવાનો ઉપાય પૂછે છે એમ કહે છેઃ—

सुखमासीनं ब्राह्मणं ब्रह्मनिष्ठं कश्चिद्ब्रह्मचारी जन्मजरामरणलक्षणात्संसारान्निर्विण्णः । मुमुक्षुर्विधिवदुपसन्नः पप्रच्छ । भगवन्कथमहं संसारान्मोक्षिष्ये ? ॥ १ ॥

પ્રસન્નતાપૂર્વક બેઠેલા શ્રોત્રિય [ ને ] બ્રહ્મનિષ્ઠને કોઇ બ્રહ્મવિચારમાં તત્પર, જન્મ, વૃદ્ધાવસ્થા ને મરણરૂપ લક્ષણવાળા સંસારથી ઉદાસ થયેલો, મોક્ષ મેળવવાની તીવ્ર ઇચ્છાવાળો,

[ ને ] વિધિપૂર્વક શરણ થયેલો [ શિષ્ય ] પૂછતો હવો:-" હે ભગવન્ ! હું સંસારથી કેવી રીતે મોક્ષ પામીશ ? १

શિષ્ય પોતાના પ્રશ્નનું સ્પષ્ટીકરણ કરી દેખાડે છે:—

शरीरेंद्रियविषयवेदनावान्जागरिते दुःखमनुभवामि तथा स्वप्ने दुःखमनुभवामीति च पुनः पुनः सुषुप्तिप्रतिपत्त्या विश्रम्य विश्रम्य जाग्रत्स्वप्नयोः दुःखमनुभवामि । किमयमेव मम स्वभावः किंवाऽन्यस्वभावस्य सतो नैमित्तिक इति । यदि अयमेव स्वभावो न मे मोक्षाशा स्वभावस्यावर्जनीयत्वादथ नैमित्तिको निमित्तपरिहारात्स्यान्मोक्षोपपत्तिः । तं गुरुरुवाच । शृणु वत्स न तवायं स्वभावः किंतु नैमित्तिक इत्युक्तः शिष्य उवाच । किं निमित्तं किं वा तस्य निवर्तकं को वा मम स्वभावो यस्मिन्निमित्ते निवर्तिते नैमित्तिकाभावो रोगनिमित्तनिवृत्ताविव रोगी स्वभावं प्रतिपद्येयमिति ॥ २ ॥

શરીર, ઇંદ્રિયો ને વિષયોની વેદનાવાળો (તેમના નિમિત્તની પીડાના અનુભવવાળો) [ હું ] જાગ્રત્‌માં દુઃખનો અનુભવ કરું છું, તથા સ્વપ્નમાં દુઃખનો અનુભવ કરું છું, સુષુપ્તિની પ્રાપ્તિવડે પુનઃ પુનઃ વિશ્રાંતિ લઇ લઇને જાગ્રતમાં અને સ્વપ્નમાં દુઃખનો અનુભવ કરું છું. એવી રીતે શું આ મારો સ્વભાવ [ છે ? ] અથવા બીજાનો સ્વભાવ હોઇને નૈમિત્તિક [ છે ? ] ઇતિ. જો [ આ મારો ] સ્વભાવ [ હોય તો ] સ્વભાવનો નાશ થવાના અસંભવપણાથી મને મોક્ષની [ પ્રાપ્તિની ],

આશા નથી, અને [ જો કોઇ ] નિમિત્તથી [ તે ] પ્રાપ્ત થયેલો હોય [ 'તો ] નિમિત્તના પરિત્યાગથી મોક્ષનો સંભવ [ છે. ]" તેને સદ્ગુરુ કહે છેઃ-" પુત્ર ! સાંભળ. આ તારો સ્વભાવ નથી, પરંતુ નિમિત્તથી પ્રાપ્ત થયેલો [ છે ] એમ કહ્યું [ છે. ]" શિષ્ય કહે છેઃ-" શું નિમિત્ત [ છે ? ] અથવા તેનું નિવર્તક શું [ છે ? ] જેમ રોગી રોગના નિમિત્તની નિવૃત્તિમાં [ પોતાના નીરોગસ્વભાવને પામે છે, તેમ ] જે નિમિત્ત નિવૃત્ત થવાથી નિમિત્તથી થનારાનો અભાવ [ થાય, ને જે ] સ્વભાવને [ હું ] પામું આ મારો કયો સ્વભાવ [ છે ? ]" ૨

સદ્ગુરુ તેનું સમાધાન આપે છેઃ—

गुरुरुवाच । अविद्या निमित्तं विद्या तस्या निवर्तिका अविद्यायां निवृत्तायां तन्निमित्ताभावान्मोक्ष्यसे जन्ममरणलक्षणात्संसारात्स्वप्नजाग्रद्दुःखं च नानुभविष्यसीति। शिष्य उवाच। कासावविद्या किंविषया वा विद्या च काऽविद्यानिवर्तिका यया स्वभावं प्रतिपद्येयेति ।गुरुरुवाच। त्वं परमात्मानं संतमसंसारिणं संसार्यहमस्मीति विपरीतं प्रतिपद्यसे अकर्तारं संतं कर्तेत्यभोक्तारं संतं भोक्तेति विद्यमानं चाविद्यमानमिति इयमविद्या ॥ ३ ॥

શ્રીસદ્ગુરુ બોલ્યાઃ-" અવિદ્યા નિમિત્ત [ છે. ] વિદ્યા ( જ્ઞાન ) તેની નિવૃત્તિ કરનારી [ છે. ] અવિદ્યા નિવૃત્ત થવાથી તે નિમિત્તના અભાવથી [ હું ] જન્મમરણરૂપ લક્ષણવાળા

સંસારથી મોકળો થઇશ, ને સ્વપ્ન તથા જાગ્રત્‌ના દુઃખને નહિ અનુભવ." ઇતિ. શિષ્ય કહે છેઃ–" આ અવિદ્યા કઇ? અને કયા વિષયવાળી -[ છે ? ] તથા અવિદ્યાને નિવૃત્ત કરનારી વિદ્યા કઇ ? જેવડે સ્વભાવને પ્રાપ્ત કરાય " ઇતિ. ગુરુ કહે છેઃ–" તું અસંસારી પરમાત્મા ( પરિપૂર્ણસ્વરૂપ ) છતાં હું સંસારી ( પરિચ્છિન્ન ) છું એમ વિપરીત જાણે છે, અકર્તા છતાં કર્તા એમ, અભોક્તા છતાં ભોક્તા એમ, ને નિત્ય [છતાં] અનિત્ય એમ [ વિપરીત જાણે છે ,] આ આ અવિદ્યા [ તારે આશરે રહેલી, તને વિષય કરનારી, ને તારા અનુભવથી સિદ્ધ છે ]" ૩

શિષ્ય તેમાં શંકા કરે છેઃ—

शिष्य उवाच । यद्यप्यहं विद्यमानस्तथापि न परमात्मा कर्तृत्वभोक्तृत्वलक्षणः । संसारो मम स्वभावः प्रत्यक्षादिभिः प्रमाणैरनुभूयमानत्वान्नाविद्यानिमित्तः, अविद्यायाः स्वात्मविषयत्वानुपपत्तेः,अविद्यानामान्यस्मिन्नन्यधर्माध्यारोपणा यथा प्रसिद्धं रजतं प्रसिद्धायां शुक्तिकायां यथा प्रसिद्धं पुरुषं स्थाणावध्यारोपयति प्रसिद्धं वा स्थाणुं पुरुषे नाप्रसिद्धं प्रसिद्धेऽप्रसिद्धे वा प्रसिद्धं न चात्मन्यनात्मानमध्यारोपयत्यात्मनोऽप्रसिद्धत्वात्तथात्मानमनात्मन्यात्मनोऽप्रसिद्धत्वादेव तं गुरुराह ॥ ४ ॥

શિષ્ય કહે છેઃ—" જોકે હું નિત્ય [ છું, ] તોપણ પરમાત્મા નથી, [ કિંતુ ] કર્તાપણાના તથા ભોક્તાપણાના લક્ષણ

[ छुं. ] प्रत्यक्षादि प्रमाणोवडे अनुभवमां आवतो होवाथी संसार मारो स्वभाव [ छे. ] अविद्याना पोताना स्वरूपना विषयपणाना असंभवथी अविद्यारूप निमित्तवाळो [ संसार ] नथी. अविद्या एटले अन्यमां अन्यना धर्मनी भ्रांति. जेम प्रसिद्ध रूपानी प्रसिद्ध छीपमां, [ ने ] जेम प्रसिद्ध पुरुषनी ठुंठामां भ्रांति करे छे; अथवा प्रसिद्ध ठुंठानी पुरुषमां [ भ्रांति करे छे. ] अप्रसिद्धनी प्रसिद्धमां अथवा अप्रसिद्धमां प्रसिद्धनी [ भ्रांति करता ] नथी. आत्माना अप्रसिद्धपणाथी आत्मामां अनात्मानी भ्रांति करता नथी, तेवी रीते आत्माना अप्रसिद्धपणाथीज आत्मानी अनात्मामां [ भ्रांति करता नथी. ] " तेने सद्गुरु कहे छेः—४

श्रीसद्गुरु उपरनी शंकानुं केवी रीते निराकरण करे छे ते कहे छेः—

न व्यभिचारान्न हि वत्स प्रसिद्धं प्रसिद्ध एवाध्यारोपयतीति नियंतुं शक्यं आत्मन्यध्यारोपणदर्शनात् । गौरोऽहं कृष्णोऽहमिति देहधर्मस्याहंप्रत्ययविषये आत्मन्यहंप्रत्ययविषयस्य आत्मनो देहेऽयमहमस्मीति । शिष्य उवाच । प्रसिद्ध एव तर्ह्यात्माऽहंप्रत्ययविषयतया देहश्चायमिति तत्रैवं सति प्रसिद्धयोरेव देहात्मनोरितरेतराध्यारोपणा स्थाणुपुरुषयोः शुक्तिकारजतयोरिव च । तत्र कं विशेषमाश्रित्य भगवतोक्तं प्रसिद्धयोरितरेतराध्यारोपणेति नियंतुं न शक्यत इति । गुरुरुवाच । शृणु, सत्यं प्रसिद्धौ देहात्मानौ न तु स्थाणुपुरुषाविव वि-

विक्तप्रत्ययविषयतया सर्वलोकप्रसिद्धौ । कथं तर्हि नित्यमेव निरंतराविविक्तप्रत्ययविषयतया ॥ ५ ॥

"વ્યભિચારથી (સર્વત્ર એવો નિયમ નહિ હોવાથી) [તારી શંકા સંભવતી] નથી. હે પુત્ર! આત્મામાં અધ્યારોપના દર્શનથી [લોક] પ્રસિદ્ધનો પ્રસિદ્ધમાંજ આરોપ કરે છે એમ નિયમ કરવાને શક્ય નથી. હું ગોરો [છું,] હું કાળો [છું,] એમ શરીરના ધર્મનો હું એવા જ્ઞાનના વિષયરૂપ આત્મામાં [અને] હું એવા જ્ઞાનના વિષયરૂપ આત્માનો શરીરમાં આ હું છું એમ [આરોપ કરે છે.]" શિષ્ય કહે છેઃ-"ત્યારે હું એવા જ્ઞાનના વિષયપણાવડે આત્મા પ્રસિદ્ધજ [છે,] અને આ દેહ એમ [પ્રસિદ્ધ છે.] ત્યાં એમ હોવાથી પ્રસિદ્ધજ શરીરનો ને આત્માનો પરસ્પર અધ્યાસ ઠુંઠાની ને પુરુષની [પેઠે] અને છીપની ને રૂપાની પેઠે [છે.] તેમાં કયા વિશેષનો આશ્રય કરીને આપે કહ્યું [કે] પ્રસિદ્ધનો પરસ્પર અધ્યાસ [છે] એમ નિયમ કરવાને શક્ય નથી" ઇતિ. શ્રીસદ્‌ગુરુ કહે છેઃ-"સાંભળ. શરીર ને આત્મા પ્રસિદ્ધ [છે, એ] સત્ય [છે,] પણ ઠુંઠાની ને પુરુષની પેઠે પૃથક્ જ્ઞાનના વિષયપણાવડે સર્વ લોકને પ્રસિદ્ધ નથી, ત્યારે કેવી રીતે [પ્રસિદ્ધ છે?] નિત્ય નિરંતર અપૃથક્ જ્ઞાનના વિષયપણાવડે [પ્રસિદ્ધ છે.] ૫

ઉપર કહેલી વાતને સ્પષ્ટ કરીને બતાવે છેઃ—

न ह्ययं देहोऽयमात्मेति विविक्ताभ्यां प्रत्ययाभ्यां देहात्मानौ गृह्णाति यतः कश्चिदत एव हि मोमुह्यते लोक आत्मानात्मविषये एवमात्मा नैवमात्मेति इमं विशेषमाश्रित्यावोचं नैवं

नियंतुं शक्यमिति। नन्वविद्याध्यारोपितं यत्र यत्तदसत्तत्र दृष्टं। यथा रजतं शुक्तिकायां स्थाणौ पुरुषो रज्ज्वां सर्प आकाशे तलमलिनत्वमित्यादि। तथा देहात्मनोरपि नित्यमेव निरंतराविविक्तप्रत्ययतया नेतरेतराध्यारोपणा कृता स्यात् ॥ ६ ॥

જેથી કોઈ [ અજ્ઞાની મનુષ્ય ] આ શરીર [ ને ] આ આત્મા એમ પૃથક્ જ્ઞાનવડે શરીરને ને આત્માને ગ્રહણ કરતા નથી, આથીજ લોક આત્મા ને અનાત્માના સંબંધમાં એવો આત્મા [ છે, ને ] એવો આત્મા નથી એમ મોહ પામે છે. આ વિશેષનો આશ્રય કરીને ' એવી રીતે નિયમ કરવાને શકય નથી,' એમ [અમે] કહ્યું [ છે. ] " શંકાઃ—" જેમાં જે અવિદ્યાવડે કલ્પેલું હોય તેમાં તે મિથ્યા જોયું [ છે, ] જેમ છીપમાં રૂપું, ઠુંઠામાં પુરુષ, દોરડીમાં સાપ, [ અને ] આકાશમાં [ કડાઇનું ] તળાપણું ને [ નીલા રંગરૂપ ] મલિનપણું ઇત્યાદિ. એવી રીતે શરીરના અને આત્માના પણ નિત્યજ નિરંતર અપૃથક્ જ્ઞાનપણાવડે પરસ્પર અધ્યાસ કરેલો નથી. ૬

શિષ્ય પોતાની શંકાને આગળ ચલાવે છેઃ—

तदितरेतरयोर्नित्यमेवाऽसत्त्वं स्यात्। यथा शुक्तिकादिष्वविद्याध्यारोपितानां रजतादीनां शुक्तिकादिषु नित्यमेवात्यंतासत्त्वं तद्विपरीतानां च विपरीतेषु। तद्वद्देहात्मनोरविद्ययैवेतरेतराध्यारोपणा कृता स्यात्। तत्रैवं सति देहात्मनोरसत्त्वं मज्येत। तच्चानिष्टं वैनाशिकपक्षत्वात्। अथ तद्विपर्ययेण देह

आत्मन्यविद्ययाध्यारोपितः, देहस्यात्मनि सति असत्त्वं प्रसज्येत तच्चानिष्टं प्रत्यक्षादिविरोधात्तस्माद्देहात्मानौ नाविद्ययेतरेतरस्मिन्नध्यारोपितौ ॥ ७ ॥

તેમાં ( અધ્યાસ આનવામાં આવે તેમાં ) એકબીજાનું નિત્યજ અસત્પણું થાય. જેમ છીપ આદિમાં અવિદ્યાવડે કલ્પિત રૂપા આદિનું છીપ આદિમાં નિત્યજ અત્યંત અસત્પણું ને તેનાથી વિપરીતોનું વિપરીતોમાં [ અત્યંત અસત્પણું છે, ] તેમ [ જો ] શરીરનો ને આત્માનો અવિદ્યાવડેજ પરસ્પર અધ્યાસ કરેલો હોય તો તેમાં એમ થવાથી શરીરનું ને આત્માનું અસત્પણું પ્રાપ્ત થાય, અને તે વૈનાશિકપક્ષપણાથી અનિષ્ટ [ છે. ] હવે તેનાથી વિપરીતપણાવડે શરીર આત્મામાં અવિદ્યાવડે આરોપિત [ માનીએ તો ] આત્મા છતાં શરીરનું અસત્પણું પ્રાપ્ત થાય, તે પ્રત્યક્ષાદિના વિરોધથી અનિષ્ટ [ છે, ] તેથી શરીર ને આત્મા અવિદ્યાવડે એકબીજામાં આરોપિત નથી.

તેનાથી વિપરીતપણાવડે–એકબીજાના અધ્યાસને બદલે, બેમાંના એકના અધ્યાસના સ્વીકારવડે. ૭

कथं तर्हि वंशस्तंभवन्नित्यसंयुक्तौ नानित्यत्वपरार्थत्वप्रसंगात्संहतत्वात्परार्थत्वमनित्यत्वं च वंशस्तंभादिवदेव । किंच यस्तु परैर्देहेन संहतः कल्पित आत्मा स संहतत्वात्परार्थस्तेनाऽसंहतः परोऽन्यो नित्यसिद्धस्तावत्। तस्यासंहतस्य देहे देहमात्रतयाध्यारोपितत्वेनासत्त्वानित्यत्वादिदोषप्रसंगो भवति। तत्र

निरात्मको देह इति वैनाशिकपक्षप्राप्तिर्दोषः स्यात् ॥ ८ ॥

ત્યારે [ હું મનુષ્ય છું ઇત્યાદિ લોકનો વ્યવહાર ] કેવી રીતે [ થાય છે એમ શંકા થાય તો સાંભળો. તે બંને ( આત્મા ને દેહ ) ] વાંસની ને થાંભલાની પેઠે નિત્ય [ આધારાધેય-ભાવવડે ] સંયોગવાળા [ છે, તેથી તે બંનેનો ગૃહની પેઠે અભેદભાવે વ્યવહાર થાય છે. ] સંહતપણાવડે અનિત્યપણાના ને પરાર્થપણાના પ્રસંગથી વાંસ ને થાંભલા આદિની પેઠે [ આત્માનું ] પરાર્થપણું ને અનિત્યપણું નથીજ, કારણકે જે બીજાઓવડે ( બીજા વાદીઓવડે ) દેહની [ સાથે ] સંઘાત-વાળો કલ્પિત આત્મા [ છે ] તે સંઘાતપણાથી પરાર્થ [ છે, ] તેવડે સંઘાતરહિત, શ્રેષ્ઠ, બીજો, નિત્યસિદ્ધ [ આત્મા ] તો [ છે. ] તે સંઘાતથી ભિન્ન [ સાક્ષી ]ના [ પોતાનામાં કલ્પિત ] શરીરમાં શરીરમાત્રપણાવડે આરોપિતપણાથી અસત્પણા ને અનિત્યપણા આદિના દોષનો પ્રસંગ [ પ્રાપ્ત ] થાય છે. તેમાં ( એકબીજાની ભ્રાંતિના સ્વીકારમાં ) આત્મારહિત શરીર [ છે, ને શરીર-રહિત આત્મા છે, ] આવા શૂન્યવાદીના પક્ષની પ્રાપ્તિનો દોષ થાય છે. ૮

न स्वत एवात्मन आकाशस्येवासंहतत्वाभ्युपगमात्सर्वेणा-संहतः स चात्मेति न निरात्मको देहादिः सर्वः स्यात् ॥ ९ ॥

પોતાની મેળેજ આત્માના આકાશની પેઠે અસંહત-પણાના સ્વીકારથી સર્વવડે તે આત્મા અસંહત નથી, અને દેહાદિ સર્વ આત્મારહિત નથી. ૯

यथाऽऽकाशं सर्वेणासंहतमिति सर्वं न निराकाशं भवत्येवं

तस्मान्न वैनाशिकपक्षप्राप्तिदोषः स्यात् । यत्पुनरुक्तं देहस्यात्मन्यसत्त्वे प्रत्यक्षादिविरोधः स्यादिति तन्न प्रत्यक्षादिभिरात्मनि देहस्य सत्त्वानुपलब्धेः नह्यात्मनि कुंडे बदरं क्षीरे सर्पिस्तिले तैलं भित्तौ चित्रमिव च प्रत्यक्षादिभिर्देह उपलभ्यते । तस्मान्न प्रत्यक्षादिविरोधः । कथं तर्हि प्रत्यक्षाद्यप्रसिद्धात्मनि देहाध्यारोपणा देहे चात्मारोपणा ॥ १० ॥

જેની રીતે આકાશ સર્વવડે સંઘાત નહિ પામેલું [ છે, ] છતાં સર્વે [ પદાર્થ ] આકાશરહિત નથી. એમ [ છે ] તેથી શૂન્યવાદીના પક્ષની પ્રાપ્તિનો દોષ પ્રાપ્ત થતો નથી. પુનઃ જે કહ્યું [ કે ] આત્મામાં દેહના અસત્પણામાં પ્રત્યક્ષાદિનો વિરોધ થશે, ઇતિ, તે [ યોગ્ય ] નથી. પ્રત્યક્ષાદિવડે આત્મામાં શરીરના હોવાની અપ્રતીતિથી કુંડામાં બોરની પેઠે, દૂધમાં ઘીની [ પેઠે, ] તલમાં તેલની [ પેઠે, ને ] ભીંતમાં ચિત્રની [ પેઠે ] પ્રત્યક્ષાદિવડે આત્મામાં દેહ પ્રતીત થતો નથીજ, તેથી પ્રત્યક્ષાદિનો વિરોધ નથી. ત્યારે પ્રત્યક્ષાદિવડે અપ્રસિદ્ધ આત્મામાં દેહાદિનો અધ્યારોપ કેવી રીતે ? અને શરીરમાં આત્માનો આરોપ [ કેવી રીતે ? ] ૧૦

नायं दोषः, स्वभावप्रसिद्धत्वादात्मनो न हि कादाचित्कसिद्धावेवाध्यारोपणा न नित्यसिद्धाविति नियंतुं शक्यं आकाशे तलमलाद्यध्यारोपणदर्शनात् । किं भगवन्, देहात्मनोरितरेतराध्यारोपणा देहादिसंघातकृता अथवाऽऽत्मकृतेति। गुरुरुवाच।

ચેતનરૂપપણાથી સ્વાર્થ [ છું, ], આથી ચેતનરૂપવાળા મેંજ આત્મામાં સર્વે અનર્થના બીજભૂત અધ્યારોપ કર્યો છે." એમ કહેવાયેલા ગુરુ કહે છેઃ-" જો અનર્થના બીજરૂપ અધ્યાસને [ તું ] મિથ્યા જાણે છે તો [ તું તે ] ન કર " [ શિષ્ય કહે છે.-] " હે ભગવન્ ! [ હું ] નહિ કરવાને સમર્થ થતો નથીજ. અન્ય કોઈવડે પ્રેરાયેલો હું સ્વતંત્ર નથી." ઇતિ. ૧૨

न तर्हि अचितिमत्त्वात्स्वार्थस्त्वं येन प्रयुक्तोऽस्वतंत्रः प्रवर्तसे स चितिमान्स्वार्थः संघात एव त्वं । यद्यचेतनोऽहं कथं सुखदुःखवेदनां भवदुक्तं च जानामि । गुरुरुवाच । किं सुखदुःखवेदनाया मदुक्ताचान्यस्त्वं किंवाऽनन्य एवेति । शिष्य ' नाहं तावदनन्यः कस्माद्यस्मात्तदुभयं कर्मभूतं घटादि- ' ।मि । यद्यनन्योऽहं तेन तदुभयं न जानीयां किंतु । सुखदुःखवेदना विक्रिया च स्वार्थैव

यदि देहादिसंघातकृता यदि चात्मकृता किं तत्र स्यात् ॥ ११ ॥

આ દોષ નથી, આત્માના સ્વભાવના પ્રસિદ્ધપણાથી. ક્યારેક પ્રત્યક્ષ હોય તેમાં જ અધ્યારોપ [ થાય છે, ને ] નિત્ય પ્રત્યક્ષ હોય તેમાં [ અધ્યારોપ થતો ] નથી, આ નિયમ કરવાને શક્ય નથી [ અપ્રત્યક્ષ ] આકાશમાં [ પણ કડાઇના ] તળાના ને [ આસમાની રંગરૂપ ] મલિનતા આદિના અધ્યારોપના દર્શનથી " " હે ભગવન્! શરીરનો ને આત્માનો પરસ્પર અધ્યાસ શું શરીરાદિ સંઘાતે કરેલ [ છે ? ] અથવા આત્માએ કરેલો [ છે ? ] " ઇતિ. ગુરુ કહે છે:–" જો દેહાદિ સંઘાતનો કરેલો [ હોય ] અથવા જો આત્માનો કરેલો [ હોય, તો ] તેમાં [ તને ] શો [ લાભ ] થાય છે ? " ૧૧

इत्युक्तः शिष्य आह । यद्यहं देहादिसंघातमात्रस्ततो ममाचेतनत्वात्परार्थत्वमिति न मत्कृता देहात्मनोरितरेतराध्यारोपणा । अथाहमात्मा परोऽन्यः संघाताच्चितिमत्त्वात्स्वार्थ इति मयैव चितिमताऽऽत्मन्यध्यारोपणा क्रियते सर्वानर्थबीजभूता । इत्युक्तो गुरुरुवाच । अनर्थबीजभूतां चेन्मिथ्याऽध्यारोपणां जानीषे मा कार्षीस्तर्हि । नैव भगवन् शक्नोमि न कर्तुम् । अन्येन केनचित्प्रयुक्तोऽहं न स्वतंत्र इति ॥ १२ ॥

એમ કહેવાયેલો શિષ્ય કહે છે:–" જો હું દેહાદિસંઘાતમાત્ર [ હોઉં તો ] તેથી મારા અચેતનપણાથી પરાર્થપણું [ છે, ] આથી શરીરનો અને આત્માનો પરસ્પર અધ્યાસ મારો કરેલો નથી. હવે હું આત્મા સંઘાતથી શ્રેષ્ઠ [ ને ] ભિન્ન [ છું, અને ]

ચેતનરૂપપણાથી સ્વાર્થે [ છું. ], આથી ચેતનરૂપવાળા મેંજ આત્મામાં સર્વ અનર્થના બીજભૂત અધ્યારોપ કર્યો છે." એમ કહેવાયેલા ગુરુ કહે છે:-" જો અનર્થના બીજરૂપ અધ્યાસને [ તું ] મિથ્યા જાણે છે તો [ તું તે ] ન કર." [ શિષ્ય કહે છે:-] "હે ભગવન્! [ હું ] નહિ કરવાને સમર્થ થતો નથીજ. અન્ય કોઈવડે પ્રેરાયેલો હું સ્વતંત્ર નથી." ઇતિ. ૧૨

न तर्हि अचितिमत्त्वात्स्वार्थस्त्वं येन प्रयुक्तोऽस्वतंत्रः प्रवर्तसे स चितिमान्स्वार्थः संघात एव त्वं । यद्यचेतनोऽहं कथं सुखदुःखवेदनां भवदुक्तं च जानामि । गुरुरुवाच । किं सुखदुःखवेदनाया मदुक्ताचान्यस्त्वं किंवाऽनन्य एवेति । शिष्य उवाच । नाहं तावदनन्यः कस्माद्यस्मात्तदुभयं कर्मभूतं घटादिकमिव जानामि । यद्यनन्योऽहं तेन तदुभयं न जानीयां किंतु जानामि तस्मादन्यः सुखदुःखवेदना विक्रिया च स्वार्थैव प्राप्नोति त्वदुक्तं च स्यादनन्यत्वे ॥ १३ ॥

"ત્યારે અચેતનવાળાપણાથી તું પોતાના પ્રયોજનવાળો નથી, જેવડે પ્રેરણા પામેલો [ તું ] અસ્વતંત્ર (પરતંત્ર) પ્રવર્તે છે તે ચેતનવાળો પોતાના પ્રયોજનવાળો [ છે. ] તું સંઘાતજ [છે. ]" "જો હું અચેતન [ હોઉં તો ] સુખદુઃખની વેદનાને ને તમે કહેલાને કેવી રીતે જાણું છું?" શ્રીસદ્‌ગુરુ કહે છે:- "શું સુખદુઃખની વેદનાથી અને મારા કહેલાથી તું અન્ય [ છે? ] કિંવા અનન્યજ [ છે? ]" ઇતિ. શિષ્ય કહે છે:- "હું અનન્ય તો નથી. શાથી [ અનન્ય નથી? ] જેથી વિષયરૂપ

